ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ગ્રંથમાળા.

ભાલણસુત ઉદ્ધવ કવિ કૃત

# રામાયણ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ

શ્રીમંત મહારાજ સયાજીરાવ ફંડમાંથી,

રા. સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

તથા

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી,

એમની પાસે અનેક પ્રતો ઉપરથી ટીકા સહિત સંશોધન કરાવી છપાવી પ્રસિદ્ધ કર્યું.



અમદાવાદ—"આર્યોદય પ્રેસ"માં છાપ્યું.

સંવત્ ૧૯૫૦—સને ૧૮૯૩

કીમત રૂ. ૧-૧૨-૦

# પ્રસ્તાવના.

જૂનામાં જૂનાં ઐતિહાસિક કાવ્યોમાં રામાયણ તથા મહાભારત એ બે પ્રસિદ્ધ છે. ઘણાંક કાવ્યો, નાટકો, આખ્યાયિકાઓ, અને એવાંજ પુસ્તકોનાં મૂળ એ બે મહાન્ ગ્રંથોમાંથી નીકળી આવેછે. પાછળના વખતમાં જે જે સંસ્કૃત પ્રાકૃત ભાષાના ગ્રંથો લખનાર કવિઓ થયાછે, તેમનો ન ખૂટે એવો ખજાનો બહુધા એ બેજ ગ્રંથો છે. કથાસરિત્સાગર જેવા ગ્રંથોએ પણ તે પછીના કવિઓને ખોરાક આપ્યો છે ખરો; તથાપિ આ બે મહાકાવ્યોનો બદલો તેમનાથી વળી શકયો નથી. રામાયણની કથા અને પાંડવકૌરવની કથાથી હિંદુસ્તાનમાંના થોડાજ લોક અજાણ્યા હશે. છેક નાનાં ગામડાંના અભણ લોકોમાં પણ આ લોકપ્રિય ઇતિહાસની વાતો થોડી ઘણી પણ જાણીતી હોયછે. કથા કહેનારા માણભટો અને વ્યાસજીઓ પ્રાકૃત સંસ્કૃત ગ્રંથોની કથા મોઢેથી કે પુસ્તક વાંચીને સાજ સાથે કે તે વિના ઠામ ઠામ કહેતા નજરે પડેછે. તેઓનો મુખ્ય વિષય મહાભારત કે રામાયણ હોયછે.

આ ગ્રંથોની એટલી બધી લોક પ્રિયતા શામાટે છે, એ વિષે વિશેષ સમર્થન નહિ કરીએ તોપણ ચાલે એમ છે. બન્ને ગ્રંથોમાં વીરરસ પ્રધાન છે, અને બીજા રસો કરતાં વીરરસ મનુષ્યના હૃદયમાં વિશેષ પ્રશંસાની વૃત્તિને ઉસ્કેરનારો છે, તેથી સૌને તે રસની કથાઓ પસંદ પડેછે. ધર્મ તરફ પ્રીતિ અને અધર્મ તરફ દ્વેષ એ મનુષ્ય માત્રની સ્વાભાવિક પવિત્ર વૃત્તિ છે. આ વૃત્તિને ઉત્તેજન વીરરસ કાવ્યથી મળેછે. વીરરસ ઉપરાંત અનેક જાતના બોધ મળે એવાં દૃષ્ટાંત, નીતિ ધર્મ આચરણ ઉપર અસર કરે એવાં વર્ણન, અને નવેરસ જેમાં સમાયલાછે એવો કથા ભાગ હોવાથી લોકો એવા ગ્રંથોને બહુ ચહાયછે. રામાયણમાં રામ અને મહાભારતમાં યુધિષ્ઠિર સાક્ષાત્ ધર્મસ્વરૂપ વર્ણ્યાછે. બન્નેને વનવાસ કષ્ટ વેઠવું પડ્યુંછે. બન્નેની સ્ત્રીઓનું વનમાંથી હરણ થયુંછે. અને બન્ને હરણ કરનારનો પરાજય કરી વિજયી થયાછે. એમ છતાં રામનું ધર્માત્માપણું વિશેષ વર્ણાયલું છે. તેમ મહાભારત કરતાં રામાયણ અતિપ્રાચીન ગ્રંથ પણ છે.

એમ કહે છે કે રામનો જન્મ થતા પહેલાં વાલ્મિકી મુનિએ રામાયણનો ગ્રંથ લખી મૂકયો હતો. એ વાત કેમ બની હશે એ બાજુપર રાખી આપણે એ કાવ્યનું અવલોકન કરીએ છીએ તો તેમાં આપણને

અદ્‌ભુત રચના કરેલી માલૂમ પડેછે. કથાનાં મૂખ્ય પાત્રો રામ, લક્ષ્મણ, સીતા, હનુમાન, વગેરેના એવા ઉચ્ચ ભાવ વર્ણ્યા છે કે તેમના વિષે શ્રોતાઓની પૂજ્યબુદ્ધિ થયા વિના રહે નહિ. પ્રતિનાયક રાવણને પણ એવો ચીતર્યો છે કે શ્રોતા તેને બળવાન વીર પરંતુ દુરાચારી અભિમાની પોતાની મેળેજ કલ્પી શકેછે. એ સૌમાં રામને તો એવા ઉત્તમ વર્ણ્યા છે કે જેથી લોકોની તેમને વિષે ઈશ્વિર બુદ્ધિજ થઇ ગઇ છે. અને એ ઇશ્વરતા એટલી સર્વ માન્ય અને પ્રબળ થઈ ગઇ છે કે હજી પણ સહુ લોકો રામ લક્ષ્મણ સીતા અને હનુમાનને દેવ તરીકે ભજેછે અને પૂજે છે. રામ નામનો મોટો મહિમા મનાય છે. રામનામ તારક મંત્ર ગણાય છે. તથા રામ ભક્તિ સૌથી શ્રેષ્ટ ગણાય છે.

શા માટે રામાયણનો ગ્રંથ આટલો બધો પ્રસિદ્ધ અને લોકપ્રિય છે તે વાંચનારને સમજાયું હશે. રામાયણ એટલે ઇતિહાસ કે કાવ્યનો ગ્રંથ નહિ પણ ધર્મનો ગ્રંથ છે, એમ ઘણા લોકો માને છે. રામાયણ સાંભળવાથી પાપ નાશ પામેછે તથા રામભક્તિ ઉત્પન્ન થઈ મોક્ષ મળેછે એમ ઘણા સમજેછે. રામાયણનું પારાયણ કરવામાં, તેનું ગાન કરવામાં, તેની કથા શ્રવણ કરવામાં, તે બીજાને સંભળાવવામાં, તથા તેનાં આખ્યાન લખવામાં કે રચવામાં મહત્પુણ્ય થાયછે એમ તેઓ કહેછે. એક પંડિત કહેછે કે

"तार्किकाघटपटेतिघटेरन्
शाब्दिकाः खफछठेतिरटेयुः ।
मादृशैस्तुसततंस्मरणीयौ
रामचंद्र चरणौरमणीयौ ॥

"અર્થ—નૈયાયિકો "ઘટ, પટ," એ પ્રમાણે ભલે ઘટાવ્યા કરો, તથા વૈયાકરણો ख, फ, छ, ठ, એ રીતે ભલે બોલ્યા કરો, પરંતુ મારા સરખાઓ તો નિરંતર શ્રીરામચંદ્રનાં રમણિક ચરણનું સ્મરણ કરવું, એજ શ્રેયસ્કર છે."

વાલ્મિકી રામાયણ વિના બીજો એક અધ્યાત્મ રામાયણ નામે વ્યાસ મહાત્માનો રચેલો પણ રામાયણનો ગ્રંથ છે; તથા બીજા પણ નાના મોટા રામાયણની કથાના ગ્રંથો સંસ્કૃત ભાષામાં અનેક છે. મરાઠી ભાષામાં પણ રામાયણનાં પુસ્તકો છે તથા હિંદી ભાષામાં પણ છે. હિંદીમાં તુળસીદાસનું

કરેલું રામાયણ કાવ્ય ઘણું ઉત્તમ તથા સુપ્રસિદ્ધ છે. ગૂજરાતી ભાષામાં પણ વડોદરાના ગિરિધર કવિકૃત રામાયણ સર્વત્ર પ્રસિદ્ધ છે. વિષ્ણુદાસે રામાયણ લખ્યું છે, એમ કોઇ કહેછે, પણ તે ગ્રંથ અમને ઉપલબ્ધ થયો નથી. કદાચ તે વિષ્ણુદાસ, જેણે રામાયણનો ઉત્તરકાંડ લખ્યો છે તે, ભાલણનો પુત્ર પણ હોય. બીજા કોઇએ રામાયણ રચ્યું હશે એમ ભાગ્યેજ કોઇ જાણતું હશે. પ્રખ્યાત ભાલણ કવિના પુત્ર ઉદ્ધવનું રચેલું આ રામાયણ અમે પ્રસિદ્ધ કર્યું છે. ગિરિધરના રામાયણ કરતાં આ ઘણું મોટું છે. ગિરિધરે રામાયણ રચવામાં તુળસીદાસના રામાયણનો આધાર લીધો હોય એમ લાગે છે; પણ આ ગ્રંથ તો મૂળ વાલ્મિકી કવિના રચેલા રામાયણ ઉપરથી કર્યો હોય તેવો છે. વાલ્મિકીનું આ ભાષાંતર તો નથીજ, પરંતુ તેમાંના તમામ પ્રસંગ યથાસાંગ આ કાવ્યમાં કવિએ વર્ણ્યા છે. રામાયણમાં આડકથાઓ ઘણી છે, તે કેટલાક કવિએ છોડી દીધી છે, પણ આ ગ્રંથમાં ઉદ્ધવે તેમ કર્યું દેખાતું નથી.

ઉદ્ધવકવિ ભાલણનો પુત્ર છે એવું આ ગ્રંથમાં દરેક કાંડની અંતે લખ્યું છે. જેમ અયોધ્યાકાંડની અંતે,—

"અયોધ્યાકાંડ કહે સાંભળે, તેને હોય વૈકુંઠ વાસ;
કર જોડીને વીનવે, ભાલણ સુત ઉદ્ધવદાસ."

અરણ્યકાંડની અંતે.—

"અરણ્યકાંડ થયું પરિપૂરણ, સુણતાં (સઘળી) પહોચે આશ;
કરજોડીને વીનવે, ભાલણસુત ઉદ્ધવદાસ."

કિષ્કિંધાકાંડની અંતે,—

"ભાલણસુત ઉદ્ધવદાસ, આશ એક રઘુનાથની રે;
મનસા ધરો મહારાજ, સેવકજન સાથની રે."

સુંદરકાંડની અંતે,—

"રામકથારસ પાવન પીતાં, ઉપજે અતિઉલ્લાસ;
કર જોડીને વીનવે, ભાલણસુત ઉદ્ધવદાસ."

પ્રાચીનકાવ્યમાળામાં ભાલણનું ચરિત્ર આપેલું છે તેમાં લખ્યું છે કે ભાલણને ત્રણ પુત્ર હતા તેમાંનો એક ભીમભટ્ટ કરીને હતો, તેણે ઉદ્ધવના નામથી રામાયણ લખ્યુંછે. ભલે કદાચ તે ભીમભટ્ટ અને આ ઉદ્ધવ એકજ

અદ્દ્ભુત રચના કરેલી માલમ પડેછે. કથાનાં મૂખ્ય પાત્રોં રામ, લક્ષ્મણ, સીતા, હનુમાન, વગેરેના એવા ઉચ્ચ ભાવ વર્ણ્યા છે કે તેમના વિષે શ્રોતાઓની પૂજ્યબુદ્ધિ થયા વિના રહે નહિ. પ્રતિનાયક રાવણને પણ એવો ચીતર્યો છે કે શ્રોતા તેને બળવાન વીર પરંતુ દુરાચારી અભિમાની પોતાની મેળેજ કલ્પી શકેછે. એ સૌમાં રામને તો એવા ઉત્તમ વર્ણ્યા છે કે જેથી લોકોની તેમને વિષે ઈશ્વર બુદ્ધિજ થઇ ગઇ છે. અને એ ઇશ્વરતા એટલી સર્વ માન્ય અને પ્રબળ થઈ ગઇ છે કે હજી પણ સહુ લોકો રામ લક્ષ્મણ સીતા અને હનુમાનને દેવ તરીકે ભજેછે અને પૂજે છે. રામ નામનો મોટો મહિમા મનાય છે. રામનામ તારક મંત્ર ગણાય છે. તથા રામ ભક્તિ સૌથી શ્રેષ્ઠ ગણાય છે.

શા માટે રામાયણનો ગ્રંથ આટલો બધો પ્રસિદ્ધ અને લોકપ્રિય છે તે વાંચનારને સમજાયું હશે. રામાયણ એટલે ઇતિહાસ કે કાવ્યનો ગ્રંથ નહિ પણ ધર્મનો ગ્રંથ છે, એમ ઘણા લોકો માને છે. રામાયણ સાંભળવાથી પાપ નાશ પામેછે તથા રામભક્તિ ઉતપન્ન થઈ મોક્ષ મળેછે એમ ઘણા સમજેછે. રામાયણનું પારાયણ કરવામાં, તેનું ગાન કરવામાં, તેની કથા શ્રવણ કરવામાં, તે બીજાને સંભળાવવામાં, તથા તેનાં આખ્યાન લખવામાં કે રચવામાં મહત્પુણ્ય થાયછે એમ તેઓ કહેછે. એક પંડિત કહેછે કે

"तार्किकाघटपटेतिघटेरन्
शाब्दिकाः खफछठेतिरटेयुः ।
माद्दशैस्तुसततंस्मरणीयौ
रामचंद्र चरणौरमणीयौ ॥

"અર્થ—નૈયાયિકો "ઘટ, પટ," એ પ્રમાણે ભલે ઘટાવ્યા કરો, તથા વૈયાકરણો ख, फ, छ, ठ, એ રીતે ભલે બોલ્યા કરો, પરંતુ મારા સરખાએ તો નિરંતર શ્રીરામચંદ્રનાં રમણિક ચરણનું સ્મરણ કરવું, એજ શ્રેયસ્કર છે."

વાલ્મિકી રામાયણ વિના બીજો એક અધ્યાત્મ રામાયણ નામે વ્યાસ મહાત્માનો રચેલો પણ રામાયણનો ગ્રંથ છે; તથા બીજા પણ નાના મોટા રામાયણની કથાના ગ્રંથો સંસ્કૃત ભાષામાં અનેક છે. મરાઠી ભાષામાં પણ રામાયણનાં પુસ્તકો છે તથા હિંદી ભાષામાં પણ છે. હિંદીમાં તુળસીદાસનું

કરેલું રામાયણ કાવ્ય ઘણું ઉત્તમ તથા સુપ્રસિદ્ધ છે. ગૂજરાતી ભાષામાં પ-ણ વડોદરાના ગિરિધર કવિકૃત રામાયણ સર્વત્ર પ્રસિદ્ધ છે. વિષ્ણુદાસે રામાયણ લખ્યું છે, એમ કોઇ કહેછે, પણ તે ગ્રંથ અમને ઉપલબ્ધ થયો નથી. કદાચ તે વિષ્ણુદાસ, જેણે રામાયણનો ઉત્તરકાંડ લખ્યો છે તે, ભાલણનો પુત્ર પણ હોય. બીજા કોઇએ રામાયણ રચ્યું હશે એમ ભાગ્યેજ કોઇ જાણતું હશે. પ્રખ્યાત ભાલણ કવિના પુત્ર ઉદ્ધવનું રચેલું આ રામાયણ અમે પ્રસિદ્ધ કર્યું છે. ગિરિધરના રામાયણ કરતાં આ ઘણું મોટું છે. ગિરિધરે રામાયણ રચવામાં તુળસીદાસના રામાયણનો આધાર લીધો હોય એમ લાગે છે; પણ આ ગ્રંથ તો મૂળ વાલ્મિકી કવિના રચેલા રામાયણ ઉપરથી કર્યો હોય તેવો છે. વાલ્મિકીનું આ ભાષાંતર તો નથીજ, પરંતુ તેમાંના તમામ પ્રસંગ યથાસાંગ આ કાવ્યમાં કવિએ વર્ણ્યા છે. રામાયણમાં આડકથાઓ ઘણી છે, તે કેટલાક કવિએ છોડી દીધી છે, પણ આ ગ્રંથમાં ઉદ્ધવે તેમ કર્યું દેખાતું નથી.

ઉદ્ધવકવિ ભાલણનો પુત્ર છે એવું આ ગ્રંથમાં દરેક કાંડની અંતે લખ્યું છે. જેમ અયોધ્યાકાંડની અંતે,—

"અયોધ્યાકાંડ કહે સાંભળે, તેને હોય વૈકુંઠ વાસ;
કર જોડીને વીનવે, ભાલણ સુત ઉદ્ધવદાસ."

અરણ્યકાંડની અંતે.—

"અરણ્યકાંડ થયું પરિપૂરણ, સુણતાં (સઘળી) પહોચે આશ;
કરજોડીને વીનવે, ભાલણસુત ઉદ્ધવદાસ."

કિષ્કિંધાકાંડની અંતે,—

"ભાલણસુત ઉદ્ધવદાસ, આશ એક રઘુનાથની રે;
મનસા ધરો મહારાજ, સેવકજન સાથની રે."

સુંદરકાંડની અંતે,—

"રામકથારસ પાવન પીતાં, ઉપજે અતિઉલ્લાસ;
કર જોડીને વીનવે, ભાલણસુત ઉદ્ધવદાસ."

પ્રાચીનકાવ્યમાળામાં ભાલણનું ચરિત્ર આપેલું છે તેમાં લખ્યું છે કે ભાલણને ત્રણ પુત્ર હતા તેમાંનો એક ભીમભટ્ટ કરીને હતો, તેણે ઉદ્ધવના નામથી રામાયણ લખ્યુંછે. ભલે કદાચ તે ભીમભટ્ટ અને આ ઉદ્ધવ એક-

જ પુરૂષ હોય; એમ છતાં યુદ્ધકાંડની અંતે જે ભીમજી લખ્યોછે તે કોઇ બીજોજ હોવો જોઇએ. યુદ્ધકાંડની અંતે લખ્યું છે કે—

"ગુર્જર ભાષાએ કહ્યું, બુધસાર મધુસૂદન;
કર્ણપુર ગ્રામ તાતનું, મોસાલ પાટણપુર પાવન.
જ્ઞાત સર્વ ભટ વર્તિયો, વાગ્ વાણીનો દાસ;
તેની પુત્રીને પુત્રે કહ્યું, કહી કથા ભીમજી વ્યાસ.
જ્ઞાત રામસ્થળ વાડવ વારૂ, મુજાલદે નામે વ્યાસ;
તેના કુળમાં રામજી, મુખે શારદાનો વાસ.
હરખા સ્ત્રી તેને સાધવી, કુંવર જન્મ્યા ચાર;
તે માંહે એક ભીમજી, યુદ્ધકાંડ સંભળાવ્યું સાર.
પ્રાકૃત ભાષાએ સુણીને, કહ્યું મધુસૂદન
સંવતસોળ સત્યાશીએ, ફાલ્ગુન વદી તૃતીયાદિન.
ગુરૂવાર તે દિવસ હતો, પૂરણ ગ્રંથ કર્યો સહી;
સત્તાવન કડવાં કર્યાં, સાડી અઠ્ઠાવીસેં ચોપાઈ કહી.
સાંભળતાં સુખ ઊપજે, પાતક સઘળાં જાય;
વાગ્વાણી પ્રસાદે રામજીના ગુણ, મધુસૂદનજન ગાય."

ભાલણનો જન્મ સંવત ૧૪૯૫ માં થયો હશે એમ અનુમાન થાયછે. તો સંવત સોળ સત્તાશીમાં, જ્યારે આ યુદ્ધકાંડ પૂરો થયો, ત્યારે તેનો પુત્ર ઉદ્ધવ જીવતો હોય એ સંબદ્ધ લાગતું નથી. તે ઉપરથી યુદ્ધકાંડ પૂરો કરનાર કોઈ બીજો હોવો જોઇએ. રામાયણના પેહેલા ચાર કાંડની રચના અને આ કાંડની રચનામાં કાંઇ તફાવત માલમ પડતો નથી. દરેક કડવાની બહુધા પચાસ કે તેથી એક બે વત્તી ઓછી કડીઓ આ ગ્રંથમાં જેમ પેહેલા ચાર કાંડમાં છે, તેમ આમાં પણ છે; કવિતાની રચના તથા તેની ભાષા પણ સરખી છે; દેશીઓ અથવા રાગ પણ તેવાજ છે; એમ છતાં આ કાંડની અંતે "ભાલણસુત ઉદ્ધવદાસ" નું નામ નથી, પરંતુ કોઇ મધુસૂદનનું નામ છે. તે મધુસૂદન પણ ઉદ્ધવ નથી, એ ઉપર કહેલી સાલના તફાવતથી માલમ પડેછે. ભાલણનો જન્મ મોડામાં મોડો ૧૫૦૦ ની સાલમાં માનિયે અને તેની મોટામાં મોટી ૫૦ વરસની વયે ઉદ્ધવનો જન્મ માનિયે, તોપણ ૧૬૮૭ માં ઉદ્ધવ જીવતો હોય એ સંભવિત નથી. તેથી એક અનુમાન એમ થાય કે યુદ્ધકાંડ લગભગ પૂરો કરીને ઉદ્ધવે ર-

હેવા દીધો હોય, અને તે પછી કેટલેક વરસે મધુસૂદને પૂરો કર્યો હોય. મધુસૂદન કોણ હતો, તે ઉપર લખેલી કવિતામાં જણાવ્યું છે. પાટણ તેનું મોસાળ હતું. તેણે ભીમજી વ્યાસ પાસેથી કથા સાંભળીને પદ્યબંધ રામાયણ લખ્યું છે. મધુસૂદને સત્તાવન કડવાં કહ્યાંછે એટલે આખો યુદ્ધકાંડ કહ્યોછે, એમ ઠરેછે. જો એમ હોય તો ઉદ્ધવે સુંદરકાંડ સુધી રામાયણ લખ્યું અને પછી અપૂર્ણ રહેલું તે પૂરૂં કરવાને તેનેજ પગલે ચાલીને યુદ્ધકાંડ મધુસૂદને લખ્યો. અને ઉત્તરકાંડ પોતે ન રચતાં ઉદ્ધવના ભાઈ વિષ્ણુદાસે લખી મૂકેલો તે તેમાં ઉમેરી લીધો, અને એ રીતે ઉદ્ધવનું રામાયણ પૂરૂં કર્યું; વિષ્ણુદાસે ઉત્તરકાંડ લખ્યો, ત્યારે યુદ્ધકાંડ પણ કાં ન લખ્યો હોવો જોઇએ? લખ્યો હશે, પણ તે મધુસૂદનને પ્રાપ્ત નહિ થયો હોય, તેથીજ તેણે ભીમજી વ્યાસ પાસે કથા સાંભળીને યુદ્ધકાંડ રચી તેમાં ઉમેરી લીધો હોવો જોઇએ.

અયોધ્યાકાંડની શરૂઆતમાં એટલે રામાયણની શરૂઆતમાં ઉદ્ધવ લખે છે કે—

"મધુસૂદન આશ્રમ સંન્યાસી, સમરી તેનું નામ;
પિતાને પ્રેમે પ્રણામ કરીને, ગાવા હરિગુણ ગ્રામ."

એમાં લખેલા મધુસૂદન સંન્યાસી, તે ઉદ્ધવના ગુરૂ હશે; પણ જેણે યુદ્ધકાંડ લખ્યો તે તો નજ હોવા જોઇએ, એ સ્પષ્ટ છે. વિષ્ણુદાસ પોતાને 'રામજનકુંવર કે જનકુંવર' દરેક કડવાને અંતે લખે છે. જેમ,—

"કરતો હવો સિંહનાદ રાવણ, અગસ્ત્યે વાણી કહી રે;
**જનકુંવર** કહે લંકાપતિ પછે, રસાતળ ચાલ્યો સહી રે."

વળી—

"કહ્યો સહુ વિસ્તાર એવી, શુકસારણે વાણી કહી;
**શ્રીરામજનકુંવર** કહે, પછે દશાનન બોલ્યો સહી."

ઉત્તરકાંડ સંપૂર્ણ કરતાં વિષ્ણુદાસ લખેછે કે,—

"સંવત પંદર પંચોતરે, શુક્લપક્ષ કાર્તિક માસ;
પંચમી તિથિ બુધવાસરે, પૂર્ણ ગ્રંથ ઇતિહાસ.
ઉત્તરકાંડ સંપૂર્ણ સુણતાં, ઉપજે મન ઉલ્લાસ;
કરજોડી ભાલણસુત વીનવે, નિજસેવક વિષ્ણુદાસ."

॥ श्रीजगदीश्वरायनमः ॥

भालण सुत उद्धव कृत

# रामायण.

## बाळकांड अने अयोध्या कांड.

### કડવું ૧ લું.

રાગ કેદારો.

પ્રથમે પ્રણમું સીતાપતિને, જોડીને બે પાણ;
શ્રીગુરૂ પદપંકજને સેવું, આપો અવિચળ વાણ. ૧
મધુસૂદન આશ્રમ સંન્યાસી, સમરી તેનું નામ;
પિતાને પ્રેમે પ્રણામ કરીને, ગાવા હરિગુણ ગ્રામ. ૨
રામકથારસ અતિશે પાવન, પીતાં પાતક જાય;
જેને નામે અબુધ મહાજન, પાપી પાવન થાય. ૩
નામતણો છે મહિમા મોટો, સમ્યક્ શંકર જાણે;
રામ રામ શ્રીરામ જપે ને, રૂપ હૃદેમાં આણે. ૪
અજામિલ સરખો મહાપાપી, નામ માત્ર ઉદ્ધરિયો;
અધમ વ્યાધ જીવ હિંસારી તે, મુક્તિઅધિકારી કરિયો. ૫
શુક પઢાવતાં નામકી ગણિકા, રામ કહેતાં તારી;
ચરણરેણુથી શુદ્ધ શલ્યા, ઉદ્ધારી ગૌતમ નારી. ૬

---

૧. પાણ–(પાણિ) હાથ. પદપંકજ–ચરણરૂપી કમળ. ૨. મધુસૂદન ઈ૦—મધુ નામે દૈત્યને મારનાર વિષ્ણુને અને સંન્યાસીના આશ્રમને, અથવા સંન્યસ્ત લીધેલા મધુસૂદન નામે કવિના કોઇ ગુરૂને. ગ્રામ–સમૂહ. ૩. અબુધ–મૂર્ખ. મૂર્ખ હોય તે મહાજન થાય. પ્રતમાં ‘અબધ’ છે તે લેખક દોષ હશે. ૪. સમ્યક્–સારી રીતે. ૫. વ્યાધ–પારધિ. હિંસારી–હિંસા કરનાર. ૬. ચરણરેણુથી ઈ૦—પગની રજથી શલ્યારૂપ થયેલી ગૌતમની સ્ત્રીને શુદ્ધ કરીને ઉદ્ધારી. અથવા શુદ્ધ (સાફ) શલ્યારૂપ. (કર્મધારય).

ગ્રાહગ્રસિત ગજ દુઃખી થઇને, ચરણકમળ અનુસરિયો;
સ્મરણ માત્રથી સ્વામી પધાર્યા, શોક મોહ સર્વ હરિયો. ૭
કામે ગોપી ક્રોધે રાક્ષસ, મેલ્યાં ભવજળ વારી;
ત્યમ હું અલ્પ એક અપરાધી, લેજો રામ ઉગારી. ૮
વંદું વાલ્મીકિ કવિ કોકિલ, રામકથારસ કુંજ;
કવિતાશાખા વડી મધુરાક્ષર, હરિપદ પંકજપુંજ. ૯
રામાયણ રૂપી નાવ કરીને, સંસારસાગર તરિયે;
તે વાલ્મીકિને વંદીને, નાંગરનો કુચો કરિયે. ૧૦
ભાર ધરી વસુધા વ્યાકુળ થઇ, ધરી ગાયનું રૂપ;
થરથર ધ્રૂજે કંઈ ન સૂઝે, સેવ્યો બ્રહ્મા ભૂપ. ૧૧
વિધાતા કહેછે અવનિ તું, આવડું ક્યાં કષ્ટાણી;
આંખે આંસુ દેહ દૂબળી, શામાટે સિદાણી. ૧૨
પૃથ્વી કે'છે સુણો પિતામહ, મુજ પર ભારે ભાર;
પાતાળમાં પાછી પેસુંછું, આજ દો આધાર. ૧૩

---

૭. ગ્રાહગ્રસિત–મગરે ગળેલો. ૮. કામે ઇ૦. ગોપીઓએ કામભાવે ભક્તિ કરી અને રાક્ષસોએ ક્રોધથી તમારૂં ચિંતન કર્યું, તો તે બન્નેને તમે ભવજળ સંસારરૂપી સમુદ્રના પાણીથી (મધ્યમપદલોપી) વારી મેલ્યાં–તેમાં ડૂબતાં અટકાવ્યાં. 'પારી મેલ્યાં' એમ હોય તો અર્થ સ્પષ્ટ છે. ૯. વંદુ ઇ૦–વાલ્મીકિ કવિ રૂપી કોકિલ (કોયલ)ને હું વંદુ છું. કોકિલ શબ્દવડે વાલ્મીકિ પૂર્વજન્મે કોળી હતા એમ શ્લેષથી ધ્વનિત કર્યું છે માટે મુદ્રાલંકાર. કોકિલ તો ઝાડના કુંજમાં બેસે છે, ત્યારે આ કવિ કોકિલનો કુંજ કયો છે ? તે વિષે કહે છેઃ રામકથા ઇ૦–રામકથાના રસરૂપી (તે કોકિલને રહેવાના) કુંજને હું વંદુછું. વળી મધુર અક્ષરવાળી કવિતારૂપી વડી શાખા–ડાળી (તે કોયલને બેસવાની) ને હું વંદુછું. અને હરિપદ રૂપી પંકજના પુંજ (સમૂહ) ને હું વંદુછું. આ કડીમાં ગ્રંથનો કર્ત્તા (વાલ્મીકિ), વિષય (રામકથા), જાતિ (કાવ્યરૂપ), અને પ્રયોજન (હરિના ચરણની ભક્તિ), એટલાં વાનાં વર્ણ્યાં છે. ૧૦. નાંગરનો–લંગરનો. કૂચો કરિયે–ઉપાડી લેઇએ (?) ૧૧ ઉપર પ્રમાણે દશ કડીઓથી વસ્તુનિર્દેશન તથા નમનરૂપ મંગળાચાર કરીને હવે કવિ ગ્રંથારંભ કરે છેઃ ભાર ઇ૦. ભાર–પૃથ્વી ઉપર થતા અધર્મ રૂપીભારને. વસુધા–પૃથ્વી. સેવ્યો–અર્થાત્ બ્રહ્મા પાસે ગઈ. ૧૨. સીદાણી–દુઃખી થઇ.

ગિરિ જળ માનવ પશુ પાદપનો, ભાર લગાર ન લાગે;
સદા સર્વદા સે'જ વહુંછું, જે તમે નિર્મી આગે. ૧૪
રાવણ કુંભકર્ણ બે બળિયા, તે મેં વહ્યા ન જાય;
જગ્ન જાપ ને યજ્ઞ અધ્યાપન, ધ્યાન (ધારણ) ક્રિયા ન થાય. ૧૫
કો કશું સાધન કરી શકે નહિ, તે માટે દુઃખ પામી;
શર્ણાગત આવી છું સુધે, કૃપા કરો મુને સ્વામી. ૧૬
અમર સહુ એકઠા મળીને, આવ્યા સાગર ક્ષીર;
આસન વાળી અમર સહુ બેઠા, સમરે શ્યામશરીર. ૧૭
બ્રહ્મા ધ્યાન ધરે પરબ્રહ્મનું, અચ્યુત વ્યાપક એક;
નિરંજન નિરાકાર નિરામય, ન લહે વેદ વિવેક. ૧૮
અક્ષર અકળ અનંત અવિગત, આદ્ય અલક્ષ્ય અચ્યુત;
વિશ્વંભર વ્યાપક સત્ય સનાતન, આનંદઘન અદ્ભુત. ૧૯
સરજે પાળે ને સંહારે, તું હું એક નહિ એહ;
ત્રય લોકને પાળવા પ્રભુજી, ધરિયે પ્રત્યક્ષ દેહ. ૨૦
અંતર ધ્યાન ધર્યું શ્રીપતિનું, હૃદે ચિંતવ્યું રૂપ;
ગરૂડ ચઢી ગોવિંદ પધાર્યા, સ્વામી અકળ સ્વરૂપ. ૨૧
કોટિ સૂર્ય કોટિ ચંદ્રમા, કોટિ અગ્નિનું તેજ;
કંદર્પ કોટિ સરખા સુંદર, આવ્યા આણી હેજ. ૨૨
વિરંચી વિમાસે મનમાં, દેખી થયો દિગ્મૂઢ;
સ્વામી તમો જોયા જાવ નહિ, પ્રભા તમારી પ્રૌઢ. ૨૩
જાણો જો દર્શન દેખાડું, તો જોયા સરખા થાઓ;

---

૧૪. આગે-પૂર્વે. ૧૫. અધ્યાપન-ભણાવવું. ૧૬. સુધે-(શોધે) શોધ કરતી કરતી. ૧૭. સાગરક્ષીર-ક્ષીર સાગરને (કાંઠે). શ્યામશરીર-વિષ્ણુ (કળિયુગમાં શ્યામ વર્ણના હોવાથી). ૧૯. અક્ષર-ખરે (અર્થાત્ નાશ થાય) નહિ એવા. અવિગત-જે કોઇના સમજવામાં નહિ આવેલો એવો-ઇશ્વર. આદ્ય-સર્વથી પેહેલાંનો. અલક્ષ્ય-જેનું લક્ષણ કરી શકાય નહિ એવો, અથવા જેને કોઈ લક્ષ્યમાં ન લેઇ શકે એવો. અચ્યુત-ચવે (પડે) નહિ એવો. સનાતન-પ્રાચીન-અનાદિ કાળનો. આનંદઘન-કેવળ આનંદમય. ૨૦. તું હું૦-તારે વિષે એક તું અને હું એ માત્ર નથી. અર્થાત્ તું દ્વૈત રહિત છે. ૨૩. વિરંચિ-બ્રહ્મદેવ. પ્રભા-કાંતિ.

એ શોભા જોઇ જાયે નહિ, તેજ રૂપ પળાઓ.
શંખ ચક્ર ને ગદા પદ્મ રે, પીતાંબર ભુજ ચાર;
મસ્તક મુકુટ ને કર્ણ કુંડળ, તેજતણો અંબાર. ૨૫
રાજીવદળલોચન દુ:ખમોચન, ઈંદીવર ઘનસ્યામ;
ઉપમા ઉપર ઉતારી નાખું, કોમળ કોટિક કામ. ૨૬
કૌસ્તુભમણિ વૈજયંતીમાળા, રમાજી અર્ધાંગ;
ભૃગુલાંચ્છન કટિ મેખળા, શોભિત શ્રી શ્રીરંગ. ૨૭
નંદ સુનંદ કેશવ સાથે, જપે જયજયકાર;
માગ્ય માગ્ય મુખ કે'તા આવ્યા, જીવન જગદાધાર. ૨૮
બ્રહ્મા કે'છે કૃપા કરી તો, આપો એ વરદાન;
મહીમંડળ મનુષ્ય થઇ પોતે, સુંદર શ્યામળવાન. ૨૯
રાવણ કુંભકર્ણને મારી, ભૂનો ભાર ઉતારો;
ત્રયલોકકંટક તે પાપી છે, અર્થ એટલો સારો. ૩૦
જો કહેશો મનુષ્ય ક્યાં થાઉં, અહો કહીને મારૂં;
ના સ્વામી તમને ઘટે નહિ; હું પુત્ર તમારો હારૂં. ૩૧
મેં એને વરદાનજ આપ્યું, માયામનુષ્યથી મરણ;
તે માટે અવતાર ધરી એમ, કરવું અશરણ શરણ. ૩૨
નારાયણ કે' નિશ્ચે થાવું, માયામાનુષ્ય વેષ;

---

૨૪. દર્શન દેખાડું–દર્શન આપું (એમ જો જાણતા હો). તેજ રૂપ ઇ૦–કેવળ તેજ રૂપછો, તે પળાઓ–મટી જાઓ. અથવા જે તમારૂં રૂપ છે તેજ રૂપે તમે પળાઓ–અર્થાત્ પ્રકટ થાઓ. ગીતામાં પણ અર્જુને વિશ્વરૂપદર્શન વખતે આવુંજ કહ્યું છે. જેમ "तेनैव रूपेण चतुर्भुजेन सहस्त्रबाहो भव विश्वमूर्त्ते!"–"હે વિશ્વરૂપધારી ભગવાન્! તમારા તેજ ચાર ભુજવાળા રૂપે પ્રકટ થાઓ." ૨૬. રાજીવદળ–કમળપત્ર. ઈંદીવર ઇ૦–ઈંદીવર (કાળા કમળ)ના સરખા તથા ઘન (મેઘ)ના સરખા શ્યામ. ૨૮ નંદ સુનંદ–એ બે નામના બે પાર્ષદો. ૨૯. મહીમંડળ ઇ૦–મહીમંડળમાં (પૃથ્વીમાં) પોતે મનુષ્ય થઇને રાવણ કુંભકર્ણને મારીને ભૂનો ભાર ઉતારો. (૩૦ મી કડી સાથે અન્વય). ૩૧. અહો કહીને–અર્થાત્ એક શબ્દ બોલીને. પુત્ર–(નારાયણની નાભિમાં થયેલા કમળમાં બ્રહ્મા ઉપજ્યા છે માટે). હારૂં–(વચન). ૩૨. માયામનુષ્યથી–માયાવડે જેણે મનુષ્યરૂપ ધર્યું છે એવાથી.

રાક્ષસકુલ નિકંદન કરીને, કરશું કાજ વિશેષ. ૩૩
સ્વામીજી શી પેરે જાણું, (જે) અહીં તમે અવતરિયા;
આણી વેળા આણે ઠામે, અવનિએ ઉતરિયા. ૩૪
સૂર્યવંશી દશરથ રાજા, તેને સુત શ્રીરામ;
કૌશલ્યા કુંવર કહેવાઇશ, કરવા સુરનાં કામ. ૩૫
સ્વામીજી શા માટે કહો મુજને, બીજાના નહિ તન;
દશરથના દીકરા થશો તે, કહો જગજીવન. ૩૬
કશ્યપ ને અદિતિ એ છે, એણે દમિયો દેહ;
દશ સહસ્ત્ર વર્ષ તપ કીધું, એણે માગ્યું એહ. ૩૭
રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, એ ધરાવાને નામ;
ચાર મળી એક જાણજો, એહ એકહું ધામ. ૩૮
મિથિલ દેશનો જનક રાજા, સીતા નામ સુકુમારી;
ત્ર્યંબક ચાપ ચઢાવી પરણીશ, નૃપના નાદ ઉતારી. ૩૯
રાવણ કુંભકર્ણને મારીશ, સીતા હરણ કરાવી;
વાનર વીર ઉતારીશ સહુએ, પા'ણની પાજ બંધાવી. ૪૦
એમ કરી આવીશ હું અહિંયાં, વાનર થાજો દેવ;
વનમાંહે મુજ સાથે આવી, સાચી કરજો સેવ. ૪૧
અંતર્ધાન થયા એમ કહીને, બ્રહ્મા ગયા સુર પાસ;
વાનર વેષ થઇ અવતરજો, એવી દીધી આશ. ૪૨
આપ આપણે સ્થાનક સૌ પો'ત્યું, ભાર્ગવવંશી કોય;
વાલ્મીકિ નામે તાપસ હુતો, શિષ્ય સહિત છે સોય. ૪૩
તમસાની તીરે બેઠો છે, આસનવાળી આપ;
ધ્યાન ધરતો ધરણિધરનું, જપતો અજપાજાપ. ૪૪
ક્રૌંચ નામે કોઇ એક પંખી, તેને વ્યાધે કીધો પ્રહાર;

---

૩૪. અહીં—અર્થાત્ અમુક જગોએ. અવનિએ—અવનિમાં ૩૫. વિષ્ણુ કહે છેઃ સૂર્યવંશી ઇ૦. ૩૬. બ્રહ્મા કહેછેઃ સ્વામીજી ઇ૦. ૩૭. વિષ્ણુ વાક્યઃ કશ્યપ ઇ૦. અદિતિ–કશ્યપની પત્ની. ૩૮. ધરાવાને–કહેવા માત્ર. અર્થાત્ મારી મૂર્તિઓ જે ચતુર્વ્યૂહ કહેવાય છે તેમાંથી રામ એ વાસુદેવનું, લક્ષ્મણ એ સંકર્ષણનું; ભરત એ પ્રદ્યુમ્નનું, અને શત્રુઘ્ન એ અનિરૂદ્ધનું રૂપ જાણવું. ધામ–તેજ. ૩૯. નાદ–ગર્વ. ૪૦. ઉતારીશ–(સમુદ્રની પાર). ૪૪. તમસા–એ નામની નદી.

કરા કરા તે કરવા લાગ્યો, શ્લોક ઉપન્યો સાર. ૪૫
ભરદ્વાજ નામે શિષ્ય સૂધો, તેને શ્લોક ભણાવ્યો;
સાવજનો જે શ્લોક ઉપન્યો, અર્થ એટલો આવ્યો. ૪૬
હા! હા! ક્રૌંચ તું મરણ પામિયો, જીવેછે તે પાપી;
હું વિરહ સહું શી પેરે, તે ગયો તુંને સંતાપી. ૪૭
એવે નારદ ઋષિ ત્યાં આવ્યા, કહ્યું રામાયણ તું રચજે;
જે પરાક્રમ પ્રભુજી કરે તે, મહિમા મહીમાં રચજે. ૪૮
સ્વામીજી શું જાણું તેનાં, પ્રૌઢ હશે પ્રાક્રમ;

---

૪૫. ક્રૌંચ–ચક્રવાક–વહીલાં. વ્યાધે–પારધિએ. કરા કરા–'કરા કરા' એવો ઉચ્ચાર. શ્લોક ૪૦.–પારધિએ પક્ષીને માર્યો તેથી તે (અથવા તેની માદા) ચીસો પાડવા લાગી. તે જોઇને દયાળુ વાલ્મીકિના મુખથી આ પ્રમાણે વાણી સહજ નીકળી ગઇઃ—

"मा निषाद ! प्रतिष्ठांस्त्वमगमः शाश्वतीः समाः।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम्"
(વાં. રા. બા. અ. ૧ લો).

આ વાણી તે આઠ અક્ષરના અનુષ્ટુપ્ છંદ રૂપ હતી. તે શ્લોક વાલ્મીકિએ પોતાના શિષ્ય ભરદ્વાજને ભણાવ્યો. એ છંદોમય પેહેલોજ શ્લોક હતો, માટે બ્રહ્મદેવે એવાજ શ્લોકબદ્ધ કાવ્યથી રામાયણની રચના કરવાની ભલામણ કરી, અને વાલ્મીકિની વાણી નિષ્ફળ ન જાય માટે એ શ્લોકને રામાયણમાં મંગળાચરણ રૂપે મૂકવાનું કહ્યું. (જુઓ રા. બા. કાંડ. અ. ૧ લો). એ શ્લોકનો જે અર્થ ધારીને વાલ્મિકી બોલ્યા હતા તે તથા રામાયણને લાગુ પડે તે, એવા બન્ને અર્થ આ નીચે બતાવ્યા છેઃ—

૧ લો અર્થ—હે પારધિ! ક્રૌંચ પક્ષીના જોડામાંથી કામવડે મોહિત એવા એક પક્ષીનો તેં વધ કર્યો છે માટે તું અનંતકાળ સુધી સ્થિર થઈશ નહિ–સુખ પામીશ નહિ.

૨ જો અર્થ—હે લક્ષ્મીપતે! રાક્ષસના જોડામાંથી કામમોહિત એવા એક (રાવણ)નો તમે વધ કર્યો છે માટે અનંતકાળ સુધી તમે સ્થિર થાઓ!

૪૬. સાવજનો–જાનવરનો–ક્રૌંચનો. શ્લોક–પ્ર. ૨ જીમાં "શોક" એવો પાઠ છે. અર્થાત્ સાવજ સંબંધી શ્લોક ઉપજ્યો.

જે જે કહીશ તું કથામાં તે, તે કરશે પરબ્રહ્મ. ૪૯
બ્રહ્માજી એવે ત્યાં આવ્યા, શતશ્લોકી રામાયણ;
બ્રહ્માએ સંભળાવી સમીપ, જે કહી નારાયણ. ૫૦

## કડવું ૨ જું.

### રાગ ગોડી.

શતકોટિ રામાયણ કરી, ત્રણ લોકમાં તે વિસ્તરી;
સૂર્યવંશી દશરથ રાય, મહીમંડળ મોટો મહિમાય. ૧
તેને હવાં ચાર સંતાન, તેમાં જ્યેષ્ઠ શ્રીરામ રાજાન;
જેણે જનકસુતા જઈ વરી, સ્વયંવરમંડપ પરાક્રમ કરી. ૨
પિતા વચને વસ્યા વળી વન, સંગ સીતા સુમિત્રાતન;
પછે રાવણે સીતા હરી, ગયા રામ સાગર ઊતરી. ૩
રાવણ કુંભકર્ણને હણી, સીતા લઈ આવ્યા ઘર ભણી;
પરિચટવચને સીતા વન, મેલી મોહ પામીને મન. ૪
પુત્ર બે પ્રસવ્યા જાનકી, પાળ્યા પાવન યતિ વાલ્મીકિ;
શતકોટિ રામાયણ ભણી, જેમાં લીલા રાઘવતણી. ૫
રામચંદ્રે આરંભ્યો જાગ, અશ્વમેધ નામે બડભાગ;
ત્યાં વાલ્મીકિ સાથે વિચારથી, લવકુશ કથા કે'છે કથી. ૬
એક વીણા એક વાયે તાલ, રામાયણ ગાયછે રસાળ;
બ્રાહ્મણ સહુ કો ભણતા સહી, સુણવા લાગ્યા સંદેહ નહિ. ૭
રામ સુણે ને લવકુશ કહે, સુણતાં આંખે આંસુ વહે;
સરયૂતીરે અયોધ્યા ગામ, દશરથ તે રાજાનું નામ. ૮
નગર વસે દ્વાદશ યોજન, મણિ મહેલ સુવર્ણ સદન;

---

૪૯. પરબ્રહ્મ—રામ. સમીપ—પાસે (રહીને). નારાયણે બ્રહ્માને, અને બ્રહ્માએ વાલ્મીકિને રામાયણ કહી. શતશ્લોકી—સો શ્લોકમાં સંક્ષેપ રૂપે રચેલી.

૧. શતકોટિ—શતકોટિ શ્લોક જેટલા પૂરની. કરી-(વાલ્મિકીએ). ૨. તેમાં—"તે માંહે" પ્ર. ૨ જી. ૩. સુમિત્રાતન-લક્ષ્મણ. ૪. મોહ પામીને—વિવેક વીસરીને. ૫. યતિ—મુનિ. ૬. બડભાગ—મોટા ભાગ્યવાળો. ( જાગ—યજ્ઞ). ૮. વાલ્મિકી સાથે ગયેલા લવ અને કુશ રામને રામાયણ ગાઈ સંભળાવે છે: સરયૂતીરે ૪૦.

વાપિ કૂપ સર વાડી વન, વાસ વસે ત્યાં ત્રિગુણ પવન. ૯
સુખીઆ નગરનિવાસી લોક, આધિ વ્યાધિ કોને નહિ શોક;
દશ સહસ્ર વર્ષ ભોગવે આય, જે મરે તે સ્વર્ગે જાય. ૧૦
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર, કોઇ કર્મ કરે નહિ ક્ષુદ્ર;
પાળે વર્ણાશ્રમના ધર્મ, સહુ કરે કુલોચિત કર્મ. ૧૧
મહીએ માગ્યા વરસે મેહ, ઉગે અન્ન ન આવે છેહ;
એક વાર વાવે ને છ વાર લણે, છઠ્ઠો ભાગ રાય લે નેહે ઘણે. ૧૨
નરનારી ન બોલે અશુદ્ધ, દૂઝે ગાય સવા ઘડો દૂધ;
સતી સાધ્વી સઘળી નાર, વર્ણસંકર નહિ દેશ મોઝાર. ૧૩
બંધ નામે પુષ્પ ને કેશ, માર નામે સોગટી દેશ;
દંડ નામે છત્રનો દંડ, ખંડ નામે કહીએ નવખંડ. ૧૪
પ્રજાપાળે પુત્રની પેર, સહુ સુખિયું આપઆપણે ઘેર;
ચૌદ સહસ્ર સત્તર પ્રધાન, મહામોટો દશરથ રાજાન. ૧૫
કોટિ ઇંદ્રિ વૈભવ તિરસ્કાર, કરે દશરથતણો અપાર;
ઇંદ્રિને પડે દશરથનું કામ, સા'ય કરવા તેડે સંગ્રામ. ૧૬
દશરથ માટે નામ દશરથ, વેરીવધ કરવા સમરથ;
અધિકારી આઠ પ્રધાન, તેમાં સુમંત્ર વડો અભિધાન. ૧૭
ત્રણ તારૂણી પટરાગની, સેવે રાજાને એકે મની;

---

૯. નગર ઇ૦—બાર યોજનના વિસ્તારમાં તે નગર વસ્યું હતું. સુવર્ણ સદન—સોનાનાં ઘર. વાપિ—વાવ્ય. સર—સરોવર. ત્રિગુણ—ત્રણ ગુણવાળો; શીતળ, મંદ અને સુગંધી. ૧૦. આય—(આયુ) આવરદા. ૧૧. ક્ષુદ્ર—અધમ—હલકું. વર્ણાશ્રમના—બ્રાહ્મણ વગેરે વર્ણને ઘટતા તથા બ્રહ્મચારી વગેરે આશ્રમને ઘટતા. ૧૨. મહીએ—પૃથ્વીપર. છેહ—અર્થાત્ ઉપદ્રવ—વિઘ્ન. છઠ્ઠો ભાગ-(પ્રજાના ઉત્પન્નમાંથી રાજાએ છઠ્ઠો ભાગ લેવો, એવું શાસ્ત્ર વચન હોવાથી ) ૧૪. દશરથના રાજ્યમાં પ્રજાપાલન કેવું થતું હતું તે વર્ણું છે: બંધ ઇ૦. હાર કરવામાં પુષ્પને અને સ્ત્રીઓના કેશનેજ બંધન હતું; અર્થાત્ કોઈ બંધીખાનામાં પડવાનો ગુનોહ કરતું નહોતું. એ પ્રમાણે માર અને દંડ વગેરેનો અર્થ સમજવો. ૧૬. દશરથ તણો ઇ૦—દશરથનો વૈભવ એવો હતો કે તેના આગળ કોટિ ઇંદ્રનો વૈભવ પણ વિસાતમાં નહોતો. ૧૭. દશરથ—દશ રથી તુલ્ય બળવાળો; અભિધાન—નામ (સુમંત્ર નામે).

કૌશલ્યા કૈકેયી નામ, ત્રીજી સુમિત્રા સુખધામ. ૧૮
એ ત્રણને રાજાનું માન, એકેને નવ હોય ઓધાન;
દિવસ રાત ઝૂરે રાજાન, ધિઃક ધિઃક હું અપુત્રવાન. ૧૯
બહુ જગ્નજાપ સુરને 'દેઇ' માન, તોય નવ આવે સંતાન;
અપુત્રિયાનું મંદિર સ્મશાન, નિશ્ચે પામે નરક નિદાન. ૨૦
પૂર્વજ તેના થાય નિરાશ, રૈ રૈ નરકવિષે કરે વાસ;
રાત્ર દિવસ રાજા આવટે, હવે મેં કરવું શું ઘટે. ૨૧
એવે તે આવ્યા પરશુરામ, ક્ષત્રિયવધ કરવાનું કામ;
દશરથતણું સાંભળી નામ, જાણ્યું એ કરશે સંગ્રામ. ૨૨
રાજા મન પામ્યો આનંદ, મુને કૃપા કરી ગોવિંદ;
ક્યાં દશરથ પામું હું મંદ, પ્રત્યક્ષ પધાર્યો પરમાનંદ. ૨૩
આમે અપુત્રિયો હું મરૂં, નરક પડું સંસાર ધન્ય કરૂં;
હવે પરશુરામ મુને મારશે, મુજ પાપીનો ઉદ્ધારજ હશે. ૨૪
સુમંત્રને સોંપી સર્વ રાજ, ચાલ્યો રાય કરી સર્વ તાજ;
રાયે કર્યું મરવાનું મન, નગર તજીને આવ્યો વન. ૨૫
સાથે નગરનિવાસી લોક, વિરહે વગુતા મેલે પોક;
રૂધિર ભરી ફરશી કર ધરી, ભૃકુટિ ભાળ રીસ છે ખરી. ૨૬
દશરથ રાજા સામો જાય, જઇ લાગ્યો ભૃગુપતિને પાય;
સ્વામીજી મુજને કરો પ્રહાર, જેમ મારો થાય ઉદ્ધાર. ૨૭
પરશુરામ ત્યાં વિસ્મય થયા, માર્યો નહિ મન આણી દયા;
એમ પ્રધાનને પૂછ્યો પ્રપંચ, એ મરણ તણો શોધે ક્યાં સંચ ? ૨૮

---

૧૮. પટરાગની-( પટ્ટરાજ્ઞી ) પટરાણી. મની-મન વડે. ૧૯. ઓધાન-ગર્ભ. ૨૦. જગ્નજાપ-( કર્યા, અધ્યાહાર ). નિદાન-છેવટે-મુઆ પછી. ૨૧. આવટે-અટવાય ( મનમાં ). ૨૩. ક્યાં ઇ૦-હું મંદ દશરથ આવો પ્રસંગ ક્યાંથી પામું કે સાક્ષાત્ ભગવાનને હાથે મારૂં મરણ થાય. (પરશુરામ વિષ્ણુનો અવતાર હોવાથી). ૨૪. નરક ઇ૦-હું નરકમાં પડું (તેના કરતાં) પરશુરામને હાથે મૃત્યુ પામીને મારા સંસારને ધન્ય કરૂં-જીવિત સફળ કરૂં. પ્ર. ૩ જીનો 'ધન' પાઠ અશુદ્ધ લાગે છે. ૨૬. વગુતા-વ્યગ્ર અથવા વગોવાવાના અર્થમાં (?). ભૃકુટિ ઇ૦-રીસ ખરી છે તેથી પરશુરામની ભૃકુટિ ભાળ (કપાળે) ચઢી ગઈ છે. ૨૭. ભૃગુપતિ-પરશુરામ. (ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા માટે). ૨૮. પ્રપંચ-વિસ્તાર (વાતનો).

કો વઢે કો નાશી જાય, એ મરવા મન કરે કો રાય?
વળતો સુમંત્ર કહે સ્વામિન, અપુત્રિયો એ છે રાજન. ૨૯
અપુત્રિયો નિશ્ચે નારકી, એ ઉદ્ધાર પામે તમથકી;
વચન સુણી વળતા વદે પરશુરામ, એને માર્યાનું કોણ કામ? ૩૦
અપુત્રિયો તે જીવતો મુઓ, વંશતણો ઉચ્છેદજ થયો;
રાજા મન પામ્યો વૈરાગ, હું માર્યો નહિ મુજ મંદભાગ્ય! ૩૧
અપુત્રિયો માટે નવ હણ્યો, મહાપાપી મુઓ મન ગણ્યો;
હવે હું તો જાઇશ વન, અતિશે શોક પામતો તન. ૩૨
નગરનિવાસી નિંદા કરે, કો પરશુરામ આગળ ઉગરે?
મૃગયા કેરૂં લઇ નામ, સુમંત્રને સોંપ્યું સર્વ કામ. ૩૩
જ્યાં લગે સુત આવ્યાની આશ, ત્યાં લગે વેઠીશું વનવાસ;
એવું કહી રાજા વન જાય, પુત્ર વિના કલ્પાણી કાય. ૩૪
મૃગ શૂકર વરૂ ને વાઘ, મારી હાર મનાવા ડાઘ;
યજ્ઞદત્ત નામે દ્વિજ કોય, સુશીળા નારી છે સોય. ૩૫
શ્રવણ નામે તેને તન, સેવા કરેછે શૂધે મન;
માત પિતા બેહુ આંધળાં, વૃદ્ધપણે બહુ આકળાં. ૩૬
સાવિત્રી સુતની સુંદરી, પીએર વળાવી સુખે ભરી;
કુંવરે એક કાવડ કરી, માંયે રૂનાં પેલવાં પાથરી. ૩૭
કુરક્ષેત્ર કાશી પ્રયાગ, અયોધ્યા મથુરાં યાભાગ;
રેવા તાપી ગોદાવરી, ક્ષિપ્રા સિંધુ સરસ્વતી ખરી. ૩૮
અડસઠ તીર્થ એમ આદરી, માત પિતાને પાવન કરી;
કાવડ સ્કંધે વનમાં વહે, સુખ દુઃખ સેંજે પડે તે સહે. ૩૯
એક સમે તરશી છે માત, પ્રેમે પુત્રને પૂછે વાત;
આતા! કંઇથી લાવો નીર, તરશી છું નવ ખમે શરીર. ૪૦
કાવડ વળગાડી તરૂડાળ, કુંવર તે વળ્યો તત્કાળ;
મધ્યરાત્રે કુંભ કર ધરી, પાણી ભણી આવ્યો પરવરી. ૪૧

---

૩૦. વદે–પ્ર૦ ૨૭ માં તથા ત્રીજીમાં આ શબ્દ નથી. ૩૩. નિંદા કરે–(પરશુરામ આગળ કોઈ ઉગરે નહિ, તેમ છતાં એને મહાપાપી જાણી પરશુરામે પણ ન માર્યો, એવી). ૩૪. આવ્યાની–ઉત્પન્ન થયાની. ૪૦. આતા!–હે પુત્ર! (ઉલામણાનું નામ).

સુણી સાવજ કેરો નાદ, આવ્યો ત્યાં આણી ઉલ્લાદ;
વરુણતણું લઇ નામ, જળ માંહે પેઠો તે ઠામ. ૪૨
ભટ ભટ શબ્દ થયો જેટલે, રાયે શરસાંધ્યું તેટલે;
જાણ્યું જળ પીએછે વાઘ, મેલ્યું બાણ જોઇને લાગ. ૪૩
શબ્દવેધી માર્યું મુખ વદે, વાગ્યું તે વાડવને હૃદે;
શર લેવા ને જોવા જાય, દ્વિજ દેખી મન દુખિયો થાય. ૪૪
જોય તો ધડ ઉપર ઘટ પડ્યો, હાય! હાય! કહી રાજા રડ્યો!
કહે રે કોણ મેં મૂર્ખે હણ્યો? તું તાપસ અણજાણે અણગણ્યો.૪૫
આણે બાણે જીવતો રહ્યો, પ્રાણી કહે તું પાવન થયો;
શ્રવણ કહે છે મારી માત, તરસ્યાં અંધ છે વળી તાત. ૪૬
તેને જો કોઇ પાણી પાય, તો જંત મુજ સોહલે જાય;
હું તેને પાણી પાઇશ, તું હતો તેમ હું થાઇશ. ૪૭
કાંઠે નાખ્યું મૃતક શરીર, હૃદે માંહ્યથી કાઢ્યું તીર;
કુંભ ભરી તે કુશળ રાય, માંડમાંડે માંડે પાય. ૪૮
મા તો કે' નવ આવ્યો તન, પાણી ભરવા ગયો કંઈ વન;
કંઇ ન થાય વાર આવડી, શું ભાઇ રીસ એને ચડી. ૪૯
શ્રવણ! શ્રવણ! કહી કરે સાદ, સ્ત્રીભર્તારે માંડિયો વાદ;
દુઃખે કરી અતિ આતુર થાય, એવે આવ્યો દશરથ રાય. ૫૦

---

૪૨. સાવજકેરો–જળચર પ્રાણીઓનો. (અંધારૂં હોવાથી). ઉલ્લાદ–હર્ષ. વરુણતણું ઇ૦–રાત્રે જળાશયમાં પેસવાથી જળનો દેવતા વરુણ કોપેછે, એમ લૌકિક કથન છે, માટે વરુણની સ્તુતિ કરીને તે જળાશયમાં પેઠો. ૪૪. શબ્દવેધી–શબ્દ સાંભળીને ફેંકેલું શબ્દ કરનારને વાગે એવું તીર.

૪૫. ઘટ–દેહ. અણગણ્યો–અવગણ્યો અર્થાત્ મેં અજાણતાં તને તાપસને માર્યો છે !! ૪૬. પ્રાણી ઇ૦–રાજા કહેછે કે હે પ્રાણી! આ બાણ વાગતાં કોઈ જીવતું રહેતું નથી; તેમ છતાં કદાચ જો તું જીવતો રહે, તો તારે એમ જાણવું કે તું પાવન થયો !! 'થયો' ને ઠામે 'હતો' એવો પાઠ બરાબર લાગતો નથી. ૪૭ જંત–જીવ. સોહલે–સેહેલથી. તેને ઇ૦–(દશરથવચન). ૪૮. મૃતક–મરી ગયેલું. માંડમાંડે ઇ૦–તે માંડમાંડ પગલાં માંડે છે. (શ્રવણનાં અંધ માતપિતાના શાપભયથી).

## કડવું ૩ જું.

### દોહરી.

મોઢેશુ કહે 'માતાજી, આ કીજે જળપાન જી;
સાદ નહિ એ શ્રવણકેરો, હ્રદે વિચાર્યું જ્ઞાન જી. ૧
આઈજી ! એ હું દશરથ રાજા, મેં મૂર્ખે શ્રવણ માર્યો જી;
અણજાણે મેં બાણુજ મૂક્યું, વરાંસે વિદાર્યો જી. ૨
સુણતાં સૂતી કાવડ માંહે, અચેત થઇ તે માત જી;
પુત્ર મૃત્યુ પામ્યો માનીને, રૂદન કરે છે તાત જી. ૩
ફટ રે પાપી ! એ શું કીધું, માર્યો વણ અપરાધ જી;
એ ત્યાં તારૂં શું લેતો' તો, શે સંહાર્યો સાધ જી. ૪
અમો પહેલાં માર્યા કાં નહિ, જો તું દીસે દોષી જી;
પ્રાણજીવન સુત શુદ્ધ શ્રવણ, સેવાએ સંતોષી જી. ૫
આંધળાકેરી એ દેહ અમારી, એ વણ જીવ્યું ન જાય જી;
લઈ જા અમને ક્યાં સૂતોછે, કુંવર કોમળ કાય જી. ૬
ઉપાડી કાવડ ત્યાં આણી, ખોળામાં મેલ્યો તન જી;
ઉત્તર ક્યાં આપે નહિ અમને, ઉઘાડી લોચન જી. ૭
એવડી નિદ્રા તું કહીંએ કરતો, આળસ આણે આજ જી;
બેઠા થાઓ પાણી પાઓ, કોની કરોછો લાજ જી. ૮
પપૈયાની પેરે બોલે, લેઇ લેઇ સૂતનું નામ જી;
ટીટુડીની પેરે ટળવળે, રે શું સૂતા છો આમ જી. ૯
અભાગણી હું છું રે અકર્મણ, મારા પાપતણો નહિ પાર જી;
ઉઠીને રોતી રાખોની, માતા કહી એકવાર જી. ૧૦
મેં અપરાધ કર્યો છે કુંવર, જે ભરવા મોકલ્યો નીર જી;
મેં જાણ્યું તું વેહેલો આવીશ, વિપરીત થયું મારા વીર જી. ૧૧
રાજા કહેછે માતા મારી, હું તમારો તન જી;
સેવા કરૂં શ્રવણની પેરે, એ મુજ સત્ય વચન જી. ૧૨
અરે મૂરખ એ શું બોલ્યો, વળતી બોલી માત જી;

---

૧. મોઢેશુ–મોઢેથી. ૨. વરાંસે–(વાઘને) વરાંસે. ૪. સાધ–સાધુ. ૫. દોષી–દોષ કરનારો. પ્રાણજીવન ઇ૦–અમારા પ્રાણના જીવનરૂપ સુત શ્રવણ શુદ્ધ અને અમારી સેવા વડેજ સંતોષી હતો.

આક્રંદ કરે ને અંગ પછાડે, આંખે આંસુપાત જી. ૧૩
ટોળાવછોઈ જેમ મૃગલી, વચ્છવછોઈ ગાય જી;
પાણી વિણ જેમ માંછલી, તેમ ટળવળે માય જી. ૧૪
રાજા પાસે ઇંધણ અણાવ્યાં, ચિતા કરાવી એહ જી;
મારા બાળકને ધવરાવા જાવું, છેહું પડેછે છેહ જી. ૧૫
દશરથ કહેછે માતા મારી, કાંઇએક દીજે શાપ જી;
મેં માર્યો એ વણઅપરાધે, મોહું કીધું પાપ જી. ૧૬
માતા કહેછે પુત્ર વિયોગે, અમો મરૂંછું જેમ જી;
પુત્રતણો વિરહ પામે તું, મરણ પામજે તેમ જી. ૧૭
રાજા કહેછે શાપ નહિ એ, મુજને દીધું માન જી;
તેને વિરહે તો મરીશ જો, હશે મુજ સંતાન જી. ૧૮
આઇજી હું તો અપુત્રિયો છું, એ આપ્યું વરદાન જી;
હું પાપીને કરૂણા કીધી, રિઝયો મન રાજાન જી. ૧૯
એમ કરતાં બેહુએ મૃત્યુ પામ્યાં, ત્રણને દીધું દેન જી;
નગર ભણી આવ્યો ઉજાતો, ચંચળ કરતો ચેન જી. ૨૦
જાણ્યું મારે પુત્ર આવશે, મિથ્યા ન બોલે માત જી;
અયોધ્યા આવ્યો આનંદે, સચિવે સાંભળી વાત જી. ૨૧
રાજાને સામું સહુ આવે, નગર સર્વ શણગાર્યું જી;
વનિતા વધાવે રાજા આવે, સજ્જન સહુકો હાર્યું જી. ૨૨
બંદીજન માગધ બહુ બોલે, વાજે છે વાજીંત્ર જી;
અંતઃપુરમાં રાજા આવ્યો, કરતો વાત વિચિત્ર જી. ૨૩
કૌશલ્યા કૈકેયી સુમિત્રા, પાવન છે પટરાણી જી;
તે સાથે સંભોગ કરેછે, પુત્ર પામવો જાણી જી. ૨૪
રળિયાત ઘણું થાયે મનમાં, રંગે રમતાં રાણી જી;
જાણ્યું એ સ્વપ્નું કે સાચું, માતાએ કહી વાણી જી. ૨૫

---

૧૪. વછોઇ–(વિચ્છેદિતા) જૂદી પાડેલી. ૧૫. ચિતા–'ચતાં' પાઠાંતર પ્ર. ૨ જી. "ચતાં કરાવી એહજી" પાઠાંતર પ્ર. ૩ જી. ૧૮. મુજ–મારૂં અર્થાત્ મને. ૨૦. ત્રણને–માતા, પિતા અને પુત્રને. દેન–(દહન) અગ્નિસંસ્કાર. ઉજાતો–હર્ષ પામતો. ચેન–(ચિન્હ) આનંદના અભિનય. ૨૩. બંદીજન–સ્તુતિપાઠક. માગધ–ભાટચારણ. ૨૫. રળિયાત ૪૦–'રળિયાત થાયે' પ્ર. ૩જી.

હર્ષદુઃખથી નિદ્રા આવી, રાજાને તેણી વાર જી;
એ કથા રહી એટલેથી, આગળ કહું વિસ્તાર જી. २६
એક સમે ત્યાં વિમાને, બેશી સુમંત્ર પ્રધાન જી;
સુરસભામાં વેગે આવ્યો, ઈંદ્રે દીધાં માન જી. २७
અપ્સરા ત્યાં ગાન કરે છે, હોયે થેઇ થેઇકાર જી;
એવે હરિગુણ ગાતા આવ્યા, સનકાદિક ત્યાં ચાર જી. २८
ઊઠી ઈંદ્રે આસન આપ્યું, ચરણે નામ્યું શીશ જી;
તમો આવ્યે અમો એમ જાણુંછું, જે પધાર્યા જગદીશ જી. २९
અર્ધપાદ્ય લઈ પૂજા કીધી, પખાળ્યા ત્યાં પાય જી;
કરજોડીને કરે વિનતિ, સાંભળો કહું ઋષિરાય જી. ३०
રાવણ કુંભકર્ણ એ બળિયા, અસુરતણા અવતાર જી;
યજ્ઞભાગ સર્વ તે ભોગવે, દિક્‌પતિનો અધિકાર જી. ३१
વચન સુણી સનકાદિક બોલ્યા, સાંભળ કહું સુરરાય જી;
પુરૂષોત્તમજી પ્રગટજ થાશે, તેહ કહું ઉપાય જી. ३२
સપ્તપુરીમાં મુખ્ય અયોધ્યા, જાણો સરયૂતીર જી;
સૂર્યવંશી દશરથ રાજા, કહાવે ત્યાં મહાધીર જી. ३३
કશ્યપ અદિતિ ત્યાં એ છે, કૌશલ્યા દશરથ જી;
પૂર્વે એણે તપ કર્યું છે, એવાં તેહ સમર્થ જી. ३४
તેણે પાવન કર્યો દશરથ, અવતરિયા શ્રીરામ જી;
ભૂનો ભાર ઉતારવા, કરવા સુરનાં કામ જી. ३५

---

२६. હર્ષ દુઃખથી–પુત્ર મળશે એવા હર્ષથી તથા શ્રવણ અને એનાં માતપિતા મરી ગયાં તેના શોકથી. ३१. દિક્‌પતિનો–દિશાઓના દેવતાઓનો–દશદિગ્‌પાળોનો. ३३. સપ્તપુરીમાં ઇ૦–મોક્ષ આપનારી સાત પુરીઓ તે સપ્તપુરી કહેવાયછે. જેમ,

"अयोध्या मथुरा माया काशी कांचीह्यवंतिका ॥
पुरीद्वारावती चैव सप्तैता मोक्षदायकाः ॥"

"અયોધ્યા, મથુરા, માયા (હરદ્વાર), કાશી, કાંચી (શિવકાંચી અને વિષ્ણુકાંચી), ઉજ્જયિની અને દ્વારકા, એ સાત પુરીઓ મોક્ષ આપનારી છે." ३४. કશ્યપ ઇ૦–દશરથ એ કશ્યપનો અને કૌશલ્યા એ અદિતિનો અવતાર છે.

ભરત શત્રુઘ્ન લક્ષ્મણ ત્રણ, આદિ પુરૂષના અંશ જી;
પુરૂષોત્તમજી પ્રકટજ થાશે, સુંદર સૂરજવંશ જી. ૩૬
સનકાદિકે કહ્યું સભામાં, સુમંત્રે સાંભળિયું જી;
મન માંહે અતિ આનંદ પામ્યો, દેહનું દુઃખ ટળિયું જી. ૩૭
વિમાને બેશીને વળિયો, આવ્યો અયોધ્યા માંય જી;
સભામાં બેઠો સુખ પામી, સર્વજન મળ્યું તે ત્યાંય જી. ૩૮
નિદ્રામાંથી દશરથ જાગ્યો, પીવા માગ્યું પાણી જી;
મુખ પખાળી દાઢી ધોઈ, આગળ ઊભી રાણી જી. ૩૯
કુચકળશ બે દેખ્યા ઉજ્વળ, નયને ચાલ્યાં નીર જી;
અચેત થઈને અવનિ સૂતો, થર થર ધ્રુજે શરીર જી. ૪૦
વૃદ્ધ થયા ને કુંવર ન આવ્યો, હવે શી કરૂં આશ જી;
માતાએ કહ્યું તે મિથ્યા, હવે હું રહ્યો નિરાશ જી. ૪૧
કૌશલ્યા કરે વીંજણો, ને સ્તને તળાંસે ચરણ જી;
સ્વામી ! શા માટે સૂતા છો, વિરહે પામશો મરણ જી. ૪૨
કાલાવાલા કોટિ કરે છે, તોય નાથ ન જાગે જી;
સદા સ્વામી વે'લા ઊઠતા, કહીંએ વાર ન લાગે જી. ૪૩
સુમંત્રે સાંભળિયું શ્રવણે, રાજાને નહિ સાન જી;
પટરાણીને પરાં કાઢી, ત્યાં આવ્યો પ્રધાન જી. ૪૪
કહ્યું કાનમાં પેશી રાયને, ચાર હશે સંતાન જી;
ઊઠીને બેઠો થયો હળવે, રળિયાતે રાજાન જી. ૪૫
સનકાદિકે કહ્યું તે સઘળું, સંભળાવી સર્વ વાત જી;
વસિષ્ઠ ગુરૂને તેડાવ્યા રાયે, સુખ પામ્યા સાક્ષાત જી. ૪૬
પુત્રેષ્ટિ નામ યજ્ઞ યજાવો, જેમ પુત્ર હું પામું જી;
નવ સહસ્ર વર્ષ વિત્યાં ઝૂરતાં, વિરહવેદના વામું જી. ૪૭
સરયૂને કાંઠે અતિ સુંદર, હાટકહળ ગ્રહી હાથ જી;
યજ્ઞભોમ ત્યાં શુદ્ધ કરેછે, વેગે વસુધાનાથ જી. ૪૮

---

૩૭. દેહનું–"દોહવું" પાઠાંતર પ્ર. ૩ જી. ૪૦. અચેત—"અચિંત" પાઠાંતર પ્ર. ૨ જી. ૪૨. વીંજણો કરે–વાયુ ઢોળે. સ્તને–( સુંવાળા માટે ). "સ્રવે" પાઠાંતર પ્ર. ૧ લી. ૪૭. વિરહવેદના–( પુત્રસંબંધી ) ૪૮. હાટકહળ–સોનાનું હળ. યજ્ઞભોમ–યજ્ઞ કરવા માટે પસંદ

મહાનુભાવ મુનિ મોટા તેડ્યા, આરંભ્યો તે યાગ જી;
મોટા કુંડ ભર્યા છે ઘીએ, ન આવે તેનો થાગ જી. ૪૯
પ્રાણ લગે ત્યાં દશરથ રાયે, ન કહેવો નકાર જી;
પરિપૂર્ણ ત્યાં યાગ ન થયો, વળી વળી કરે વિચાર જી. ૫૦

## કડવું ૪ થું.

### તાલજીતમાન.

સુમંત્રને તેડી પૂછે, પ્રેમે પૃથ્વીપાળ જી;
યજ્ઞતણી સમાપ્તિ ન થાયે, કયમ આવશે બાળ જી. ૧
મંત્રી કે'છે શૃંગી આવે તો, સરશે સર્વ કાજ જી;
કોણ શૃંગી ને કયમ તે આવે, પૂછે છે મહારાજ જી. ૨
વિભાંડક નામે કો તાપસ, ઉદ્દાલકનો તન જી;
ગંગાને કાંઠે બેઠો છે, વાળી દૃઢ આસન જી. ૩
ઘણા દિવસ થયા દેહ દમતો, ધ્યાનથકો નવ ચૂકે જી;
પ્રાણાયામ કરીને બેઠો, મોકળું મન ન મૂકે જી. ૪
ઇંદ્રે જાણ્યું આસન લેશે, મેનકાને દઇ માન જી;
મોકલી મુનિને મોહ પમાડવા, ચૂકવી આવો ધ્યાન જી. ૫
આવીને આશ્રમ ઋષિને, મુખે મધુરૂં કરતી ગાન જી;
કામકળા સંપૂર્ણ શ્યામા, સુંદર કરતી સાન જી. ૬

---

કરેલી ભૂમિ. વસુધાનાથ–પૃથ્વીપતિ–દશરથ. ૪૯. મહાનુભાવ–મોટા પ્રતાપવાળા. ૫૦. પ્રાણ લગે–પ્રાણ આપતાં સુધી. યાગ ન થયો–અર્થાત્ વિઘ્ન આવવાથી યજ્ઞ પૂરો થતો નથી. "યજ્ઞ થયો" પાઠાંતર પ્ર. ૧ લી. એ પ્રમાણે જોતાં યજ્ઞ પૂરો થયો, એમ અર્થ થાયછે. પણ ૪ થા કડવાની પેહેલી કડીમાં "યજ્ઞ પરિપૂર્ણ ન થયો" એમ કહેશે, માટે પ્ર. ૧ લીનો પાઠ બરાબર લાગતો નથી. કયમ ૪૦–અર્થાત્ પુત્રપ્રાપ્તિ શી રીતે થશે. વાલ્મીકિ રામાયણમાં પુત્રેષ્ટિ નહિ પણ અશ્વમેધનો આરંભ લખ્યોછે અને અહીં જેમ યજ્ઞ આરંભ્યા પછી શૃંગીને લાવવાની વાત વર્ણી છે તેમ ત્યાં નથી;પણ શૃંગીને તેડાવ્યા પછીજ યજ્ઞનો આરંભ કર્યો,એમ છે.(જુઓ વાલ્મીકિ રામાયણ બાળકાંડ–અધ્યાય ૯ મો). ૪. મોકળું–છૂટું—વિષયોમાં ભટકતું.

મોહ પામ્યા મુનિ મોં દેખીને, ઉઘાડ્યાં લોચન જી;
જાણે હું એને કેમ ન પામું, સાચું થયું સાધન જી. ૭
જેટલે ઋષિજી ગ્રહેવા જાયે, તેટલે નાઠી નારી જી;
વન વન જોતાં હીંડે તેને, મદને મૂક્યા મારી જી. ૮
થર થર ધ્રૂજે અંગે અમૂઝે, પામ્યા અંતર ખેદ જી;
હાય ! હાય ! મિથ્યા થયું મારે, જે વ્રત કીધું છેદ જી. ૯
કેડે થઇ જાતાં ઋષિને, થયો વીર્યનો સ્રાવ જી;
તે કોણે ટળે નહિ ટાળ્યો, (જે) વિધિએ લખિયો ભાવ જી. ૧૦
અપ્સરાને ત્યારે શાપજ દીધો, તું વસુધા વેશ્યા થાજે જી;
મૃત્યુલોકમાં માનુષી થઇને, રામા રૂપે રાજે જી. ૧૧
એમ સુણીને અબળા આવી, સ્વામીએ દીધો શાપ જી;
વેશ્યાપણું તો હું પમાડી, કીધું મોટું પાપ જી. ૧૨
ઇંદ્ર કહેછે એહના સુતને, છળ પાડી અહીં આવે જી;
અંગદેશમાં પિંગળા નામે, વેશ્યા વારૂ ભાવે જી. ૧૩
ઋષિ આશ્રમ આવ્યો દુઃખ પામી, મિથ્યા થયો મુજ શ્રમ જી;
પુનરપિ આસન વાળી બેઠો, ભય પામ્યો અતિ મર્મ જી. ૧૪
તૃણ વિષે જે વીર્ય દ્રવ્યું છે, તે મૃગલીએ ચાટ્યું જી;
ઉદર વિષે આધાન થયું, જાણીએ ઘડ્યું ઘાટ્યું જી. ૧૫
પ્રસવ્યો તેજપુંજ મૃગલીએ, જાણે અરણિથી યજ્ઞ જી;
શું ભાઇ સૂર્ય પ્રાચી દિશથી, પ્રકટ્યો પાવનપ્રજ્ઞ જી. ૧૬

---

૮. મદને–કામદેવે. ૯. છેદ–છેદ પામ્યું–છિન્ન થયું–તૂટ્યું. ૧૦. કેડે થઈ–(અપ્સરાની) પાછળ પડીને. "કેડે થયું" (પાઠાંતર પ્ર. ૧ લી)–રસ્તે જતાં ઋષિને આ અપ્સરારૂપ લફરૂં કેડે થયું. ૧૧. વસુધા–વસુધા (પૃથ્વી)માં. રાજે–તું રાજે. અર્થાત્ તું રાજજે. ૧૨. સ્વામીએ–મુનિએ. ૧૩. છળ ઈ૦–એના પુત્રને છળ પાડી (છળવડે વ્રતભંગ કરીને) તું અહીં આવજે. (શાપનો પરિહાર). અંગ ઈ૦–અંગ દેશમાં તું વારૂ (સુંદર) વેશ્યા થઇશ તે અમને ભાવે. ૧૪. પુનરપિ–ફરીને. મર્મ–મર્મ (હૃદય)માં. ૧૬. તેજપુંજ–તેજના ઢગલા જેવો (પુત્ર). યજ્ઞ–યજ્ઞના સાધનરૂપ અગ્નિ. પૂર્વે ઋષિઓ અરણીનાં લાકડાં પરસ્પર ઘસીને દેવતા પાડતા હતા. પ્રાચી–પૂર્વ. પ્રજ્ઞ–જ્ઞાનવાન્. મુનિ ઈ૦–મુનિનું વીર્ય હતું માટે તે હરણ ન અવતરતાં મનુષ્ય અવતર્યો, પણ હરણીનો પુત્ર હતો માટે તેને માથે એક શીંગડું થયું.

મુનિ માટે માનુષ દેહે, સુંદર શીશ શોભતું શૃંગ જી;
એકશૃંગી અભિધાનજ તેનું, અતિ અનુપમ અંગ જી. ૧૭
મૃગલીથી વનમાં વિચરે, મનુષ્યને નવ ધીરે જી;
વાંચ્છિત ફળ વનમાંહે ખાયે, જાણે હીરો હીરે જી. ૧૮
એમ કરતાં કો આશ્રમ આવ્યા, મહાનુભાવ મુનિજન જી;
વિભાંડકે પરોણા રાખ્યા, વિનવી વિમળ વચન જી. ૧૯
શ્રાદ્ધી બેઠા ઋષિ સર્વે, એક ઉચર્યો વાણ જી;
સંતતિ હોય તો શ્રાદ્ધ ઉપજે, નહિ તો નિષ્ફળ જાણ જી. ૨૦
એક કહે એને કુંવર છે, શૃંગી તેનું નામ જી;
વિભાંડક તો વઢવા લાગ્યો, કહિયે કીધું કામ જી. ૨૧
મુનિ કહેછે મૃગલીથી, એક તારે પ્રગટયો પુત્ર જી;
તૃણ વિષે ત્યાં વીર્ય પડયું, સંભારોને સૂત્ર જી. ૨૨
સાંભળીને શોધવા ચાલ્યો, શૃંગી સૂતો ત્યાં સાંધ્યો જી;
ધીરવીને આશ્રમ આણ્યો, વચન વિવેકે વાંધ્યો જી. ૨૩
પિતા વિના ધીરે નહિ કોને, હીંડે સારંગ સાથ જી;
વનફળ ખાયે ને તપ કરે, માને પિતાને નાથ જી. ૨૪
ઉપવીત દીધું ને વેદ ભણાવ્યો, આપ્યું ઉત્તમ જ્ઞાન જી;
પિતાતણી કરે અતિ સેવા, ધરે અંતર ધ્યાન જી. ૨૫
લોમપાદ નામે એક રાજા, અંગદેશનો તેહ જી;
બ્રાહ્મણશું અભિમાન કર્યું, તેને દેવે દીધો છેહ જી. ૨૬
વળી બ્રાહ્મણે શાપજ દીધો, અનાવૃષ્ટિ તુજ દેશ જી;
બાર વર્ષે વરસાદ ન વર્ષે, કષ્ટ પામિયો ક્લેશ જી. ૨૭
પ્રજા સહુ પીડાવા લાગી, હોયે હાહાકાર જી;
પાણી વિના ક્યમ પ્રજા રહે, સહુ કષ્ટ પામ્યું અપાર જી. ૨૮
રાજાએ મુનિ સઘળા મનવ્યા, સ્વામી ક્યમ વરસે વરસાત જી;
મેં અપરાધ થયો મુનિનો મોટો, હદે થયો ઉત્પાત જી. ૨૯
મુનિ કહેછે મહીપાળકો જો, વિભાંડકસુત આવે જી;

---

૧૭. અભિધાન–નામ. ૧૮. મૃગલીથી–મૃગલી સાથે. ૨૦. શ્રાદ્ધી–શ્રાદ્ધ કરનારા થઇને. ઉપજે–સફળ થાય. ૨૨. કહીએ ઇ૦–અમે જે કામ કર્યું હોય તે કહી દેખાડો. ૨૪. સારંગ–હરણ. ૨૭. કષ્ટ ઇ૦–કષ્ટ અને ક્લેશ પામ્યો.

એક શૃંગી અભિધાનજ તેનું, તે મહી મેહ વરસાવે જી. ૩૦
મહીપતિ કહેછે મોકલો માણસ, જો તમે તેને જાણો જી;
એ તો સુગમ વાત છે સ્વામી, આદર કરી અહીં આણો જી. ૩૧
બ્રાહ્મણ કહે એમ નહિ આવે, મનુષ્ય દેખી નાસે જી;
શીશ શૃંગ તાપસને લેપે, તાળી પાડ્યે ત્રાસે જી. ૩૨
તો કહું વ્યાધ જાળ લેઇ જાશે, મૃગ સાથે જો સા'શે જી;
જ્યમ ત્યમ અહીં આવવા જોઇએ, વેગે વારૂ થાશે જી. ૩૩
તાપસ કહેછે તીવ્ર શાપ દે, બાળીને કરે ભસ્મ જી;
અંધકારના ઓઘને ટાળે, જ્યમ સૂર્યના રશ્મ જી. ૩૪
રાયે પુરમાં પડો વજડાવ્યો, જે એને લેઇ આવે જી;
તેને રાજા સર્વસ્વ સોંપે, ભુવનભાર ભળાવે જી. ૩૫
પડો વાજતો વાજતો આવ્યો, વેશ્યાકેરે દરબાર જી;
પિંગળાએ પૂછાવ્યું પાસે, એક મોકલી નાર જી. ૩૬
કહ્યું શૃંગીને લેઇ આવે, વસુધા વરસે મેહ જી;
રાજાજી રળિયાતજ થાશે, એમાં નહિ સંદેહ જી. ૩૭
પડો છબ્યો પિંગળા વેશ્યાએ, રાયને કીધું જાણ જી;
બ્રહ્માદિકને વશ કરી આવે, એ તો પામર પ્રાણ જી. ૩૮
હાસ્ય કર્યું સભામાં સહુએ, વેશ્યા મેહ વરસાવે જી;
સતી સાધવી શિરોમણિ એ, અર્થ એટલે આવે જી.। ૩૯
નાનું સરખું નાવ કરાવ્યું, તે માંહે બહુ ચિત્રામ જી;
નાનાવિધની રચના કીધી, દેખી મોહે કામ જી. ૪૦
સોળ વર્ષની સોળ સુંદરી, સાર્યા સોળ શૃંગાર જી;

---

૩૦. અભિધાન–નામ. ૩૩. રાજા કહેછેઃ તો ઇ૦–ત્યારે વ્યાધ (પારધિ) જાળ લેઇને જશે અને શૃંગીને પકડી લાવશે. ૩૪. અંધકારના ઇ૦–જેમ સૂર્યના રશ્મ (રશ્મિ–કિરણ) અંધકારનો નાશ કરે, તેમ એ શાપથી તમને ભસ્મ કરે એવો છે. ૩૫. ભુવન ઇ૦–રાજા તેને જગતમાં ભારવજનવાળો માણસ કરે–પ્રતિષ્ઠા મેળવી આપે. છબ્યો–અટકાવ્યો (?) ૩૮. પ્રાણ–પ્રાણી. ૩૯. સતી ઇ૦–એ સતીશિરોમણી સાધવી ખરીકની, એટલે અર્થમાં આવશેજ તો ! (વક્રોક્તિ). અર્થાત્ એ નીચ વેશ્યાથી શું થવાતું છે? ૪૦. ચિત્રામ–(ચિત્રામણના અર્થમાં).

શરીરથી સુગંધ ઉપજે, ભ્રમર કરે ગુંજાર જી. ૪૧
તરૂ કૃત્રિમ કીધાં તે માંહે, કીધાં ફૂળ ને પાન જી;
સાકર ખાંડ ને સેલડીના રસ, બાંધ્યાં બહુ પકવાન જી. ૪૨
નાવ ચલાવ્યું નદીમાંહે, તણાણું તે પૂરજી;
વિભાંડકનો આશ્રમ આવ્યો, એવે ઉરાઉર જી. ૪૩
નદી નાકુએ નાવ નાગર્યું, નાર નિસરી નેહે જી;
જાણે મદનદેવની મોટી મુદ્રા, પ્રકટ થઈ દિવ્યદેહ જી. ૪૪
વીણા વાયે મધુરૂં ગાયે, તાતાથેઈ કહી નાચે જી;
તાલ મૃદંગ ઉપંગ વજાડે, રંગે રમતી રાચે જી. ૪૫
મૃગલો મોહ પામીને આવ્યો, સુણી સરવા સાદ જી;
ઘોર મધુરે સ્વર ગાન મૂર્ચ્છના, નાના વિધના નાદ જી. ૪૬
કોયલ કીર મોર મૃગ મોહે, એવો તેનો રાગ જી;
ફેણ માંડી રહ્યા મણિ મૂકી, નાગણી સરશા નાગ જી. ૪૭
મૃગ માંહેથી મોહ્યો મુનિ શૃંગી, શ્યામાએ કીધી સાન જી;
આપણ જેને કાજે આવ્યાં, એ તો એ અભિધાન જી. ૪૮
તારૂણીએ તે તાપસ દીઠો, રાખ્યું એટલે તાન જી;
મૃગ સહુકો નાશી ગયા ને, મુનિને દીધાં માન જી. ૪૯
શૃંગીએ જાણ્યું અતીત આવ્યા, સંન્યાસી શ્રીપાત જી;
આ આશ્રમ એને તેડી જાઉં, વારૂ કીજે વાત જી. ૫૦

## કડવું ૫ મું.

રાગ રામગ્રી.

નર નારીનો ભેદ ન જાણે જી;
તાપસ જાણી વેશ વખાણે જી. ૧

**ઢાળ.**

તાપસ જાણી વેશ વખાણી, સંન્યાસી શ્રીકાર;
આશ્રમ લઇ જાઉં એહને, મારા પુણ્યનો નહિ પાર. ૨

---

૪૩. ઉરાઉર–પાસે પાસે (?) ૪૪. નાકુએ–નાવિકે. ૪૬. મૂર્છના–એકસ્વરમાંથી બીજા સ્વરમાં જવાની ક્રિયા. ૪૭. સરશા–સાથે–પાસે. ૪૮. અભિધાન ૪૦–શૃંગી અભિધાન (નામ)વાળો એતો એજ. "એ તો એતું કામજી" પાઠાંતર પ્ર. ૨ જી. ૫૦. અતીત–વેરાગી. આ આશ્રમ–આ પાસેના મારા આશ્રમમાં.

સ્વામી પર્ણકુટી પાવન કરવા, પધારો મુનિજન;
પિતા મારો નથી આશ્રમ, હું એકલો આણે વન. ૩
વેશ્યાએ જાણ્યું વાત વારૂ, નથી એહનો તાત;
આશ્રમ જોઈ આવિયે, વિશદ તેહ વિખ્યાત. ૪
માંહોમાંહે હાસ્ય કરતી, નિર્મતી એણે નેહ;
આપણને નથી જાણતો, અજ્ઞાન દીસે એહ. ૫
વારમુખ્યા આવી આશ્રમ, મુનિએ દીધાં માન;
કુશ પાથરી કહ્યું અહિં બેસો, સમ્યકે સન્નિધાન. ૬
પોયણ પાયે કાયા કોમળ, કાંટા ખુંચે ક્રૂર;
જાણે સંન્યાસીને શું થશે, ભેદ ન જાણે ભૂર. ૭
બીલી બોરાં આમળાં, કરપટા કાકચ કોઠ;
આગળ આણી અંબાર કીધા, મહિલા મરડે હોઠ. ૮
ખાટાં ખારાં કડવાં કસાયલાં, તે ન ભાવે નિર્ધાર;
અમૃત આ'ર કરે સદા, તે કેમ કરે ફળ આ'ર. ૯
આજ અમો છું ઉપવાસી, અશન કીજે એહ;
આસન પણ બેઠા નહિ, મુનિને મન સંદેહ. ૧૦
કમંડળ લઇ આવિયો, પખાળવાને પાય;
ચરણામૃત પીવા સહી, ઉલટ અંગ ન માય. ૧૧
વેશ્યા કહેછે વેગળા રો', આભડશો મા ચરણ;
અમો અડવા દીજે નહિ, વારૂ જાણી વરણ. ૧૨
વેશ્યાએ માંહોમાંહે વાત કીધી, આપણે પાપ કીધાં ઘોર;
વનિતાને વળી વેશ્યાપણું, કીજે કર્મ કઠોર. ૧૩
વળી એ જો ચરણ આભડે તો, પાપતણો નહિ પાર;
રૈરવ નરકે પિંડ પચાએ, કહીંએ નહિ ઉદ્ધાર. ૧૪

---

૩. પર્ણકુટી–ઝૂંપડી. ૪. વારૂ–ઠીક. એ વાત તો ઠીક છે કે એનો તાત આશ્રમમાં નથી. વિશદ–નિર્મળ. ૫. એણે ૯૦–એની સાથે નેહ રાખીને. ૬. વારમુખ્યા–સૌથી શ્રેષ્ઠ ગણિકા. કુશ–દર્ભ. સમ્યકે–સારી રીતે. સન્નિધાન–પાસે. પોયણ પાયે–પોયણા સરખા કોમળ પગમાં. ૮. કરપટા–કરમદાં (?) કાકચ–(?) કોઠ–કોઠાં. ૯. કસાયલાં–તુરાં (कषाय ઉપરથી). ૧૦. અશન કીજે–ખાઓ.

આસન ન બેઠાં ફળ ન ખાધાં, પૂજા ન ગ્રહી પ્રેમ;
ઋશ્યશૃંગ થયો શરમણો, કયાં અવગણો છો એમ ? ૧૫
મુખચુંબન કો સ્તન ઉપર, મેલે મુનિનો હાથ;
કંઠે વળાવે બાંહુડી, ભરે બો'ળી બાથ. ૧૬
મીઠા મીઠા બોલ બોલે, કરે સુંદર સાદ;
કાનમાં પેશી કહે કાંઇએક, માંડ માંડ ત્યાં વાત. ૧૭
૭ કમળ વાહે ને છળ કરે, હસે માંહોમાંય;
શૃંગીને વિહ્વળ કર્યો, બળે સાહી બાંય. ૧૮
જાણે તાત એનો આવશે, તો તીવ્ર દેશે શાપ;
એ તો કાંઈ નથી પ્રિછતો, સર્વે જાણે એનો બાપ. ૧૯
જાતી મન લેતી ગઇ, શૃંગીને નહિ સાન;
પિતા આશ્રમ આવિયો, તે નિત્ય કરી મધ્યાન. ૨૦
કાં રે કુંવર કાયર થઇને, સૂતો છે શા માટ;
અણમણો એમ કાં દીસેછે, અંગ અતિ ઉચ્ચાટ. ૨૧
વળતો શૃંગી વદે વાણી, અહીં અતિથિ આવ્યા આજ;
મન મારૂં ગયા ચોરતા, મેં કાંઇએ ન થાયે કાજ. ૨૨
અતિ સુંદર ને સૂક્ષ્મ તનુ, અધિક તેમાં તેજ;
મને આલિંગન ચુંબન કર્યું, હઇએ આણી હેજ. ૨૩
પૂજા તેણે નવ ગ્રહી, ફળ ન કીધાં ભક્ષ;
મુને વિસરતા તે નથી, મહાનુભાવ મોટા રૂખ. ૨૪
જાણુંછું તે કને જાવું, મારૂં ન રહે મન;
શૃંગી રોતો રહે નહિ, પછે વદે વાત વચન. ૨૫
એવાં ઘણાંએક આવશે, છે માર્ગમાં આશ્રમ;
કો મૂર્ખ રાક્ષસ માયાવી આવે, મૂઢ ન લહે મર્મ. ૨૬
આતા એમ કીજે નહિ, પ્રીછવા આણી પ્રીત;

---

૧૮. ૭ કમળ ઇ૦–બે હાથ, બે પગ અને બે નેત્ર, એ ૭ કમળવડે વાહે–છેતરે. ૨૦. નિત્ય ઇ૦–મધ્યાન્હ સમયનું નિત્યકર્મ (સંધ્યાવંદનાદિ) કરીને. ૨૧. અણમણો–અનમનો–શૂન્ય (ઉદાસ) મનવાળો. ૨૪. મહાનુભાવ–મોટા પ્રતાપવાળા.

વૈશ્વદેવ કરી ફળઆ'ર કીધો, કરી કર્મ વિહિત. ૨૭
તારુણીએ ત્યાં તાંડવ માંડ્યું, તાન તન્તી તાર;
મૃગ સાથે મુનિપુત્ર આવ્યો, મોહ પમાડે માર. ૨૮
વાજીંત્ર રાખ્યાં વાજતાં, શૃંગીને કીધો સાર;
આવોજી (આજ) અમો આતિથ્ય કીજે, આણી અતિ ઉલ્લાદ. ૨૯
સોનાનું સિંહાસન મણિ જડ્યું, ચાકળો દૂધનું ફીણ;
તે ઉપર બેસો મારા નાથજી, હવે ન થાશો હીણ. ૩૦
કનકઝારી કર ગ્રહી, નારી પખાળે પાય;
ચરણોદક પ્રેમે પીએ ને, મન મોદ ન માય. ૩૧
બાવનાચંદન કેસર ઉત્તમ, અર્ચ્યું ઋષિનું અંગ;
કોટે ઘાલી કુસુમમાળા, બાળાને મન રંગ. ૩૨
શેલડીનો રસ શીકાર આણ્યો, કહ્યું કીજે પાન;
આશ્રમ (અમારે) એવી ગંગા વે'છે, તેણે વપુ વારૂ વાન. ૩૩
અમો જ્યાં જઇએ ત્યાં સાથે આવે, અમારો આશ્રમ;
તે તો મુને દેખાડો, હું મોહ પામ્યો મર્મ. ૩૪
નાવમાં લેઇ નાર ગઇ, કહ્યું આ અમારે ઝાડ;
પાંદડાં પ્રાશન કરો, તે લાલચે લાગ્યો લાડ. ૩૫
ફીણા ફેણી ને ખાજલાં, અમૃત કીધાં આ'ર;
મોટા મોદક મર્મે બાંધ્યા, એ અમારે ફળ સાર. ૩૬
ચીર પીતાંબર ક્ષીરોદક, ઉકેલે તે છાલ;
ફૂલી સેંથા પદકડી, ઝુમણું ને ઝાલ. ૩૭
એ વૃક્ષતણો ત્યાં ઝુંદ એવો, અમો વસુએ વન;
ઇક્ષુરસ જળ જાણીને, મોહ પામ્યો મન. ૩૮

---

૨૭. વિહિત-(શાસ્ત્રે)આજ્ઞા આપેલું. ૨૮. તંતી-(તંત્રી વીણા). માર-કામદેવ. ૩૦. ચાકળો ઈ૦-દૂધના ફીણજેવો ઉજળો ચાકળો (ગાદી) તે પર મૂક્યો હતો. ૩૩. તેણે ઈ૦-તેણે અમારા વપુનું વાન (વર્ણ) વારૂ (સુંદર)છે. ૩૫. લાડ-લાડથી. ૩૬.ફીણાફીણી-સુત્રફેણી (?). ખાજલાં-ખાજાં. ખાજાંરૂપી પાંદડાં પ્રાશન કરો, એમ ૩૫ મી કડી સાથે અન્વય. ૩૭. ક્ષિરોદક-ખીસોદર નામનું ઉત્તમ વસ્ત્ર. ૩૮. ફૂલી-કર્ણફૂલ, વગેરે વૃક્ષનો ઝુંદર છે એમ સમજાવેછે.

સાકરનો અંબાર આગળ, મૃતિકા મારે એહ;
સુખમાં મૂકતાં મધુરૂં લાગે, વળી વળી માગે તેહ. ૩૯
ઉજળી ખાંડનો અનુપમ, આગળ એક અંબાર;
અમારે વન આવી વેળું છે, આદરે કીજે આ'ર. ૪૦
તે ખાતાં આવાં અંગ થાયે, જાયે તનનો તાપ;
આ તપતણાં ફળ ઉદે પામ્યાં, પ્રકટ પુણ્ય પ્રતાપ. ૪૧
વિહ્વળ થયો ને વિસ્મય પામ્યો, તેડી જાવો ત્યાંય;
નાકુયાને નાર કહેછે, શું રહીશ બેશી આંય? ૪૨
નાવ ચલાવ્યું નદી માંહે, એ થઈ વારૂ વાત;
લોમપાદને તે આવિયા, વધામણી વરસાત. ૪૩
રાજા સામો સાંચર્યો, વાજતે વાજીત્ર;
મંગળ ગાયે માનિની, લઈ વધાવા વિચિત્ર. ૪૪
દશરથ રાજાની દિકરી, શાંતા સુંદરી નામ;
મિત્ર માટે આપી લોમપાદને, એ કરશે આવે કામ? ૪૫
નાવમાંથી નીસરી, શૃંગીનો સાહી પાણ;
રાજાને કહ્યું એકલશૃંગી, જપી જે જે વાણ. ૪૬
અપ્સરા થઇ અંતરિક્ષ ગઇ, બેશી દિવ્ય વિમાન;
પછે શાંતાસુતા શૃંગીને, રાયે દીધું કન્યાદાન. ૪૭
અંગદેશનું અખિલ આપ્યું, શૃંગીને સર્વે રાજ;
આણ વર્તાવી દેશમાં, અપુત્રિયા માટે આજ. ૪૮
મુઠો છત્ર સહી આસન ચમ્મર, મુકુટ કુંડળ કાન;
શૃંગાર સજી રહ્યો રાજી, થઈ બેઠો રાજાન. ૪૯
રાજકાજ રિદ્ધસિદ્ધ સંપદા, દેશ દળ વ્યાપે' આનંદ;
પ્રજા પાળે પુત્રની પેરે, આણી અતિ આનંદ. ૫૦

---

૪૨. નાકુયાને-નાખુદાને (હોડીવાળાને). ૪૩. વધામણી વરસાત-વધામણી રૂપી વરસાદ. ૪૬. જપી ઈ૦-તમે જે જે વાણ જપી (ઉચ્ચારી) હતી, તે તે થઈ. ૪૮. લોમપાદ અપુત્રિયો હતો માટે તેણે જમાઇના નામની આણ વર્તાવી. ૪૯. મુઠો-(?) ૫૦. દળ-સેના 'દેશદળવાપે' પાઠાંતર પ્ર. ૨ ૭. શત્રુના દેશને દળવામાં આનંદ માનતો હતો.

# કડવું ૬ ઠું.

## તાલ જીતમાન.

વિભાંડક આસન આવિયો, દીઠો નહિ તન;
કુંવર મારો ક્યાં ગયો, જેહ પ્રાણજીવન. ૧
હાય! હાય! હવે શું કરૂં, મેં રહ્યું ન જાય;
હીંડે સઘળે શોધતો, દુઃખ ક્યમ સહેવાય! ટેક. ૨
આક્રંદ કરેછે અતિ ઘણું, નયને વહે નીર;
ઉભો થઈ અંગ આશટે, ન રહે મન ધીર. હાય. ૩
પર્વતને પૂછે ઘણું, કરે વેલીશુ વાત;
તરૂવર કાં કે'તાં નથી, થાઇશ ભૂપાત. હાય. ૪
પાણી વિના જેમ માછલો, ટોળા વિના કુરંગ;
વત્સ વિના જેમ ગાવડી, વણ પ્રાણ જેમ અંગ. હાય. ૫
પછે જ્ઞાન દૃષ્ટે રે વિચાર્યું, કરી પ્રાણાયામ;
લોમપાદ ઘર એ ગયો, વેશ્યાનાં એ કામ. હાય. ૬
હું હમણાં ભસ્મ કરૂં સહી, આખો અંગદેશ;
શાપવા કારણ સાંચર્યો, મન પામી ક્લેશ. હાય. ૭
આઘા જઇને પૂછિયું, અહીં કોનું રાજ;
કહ્યું શૃંગી રાજા એહનો, બેઠો છેજી આજ. હાય. ૮
વિસ્મય મન પામી રહ્યો, ગયો ગામે ગામ;
સઘળે આણ શૃંગીતણી, બીજું નહિ નામ. હાય. ૯
પછે રાજ્યસભામાં આવિયો, ત્યાં દીઠો તન;
સિંહાસન સોનાતણે, મહામોહ્યું મન. હાય. ૧૦
માગ્ય માગ્ય મુખ ઉચ્ચરે, એકને દે દંડ;
રાજ્યચિન્હ રાજે ઘણું, જીતિયા નવ ખંડ. હાય. ૧૧
અર્ધાંગ શાંતા સુંદરી, મહામનોહર રૂપ;
સેવક થઈ સેવા કરે, જેહ ત્યાંનો ભૂપ. હાય. ૧૨
પિતા દીઠો આવતો, જઈ લાગ્યો પાય;
પ્રેમશુ પૂજા કરી, અતિ આશ્ચર્ય થાય. હાય. ૧૩
કુંવર ત્યાં તું આવજે, વસવાને વન;

---

૪. ભૂપાત–પૃથ્વી ઉપર પડેલો.

એ જાણે સર્વે કારમું, મોહીશ મા મન. હાય. ૧૪
ઇમાં તો તું ઇમ રહે, પાણીમાં પા'ણ;
ભાજે પણ ભીજે નહિ, તું થાજે અજાણ. હાય. ૧૫
જ્યમ કમળ રહે પાણી વિષે, ત્યમ રહેજે વીર;
સ્પર્શ કરી શકે નહિ, ઘણું વાધે નીર. હાય. ૧૬
દીસે છે તે વણસશે, અવિનાશી એક;
જોતાં બીજું કો નથી, એ વિષય અનેક. હાય. ૧૭
એ સંસાર અસાર છે, એમાં શું સાર;
માયા બળ માંડી રહ્યો, આણી અહંકાર. હાય. ૧૮
રાતે કો જાતો હતો, તગતગતી તેહઃ—
છીપો તો દીઠી સહી, રૌપ્યવત્ એહ. હાય. ૧૯
જાણ્યું કો એક દેખશે, જોઇ નહિ જેહ;
મનમાં પણ રીઝયો ઘણું, આણીને નેહ. હાય. ૨૦
વાણામાં જોયું વળી, તે થયો રે નિરાશ;
(અરે) સંસારનાં સુખ ઈમ છે, મિથ્યા એ આશ. હાય. ૨૧
અંધારે દીઠું દોરડું, મન માની સાપ;
હાય! હાય! હવે શું કરૂં, તન પામ્યો તાપ. હાય. ૨૨
બીજા પણ બીહાવિયા, પછે આણ્યો દીવો;
સાપ નહિ એ સીંદરૂં, સહુએ ઘણું જીવો!! હાય. ૨૩
મનુષ્ય કો તરસ્યો હતો, વેહેતો રણવાટ.
જ્યાં જૂવે ત્યાં જળ ભર્યું, આવરે ઉચ્ચાટ. હાય. ૨૪
કોને સોણામાંહે ધન જડયું, નહિ જાગ્યો જ્યારે;
આકાશ ફૂલ્યું ફૂલડે, મન માન્યું ત્યારે. હાય. ૨૫
સસાને શિર શીંગડું, અછતું કરી સત્ય;
મૂઢપણે માન્યું સહી, વિષયાએ મત્ય. હાય. ૨૬

---

૧૪. એ—આ સર્વે રાજ્યરિદ્ધિ વગેરે. ૧૫. ઇમાં ઇ૦—અને એમાં રહેવું હોય તો જેમ પાણીમાં પથ્થર (ભીનો થયા વગર) રહે છે તેમ નિર્લેપ રહેજે. ૧૯. સંસારની અસત્યતા રૂપું અને છીંપના દૃષ્ટાંતથી બતાવે છે. રાતે ઇ૦ ૨૦. જોઇ૦—જેણે જન્મારામાં છીંપ દીઠી નથી તેણે એમ જાણ્યું કે રૂપાંને એને કોઈ બીજો દેખશે તો લેઈ જશે! ૨૫. સોણામાંહે—શમણામાં.

કરોળિયાની પેરે સહી, પોતાની લાળ;
આપોપું બંધાવિયું, પછે આવ્યો કાળ. હાય. ૨૭
કો છૂટે લોહશૃંખલા થકી, બાંધ્યો વજ્રલેપ;
સ્નેહબંધન છૂટે નહિ, જેહ ચોટચો લેપ. હાય. ૨૮
એક પુત્ર આપીને આવજે, સંતોષી વહુ;
રાજ્ય રૂડીપેરે પાળજે, સુખ પામે સહુ. હાય. ૨૯
રાજ્ય આપી તું તનને, વેહેલો આવે વન;
વાટ જોઉંછું તાહરી, મોહીશ મા મન. હાય. ૩૦
સ્વસ્તિ કહીને સંચર્યો, આવ્યો આશ્રમ;
બ્રહ્મવિદ્યા કેવળ કહી, ભૂલે નહિ બ્રહ્મ. હાય. ૩૧
તે શૃંગી આવી જોય જે, પુત્રેષ્ટિ પૂર્ણ;
પુત્ર પણ પામે સહી, દુઃખ થાયે ચૂર્ણ. હાય. ૩૨
લોમચરણને તેડિયો, એ સાથે જામાત્ર;
કાગળ લખીને કા'વિયું, પ્રાહુણા હે પાત્ર. હાય. ૩૩
આવ્યા તે ઉતાવળા, જેટલે થયું જાણ;
દશરથ રાજા સામો ગયો, વાજે ઘણાં નિઃસાણ. હાય. ૩૪
ધન્ય ધન્ય જીવ્યું માહરૂં, જઈ લાગ્યો ચર્ણ;
પુત્ર વિના ઝૂરે ઘણું, નયને નીરઝર્ણ. હાય. ૩૫
લોમપાદ રાજા કહે, સસરો દશરથ;
પાલક પુત્રી માહરે, હવે કરો કંઇ અર્થ. હાય. ૩૬
યજ્ઞ યજાવો એહને, જેમ પામે પુત્ર;
સૂર્યવંશી રાજા થઇ, સર્વ રાખે સૂત્ર. હાય. ૩૭
હોમ દેવા હર્ષે કરી, બેઠો જઇ શૃંગી;
હવે હોમ હર્ષે કરી, પ્રભુ કીજે અંગી. હાય. ૩૮
બ્રહ્મજ્ઞાને કરી જે જાણિયે, ચિંતવી તે રૂપ;
યજ્ઞપુરૂષ જે જાગતો, એ અકળ સ્વરૂપ. હાય. ૩૯
બ્રહ્માદિક પામે નહિ, તેનું દરશન;

---

૨૭. આપોપું ઇ૦–પોતે પોતાની મેળે બંધાયો. ૨૮. લોહશૃંખલા–લોઢાની બેડી. ૩૨. લોમચરણ–લોમપાદ. ૩૬. હવે ઇ૦–"હવે કાંઇ અર્થ" પાઠાંતર પ્ર. ૨ ૭. ૩૮. અંગી–અંગીકાર.

પરિપૂર્ણ પ્રેમે થયા, પ્રભુ પરમ પ્રસન્ન. હાય. ૪૦
એકરથાલી પાત્ર ચરે ભરી, દીધી તે સુન્ન;
પુરૂષોત્તમ પ્રેમે કરી, પ્રત્યક્ષ તે પુણ્ય. હાય. ૪૧
શૃંગીએ લીધી સહી, તેડ્યો રાજાન;
તેને તે તું આપજે, જેને બહુ માન. હાય. ૪૨
ત્રણ પટરાણી તેહને, તેમાં વા'લાં બેય;
તેનું કહ્યું લોપે નહિ, વા'લાં છે તેય. હાય. ૪૩
મે'લમાં દશરથ ગયો, તે હસતો હસતો;
સાદ કર્યો કહી સુંદરી, તે હૈયે વસતો. હાય. ૪૪
કૌશલ્યા ને કૈકેયી, સુમિત્રા સાચી;
રહી હારને ઓળવે, રામા રંગે રાચી. હાય. ૪૫
ત્યારે બે ભાગ રાજાએ કર્યા, ત્રીજાને તલપે;
બી'તાં કરી શકે નહિ, મન માંહે કલપે. હાય. ૪૬
કૌશલ્યા ને કૈકેયી, રખે હું દુભાએ;
સુમિત્રા ત્યાં શું કરે, શણમણી સીદાએ. હાય. ૪૭
ભાગ બે આપ્યા બંનેને, કૌશલ્યા કોડ;
સુમિત્રા સામું જુવે, અમ લાગે ખોડ. હાય. ૪૮
એહની આશ તેટલી, જે આવે તન;
મારે તો આમે આપશે, એહને આપું અન્ન. હાય. ૪૯
કૌશલ્યાએ આપિયું, કૈકેયીએ આપ્યું;
બે ભાગ પામી ભલે, તેજ તેણીએ વાપ્યું. હાય. ૫૦

---

૪૧. ચરે–યજ્ઞમાં રાંધેલા ચોખાએ. ૪૨. "કહું તેને તે તું આપજે" પાઠાંતર પ્ર. ૧ લી. ૪૫. ઓળવે–પડખે–આડચે. ૪૬. ત્રીજાને ઇ૦–ત્રીજો ભાગ કરવાને તે ઇચ્છતો હતો, પણ કરી શક્યો નહિ; કેમકે રખેને અળખામણી સુમિત્રાને સરખો ભાગ કરીને આપતાં કૌશલ્યા અને કૈકેયી હુંથી દુભાય! ૪૭. શણમણી–દલગીર થઈને. સીદાયે–ખેદ પામે. વાલ્મીકિ રામાયણમાં એમ કહ્યા છે કે "દશરથ રાજાએ અર્ધો દૂધપાક કૌશલ્યાને આપ્યો, તથા અર્ધમાંથી અર્ધો સુમિત્રાને આપ્યો, અને બાકીના અર્ધામાંથી અર્ધો કૈકેયીને આપ્યો, અને બાકીનો અષ્ટમાંશ ફરીને સુમિત્રાને આપ્યો." કૌશલ્યા ઇ૦–ચ્છી કૌશલ્યાને એમ કોડ (અભિલાષ) થયો કે અમે બે ખાઇએ અને સુમિત્રા સામું જોઇ રહે તો અમને ખોડ લાગે. ૫૦. તેણીએ–તેના શરીરમાં.

## કડવું ૭ મું.

### રાગ સામેરી.

યજ્ઞ પરિપૂરણ થયો, શૃંગીને દીધાં માન રે;
આપ આપણે આશ્રમ ગયા, દશરથે દીધાં દાન રે. ૧
શૃંગી ઋષિ સંતોખિયા ને, સંતોખિયો લોમપાદ રે;
ગર્ભ ધરિયો ત્રણ તારૂણી, પામી પરમ પ્રસાદ રે. ૨
કૌશલ્યા કોડામણી, સોહામણી શુભ નાર રે;
તેજે તરણિ સમાન તપતી, આનંદની અંબાર રે. ૩
જાણે લોહ તાતું ધગધગે, એવો દીસે દેહ રે;
દશરથ દેખી મોહ પામી, ધરે અંતર નેહ રે. ૪
આદ્યપુરૂષે એ કહ્યો, માયા પ્રત્યે મર્મ રે;
હું કૌશલ્યા કુખ ઉદે પામીશ, સ્થાપવાને ધર્મ રે. ૫
તું જનકને ઘેર અવતરે, જેમ જગત્ પામે મોહ રે;
આપણ બે પ્રપંચ કરી, રાવણનો કીજે દ્રોહ રે. ૬
કૌશલ્યાની કાયા માંહે, વસ્યા વિશ્વાવાસ રે;
નવનીતમાં જેમ ઘૃત વસે, યથા કાષ્ટ હુતાશ રે. ૭
સંદેહ અહિયાં ઉપન્યો, જગત્ કરતા જેહ રે;
બીજ વિષે જેમ વટ વસે, એમ સમાણો એહ રે. ૮
જગતનું જેમ ધન આપી, આપ્યું એક રતન રે;
ત્યમ સમાણો ઉદર માંહે, રાખીએ તેહ જતન રે. ૯
પંચમાસી પછે થયું, વાધવા લાગ્યું તેજ રે;
રાજા બહુ ભંડાર ખરચે, આણી અંતર હેજ રે. ૧૦
કૌશલ્યાના કોડ પૂરે, સદશી ઇચ્છાય રે;
કરડે કાચાં ઠીકરાં, મધુર માટી ખાય રે. ૧૧
એમ કરતાં અધરણી થયું, પેરાવ્યું આખું ગામ રે;
જે માગે તે તેને આપે, નન્નાનું નહિ નામ રે. ૧૨

---

૩. તરણિ–સૂર્ય. ૭. વિશ્વાવાસ–જગતના સ્થાનરૂપ–ઇશ્વર. કાષ્ટ–કાષ્ઠ-માં. ૮. સંદેહ ઇ૦–આખું વિશ્વ જેમાં સમાયલું છે એવા ઇશ્વર કૌશલ્યાની કુખમાં કેમ માયા?–સમાધાન કરે છેઃ બીજ ઇ૦. ૧૧. સદશી ઇ૦–તેની ઇચ્છા સદશી (સરખી) આણી આપે. "સદ્ય શીશી થાયરે" પાઠાંતર–પ્ર. ૨ ૭. ૧૨. પેરાવ્યું–વસ્ત્રાલંકાર આપી સંતુષ્ટ કર્યું.

ભારેવાયી ભામિની, જ્યારે મંદિર આવે રાય રે;
રાણી મારા સમજો બેઠાં થાઓ, અતિ દોહલે ઉઠાય રે. ૧૩
એક સમે કૌશલ્યા સૂતી હતી, મધ્યાને મો'લ માંય રે;
એકલી આતુર થઇ, ગર્ભ માટે તે ત્યાંય રે. ૧૪
એવે આદ્યપુરૂષ આગળ દીઠા, મુખે કહેતા માત રે;
બ્રહ્માદિક ત્યાં સ્તુતિ કરેછે, કહીને જગતાત રે. ૧૫
અજ ઈશ્વર તું સનાતન, તારો વેદ ન લહે ભેદ રે;
બ્રહ્મા વિષ્ણુ ને વેદ રૂપે, અકળ તું અકલેદ રે. ૧૬
કૌશલ્યા કર જોડી કે'છે, છો કો કારણ રૂપ રે;
જોયા મેં જાયે નહિ, ભય પામુંછું ભૂપ રે. ૧૭
એવું મેં દીઠું નથી, થરથર ધ્રુજે દેહ રે;
ચતુર્ભુજ ને ચાર લોચન, વદે વળતા નેહ રે. ૧૮
માતા તું મન ભય ન પામીશ, હુંજ તારો તન રે;
ભૂનો ભાર ઉતારવા, અહીં અવતર્યો હું ધન્ય રે. ૧૯
કૌશલ્યા કે' (હું) જોઇ ન શકું, એવું તમારૂં તેજ રે;
તો સુત કહું હું શી પેરે, જ્યારે રૂપ રાખો એજ રે. ૨૦
કોટિ સૂર્ય કોટિ ચંદ્રમા, કોટિક હુતાશન રે;
એવાને ક્યમ કહું કુંવર, મોહ પામે મન રે. ૨૧
બીજો કંઇ હુતો નહિ, રહેવા રૂડો ઠામ રે;
હું નારીનું અધમ ખોળિયું, જોવા જોગ નહિ શ્યામ રે. ૨૨
કિરીટ કુંડળ પીતાંબરધર, સુંદર શ્યામળવાન રે;
બ્રહ્માદિકને દર્શન દુર્લભ, (તો) હું ક્યમ માનું ભગવાન રે. ૨૩
મેં એવડાં શાં તપ કર્યાં તે, મુને કહો મહારાજ રે;
ઉદર મારે અવતર્યા, તે કોણ કરવા કાજ રે. ૨૪
વિષ્ણુ વાણી વદે વળતા, તું અદિતિ છે આપ રે;
તપ તીવ્ર વ્રત તમે કર્યાં, તેણે થયાં (મુજ) માબાપ રે. ૨૫

---

૧૩. ભારેવાયી–ગર્ભવતી. રાણી ઇ૦–"ત્યારે રાણી ઊઠીને ઊભી થવા જાય તે જોઇ રાજા કહે કે"–અધ્યાહાર. ૧૬. અકલેદ–(અકલેદ્ય) જળ વગેરેથી કોહી ન જાય એવો–અર્થાત્ અવિનાશી. ૨૫. અદિતિ–કશ્યપની પત્ની. (કૌશલ્યાના પૂર્વભવની વાત.)

સુરનાં કારજ કરવા કારણ, મેં ધર્યો અહીં અવતાર રે;
રખે તું ભયભીત થાતી, ધરે પ્રેમ અપાર રે. ૨૬
કૌશલ્યા વળતી કહે, જો માનો સુજને માત રે;
તો તો નાના બાળક થાઓ, જોવાઓ જગતાત રે. ૨૭
એમ તો સહુ ઉપહાસ્ય કરશે, ક્યાં કૌશલ્યાનો તન રે;
ગર્ભ ગળિયો એહનો, એ તો જગજીવન રે. ૨૮
બાળક થાઓ તો હુલાવું, કરાવું પયપાન રે;
મુખ ચુંબન હૃદે ચાંપું, ધરી ન શકું ધ્યાન રે. ૨૯
ચૈત્ર સુદી નવમીને દિન, પુષ્પ નક્ષત્ર મંગળવાર રે;
કૌલવ કરણ ને કરકટ લગ્ને, જન્મ્યા જુગદાધાર રે. ૩૦
ઉંઆ ઉંઆ હળવે કહ્યું, નાના થયા નિરધાર રે;
ન જાણીએ તે કયમ પ્રકટ્યા, કો ન પામે પાર રે. ૩૧
થાળી વાગી સહિયાણી આવી, વધામણિયા જાય રે;
પંચ શબ્દ વાજીંત્ર વાજે, મન રીઝ્યો રાય રે. ૩૨
વૃદ્ધિશ્રાદ્ધ કીધું કાજ સીધ્યું, આપે ઘી ને ગોળ રે;
હય હાથી રથ રત્ન આપે, હોયે છાકમછોળ રે. ૩૩
માનિની ત્યાં મંગળ ગાયે, તરિયાતોરણ બાર રે;
ઘીએ ઉમર ધોવાયે, અતિ રીઝ્યાં નરનાર રે. ૩૪
બંદીજન માગધ ભાટ ચારણ, જપે જય જયકાર રે;
ભણે વાડવ વેદ વાદે, આશિષ દે અપાર રે. ૩૫
વસિષ્ઠ ગુરૂ (તે)મન મોદ પામ્યા, સુખ પામ્યો સુમંત્ર પ્રધાન રે;
નાચતો રાય રહે નહિ, મારે શું સંતાન રે! ૩૬
કહ્યું કૈકેયીએ કુંવર જણિયો, સુમિત્રાએ બેહ રે;
ચાર પુત્ર હવા રાયને, આશ્ચર્ય સરખું એહ રે. ૩૭
વધાઇ આવી વળી, ઘેર ઘેર ઉત્સવ હોય રે;
અષ્ટમાસિદ્ધિ ને નવનિધિ, સહું પામ્યો સોય રે. ૩૮
દધિ કાદવ નગરે આખે, શણગાર્યું સર્વ ગામ રે;

---

૨૯. ધરી ઇ૦–'આ રૂપનું' અધ્યાહાર. ૩૦. પુષ્ય–વાલ્મીકિ રામાયણમાં 'પુનર્વસુ' નક્ષત્ર છે. કર્કટ–કર્કરાશિ. ૩૨. સહિયાણી–સૂઇયાણી. પંચશબ્દ–પાંચ પ્રકારના વાદ્યના અથવા પંચધાતુના ઘડિયાળના શબ્દ. ૩૭. બેહ–બે.

ધ્વજા પતાકા ફરેહરે, ચંદ્રવા ચિત્રામ રે. ૩૯
બારાંબાળિયાં બાળકને, મેલિયાં બહુભોણુ રે;
બાળક પોરાડયો પારણે, કહો કહી શકે કોણ રે. ૪૦
દશરથને મન હર્ષ ઝાઝો, કુંવર જોવા કોડ રે;
સભામાંહે સુત અણાવ્યો, જેની જગતમાં નહિ જોડ રે. ૪૧
દાસીએ તે આણી મેલ્યો, રાયને ઓછંગરે;
અધર પાણિ ને પાની રાતી, ઈંદિવરઘન અંગ રે. ૪૨
શું ભાઇ આ સોણું કે સાચું, મારે ક્યાંથી તનરે;
આંધળો જેમ આંખ પામ્યો, નિર્ધન પામ્યો ધન રે. ૪૩
રીઝતો રાજા રહે નહિ, એનું શું ધરીશું નામ રે;
વસિષ્ઠ ઋષિને પૂછિયું, હું થયો પૂર્ણકામ રે. ૪૪
વસિષ્ઠ વિમાસે વિશેષે, એ વિણ નહિ ઠાલો ઠામ રે;
રમી રહ્યો એટલા માટે, રામ એનું નામ રે. ૪૫
દશરથમુખ રામ કહીને, બોલાવ્યો તે બાળ રે;
ત્રણ કૃત્યા પ્રકટી ત્યારે, જાણે કોપ્યો કાળ રે. ૪૬
દશરથ રાજા મૂઢ થયો, દેખી દારૂણ રૂપ રે;
નીલાં વસ્ત્ર ને લોહનાં કુંડળ, કાય ક્રૂર કુરૂપ રે. ૪૭
દશરથ રાજા પડયો ઉપર, કહ્યું કરો મુને આ'ર રે;
પ્રાણજીવન છે પુત્ર મારો, એજ છે આધાર રે. ૪૮
કૃત્યા કહેછે કુંવર તારો, નામ એનું રામ રે;
હવે હત્યા ત્રણ જઇએ (છીએ) અમો, નહિ રે'વા ઠામ રે. ૪૯
નામે તું નિઃપાપ થયો, આજ્ઞા માગી આપ રે;
અંતર્ધાન ત્રણે થઇ, ટળ્યો તનનો તાપ રે. ૫૦

## કડવું ૮ મું.

### રાગ આશાવરી.

હત્યા ત્રણગઈ તાતની રે, વાતની વાતે રે.
જાતાં તે હત્યાએ એમ કહ્યું રે. ૧

---

૪૦. બારાંબાળિયાં–પુત્ર બાર દિવસનો થાય ત્યારે તેને પારણામાં સૂવાડી હીંદોળવાની એક ક્રિયા. ૪૨. ઈંદીવરઘન ઇ૦–કાળા કમળ સરખું કે ઘન (મેઘ) સરખું.

ઢાળ.

હસાએ જાતાં એમ કહ્યું, એ નહિ તારો તન;
માયામાનુષ્ય વેષ ધરિયો, જાણે જગજીવન. ૨
સહુ કો ત્યારે સ્વસ્થ થઈને, વદે જયજય વાણ;
દશરથ પૂછે વસિષ્ઠ ઋષિને, જોડીને બે પાણ. ૩
સ્વામી જન્મપત્રિકા કરો એની, યોગ જોવા હોય;
કહોજી કુંવર કેવો થાશે, સૂર્યવંશી સોય. ૪
વસિષ્ઠ વળતા વદે વાણી, એના જન્મનાં જે ચિન્હ;
રૂડીપેરે નથી કહેતો, મોહ પામું મન. ૫
મારો પિતા એના નાભિકમળથી, ઉપન્યો કંઇ વાર;
અજન્મા એ ઉદય પામ્યો, હરવાને ભૂભાર. ૬
સરજે પાળે સંહારે, એનો કોણ પામે પાર;
રમી રહ્યા માટે રામ એહનું, નામ ધર્યું નિર્ધાર. ૭
રા કહેતાં મોં મોકળું, મ કહેતાં મેળાય;
પે'લે અક્ષર પ્રાયશ્ચિત પ્રેઠાં, જન્મ કોટિનાં જાય. ૮
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ, એ ત્રણનાં ધર્યાં નામ;
અપ્સરા નાચે ગંધર્વ ગાયે, જાપ જપે જયજય વામ. ૯
દિવસ કેટલા વહી ગયા, દશરથને મન આનંદ;
રિખતા આવે રામજી, ચકોર ને જ્યમ ચંદ. ૧૦
પટશાળામણિભોંય્ય મોહન, પેખીને પ્રતિબિંબ;
રામજીએ રાઢ માંડી, આવી તેડે અંબ. ૧૧
માગે છે મુખ આ છાઇયાનું, તેડે દશરથ તાત;
આંગળીએ વળગાડી પગ મંડાવે, જેની વેદ લે' વાત. ૧૨
ત્રિભુવન લીધું ત્રણ પગલે, એણે ત્યાં એકવાર;
તેને શીખવે છે હીંડતાં, આશ્ચર્ય એજ અપાર. ૧૩
વિશ્વંભર જે નામ કહાવે, જગતને જમાડે જેહ;
દશરથ ફીણી કરી ચટાડે, સંદેહ મોટો એહ. ૧૪

---

૮. પે'લે ઇ૦—અને બીજે અક્ષરે મોં બંધ થવાથી તે પાછાં પ્રવેશ કરે નહિ. ૧૦ રિખતા—પેટે ચાલતા. (रिङ्खनं Creeping of children.) ૧૨. આ છાઇયાનું—આ પરછાયાનું મુખ આણી આપો, એમ કહેછે. ૧૩. લીધું—માપી લીધું. એક વાર.—(વામનાવતારમાં).

જગતપિતાને પુત્ર કહેછે, પ્રેમે દશરથ રાય;
જેનાં લોચન સૂર્ય ને ચંદ્રમા, તેની આંખ આંજે માય. ૧૫
એરખા પોંગી કટિમેખળા, ઘુઘરી ઘમકાર;
દશરથ રાયના મેહેલ માંયે, રમે કુંવર ચાર. ૧૬
સોહે કેસરી સિંહ સરખા, શાળસ્કંધ અજાનબાહુ;
રમતા આવે રામજી, વેરીને મન રાહુ. ૧૭
શંખ ચકરડી ભમરડી, ગેડીદડે રમેછે રામ;
સરયૂને કાંઠે જઇ જાણે, જીત્યા કોટિક કામ. ૧૮
નાની સરખી ધનુષ્યડી, અતિશે નાનું બાણુ;
વેજા વીંધી પરહીને, જાણે ભૂને ભાણુ. ૧૯
નરનાર હરખે સહિત નિરખે, રમી આવે રામ;
જે જ્યાંથી ત્યાંથી જોવા આવી, તજ્યાં ઘરનાં કામ. ૨૦
એકાદશમું વર્ષ બેઠું, રાય થયા રળિયાત;
વસિષ્ઠ ગુરૂને તેડી પૂછે, શોભે સુમિત્રા માત. ૨૧
ઉપવીત દીજે રામજીને, મંગાવો ઉપહાર;
મણિમય મંડપ મોટા કરાવો, તેડાવો ઋષિપરિવાર. ૨૨
દિવસ ઉત્તમ જોઇને, દીજીએ ઉપવીત;
પછે વેદ ભણાવિયે, ધરીએ હૈયે હીત. ૨૩
મનોહર મુહૂર્ત ને લગ્ન રૂડું, ભણે વાડવ વેદ;
વામદેવ જાબાલ જમદગ્નિ, સરખા જાણે ભેદ. ૨૪
હવિ હોમ કીધું ઉપવીત દીધું, શીખામણ દે સાર;
ઝાડ ન ચઢીશ અશુચિ ન રહીશ, વાડવ કહે વારંવાર. ૨૫
જેણે જગત આખું શીખવ્યું, જેણે સરજી સઘળી રીત;
તેને વસિષ્ઠ ઋષિ શીખામણ દેછે, પ્રીછવી કે' પ્રીત. ૨૬
કુશશલાકા આંગળીએ, અત્યંત લીલી ને નર્મ;
પ્રાણાયામ કરવા નાસા સાહ્યું, જાણે બે શુક વઢે છે શર્મ. ૨૭
સંધ્યા શીખવે રામને, ઉચ્ચરો ઓંકાર;

૧૭. શાળસ્કંધ–શાળ નામે ઝાડના ગાળા જેવા ખભા, અથવા શાળ–શોભતા. આજાન–જાનુ (ઘૂંટણ) સુધી લાંબા. ૧૯. વેજા–નિશાન. ૨૧. શોભે–સાની સોધે પ્ર. ૧–૨. ૨૫. હવિ–હોમવાનું દ્રવ્ય. અશુચિ–અપવિત્ર. ૨૭. શલાકા–શળી. શર્મ–શાંતિ–સુખ.

ગાયત્રી કાનમાં કહેછે, વિષ્ણુ વિષ્ણુ વારંવાર. ૨૮
ન જાણે જે એજ છે, તે વસિષ્ઠનો નહિ વાંક;
માયાએ મોહ મનુષ્ય પામે, અહીં આડો આંક. ૨૯
એમ ભરત શત્રુઘ્ન લક્ષ્મણને, ઉપવીત દીધ ઉલ્લાસ;
શીખ્યા સૂત્ર મૂંજીબંધન, આજ પો'ચી આશ. ૩૦
બંદીજન માગધ ચારણને, આપે બહુ ભંડાર;
વિપ્રનાં ત્યાં વૃંદ આવે, દશરથ છે દાતાર. ૩૧
વાજીંત્ર વાજે અમર ગાજે, પુષ્પની કરે વૃષ્ટ;
રામને ઉપવીત દેતાં, આનંદ પામી સૃષ્ટ. ૩૨
બ્રહ્મચર્ય પાળે ને ભણે, રામાદિક ચારે વેદ;
ચૌદ વિદ્યા ગુણ જાણે ચારે, પ્રીછે ભેદાભેદ. ૩૩
વિશ્વામિત્રે યાગ માંડ્યો, કૌશિકી કેરે તીર;
ઈઠિયાશી સહસ્ર ઋષિ વર્યા, તે ભણે અતિ ગંભીર. ૩૪
સુબાહુ ને મારીચ રાક્ષસ, રાવણના મામા બેય;
વેદધ્વનિ સુણી શ્રવણે, તત્ક્ષણ આવ્યાં તેય. ૩૫
રૂધિર આમિષ પરૂ પુરીષ, મૂત્રના વરસાત;
શિલા શિખર ને વૃક્ષ નાખે, ઉપજાવે ઉત્પાત. ૩૬
રાક્ષસ કોના કાનમાં, જઈ કરે ધાડો નાદ;
વિપરીત વિપરીત વાણી બોલે, કરે અતિ ઉન્માદ. ૩૭
કોઈ એક ઋષિને ઉપાડી, પછાડે પાષાણ;
કુંડ પાડે મો'કમ ત્રાડે, કોઈ એકના લે પ્રાણ. ૩૮
યજ્ઞનો ત્યાં ભંગ કીધો, હોયે હાહાકાર;
દશોદિશ તાપસ નાઠા, નહિ કંઈ હાર. ૩૯
વિશ્વામિત્રે વિમાસ્યું, પ્રકટ થયા છે રામ;
ભૂનો ભાર ઉતારવા, સારવા સુરનાં કામ. ૪૦
તમો સહુકો રહો નાશી, હું જાઉં દશરથ પાસ;
ના સુજને નહિ કહે, અહીં આવશે અવિનાશ. ૪૧
કૌશિક ચાલી આવિયા, દશરથરાયને દેશ;
શોભા તેની શી કહું, જ્યાં રામપિતા નરેશ. ૪૨
એમ કરતાં અયોધ્યામાં, કર્યો સભા પ્રવેશ;

જાણે ઈંદ્રની સભા માંહે, આવે છે દિનેશ. ૪૩
રાજા સામો સંચર્યો, પૂજાપો લઇ પાણ;
અર્ઘપાદ્ય વિષ્ટર કરીને, બોલે મધુરી વાણ. ૪૪
ગોદાન દીધું કાજ સીધ્યું, બેસાર્યા સિંહાસન;
કૃપા કરી પ્રભુ ભલે પધાર્યા, હું કર્યો પાવન. ૪૫
સર્વ સોંપી શરણ આવ્યો, આજ્ઞા આપો નાથ;
મુજ સરખું કંઈ વધતું દીજે, જાચું જોડી હાથ. ૪૬
પ્રાણ લગે ના નહિ કહું, પ્રતિજ્ઞા મુજ એહ;
એક માગશો મા રામજીને, જીવન મારે જેહ. ૪૭
ધાડે દોહલે હું પામ્યો છું, કયમ આપું તે રામ;
બીજું જે જોઇએ તે માગો, રાજ્ય રિદ્ધ ધન ધામ. ૪૮
વિશ્વામિત્ર કહેછે બીજું મારે, કશે ન આવે કામ;
જો જાણે હું રામ આપું, તો મોકલ મારે ધામ. ૪૯
હષ્ટપુષ્ટાંગ આણી આપું, તેવા ને તેવા રામ;
લગાર હરિને હાલ નાવે, નીસરે મારૂં કામ. ૫૦

## કડવું ૯ મું.

### રાગ ધનાશ્રી.

વચન સુણી દુઃખ પામ્યો રાય, આંખે આંસુ કાંપે કાય;
મૂર્છા પામી મહી સૂતો, હવે હું તો ખરો વગૂતો. ૧
રામ વિના મેં રહ્યું ન જાય, ક્ષણ એક કોટિકલ્પ સમ થાય;
નિશાસા મૂકે નહિ સાન, ના કહી ન શકે રાજાન. ૨
સ્વામીજી શું તેહનું કામ, એ કોમળ બાળક છે રામ;
કહીંએ નથી દીઠું એણે વન, અતિ બીકણ એ છે અહન. ૩
સ્વામીજી હું આવું સાથ, સેના સહિત અયોધ્યાનાથ;
કહીં આવતું નથી કીધું એને, વન મોકલું કહો કયમ તેને. ૪

---

૪૩. દિનેશ–સૂર્ય. ૪૪. વિષ્ટર–દર્ભાસન. ૫૦."અષ્ટપુષ્ટાંગ આણી આપું, તે વિના એવા રામ; લગાર હરિ હાલે નહિ, નિસરે મારૂં કામ." એવો પ્ર. ૨ જીનો પાઠ અશુદ્ધ લાગે છે. હષ્ટપુષ્ટાંગ–શરીરે તાજા થયેલા. હાલ નાવે–તેમના શરીરને કાંઈ ઈજા ન આવે.

૧. વગૂતો–વગોવાયો. ૩. અહન–પશુ–અજ્ઞાન ('અસાન'નો અપભ્રંશ હોય). ૪. આવતું–આવતું જતું.

વદે વળતો વિશ્વામિત્ર, તું સૂર્યવંશી પરમ પવિત્ર;
ન આપે તો તું કહે નકાર, મુજને ફોકટ લાગે વાર. ૫
જો હોયે તાહારૂં કામ, તો દુઃખી થઇએ આમ;
તું નહોતો શું આટલા દિન, તો તુંને તેડી જઇએ વન. ૬
કહીંએ આવતા તારે ઘેર, જોને વિમાશી રૂડી પેર;
સુબાહુ મારીચ બળિયા એહ, રાક્ષસસેનાનો નહિ છેહ. ૭
યજ્ઞ વિઘ્ન કરેછે આવી, નિત્ય પ્રત્યે જાય બીહાવી;
નર ન શકે તેને વારી, જગત ગયું તે આગળ હારી. ૮
તેને મારવા કારણ રામ, પ્રકટ થયા કરવાને કામ;
તેને મનુષ્ય માને તે મંદ, આદ્યપુરૂષ તે શ્રીગોવિંદ. ૯
સરજે પાળે ને સંહારે, એહ અવતર્યો અર્થ અમારે;
એ વિના ઉણું નહિ એક, મરે નહિ તે એ વત્રેક. ૧૦
એને તું ક્યાં જાણે તન, બ્રહ્માતણો પિતા એ ધન્ય;
એને વિઘ્ન કરે નહિ કોય, નિશ્ચે એ કરે તે હોય. ૧૧
રાજા કહે એ મારો પ્રાણ, ખમે કયમ રાક્ષસનાં બાણ;
કમળપાયને કોમળ કાય, પાળા પંથે પળ્યું ન જાય. ૧૨
વઢયાતણી નવ જાણે વાત, સહી ન શકે એ અતિ ઉત્પાત;
ના કાંઇએ નવ કહેવાય, જીવન પેહેલો જીવ ન જાય ! ૧૩
વારિ વિના કયમ જીવે મીન, રામ વિના હું અતિ આધીન;
મારૂં હૃદય થયું પાષાણ, નીસરી ન શકે પામર પ્રાણ. ૧૪
ત્યારે વસિષ્ઠ બોલિયા વાણ, રાજા મન તું શોક મ આણ;
તારો પુત્ર નહિ એ રામ, માયામનુષ્ય ધરાવ્યું નામ. ૧૫
વિશ્વામિત્ર થશે તુષ્ટમાન, કૃપા કરી આપે વરદાન;
રખે તું કહેતો નકાર, સૂર્યવંશ વિષે અવતાર. ૧૬
વેગે વિશ્વામિત્ર દુભાશે, વંશ વિષે કલંક કહેવાશે;
એવે આવ્યા રાજિવનેન, સાથે લક્ષ્મણ ચંચળ ચિન્હ. ૧૭
ગૌર શ્યામ (મન) મનોહર બેય, સિંહ સરીખા શોભે તેય;
શા માટે સૂતા છો તાત, મુજને સર્વે સંભળાવો વાત. ૧૮
બેઠા થાઓ મારા બાપ, શા માટે તમો પામો તાપ;
ઉઘાડી જોયે લોચન, આગળ ઉભા દીઠા તન. ૧૯

---

૧૫. મ–મા (નહિ). માયા મનુષ્ય ઇ૦–માયાવડે મનુષ્ય એવું નામ ધરાવ્યું છે. ૧૭. રાજીવ–કમળ. ૧૮. ગૌર–(લક્ષ્મણ). શ્યામ–( રામ ).

કૌશિક ઋષિ માગેછે તુંને, તે માટે દુઃખ મોટું મુને;
ક્ષમ આપું તું પ્રાણાધાર, કોણ કરે તુજ વિણ મુજ સાર. ૨૦
વળતા વચન વદે રઘુવીર, પિતાજી મન રાખો ધીર;
હું વિશ્વામિત્રને આશ્રમ જાઉં, બુધબળ પરમ પરાક્રમી થાઉં. ૨૧
ઘેર બેઠાં વિદ્યા શી જાણું, કાયરપણું કાયાએ આણું;
મુજને આજ્ઞા આપો આજ, જઈ કરૂં કૌશિકનું કાજ. ૨૨
વિદ્યાર્થી એનો થઇશ, ના ન કહેશો હું વન જઇશ;
કૌશલ્યા કને ગયા રામ, માતા મન પામી વિશ્રામ. ૨૩
આઇજી મુજને આજ્ઞા દીજે, અમો કાજ કૌશિકનું કીજે;
આવ્યા મુનિ રાજાને યાચે, મેં પણ વન જાવું છે સાચે. ૨૪
સુણતાં ભૌમ પડી તે માત, કુંવર કરે કયાં એવી વાત;
જાણે [વૃક્ષ] વછોઈ વેલી, મુને તું મા જાઇશ મેલી. ૨૫
આપોપે શે ન ગયા નાથ, સેના સબળ લઇને સાથ;
રામ વિના રહું કયમ કરી, વિરહે વગૂતી જાઉં મરી. ૨૬
આઇજી મુને દ્યો આશિષ, નિશ્ચે વન તો હું જાઇશ;
કૌશિક મારી કરશે સાર, પામીશ વિદ્યા વિવિધ વિચાર. ૨૭
વીરા તું વે'લો આવજે, મહામનોહર વહુ લાવજે;
સુણતાં નગરનિવાસી લોક, જોવા આવ્યા થોકેથોક. ૨૮
રામવિરહે પામે અતિ શોક, હવે આપણું જીવ્યું ફોક;
વિશ્વામિત્ર સાથે સંચર્યા, જાણે પ્રજાના પ્રાણ નીસર્યા. ૨૯
વધાવે છે વનિતા બહુ, બોલાવા જાય છે સહુ;
ભણવા ચાલ્યા બાંધવ બેહ, ગૌર શ્યામ મનોહર દેહ. ૩૦
જાણે પદ્મતણી પાંખડી, એવી અણિયાળી આંખડી;
ઉઘાડે માથે ચોટલી, રીસાઇને માગે રોટલી. ૩૧
પીતાંબર કીધાં પરિધાન, મેઘ સરીખા શ્યામળવાન;

---

૨૦. સાર–સાહાય. ૨૧. બુધબળ ઇ૦–બુદ્ધિમાં અને બળમાં પરમ પરાક્રમી થાઉં. અથવા બુદ્ધિનું બળ મેળવીને પરમ પરાક્રમી થઉં. ૨૪. આઇજી–માતાજી. કૌશિક–વિશ્વામિત્ર. ૨૫. ભૌમ–ભૂમિ ઉપર. વૃક્ષવછોઇ–વૃક્ષથી વિખૂટી પાડેલી. ૨૬. આપોપે ઇ૦ નાથ (દશરથ) પોતાની મેળે સેના લેઇને શા માટે ન ગયા ? ૩૦. બેહ–બે (રામ અને લક્ષ્મણ). ૩૧. રીસાઇને ઇ૦–અર્થાત્ એટલી નાની ઉમરના હતા. "રોઇને" પ્ર. ૧–૨.

લક્ષ્મણજીએ નીલાંબર ધર્યાં, સોમ સંગે આભલાં આવર્યાં. ૩૨
મૂંજી મનોહર બાંધે કટિ, મેઘ માંહે વિદ્યુત આવટી;
નાની ધનુષડી નાનું બાણ, ચંચળ ચાલે ચતુર સુજાણ. ૩૩
એટલે આવ્યા સરયૂતીર, વિશ્વામિત્ર સાથે બે વીર;
વિશ્વામિત્રે કીધું સ્નાન, નિત્યકર્મ કરવા મધ્યાન. ૩૪
અંઘોળાવ્યા બાંધવ બેય, કંદર્પ કોટિ સરીખા તેય;
જાણ્યા પાવન વિચારથી, એમાં દોષ એકે પણ નથી. ૩૫
બળા ને બીજી અતિબળા, કૌશિકે કહી તે કળા;
વઢતાં વીરને નહિ સાન, ક્ષુધા તૃષા નિદ્રા નહિ જ્ઞાન. ૩૬
ઉત્તમ બે વિદ્યા આવડી, જાણે સોના સુમને જડી;
આગળથી રાઘવ ઉજાય, લક્ષ્મણ પળે પેખતો પાય. ૩૭
એમ કરતાં બે આવી વાટ, ઊભા ઋષિ આણી ઉચ્ચાટ;
એણે મારગ નહિ જઈએ નાટ, રાઘવજી પૂછે શામાટ? ૩૮
વળતા કૌશિક બોલે વાણ, સાંભળ સાચું શારંગપાણ;
વાટે એક વસે રાક્ષસી, કાળરૂપ તે ફૂલા જશી. ૩૯
તાટકા એવું તેનું નામ, મનુષ્ય મારવા મોટી હામ;
દેવ યક્ષ ગુણી ગંધર્વ, મારી હાર મનાવ્યા સર્વ. ૪૦
કરી રહી છે મુખ મોકળું, જાણે છે જગતને ગળું;
મિટ પડ્યાને મારે સહી, આગળ આવ્યું ઉગરે નહિ. ૪૧
પીળી ચક્ષ કરઠવા કેશ, કાયા કાળી વરૂઓ વેશ;
મુખ ગુફા દંત ગિરિશૃંગ, જીહ્વા બા'ર નીસરે યોજન. ૪૨
ઓઢે આળું હાથીનું ચર્મ, મનુષ્ય માથાની માળા પર્મ;

૩૨. નીલાંબર–લીલા રંગનાં વસ્ત્ર. સોમ ઇ૦–જાણે સોમ (ચંદ્ર)ની સાથે આભલાં (વાદળ) આવર્યાં (છવાયાં) હોયની! ૩૩. મુંજી–મુંજની મેખળા. આવટી–મળી ગઈ. ૩૬. બળા ઇ૦–બળા અને અતિબળા, એ બે નામની બે વિદ્યાઓની કળા કૌશિકે કહી. એ બે વિદ્યાઓનું મહાત્મ્ય બતાવે છેઃ વઢતા ઇ૦. ૩૭. જાણે ઇ૦–જાણે તે વિદ્યાઓ સોનાના સુમન (ફૂલ)માં જડી હોય (?) "સૂતા સૂમન્યો" એવો પાઠ છે. ૩૮. બે ઇ૦–એ મારગ આવ્યા. નાટ–નિશ્ચય (?) ૪૦. ગુણી–"ગુણ" પ્ર. ૧ લી. ૪૧. ગળું–ગળી જાઉં. મિટ પડ્યાને–દૃષ્ટિએ પડેલાને. ૪૨. ચક્ષ–"ઉંચી" પ્ર. ૨ જી. ગિરિશૃંગ–"ભુજંગ" પ્ર. ૧ લી. કરઠવા–બરછટ. શૃંગ–શિખર.

દશરથસુત તમો કોમળ કાય, આપણ ત્રણને તે ખાય. ૪૩
મહાનુભવ જે મોટા રક્ષ, એણે એવા કર્યા છે ભક્ષ;
એણી વાટે કોઇ ન જાય, પ્રાણી માત્રને પીડા થાય. ૪૪
તમો આપવા આંખેઆણી, લઇ નીસર્યો છું વન ભણી;
દશરથે કાઢી આપ્યા છે પ્રાણ, નથી હું એવો અજાણ. ૪૫
યદ્યપિ એ છે પાધરો શેર, આણી વાટે છે અતિ ફેર;
કુશલ આવ્યા પૂછે સહુ કોય, વે'લા કોઇ પૂછે નહિ જોય. ૪૬
મરણતણું એ મોટું મૂળ, પેટ ચોળી કો ઉપાયે શૂળ;
વળતા વચન વદે રઘુવીર, મહાનુભાવ મન માનો ધીર. ૪૭
સરજ્યું તે કહીંએ નવ ટળે, આય હશે તો એ ક્યમ ગળે?
દશરથ રાયતણા અમો તન, કહીંએ કાયર ન કીજે મન. ૪૮
માર્ગે મૂક્યે લાગે લાજ, જો એથકા ઓસરીએ આજ;
અમને ઘેર પોંચાડો નાથ, શાને લઈ નીસરિયા સાથ. ૪૯
નહિ જઈએ મારગ તજી, હમણાં ગામ મેલ્યું છે હજી;
એ ભાગા જો જાઇશું આમ, (તો) રાક્ષસશુ શું કરશું સંગ્રામ. ૫૦

---

## કડવું ૧૦ મું.

### રાગ મારૂ.

નઈ જાઓછો શાને કાજ, જો એથી હું આવીશ વાજ;
સભામાં કેમ બેસાય, મહીમંડળ મહિમા મુજ જાય. ૧
ક્યમ પામું કોશલનું રાજ, જો હું એથી ઓસરૂં આજ;
સ્વામી તમને કંઈ ન લાગે લાજ, વાડવ વેષ વહો ઋષિરાજ. ૨
બહુ દિન થયા સેવતા વન, હજી મોહ પામો છો મન;
મુજને નથી જાણતા નાથ, શું જાણી તેડોછો સાથ. ૩
ઋષિજી વ્યાકુળ થઈ વિમાસે, કહ્યું ન માને પડિયા સાંસે;

---

૪૩. આળું-લીલું. ૪૪. રક્ષ–રખા કે રાક્ષસ. ૪૬. શેર–શેરડો–રસ્તો. ૪૭. મૂળ–"દુ:ખ" પ્ર. ૨ જી. ૪૮. આય–આવરદા. ૫૦. એ ભાગા–એનાથી. ૧. કોશળનું–કોશળ દેશનું.

રાઘવજી ઉજાણા જાય, ઋષિજી વારે શ્વાસ ન ખાય. ૪
તાટકાએ તે આવતા દીઠા, ખાતાં મુખે લાગશે મીઠા;
મુખ મોકળે આવે ઉજાતી, મુનીશ મારવાને મદમાતી. ૫
દૈવે આજ આપિયું ભક્ષ, મહાનુભાવ આવે છે રક્ષ;
શું તમો ઘરથકી રીસાવ્યા, કે કાજે કાઢ્યા અહીં આવ્યા ! ૬
મળસ્થળ જીહ્વાએ ચાટે, મુખ મોકળું જાણે નભ ફાટે;
દારુણ દેહ નાદ કરે ઘોર, ત્રણ લોક સંભળાવે સોર. ૭
અંતરિક્ષ ઉભા તેત્રીશક્રોડ, રખે રામજી લાગે ખોડ;
વિશ્વામિત્ર તો થરથર ધ્રુજે, મંત્ર ભણે પણ કાંઇ ન સુજે. ૮
હોઇ રહ્યો હાહાકાર, ધાઇ ધસી કરવા આહાર;
કામઠી કોમળ રામે તાણી, ત્રણ લોક દુઃખ પામ્યું જાણી. ૯
નાનું સરખું નાખ્યું તીર, વેધ્યું તાટકાતણું શરીર;
જાણે પર્વત વિડારી સાપ, પેલી પાસે આવ્યો આપ. ૧૦
લઘુ બાણ પેઠું પાતાળ, મજ્જન કરી આવ્યું તતકાળ;
પડતાં પડછંદો થયો પ્રૌઢ, દેખી દેવ થયા દિગ્મૂઢ. ૧૧
તે માંહેથી તેજ નિસરિયું, રામરૂપ વિષે પરવરિયું;
પડી તે પ્રૌઢી પર્વતપ્રાય, દેખી રીઝ્યા રાઘવરાય. ૧૨
ઈંદ્રાદિક સુર કરે સ્તવન, જય જય જય જય જગજીવન;
નિઃકંટ એ કીધું વન, પરમ પાપણી થઇ પાવન. ૧૩
વિશ્વામિત્ર રહ્યા આશ્ચર્ય પામી, મેં જાણ્યું નહિ એ અંતર્જામી;
મેં મનુષ્ય માટે માન્યો મોહ, પિતાપુત્ર કીધો છે વિછોહ. ૧૪
કોણ માત એને કોણ તાત, મેં એની કાંઈ ન લહી વાત;
ત્રણ ચાલ્યા ચતુરસુજાણ, વાટે સહુ કો કરે વખાણ. ૧૫
સ્ત્રીહત્યાકેરૂં જે પાપ, બાણ અગ્ર વળગાડ્યું આપ;
એહને પુણ્ય પાપ ન લાગે, વિશ્વપાળવા અવતર્યા આગે. ૧૬
સાર પૂઠે તે મારગ ચાલે, હરિ મારે તિને મુક્તિ આલે;
આવ્યા કૌશિકીકેરે તીર, કૌશિક સંઘાતે બે વીર. ૧૭

---

૪. ઉજાણા–ઉત્સાહયુક્ત થઇને. ૧૦. તાટકાને વીંધનારા રામના બાણને ઉત્પ્રેક્ષે છેઃ જાણે પર્વત ઇ૦. ૧૧. પડછંદો–પડઘો. ૧૨. પર્વતપ્રાય–પર્વત જેવી. ૧૩. નિઃકંટ–તાટકારૂપી કાંટા વગરનું.

રામ કહે ઋષિ માંડો યાગ, સુખે આપો સુરીનરને ભાગ;
હવે તમારૂં કોઇ નહિ લે નામ, સુખે સમાધે કરજો કામ. ૧૮
માંડવા ઉપર બાંધવ એહ, ઊભા આનંદ પામી એહ;
વિશ્વામિત્રે યજ્ઞજ માંડયો, નિશાચરતણો ત્રાસ છાંડયો. ૧૯
વેદધૂનિ ને હોયે હોમ, ધૂમાડો લાગ્યો જઇ વ્યોમ;
સર્વ નિશાચર સામટા આવ્યા, આગળ અનેક વાર અહીં ફાવ્યા. ૨૦
તાપસ કહેછે જય જય રામ, આ અમારે ફેડે ઠામ;
રામે એક સાંધિયું બાણ, રાક્ષસદળ પડિયું ભંગાણ. ૨૧
સબળ સુબાહુ ને મારીચ, તાપસને તાડે તે નીચ;
રામે શર મૂક્યું અતિ તાણી, ચાલ્યું તે પીવાને પાણી. ૨૨
સુબાહુના હૃદેમાં વાગ્યું, નીસરી સોંસરૂં રૂડું લાગ્યું;
મારીચને છબતું શું માર્યું, નાઠું દળ રાક્ષસતું હાર્યું. ૨૩
સુબાહુ મૃત્યુ પામિયો વીર, પડતો પડછંદો ગંભીર;
મારીચ પડ્યો સિંધુની તીર, વાગ્યું શર સાલે શરીર. ૨૪
બાણ બાહુને ભેદી આવ્યું, રામતણે કર રૂડું ભાવ્યું;
યજ્ઞતણી ત્યાં થઇ સમાપ્તિ, સુબાહુને થઇ મુક્તિની પ્રાપ્તિ. ૨૫
તાપસ પામ્યા અતિ આનંદ, જય જય ગરૂડધ્વજ ગોવિંદ;
તે તો મરણ પામિયો મંદ, છૂટયા ભવ બંધનના ફંદ. ૨૬
ત્યારે વિપ્ર વદે આશિષ, જય જય જગજીવન જગદીશ;
રાક્ષસ માર્યા આણી રીસ, સ્વામી સાંય કરી રહી શીશ. ૨૭
સુર કરે પુષ્પની વૃષ્ટ, ત્યારે સુખ પામી સર્વ સૃષ્ટ;
મખની પરિપૂર્ણ ઇષ્ટ, હરિ તમે ટાળ્યું આજ અરિષ્ટ. ૨૮
દીધો રાઘવને અભિષેક, તું તો આદ્ય પુરૂષ છે એક;
તારો ન લહે વેદ વિવેક, ન રહે કો હરિ વત્રેક. ૨૯
પછે ભણે રામજી ભેદ, સર્વ શીખ્યા ધનુર્વેદ;
વળતા વીર ન પામે ખેદ, એ છે અક્લેદ્ય અચ્છેદ્ય. ૩૦

૧૮. સુરીનરને–સુરને (દેવને) અને સનકાદિક મનુષ્યોને ભાગ (બલિ) આપો. સમાધે–એકચિત્તે. ૨૮. મખ–યજ્ઞ. ઇષ્ટિ–(ઇષ્ટિ) યજ્ઞ હોમ. અરિષ્ટ–મૃત્યુ સૂચક ચિન્હ. ૩૦. રામને પરમાત્મારૂપે વર્ણે છેઃ અક્લેદ્ય–કોહી જાય નહિ એવા. અચ્છેદ્ય–કપાય નહિ એવા.

યજ્ઞતણું ફળ હતું જેહ, ઋષિએ રામને સમર્પ્યું તેહ;
અધિકું વાસે એ બેહ, પછે રીઝ્યા બાંધવ જેહ. ૩૧
પછે પંદર વર્ષ ત્યાં વીત્યાં, સુખનાવ આરે આવી છીત્યાં;
બહુ રાક્ષસનાં દળ છીત્યાં, તેહ વેદ પુરાણે વિદિત્યાં. ૩૨
એવે આજ્ઞા માગે રામ, સર્યાં વસર્યાં તમારાં કામ;
અમો જઇએ અમારે ગામ, હવે શે ન વોળાવો શ્યામ! ૩૩
ઋષિ આજ કાલ કહી રાખે, ન રહેવાયે રાઘવ પાખે;
વોળાવું વોળાવું ભાખે, ભક્ત ભાવ દીનપણું દાખે; ૩૪
એવે કંકોતરી એક આવી, તે તો કૌશિકને મન ભાવી;
તે તો રાઘવને સંભળાવી, અતિ હૈયે હર્ષ ઉપજાવી. ૩૫
મિથિલ દેશતણો મહારાજ, જનકે રચ્યો સ્વયંવર સાજ;
સુંદરી સીતાના ગુણ ગાજ, તમો આવો જોવા કાજ. ૩૬
જે કો ત્ર્યંબક આપ ચઢાવે, તેહને સીતા પરણાવે;
બહુ રાજા જોવા આવે, દેશદેશ વિષે સંભળાવે. ૩૭
સુણી રામ થયા રળિયાત, વિસ્તારી પૂછે છે વાત;
ક્યમ જનક સીતાનો તાત, હું આવીશ તમ સંગાત. ૩૮
એ પણ કીધું શા માટ, બીજાં શું નો'તાં નાટ;
એ અમને અતિ ઉચ્ચાટ, એ વાત ઘાલીએ ઘાટ. ૩૯
અહીં ક્યાંથી શિવનું ચાપ, એનો અતિશે અતુલ પ્રતાપ;
જેની વાત વિશ્વમાં વ્યાપ, એહ ઉત્તર આપો આપ. ૪૦
વળતા વદે વિશ્વામિત્ર, એહની વાત વિચિત્ર;
સુણીએ રામ પવિત્ર, હે ચતુર ચિત્રવિચિત્ર. ૪૧
એક જનક નામે રાજાન, તેને કંઇએ નહિ સંતાન;
મુનિ તેડ્યા દેઈ માન, યજ્ઞ યજે જોઇ શુભ સ્થાન. ૪૨
હળ સોનાનું ગ્રહી પાણ, ભોમ શુદ્ધ કરે ગુણજાણ;
જપે સુરીનર જે જે વાણ, અંતરમાં આનંદ આણ. ૪૩
એક અપ્સરા અંતર આવી, મેનકા મહીપતને ભાવી;

---

૩૨. વિદિત્યાં–વિદિત થયાં. 'વદીત્યાં' પ્ર. ૧ લી. હવે ઈ૦–હે સ્વામ !–હે મુનિ ! હવે શે વળાવતા (વિદાય કરતા) નથી ? ૩૮. ક્યમ–ક્યાંથી–શા કારણથી. ૩૯. પણ–પ્રતિજ્ઞા. નાટ–યુક્તિઓ, રચના. ઘાટ ઘાલીએ–સમજાવિયે.

તેણીએ કામકળા ઉપજાવી, સ્યામા અતિશે સોહાવી. ૪૪
રાજા ઉંચું સામું જોય, એક સુતા જોયાથી હોય;
તેની તુલના ન કીજે કોય, સર્વે સુખદાયી સોય. ૪૫
એથી પામીશ પુત્રી એક, બોલે આકાશવાણી વિવેક;
તે કરશે કળા અનેક, નહિ કો તેહ વત્રેક. ૪૬
અપ્સરા થઇ અંતર્ધાન, રાજાને ઘટ નહિ સાન;
ક્યાં ગયું કેવળજ્ઞાન, મોહ પામિયો મતિ માન. ૪૭
થયો વીર્યતણો તવ દ્રાવ, કો ભાગી ન શકે ભાવ;
રાય નીચું જોય વિચારી, હજો વળગી એક કુમારી. ૪૮
નયને નિરખી સુખકારી, આનંદઘન અનુસારી;
રાજાએ તેડી તેહ, દીસે આશ્ચર્યકારી એહ. ૪૯
દિવ્ય દીપતો એહનો દેહ, સીતા કહી બોલાવી તેહ;
સીત વળગ્યાં માટે સીતા, તે વેદ પુરાણે વિદિતા. ૫૦

## કડવું ૧૧ મું.

### રાગ ધનાશ્રી મેવાડો.

શીતતાએ શરીર ભર્યું સહીરે, તેણે સીતા નામ;
અવનિથકી ઉત્પત્તિ રે, સકળ કળા ગુણ ધામ. ૧

ઢાળ.

સકળ કળા સંપૂર્ણ સોહે, કન્યા કોમળ કાય;
મેહેલ માંહે લઇ આવ્યો, મન રીઝ્યો રાય. ૨
ત્રિપુર ભાંજવા ત્ર્યંબક નામે, ધનુષ્ કરાવ્યું એક;
વિશ્વકર્મા પાસે વિશેષે કરી, વિશ્વેશ્વર વિવેક. ૩
કમઠપીઠકઠોર ધનુષ્ય, કોણે કલ્પ્યું ન જાય;
ત્રિપુર ભાંજી વરૂણને ઘેર, મેલિયું શિવરાય. ૪
રાવણના ભય ભાગું મૂક્યું, જનકરાયને ધામ;
દેરાસર માંહે પૂજાએ, કશે આવે કામ? ૫

---

૫૦. સીત–હળની કોશ. સીત સાથે વળગી આવ્યાં માટે સીતા નામ પડ્યું.
૧. સીતા શબ્દની બીજી રીતે નિરૂક્તિ કરેછેઃ શીતતાએ ઈ૦. ૪. કમઠપીઠ કઠોર–કાચબાની પીઠ જેવું કઠણ.

છ વર્ષનાં થયાં જાનકી, રમે સહિયર સાથ;
ફૂદડી ખાયે હંઓડા લે, હમ્રચી ખૂંદે હાથ. ૬
એક વાર દાસી કરતી હુતી, ગોમયનું લેપન;
હોમશાળામાં ધનુષ્ય પાખે, નિશ્ચળ રાખી મન. ૭
રમઝમ કરતી રમતી રમતી, આવી સીતા ત્યાંય;
ધાઈ ધસમસી પેરે પેઠી, હોમશાળા માંય.
અરે દીકરી દામણી તુંને, કાંઈ ન આવડે કામ;
દાડી તું આળસ આણીને, અબોટ દેછે આમ! ૯
ધનુષ્ય ને મજુસના પાયા હેઠળ, નથી દેતી નાટ;
આગળ પાછળ અબોટ દેછે, વારૂ જોઇ વાટ. ૧૦
વળતી દાસી એમ કહે છે, મેં ઉપડે કેમ એહ;
ત્રણ સહસ્ર યોધા મળી તાણે, ધનુષ્ય ભારે જેહ. ૧૧
આઘી રહે અરે અણુમણી, અબોટ દેઉં હું આજ;
જાનકી તે ધુનુષ્ય તોળી, કરવા લાગી કાજ. ૧૨
એક હાથે કર્યો પાયો ઉંચો, એક હાથે ગો લેપન;
દાસી આવી ઉજાતી, જ્યાં બેઠો છે રાજન. ૧૩
આ જુઓ રાજાજી કાંઇ એક કૌતક, વિસ્મય સરખી વાત;
ઉજાતો અવલોકવા, ત્યાં આવિયો તે તાત. ૧૪
આંગળી મગની ફળી જેવી, કમળપાય કોમળ પાણ;
એ શિવનું ધનુષ્ય કહો ક્યમ ઉપાડ્યું, લીલા લઘુવય જાણ. ૧૫
જનકે કીધી પ્રતિજ્ઞા, જે ચઢાવે શિવચાપ;
જાનકી તેહને પરણાવું, જે દેખાડે પ્રતાપ. ૧૬
ત્ર્યંબક તાણી બાહેર આણ્યું, સુંદર સભા મોઝાર;
નિર્ખવા આવ્યાં નગરનિવાસી, નેહશું નર નાર. ૧૭
મણિમય મોટા મંડપ કીધા, સોનાનાં સિંહાસન;
અમર આવે અવલોકવાથી, પેખી થાય પ્રસન્ન. ૧૮
એકવાર મંડપમાં મૈથિલી, રમે આણી રંગ;
ચુંદડી(નો) તાંતણો ધનુષ્યે વળગ્યો, ફરવા લાગ્યું સંગ. ૧૯

૯. દીકરી–દાસીનું સંબોધન. ૧૦. નાટ–નેટ–નિશ્ચય. ૧૨. અણુમણી–અનમની (કાળજી વગરની).

જનક આશ્ચર્ય પામિયો, દેખી થયો દિગ્મૂઢ;
સુતા નહિ તુ માતા મારી, પરાક્રમ તારાં પ્રૌઢ. ૨૦
દેશ દેશના રાય તેઓ, પત્રી લખીને પ્રીત;
ત્ર્યંબક ચઢાવે તે સીતા પરણે, એહ રૂડી રીત. ૨૧
રાતે રાવણ આવિયો, ઉપાડી જોયું એહ;
ધનુષ્ય હેઠળ હાથ ચંપાણા, નીસરે નહિ તેહ. ૨૨
રાવણ રોવા લાગ્યો રોષે, હોયે હાહાકાર;
ગાઢે કષ્ટે કાઢિયો, નાસી ગયો નિરધાર. ૨૩
વિશ્વામિત્રે કહી વારતા, (સુણી) રામ થયા રળિયાત;
પિતા પ્રત્યે પછે જાશું, આવશું તમ સંઘાત. ૨૪
કૌશિક સાથે રામ લક્ષ્મણ, ચાલ્યા ચતુરસુજાણ;
મધુમાર સરખા મનોહર, શોભા શશિ ને ભાણ. ૨૫
વાટે જાતાં વિશેષે, આવિયા ગંગાતીર;
કર જોડીને કૌશિક ઋષિને, પૂછે છે રઘુવીર. ૨૬
ગંગા એ ક્યમ ઉપની, ભાગીરથી ક્યમ નામ;
મૃત્યુલોકમાં એ ક્યમ આવી, બ્રહ્મલોક જેનો ઠામ. ૨૭
વિશ્વામિત્ર કહે વિસ્તારી, ગંગાની ઉત્પત્ય;
મહાપાપી પાવન થાયે, સાંભળતાં એ સત્ય. ૨૮
સહસ્ર વર્ષ સુરનાં સંપૂરણ, શિવે કર્યું મૈથુન;
પાર્વતી મન મોહ પામ્યાં, થાયે પરમ પ્રસન્ન. ૨૯
એવે સુર રાયશુ મંડાણો, શત વર્ષ સંગ્રામ;
અમર સહુકો પ્રાજે પામ્યા, નાસવા નહિ ઠામ. ૩૦
શંકરજીને શરણ આવ્યા, રાખોજી મહાદેવ;
પશુપતિ! ત્ર્યંબક! શૂળપાણિ,! કરે સુર સહુ સેવ. ૩૧
નાદ સાંભળી લજ્જા પામ્યા, વિમાશી વિશ્વેશ;
વીર્યદ્રાવ વસુધાએ થયો, કાંઇક પામ્યા ક્લેશ. ૩૨
પાર્વતી મન ખેદ પામી, સુરને દીધો શાપ;
અમર સહુ અનપત્ય થાઓ, પ્રૌઢ કીધું પાપ. ૩૩

૨૫. મધુમાર–વિષ્ણુ. ૨૯. મૈથુન–'મહિમંથ' પ્ર. ૧–૨. ૩૩. અનપત્ય–(અપત્ય–છોકરાં) છોકરાં વગરના.

નાર તમારી વંઝ થાઓ, જેમ હતી હું સકામ;
અવશ્ય સૂરતે શું કર્યું, ઉચાર્યો પ્રભુ આમ. ૩૪
પૃથ્વી કહે હું સહી શકું નહિ, પેસુંછું પાતાળ;
જાણીને મને ભસ્મ કરેછે, વીર્યભાગ વિકરાળ. ૩૫
નિર્જર કહે વૈશ્વાનરને, શિવવીર્ય ચણ તું ચાંચ;
કપોત કેરી કાયા કરીને, આપશું તુને સાંચ. ૩૬
હુતાશને તે તેમ કર્યું, વીર્ય સહ્યું ન જાય;
વૈશ્વાનર પાસે બેઠના, તન તાપાવેલી થાય. ૩૭
એક વારને સમે સપ્તઋષિએ, આરંભ્યો છે યાગ;
પાકદ્વારાએ અમરને, સમરપે છે ભાગ. ૩૮
સપ્તઋષિની સ્ત્રી સપ્ત ભેળી, સુંદરી શુભ વેષ;
વૈશ્વાનર વિહ્વળ થયો, નિરખી વદન વિશેષ. ૩૯
જાણ્યું એકને ભોગવું, જો મળે કંઈ એકાંત;
શું કરું ને કેમ પામું, ચિંતવે છે ચિંત. ૪૦
સ્વાહાએ જાણ્યું સ્વામી મોહ્યા, જોઈ સપ્તઋષિની નાર;
વૈશ્વાનર વનમાં ગયો, એકાંતે એક ઠાર. ૪૧
રૂપ લેઇ ઋષિપત્નીનું, સ્વાહા ગઈ તે સાંય;
સ્વામીશું સંભોગ કીધો, સ્નેહ ધરી મનમાંય. ૪૨
વળી પાછી આવે ભામિની, વીર્ય હતું જેહ;
શરકટકેરા ઘુમટામાં, તીવ્ર મૂક્યું તેહ. ૪૩
વળી બીજી વાર આવી, ધરી બીજું રૂપ;
ભજી તે ભરતાર સાથે, જાણે અન્યઅન્ય અનુપ. ૪૪
શરકટઘુમટે શુક્ર મૂકી, એમ વેષ ધરી ખટવાર;
વીર્ય તે સાં મૂકતી ગઈ, ઉગ્ર એકે ઠાર. ૪૫
સાતમી તે અરૂંધતી, વસિષ્ટપત્ની જેહ;
રૂપ તેનું ન આવડ્યું, અતિ સાધવી છે તેહ. ૪૬
લોક માંહે વાત વાગી, કૃત્તિકાએ કર્યો વ્યભિચાર;

---

૩૬. નિર્જર–દેવ. વૈશ્વાનર–અગ્નિ. ચણ–ચાંચે કરીને ખાઈજા. ૪૧. સ્વાહા–અગ્નિની પત્ની. ૪૩. ઘુમટામાં–ભોથામાં. ૪૫. શુક્ર–વીર્ય.

સપ્તઋષિએ સાંભળ્યું, ભજ્યો એણીએ જાર. ૪૭
મારી કાઢી મુને મહિલા, નથી અમારે કામ;
જો તમો વ્યભિચાર કીધો, નહિ લીજે તમારૂં નામ. ૪૮
વિશ્વાનરને શાપ દીધો, સર્વ ભક્ષી તું થાય;
અનાચાર! તું છે અનાચારી, કુંડથી તું જાય. ૪૯
સ્વાહાએ આવી સૌને કહ્યું, હું હાઇ એકવાર;
રૂપ ષટ્ કૃત્તિકાનાં ધરી, મેં ભજ્યો મુજ ભરતાર. ૫૦

## કડવું ૧૨ મું.

### રાગ આશાવરી એકતાળી.

વળતો વિશ્વાનર કહે સુરને, મારો નહિ કાંઈ વાંક;
શિવશુક્ર સહ્યું શી પેર જાયે, એ પણ આડો આંક. ૧
શરકટ શુમડા વિષે મેલ્યું, વીર્ય જે ખટવાર;
તેથી પુરૂષ પ્રકટ થયો પોતે, તેજતણો નહિ પાર. ૨
દેખી દેવ દીન થયા સઘળા, ખટ માત્તૃકા ત્યાં આવી;
ષણ્મુખ થઇ પયજ પીધું, સુરસેના પરણાવી. ૩
મહાદેવ કહે, એ મારો કુંવર, સ્વામીકાર્ત્તિક સાચો;
અસુર કુળ નિકંદન કરશે, સેનાપતિ એ જાચો. ૪
વૈશ્વાનરને વર આપીને, સહુને કર્યો સંતોષ;
સપ્ત ઋષિ નારી ઘેર આણે, જાણીને નિર્દોષ. ૫
દધીચ ઋષિને જઈ જાચે સુર, આયુધ અમારાં આપો;
અસુર ભાગાં બીતાં મૂકયાંતાં, સ્થિર કરીને સ્થાપો. ૬
દધીચ કહે મેં ઘોળી પીધાં, લીજે અસ્થિ અમારાં;
વિશ્વકર્મા પાસ કરાવો, આયુધ અનેક તમારાં. ૭
સુરભીએ સઘળું અંગ ચાટયું, ઉઘાડાં થયાં (એ) અસ્થ;
દધીચ ઋષિ તે મુક્તિ પધાર્યા, શરીર જાણ્યું સ્વસ્થ. ૮
તેનાં આયુધ અતિ કીધાં, વજ્રાદિક વિખ્યાત;
સુરસેના સજ થઇ સાંચરે, કરવા દૈત્યદળ ઘાત. ૯

---

૪૭ કૃત્તિકા—સપ્તઋષિની પત્ની. મુને—મુનિએ. ૫૦. હાઈ—ઉભી હતી—હતી. ૩ સુ રસેના પરણાવી— અર્થાત્ તેને દેવનો સેનાપતિ કર્યો. ૭. ઘોળી—અહોળી પ્ર: ૧-૨.

પૃથ્વી આણી રથ કીધીને, મેરૂ મંદર ગિરિ જેહ;
નીસરણીઓ ખણી કીધી; પૈડાં પર્વત બેહ. ૧૦
ચાર વેદ વર્યા તે ઘોડા, વાસુકિ કીધો રાશ;
બ્રહ્માજી ખેડવા બેઠા, સાક્ષ શ્રી અવિનાશ. ૧૧
મહાદેવજી રથ ઉપર બેઠા, ત્રિશૂળ ત્ર્યંબક પાણુ;
સ્વામીકાર્તિક સેનાપતિ છે, જપે જયજય વાણુ. ૧૨
શતવર્ષ પર્યંત મંડાણો, તારકા મય સંગ્રામ;
દૈત્ય સર્વે સમુદ્રમાં નાઠા, બીજે કંઈ નહિ ઠામ. ૧૩
અમર કહેછે બ્રહ્મા પ્રત્યે, સમુદ્ર જો સૂકાય;
તો દાનવ શોધી સર્વ હણીએ, ઉલટ અંગ ન માય. ૧૪
બ્રહ્મા કહે અગસ્ત્ય અહીં આવે, તો સિંધુને શોષે;
એક આચમન કરે આપે, પાણી અંતને પોષે. ૧૫
કુંભયોનિને કહ્યું જઈને, ત્યાં આવ્યા ઋષિજન;
લક્ષ યોજનનો સમુદ્ર શોષ્યો, એક કરી આચમન. ૧૬
કલકલાટ કરે યાદોગણુ, હોય હાહાકાર;
દાનવદળ સઘળું ક્ષય કીધું; પાડી પ્રૌઢા પ્રા'ર. ૧૭
દેવ કહેછે અગસ્ત્ય ઋષિને, જળનિધિ કરો પરિપૂર્ણું;
કાર્ય અમારાં સઘળાં સિધ્યાં, દુઃખ થયાં સર્વ ચૂર્ણું. ૧૮
લોપામુદ્રાપતિ એમ બોલે, સહુને જે જળ જરિયું;
હુતાશન હવિની પેરે બાળ્યું, જેમ આચમન કરિયું. ૧૯
સુરે વિનતિ કરી બ્રહ્માને, સિંધુ રહ્યો એ ઠાલો;
પાણી સર્વ પચ્યું ચાતકમાં, બીજું આણી ઘાલો. ૨૦
પિતામહ કહે સૂર્યવંશી, સગર નામે શૂર;
તે થકી એ સાગર થાશે, ભરશે ગંગાપૂર. ૨૧
રામ કહે સ્વામી એ સંભળાવો, સુજને કૌશિક સુન્ય;
અમારા પૂર્વજ તણી કથાએ, સુણતાં પો'તે પુણ્ય. ૨૨
વિશ્વામિત્ર કહે વિશેષે કરી, ગંગાની ઉત્પત્ત;
(એક) બાહુક નામે બળિયો રાજા, નિર્મળ તેની મત્ત. ૨૩

---

૧૬. કુંભયોનિ—અગસ્ત્ય. ૧૭. યાદોગણુ—જળજંતુનો સમુદાય. ૧૯. લોપામુદ્રા—અગસ્ત્યની પત્નીનું નામ.

અપુત્રીઓ ઝૂરે અનુદિન તે, એક ઉષ્મક નામે ઋખ;
તેતણી કરે પરિચર્યા, સેવક થઇ સન્મુખ. ૨૪
તેણે કૃપા કરી વર આપ્યો, સહી હોશે સંતાન;
રાણીએ ત્યાં ગર્ભજ ધરિયો, મુદિત થયો રાજાન. ૨૫
શોક્યે જાણ્યું સુત જણશે તો, એને થાશે માન;
વનિતા બીજીએ વિષ દીધું, અધવચ રહ્યો ઓધાન. ૨૬
રોતી રામા ગઇ ઋષિ પ્રત્યે, (કહે) તન પામુંછું તાપ;
શોક્યે વિષ દીધું છે મુજને, પૂર્વે જન્મનું પાપ. ૨૭
વિષ સહિત જણીશ સુત તું, નહિ વણસે સંતાન;
ગર સહિત પ્રસવ્યા માટે, (તેનું) સગર ધર્યું અભિધાન. ૨૮
સૂર્યવંશી સગર રાજા, મોટો થયો મહારાજ;
પ્રભા સુપ્રભા નામે નારી, સકળ સંપત્તિ સાજ. ૨૯
તે રાજાને સંતતિ ન હોયે, દુઃખ પામે દિન રાત;
તે રોજ તાપસની કરે સેવા, નારી બે સંઘાત. ૩૦
પ્રસન્ન થઇને મુનિ મુખ બોલ્યા, એ આપું વરદાન;
એકનો એક પુત્ર આવશે, તેને નિર્મળ જ્ઞાન. ૩૧
બીજી સાઠય સહસ્રસુત જણશે. વર પામી રાય વળિયો;
અસમંજા નામે એક કુંવર, જણિયો બાળક બળિયો. ૩૨
બીજી બાળા અતિદુઃખ પામી, એહને આવ્યો તન;
ફૂટી પેટને તુંબી પ્રસવ્યું, મોહ પામિયું મન. ૩૩
સાઠય સહસ્ર ઈંડાળ નિસરી, રાયકહે એહને દો નાખી;
અર્થે આપણે શે આવશે, શું કીજે એહને રાખી ! ૩૪
ઋષિને પૂછાવ્યું રાયે, શું કરીશું સ્વામી;
સાઠય સહસ્ર ઈંડાળ નિસરી, પુત્ર ભલા એ પામી ! ૩૫
ઋષિ કહેછે એને ઘીમાં નાખો, રાય ઘૃતકુંડી કરાવી;
તે માંહે ઈંડાળ નખાવી, વાત ભૂપને ભાવી. ૩૬
'સાઠય સહસ્ર' સુત સિંહ સરખા, પ્રકટચા તે અતિ પ્રૌઢ;
ત્રણ લોકને ત્રાસ પમાડે, દેવ થયા દિગ્મૂઢ. ૩૭

---

૨૪. ઋખ–ઋષિ. પરિચર્યા–સેવા. સન્મુખ–સમક્ષ. પ્ર. ૨ ૭. ૨૮. ગર–વિષ. ગર્ભ સહિત–પ્ર. ૨૭.

પ્રજા સર્વે પીડાવા લાગી, નગરમાંહે ન માય;
ઉચ્છૃંખળ ઉન્મત્તની પેરે, અરાપરા ઉજાય. ૩૮
અસમંજા નામે જે કુંવર, તે હુતો અતિ જ્ઞાની;
તેણે જાણ્યું ઓરમાઇ ભાઇ બળિયા, એ સઘળા અભિમાની. ૩૯
કરવા રાજ નહિ દે મુજને, ધિઃક ધિઃક એ સંસાર;
સાઠય સહસ્ત્ર વેરીમાં વસવું, બળ્યો એ અવતાર. ૪૦
અસમંજાને એક પુત્ર આવિયો, અંશુમાન તેનું નામ;
ઉન્મત્તં થયો આપોપે હીંડે, સુતને સોંપી કામ. ૪૧
જાણ્યું હું કરૂં કુચેષ્ટા, રાજા કાઢે મારી;
નહિતર રાજભાર શિર સોંપે, નરકતણો અધિકારી. ૪૨
લોકતણાં છૈયાં નાનાંને, ઉંડે પાણી બોળે;
માથા પાછળ ફેરવી નાખે, ઉંધે માથે તોળે. ૪૩
રાજાને પ્રજા કહે આવી, અમો ઉચલી જાશું;
નગર તમારે વાસ કરીને, અપુત્રિયા અમો થાશું. ૪૪
રાજા કહેછે એક એ માટે, ઘણા દુઃખ જો પામે;
એક એને રાખી શું કીજે, ભૂર ભાળવો ભામે. ૪૫
દાસ પાંસે દેશ માંયથી, મારી કઢાવ્યો મંદ;
નર નારી સહુકો સુખ પામ્યું, ઉદય થયો આનંદ. ૪૬
સાઠય સહસ્ત્ર સહીએ શી પેરે, રોતા આવ્યા લોક;
રાજાએ જાણ્યું શું કરવું, સહુ પામે શોક. ૪૭
અશ્વમેધ આરંભ્યો રાયે, સુત મોકલ્યા સાથ;
ઘોડાને કો બાંધી ન શકે, પ્રણમે આપી માથ. ૪૮
નવાણું યજ્ઞ કર્યા નિરધારે, સોમો રહ્યો એક સાર;
ઇંદ્રે જાણ્યું આસન લેશે, કીધો મન વિચાર. ૪૯
હરિએ હય હરીને બાંધ્યો, જઈ પો'ત્યો પાતાળ;
સાઠય સહસ્ત્ર શોધીને ભાગ્યા, કંઇ ન લાધી ભાળ. ૫૦

---

૩૮ ઉચ્છૃંખળ-બે કેદ. ૪૫. ભૂર ઇ૦-જેને ભૂર (ભૂરિ) ઘણા જણે ભામે (ભ્રમે) શંકાયુક્ત ભાળવો (જોવો) પડેછે તેને. ૪૮. પ્રણમે ઈ૦-માથું આપીને નમે-માથું નમાવે. ૫૦. હરિયે-ઇંદ્રે. કંઇ ન-'કંઈ તે' પાઠાંતર પ્ર. ૧ લી.

## કડવું ૧૩ મું.

### રાગ મારૂ.

સગર રાયને જઇ જણાવ્યું, લાધે નહિ તોખાર,
સ્વામી સઘળે શોધી આવ્યા, કહીં ન પામ્યા પાર. ૧
સગર કહે જઈ જુવો વેગે, હય હરખે લઈ આવો;
સમુદ્ર ખણી પાતાળે પેસો, જેમ તેમ કરીને લાવો. ૨
ઘોડા વણુ તમો ઘેર ન આવશો, તમને કહીએ જાઓ;
સમુદ્ર ખણજો લક્ષ યોજનનો, મોટી પાંતે ખાઓ. ૩
ક્રૂર કોદાળા લઇને ધાયા, ખપે ખણવા લાગ્યા;
આગળ જાતાં દિગ્ગજ આવ્યો, બીન્યા નહિ તે ભાગા. ૪
ચારે ખૂણે ચાર દિગ્ગજ, તેને પ્રેમે મળિયા;
પછે પણ પાતાળે પળિયા, સાઠય સહસ્ર મહાબળિયા. ૫
જુવે તો એક તાપસ ઊભો, (એક) અંગુઇ ભેર ધરી ધ્યાન;
કપિલ દેવ એ કંઇ કાળનો, સમરે શ્રી ભગવાન. ૬
સમીપે વાજી બાંધ્યો છે, તસ્કર તેણે જાણ્યો;
આસન વાળી અહીં ઉભો છે, અશ્વ અમારો આણ્યો. ૭
પાપી પ્રહાર કરવાને લાગ્યા, એક કહે એને બાંધો;
ચોર આપણા અશ્વતણો એ, સબળ કરીને સાંધો. ૮
કપિલે ક્રોધ કરીને ત્યારે, ઉઘાડ્યાં લોચન;
સાઠય સહસ્ર બળી ભસ્મ થયા રે, પ્રકટ્યો હુતાશન. ૯
નારદે જઈ જણાવ્યું સગરને, સુત બળ્યા સુણ સાચું;
કર્દમસુતને કોપ ચઢાવ્યો, કામ કર્યું અતિ કાચું. ૧૦
રાજા કહે છે કોઇ એવો છે, જે ઘોડો લેઇ આવે;
કપિલદેવનો ક્રોધ ઉતારી, મુનિનું મન મનાવે. ૧૧
અંશુમાન્ આગળ ઊભો છે, અસમંજાનો જે તન;
સ્વામીજી મુજને આપો આજ્ઞા, પ્રીતે કરીને પ્રસન્ન. ૧૨
હું હવણાં હરિ લઈ આવું, આજ્ઞા માગીને ચાલ્યો;

---

૩. તમને-તદન પ્ર. ૧. પાંતે-પંક્તિએ. ખાઓ-ખાઇઓ. ૧૦. કર્દમસુત-કપિલ.

માન મોટું દઇ મોકલિયો, નિજ પસાયો પણ આલ્યો. ૧૩
દિગ્ગજને સંતોષી સઘળે, પેઠો પણ પાતાળ;
દેવહૂતિસુતની સ્તુતિ કીધી, ત્યાં જઈ તત્કાળ. ૧૪
એવે પ્રસન્ન થઈ મુનિ બોલ્યા, માગ માગ વરદાન;
એની સ્તુતિએ (હું) સર્વસ્વ આપું, એવો થયો તુષ્ટમાન. ૧૫
સ્વામીજી માગું (હું) તે આપો, તો સિંધવ સહી પામું;
પિતરાઇ મારા જે મુઆ, એ વસમી વેદના વામું. ૧૬
સૂર્યવંશી નરક પડે નહિ, દ્વિજનો શાપ ન લાગે;
બ્રાહ્મણને કંઇએ દૂભવે નહિ, એવું સાંભળ્યું આગે. ૧૭
એણે અપરાધ કર્યો સ્વામીજી, એને એવું લાગ્યું;
સૂર્યવંશીને કલંક ન થાયે, મુનિ માન હું માગું. ૧૮
કપિલ કહે ગંગા અહીં આવે, તો એ ઓધરે રાય;
બ્રહ્મજળ રેલ જો આવે, તો પૂર્વજ પાવન થાય. ૧૯
અંશુમાન્ તુરિ લેઇ ચાલ્યો, આવ્યો પિતામહની પાસ;
અશ્વમેધ કીધા પરિપૂરણ, રાય વસ્યો વનવાસ. ૨૦
સુરગણ સુમનસ્ કરી વરસે છે, વાજે છે નિશાન;
ઇંદ્રાસન અધિકારી રાજા, મુનિ જન કરે વખાણ. ૨૧
સગર કહે શું કરૂં સિંહાસન, જે માંહે એવું પાપ;
દેહ દમે કોઇ યત્ન યજે જો, એટલે ઉપજે તાપ. ૨૨
અવિચળ પદ અનુદિન આરાધી, યોગબળે કરી જાણ;
પરલોક પામ્યા પોતે, પણ પરહરિયા પ્રાણ. ૨૩
અંશુમાન્ પ્રજા પાળે પ્રીતે, પિતામહની પેર;
દિલીપ નામે દિવ્ય દીકરો, નારી નિર્મળ ઘેર. ૨૪
સોંપી રાજ્ય સઘળું સુતને એ, અંશુમાન્ ગયો વન;
ગંગાનું ઉપાસન માંડ્યું, ધ્યાન ધરીને ધન્ય. ૨૫
કંઈ કાળ થયા તપ કરતાં, તોએ ન હોયે દર્શન;

---

૧૩. હરિ–ઘોડો. મોટું–મોત. પ્ર. ૨. પસાયો–પ્રસાદ. ૧૪. દેવહૂતિસુત–કપિલ. ૧૬. સિંધવ–ઘોડો. મુઆ–મૂઆ પ્ર. ૧. લી. ૨૧. સુમનસ્–પુષ્પ. નિશાન–(નિઃસાણ) નગારાં.

યોગ સિદ્ધિએકરી પ્રાણ પરહર્યા, પામ્યો પરમ પતન.
દિલીપનો સુત ભગીરથ ભડ, તેને સોંપી રાજ;
આપોપે તે વન નીસર્યા, ગંગાદેરે કાજ.
દારૂણ દેહ દમન કર્યું તેણે, તોએ ગંગા ના આવ્યાં;
પામ્યો મરણ શરણ ગયો સાચે, જાણે જઇ મનાવ્યાં.
પિતાતણી પેર જાણી ભગીરથે, વન નીસર્યા વીર;
ગંગાતણું ઉપાસન માંડ્યું, ધીરજ ધરીને ધીર.
ત્રણલોક ડોલ્યા દેહ દમતાં, સુર સર્વ ગયા બ્રહ્મલોક;
ગંગાજી દરશન દો એને, સહુ પામેછે શોક.
ગૌર તન ઉજ્વળ પટ પહેર્યા, સજી સોળ શણગાર;
સોળ વરસતી સરસ સુંદરી, પ્રેમતણો નહિ પાર.
જાણે શું લેહેરી ઉજ્વળ એ, કે અર્કતણી એ જ્યોત;
એમ ઉજાતી આવી હળવે, અતિ કરતી ઉદ્યોત.
તેજપુંજ આગળ રહી ઊભી, માગ્ય મનોરથ પૂરૂં;
શામાટે કાયા કષ્ટે છે, દીનતણાં દુઃખ ચૂરૂં. ૩૩
માતા જો મને માગ્યું આપો, પૂર્વજ પ્રેમે પળાવો;
સ્વર્ગ મહીમંડળ થઈ પોતે, પછી પાતાળે આવો. ૩૪
સુરસરિતા વદે મુખ વાણી, પાણી પ્રૌઢ પ્રવાહ;
પૃથ્વી પણ પાતાળે પેસે, પર્વત ગળે જેમ આહ. ૩૫
મારો ભાર ધરે એવો કો, પ્રકટ કરીને પ્રૌઢ;
પછે તું ત્યાં માગે મુને, ગમન કરૂં હું ગૂઢ. ૩૬
માતા હું તે કોને જાણું, ધરી શકે જે તમને;
દેખાડી દો દરશન પામું, કૃપા કરો એ આગને. ૩૭
જા તું કૈલાસવાસી કને, જે અવિનાશી મહાદેવ;
તે મુજને વેહેશે મસ્તકમાં, સાચી કર તું સેવ. ૩૮
અંતરધાન થયાં એવું કહી, પોહોચ્યો ગિરિકૈલાસ;

---

૨૬. યોગસિદ્ધિએ કરી–યોગકળાથી. યોગ સિદ્ધ કરી,–પાઠ પ્ર. ૨૭. ૩૪. પળાવો–મોક્ષે મોકલો ૩૫. પર્વત મ૦–જેમ [illegible]
[illegible]

સ્તુતિ કરવા માંડી શંકરની, યત્ર યોગાભ્યાસ. ૩૯
શંભવેનમો ભવાયનમઃ શિવ! નમો, રૂદ્રાયનમઃ શર્વનમઃ;
વ્યાપક વિશ્વેશ્વર વિશ્વંભર, વસો છો યોગમ. ૪૦
કપર્દી કપાલિ પિનાકિ, ત્રિશૂલી ત્ર્યંબક ત્રિપુરારિ;
કર્પૂરગોર વૃષભધ્વજ શંકર, ઉછંગે ઉમયા નારી. ૪૧
પંચવદન દશભુજ ત્રણ લોચન, સૂર્ય અગ્નિ ને સોમ;
આદિથી કાયા કૃપાકૃત્ય કરે છે, ઉંચાં અંબા વ્યોમ. ૪૨
૭ મસવાડા થયા તન તપતાં, પ્રસન્ન થયા પશુપાળ;
માગ્ય માગ્ય વાંચ્છિત વર આપું, દીનાનાથ દયાળ. ૪૩
સ્વામી ગંગાપ્રવાહ અહીં ઉતરે, તમો મધ્ય માંડો શીશ;
આડાં થઇને અવનિ પડે, એમ માગું જગદીશ. ૪૪
મહાદેવે ત્યાં મસ્તક માંડયું, હિમાલયની કોર;
વિષ્ણુપાદોદકી ગંગા છે, બાંધ્યો પ્રેમનો દોર. ૪૫
જાણે હિમાલય પુત્રી પામ્યો, એમ ઉતર્યા ગંગ;
મહાદેવને મસ્તક લેઇ મૂકી, જાણે પરણાવી (મન) રંગ. ૪૬
વામનજીએ વપુ વિસ્તાર્યું, અંગુઠો આકાશ;
બ્રહ્મરંધ્ર ફાડયું જળ ચાલ્યું, જાણ્યું થાશે નાશ. ૪૭
બ્રહ્માજીએ કમંડળ ભરિયું, ત્યાં વેહે છે પૂર;
ગંગાજી ઉતરી અહીં આવ્યાં, ઉજળી ઉરાઉર. ૪૮
પડતાં પડછંદો થયો પ્રૌઢો, મહાદેવ મસ્તક વીંટે;
નીઠે નહિ મોતીની માળા, ઉતરી ઉજળે લીંટે. ૪૯
સ્વામીજી હું શી પેર પામું, જટલી એકજ મેલી;
ભાગીરથી ભગીરથ કેડે, છે ન પામે રેલી. ૫૦

---

૩૯. યત્ર ઇ૦—જ્યાં યોગાભ્યાસ (યોગાભ્યાસી—શંકર) છે ત્યાં જઇને. મંત્ર' પ્ર. ૨ ૭. ૪૦. શર્વ—શિવ. ૪૧. કપર્દી—(કપર્દ—જટાજૂટ). પિનાકી—(પિનાક—એ નામનું ધનુષ્ય). ત્ર્યંબક—ત્રણ અંબક (નેત્ર) વાળા. કર્પૂર ગૌર—કપૂર જેવા ગૌર. ૪૨. આદિથી ઇ૦—અંબા (ગંગા) વ્યોમમાં ઉંચાં છે, તે આદેથી (મૂળસ્થાનથી) પોતાની કાયાવડે કૃપાનું કૃત્ય કરે છે. "આદિથી કાયા કયાં કૃત કહે છે" પાઠાંતર પ્ર. ૧—૨, ૪૮. ઉરાઉર—પાંસે પાસે. ૫૦. જટલી—જટાની એક લટ. છે—પાર.

## કડવું ૧૪ મું.

### રાગ દેશાખ.

આગળથી ભગીરથ પળે, કેડેથી જઇ ગંગા મળે;
જન્હુ નામે રાજ્યઋષિ કોય, વનમાં દેહ દમેછે સોય.
ઉત્તમ છે તેનો આશ્રમ, પાછળ ખાઈ ખણી છે મર્મ;
તે માંહે લેઇ વાળી ગંગ, આકર્ષી આણી લેઇ અતિ રંગ.
પુત્રી કરી કહી પાળવી પ્રીત, જાન્હવી નામ ધર્યું તે સરિત;
ભગીરથે કીધી વિનતિ, જન્હુ રાય જાચ્યો શુભમતિ.
જાવા દીધાં ભાગીરથી, સાગર માંહે પાણી નથી;
સગર રાય ખણાવ્યો માટ, સાગર નામ ધરાવ્યું નાટ.
લક્ષ યોજન ગંગાએ ભર્યો, પ્રવાહ પાતાળે પરવર્યો;
સાઠય સહસ્ર બાળ્યા જે માંય, ભોગવતી ગંગા છે ત્યાંય.
પૂર્વજતણો કર્યો ઉદ્ધાર, પાપી સર્વે પમાડ્યા પાર;
ત્રિપથા ત્યાં ગંગા થઈ, સ્વર્ગ મૃત્યુ પાતાળે ગઈ.
તમારે પૂર્વજે આણી એહ, ના'તાં નિર્મળ થાશે દેહ;
રામે તેમાં કર્યું સ્નાન, પામ્યો પોતે પરમનિધાન.
સાંયકા ત્રણે સાંચર્યા, આનંદ પામ્યા ને મન ઠર્યા;
એક આરો આવ્યો ઉત્તમ સ્થાન, વિશ્વામિત્ર ધારી રહ્યા ધ્યાન.
રમવા ચાલ્યા બાંધવ બેહ, ગૌર શ્યામ મનોહર જેહ;
શિળા મોટી પડી ત્યાં એક, રમતાં રામે કર્યો વિવેક. ૯
વહાણઇ પાગે પેરી'તી જેહ, શીળા ઉપર પખોડી તેહ;
શીળા ફાટી થઇ સુંદરી, આગળ ઊભી આનંદભરી. ૧૦
રામે ભલે ધર્યો અવતાર, કરવાને મારો ઉદ્ધાર;
એજ અક્ષર અવિનાશી એક, અચ્યુત વ્યાપક નહિવત્રેક. ૧૧
સ્વામી દીનાનાથ દયાળ, ભલે પ્રભુ કીધી સંભાળ;
અહલ્યા નામે ગૌતમનાર, શીળા થઇ પડી એણે ઠાર. ૧૨
રામચરણરેણે ઉદ્ધરી, મહાપાપણી પાવન કરી;

૩. જાન્હવી ઇ૦-જાન્હવીગ નામધરૂર સરિત. પ્ર. ૧-૨. ૬. ત્રિપથા-ત્રણ માર્ગે જનારી. ૧૦. વહાણઈ-(વાહની) પાવડી. પખોડી-પછાડી.

તમ ઋષિને થયું જાણ, જાણે નાર ટળી પાષાણ. ૧૩
તતો આવ્યો તેણે ઠામ, જાણ્યું અહીં પધાર્યા રામ;
જઇને કર્યો પ્રણામ, આશિષ દીધી પૂરણકામ. ૧૪
ટાળી એવું કોણ કરે, મારા શાપથકી ઉદ્ધરે;
નય વિનતિ કહીને વળ્યા, બડ એ પોતાને આશ્રમ મળ્યા. ૧૫
શ્વામિત્ર મન વિસ્મય થાય, જય જય જગજીવન રાઘવરાય;
શ્વામિત્રને પૂછે વીર, સમર્થ સ્વામી શ્યામશરીર. ૧૬
મી શિલા થઇ શે ભણી, નારી નિર્મળ ગૌતમતણી;
તા બોલ્યા વિશ્વામિત્ર, સાંભળ રાઘવ પરમ પવિત્ર. ૧૭
તમ ઋષિ નિત્ય કરવા ગયા, ધ્યાન ધરવા તત્પર થયા;
શ્રમ હતી અહલ્યા કામિની, મેઘ વછોઇ જ્યમ સૌદામિની. ૧૮
મે કરી થઇ આકળી, વિમાસવા તે લાગી વળી;
રપતિશુ પેરે ક્રીડા કર્યે, દેવ સંગે રંગ અનુસર્યે. ૧૯
ું સુખ ઉપજતું હશે, સુરનાયક સંગમ ઉલ્લસે;
મિની ત્યારે કાયર થઈ, વિરહવેદના ન શકે કહી. ૨૦
જાણ્યું ઇચ્છે છે એહ, મદનવ્યાકુળ કીધો દેહ;
તમ કેરૂં રૂપજ ધરી, આવ્યો આશ્રમ પ્રપંચ કરી. ૨૧
રે! અહલ્યા ઉઘાડ બા'ર, મને પાપી પીડે માર;
મેનીએ કપટી જાણ્યો સહી, વિહ્વળ થઇ કાંઈ ન શકે કહી. ૨૨
ર્ણકુટીમાં પેઠો પ્રીતે, ભજવા ભાવે ભામિની (શુ) રીતે;
ગૌતમે સર્વ પ્રીછ્યો પ્રપંચ, સુરપતિ સાચો કીધો સંચ. ૨૩
ધ્યાન તજી તે આવ્યો ત્યાંય, (કહે) કામિની કોણ છે મઢીમાંય;
પૂછવા લાગ્યો વારોવાર, વળતી વાણી બોલી નાર. ૨૪
સ્વામીજી એ છે માંઝાર, કરવા મન ઇચ્છે વ્યભિચાર;
સુરપતિ કહેછે સુણ સુંદરી, તું ત્યાં મુજને જાણે હરિ. ૨૫
માંઝાર કેરૂં રૂપ ધરી, નાઠો તે આગળ ઊતરી;
ગૌતમ ઋષિને ચઢિયો કોપ, ધર્મ તણો એણે કીધો લોપ. ૨૬
એને ઘણીએ છે અપ્સરા, તે શું સુખ પામે નિર્જરા;

---

૧૩. રેણે—રેણુએ. ૧૫. તમટાળી—તમારા વિના—અથવા તમો ગુણમય પાષાણરૂપ ટાળીને. ૧૮. નિત્ય—નિત્યકર્મ. સૌદામિની—વીજળી.

મારે એકજ એક તાપસી, સુરપતિ તે તારે મન વસી. ૨૭
એટલી નારીએ ધરાયો નહિ, (જે) કામાતુર થઇ આવ્યો અહીં;
સહસ્ર ભગ થાઓ તુજ તન, તેં શું નારી જાણી અન્ય. ૨૮
અહલ્યાને દીધો ત્યાં શાપ, શિલા થઇ તું પડજે પાપ;
જડ થઇ જો ન આવ્યું જ્ઞાન, શું તારી ટળી છે સાન. ૨૯
અહલ્યા કહે મેં કર્યો અપરાધ, અવગુણ મારા છે અગાધ;
કંઇએ મુજ થાશે ઉદ્ધાર, મારા પાપતણો નહિ પાર. ૩૦
ગૌતમ કહે રાઘવ આવશે, ત્યારે તુજ ઉદ્ધારજ થશે;
સહસ્ર ભગ ઇંદ્રિને થયાં, શીપેરે તે જાયે સહ્યાં. ૩૧
માનસરોવર પેઠો જઈ, બેઠો કમળમાં નાનો થઇ;
રાત દિવસ સહસ્ર ભગ ગળે, એ તો દુઃખ કોણે નવ ટળે. ૩૨
સુર સઘળા વિમાશણ કરે, સુરપતિ પાખે શી પેર સરે;
બૃહસ્પતિને જઇ પૂછે દેવ, સ્વામી વિના શી કીજે સેવ. ૩૩
કંઇ ઇંદ્રિની લાધે ભાળ, ત્યાં અમો જઇએ તત્કાળ;
બૃહસ્પતિ કહેછે માનસરમાંય, નાશીને પેઠો છે ત્યાંય. ૩૪
ગૌતમ ઋષિએ દીધો છે શાપ, સહસ્ર ભગ થયાં અંગે આપ;
આવ્યા સુર સૌ માનસતીર, ઇંદ્રિનું ધ્યાન ધર્યું થઇ ધીર. ૩૫
સુરપતિ કહે કયમ આવું બહાર, આખું અંગ થયું છે નાર;
ગૌતમને પ્રસન્ન જઇ કરો, વિનય વચને દીન ઉચરો. ૩૬
જો ઋષિજીની રીસ ઉતરે, તો તમારૂં કારજ સરે;
આવ્યા સુર સહુ ગૌતમ ભણી, નાનાવિધ સ્તુતિ કીધી ઘણી. ૩૭
સ્વામી ઇંદ્રિ વિના સૂનું ત્રૈલોક, સુરવર સર્વ પામે છે શોક;
સ્વામી તમારે આવ્યા શરણ, પ્રેમ ધરીને પુજ્યા ચરણ. ૩૮
ગૌતમ ઋષિએ આપ્યું વરદાન, સહસ્ર નેત્ર સુરરાજાન;
સુરપતિ થયો પછે સહસ્ર લોચન, ગૌતમતણું મનાવી મન. ૩૯
રાઘવને કૌશિક ઋષિ કહે, બે બાંધવ તે શ્રવણે ગ્રહે;
નાવિક કહે નહિ ખેડું નાવ, પ્રભુ તમારો પ્રીછ્યો ભાવ. ૪૦
શિલા ટળી સુંદરી થઈ, નાવ નાર કયમ થાયે નહિ !

---

૩૫. થઈ ધીર—'સધીર' પ્ર. ૨. ૭. 'ને તીર' પ્ર. ૧ લી. ૩૬. નાર—નારી ૨૫. ૪૦. નાવિક—હોડી હાંકનાર.

માછી એ બેઠી શું ખાય, નાવ ફીટીને નારી થાય! ૪૧
આગે એકનું પેટ ન ભરાય, નારી થઇને નાવડું જાય!
રામ કહે નાર નાવ નહિ કરૂં, તારી દયા ધરી ઓસરૂં! ૪૨
ઢીમ્મર કહેછે દેવમોરાર, તમો નાવ કરો નહિ નાર;
તમારી ચરણરેણુંથી થાય, આજીવિકા અમારી જાય! ૪૩
એણીપેરે બોલ્યા અશરણશરણ, તો ત્યાં તું પખાળે ચરણ!
કહ્યું સગાં સાગવાં તેડું સહુ, મારો વાંક ન કાઢે વહુ! ૪૪
તેડયાં સજ્જન સર્વ પરિવાર, તેણે જોયા જગદાધાર;
માછી મન પખાળે પાય, રડથડતા તે રાઘવરાય. ૪૫
ઢીમ્મરને શિર મેલ્યો હાથ, મુજને દયા કરી જગન્નાથ;
લક્ષ્મી જે પદ પામે નહિ, બ્રહ્મા એને સેવે સહી. ૪૬
જે ચરણાંગુષ્ટ થકી થઇ ગંગ, મસ્તક મહાદેવે ધરી રંગ;
હરિના પાદ લીધા છે ઓછંગ, રખે નાવ થાયે નારીનું અંગ. ૪૭
પેલે કાંઠે ઉતર્યા ભગવાન, નાવ ફીટીને થયું વિમાન;
નાવિક સકુટુંબ પામ્યો મુક્ત, રામચરણ પામ્યાની યુક્ત. ૪૮
ત્યાંથી ત્રણે ચાલ્યા જાય, કૌશિક લક્ષમણ રાઘવરાય;
ગૌતમનો સુત શતાનંદ, તે સામો આવ્યો સાનંદ. ૪૯
માતાતણો સુણી ઉદ્ધાર, જાણ્યું રામે ધર્યો અવતાર;
પાવન કીધી મારી માત, શિષ્યદ્વારાએ સાંભળી વાત. ૫૦

## કડવું ૧૫ મું.

### રાગ આરોતાળ.

શતાનંદ આવી મળ્યો, રામે પ્રેમે કર્યો પ્રણામ;
ગૌતમ સુતે આશિષ દીધી, જય જય રઘુપતિ રામ. ૧
વિશ્વામિત્રે વિનય કીધો, માંહો માંહે મળિયા મુન્ય;
લક્ષ્મણજી ચરણે નમી કહે, મારે પોતે પુણ્ય. ૨
કૌશિક લક્ષ્મણ સાથે ચાલે, વાટે કરતા વાત;

૪૧. બે—એક તો મારી પરણેલી સ્ત્રી, અને બીજી તમારા ચરણ-પર્શેથી સ્ત્રી બની જાય તે નાવ. ૨. મારે ૪૦.—અર્થાત્ તમને ચરણે લાગવાથી મને પુણ્ય પોહોચે-પ્રાપ્ત થાય.

રામ ને શતાનંદ એ બેહુ, સાથ મળ્યો સાક્ષાત. ૩
લક્ષ્મણ કૌશિક વહી ગયા, પછે પડ્યા પાછળ બેહ;
રઘુવીર પૂછે ગૌતમસુતને, મારે મન સંદેહ. ૪
વિશ્વામિત્ર તો ગાધિનો સુત, ક્યમ થયો ઋષિજન;
રાજ્ય કાં કીધું નહિ ને, સેવે શે એ વન. ૫
શતાનંદ કહે સાંભળો, સ્વામી જાણો સર્વ;
મનુષ્ય માટે મને પૂછો છો, નથી કરતા ગર્વ. ૬
કાન્યકુબ્જ પુરનો રાજા, ગાધિ તેનું નામ;
પ્રજા પાળે પ્રેમશુ, કરે રૂડાં કામ. ૭
બ્રહ્માનો સુત ભૃગુઋષિ, ઋચીક તેનો તન;
ગૃહસ્થાશ્રમનું મન થયું, તે સદા વસતો વન. ૮
ગાધિ રાયને દિકરી, સાંભળી શ્રવણે સાર;
સત્યવતી ત્યાં નામ તેનું, જાણે રતિનો અવતાર. ૯
તે રાજાને જઇ જાચ્યું, જો મુને દે કન્યાદાન;
પત્ની ભાવે ભજું ભામિની, જેમ હોય શુભ સંતાન. ૧૦
સભા પૂરી રાજા બેઠો છે, ત્યાં આવ્યા મુનિ મહંત;
રાજાએ પ્રણમી પૂજા કીધી, સબળ જાણી સંત. ૧૧
રાજા કહેછે કહો ઋષિ, કાંઈ અમ સરખુ કામ;
કશે વિશેષે પધાર્યા છો, મુનિ મારે ગામ. ૧૨
ઋચીક કહેછે રાજાને, મે સુણી કન્યા ભાળ;
આવ્યો અહીં ઉતાવળો, હું જાચવાને ભૂપાળ ! ૧૩
સત્યવતી પરણાવો મને, (તમે) દોને કન્યાદાન;
ગૃહસ્થાશ્રમ કરવા ઇચ્છુછું, તેણે માગું માન. ૧૪
રાજા વળતો એમ કહે, સ્વામી ! બોલું સત્ય;
મારે કંઇ સંતતિ નથી, એક સુતા એ અપત્ય. ૧૫
રાજ્ય મારૂં ડગ્યું છે, વેરી થયા વિશેષ;
નિર્ધન હું નિશ્ચય થયો છું, ન મેલું તન તેષ. ૧૬
સહસ્ત્ર ઘોડા અશ્વમેધ કરવાના, આણી આપે જેહ;
સત્યવતી તે સુતા મારી, પ્રેમે પામે તેહ. ૧૭

૧૨. કશે વિશેષે—કયા વિશેષ કાર્ય માટે. ૧૬. તેષ-(ત્વિષ્) કાંતિ-તેજ.

જો તમને કંઈ મળે તો, પરણાવ્યા કરો પ્રીત;
નહિતર બીજે કંઈ જજો, ત્યાં જજો રૂડી રીત. ૧૮
ઋચીક ત્યાં પાછો વળ્યો, આવ્યો વન મોઝાર;
રુદન કરતો રહે નહિ, ક્યાં પામવી એ નાર. ૧૯
સહસ્ર હય શામટા, ઉજ્વળ હોય કોને ઘેર;
જાણું નહિ તો જાચું કોને, કરું કેવી પેર. ૨૦
એવે નારદ આવિયા, સુખ મુખે કરતા ગાન;
ઋચીકને રોતો દેખીને, મુનિએ દીધાં માન. ૨૧
ભૃગુસુત તું શે દુઃખ ધરેછે, તેનું કારણ કે' આજ;
ઋચીક કહી શકે નહિ, (તે) કાકાની કરે સાન. ૨૨
ગાધિ ઘોડા સહસ્ર માગે, કન્યા આપે એક;
એક એવો મળે નહિ તો, મળે ક્યાંથી અનેક. ૨૩
નારદ કહેછે વરુણને ઘેર, વેગે જા તું વીર;
ઘોડા તુંને આપશે, તું મન રાખે ધીર. ૨૪
વચન સુણી વરુણને ઘેર, આવ્યો અતિ આનંદ;
પૂજન કીધી પ્રેમશું, ક્યમ પધાર્યા કુળચંદ. ૨૫
મુજ સરખું કંઈ કામ કહો, સ્વામી ચડાવું શીશ;
ઋચીક અતિ રળિયાત થઈ કે', સાંભળો જગદીશ. ૨૬
યજ્ઞ કરવા જોવા વાજી, સહસ્ર માગું સાર;
ગાધિ પુત્રિ પરણાવે તે, પ્રેમનો નહિ પાર. ૨૭
વરુણે ઘોડા સ્વસ્ત ભણાવ્યા, સેવક મોકલ્યા સાથ;
ઘોડા આપી ઉભા કીધા, સેજે કાન્યકુબ્જપુર નાથ. ૨૮
રાજન રળિયાત અતિ થયો, પુત્રી પરણાવી પ્રીત;
સત્યવતી સુખ પામજે તું, રમે રૂડી રીત. ૨૯
પરણીને તે પરવર્યો, આવ્યો પિતા કેરે પાસ;
વહુ વંદે શ્વસુરના પદ, ભૃગુએ દીધી આશ. ૩૦
દંપતી અતિ સુખ ભોગવે, આનંદ આણે મન;
સત્યવતી પિયર ગઈ, વન વસી બહુ દિન. ૩૧
માતા કહે સુણ સત્યવતી, તારો શ્વસુર મહામહંત;

---

૨૮. સ્વસ્ત ભણાવ્યા—સ્વસ્તિ બોલીને આપ્યા.

સેવા તું સુધી કરે, અહરનિશ એક ચંત. ૩૨
જ્યારે પ્રેમ ધરીને પૂછે તને, ત્યારે માગજે તું પુત્ર;
એક ભાઇ તારે માગજે, જેમ રાખે ઘરનું સૂત્ર. ૩૩
સત્યવતી ગઇ સાસરે, શ્વસુરની કરે સેવ;
ઉત્કંઠા યુક્ત અવલોકી, મુનિ પૂછે અવશ્યમેવ. ૩૪
સાચું કહે વહુ શું જોઇએ છે? મુજ કને તું માગ્ય;
આપીશ હું ઉતાવળો, ને ભળ્યું તારૂં ભાગ્ય. ૩૫
વધૂ વળતી વદે વાણી, હ્રદે આણી પ્રેમ;
લાજનું સરખું મુખ કરીને, ઉચરી તે એમ. ૩૬
સ્વામી પુત્ર તમારો પુત્ર પામે, એક આવે મારે ભ્રાત;
હું તો કાંઈ જાણું નહિ પણ, મોકલી છે માત. ૩૭
હોમ ઋષિ દેતા હતા, પુરોડાશ અતિ પાવન;
આ અર્ધ તું આરોગજે, તારે આવશે શુભ તન. ૩૮
આ અર્ધ તારી માને આપે, ચરૂતણા કરી બે ભાગ;
રખે કરતાં પાલટો, આણીને અનુરાગ. ૩૯
સત્યવતી મા કને ગઈ, શ્વશુરે શીખવ્યું'તું સાર;
આ અર્ધ તારી માતને, આ અર્ધ કરે તું આહાર. ૪૦
માતા કહે સુણ સત્યવતી, તારે ભલો છે ભર્તાર;
ઋષિ પુત્ર તો પાવન હશે, તું જણીશ સુત સુકુમાર. ૪૧
કાંઇ એક તુને વધૂ માટે, કર્યો હશે વિશેષ;
ન્યૂન કાંઇકિ હશે મુજને, રંગ આણી રેશ. ૪૨
ભાગ તારો આપ્ય મુને, મારો કર તું ભક્ષ;
ભાઇ તારો ભલો આવે, દેશ રાખે દક્ષ. ૪૩
તારે તો આમે રૂડો હશે, ઋચીકનો જે તન;
ભાઈ ભલો હોય તો સાસર વાસો, કરે અતિ અનુદિન. ૪૪
દિવ્ય હશે તારો દિકરો, તું ભાગ તારો આપ્ય;
ભાગ મારો તું ભક્ષ કરીને, પિયરપનોતું થાપ્ય. ૪૫
સત્યવતી ત્યાં શું કરે, લાજે કાંઇ ન કહેવાય;

---

૩૮. પુરોડાશ—બલિદાન. ૪૨. વધૂ-વહુ. રંગ ઈ૦-માટે રેશ રંગ આણીને તારો ભાગ મને આપ્ય. (૪૩ સાથે અન્વય).

ધણીએ સસરે કહ્યું હતું પણ, માન માગે માય. ૪૬

ચરૂ ત્યાં તેણીએ પાલટયો, ભાગ કીધો ભક્ષ;
ગર્ભ તે બેહુએ ધર્યો, તે સકળ કળા સમક્ષ. ૪૭
એક વાર સ્નુષા વિષે દીઠું, તીવ્ર અતિશે તેજ;
ભૃગુ પૂછે ભાવશું, તે હૈયે આણી હેજ. ૪૮
વધૂ તેં એ શું કર્યું, ચરૂ પાલટયો શામાટ ?
તારે પુત્ર એવો આવશે, વાળશે તે દાટ. ૪૯
ક્ષત્રી કુલ નિકંદન કરશે, ફરશી ધરશે પાણિ;
ક્રોધ રૂપ કૃતાંત સરખો, માર માર મુખથી વાણી. ૫૦

## કડવું ૧૬ મું.

### ધનાશરી એકતાળી.

ભૃગુ કહેછે તારે ભાઇ આવશે, તે તો તાપસ રૂપ જી;
ઉગ્ર યોગ ત્યાં તે સાધશે, નહિ થાયે ભડ ભૂપ જી. ૧
ચરૂ પાલટયા માટે, એવા હશે અનુપ જી;
થરથર ધ્રુજે ને બાળા બોલે, યુક્ત નહિ એ જુપ જી. ૨
સ્વામી મારા એમ ઘટે નહિ, તાપસ તમારો તન જી;
તેનો પુત્ર ઘટે ક્યમ ક્રોધી, માને નહિ મુજ મન જી. ૩
મારે એવો પુત્ર ન આવે, માગુંછું મુનિજન જી;
તારા પુત્રનો પુત્ર હશે એવો, જે મેં કહ્યું વચન જી. ૪
જમદગ્નિ જણ્યો સુત વહુએ, તેની માએ વિશ્વામિત્ર જી;
ગાધિરાય મન આનંદ પામ્યો, પોતે પરમ પવિત્ર જી. ૫
વૃદ્ધાવસ્થાએ સુત આવ્યો, એ તો વાત વિચિત્ર જી;
મળી માનિની મંગળ ગાયે, વાજે બહુ વાજિત્રજી. ૬
વિશ્વામિત્ર થયો અતિ મોટો, સુંદર વર સુકુમાર જી;
તેજપુંજ તરણિ સરખો, જાણે મન્મથનો અવતારજી. ૭
ગાધિરાય ત્યાં વન વસ્યો ને, સોંપી સુતશિર ભાર જી;
કૌશિક પ્રજા પ્રેમે પાળે, પુણ્ય તણો નહિ પાર જી. ૮

---

૪૮. સ્નુષા—વહુ. ૨. જુપ—જોડું (?) ૭. તરણિ—સૂર્ય. મન્મથ—કામદેવ.
૮ કૌશિક—વિશ્વામિત્ર.

એકવાર મૃગયાએ મહીપતિ, રમવા ચાલ્યો રાન જી;
એક ક્ષોણી કટક છે સાથે, સેના સુર સમાન જી. ૯
સાથે વ્યાધ જાળ બહુ સાથે, હરણુતણી કરે હાણ જી;
વિદારે વરાહ વ્યાઘ્રને, જાણે યમ રાજાન જી. ૧૦
એક મૃગ કેડે ઉજાણો, વિશ્વામિત્ર વસુધેશ જી;
અશ્વે ચઢ્યો ઉજાતો જાયે, કાંઈ પામિયો ક્લેશ જી. ૧૧
સેના સર્વે રહી ત્યાં પાછળ, એકલો પડ્યો નરેશ જી,
ભૂખ્યો તરસ્યો ભારે થાક્યો, મધ્યાન્હે તપે દિનેશજી. ૧૨
માર્યો મૃગ ગયો તે નાશી, બાણે બળ કરી તેહ જી;
રાજા તેણે વન રહ્યો ઉભો, શાન્ત થયો અતિ દેહ જી. ૧૩
વસિષ્ઠ ઋષિનો આશ્રમ દીઠો, અંગ ઉપન્યો નેહ જી;
આવ્યે અતિ આદર કીધો, મોટો મહીપતિ એહ જી. ૧૪
આસન આપ્યું પૂજા કીધી, પાયું શીતળ પાણી જી;
આશ્વાસના અનેક દીધી, રાજા થાક્યો જાણીજી. ૧૫
ઉતારો ઊતરવા આપ્યો, આદર અંતર આણી જી;
એટલે સેના સઘળી આવી, પાર ન પામે પ્રાણી જી. ૧૬
હય હાથી રથ પાળા પાલખી, સેના સર્વ ઊતારી જી;
ખટરસ ભોજન સહુએ માંડ્યું, જે જેવા અધિકારી જી. ૧૭
ન્યૂન કશી ન દીસે વનમાં, સકળ સંપત્તિ ભારી જી;
જે જોઈએ તે આગળ દીસે, મેલ્યું પુર વિસારી જી. ૧૮
મણિમય મેહેલ માળિયાં મંદિર, રિદ્ધ સિદ્ધ ભંડાર જી;
દાસી દાસ ને રાજલીલા બહુ, પરિજનનો નહિ પાર જી. ૧૯
બંદીજન ગાંધર્વ ગુણ ગાયે, જપે જયજયકાર જી;
વિશ્વામિત્ર રાય આશ્ચર્ય પામ્યો, વળી વળી કરે વિચાર જી. ૨૦
હું અહીંઆં આવ્યો ત્યારે હુતી, પર્ણકુટી ત્યાં એક જી;
આ તો અવાસ અનુપમ દીસે, ઈંદ્રસભા વત્રેક જી. ૨૧
હયશાળા ગજશાળા સોહે, રાજાના મેહેલ અનેક જી;
એવડી રિદ્ધ રાજાને ક્યાંથી? વિપરીત વાત વિવેક જી. ૨૨

---

૧૦. વ્યાધ—પારધિ: રાજાને ઇ૦—રાજાને પણ ક્યાંથી હોય ?

પર્ણકુટીમાં પેઠો રાજા, જોવા કારણ જાય જી;
જુવે તો નંદિની નામે, એક અનુપમ ગાય જી. ૨૩
જાણ્યું આ દીસે છે તે થકી, અનુપમ સર્વે થાય જી;
કામદુધા કારણ દીસે છે, મહામોટો મહિમાય જી. ૨૪
વસિષ્ઠ આગળ આવી ઉભો, વિશ્વામિત્ર ભૂપાળ જી;
સ્વામી ધેનુ આપો એ મુજને, કૃપા કરી કૃપાળ જી. ૨૫
એ તો છાજે રાજાને ઘેર, અહીં તો આળપંપાળ જી;
નહિ આપો તોયે નહિ મૂકું, ભલી લાધી ભાળ જી. ૨૬
વસિષ્ઠ વળતા વાણી બોલ્યા, વિશ્વામિત્ર સુણ વાત જી;
તપોબળે ધેનુ એ આવે, પરાક્રમ નહિ વિખ્યાત જી. ૨૭
કામદુધાકેરી કુંવરી છે, સુરભિ તેની માત જી;
એ પ્રત્યે કાંઈ ન ચાલે, ઉપજશે ઉત્પાત જી. ૨૮
વિશ્વામિત્ર તે કોપ કરીને, બળે બાંધે ધેન જી;
અણવાડું અવનિ આવે છે, દેડવા સરખાં નેન જી. ૨૯
આગળ ઉંચી પાછળ નીચી, ઉજળી દૂધનું ફીણ જી;
પૂછડું નાનું ને ખરી નાની, શૃંગ શિરોમણ ચિન્હ જી. ૩૦
રાય સાહાવાને આવ્યો જેટલે, ગાય કોપ કરી ધાઈ જી;
સેવકને ત્યાં આપી આજ્ઞા, આપેપે ઉજાઈ જી. ૩૧
કર કાષ્ટ દોર લઈને બાંધો, જેમ તેમ જોઈએ સાહી જી;
આસપાસ ઉભા રહો સેવક, રખે જાએ વાહી જી. ૩૨
દુઃખ દે કાષ્ટ કશા કરી મારે, ગાય તે ગાઢે ત્રાડે જી;
ભાં ભાં કરીને ધ્રોડી ખી'તાં, પાપી પૃથ્વી પાડે જી. ૩૩
ભૂપતિ કહેછે વેહેલા થાઓ, શું થાક્યા છો ભારે જી;
જેમ તેમ કરી એને લઈ જાઉં, એ ચઢી છે આડે જી. ૩૪
નન્દિની કહેછે વસિષ્ઠ ઋષિને, મહાપાપી મને મારે જી;
બાંધી બળ કરે મુજ સાથે, કો કાંઈ એ નવ વારે જી. ૩૫
તમો કાંઈ કહેતા નથી સ્વામી, શું નથી અર્થ તમારે જી;
કે મુને મૂકાવશો પ્રભુજી, કે મુકું બળ મારે જી. ૩૬
હું કષ્ટ પામું કાયાએ, પ્રૌઢ પડેછે પ્રહાર જી;

૨૮. સુરભિ-કામદુધા. ૨૯. અણવાડું-આવલું. દેડવા-'જોવા' પ્ર. ૨ જી. ૩૧. આપેપે-પોતાની મેળે. ૩૩. કશા-કોરડો.

હાય ! હાય ! હવે શું થાશે, કો નહિ રાખણહાર જી. ૩૭
આતુર થઇ આક્રંદ કરેછે, આંખે આંસુધાર જી;
વસિષ્ઠ ઋષિ ત્યાં વાણી બોલ્યા, વેગે તેણીવાર જી. ૩૮
અરે ! નન્દિની રહે તું રોતી, મારૂં મા લેઇશ નામ જી;
પોતાને બળે કરીને છૂટે, કળે કરીને કામ જી. ૩૯
હું તો ક્રોધ કરૂં નહિ કંઇએ, પામું મન વિશ્રામ જી;
ક્રોધે તપતણાં ફળ ચૂકું, મિથ્યા મેલું મામ જી. ૪૦
એ તો મારૂં કહ્યું કરે નહિ, હું તો ન કરૂં ક્રોધ જી;
જાણુંછું તું દુઃખ પામેછે, મારે મોટા જોધ જી. ૪૧
તું કોની બાંધી જાયે નહિ, તુને કંઇ નહિ રોધ જી;
સમય જોઈ સર્વ કરવું, બુધ વિચારી બોધ જી. ૪૨
પડી આખડી અને અડવડી, બાંધી બળીએ દોર જી;
ત્રટક ત્રટક તોડાવી નાઠી, થયો સબળો સોર જી. ૪૩
રોમ રોમથી અસુર ઉપજ્યા, ભીમ ભયંકર ઘોર જી;
વિશ્વામિત્રનું સૈન્ય સંહાર્યું, કરી કર્મ કઠોર જી. ૪૪
દશો દિશ દળ નાઠું જાયે, (જેમ) શિયાળ સિંહથી નાસે જી;
વિશ્વામિત્ર એકલો ઉજાણો, સેવક નહિ કો પાસે જી. ૪૫
નાશી જાતાં નથી છૂટતું, હવે ત્યાં શું થાશે જી;
એ અસુર એવા ઉપન્યા છે, મનુષ્ય માત્રને ખાશે જી. ૪૬
વિશ્વામિત્ર રાજા દુઃખ પામી, કાન્યકુબ્જપુર આવ્યો જી;
મહાનુભાવશુ વાદ માંડ્યો, તો ત્યાં તેવો ફાવ્યો જી. ૪૭
અંતર્ધાન પામ્યો આફ્ણીએ, (જે) અસુર સાથ ઉપજાવ્યો જી;
વસિષ્ઠઋષિનો તાપજ ટળિયો, સઘળો શોક શમાવ્યો જી. ૪૮
વિશ્વામિત્રે વાત વિચારી, વસિષ્ઠને હું મારૂં જી;
પુનરપિ દળ લઇને ચાલ્યો, હઠ કરતો નહિ હારૂં જી. ૪૯
પર્ણકુટી પાડીને નાખું, વેગે વીર વકારૂં જી;
તપોબળ તેનું દેખાડે, હું વઢતાં નહિ હારૂં જી. ૫૦

---

૪૭. મહાનુભાવશુ–મોટા પ્રભાવવાળા વસિષ્ઠ ઋષિ સાથે.

## કડવું ૧૭ મું.

### રાગ ગોડી ઠમણી.

વિશ્વામિત્ર આવ્યો દળ લેઇ, અનેક તાપસને દુઃખ દેઈ;
ખ્યાત બળ દેખાડતોય. ૧

વસિષ્ટ ઋષિને આશ્રમ આવી, વિદ્યાર્થીને બળે બીહાવી;
સેનાની સંખ્યા નહિય. ૨

બાણતણા વરસે વરસાત, સાંગ તોમર મુશળના ઘાત;
અનેક આયુધ મે'લિયાંય. ૩

મહાનુભાવની મઢી ઢાંકી, પરાક્રમ પ્રૌઢ કરે હઠ હાંકી;
વસિષ્ટ ઋષિએ તે જાણિયુંય. ૪

આશ્રમ માંહીથી આવ્યા બહાર, ઉભા પર્ણકુટીને દ્વાર;
અગ્નિ હોમ દેતા હતાય. ૫

દંડ કમંડળ સોહે પાણ, મહાનુભાવ મુનિ મોટા જાણ;
દેવ ઋષિ તે દીપતાય. ૬

જે જે આયુધ મે'લે મર્મ, આવી પડે ઋષિને આશ્રમ;
કર દંડ આયુધ તે ગ્રસેય. ૭

જેષ્ટિકા માંહે જે જે જાય, અસંખ્યાત આવતાં ખાય;
આયુધ સર્વ પરવરિયાંય. ૮

તાપસને તન ન લાગે ટાંકી, મહાનુભાવ મનમાં રહ્યો માંકી;
તોયે રીસ ચઢે નહિય. ૯

પછે અસ્ત્ર મે'લ્યાં રે અનેક, વિશ્વામિત્રે કરી વિવેક;
એહને કાંઇએ લાગે નહિય. ૧૦

હવે કહું ક્ષાત્ર બળ રૂપ બાળ્ય, મોહ મત્સર મમતા મદ ટાળ્ય;
તપ તીવ્ર મેં માંડવુંય. ૧૧

ધિક્ ધિક્ ત્રણે લોકનું રાજ્ય, મેં મારૂં સર્વે કીધું તાજ્ય;
જટા શિર વાળી ભલીય. ૧૨

એકાકી જઈ ઊભો વન, કૌશિકીને કાંઠે દઢ મન;
વિશ્વામિત્ર તપસી ભલોય. ૧૩

---

૯. માંકી–શોભીને. (મક્–શોભવું) 'રહ્યો મનમાંકી' પ્ર. ૧ લી. ૧૧.
ક્ષાત્ર–ક્ષત્રિય સંબંધી.

પ્રજા ગઇ તેના પિતા પાસ, ગાંધિરાય વસે વનવાસ;
પ્રજા પ્રભુ વિણ ક્યમ રહેય. ૧૪
ગાધિરાય તવ આવ્યો ગામ, આવીને ઉતરિયો ધામ;
રાજ્ય પાળે પોતાતણું એય. ૧૫
વિશ્વામિત્ર ઋષિ થયું નામ, રાજ્યકાજ મે'લ્યું સર્વે કામ;
પણ રાજઋષિ સહુકો કહેય. ૧૬
કહે મુને બ્રહ્મઋષિ કહો મુન્ય, મારે શું થોડું છે પુણ્ય;
શું તપોબળે એને પામિયેય. ૧૭
બીજા ઋષિ વળતા એમ બોલે, તું છે બ્રહ્મઋષિને તોલે;
જો વસિષ્ટઋષિ મુખથી કહેય. ૧૮
વસિષ્ઠ કહે તો અમો કહીએ, આવો વસિષ્ઠ કને સહુ જઇએ;
તું સહુથી અધિક તપોબળેય. ૧૯
આવ્યા વસિષ્ટઋષિ છે જ્યાંય, વિશ્વામિત્ર બોલિયો ત્યાંય;
બ્રહ્મઋષિ મુજને કહોય. ૨૦
વસિષ્ઠ કહે મેં ક્યમ કહેવાય, ક્ષત્રી કહીંએ બ્રહ્મઋષિ ન થાય;
રાજઋષિમાં તું વડોય. ૨૧
વસિષ્ટઋષિ ઉપર ચઢી રીસ, હવે એહનું છેદું શીશ;
જો બ્રહ્મઋષિ કહેતો નથીય. ૨૨
સો પુત્ર વસિષ્ટઋષિના જેહ, રાક્ષસ પાસે ખવરાવ્યા તેહ;
તોયે બ્રહ્મઋષિ કહે નહિય. ૨૩
સરસ્વતીને કૌશિક કહે છે, વસિષ્ઠને આશ્રમ તું વહે છે;
તાણી લાવ તું તેહનેય. ૨૪
જ્યારે તુમાં કરે સ્નાન, લોચન મીચીને ધરે ધ્યાન;
ત્યારે તું અહીં આણજેય. ૨૫
પછે ખડ્ગવડે મસ્તક છેદું, તુમાં વહેતું અંગ નિવેદું;
તો તો વેર મારૂં વળેય. ૨૬
સ્રીનું રૂપ સરસ્વતીએ ધરિયું, વસિષ્ઠ પ્રત્યે વચન ઉચરિયું;
તો તમને ક્યમ તાણીએય. ૨૭
વિશ્વામિત્રે મારવા કાજ, એને અહીં તાણી આવો આજ;

૨૩. પાસે-પાયે. પ્ર. ૧-૨.

નહીંતર ઠામ તું કહીં કરેય. ૨૮
વસિષ્ઠ કહે મુને લેઈ જાજે; તેનું કહ્યું કરી સોહલી થાજે;
મારે કાજે ક્યાં તું બળેય. ૨૯
સરસ્વતી ગઈ વસિષ્ઠને તાણી, વિશ્વામિત્રને આપ્યો આણી;
હવે તમને ગમે તે કરેય. ૩૦
ખડ્ગ લેવા કૌશિક જવ જાય, પૂરે ગઈ તણાઇ કાય;
અસિ આશ્રમમાંથી આણિયુંય. ૩૧
સરસ્વતી લેઈ ગઇ પાછો, મારો બોલ તે કીધો કાચો;
તેમ મિથ્યા શ્રમ મારો થયોય. ૩૨
સરસ્વતીને દીધો શાપ, રૂધિરતણી તું વેહેજે આપ;
સપ્ત ઋષિએ સુધી કરીય. ૩૩
આશ્રમ જઈ હું એને મારૂં, પેહેલું પ્રહાર કરીને પ્રચારૂં;
કાં બ્રહ્મઋષિ કે'શો નહિય. ૩૪
રાતે ઊભો આશ્રમ આવી, ખડ્ગ ધરે કંઈ આપ છપાવી;
પ્રસ્તાવે પ્રાક્રમ કરૂંય. ૩૫
મધરાતે ઊભા મુનિજન, ઉઠો શિષ્ય કરો અધ્યયન;
નિશા દીસે નિર્મળીય. ૩૬
જેવું વિશ્વામિત્રનું તપે તેજ, વેરી વિષે આણવું હેજ;
સોળ કળા શશિ સમોય. ૩૭
વિશ્વામિત્રે સાંભળી વાત, હું એને કરવા આવ્યો ઘાત;
એ વેર ન ચિંતવેય. ૩૮
લાગ્યો જઇ વસિષ્ઠને પાય, મેં અતિશે કીધો અન્યાય;
જે હણવા મેં મતિ કરીય. ૩૯
(એ) અરૂણ રાજાનો એક તન, ત્રિશંકુ નામે તે રાજન;
ત્રણ શંકુ તેને હતાય. ૪૦
તેણે તપ તીર્થ દઈ દાન, ઘણા [એક] યજ્ઞ યજી રાજાન;
આશ્રમ ગયો વસિષ્ઠનેય. ૪૧
સ્વામી સ્વર્ગ જાઉં એણે દેહ, સાધન મને કરાવો તેહ;

---

૩૨. મારો બોલ ઇ૦-હેમે બોજો કીધો કાછો. પ્ર. ૧-૨. ૩૩. સુધી કરી-શાપ મટાડી જળમય કરી. ૩૫. પ્રસ્તાવે-પ્રસંગ આવ્યે.

સુવા પૂઠે માનું નહિય. ૪૨
વસિષ્ઠ કહે એણે દેહે કોઇ ન જાય, સુવા પૂઠે દિવ્ય દેહ થાય;
સ્વર્ગે વસે કંઈ માનવીય. ૪૩
રીસ ચઢાવી રાજા ભાખે, અમારે ચાલશે તમ પાખે;
બીજો ગુરૂ અમો કીજીએય. ૪૪
વસિષ્ઠે ત્યારે દીધો શાપ, ચાંડાળપણું તું પામે પાપ;
જો મુજને તું અવગણેય. ૪૫
રાજા તતક્ષણુ થયો ચાંડાળ, ઋષિનાં વચન થકી તતકાળ;
કિરીટ કુંડળ લોહતણાંય. ૪૬
ગળીનાં વસ્ત્ર થયો તન કાળો, રૂધિરે ખરડ્યો દીસે આળો;
ભયંકર ભાસે ઘણુંય. ૪૭
દુઃખ પામીને અતિ ઉજાણો, અયોધ્યા નગરીનો રાણો;
વિશ્વામિત્ર વાટે મળ્યાય. ૪૮
અરે ! કહે રે કોણે કર્યો ચાંડાળ, હતો તું મોટો મહીપાળ;
સ્વામી વસિષ્ઠે હું શાપિયોય. ૪૯
મેં કહ્યું સ્વર્ગ જાવું સ્વદેહ, એવો યજ્ઞ યજાવો એહ;
અભાગ્યે અવળું થયુંય. ૫૦

---

## કડવું ૧૮ મું

### રાગ ગોડી ગિરિજા દેવીની દેશી.

વિશ્વામિત્ર વળતો એમ કહે રે, હું સ્વર્ગ પમાડું સાર;
એણે અંગ તને મોકલું રે, એવો કરૂં ઉપચાર. ૧
વિશ્વામિત્રે મખ માંડિયારે, તેડ્યા બહુ મુનિજન;
વાટે વિપ્ર કરેછે વારતા રે, શું થાશે સાધન. ૨
ચાંડાળે અધ્વર આરંભિયોરે, ક્ષત્રી કરશે હોમ;
અયુક્ત તો એ સહી રે, શરીર પામે વ્યોમ. ૩
હોમ કરેછે હર્વે કરી રે, વિપ્ર ભણે છે વેદ;
ચાંડાળનું હવિ કયમ ગ્રહે રે, અમર પામિયા ખેદ. ૪
યજ્ઞની દ્રષ્ટિ ચાયે નહિ રે, વિશ્વામિત્રે કર્યો વિચાર;

---

૩.. અધ્વર–યજ્ઞ.

સત્ર તે રાખ્યો એટલે રે, નહિ ક્ષત્રીનો અધિકાર. ૫
તીવ્ર તપ ફળ આપિયું રે, દશ સહસ્ત્ર જે વર્ષ;
એક પાગે ઉભો રહ્યો રે, હૈયે ધરીને હર્ષ. ૬
તે ફળ મેં તને આપિયું રે, સાચું પામે સ્વર્ગ;
ત્રિશંકુ અંતરિક્ષ ચાલિયો રે, પામિયો તે અપવર્ગ. ૭
સુરની સભામાં બેઠો જઈ રે, ઇંદ્રે દીઠો તેહ;
શ્વપચ અહીં તું કેમ આવિયો રે, આશ્ચર્ય સરખું એહ. ૮
વિશ્વામિત્રને તપોબળે રે, હું આવ્યો આણે ઠામ;
શાપે કરીને શ્વપચ થયો રે, ત્રિશંકુરાય મુજ નામ. ૯
પડ પડ સુરપતિ ઉચરે રે, થાવા લાગ્યો પાત;
અંતરિક્ષ મારગે આવતાં રે, કૌશિકે જાણી વાત. ૧૦
પાંચ સહસ્ત્ર વર્ષ તપ કર્યું રે, ઉભા એકે પાય;
તેણે પુણ્યે અંતરિક્ષ કરી રે, તું ત્યાં રહેજે રાય. ૧૧
ત્રિશંકુપુરી તે ત્યાં વસી રે; હરિશ્ચંદ્ર પાળે રાજ;
અયોધ્યા નામે નગરી ભલી રે, સરિયાં સહુનાં કાજ. ૧૨
હરિશ્ચંદ્ર રાયને સંતાન નહિ રે, ઝૂરે દિનને રાત;
ચંદ્ર યજી દ્વિજ સંતોખિયા રે, અતિ આનંદ સંઘાત. ૧૩
પ્રતિજ્ઞા રાયે કરી રે, જો આવે મારે તન;
તો તો પુત્રમેધ હું કરૂં રે, વરૂણ નિમિત્ત દ્રઢ મન. ૧૪
એમ કરતાં દિન કેટલે રે, રાણીએ ધરિયો ગર્ભ;
પ્રતિષ્ઠા વસિષ્ઠે કરી રે, લેઈ જળ ને દર્ભ. ૧૫
દશમાસ પૂર્ણ થયા રે, રાણીએ જણિયો તન;
જેમ ચંદ્ર ઉદધિ થકી રે, કાષ્ટથી હુતાશન. ૧૬
વધામણિયા વેગે આવિયારે, રાય થયો રળિયાત;
વરૂણ આવી ઊભા બારણે રે, સંગ જાદોગણ જાત. ૧૭
વરૂણ કહેછે વસુધાપતિ રે, કાં યજો નહિ યાગ;
પુત્ર તારો આવિયો રે, હું માગું મારો ભાગ. ૧૮
રાજા કહે મેં દીઠો નથી રે, કેવો છે તે બાળ;

૫. સત્ર–યજ્ઞ. ૭. અપવર્ગ–મોક્ષ–ઉત્તમલોક. ૮. શ્વપચ–ચાંડાલ ૧૬. ચંદ્ર–'ઇંદ્ર' પ્ર. ૨ છ. ૧૭. જાદોગણ જાત–જળ જંતુઓના સમૂહની જાતો.

પુરોહિતપણું એ જનકતણું રે, વે'લા આવજો વીર;
ત્ર્યંબક ચાપ ચઢાવજો રે, સુંદર શ્યામ શરીર. ૪૮
આજ્ઞા માગી તે ગયો રે, આણી અતિ આનંદ;
મિથિલા નગરીએ આવિયા રે, સ્વામી શ્રી ગોવિંદ. ૪૯
નરનારી નિરખે સહુ રે, એમાં એક ગૌર એક શ્યામ;
કૌશિક કેડે આવિયાં રે, વીર વસંત ને કામ. ૫૦

---

## કડવું ૧૯ મું.

### રાગ ધનાશ્રી એકતાળી.

વધાવે ફૂલ વધુ વિશેષે, વર્ય વપુને વખાણે;
બ્રહ્મા વિષ્ણુ શંકર સરખા, કો પ્રાણી પાર ન જાણે. ૧
આ સમુદ્રાંત પૃથ્વીના રાજા, મળ્યા મણિમંડપ મોઝાર;
સીતાનું સહુ સ્મરણ કરે છે, કેવી હશે સુકુમાર. ૨
જનકરાયને શતાનિકે, સંભળાવી છે વાત;
કૌશિક કેડે દશરથના સુત, આવે છે બે ભ્રાત. ૩
જનકરાય સામો સંચર્યો, અર્ઘ્યપાદ્ય લેઈ પ્રેમ;
વિશ્વામિત્રની પૂજા કીધી, પૂછ્યું કુશળ ક્ષેમ. ૪
વિદ્યાર્થી બે દશરથના સુત, આ લક્ષ્મણ આ રામ;
પિતામ્બર નીલાંબર પે'ર્યાં, એક ગૌર એક શ્યામ. ૫
વિદેહ રાજા ચરણ પખાળે, વળી વળી વિસ્મે થાય;
વજ્રાંકુશ ધ્વજ પદ્મ વિરાજિત, ચિન્હે અંકિત પાય. ૬
પુરૂષોત્તમ પ્રત્યક્ષ પધાર્યા, જેવું રહે ચિંતવ્યું રૂપ;
પશ્ચાતાપ પામવા લાગ્યો, જાણી અકળસ્વરૂપ. ૭
કોણ કઠણ પણ કર્યું મેં મૂરખે, જે ચઢાવે શિવચાપ;
નહિ તો સીતા એહને પરણાવત, અલ્પ મતિ હું આપ. ૮
ક્યાં કઠણું ધનુ ક્યાં એ કોમળ, મિથ્યા કરૂં હું કોડ;

---

૫૦. કૌશિક ઈ૦.–જેમ વસંત અને કામદેવ આવ્યા હોય તેવા લક્ષ્મણ અને રામ કૌશિકની પાછળ આવ્યા. ૨. આ સમુદ્રાંત–ચારે પાસે સમુદ્ર સુધીની પૃથ્વીના.. ૬. અંકિત–ચિન્હિત.

રામ સીતા દંપતીપણું પામે, સરખા સરખી જોડ. ૯
બાંધવ બેહુએ પૂજ્યા અરચ્યા, જનકે દીધાં માન;
રાજસભામાં કૌશિક સાથે, બાંધવ એ બળવાન. ૧૦
સિંહાસન બેઠા સુંદિર વર, એક સખી આવી ઉજાતી;
વધામણિ આપ તું જાનકી, ગુણ રાઘવના ગાતી. ૧૧
વિશ્વામિત્ર સાથે બે બાંધવ, એક ગૌર એક શ્યામ;
લક્ષ્મણ એવું નામ એકનું, રામ એકનું નામ. ૧૨
પીત વસન પરિધાન કર્યા છે, એક ધનુષ્ એક બાણ;
પ્રાચી દેશથી પ્રકટ થયા છે, મહીમંડળ બે ભાણ. ૧૩
શીશ કિરીટ ને કાને કુંડળ, ભ્રૂધનુ નાસા કીર;
કંબુગ્રીવા આજાનબાહુ, ને ગિરા અતિ ગંભીર. ૧૪
પાની પાણિ અધર અતિ રાતા, કમળ દળ લોચન;
નિરખી નયનાં તૃપ્તિ ન પામે, મોહે મારૂં મન. ૧૫
સાંભળતાં સીતા સુખ પામી, અંતર્યામી એક;
ઉંચા ચઢી અવલોકન કીધું, વિસ્મે જોઇ વિવેક. ૧૬
મન કર્મ વચને એ મુજ સ્વામી, પામી પૂરવ પુણ્ય;
મોહન મુખ જોતાં મૂર્ચ્છિત થઇ, શરીર થયું અતિ શૂન્ય. ૧૭
ઋષિ કહે ઘેલી થઈ સીતા, પિતાનું પણ પ્રૌઢ;
આગળથી એને પરણે છે, દીસે છે દિગ્મૂઢ. ૧૮
સીતા કહે હું પ્રાણ તજું જો, પામું નહિ પતિ એહ;
પિતા ભ્રાતા પુત્રતણી પેરે, બીજા રાજા જેહ. ૧૯
શિવધનુષ્ય કુસુમ સરીખું થાજો, જ્યમ જાણે નહિ કો જન;
આપોપે કરોને એવું, જો છો જગજીવન. ૨૦
પિતાએ પણ દારૂણ કીધું, કયમ ધરૂં મન ધીર;
કમઠ પૃષ્ઠ કઠોર ધનુષ્ય એ, લલિત મૂરત રઘુવીર. ૨૧
સખી મળી પરણાવો મુને, રામ રૂડો ભર્તાર;
મીંઢળ બાંધો મંગળ ગાઓ, અધિક કરો આચાર. ૨૨

---

૧૩. પ્રાચી દેશથી–પૂર્વ દિશામાંથી. ૧૪. ભ્રૂધનુ–ભ્રૂકુટિ ધનુષ્ય જેવી છે. આજાનબાહુ–ઘૂંટણ સુધી લાંબા હાથવાળા. ૨૧. કમઠ ઇ૦–જુઓ હનુમાન નાટક. कमठ पृष्ट कठोर मिदं धनुर्ललितमूर्त्तिरसौ रघुनंदनः। ઇ૦."

અંગુઠીનું દર્પણ દેખાડે, માંહી દીસે રામનું રૂપ;
તેને નિરખે હૈયે હરખે, બીજો ન દીસે ભૂપ. ૨૩
દેશ દેશના રાય મળ્યા છે, સીતા કેરે કાજ;
સીતા મારે સંન્યાસી થાશું, મેલી મોટું રાજ. ૨૪
કો જપ માળા લેઈ નામ જપે છે, કો લખે છે ચિત્રામ;
કો કવિત ગાથા ગાય છે, હા હા સીતા નામ. ૨૫
કો સીતાની વાત પૂછે છે, કો સીતાને કહાવે;
કો સીતાનું રૂપ સંભારે, સોણા માંહે આવે. ૨૬
ત્ર્યંબક ધનુષ્ય સામું ન જોવાયે, તો કહો કોણ ચઢાવે;
જે ચોકે આવે સભામાં, ભલા ભલા થઈ ભાવે. ૨૭
જનકરાય ચિંતા મન પામ્યો, મેં મિથ્યા પણ કીધું;
આમે રામને દેત દીકરી, પણ એ પણ પ્રસિધ્યું. ૨૮
શતાનિક કહે સહુને વાળો, કહીને કઠણ વચન;
આફણીએ આપોપે જાશે, લજ્જા પામી મન. ૨૯
શતાનિક કહે સહુ સાંભળતાં, શું સાંસઇ રહો છો શૂર;
શિવધનુષ્ય ચઢાવી સીતા પરણો, નહિતર નાસો ભૂર. ૩૦
ઉપન્યો હોય જો ક્ષત્રી થકી કો, તો પરણે પણ પાળી;
જનકસુતા જોવા ક્યાં પામો, પરાક્રમ કીધાં ટાળી. ૩૧
ઉદાસી શીશ ઝાલીને બેઠા, બીજા બહુ રાજાન;
ઉકાંટો ચઢ્યો અતળીબળ, સુંદર શ્યામળવાન. ૩૨
ઉધડકી ઉઠ્યા આપોપે, જુગ્મ જોડી પાણ;
કૌશિક આગળ ઉભા રહીને, બોલ્યા મધુરી વાણ. ૩૩
સ્વામી હુંને આપો આજ્ઞા, એ તો અમને ગાળ;
સૂર્યવંશી દશરથના સુત, હળવે કીજે આળ. ૩૪
વિશ્વામિત્ર કહે વેહેલા થાઓ, ચઢાવો શિવચાપ;
આશિર્વચન અનેક ઊચરે, આશ્ચર્ય પામી આપ. ૩૫
લક્ષ્મણ કહે એટલાને કાજે, તમે શું ઊઠો રામ;
મુજ અનુજને આપો આજ્ઞા, કરી શકું એ કામ. ૩૬

---

૨૩. અંગુઠીનો દરપન દેખાડે પ્ર. ૧ ૨૮. પ્રસિધ્યું–પ્રસિદ્ધ કર્યું. ૩૦. સાંસઈ–સાંસે–વિમાસણમાં. ૩૨. ઝાલીને–ધાલીને પ્ર–૧ ૨. ૩૬. મુજ અનુજને–મને નાના ભાઈને.

રામ કહે છે ભાઈ માહરા, તારૂં કામ નહિ એહ;
કહેશે શંકરચાપ ચઢાવ્યું, બાંધવ મળીને બેહ. ૩૭
રાજા સહુકો હસવા લાગ્યા, એણે એ તો થાશે;
કઠણ કોદંડ ચઢાવી હમણાં, પ્રેમે પરણી જાશે ! ૩૮
(જ્યાં) રાવણ સરખા રંક થયા છે, ત્યાં એ કોણ માત્ર;
બીજા રાજા બળવણ બેઠા, એ થાશે જામાત્ર ! ૩૯
પંદર વર્ષના પરમ મનોહર, નવઘન તન શ્યામ;
ઉત્તરીય આરોપી નિજ ધનુષ્ય, આવી ઉભા રામ. ૪૦
જનકસુતા ત્યાં જોવા લાગી, કનકને કુસુમે વધાવે;
જો એ ત્ર્યંબક ચાપ ચઢાવે, તો મુને પિતા પરણાવે. ૪૧
રામે ધનુષ્ય પાછળ પ્રદક્ષિણા કરી, પૂજા કીધી પ્રીત;
જેમ હસ્તિ કમળનું નાળ ઉપાડે, લીધું એવી રીત. ૪૨
જેમ ગજ શેલડીના સાંઠાને, વાંકો કરીને વાળે;
તેમ શંકરનું ચાપ ચઢાવી, પ્રીત પાછલી પાળે. ૪૩
ચરણાંગુષ્ટ ઉપર અગ્ર મૂકીને, ચૌદ ભુવનનો ભાર;
જાણ્યું પૃથ્વી પાતાળે જાશે, કીધો મન વિચાર. ૪૪
ચઢાવતાં ચડચડાટ થયુંરે, ક્રૂર થયું કડકડાટ;
ત્રણ લોક તરફડવા લાગ્યું, નાદ સાંભળી નાટ. ૪૫
ભાગ્યું ધનુષ્ય કર્યું બે કડકા, હવો હાહાકાર;
પડછંદો પ્રૌઢો થયો ત્યાં, સાંભળિયો સંસાર. ૪૬
ધનુષ્ય તાણતાં ત્રણ વાનાં તાણ્યાં, તાણ્યું સીતાનું મન;
બીજા રાજાનાં બળ તાણ્યાં, ચિંતા જનકરાજન. ૪૭
જનકસુતાએ આવી આરોપી, સુંદરવર વરમાળ;
ગંગા સિંધુ મળ્યાં જેમ બેહુએ, પાછી કરીને પાળ. ૪૮
જનકરાય મન આનંદ પામ્યો, વરત્યો જયજયકાર;
પંચ શબ્દ વાજિત્ર વાજે, પ્રેમતણો નહિ પાર. ૪૯
ભૂડાં મોં લેઇને ભૂપતિ, અકણીએ ઉજાણા;
દશરથનંદન સુરીનર વંદન, સુર થયા સપરાણા. ૫૦

---

૩૮. કોદંડ–ધનુષ્ય. ૪૦. ઉત્તરીય ઇ૦.–પોતાના ધનુષ્યને પોતાના અંગવસ્ત્રપર મૂકીને. ૪૮. સિંધુ–સમુદ્ર. ૫૦. સપરાણા–સાંપરાયણ–અનુકૂળ (?)

## કડવું ૨૦ મું.

### રાગ દેશાખ.

અહીંથી શતાનિક ચલાવો રે, દશરથ રાજાને તેડાવો રે;
મોટી જાન લેઈ અહીં આવો રે, કુંવર ચારેને પરણાવો રે. ૧
કૌશિક ઉતારે ઉતરિયા રે, લક્ષ્મણ રામચંદ્ર સહુ હરિયા રે;
દશરથ પામે છે તન તાપ રે, પુત્રને વિરહે કરે વિલાપ રે. ૨
કૌશલ્યાને કહે દશરથ રાય રે, મેં રામ વિના ન રહેવાય રે;
સોણામાં મેં દીઠા શ્રીરામ રે, સાથે લક્ષ્મણ પૂરણ કામ રે. ૩
રમતાં રમતાં આવ્યા રાજદ્વાર રે, હું તો મળવા ગયો સુણ નાર રે;
જાગ્યો તો દીસે નહિ સુત બેહ રે, મિથ્યા સોણું માન્યું એહ રે. ૪
વળતી કૌશલ્યા કહે કોડે રે, સ્વામી સાંભળો કહું કર જોડે રે;
એ બે લીલા મનુષ્ય વેષ રે, પ્રકટયા નારાયણ ને શેષ રે. ૫
એને તમે કયાં કરી માનો તન રે, એને જાણો જગજીવન રે;
દશરથ સંભારે અનુદિન રે, કૌશિક સાથે સંચર્યા વન રે. ૬
સબળા સુત સુંદર સાહસિક રે, એવે આવ્યા શતાનિક રે;
દશરથ રાજા સામો જાય રે, ગૌતમસુતના પૂજી પાય રે. ૭
ઋષિજન બેસાર્યા આસન રે, પ્રેમે પૂછે છે રાજન રે,
કહો કંઇ દીઠા લક્ષ્મણ રામ રે, એક છે ગૌર તન એક શ્યામ રે. ૮
વળતો ગૌતમ સુત કહે વાણી રે, જ્યમ મચ્છ મરતો પામે પાણી રે;
મેં તન તમારા દીઠા બેહ રે, કૌશિક સાથે સુંદર દેહ રે. ૯
અહીંથી ચાલ્યા ચતુરસુજાણ રે, જાણે એક ઇંદુ એક ભાણ રે;
એણે એક બાણે તાટકા તાડી રે, રાક્ષસી મૃતક કરી મહી પાડી રે. ૧૦
કૌશિક પાસે યજ્ઞ યજાવ્યો રે, સુબાહુ સંહારી ભલો ભાવ્યો રે;
મારીચ મારી સમુદ્ર તટ નાંખ્યો રે, અધમરતો જીવતો રાખ્યો રે. ૧૧
પછે રામે મારી માત ઉદ્ધારી રે, શુદ્ધ શિલા ચરણરેણુથી તારી રે;
ઢીમર મુક્ત મોકલ્યો રામે રે, પાવન થઇએ એકે નામે રે. ૧૨
પછે આવ્યા જનક રાયને ગામ રે, જ્યાં બહુ મળિયા મહીના સ્વામ રે;
લીલાએ શીવનું ચાપ ચઢાવ્યું રે, તે તો જનક રાયને (મન) ભાવ્યું રે. ૧૩

---

૬. કૌશિક–કૌશલ્યા–પ્ર. ૧. ૧૨. મુક્ત–મુક્તિએ. ૧૩. લીલાએ–છટાથી.

સીતાએ આરોપી વરમાળ રે, જોતાં મહામોટા મહીપાળ રે;
સુણતાં દશરથ રાજા નાચે રે, શું ભાઈ સોણું કે સાચે રે. ૧૪
ત્યાં આવી ચાર પુત્ર પરણાવો રે, મોટી જાન લેઈને આવો રે;
સુણતાં રીઝે છે નરનારી રે, દશરથ આનંદ્યો અધિકારી રે. ૧૫
ત્યારે જાન તો જોતરાણી રે, દશરથ રાય ને ચૌદસેં રાણી રે;
સુંદર સત્તર છે પ્રધાન રે, વાઈ પેરે ચલાવો જાન રે. ૧૬
હય રથ શકટ પાલખી પાળા રે, આગળ માતા મેગળ કાળા રે;
વાજે વિવિધ પેરે વાજીંત્ર રે, જય જય વાણી વદે વિચિત્ર રે. ૧૭
જાંદરણીઓ સઘળી શણગારી રે, મંગળ ગાય મનોહર નારી રે;
સાથે આવે આખું જોવા ગામ રે, વાટે સહુકોનાં છે કામ રે. ૧૮
દશરથ શતાનિકની સાથે રે, વળગ્યા બેહુએ હાથોહાથે રે;
આ પેલી પડી તાટકા પ્રૌઢ રે, એકે બાણે મારી ગૂઢ રે. ૧૯
આ જુઓ રામચંદ્રજીનો ચરણ રે, બ્રહ્માદિક વાંચ્છે છે શરણ રે;
આ જુઓ કૌશિકનો આશ્રમ રે, અહીંયાં યજ્ઞ વર્જાવ્યો મર્મ રે. ૨૦
અહીંયાં ઉદ્ધારી મુંજ માત રે, શાપી શલ્યા કરી મુંજ તાત રે;
એટલે મિથિલાં નગરી આવી રે, શતાનિકે વાત જણાવી રે. ૨૧
સહુકો સામૈયે આવે રે, દશરથ રાજાને મન ભાવે રે;
ચંદનનાં છાંટણાં છંટાવે રે, શતાનિક વાત જઈ જણાવે રે. ૨૨
વનિતા વિવિધ પેરે વધાવે રે, તુરિયાં તોરણ બંધાવે રે;
માનુની મધુરાં મંગળ ગાય રે, મિથિલાએ ઘેરઘેર ઉત્સવ થાય રે. ૨૩
જાનને ઉતારો અપાય રે, મે'લમાં ઉતર્યા દશરથ રાય રે;
મળવાને આવ્યા લક્ષ્મણ રામ રે, પિતાને પ્રેમે કર્યા પ્રણામ રે. ૨૪
માને મળિયા બાંધવ બેહ રે, કૌશિક કહેછે કુશળ એહ રે;
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ રામ રે, ચાર કુંવર એક ઠામ રે. ૨૫
પીઠી પીઠી કરે છે પિતરાણી રે, સૌભાગ્ય રેણી રે;
મગદળ મગદળમાં લા'ણી રે, સૌભાગ્ય રેણી રે. ૨૬
કુશધ્વજ નામે જનકનો ભ્રાત રે, સૌભાગ્ય રેણી રે;
તેને બે પુત્રી પરમ વિખ્યાત રે, સૌભાગ્ય રેણી રે. ૨૭
કેશિની નામે કન્યા એક રે, તે તો જનકસુતાશું વિવેક રે;

---

૧૭. માતા–મત્ત–મદવાળા.

લક્ષ્મણને પરણાવો પ્રેમ રે, એણીએ વર વરિયો નેમ રે. ૨૮
ચારે વર વરઘોડે ચડિયા રે, ત્યારે ઘા નિશાને પડિયા રે;
દશરથ આપે અર્થ ભંડાર રે, ત્યારે વરત્યો જયજયકાર રે. ૨૯
જાંદરણી ચરિત્ર રામનાં ગાય રે, તેને ઉલટ અંગ ન માય રે;
વર વરઘોડેથી ઉતરિયા રે, માથે ખુંપ મનોહર ધરિયા રે. ૩૦
ધુસળ મુશળ ને રવાઈ રે, પિંડલી શરિયા ત્રાક સજાઈ રે:
વરને મુખે કાંચળી લુવે રે, પોંકતી પદ્મની સોહે રે. ૩૧
ગળે ધાટ ઘાલીને તાણ્યા રે, નાક સાહીને માંહ્યરામાં આંણ્યા રે;
જનકરાય પખાળે ચરણ રે, પટરાણી નાખે છે વરણ રે. ૩૨
હાથેવાળો હરખે સાહે રે, સખી મળી સીતાજીને વાહે રે;
તું એને ચુંટીઓ ખણજે રે, સીતા કહે ખણુછું ઈમ ગણજે રે. ૩૩
સીતા રાઘવનું મુખ જોય રે, રખે જાણી જાતાં કોય રે;
પ્રાણજીવન રઘુનાથ રે, ચુંટીઓ કયમ ખણે કોમળ હાથ રે. ૩૪
ગોધુલિક લગન રૂડી વેળા રે, કન્યાદાન દીધું હરખે હેલાં રે;
સૂર્યવંશી રાજા જેહ રે, વસિષ્ઠે કહી દેખાડ્યા તેહ રે. ૩૫
જનકે દીધાં કન્યાદાન રે, મોટો મિથિલા દેશ રાજાન રે;
ચોરી ચાર બંધાવે રે, તેમાં વર કન્યા પરણાવે રે. ૩૬
હરખે હુતાશનને થાપે રે, દક્ષણા બ્રાહ્મણને આપે રે;
વસિષ્ઠ આચારજ કરે હોમ રે, પુષ્પવૃષ્ટિ કરે સુર વ્યોમ રે. ૩૭

**તાલજીતમાન.**

પેહેલું મંગળ વરતિયું રે, પરણે સીતા રામ;
પ્રદક્ષિણા દે પ્રેમશું એ, જાણે રતિ ને કામ. ૩૮
છેડા બેહુના બાંધિયા એ, આગળ પાછળ જાય;
વસિષ્ઠ વેદ ભણે સહીએ, માનુની મંગળ ગાય. ૩૯
મંગળ વરત્યું બીજું એ, લાજા હોમે પ્રેમ;
ઉપમા એની શી કહું એ, (જાણે) મરકત મણિ ને હેમ. ૪૦

---

૨૮. તે તો ઇ૦.–તેને જનકસુતા (સીતા) સાથે લક્ષ્મણને પરણાવો–જે વખતે રામને સીતા પરણાવો તે વખતે ઊર્મિલાને લક્ષ્મણ સાથે પરણાવો. ૩૨. વરણ–(રંગવાળું) પાણી. ૩૫. ગોધુલિક–ગાયો ગામમાં આવતાં તેની ખરી ધૂળ ઉડતી હોય તે વખતે. હેલાં–હેલામાં–ઉતાવળે. ૩૭. આચારજ–'આચારે' પ્ર. ૧–૨ જી. ૪૦. લાજા–ડાંગરની ધાણી.

આગળ એ મંગળ અતિ ભલું એ, સોળો સોહે પાગ;
(મણિ) માણેક મુક્તા આપિયાં એ, અહીં અમારો લાગ. ૪૦
ચોથું મંગળ ચિત્તશું એ, હૈયે હરખ અપાર;
વસિષ્ઠ ગુરૂ વેગે કરી એ, કોમળ કર્યો કંસાર. ૪૧
સમોવર સમોવર ભણે તહીં એ, સમોવડ હુઓ વિવાહ;
જનકરાયને માંડવે એ, આનંદ અતિ ઉત્સાહ. ૪૨
સીતા જમાડે રામને એ, રામ જમાડે સીત;
કોળિયો પડાવે કામની એ, હાડ હાડ કરી હીત. ૪૩
જે કો જમે ઉતાવળું એ, તેનો ઘરમાં ચાલ;
તિલક કર્યું શ્રી રામને એ, પિયળ પોહોળે ગાલ. ૪૪
ગોત્રજ કને આવી કરી એ, બેહુએ કર્યા નમસ્કાર;
એકી બેકી ત્યાં રમે એ, જીત્યા જુગદાધાર. ૪૫
મીંઢળનો ન છૂટે દોરડો એ, દશરથ બાપ બોલાવે;
તેડે કૌશલ્યા માવડી એ, અજરાજને તેડાવે. ૪૬
માંહોમાંહે છોડ્યા દોરડા એ, વરત્યો જયજયકાર;
વિશ્વામિત્ર વસિષ્ઠને એ, દશરથને હરખ અપાર. ૪૭
ગોરવ પડગોરવ કર્યા એ, જમાડી સર્વ જાન;
વસ્ત્ર આભૂષણ આપિયાં એ, યથાયોગ્ય દેઇ માન. ૪૮
એમ ચાર પુત્ર પરણાવિયા એ, જનક વળાવે જાન;
પેરામણી પૂરી કરી એ, સર્વ જાનને દેઈ માન. ૪૯
હાથી રથ ઘોડા ઘણા એ, બહુ દાસી ને દાસ;
હિરણ્ય હીરા મુક્તા મણિ એ, સહુની પૂરી આશ. ૫૦
માંડ રૂવે છે જાનકી એ, રામ સંઘાતે રંગ;
સહુ વળાવી પાછાં વળ્યાં એ, સોંપી સુંદર નંગ. ૫૧

---

૪૦. આગળ–'આંગણીએ' પ્ર. ૨ જી. ૪૨. સમોવઝ સમોવઝ ભણે. પ્ર. ૧ લી.

## કડવું ૨૧ મું.

### કાહાનજીની ધાત.

વિવાહ કરીને વાટે જાતાં, આનંદ પામે નર ને નાર;
સીતા રામતણું મુખ જોયે, આડાં ફરીવળી વારોવાર. ૧
વાજિંત્ર વાજે જાણે ઘન ગાજે, માનુની મધુરાં મંગળ ગાય;
બંદીજન માગધ જશ બોલે, સહુને ઉલટ અંગ ન માય. ૨
છ વર્ષની છે જનકનંદિની, પંદર વર્ષના પ્રીતમ રામ;
ઉપમા એને એકે દેવાય નહિ, કાંઈ ન પોસાય કોટિક કામ. ૩
એવે અનુચર જાતા આવ્યા, કરતા બોહોળો બૂમાટ;
સ્વામી અપશુકન અતિ થાયે, કાંઇ એક વિસ્મય સરખી વાત.૪
વિપરીત સાવજ સામા આવે, અતિ વિપરીત વાયે છે વાય;
ઉલ્કાપાત ને અણવાંચ્છા મેહ, આભલા માંહે આદિત્ય જાય. ૫
પરશુરામ કોકણ સુતા'તા, ક્ષત્રીકુળનું કરી નિકંદન;
અવનિતળમાં યોધા નથી કો, જે સાથે વઢવા કરે મન. ૬
ત્ર્યંબક ભાંજતાં કર્યો કાટકો, જાગ્યા ભૃગુપતિ શો થયો સોર;
કોણે ત્ર્યંબકચાપ ચઢાવ્યું, કોણે એ કર્મ કર્યાં કઠોર. ૭
ઉકાંટો ચઢયો અતિ અંગે, રોમાંચ થયો રહ્યું ન જાય;
ક્રોધે અતિ રાતા દીસે છે, કોટિ અર્કસમ ઓપે કાય. ૮
ફરશી અતિ રૂધિરે ખરડી છે, ઉગામે ઉજાણા સુન્ય;
જમપુરી કરશે પરિપૂરણ, શું ભાઇ જગત કરીને શૂન્ય. ૯
કોપે કરી કાયા કાંપે છે, હોઇ રહ્યો છે હાહાકાર;
વળી ક્ષત્રી ઉપર અતિ કોપ્યા, સિંહનાદ કીધો તેણીવાર. ૧૦
દશરથરાયે શ્રવણે સાંભળ્યું, કોપ કરી આવે પરશુરામ;
આગે અપુત્રીઓ માટે મૂકયો, હવે નાસવાનો નથી ઠામ. ૧૧
દશરથ કહે છે રાઘવજીને, તમો કંઇ નાશી જાઓ તન;
પરશુરામ પ્રત્યે નહિ ચાલે, ધીરજ ન રહે મારે મન. ૧૨
આ સુખ મારે અવિચળ નહિ રે', મંદભાગ્ય હું છું અતિ દીન;
રામ વિના મેં રહ્યું ન જાયે, વારિ વિના જેમ ન રહે મીન. ૧૩

૧. કાહાનજીની ધાત—એકત્રીસા સવૈયાની ચાલ. ૧૧. આગે ઇ૦—દશરથને સંતાન નથી એમ જાણીને પરશુરામે તેને માર્યો નહોતો. પણ હવે તો પરશુરામ જરૂર મારશે.

કુંવર તારી કોમળ કાયા, પરશુરામ કર ક્રૂર કુઠાર;
જેણે બહુ ક્ષત્રી ખાધા છે, દયા ન આવે મન લગાર. ૧૪
જો મને મારશે ભૃગુપતિ, તમે જીવતા રહેશો તન;
કૌશલ દેશનું રાજ્ય પામશો, સૂરવંશી શુભ રાજન. ૧૫
વરે વહુ પાલવ બાંધ્યા છે, નીલાં તોરણ મીંઢળ હાથ;
હજી અયોધ્યા હવે જઇએ, સર્વ સ્વજન સુખ પામે સાથ. ૧૬
કંઈ એક આપોપું ઓલપાવો, પિતુ માટે માગુછું માન;
એટલું કહ્યું કરોને મારૂં, જાણે દીધું જીવતદાન. ૧૭
વળતા રામ વદે મુખ વાણી, એ શી તાત કહોછો વાત;
બ્રાહ્મણ ભાગા નાશી જઇએ, કહીએ એ કરે છે ઘાત. ૧૮
સૂર્યવંશી વિષે અવતરિયા, વઢવાને કે ખાવા હાર;
જો પુત્રી તો પેટ આવતી, તો તો કોની થાતી નાર. ૧૯
નાશી જઈ જીવી શું કરીએ, કુળ વિષે લગાડી લાજ;
આ કુળમાં એમ કોણે કર્યું છે, જે મુજને તમે કો'છો આજ. ૨૦
એક વાર સહુએ મરવું છે, આજ કાલ કોણે કળ્યું ન જાય;
જય પ્રાજે કોને વશ છે નહિ, એહ જીતશે એ ન જણાય. ૨૧
જાણે બ્રાહ્મણથી ભય પામું, તો આગળ શું કીજે કામ?
ક્ષત્રીધર્મ તો શું સાચવીએ? તો કહો શું કીજે સંગ્રામ? ૨૨
આગે ક્ષત્રી શાના હુતા, પરશુ(રામ)ના માર્યા ગયા જેહ;
હું કોનો બીહાવ્યો બીહું નહિ, જોઇએ તો શું કરશે એહ. ૨૩
કોળાહળ કરે જન સહુકો, પામ્યા પરશુરામથી ત્રાસ;
ક્રૂર કુઠાર લઇ આવે છે, હવે કશી જીવ્યાની આશ. ૨૪
દશરથરાજા કરે કાલાવાલા, કૌશલ્યા કે' વારોવાર;
નાની વહુને નસાડો કંઇ એક, સીતા સુંદરી છે સુકુમાર. ૨૫
રાઘવજીને ઢાંકે દશરથ, ઉપર આવી પડે છે આપ;
પરશુરામ! પેહેલા મને મારો, હું અપરાધી એનો આપ. ૨૬
એવે જામદગ્ન્ય ત્યાં આવ્યા, માર માર મુખ કે'તા વાણ;
થર થર તન ધ્રુજે છે રીસે, અધર ડસેછે પરશુ પાણ. ૨૭

---

૧૭. આપોપું–પોતાની જાતને. ઓલપાવો–સંતાડો. ૨૧. પ્રાજે–પરાજય. એ ન જણાય–'એમ મન જણાય, પ્ર. ૨ જી. ૨૭. જામદગ્ન્ય–પરશુરામ. જામદગ્નિ–જમદગ્નિ પ્ર–૧–૩.

કોણે ચાપ ચઢાવ્યું શિવનું, નો'તું સાંભળ્યું મારૂં નામ;
વળી કો વાધ્યો છે ક્ષત્રી, કો' કોણે એ કીધું કામ. ૨૮
દશરથ રાજા દીન દુમણો, જઈ ભૃગુપતિને લાગે પાય;
સ્વામી સુત હું દોહલે પામ્યો, રખે વિઘ્ન તેને કાંઈ થાય. ૨૯
પેહેલા પ્રભુજી મને મારો, જીવડો જીવન પેહેલો જાય;
દશરથરાય અતિ દુઃખ પામે, વારી રાખે રાઘવરાય. ૩૦
પરશુરામ કે' કોણે કીધો, ત્ર્યંબક ધનુષ્યતણો ટંકાર;
નિશ્ચિંત થઇને હું સૂતો તો, ક્ષત્રીકુળનો કરી સંહાર. ૩૧
એવે રાઘવજી બોલ્યા મેં, ભુજબળે ભાગ્યું શિવ ચાપ;
તમારૂં અહિંયાં શું લાગે છે, [જે] આવડા આકળા થાઓછો આપ. ૩૨
બ્રાહ્મણ ભાગા અમો બીહું નહિ, (ને) બ્રાહ્મણને દૂભવું નહિ લગાર;
યુદ્ધ કરી બ્રાહ્મણ શું જાણે, એ તો ક્ષત્રીનો આચાર. ૩૩
બ્રાહ્મણ ક્ષત્રી વેર કદીંએ નહિ, અમો સદ્વિપ્રને કીજે પ્રણામ;
યજ્ઞ વિષે યજુ બ્રાહ્મણને, તે સંઘાતે શો સંગ્રામ ? ૩૪
વળતા પરશુરામ એમ બોલ્યા, (તું) નથી જાણતો મારી વાત;
મેં ક્ષત્રીકુળ નિકંદન કર્યું છે, તે જાણે છે તારો તાત. ૩૫
ફરશી આ તેં સાંભળી જેણે, માર્યા મોટા મોટા યોધ;
તું જમસદન જોવા હીંડે છે, જે મુજને તેં ચઢાવ્યો ક્રોધ. ૩૬
હજુ કુઠાર રૂધિરે ખરડ્યો છે, તેમાં તેં વળી કીધું એમ;
બળિયો તે મૂકવો નહિ ક્ષત્રી, એ મારે છે મોટો નેમ. ૩૭
વળતા રામ એણી પેરે બોલ્યા, (અમો) બ્રાહ્મણનો આણું નહિ અંત;
તે માટે તમને મૂકુછું હું, જાણુંછું જે છો બળવંત. ૩૮
જ્યારે તમે ક્ષત્રી માર્યા'તા, ત્યારે હું હતો નહિ રામ;
નહિતર તમો મારત નહિ કોને, એવડું કદી કરત નહિ આમ. ૩૯
મિથ્યા મારી શું ફળ પામ્યા, એ શું [છે] બ્રાહ્મણનો ધર્મ ?
આપોપાનું આચરણ મેલી, ક્રૂરતણું કીધું શે કર્મ ? ૪૦
વળતા પરશુરામ એમ બોલ્યા, એવડું કાં કરો અભિમાન;
જૂનું ધનુષ્ય તે કંઇ કાળનું, તે ભાંજ્યા માટે શું બળવાન? ૪૧
આવી જો ધનુષ્ય મારૂં ચઢાવે, તો [હું] તુજને માનું રામ;

૩૬. જમસદન–યમનું ઘર.

તે ધનુષ્ય તો હતું જાજરૂં, મિથ્યા મોહે બોલે બ્રાહ્મ. ૪૨
ઉપવીતની પેરે આરોપ્યું'તું, ઉતારીને લીધું તેહ;
ધનુષ્ય ચઢાવીને બાણ સાંધ્યું, કહે કોના ઉપર મેલું એહ ? ૪૩
શું કરૂં જો તું છે બ્રાહ્મણ, નહિતર તારો આણું અંત;
ધનુષ્ય તાણતાં તેજ તાણિયું, પરશુરામે જાણ્યા ભગવંત. ૪૪
આશિષ દેઇને આગળ ઉભા, ભલે પ્રકટ્યા પુરૂષ પુરાણ;
સ્વર્ગતણો ત્યાં મારગ ભાગ્યો, બળે કરી મેલ્યું તે બાણ. ૪૫
પરશુરામ આજ્ઞા માગીને, પોતાની ઇચ્છાએ જાય;
પોતાનું તેજ હરી લીધું, આનંદ પામ્યા રાઘવરાય. ૪૬
પરશુરામને જાતા જોઇને, દશરથ રાજાને મન મોદ;
જયજયકાર જાનમાં વરત્યો, રામે રૂડો કર્યો વિનોદ. ૪૭
સ્વર્ગતણો તો મારગ ભાગ્યો, એ બે મોટાં કીધાં કામ;
અમરગણ અંતર આવીને, જપવા લાગ્યા જયજય રામ. ૪૮
વસિષ્ઠ ઋષિને પૂછે પ્રેમે, ભૃગુપતિ ક્ષત્રી વેધ્યા શા માટ;
બ્રાહ્મણને શી રીસ આવડી, એ વાતનો ઘાલો ઘાટ. ૪૯
વસિષ્ઠ કહે તે રામ સાંભળે, પરશુરામ કેરૂં આખ્યાન;
વાટે જાતાં વાત કરે છે, જયજયકાર જપે છે જાન. ૫૦

## કડવું ૨૨ મું.

### રાગ આંદોલ ઝપતાલ.

આપ ઉચરે સાંભળો રામ એ;
નામ નિર્મળ ભૃગુપતિતણું એ. ૧

### ઢાળ.

નામ નિર્મળ ભૃગુપતિતણું ને, ઋચીકનો જે તન;
જમદગ્નિ એવું અભિધાન તેનું, જાણે પ્રકટ્યો હુતાશન. ૨
એક પ્રસેનજીત રાજા ભલો, તેને તનયા બેહ;
સત્યવતી ને રેણુકા, સુંદરી શિરોમણ તેહ. ૩
રેણુકા દીધી જમદગ્નિને, સત્યવતી સહસ્રાર્જુન;
પુત્રી બેને પરણાવી રાય, થયો પરમ પ્રસંન. ૪

---

૪૨. જાજરૂં–જર્જર–જીર્ણ. ૪૮. અંતર–અંતરિક્ષમાં, ૪૯. ભૃગુપતિ–ભૃગુપતિએ–પરશુરામે.

રેણુકાને સુત ચાર થયા, તેનાં નિર્મળ નામ;
વસુ ને વિશ્વાવસુ, મરૂત્વાન નેપરશુરામ. ૫
એક વાર રેણુકા નીર ભરવા, ગઇ રેવાતીર;
ધાબળે જળનો પોટ બાંધ્યો, નીસરે નહિ નીર. ૬
સહસ્રાર્જુન સ્ત્રીએ પરવર્યો, કરે છે જળકેલ;
સહસ્ર ભુજ શોહામણા, જાણે વૃક્ષ વીંટી વેલ. ૭
રેણુકાએ રમતી દીઠી, સત્યવતી સ્વામી સાથ;
માતો ગજ જેમ હાથણીશુ, રમે લીલા હાથ. ૮
પિતા મારે કર્યો અંતર, માહરો શો વાંક;
આ પરણાવી રાજનને, મારે માંટી રાંક. ૯
તપ કરે વન દેહ દમે, વાંચ્છિત નહિ જે વિલાસ;
મનોરથ મારા મિથ્યા થાએ, હું કરૂં જે આશ. ૧૦
આ આમ આનંદ કરે છે, ભાગ્ય મારૂં મંદ;
રોહિણીની પેરે રમે છે, ચતુર જાણે ચંદ. ૧૧
બાળા તે બેમની થઇ, કાંબળે ન રહ્યું વાર;
રડથડીને પડી પૃથ્વીએ, થઇ રોવા સરખી નાર. ૧૨
આક્રંદ કરતી આવી આશ્રમ, પિયુ પ્રીછે પેર;
મહીપતિ દેખી મન મોહ્યું, રોતી આવી ઘેર. ૧૩
જમદગ્નિએ જાણિયું, ચંચળ કીધું ચંત;
ત્રણ તન તેડ્યા તાતે તતક્ષણ, વારૂ વિદ્યાવંત. ૧૪
(તમો) તમારી માતું મસ્તક છેદો, માનો મુજ વચન;
એણીએ અપરાધ કર્યો છે, તે જાણે છે મુજ મન. ૧૫
મસ્તક માતું કેમ છેદીએ, તન કહેછે તાત!
બીજું કહો તે કીજીએ, પણ વારૂં નહિ એ વાત. ૧૬
જમદગ્નિ કહે છે મરણ પામો, સુતને દીધો શાપ;
મૃતક થઇને મહી પડ્યા તે, (તેણે) દૂભવિયો નિજ બાપ. ૧૭
પરશુરામ આવ્યા રૂડા ભાવ્યા, તાતને કર્યો પ્રણામ;
અનુચરની પેરે આગળ ઊભો, કાંઇ એક દીજે કામ. ૧૮

---

૬. પોટ—પોટલો. 'મોટ' પ્ર. ૧ લી. ૭. સ્ત્રીએ—સ્ત્રીઓ સહિત. જળકેલ (જળકેલિ)—જળની ક્રીડા. ૧૨. બેમની—વ્યગ્ર ચિત્તવાળી.

જમદગ્નિ કહે તુજ જનુનીનું, તું શીઘ્ર છેદને શીશ;
અપરાધ એણે એક કર્યો છે, તેણે ચઢી મુજને રીસ. ૧૯
પરશુરામે ફરશીવડે, શિર છેદિયું તતકાળ;
માતા ભ્રાતા મરણ પામ્યાં, મિથ્યા મોહમયી જાળ. ૨૦
જમદગ્નિ એણીપેરે ઊચરે, તું માગ સુત વરદાન;
કહ્યું કર્યું તે માહરૂં, હું થયો અતિ તુષ્ટમાન. ૨૧
પરશુરામ વાણી વદે વળતા, જીવે માતા ભ્રાત;
માત મન જાણે નહિ જે, એણે કીધો ઘાત. ૨૨
મા માર્યાની હત્યા મુને, લાગે નહિ લગાર;
વર આપી કર્યાં જીવતાં, તપોબળે તેણીવાર. ૨૩
એટલે સહસ્રાર્જુન રાજા, મૃગયા રમતો રંગ;
જમદગ્નિને આશ્રમ આવ્યો, મારતો સારંગ. ૨૪
આવીને ત્યાં ઉતર્યો, મુનિએ દીધાં માન;
ઉતારો એક આપિયો, સુખિયો થયો રાજાન. ૨૫
કેડેથી સર્વ સેના આવી, તેનો ન આવે પાર;
જે જેવા તેને તેવા, ઉતરવાને દ્વાર. ૨૬
હાથીને નીરવા શેલડી, ઘોડાને જવ જાણ;
ભક્ષ ભોજન ખટરસ મનુષ્યને, વિવિધ વિનય વખાણ. ૨૭
ઇંદ્રનો વૈભવ અવનિએ, શું આરોપે છે આજ;
જેને જે જોઇએ તે આલે, જાય માગવા કોણ કાજ. ૨૮
કાર્ત્તવીર્ય વિસ્મય પામ્યો, આ આશ્ચર્ય અદ્‌ભુત;
હમણા હતું એક ઝૂંપડું ને, રહેતો ઋષિ અવધૂત. ૨૯
આવડો વૈભવ અહીં ક્યાંથો, આવ્યો અકસ્માત;
પર્ણકુટીમાં પેશી જોયું, કાંઈ કારણ વિખ્યાત. ૩૦
જુએ તો હોમશાળામાં, એક દિવ્ય દીઠી ગાય;
તેજપુંજ ઝળકાર કરતી, શોભા શી કહેવાય. ૩૧
એ ધેનુ આપો મુનિ મુને, રાજે રાજદ્વાર;
તાપસને શી ગાય એવી, જેવી એક સૃષ્ટ મોઝાર. ૩૨
જમદગ્નિ કહે છે તપોબળે કરી, પામીએ તો એહ;

---

૨૯. કાર્ત્તવીર્ય—સહસ્રાર્જુન. ૩૨. સૃષ્ટ—'શિષ્ટ' પ્ર. ૧-૨.

વાયે વાઇને કર્યું વાસીદું, સર્વે સમાર્યાં ચૌટાં ચોક. ૬
મેઘે મોટાં ફોરાં પાડી, છાંટયાં સઘળાં શેરેશેર;
સુમનસ સઘળે વસંત વરસે, તરિયા તોરણ ઘેરેઘેર. ૭
અમર વિમાન વિલંબી અંતર, (જાણે) ચંદરવા બાંધ્યા ચિત્રામ;
મદને આવી મેહેલ શણગાર્યો, અહીં સીતાશું રમશે રામ. ૮
ભાઇ ચાર પરણી ઘેર આવ્યા, પ્રેમે પોંખે કૌશલ્યા માત;
વહુઓ સહિત વધાવી સુતને, વાંસો થાબડી કાને વાત. ૯
વહુ આવ્યાં વહુઆરણ આવ્યાં, એવું કહી કહી ગાયે નાર;
રાજા સહુકો સાથે આવ્યા, રાજે રઘુપતિ સભા મોઝાર. ૧૦
પે'રામણી વેંચીને આપે, યથાયોગ્ય જે જેવા રાય;
રાઘવ તિલક કરી સહુકોને, વૃદ્ધ વૃદ્ધને લાગી પાય. ૧૧
ગોત્રજની પૂજા કરી પ્રેમે, તેડી સીતાને છવાવ્યો મોભ;
આજ્ઞા દીધી પણ કોઇ ન જાયે, રામરૂપ જોવાનો લોભ. ૧૨
ઉછંગે બેસાર્યાં વર વહુ, આપે મણિ મુક્તાના હાર;
ઘણા ધની થયા જાચકજન, દશરથ રાજા અતિ દાતાર. ૧૩
સભામાંહે સહુકો બેઠું, આદિત્ય આવ્યો છે મધ્યાન;
રામ રૂપ જોતાં અતિ રીઝે, ચળે નહિ થોભ્યો તેણે સ્થાન. ૧૪
સેવકના હાથમાંથી લીધો, રામે ચાબખો આણી રંગ;
ઉગામીને માર્યો મો'કમ, આગળ ઊભો એક તુરંગ. ૧૫
સાયંકાળ સે'જે થયો એવે, સહુ આપોપે ઉઠી જાય;
આજ્ઞા આપ્યે કોઇ નો'તું જાતું, પછે રામે કર્યો એહ ઉપાય.. ૧૬
સીતાને મળવાનું મન છે, એકાંત વિના કયમ પામે લાગ;
મુખ જોતાં મોહ્યા છે મહીપત, ઘેર ન જાય ન થાયે માગ. ૧૭
આદિત્યને એમ કેમ કે'વાયે, અસ્તાંગત થાઓ તમો ભાણ;
ઘોડાને ચાબખો મારી, પ્રીછવ્યો સપ્તમુખો કેકાણ. ૧૮
એવે આદિત્ય અશ્વ ઉજાણ્યો, સમ દેઇને કીધી સાન;

---

૬. સાકેત–અયોધ્યા. ૭. શેરેશેર–શેરીએ શેરી. સુમનસ–પુષ્પ. ૮. વિલંબી–અટકી રહીને. અંતર–અંતરિક્ષ. ૧૨. છવાવ્યો મોભ–(?) પ્ર. ૧ લીમાં 'છબાવી ભોમ' છે; પણ તે પાઠ લેતાં પ્રાસ તૂટે છે. ૧૩. ઘણા ધની–'એક ભવી' પ્ર. ૧–૨. ૧૮. સપ્તમુખો કેકાણ–સાત મોઢાનો ઘોડો.

આપ આપને સ્થાનક સહુ પો'ત્યું, હૃદે રામનું રાખી ધ્યાન. ૧૯
મણિમય મેહેલ મનોહર માંહે, ઢાળ્યો છે પ્રૌઢો પર્યંક;
દૂધફીણ સરખી તળાઇ, ઓસીસાં ગાલમશુરિયાં મયંક. ૨૦
ઠામ ઠામ રત્ન બહુ ઝળકે, ચંચળ ચળકે કોમળ કામ;
આગળથી શય્યાએ સૂતા, લીલા રમવા કારણ રામ. ૨૧
સખીજન શીખવે સીતાને, રોઇશ મા તું ધરજે ધીર;
આલિંગન આનંદે દેજે, રમવા સરખો છે રઘુવીર. ૨૨
સોનાની ઝારી સુંદર લેઈ, સીતા ચાલી કરતી લાજ;
મેહેલમાં પેસતાં પાછી નાસે, નાના સખી નહિ જાઉં આજ ! ૨૩
પરાણે ઠેલીને મેલી, ચાલી દાસી દેઇ બાર;
રાઘવે સાન કરી સીતાને, આવી બેસો આણે ઠાર. ૨૪
સીતા ઊભી ઉત્તર ન આપે, તન ધ્રુજે સુજે નહિ વાત;
જાણે છે જે શુંયે થાશે, શાને સરજી મારા તાત. ૨૫
રામે હરખે હાથ સાહ્યો, સીતાને વાહી(ને) બેસારી સે'જ;
મુખચુંબન પરિરંભન પ્રેમે, વસ્ત અમુલક આપે હેજ. ૨૬
ઉકાંટા ચઢે સીતાને, રોમાવળી રાજે રતિરંગ;
રામ કહે મેં રહ્યું ન જાયે, પીડે છે મને અતિશે અનંગ. ૨૭
તારી વેણી દેખીને વાસુકી, જો તે પણ પેઠો પાતાળ;
ચંદ્ર લાજ્યો દેખી મુખની છબી, વાંચ્છે ભુવનમાં કરવા ભાળ. ૨૮
ધનુ મૃગ મીન મધુપ મોહ પામ્યાં, કમળદળ દેખી લોચનં;
સારંગ શિશ સમાર્યા સુંદર, અતિ રીઝે છે મારૂં મન. ૨૯
નાસા દેખીને શુક લાજ્યા, તે વારે વારે કહેછે રામ;
અધર દેખી પરવાળી લાજી, કુસુમતણું ન રાખ્યું નામ. ૩૦
દાડમકળી રહી મળી એકઠી, દશન દેખીને મોહ્યું મન;
કંબુ ગ્રીવ દેખીને લાજે, વાજે હરિમંદિર અનુદિન. ૩૧
સ્તન દેખીને પૂગી લાજી, જટાંને કંથા કીધી કોડ;

---

૨૮. ચંદ્ર–'ઇંદ્ર' પ્ર. ૧–૨. વાંચ્છે–અર્થાત્ જગતમાં એવી બીજી છબી શોધવા જાયછે. ૨૯. સારંગ ઇ૦–સારંગ શું શું તે સમાર્યા સુંદર. પ્ર: ૧. સારંગ સુતે સમારા સુર. પ્ર. ૨.

૨૯. સારંગ ઇ૦–સારંગ (કમળ, ફૂળ, ઘરેણાં કે વાળ) માથે સમાર્યાં. 'શીશાં' પ્ર. ૧–૨. ૩૧. કંબુ–શંખ.

કટિ દેખીને કેસરી લાજ્યો, લંઘન કરીને ટાળે ખોડ. ૩૨
જંઘા દેખીને કદળી લાજી, તે ફળે નહિ બીજી વાર;
ઉરૂ દેખીને હસ્તિ લાજ્યા, પાડે બૂમ ધાલે શિર છાર. ૩૩
ગતિ દેખી હંસ લાજ્યા, તે ધરે માનસરોવર ધ્યાન;'
જાણે છે જે એવી ગતિ આવે, એશી શ્રવણે કરે અમૃતપાન- ૩૪
તારા ચરણકમળની કોમળતા દેખી, તરૂ ધરડાને પૂછે કંજ;
એવાં કોમળ અમો કયમ થઇએ, જે કોને કીજે મનરંજ. ૩૫
પાદપ કહે પેસો પાણીમાં, તે કમળે ખાધા ભૈરવજાપ;
અર્ધજળ રહી ઇશ ઉપાસે, આપોપું ખુંચાડી કાંપ. ૩૬
મધુપેકરી રૂદ્રાક્ષની માળા, કમળ જપે છે શિવનો જાપ;
તેથી તવ પદપંકજ કોમળ, અકૃત્રિમ અરૂણુ અતિ આપ. ૩૭
સીતા તું છે સર્વસ્વ મારૂં, એમ કહી છોડાવે લાજ;
મુગ્ધા માટે મન મનાવે, સુરત સરસ રચ્યો સુખકાજ. ૩૮
એમ અનુદિન આનંદ અનુભવતા, સીતાશુ સુખ પામે રામ;
રતિ કોટિક તે દાસી સરખી, સેવક સરખા કોટિક કામ. ૩૯
અષ્ટાદશ વર્ષનાં સીતા થયાં, એમ રમતાં થયા બહુ દિન;
સતાવીશ વર્ષના રાઘવ, રાજે રાજીવદળ લોચન. ૪૦
દશરથ મનમાં મોદ ન માયે, યુવરાજ જાણી નિજ તન;
જાણે રાંજ્ય રામને સોંપું, હું હવે કરૂં કશું સાધન. ૪૧
પેહેલું સચિવ સહુને પૂછ્યું, સુમંત્ર કહેછે સ્વામી સત્ય;
રામચંદ્રને રાજ્ય સોંપીએ, તમો વારૂ વિચારી મત્ય. ૪૨
પછે પ્રજા તેડીને પૂછ્યું, કહો તો રામને આપું રાજ્ય;
હું વૃદ્ધ થયો છું અતિશે, કુંવર કરશે મારૂં કાજ. ૪૩
પ્રજા કહે પ્રભુ એ શું પૂછો, રાજ્ય યોગ્ય છે રાઘવરાય;

---

૩૨. જટા—છોડાંનાં રૂવાંટાં. કંથા—છોડાં.લંઘન—લાંઘણુ. ૩૫. કંજ—કમળ. જે ઇ૦.—જેથી કોઇને મનમાં રંજન કરિયે. ૩૬. ખાધા—'ખાધી' પ્ર. ૧. લી. બાંધી' પ્ર. ૨ જી. આપોપું ઇ૦—પોતાના અંગને કાંપ ( કાદવ )માં ખુંચાડીને. ૩૭. મધુપેકરી—ભમરા રૂપ રૂદ્રાક્ષની માળા કરીને. તેથી ઇ૦.—તેથી તે કમળ તારા ચરણ સરખાં કોમળ અને અકાર્ત્રિમ ( સ્વાભાવિક ) અરૂણ (લાલ) થયાં છે. ૪૦. રાજીવદળ લોચન—કમળ પત્ર સરખી આંખોવાળા રામ.

ઘણા દિવસના અમો ઇચ્છતા'તા, તે તમને ક્યમ કહેવાય. ૪૪
વસિષ્ટ ગુરૂને તેડાવ્યા રાયે, આસન આપી દીધું માન;
કહો (કહીએ) રામને રાજ્ય આપીએ, પ્રેમ ધરી પૂછે રાજાન. ૪૫
મુનિએ મુ'ર્ત મનોહર આપ્યું, કાલે ઉગતે પેહેલે જામ;
દશરથરાય અતિ આનંદ પામ્યો, હવે પો'તી હૈયાની હામ. ૪૬
જાઓ તમે જઇ કહો કુંવરને, કાલ કોશલનું પામશો રાજ;
વસિષ્ટ ગુરૂ વેગે કરી ચાલ્યા, સેવક પાસે સજાવે સાજ. ૪૭
તાપસને આવતા દેખી, રાઘવજી લળી લળી લાગ્યા પાય;
અર્ઘપાદ્યને પૂજા કીધી, હવે હઇડે હરખ ન માય. ૪૮
કહો સ્વામીજી ક્યમ પધાર્યા, આજ આજ્ઞા આપો નાથ;
અમો અનુચર છું રે તમારા, કહ્યું કીજીએ જોડે હાથ. ૪૯
વસિષ્ટ કહે વા'ણામાં તમને, દશરથરાય આપશે રાજ;
હવિષ્યાન્નને ભૂમિશયન (કરી) બ્રહ્મચર્યવ્રત પાળો આજ. ૫૦

## કડવું ૨૪ મું.

### રાગ રામગ્રી એકતાળી.

રામજી રળિયાત થયા રે, આજ પો'તી અમારી આશ રે;
પિતા પદવી આપશે રે, અયોધ્યાતણી ઉલ્લાસ રે. ૧
ધંન ધન જીવ્યું આપણું રે, સાંભળ સીતા નાર રે;
વસિષ્ટ ગુરૂ સાં કહી વળ્યા રે, સુણી ઉલટ મન મુઝાર રે. ૨
અયોધ્યા આનંદ અતિ ઘણો રે, તરિયા તોરણ બાર રે;
ધ્વજા પતાકા ચંદ્રવા રે, રીઝયાં નર ને નાર રે. ૩
મંગળ ગાયે માનિની રે, વાજે પંચ શબ્દ નિશાણ રે;
બંદીજન જય જય ઉચરે રે, જગતમાં થયું જાણ રે. ૪
રાજા બહુ તેડાવિયા રે, તિલક કરવા કાજ રે;
જળ આણ્યું સિંધુ ચારનું રે, સર્વ ઔષધી સર્વ સાર રે. ૫
મહાનુભાવ દ્વિજ તેડિયા રે, પટ્ટાભિષેક છે કાલ રે;
દાન પુણ્ય કીધાં ઘણાં રે, એ સૂર્યવંશીની ચાલ રે. ૬
દેવ થયા સર્વ દામણા રે, દેવ થયા અતિ ઉચાટ રે;
રામ રાજ્ય જો પામશે રે, તો મનુષ્ય થયા શા માટ રે? ૭

---

૫૦. હવિષ્યાન્ન—હોમવામાં કામ લાગે એવાં અન્નનું ભોજન કરીને.

નિશા તે વીતી સહી રે, થયો તે પ્રાતઃકાળ રે;
રાજ્યસભામાં આવિયા રે, મહામોટા મહીપાળ રે. ૮
દાસી કૈકેયીતણી રે, મંથરા તેહનું નામ રે;
તે પણ બહાર નીસરી રે, કરતી ઘરનાં કામ રે. ૯
જુએ તો જયજય સહુ કહે રે, મધુરાં મંગળ ગાય રે;
અક્ષાણાં મુક્તામણિ રે, એ સુખ કહ્યું ન જાય રે. ૧૦
મંથરા કહે સુજતે કો'રે, આજ કશો ઉલ્લાસ રે ?
એવડું ગાઓ છો શા ભણી રે, શે નથી ખાતાં શ્વાસ રે ? ૧૧
એ વધાવો શો કહેને રે, ત્યારે બોલી બીજી નાર રે;
બાઇ તું ક્યાંઇ નથી જાણતી રે; આજ પામશે રાજ્ય મુરાર રે. ૧૨
મંથરાએ મોં મરડી રે, ભરતતણું લીધું નામ રે;
કૈકેયીનો કુંવર રાજા થશે રે, જુઓ મારાં કામ રે. ૧૩
મંથરા આવી મેહેલમાં રે, કૈકેયી કેરે પાસ રે;
અતિશે થઇ છે આકળી રે, મેલે મુખ નિઃશ્વાસ રે. ૧૪
બાઇ તું બેઠી શા ભણી રે, આભરણ સર્વ ઉતાર રે;
આપણે બેહુએ વન જઇએ, કાં દૈવે સરજી નાર રે. ૧૫
હું તો દાસીની દાસી નહિ રે, હું તો પટરાણીની દાસ રે;
હવે તું ત્યાં તેટલી રે, વળી વળી વાત વિમાસ રે. ૧૬
એ જીવ્યા પેં મરવું ભલું રે, (જે) મહીપતિનું નહિ માન રે;
થાશે શોક્ય સર્વ ઉપરી રે, અહીં રહ્યાપેં રહું રાત રે. ૧૭
તું કૈકેયરાયની દિકરી રે, અને ભુંડું તારૂં ભાગ્ય રે;
અંગીઠી લાગી અહરનિશા રે, હોલાશે નહિ આગ રે. ૧૮
કૈકેયી વળતી કહે રે, કાં કઠણ બોલે બોલ રે;
એવું કહીંએ કે'તી નહિ રે, નહિ કો મુજ સમતોલ રે. ૧૯
મંથરા કહે હું શું કરૂં રે, આજ રામ પામશે રાજ્ય રે;
કોશલ્યા પટરાણી ગણી રે, ત્યારે તારૂં શું કાજ રે? ૨૦
મંથરા માગ્ય કાંઇ મુજકને રે, વધામણી વિખ્યાત રે;
સોને ઘડાવું જીભડી રે, વારૂ કહી એ તેં વાત રે. ૨૧
મને ભરતથકી વા'લો ઘણું રે, કૌશલ્યાસુત રામ રે;

---

૧૦. અક્ષાણાં—અખિપાણાં. 'અષાણાં' પ્ર. ૧ લી.

હું રાજ્ય વાંચ્છુછું તે તણું રે, જેનું નિર્મળ નામ રે. ૨૨
ફટરે ભૂંડી પાપણી રે, તું અંતર કાં કરે આજ રે;
રામજી સર્વસ્વ માહરે રે, બીજાશુ કોણ કાજ રે. ૨૩
મંથરા મુખ ભૂંડું કરી રે, વળતી વદે વચન રે;
મારે કહે નથી માનતું રે, મહિલા તારૂં મન રે. ૨૪
જે રાય તુજવણ રહેતા નહિ રે, તે નહિ લે તારૂં નામ રે;
કૈકેયી તે કોણ છે રે, તે સાથે શું કામ રે. ૨૫
તારે ઘેર આવતાં લાજશે રે, જાશે રાજમાતને ઘેર રે;
કૈકેયી ક્યાં નથી ચેતતી રે, હું તો કહુંછું રૂડી પેર રે. ૨૬
પછે પસ્તાશો ઘણું રે, જ્યારે દિકરો થાશે દાસ રે;
દીન દામણો દીસશે રે, આંપ્યાની કરે એ આશ રે. ૨૭
બાઇ મેં તો રે'વાય નહિ રે, એ દુઃખ સહ્યું ન જાય રે;
રાજ્ય આપે ભરતને રે, (તો) મુજને સુખ થાય રે. ૨૮
કૈકેયી વળતી વદે રે, દુઃખ પામે મારૂં મન રે;
હું તો રહી શકતી નથી રે, સુણી તારાં કઠણ કથન રે. ૨૯
આગે બે વર આપ્યા મુને રે, તે મેળું રાયને પાસ રે;
એક રાજ્ય માગું હું ભરતને રે, બીજે રાઘવને વનવાસ રે. ૩૦
રાય રણયુદ્ધ કરવાને ચઢ્યા'તા રે, ત્યારે વાગ્યા પરના પ્રહાર રે;
ત્યારે મેં સેવા કરી રે, બે વર આપ્યા અપાર રે. ૩૧
પાણે પીડા થઈ રાય ને રે, નવેલો પાક્યો નખ રે;
આક્રંદ કરે અહર્નિશા રે, દેહે દારૂણ દુઃખ રે. ૩૨
કૌશલ્યાએ મેલ્યો મુખમાં રે, વદન ભરાણું પાચ રે;
સુખ શરીર રાયને થયું રે, વદને બોલે વાચ રે. ૩૩
મેં મુખ માંહી રાખિયો રે, એ ગઈ થુંકવા બા'ર રે;
રાજાજી ત્યારે જાગિયા રે, પૂછ્યું કેયી નાર રે. ૩૪
ત્યારે મેં વર માગિયા રે, તે સંભાર્યો આજ રે;
વન વાસો રઘુનાથને રે, ભરત વીરને રાજ રે. ૩૫
બાઇ વેર કે' શું (તારે) રામશુ રે, હૃદે વસી છે રીસ રે;
કઠણ કહે છે ક્યારની રે, રીસ ચઢાવે શીશ રે. ૩૬

૩૦. મેળું–મેળવું. પાસ–પાસેથી. ૩૧. પરના–શત્રુના. ૩૨. નવેલો–નવો. 'નાવેલો પાકો ઈ૦ નખરે' પ્ર. ૧ લી.

રામ હિંડોળે હિંચતા હતા રે, મને કહ્યું ઘુમણી ઘાલ રે;
મેં વચન માન્યું નહિ રે, કહ્યું કીયા દેશની ચાલ રે. ૩૭
પછે પાદુપ્રહાર મને કર્યો રે, તહીંનો હૃદયે રોષ રે;
રામરાજ્ય પામતા સુણીને, શરીર ઉપન્યો શોષ રે. ૩૮
એવું કહી રંડા રહી રે, કૈકેયીએ કર્યો વિચાર રે;
ક્રોધાગાર ઘરમાં ગઇ રે, સર્વે ઉતાર્યા શણગાર રે. ૩૯
ઉજ્વળ વસ્ત્ર તે પે'રિયાં રે, વિધવાનો ધર્યો વેષ રે;
ઉંધી સૂઈ આક્રંદ કરે રે, તાડો લાગ્યો તેષ રે. ૪૦
એવે દશરથરાયે જાણિયું રે, ચઢચો કૈકેયીને ક્રોધ રે;
રાજ્ય આપતાં રામને રે, વણ પૂછ્યે વાધ્યો વિરોધ રે. ૪૧
મહીપતિ મંદિર આવિયા રે, દાસીને પૂછી પેર રે;
કૈકેયી ત્યાં ક્યાં ગઇ રે, નથી દીસંતી ઘેર રે. ૪૨
રીસભરી દાસી કહે રે, શું છે તારે કામ રે;
મંદિર જાવ માનિનીતણે રે, જેને સુત શ્રીરામ રે. ૪૩
ભુવન સઘળું શોધિયું રે, પછે આવ્યા ક્રોધાગાર રે;
સૂતી દીઠી સુંદરી રે, આંખો વેહેતી વાર રે. ૪૪
બોલાવી બોલે નહિ રે, ઉત્તર ન આપે લગાર રે;
ઉપાડી ઉભી કરી રે, નમે નહિ નિર્ધાર રે. ૪૫
તું રીસાઇ છે શા ભણી રે, કહે છે કોનો વાંક રે;
તેને હું તતક્ષણ તજું રે, એ છે આડો આંક રે. ૪૬
તું વા'લી છે મુજને ઘણી રે, પ્રાણથકી પણ પ્રીત રે;
અબોલા લીધા કાં એવડા રે, રમો રૂડી રીત રે.
તું જે કહે તે હું કરૂં રે, જો કરવા સરખું ન હોય રે;
તુલા તારી કામિની રે, અવર ન કીજે કોય રે. ૪૮
કૈકેયી વળતું વદે રે મારે, જીવતરનું શું કામ રે;
હું વન જઇને દેહ દમું રે, મા લેશો મારૂં નામ રે. ૪૯
વનકુળ આપો મુજને રે, દંડ કમંડળ હાથ રે;
અનશન લેઇને દેહ દમું રે, મારે નથી જોઇતો નાથ રે. ૫૦

---

૩૭. ઘુમણી ઘાલ–કપડું ઓઢાડીને સુવાડ. ૩૯. ક્રોધાગાર–'રીસાવાનું ભવન. ૪૦. તેષ–(અગ્નિના) તેજ જેવો. 'તેય' પ્ર. ૧ લી. ૪૮. તુલા–બરોબરી. ૫૦. અનશન–લાંઘણ.

## કડવું ૨૫ મું.

### રાગ રામગ્રી.

રાયજી વળતા બોલ્યા વાણી જી;
રોતી રહે તું તો રાણી જી. ૧

### ઢાળ.

રાણી તું તો રહે રોતી, તારે જે જોઇએ તે માગ;
હું અનુચર છું આજ્ઞાકારી, લાગું તારે પાગ. ૨
વળતી કૈકેયી કહે મુખ, મીઠા બોલો બોલ;
કપટ કળ્યું જાયે નહિ, નિષ્ઠુરપણું નીટોલ. ૩
મેં બે વર માગી મેલિયા, થાપણ તમારી પાસ;
જો વચન જાશે તમતણું તો, હું જાઇશ વનવાસ. ૪
માગ્ય રે તું માનિની, હું નહિ કરૂં નકાર;
વચન મુજ મિથ્યા નહિ થાયે, જો જાય સર્વ સંસાર. ૫
રામા રોતી રહી કહેછે, મારે આજ પડયું છે કાજ;
રામચંદ્રને વન વળાવો, ભર્ત ભડને રાજ્ય. ૬
વચન સુણી વસુધાપતિ, થયો પૃથ્વીપાત;
જમદંડ સરખો વજ્ર સરખો, વપુ વાગ્યો ઘાત. ૭
ફૂટ રે ભૂંડી પાપણી, મુજ પ્રાણની હરનાર;
કઠણ કહીને બોલ બોલે, ત્યમ મુજને માર. ૮
અરે રંડા! રામે તારો, શો કર્યો અપરાધ;
સદા સેવા કરે તારી, સેવક(ની) પેરે સાધ. ૯
ભરતને હું રાજ્ય આપીશ, રામને નહિ રાન;
તેની વતી વળી બીજું, માગ્ય તું વરદાન. ૧૦
શ્રીરામજી છે પ્રાણ મારા, વ્રેહે નવ વેઠાય;
જીવન પેહેલો જીવજ જાય, જો કરૂં ક્રોડ ઉપાય. ૧૧
કૈકેયી કહે કુંવર મારો, કરી શકે ક્યમ રાજ?
ચૌદ વર્ષ રામ વન વસે તો, સરે સઘળાં કાજ. ૧૨

---

૨. અનુચર–સેવક. ૩. નીટોલ–નિશ્ચય 'નિનુરપણાનીટોળે' પ્ર. ૧ લી. ૮. કઠણ ૪૦–તું આવાં કઠણ વચન બોલેછે તે કરતાં મને મારી નાખ.

જો જાણો વન નહિ મોકલું તો, નાથ કહો નકાર;
સત્ય વચન તો ગયું તારૂં, પાપનો નહિ પાર. ૧૩
રહે રંડા અણબોલી, તૂટી પડે બ્રહ્માંડ;
રામને કહું વન પધારો, જીવ્હા કરૂં શતખંડ. ૧૪
એમ કહી અવની પડયો, શરીરે નહિ સાન;
સમાચાર સર્વે સાંભળ્યો, સુમંત્ર જે પ્રધાન. ૧૫
રામજીએ જાણ્યું રાયજીને, લાગી ત્યાં વડી વાર;
કૈકેયી કને ગયા છે, શો હશે સમાચાર. ૧૬
રામ આવ્યા રામજી કને, રાજ્યચિન્હ અંકિત અંગ;
મળસ્નાન કરીને સહી એ મંડન, હૃદયકમળ રસરંગ. ૧૭
પડયા પેખી પિતાને, રામજી પૂછે પ્રીત;
માતાજી કહો પિતા પડયા, વાત છે વિપરીત. ૧૮
કૈકેયી કહે પરહયું પાળતાં, રાયને ચઢી છે રીસ;
આપે નહિ ને ના ન કહે, અવની પડિયા ઇશ. ૧૯
માતા મારી માગિયે, મેં આપવું એ આજ;
વચન પિતાતણું પાળે, કુંવર કેરૂં કાજ. ૨૦
કૈકેયી કહેછે રામને, મેં વર માગ્યા બેહ;
આજ મારે અર્થે પડિયો, તુંજ આપીશ તેહ. ૨૧
માગો મારી માતાજી, હું પાળીશ પિતાવચન;
પ્રાણ લગે મેં ના ન કહેવી, પ્રતિજ્ઞા પાવન. ૨૨
અપરમાતા એમ બોલી, તું ચૌદ વર્ષ વસે વન;
રાજ્ય કોશલ દેશનું, તે પામે મારો તન. ૨૩
રામજી રળિયાત થયા, મા માન્યું મારૂં મન;
આજે એમ ઇચ્છતો હતો, ત્યારે તેજ કર્યું કથન. ૨૪
માતા મારા મનની તમે, કેમ જાણી વાત!
ભાર સોંપુ ભરતને, ભલો મારો ભ્રાત. ૨૫
આજ્ઞા આપો આઇજી, મને રીસ નથી લગાર;
ભરતશુ મારે ભેદ છે નહિ, પ્રીતનો નહિ પાર. ૨૬
એવે લક્ષ્મણ આવિયો, સાથે સુમંત્ર પ્રધાન;

---

૧૭. મળસ્નાન-મંત્રરહિત શરીર શુદ્ધિ કરનારૂંસ્નાન.

જુએ તો રામજી (રહ્યા) છે ઉભા, પડ્યા છે રાજાન. ૨
લક્ષ્મણ કહેછે રામજી, ક્યાં વ્યગ્ર દીસો વીર;
પિતા આપણા આમ પડ્યા કાં, સકળ શિથિલ શરીર. ૨
રામજી કહેછે સૌમિત્રી સુણો, મેં પાળવું તાતવચન;
ચૌદ વર્ષ વન વેઠવું, માજીનું માને મન. ૨
વર બે માગી મૂક્યા'તા, તેનો આજ પડ્યો છે અર્થ;
ચૌદ વર્ષ વનવાસમાં હું, ને રાજ્ય પામે ભર્ત. ૩
સુણી અનુજ આતુર થયો, થર થર ધ્રુજે દેહ;
જાણે તરૂવર કાપી નાખ્યો; તેમ પડિયો તેહ. ૩
વળી બેઠો થઇને બોલિયો, સ્ત્રીજિત પાપી તાત;
પિતાને બોધી બેસો આસન, મરણ પમાડી માત. ૩
વૃદ્ધપણે વનિતાને વશે, લંપટને નહિ લાજ;
કામી કાંઈ જાણે નહિ, એ અકૃત અકાજ. ૩
તમ વિમુખ જે પિતા મારે, તે નહિ મારો તાત;
માતા ભ્રાતા નહિ અમારે, તમ વિમુખે ભ્રાત ! ૩
રઘુનાથ કહેછે સુણો લક્ષ્મણ, એ નહિ આપણી રીત;
વિશદ વંશ વિષે અવતરિયા, પિતા ઉપર પ્રીત. ૩
એના આત્માથી ઉપન્યાં, કેમ દીજીએ તે ગાળ;
ઉપર આરોહણ થઈ, કયમ છેદીએ ડાળ. ૩
યદ્યપિ સાગર સૂકાય ને, ઈંદુ ઊનો થાય;
અગ્નિ આદિત્ય શીતળ થાયે, વાયુ કર' ગ્રહેવાય. ૩
મેરૂને કો કરેકરી, ઉપાડી લેઇ જાય;
સત્ય વચન પિતાતણું, મિથ્યા મારે ન થાય. ૩૮
સુમંત્રને ત્યાં શીખ દીધી, રથ સજ કરી લેઈ આવ;
ચૌદ વરસ વન વસવું મારે, વીરા તું બોલાવ. ૩
સુમંત્ર કે'છે સુણતાં સ્વામી, જે મારા ન જાયે પ્રાણ;
ફાટે નહિ તો ફોક સર્વે, હદે મહાપાષાણ. ૪૦
લક્ષ્મણ કે'છે સ્વામી મારા, હું આવીશ તમ સાથ;

---

૨૯. સૌમિત્રી–સુમિત્રાના પુત્ર–લક્ષ્મણ. ૩૨. સ્ત્રીજિત–સ્ત્રીથી જી
યલો. બોધી–સાવધ કરી. ૩૫. વિશદ–નિર્મળ. ૩૬. આરોહણ થઈ–ચઢ

અધક્ષણ અલગો રહી શકું નહિ, તમ વિના રઘુનાથ. ૪૧
રામ કે'છે ભ્રાત તું, કરે કૌશલ્યાની સેવ;
સુખ ભોગવે સંસારનાં; નાનો છે નરદેવ. ૪૨
વન વેઠવા જેવું તારૂં, વપુ છે નહિ વીર;
હું પિતાનું વચન પાળીશ, મન રાખી ધીર. ૪૩
સંસારની મારે શી પડી છે, ધિઃક પડો સર્વે ભોગ;
તે સુખ માથે શલ્ય પડો, પામિયે રામ વિયોગ. ૪૪
સેવા તમારી તે સુખ મારે, એકાકી થાઇશ દાસ;
જળફળ વનપુલ આણી આપીશ, સેવીશ દૃઢ વિશ્વાસ. ૪૫
જાનકીએ જાણીયું વન; વસે છે લક્ષ્મણ રામ;
ઉતાવળી ધાઈ ધસમસી, તે આવી તેણે ઠામ. ૪૬
સેવા કરવા સાથે આવીશ, કાયા છાયા જેમ;
અધક્ષણ અલગી રહી શકું નહિ, નાથ તમ વિણ ત્યમ. ૪૭
જળ વિના જીવે જો જળચરી, મૃગલી વિના કુરંગ;
તેલ વિના જો દીપક દીસે, તો તમ વિના આ અંગ. ૪૮
જો તેડી નહિ જાઓ તમો તો, પરહરીશ મારા પ્રાણ;
વિપત પડે પિયુથી એમ, ન વદે વેદ પુરાણ; ૪૯
રામ સીતા ને લક્ષ્મણ, વન વસતાં જાણી જન;
નગરનિવાસી ઉલટ્યાં, આપણે વસીશું વન. ૫૦

---

## કડવું ૨૬ મું.

### રાગ ધનાશરી.

રામ કૌશલ્યા કને આવીયા રે, આઇજી આપો શીખ;
વન વસવું મારે પડ્યું રે, પરઠ્યાં ચૌદ વર્ષ. ૧

### ઢાળ.

ચૌદ વરસ વન પરઠિયાં, પાળવા તાત વચન;
ભરતને માથે ભાર સોંપી, અખિલ એ આસન. ૨
અપરમાતાએ માગીયા, પિતા કને વર એહ;

---

૪૫. એકાકી—એકાનો પ્ર. ૧—૨. ૪૬. વસે છે—વસવા જાય છે. ૪૯. એમ—એમ છૂટાં પડવું. ૨. અખિલ—અખું.

મુજને વન ને રાજ્ય ભરતને, ચાદ વરસ ત્યાં તેહ. ૩
સીતા સાથે આવશે, અને લક્ષ્મણ વીર;
સુણતાં માતા પડી વસુધા, શુદ્ધ નહિ શરીર. ૪
આશ્વાસના દે રામજી, દિવસ જાશે કાલ;
સાવધાન થઈ મારી માવડી, આજ્ઞા મુજને આલ. ૫
બેઠી રે થઈને બોલી માતા, પુત્ર તું મારા પ્રાણ;
વને જાશે વેરી તાહરા, ભુવન રહે કુળભાણ. ૬
પિતાથકી પુરાણે, દક્ષ ઘણી અધિકી માત;
તેનું વચન કેમ લોપિયે, તું જો વિમાસી વાત. ૭
તેના સુતને રાજ્ય આપો, નથી કાંઈ આપણે કાજ;
ભુવન બેઠા ભોગવો સુખ, મુજ વચન પાળો આજ. ૮
માતાવચન લોપ્યાનું સુત ! તને લાગશે પાપ;
પિતાવચન પાળતાં તને, અશુભ થાશે આપ. ૯
વળતા વાણી બોલિયા, સુણ્ય માતા મારી મર્મ;
ભર્તારવચન સ્ત્રી લોપે, સાધવીમાં નહિ ધર્મ. ૧૦
એવી માતાનું વચન લોપ્યે, પાપ ન લાગે લેશ;
સ્વામિનું વચન સત્ય ન–માન્યે કાયામાં કલેશ. ૧૧
સાગર મૂકે મરજાદા, રવિ ઉદય પશ્ચિમ થાય;
તો મારા બાપજીનું, બોલ્યું મિથ્યા નવ જાય. ૧૨
ગમે તો તું પાળજે, મારે પાળવું પ્રેમ;
સત્યને વશ સાધન સઘળાં, વ્રત તપ તીર્થ નેમ. ૧૩
સૂર્યવંશ વિષે મારી સત્ય–સાચવવા ઉતપત્ય;
રાજ્ય કોનું જો પ્રાણ મેલું, રાખવાને સત્ય. ૧૪
કોટિ ઇંદ્રના વૈભવને, જે કરે તિરસ્કાર;
એવું રાજ્ય મેલ્યું રામજીએ, જ્યમ ઉચ્છિષ્ટ અન્ન અપાર. ૧૫
જનેતાકને માગી આજ્ઞા, રથ બેઠા લક્ષ્મણ રામ;
ડાબે પાસે બેઠાં જાનકી, મોહે રતિયુક્ત કામ. ૧૬
કો તોળતા કો ગજ ભરતા, જેના જે વ્યાપાર;
કો કેને કે'વા રહે નહિ, નિસર્યા વર્ણ અઢાર. ૧૭

---

૭. પુરાણે–પુરાણમાં કહી છે. ૧૭. કોકેને ઇ૦–તોળતા, ગજભરતા, વગેરે વ્યાપાર (તજીને), એવો અન્વય.

જટાવાળવા આણી આપો, વડતણું તો દૂધ.
ડાભ આણી પાથર્યા, સાથરો શીકાર;
જવ નીર્યા ને દૂધ લાવ્યા, વાર લાગી નહિ લગાર.
રામજીએ જટાવાળી, સીતા પામ્યાં શોક;
જોતાં જે જીવ ન જાયે [તો], એહનું સુખ ફોક.
પ્રજા લાગી રથને પેખવા, શ્રીરામ ગયા સાકેત;
ચીલા ચાલ્યા પુરભણી, હરિ ધરી હૈયે હેત.
પાછા વળી પૂર આવિયારે, નિજ સદન સર્વે લોક;
રામ રાતે જાતા, રહેતા જાણી, ટળ્યા સઘળા શોક.
મહારાજ છે જાણ્યું મેહેલમાં, હવે રાજ્ય કરશે રામ;
પ્રજા પુત્રની પેરે પાળશે, સર્યાં સઘળાં કામ.

---

## કડવું ૨૭ મું.

### રાગ ધનાશરી એકતાળી.

જાગ્યા દશરથ રામ ન દીઠા, આતુર થયા અપાર;
કૈકેયી કને રહેવાનું, મન નથી લગાર.
રામની માતા કને લેઇ જાઓ, આ વેરણને નહિ જોઉં;
ત્યાં રામનાં દર્શન પામું, દુષ્કૃત દેહનાં ધોઉં.
એ રંડા મુને મારવા, માંડ કરેછે મન;
વાણી રૂપીઓ વૈશ્વાનર રે, બાળે મારૂં તન.
દાસી બે બળગાડી રોયને, લાવી કૌશલ્યાઘેર;
પર્યંક ઉપર પડ્યા આવી, શવતણી ત્યાં પેર.
કહે કૌશલ્યા કુંવર ક્યાં છે, શે રીસાવ્યા રઘુવીર?
દરશન મુને કાંઇ નથી દેતા, સુંદર સ્યામશરીર.
કૌશલ્યા કહેછે સ્વામી, બળતાંને શું બાળો!
માનીતીને મંદિર જાઓ, તેનાં દુઃખ સર્વે ટાળો.
હું દુર્ભાગણ દુઃખ પામુછું, પુત્રવિરહે પસ્તાઉં;
જાણુંછું જે જોગણ થઇને, વિરહિણી વનમાં જાઉં.

વા'લીને વચને વન વાસ્યો, રાજીવદળલોચન;
વણ અપરાધે કુંવર કાઢ્યો, માંડ મનાવો મન. ૮
માનીતીના સુતને સ્વામી, અખિલ આપતા રાજ્ય;
કહો કંથજી કોણે વાર્યા, રામ કર્યા કાં તાજ્ય ? ૯
દશરથ કહેછે કૌશલ્યાને, મારો નહિ કંઈ વાંક;
મારા મૃત્યુતણું નિમિત્ત છે, એ પણ આડો આંક. ૧૦
કૈકેયીને કાળે કહેવરાવ્યું, પ્રીતે મંથરા પ્રેરી;
આવરદાનો આંકો આવ્યો, હરિસુત રહ્યા છે હેરી. ૧૧
મુજ મરતાને શું મારેછે, બળતાને શું બાળે;
જાતાને કાં ઠેલી કાઢે, ટળતાને કાં ટાળે ! ૧૨
મુને શાપ માતાએ દીધો, શ્રવણનો સુણી ઘાત;
હું મૃગયા રમવા વન ગયો તે, સાંભળ સુંદરી વાત. ૧૩
દ્વિજ કો યજ્ઞદત્ત એવે નામે, અંધ હતાં નરનાર;
શ્રવણ નામે સુત એક તેનો, લેઈ ચાલ્યો વનમુઝાર. ૧૪
સાવિત્રી નામે સુંદરી, પિયર પો'ચતી કીધી;
કનકની કાવડ (કોમળ) પોલુઆં પાથરી, ખાંતે સ્કંધે લીધી. ૧૫
કાશી કાંચી માયા મથુરા અયોધ્યા, વેત્રવતી શુભક્ષેત્ર;
ગંગાદ્વાર કેદાર બદરિકાશ્રમ, નરનારાયણ શુભ નેત્ર. ૧૬
પુષ્કર આદિ તીર્થ બીજાં, શ્રવણે સર્વે કરાવ્યાં;
એમ કરતાં તે ઘોર વનમાં, મધ્યનિશાએ આવ્યાં. ૧૭
પાણી પાખે માતા તરશી, આતા આણો નીર;
જાણે ત્યાં તું જોવા જાજે, વહેલો આવે વીર. ૧૮
સાવજ શબ્દ સુણીને શ્રવણ, નીર ભણી નીસરિયો;
કાવડ વળગાડી તરૂડાળે, કુંભ ધરી પરવરિયો. ૧૯
સાવરતીરે નિર્મળ નીરે, બોલે કોકિલ કીર;
સારસ ચાતક મોર મધુકર, નાદ કરે ગંભીર. ૨૦
શેવાળ ડોળે આરે આવે, જાણે જાતા જન;

---

૧૧. હરિસુત ઈ૦–હરિરૂપી પુત્ર હેરી( વનમાં જઈને ) રહ્યા છે. (હિ– જવું). ૧૩. શ્રવણનો–'શ્રવણનું' પ્ર. ૨ જી. ૧૫. પોલુઆં–રૂની કોમળ ગાદી.

કમળે વમળે જળ ભરિયું, મહાનુભાવનું મન. ૨૧
ઝખે મખે રખે ભરિયું, વાજે છે બહુ છોળ;
શીતળ મંદ સુગંધ વહેછે, પવન કરે કલ્લોલ. ૨૨
એવે સરોવર આવ્યો શ્રવણ, પાણી માંહે પેઠો;
ભટ ભટ શબ્દ થયો જળ ભરતાં, મુજ મનમાં ગજ બેઠો. ૨૩
શબ્દવેધી મેં બાણ મેલિયું, હ્દેકમળ જઈ લાગ્યું;
શર જોવા ને લેવા ચાલ્યો, મહાનુભાવને વાગ્યું. ૨૪
આરે આણી નાખ્યો શ્રવણ, મેં પછી પૂછી વાત;
નામ ગોત્ર રાતે કયમ આવ્યો? કુણ માત કુણ તાત? ૨૫
મારૂં બાણ વાગ્યા પછી, જીવે નહિ ક્ષણએ કોય;
માને પાણી પાવું પરઠી, મરણ પામિયો સોય. ૨૬
મેં માતપિતા તેનાં ત્યાં આણ્યાં, શ્રવણ સૂતો જ્યાંય;
પ્રાણ રહિત પડચો પેખે નહિ, કુંવર મારો ક્યાંય. ૨૭
શ્રવણની માતાએ ત્યારે, મને દીધો શાપ;
પુત્ર વિરહે મરણ તું પામે, પ્રૌઢું કીધું પાપ. ૨૮
માતપિતા બળી મુઆં બે, શ્રવણકેરે સાથ;
તે શાપ સાચો થાવાને, વનવસ્યા રઘુનાથ. ૨૯
રામચંદ્ર કહેછે લક્ષ્મણ, જટા મુજને વાળ્ય;
વનકુળ વારૂ પે'રણ પે'ર્યાં, રાજવેશ તું ટાળ્ય. ૩૦
ગુહને કહ્યું ત્રાપા બાંધી, અમે ત્રણને તાર;
હું લક્ષ્મણ ને સાથે સુંદર, સીતા નામે નાર. ૩૧

---

૨૧. શેવાળ ઇ૦–જે કોઈ આરે આવે તે શેવાળ ડોળે, અને તેથી જાતાં જન જાણે કે કોઈ પાણી ડોળેછે. શેવાળે ડાળે આરે વારે પ્ર. ૨જી. શેવાળ ડોળો આવે વારે પ્ર. ૧ લી. મહાનુભાવનું ઇ૦–જેમ મહાનુભાવ પુરૂષનું મન ઉદારતાથી ભરેલું હોયછે તેમ આ જળ કમળ અને વમળથી ભરેલું હતું. અથવા આ શ્રવણરૂપી મહાનુભાવનું મન આ સરોવરનાં વમળ તથા કમળથી પરિપૂર્ણ થયું. ૨૨. ઝખે–(ઝષ–મત્સ્ય) મગર અને મચ્છથી. મખે–(મષે) મત્સ્યે. રખેને એ સરોવરમાં બહુ છોળ વાજેછે (પાણી ઉછળવાથી) માટે તે મગર અને મત્સ્યથી ભરેલું હોય, એવો વિચાર શ્રવણને થતો હતો. ૨૩. ગજ બેઠો–મારા મનમાં તે ગજ (હાથી) છે, એમ લાગ્યું.

સુમંત્ર (શીશ) નામી પિતાપદપંકજ, પ્રેમે કરે પ્રણામ;
ચૌદ વરસ વીત્યા પછી વનથી, ભુવન આવશે રામ. ૩૨
સુમંત્ર કહે જણ્યો હું શાને, ગર્ભે કાં નવ ગળિયો!
સાપે ખાધો નહિ વિષ પીધું નહિ, દાવાનળે નવ બળિયો! ૩૩
રામને વનવાશીને, નગરમાં નહિ જાઉં;
પુરમાં પંચઈટાળી કરે, હેલામાં હળવો થાઉં! ૩૪
ભુંડે મુંડે ભાગળ માંહે, પેસું કેઇ પેર;
રામ લક્ષ્મણ સીતા વિહોણો, કયમ જાઇશ હું ઘેર. ૩૫
હૃદે મારૂં અતિ આકરૂં, ફાટે નહિ પાષાણ;
રામચંદ્રને વિરહે મારા, નથી જાતા પ્રાણ. ૩૬
ત્રાપા બાંધીને ત્રણને, તાર્યાં તમસાતીર;
સેના લેઇને સાથે આવું, ભીલ ભણે રઘુવીર! ૩૭
રામ કહેછે કટકકેરૂં, નથી કાંઇએ કામ;
સેના સાથે શાને તેડિયે, શું કરવો છે સંગ્રામ? ૩૮
પેહેલે પગલે સીતા થાક્યાં, નયણે ઢાળ્યાં નીર;
બીજું ભરતાં લક્ષ્મણને પૂછ્યું, કેટલે જાવું વીર. ૩૯
રામચંદ્રની આંખે આંસુનો, [પ્રથમ] જન્મ થયો ત્યારે;
રેવાસરખું સુખ નથી કીધું, કષ્ટ પડે પણ ક્યારે. ૪૦
લક્ષ્મણ કહેછે માતા આપણ, વસશું પેલે વન;
ત્યાં આવ્યા પછી જનકનંદિની, મોહ પામેછે મન. ૪૧
માતા! તેં ત્યાં કહ્યું હતું સુને, તે વન આવ્યું વીર;
હજી તું તો હીંડે છે, ધરે નહિ કાં ધીર? ૪૨
આઇજી મેં તો એ વન તમને, નથી કહ્યું ત્યાં નાટ;
પેલે પર્વત આપણે રહેવું, વસમી છે નહિ વાટ. ૪૩
વાહી વન લક્ષ્મણ સીતાને, ચતુરપણે ચલાવે;
કમળપત્ર પ્રાયે પદ કોમળ, ભમતાં ભલું ન ભાવે. ૪૪
તે રામચંદ્રના ચરણ તળાંસે, સીતા કોમળ હાથ;

---

૩૪. હેલામાં–હલ્યા પ્ર. ૩–૨. ૩૯. જુઓ હનૂમાન્ નાટક અં. ૩. શ્લોઃ–"સદ્યઃ પુરીપરિસરેપુ શિરીષમૃદ્વી ગત્વા જવાત્રિચતુરાણિ પદાનિ સીતા। ગંતવ્યમસ્તિ કિયદિત્યસકૃદ્ બ્રુવાણા રામાશ્રુણઃ કૃતવતી પ્રથમાવતારમ્" ॥

કઠણ કર જાણી પીડા પામે, સહ્યું ન જાએ નાથ. ૪૫
તે કોમળ ચરણે ચાલે, કંટકયુત ગિરિશૃંગ;
શીત આતપ ને તૃષા ત્રણે, સેહેજે સહેવા અંગ. ૪૬
રામચરણ જોઇ જાનકી, મધ્યે માંડતાં પાય;
લક્ષ્મણ પૂઠે પગલાં ભરતો, રખે ચરણ ચંપાય. ૪૭
તમસાથી ત્રીજે વાસે, પ્રાગવડ પ્રભુ આવ્યા;
ભરદ્વાજની ભક્તિ કરવા, ભૂધરજી મન ભાવ્યા. ૪૮
શિષ્ય સંઘાતે કા'વ્યું ઋષિને, આવ્યા લક્ષ્મણ રામ;
સાથે સીતા સેવા કરવા, પ્રભુને કરે પ્રણામ. ૪૯
વિદ્યારથીનાં વચન સાંભળી, ઋષિજી થયા રળિયાત;
રામચંદ્રને તેડી ન આવ્યો? વારૂ ન કીધી વાત. ૫૦

---

## કડવું ૨૮ મું.

### રાગ આશાવરી.

ભૂધર ભણી ભરદ્વાજજી, શિષ્ય લેઇ સેવા સાજજી;
મહારાજ મંદિર મારે આવિયા રે. ૧

ઢાળ.

મંદિર મારે મહારાજ આવિયા, આજ પો'તી આશ;
પૂજા કરી પધરાવિયા, ઋષિને દૃઢ વિશ્વાસ. ૨
અનુજ સીતા સહિત રામે, પ્રેમે કર્યો પ્રણામ;
આશિષ દીજિયે તમને, પ્રભુ પૂરણકામ. ૩
શિષ્ય સાથે કહાવિયું, (કયમ) તમે ન આવિયા રઘુનાથ;
દરશન તમારૂં વે'લું પામત, અનુજ સીતા સાથ. ૪
રામ કહેછે જો અમો કીજે, મર્યાદાનો ભંગ;
પછી તમને કોણ પ્રશંસે, હૃદે આણી રંગ. ૫
ભલે ભુવન પધારિયા, કમળદળલોચન;
આટલા દિન અહીં દેહ દમ્યો, તે પામવા દરશન. ૬
તમટાળી કોણ પાળે, પિતાતણું વચન !

---

૪૬. યુત-યુક્ત. શૃંગ-શિખર. ૪૭-ચરણ-પગલાં.

રાજ્યસુખ તજી કોણુ ચાલે, વીર વસમે વન ! ૭
જન્મનું દેહદમનફળ, અમો પામ્યા આજ;
તમો(વન વસતા)જાણી, અમો વસ્યા આ વન, કાંઇક દેવાકાજ. ૮
એક રસના નામ તમારૂં, હું શું કરૂં વખાણું;
શેષ મુખે કહી શકે નહિ, તમો પુરૂષપુરાણઃ ૯
અજન્મા અચિંત્ય આત્મા, અવિનાશી તું એક;
માયા માનુષ રૂપ ધરિયું, મન કરી વિવેક. ૧૦
ધન્ય સીતા સાધવી તેં, ઓળખ્યા શ્રીઅનંત;
સેવા કરવા સાથે આવી, સદા શોભાવંત. ૧૧
ધન્ય લક્ષ્મણ સાહસિક સૌમિત્રે, તેં તજ્યા ભોગવિલાસ;
તેં રામ સીતા ઓળખ્યાં, થઇ નીસર્યો તું દાસ. ૧૨
રામ વિષ્ણુ સીતા લક્ષ્મી એ, લક્ષ્મણ તું શેષ નાગ;
સુરકારજ કરવા ભૂભાર હરવા, દીધા અવનિ પાગ. ૧૩
રાક્ષસની પીડા ઘણી છે, કો દમી ન શકે દેહ;
યજ્ઞ કો યજી શકે નહિ, તમો ટાળો તેહ. ૧૪
હું મારે તપોબળે કરી, વસું આણે વન;
રાક્ષસ કો આવી શકે નહિ, કરતાં દેહદમન. ૧૫
વનફળ લેવા વિદ્યાર્થી કો, જઈ શકે નહિ જન;
નિશાચર મારગ મળે, પ્રેમે કરે પ્રાશન. ૧૬
દેવ થયા છે દામણા, ઋષિ થયા છે રાંક;
કષ્ટ કહીએ કેટલું, એ દુઃખે આડો આંક. ૧૭
દશરથ ઉપર દુહુવાશો મા, નહિ કૈકેયીનો વાંક;
મંથરાને મારશો મા, તમો ત્રિકમ ટાંક. ૧૮
અમ સરખા અનાથને, રાખવા શ્રી રામ;
સાધુને પ્રતિપાળવાને, નવખંડ કરવા નામ. ૧૯
તમો અવનિ અવતરત નહિ, વસત નહિ જો વન;
જગત આખું જીવત નહિ, મરત મોહિત મન. ૨૦

---

૭. તમ ટાળી—તમવિના. ૮. તમો ઈ૦—તમો દેવ કાર્યાર્થે વનમાં જશો ત્યારે અમને તમારાં દર્શન થાશે એમ જાણી અમે આ વનમાં વસ્યાછીએ. ૧૮. ટાંક—લગારે. ૧૯. નવખંડ—નાવ પ્ર. ૧—૨

વળી વળી કરૂંછું વિનતિ, એટલું કીજે કામ;
જગત માંહે રાખવું નહિ, નિશાચરનું નામ. ૨૧
રામ કહે છે કામ મારૂં, જો જો હવે ઋષિરાય!
પાપ મને પ્રાઢ લાગે, પ્રજા જો પીડાય. ૨૨
રાક્ષસી સર્વ રંડા કરૂં, તો રામ મારૂં નામ;
જાણે જતુનીએ જણ્યા નથી, હું એમ કેરૂં ઠામ. ૨૩
આજ્ઞા માગી ચરણ લાગી, ચાલિયા ચતુરસુજાણ;
વાલ્મીકિને આશ્રમ આવ્યા, જાણે ભૂના ભાણ. ૨૪
વાલ્મીકીને શિષ્ય સંઘાતે, કહાવિયું તે સમ;
મહાનુભાવના આશ્રમમાં, અકસ્માત્ જઇએ ક્યમ? ૨૫
વાલ્મીકે આવી પૂજા કીધી, દીધી બહુ આશિષ;
લક્ષ્મણ સીતા સહિત રામે, ચરણ નામ્યું શીશ. ૨૬
કુશળ પ્રશ્ન પૂછ્યું વાલ્મીકે, વન આવિયા કોણ કાજ?
દશરથરાયે દિકરાને, ન આપિયું ક્યાં રાજ? ૨૭
રામ કે'છે રાય કને, કૈકેયીએ વર માગ્યા બેહ;
રાજ્ય ભરતને ચૌદ વરસ ને, વન મુજને એહ. ૨૮
ઋષિ કે'છે રામને, નિમિત્ત કૈકેયી માટ;
અહીં (અમો) કંઇ કાળના દેહ દમતા, વા'લાજી જોતા વાટ. ૨૯
ભૂનો ભાર ઉતારવા, સારવા સુરનાં કાજ;
અમ સરખાં રાંકને રાખવા, વન નીસર્યા મહારાજ. ૩૦
રામ તમારા નામનો, મેં જાણ્યો મહિમાય;
વાલ્મીકપણું પામિયો તે, તમ નામતણો પસાય. ૩૧
દરશન તમારા થકી સમરે, પૂર્વ જન્મની વાત;
ભીલ્લતણો હું દાસ સંગી, કરૂં મનુષ્યનો ઘાત. ૩૨
ભીલડી ઘેર ભારજા, તજી વાડવ વેષ.
કામઠું કર તીર તાણું, વિપ્ર વધું વિશેષ. ૩૩
લુંટી ચોરી આહાર આણું, પ્રેમદાશું પ્રીત;
પુત્ર પુત્રી પરિવાર વાધ્યો, રમતો રૂડી રીત. ૩૪

---

૨૫. ત્યમ-ભરદ્વાજને કહાવ્યું હતું તેમ. ૩૧. વાલ્મીકપણું-અર્થાત્ આ મારી ઋષિની સ્થિતિ. ૩૩. વધું-વધ કરૂં-મારૂં.

ભૂખે મરૂં ને ભમતો હીંડુ, અમિષ કરતો આહાર;
આર્યો પાખે શોધવું નહિ, એ અધિક આચાર. ૩૫
એવે સપ્તઋષિ આવતા દીઠા, અરૂન્ધતી છે સાથ;
કામઠું ને તીર તાણ્યું, હઠે સાહી હાથ. ૩૬
સપ્તઋષિ સામા આવ્યા, મુખે કે'તા મ માર;
અમકને કાંઇ છે નહિ, સંગ સાધવી નાર. ૩૭
તમને મારી આજ મારો, પોખવો પરિવાર;
બીજું બળે પામ્યા નથી, એકજ કરવા આહાર. ૩૮
સપ્તઋષિ કે'છે જઇ પૂછ પ્રજાને, જે હું કરી આવુંછું પાપ;
તમારૂં ભરણપોષણ કરવા, આતુર થઇને આપ. ૩૯
ભક્ષ સઘળું ભોગવોછો, કાંઈ પાપમાં તમારો ભાગ;
પછે અમને અહીં આવી, મારજે મન રાગ. ૪૦
પગલું એક પરઠશું નહિ, એ અમારૂં સત્ય વચન;
સત્યે શેષ ધરા ધરે છે, સત્યે શશિ હુતાશન. ૪૧
સત્ય વચન માની સાંચર્યો, પરિવાર પૂછો પ્રેમ;
સપ્તઋષે જે શીખવ્યો તે, ઉચર્યો જઇ એમ. ૪૨
પરિવાર કે'છે પાપ કરી, કાં ભર્યો અમારાં પેટ;
પુણ્ય કરી કાં ન લાવે, કાં નિષ્ઠુર થાયે નેટ. ૪૩
પાપપુણ્યતણા ભાગી નહિ, અમો કો નિરધાર;
તેં તારૂં કર્યું ભોગવવું છે, અમો ઇચ્છું આહાર. ૪૪
વૈરાગ્ય પામી પાછો વળ્યો, સપ્તઋષિને લાગ્યો પાય;
ઉપદેશ આપો મુજને એવો, અજ્ઞાન અંધારૂં જાય. ૪૫
સાધુ સમાગમતણો મહિમા, ટળ્યો તનનો તાપ;
અજાણે મેં અધમપણાથી, કર્યો પ્રૌઢાં પાપ. ૪૬
મરામરા મુને મંત્ર આપ્યો, નહિ રામનો અધિકાર;
આ પીપળા પાછળ પ્રદક્ષિણા દેજે, જ્યાં લગે અમો આવું આણે ઠાર. ૪૭
પીંપળા પાછળ પ્રદક્ષિણા દેતાં, પડી ઊંડી ખાડ;
શોણીત ત્વચા ને મેદ મજા–રહિત કેવળ હાડ. ૪૮

---

૪૪. ભાગી–ભાગીયા. ૪૭. નહિ ઇ૦–કેમકે 'રામ' શબ્દ બોલવાને પણ યોગ્ય નહોતો. આ પીપળા ઇ૦–અંને કહ્યું કે તું આ પીપળા પાછળ ઈ૦

કંઈ કાળે ઋષિ આવ્યા, મુજમાં રમતો દીઠો રામ;
પછે હું તો મરણ પામ્યો, હદે નિર્મળ નામ. ૪૯
ભાર્ગવથી અવતાર પામ્યો, વલ્મીકમાં વીર્યદ્રાવ;
વાલ્મીકિ મારૂં નામ પાડયું, ભામનીએ ન કીધો ભાવ. ૫૦

---

## કડવું ૨૯ મું.

### રાગ મારૂણી તાલજીતમાન.

તે બે અક્ષર મેં બીજ કર્યા છે, રચ્યું રામાયણ રસાળ જી;
રામનામનો મહિમા મોટો, કાંઇક લહે પશુપાળ જી. ૧
પણ રાક્ષસતણો ભય છે ભારી, તેને વારી ન શકે કોય જી;
સ્વામી નાશ નિશાચરનો, તમ વિણ કોણે ન હોય જી. ૨
તમે અવતર્યા છો એહજ કરવા, તમ યોગ્ય છે તેહ જી;
રાક્ષસ માત્રને મરણ પમાડો, અમે માગીએ એહ જી. ૩
રામ કહે તે મેં મારવા, દેઈ સત્ય વચન જી;
વાલ્મીકિને વંદી ચાલ્યા, વળી બીજે વન જી. ૪
પૂર્વદક્ષિણ કોણ આવ્યા, ગિરિચિત્રકૂટ પાવન જી;
મહાનુભાવ મુનિના ત્યાં આશ્રમ, જેનાં નિર્મળ મન જી. ૫
તલેટીયે મંદાકિની વહે, વિમળ તેહનું નીર જી;
આરા અનુપમ સ્વચ્છ છે, તરૂવર ફૂલ્યાં તીર જી. ૬
શેવાળ જળ જાંબુવા જાણો, જળ ઉંડાં અતિ ગંભીર જી;
માંહે મચ્છ કરે છે ક્રીડા, પીડા રહિત શરીર જી. ૭
નિર્મળ નીરમાં કમળ વિકાસિત, ભમર કરે ગુંજાર જી;
સારસ મોર બપૈયા બોલે, ચાતક શુકપિક સાર જી. ૮
વૃક્ષ સઘળાં વેલિયે વીંટયાં, નમી રહ્યાં ફળભાર જી;
રામચંદ્રને આવતા જાણી, વનસ્પતિ કરે નમસ્કાર જી. ૯
મૃગ શૂકર ને રોઝ સાબર, ખડ્ગ ખેટ વિખ્યાત જી;
રાઘવ કે' આ વન રૂડું, અહીં રહિયે એકાંત જી. ૧૦

---

૫૦. વલ્મીકમાં–રાફડામાં (ભાર્ગવ મુનિનો વીર્યદ્રાવ થવાથી). ૧. પશુપાળ–પશુપતિ–શંકર. ૫. કોણ–ખૂણો (અગ્નિ ખૂણો). ૭. જાંબુવાં–જાંબુવા રંગનાં. ૮. પિક–કોયલ. ૧૦. સાબર–'સામરા' પ્ર. ૨ જી. ખડ્ગ–ગેંડો. ખેટ–શિકારી.

ચતુર ચઢ્યા (ચડવડી) ચિત્રકૂટ ઉપર, લેઇ વંશવૃક્ષની ડાળ જી;
ગિરિશૃંગ ઉપર ચઢી બે કીધી, પર્ણકુટી તતકાળ જી. ૧૧
વાસ્તુપૂજા (કરી) ત્યાં વસિયા, લક્ષ્મણ સીતા રામ જી;
મહાદેવ ભાગાં રહ્યાં રીસાવી, જાણે વસંતઋતુ ને કામ જી. ૧૨
તમસાતીરથકી સાંચરિયો, સાકેત ભણી સુમંત્ર પ્રધાન જી;
નગરમાંહી કહો ક્યમ પેશીશ, રઘુનાથ વળાવી રાન જી. ૧૩
અભાગિયો હું અલ્પ મતિશું, મારા પાપતણો નહિપાર જી;
પંચઈટાલી મનુષ્ય મારશે, ઉતારશે અધિકાર જી. ૧૪
દશરથરાજા મને પૂછશે, ક્યાં મૂકી આવ્યો રામ જી;
મેં તુંને ક્યારે કહ્યું હતું, કયાં કૂડું કીધું કામ જી. ૧૫
તું પ્રાણજીવનને મૂકી આવ્યો, હવે મુજને માર જી;
ત્યારે હું શો ઉત્તર આપીશ, નયણાં વે'તાં વાર જી. ૧૬
જેમ કો જાણે નહિ તેમ જાઉં, કે'શે કોણ કરી આવ્યો કાજ જી;
રામ વન મેલીને આવ્યો, નથી આવતી લાજ જી. ૧૭
સાંજે સૂની શેરીએ થઇ, જ્યાં મનુષ્ય મળે નહિ કોય જી;
અપરાધીની પેરે આવે, ત્યાં રામ રામ કહી રોય જી. ૧૮
સાન વહોણા શય્યા ઉપર, સૂતા હુતા રાય જી;
સુમંત્ર આગળ આવીને ઉભો; પ્રભુ દિજે કર્ણપસાય જી. ૧૯
શુદ્ધિ વળી સુમંત્રને સાદે, જાણ્યું રોષે ભરાણા રામ જી;
આપોપે અહીં આવ્યા નહિ, ન ગમે મારૂં નામ જી. ૨૦
મુજ મંદમતિને જે કહાવ્યું હોય, તે તું કહે મારા વીર જી;
મેલી આવ્યો કે લેઈ આવ્યો, સુંદર શ્યામશરીર જી. ૨૧
સ્વામી રામચંદ્ર તો વન પધાર્યા, સાથે સીતા લક્ષ્મણ ભ્રાત જી;
તમને તો નમસ્કાર કહાવિયો, મનગમતું કર્યું માત જી; ૨૨
સુણતાં પ્રાણ ગયા રાજાના, મંચક ઉપર મરણ જી;
સ્નાન દાન ક્રિયા વિધિ કાંઇ, નહિ એકે આચરણ જી. ૨૩
કૌશલ્યા આક્રંદ કરી ઉઠી, વસિષ્ઠે વારી રાખી રાણી જી;
બીજો રાજા આવી બેસશે, દશરથ મુવો જાણી જી. ૨૪
કઢા મહામોટી એક આણી, ઘૃત માંહે નાખી જી;

૧૯. કર્ણપસાય દીજે–સાંભળવાની કૃપા કરો. ૨૨. માત–માતા (કૈકેયી)ને

કૌશલ્યા સુમંત્રે સાહી, સુવાર્યો તે સ્વામી જી. ૨૫
તળી તનને બા'ર કાઢ્યો, લઇ ઘૃત કુંડીમાં નાખ્યો જી;
જેમ કો નગરનિવાસી ન જાણે, તેમ ઘર માંહે રાખ્યો જી. ૨૬
દશરથ આ દેશાંતર લખ્યો રે, કાગળ સુમંત્રે સાચો જી;
સ્વસ્તિ શ્રી કૈકેયપુર સ્થાને, રાઘવ નામે રાચો જી. ૨૭
ભરત શત્રુઘ્ન બેહુએ ભાઇ, દુષ્ટ કાગળ અહીં આવ્યો જી;
વાટે થઇને પાણી પીઓ, ભૂપતિને મન ભાવો જી. ૨૮
કાસદ બે તે ચંચળ ચાલ્યા, સાતે દહાડે પોહોત્યા જી;
સમાચાર સર્વે કહ્યા ભરતને, સાંચરીએ સુર સમોતા જી. ૨૯
મામાજીને મોકલાવીને, હૈયે આણી હિત જી;
ઉંચમુંચ ચાલવું તે શું, પૂછે યુધાજીત જી. ૩૦
મોસાળું કીધું મામાજીએ, વસ્ત્ર વિવિધ શણગાર જી;
હય હાથીને રથ આપ્યા બહુ, શકટ ભરીને ભાર જી. ૩૧
વળાવા આવ્યો થોડેશે, મજલ એકનું માન જી;
વળી વહેલા બે વીર આવજો, એમ કહી વળ્યો (યુધાજીત) રાજાન જી. ૩૨
વાટે વિમાસણ કરી મનમાં, ત્યાં મારૂં તે શું કામ જી;
રામ સિંહ છતાં હું શિયાળતણું તે, કોણે લીધું નામ જી. ૩૩
વાટે અપશુકન તો થાયે, ઉપજે અતિ ઉચ્ચાટ જી;
ડાબા જોઇએ તે જમણા જાયે, સાવજ વસમી વાટ જી. ૩૪
ઉકાંટો ને અંગ ઉધડકે, રોમ ઉપરાં થાય જી;
આંખેથી આંસુ ઝરે ને, થર થર ધ્રુજે કાય જી. ૩૫
માર્ગમાં તીર્થ બહુ આવે, વિધિપૂર્વક ત્યાં ના'ય જી;
બ્રાહ્મણને દક્ષિણા બહુ આપે, અનેક નદી અવધાય જી. ૩૬
સાત દિવસે સાકેત સમીપે, ભરત મહાભડ આવ્યા જી;
વાડી દેખી વિસ્મય પામ્યા, શું ભાઇ વનથી વસંત રીસાવ્યા જી। ૩૭

---

૨૭. દશરથ ઇ૦–દશરથના નામથી સુમંત્રે દેશાંતરમાં કાગળ લખ્યો. અથવા દેશાંતરમાં રહેલા દશરથના સંબંધમાં સુમંત્રે કાગળ લખ્યો. 'દશરથ આદે શાંત લખ્યોરે' પ્ર. ૨ જી. ૨૯. સમોતા–(સન્માનિતા)માન પામેલા. ૩૦. મોકલાવીને–(તે કાગળ) ઉંચમુંચ–ઉચમુચ પ્ર. ૨.' ૩૫. ઉધડકે–ઉધ્રકે પ્ર. ૨–૩. ૩૬. અવધાય–અવધાન પૂર્વક (સ્નાન કરે.) ૩૭. વનથી ઇ૦–અર્થાત્ વસંતઋતુની શોભા રહિત આ વાડી ઉજડ કેમ છે?

વન ભોજન કરવાને વૈશ્યજન, જે આવતા અનુદિન જી;
તે આજ કાં નથી દીસતા, કાં વનફળ વિહોણું વન જી. ૩૮
વારમુખ્યા કાં નથી નાચતી, કે કામી થયા નિરધન જી;
અયોધ્યા અણુમણી દીસે, જાણીએ નથી જીવતા જન જી ! ૩૯
જાણીએ તતકાળની રાંડી રામા, પે'ર્યા વિના પાગરણ જી;
અયોધ્યા એવી દીસે છે, શું ભાઈ દશરથ પામ્યા મરણ જી. ૪૦
ચંદ્ર વિહોણી યથા શરવરી, દીપક જ્યમ વણ તેલ જી;
વૃક્ષ વિહોણું વન શોભે જેમ, એવા અયોધ્યાના મે'લ જી. ૪૧
શું ભાઇ રામ નથી નગરમાં, ધ્વજાપતાકા ન દીસે જી;
આઘા પગ અશ્વના ન ચાલે, મારૂં હૈયું ન હીસે જી. ૪૨
સામું કો શે નથી આવતું, શું ભાઇ નગર નથી વસ્તું જી;
રોવા સરખાં મુખ સહુકોનાં, કોનું વદન ન દીસે હસ્તું જી. ૪૩
એમ અનેક આલોચન કરે છે, પુરમાં કર્યો પ્રવેશ જી;
પ્રાચી દિશ જેમ દારૂણ દીસે, વણ ઉગે દિનેશ જી. ૪૪
નામ ન લે કો નગર માંહે, ન નામે કો શીશ જી;
આ કૈકયીનો કુંવર આવ્યો, લોક તણે મન રીસ જી; ૪૫
દાસી દાસ સહુ દીઠાં દામણાં, ઉંધે મોઢે માત જી;
વિધવાતણો વેશ ધર્યો છે, આંખે આંસુપાત જી. ૪૬
કાં માતા તું એવી દીસે, કે તેં દુભવ્યા રામ જી;
કે પિતાએ તું પરહરી, કાંઈ એક કૂડું કીધું કામ જી. ૪૭
અપરાધણ સરખી દીસે છે, દેવાયોગ્ય જમદંડ જી;
એક તારે અપરાધે દુખી દીસેછે, આખું એ બ્રહ્માંડ જી. ૪૮
માતા કહે મેં તારે કાજે, રચ્યો એક પ્રપંચ જી;
કહોને કહું જો કામણ બેહું, સબળો કરતાં સંચ જી. ૪૯
રાજા કને રાજ્ય મેં માગ્યું, કુંવર તારે કાજ જી;
રામચંદ્ર મેં વન ચલાવ્યા, તેને વિરહે મુવા મહારાજ જી. ૫૦

---

૩૯. વારમુખ્યા–વેશ્યાઓ. ૪૦. પે'ર્યા ઇ૦–પે'રા વિણ પ્રાગણ જી. પ્ર. ૨. પાગરણ–વસ્ત્ર. ૪૯. કહોને–કહુને પ્ર. ૧. કામણ—કામણરૂપી આળ. બેહું–'વેહું' પ્ર. ૧ લી. ૫૦. તન વિરહે ઇ.–'દેવગત મહારાજ જી.' પ્ર. ૨ જી.

## કડવું ૩૦ મું.

### રાગ વેરાડી.

સુણી ભરત તે અવનિ પડ્યો, રામ રામ કહી ગાઢે રડ્યો;
ફટ માતા ભૂંડી પાપણી, હવે હું તને નાખું હણી. ૧
ભૂંડી તેં માર્યો ભરતાર, તારા પાપ તણો નહિ પાર;
માંટી મારંતાં નવ સર્યું, રામ તજ્યા તે કૂડું કર્યું. ૨
દશરથ મુવાનું દુઃખ નથી, રામ વિરહે કોને કહું કથી;
તેં રાજ્યયોગ્ય જાણ્યા નહિ રામ, હું અનુચર યોગ્ય કરૂં સર્વે કામ. ૩
કાઢી ખડ્ગ છેદવા શીશ, ઉઠ્યો માતા ઉપર રીસ;
ઉગામીને ઉભો રહ્યો, બોલ એક ત્યાં એવો કહ્યો. ૪
માતા માર્યે મને નહિ પાપ, જે તેં માર્યો મારો બાપ;
માતહત્યા મનમાં નવ ગણું, રામ મુખ ન જુએ મુજતણું. ૫
રામવિમુખ મારે નહિ માત, રામવિમુખ મારે નહિ તાત;
નહિ પુત્ર કલત્ર (મારે) નહિ પરિવાર, રામ વિના સૂનો સંસાર. ૬
રામ ભ્રાતા માતા ત્રાતા તાત, રામ વિના સર્વે મિથ્યા વાત;
રામ સિંહ ને હું શિયાળ, રામ કલ્પતરૂ હું એરંડડાળ. ૭
રામ ચિંતામણિ હું તો કાચ, રામ ઉચ્ચૈઃશ્રવા હું ગર્ધવ સાચ;
રામ કનક ને હું કથીર, હું કઠણ કામળો રાઘવ ચીર. ૮
ગજપાખર ગર્ધવ ઉપર કો ધરે, કો કોડી ગ્રહી રત્ન પરહરે;
રામચંદ્ર અખિલ ઉદ્યોત, અર્ક ઉગ્યે જેમ ખદ્યોત. ૯
મેં રાખ્યું ન જાયે કોશલનું રાજ, મા તેં કીધું કૂડું કાજ;
એમ કહી કરે આક્રંદ, રામ વિરહે મરૂં નહિ મંદ !! ૧૦
પાપી પ્રાણ મારા નવ જાય, રામ વિના ક્ષણ યુગ સમ થાય;
સમીપે આવ્યો સુમંત્ર પ્રધાન, વસિષ્ટ ગુરૂ આવ્યો સન્નિધાન. ૧૧
રોતો રહી પ્રજાને પાળ, વિરહવેદના તું તો ટાળ;
દાહાંજલિ દશરથને કરો, આતા શોક સર્વે પરહરો. ૧૨
શું કરૂં જો તમે એમ કહો, રામશુ સ્નેહ લગાર ન લહો;

---

૬. મારે ઇ૦—રામથી વિમુખ માતા વગેરેનો મારે ખપ નથી. ૮. ઉચ્ચૈઃશ્રવા-(ઉંચા કાનવાળો) અશ્વરત્ન. ૧૦. મરૂં નહિ—હું કાં મરતો નથી !! ૧૧. સન્નિધાન—પાસે.

રામ કરશે કોશલનું રાજ, મેં સેવક થઈ કરવું કાજ. ૧૩
આવ્યો દશરથરાયને પાસ, પિતાતણે વિરહે નિઃશ્વાસ;
કૌશલ્યા કહેછે કૈકેયીકુમાર, ધરો રાજ્યકાજ સહુ ભાર. ૧૪
માગી લીધું તારી માત, વડો વન ચલાવ્યો ભ્રાત;
ભરત ભણે તે ભૂંડું કામ, મુજ આગળ મા લેશો નામ. ૧૫
મારે રામ સંઘાતે રંગ, સુણી વચન થયું મન ભંગ;
જગત માંહે પાપ જેટલું, માતા મુને લાગે તેટલું. ૧૬
જો રાજ્ય કરવું મુજને મન ગમે, રામચંદ્ર વનમાંહી દમે;
વહાલા કને જાઉંશ વન, અહીં રહીશ નહિ એક દિન. ૧૭
પછે રાણીએ પાડી રીર, દેખી દશરથરાયતણું શરીર;
ઉભી થઇ અંગ આછેરે, રાયવિના રહેવું ન ઘટે. ૧૮
હૈયું કૂટે ને હાથજ ઘસે, દશન દંશે ને અંગ ઉધરસે;
દશરથને લેઇ જાતાં શોક, માનવ માત્ર તે મૂકે પોક. ૧૯
કાટ અણાવ્યાં ચંદનતણાં, દશરથને દેન દેવાને ઘણાં;
દેન દેઇને કીધું સ્નાન, દાહાંજલિ દીધું જળદાન. ૨૦
અયોધ્યાથી એક અળગું ગામ,(ત્યાં) આવી રહ્યા સહુ રટતા રામ;
અયોધ્યાનિવાસી જન, ભરત સંઘાતે જાવા વન. ૨૧
ત્યાં રહીને ક્રિયા કરી, વસિષ્ઠે સર્વ વિધિ વિસ્તરી;
ગૌતમ જાબાળ ને જમદગ્ન, પૃથુશ્રવા પાસે છે પ્રજ્ઞ. ૨૨
એ આદિ મોટા મુનિજન, ભરત સંઘાતે ચાલ્યા વન;
વનમાં જોતા જોતા જાય, ગિરિ ગહ્વર પર્વત ચઢી પાય. ૨૩
હૃદે ચિંતવતા રામના ચરણ, વિરહે વહાલા પામશું મરણ;
તજી નિદ્રા શ્રમ અંનપાન, શરીરતણાં ટળ્યાં અભિધાન. ૨૪
જોતા રોતા રટતા રામ, મુખથકી એ ન મેલે નામ;
નયનથકી ચાલે નીરઝરણ, એકમનાં અઢારે વરણ. ૨૫
વાટે પગલાં પેખતા જાય, આ આગળ રાઘવના પાય;
ષોડશ ચિન્હે અંકિત ચરણ, બ્રહ્માદિક વાંચ્છે જેનું શરણ. ૨૬
જેમ સહુએ સર્વસ્વ હાર્યું હોય, એમ શોધતાં સાંચરે સર્વ કોય;

---

૧૯. દશન–દાંતે. દંશે–કરડે. ઉધરસે–પાડે–પછાડે (?) ૨૨. પ્રજ્ઞ–જ્ઞાની.
૨૬. ષોડશ–સોળ (યવ, મત્સ્ય, ધ્વજા, વગેરે સામુદ્રિક ચિન્હ).

આ પગલાં સીતાજી તણાં, મધ્યે સોહે સોહામણાં. ૨૭
આરાપરા લક્ષ્મણના પાય, કેડેથી તે જોતા જાય;
લોટી મસ્તક મૂકે રેણુ, નાચે ગાયે વાહે વેણુ. ૨૮
જે જે રામે કીધાં ચરિત્ર, તે તો ગાતા પરમ પવિત્ર;
સુણિયું શૃંગવેલપતિ ભીલ, ગુહ નામે અતિ દારુણ દિલ. ૨૯
ગુહ સંચર્યો ભરતજ ભણી, સાથે સેના લીધી ઘણી;
રણતૂર ને વજાડતે ઢોલ, માર માર મુખ બોલે બોલ. ૩૦
બાણતણા વરસે વરસાત, અનેક આયુધના આઘાત;
જેની માયે વન વળાવ્યા રામ, વળી જાયે કરવા સંગ્રામ. ૩૧
આયુધ વોહોણા પાયે પળે, જાણે કંઇ રઘુનંદન મળે;
ભીલ ભણી પ્રેર્યા પ્રધાન, સુમંત્ર કહેછે શૈલરાજાન. ૩૨
શા માટે મેલે આયુધ, રામભક્ત ભરત છે શુદ્ધ;
મનાવા રામને જાય, તું આગળ કાં આડો થાય. ૩૩
ભીલ ભરતને લાગ્યો પાય, જય જયજય રાઘવરાય;
અહીં જટા રામને કરી, રાજ્યવેશ સર્વે પરહરી. ૩૪
ઉતાર્યું સહુ તમસાતીર, ત્રાપા બાંધી નિર્મળ નીર;
પ્રાગવડ આવ્યા સહુ કોય, ભરદ્વાજ આશ્રમ જઈ જોય. ૩૫
મહાનુભાવને પૂછ્યો મર્મ, તીર્થનાં સર્વે કીધાં કર્મ;
ત્યાં થકી વળી જોતા જાય, ભીલરાય પેખે છે પાય. ૩૬
ઓ પેલા પર્વત ઉપર કોય, ઉજાતો કોઈએક જઈ જોય;
ન દીઠા મૂકે નિઃશ્વાસ, (વળી) આઘેરા જઇ તે કરે આશ. ૩૭
પર્વત પ્રૌઢા દીસે ઘણા, જાણે હસ્તી દશરથ તણા;
કો કાઢી આવેછે ભાળ, ત્યાં જોવા આવે તતકાળ. ૩૮
ધૂમાડો દેખીને ધસે, આણે પર્વત કોએક વસે;
નથી દીસતા થયા નિરાશ, વળી જોતા હીંડે વનવાસ. ૩૯
વાલ્મીકિને પૂછી વાત, નૃત્ય કરીને ચાલ્યા નાટ;
ચિત્રકૂટ પર્વત ભણી ભાળ. દર્શન દેશે દેવદયાળ. ૪૦

---

૨૮. લોટી—આલોટીને. રેણુ—રેણુ (રામના ચરણની). ૩૨. શૈલરાજાન!—હે પર્વતના રાજા! ૪૦. નૃત્ય કરીને–અથાત્ વાલ્મીકિથી ભાળ મળી તેથી આનંદ પામીને.

લક્ષ્મણ પ્રત્યે કહે રઘુવીર, સીતા થયાં છે શ્રાન્ત શરીર;
કહે તો જઇ દેખાડું વન, મનાવું મહિલાનું મન. ૪૧
ચહાં લગી તું નિપાવે પાક, ફળ મૂળ પત્ર નાના શાક;
લક્ષ્મણ કહેછે વારૂ વાત, વે'લા જઇ આવજો ભ્રાત. ૪૨
આગળથી તે ચાલ્યા રામ, કેડે સીતા સુખનું ધામ;
આઘેરા જઇ ઉભા રહ્યા, લક્ષ્મણથકી વેગળા વહ્યા. ૪૩
સીતાને સ્કંધે મેલ્યો હાથ, કૌતક કોટિક કરે રઘુનાથ;
વેલી વૃક્ષે વીંટાણી જેમ, સીતા તો વળગી રહે તેમ. ૪૪
આ જોરે જનકનંદિની, સુરીનર મુનિ જનને વંદિની;
આ જોરે વૃક્ષ રહ્યાં છે નમી, પામ્યાં ફળ વનમાં દેહ દમી. ૪૫
તે તને કરે છે નમસ્કાર, આગળ ફળતણા અંબાર;
આ કોકિલા કરેછે (તુજ આગળ) ગાન, નાચે મોર મધુર ગતિ ગાન. ૪૬
કીર કરેછે મધુરા નાદ, બપૈયા કરે ઘનને સાદ;
તું દેખી કોપે છે કેળ, જંઘા તારી વિપે રસરેલ. ૪૭
આ જો રે સિંહ કરેછે ઉપવાસ, તારા જેવી કટિ થવાની આશ;
કપોત કોકો કે'તા ભમે, ગ્રીવા તારી એને ગમે. ૪૮
આ મૃગનાં બાળક નાઠાં જાય, તારાં નયન દેખી વિસ્મય થાય;
આ જોરે જાસુનાં ફૂલ, આથી અધર અરૂણ અમૂલ્ય. ૪૯
કુસુમતણા ગુંથીને હાર, સીતાને આરોપે સાર;
તેહતણા ત્યાં દડા કરી, ઉછાળી રીઝે સુંદરી. ૫૦

---

## કડવું ૩૧ મું.

### રાગ દેશાખ ઢોહરી.

ફળ પ્રવાળ[1]ને સ્તંબ કુસુમાવળી, નાના જે ગિરિધાત;
સીતાને સર્વ દેખાડે છે, વિવિધ કરેછે વાત. ૧
વેલી માંહે જઇ છપેછે, શોધી કાઢે રામ;
કુતૂહલ કરેછે ઘણાં, રતિશું જ્યમ કામ. ૨

---

૪૨. ચહાં ઇ૦—'જ્યાં લગે તું પણ પાક.' પ્ર. ૧. ૪૬. મધુર ગતિ ઇ૦.–મધુર ગતિથી તાન લેઇને. ૧. પ્રવાળ–કોમળ પાંદડાં. સ્તંબ—એકજ જથામાં ઉગેલા છોડ.

પછે આવ્યા મંદાકિની તીરે, ધીરે વહે સમીર;
આરા અતિશે અનુપમ છે, વહે જળ ગંભીર. ૩
કમળ ઉપર ભમર ભમે છે, અનેક કરે ગુંજાર;
જળચર જોવા સરખાં માંહે, વિવિધ કરે વિહાર. ૪
પછે પાણી માંહે પેઠાં બેહુએ, છાંટવા લાગ્યા છોળ;
જળ કેલિ કરેછે જાનકીશું, કામની કરે કલોલ. ૫
કમળનાળે બહુ રમે છે, ભમે છે તીરે તીર;
ડૂબકી ખાએ છે જાનકી, શોધી કાઢે (છે) શ્યામશરીર. ૬
કર ગ્રહીને કાઢતાં, ઉપમા એવી થાય;
જાણે ઉદધિમાંથી રમાને, વરે વૈકુંઠરાય. ૭
વળી બાહેર નિસર્યાં, રામ આણી રંગ;
એક શિલા ઉપર બેઉ બેઠાં, અતિ અનુપમ અંગ. ૮
રામજીએ જાનકીને, બેસારી ઉછંગ;
વાહાલાજીએ વેણી ગુંથી, હૃદે આણી રંગ. ૯
ગેરૂ મનશિલ ધાત બીજી, અને(ક) તારી આલ;
નાના વિધ ચિત્રામ કીધાં, ભામનીને ભાલ. ૧૦
હાસ્ય કૈતક કોટિ કીધાં, વિવિધ પેર વિનોદ;
રામ સીતા રમ્યાં રંગે, મનમાં પામ્યાં મોદ. ૧૧
જાનકી તું જીવન મારૂં, પ્રાણથકી અદકી પ્રીત;
સીતા તું મુને સાચું કહેજે, હું તને પૂછું રસરીત. ૧૨
અયોધ્યામાં સુખ હતું કે, અહીં સુખ છે આજ;
રૂડું તને ક્યાં લાગે છે, કહેજે મેલી લાજ. ૧૩
સીતા કહેછે શું કહું, જ્યાં તમો પાસે રામ;
ત્યાં મારે સઘળાં સુખ, શું કરૂં અયોધ્યા ગામ. ૧૪
એમ કહીને વળ્યા પાછા, વીર જોતો હોશે વાટ;
અસુર એવડું ક્યાં કર્યું, અતિ કરશે ઉચ્ચાટ. ૧૫
મઢી સમીપે આવીને, વેગળાં થયાં બેહ;
લક્ષ્મણ રળિયાત થયો, નિકટ આવે નેહ. ૧૫

---

૧૦. ગેરૂ ઇ૦–ગેરૂ મણુશ ધાત બીજી અને તારી આલ. પ્ર૦૧. તારી–તારા તારાવાળી–વરગી. આળ-હરતાળ.

રામજી પછી આરોગ્યા, સીતા કરે ભોજન;
લક્ષ્મણજીએ પ્રસાદ લીધો, પરમ થઇ પ્રસન્ન. ૧૭
ઉગરતું તે ઉગવ્યું, સાચવે સીતા નાર;
જોષ્ટિકા તે કર ગ્રહીને, મરકલાં કરે મોરાર. ૧૮
ઇંદ્રનો એક દિકરો, જયંત જેનું નામ;
જાનકીજીને જોતાં, ઉપન્યો અતિ કામ. ૧૯
વાયસ થઇને આમિષ ખોટે, કરવા લાગ્યો આળ;
જાનકી કહેછે જારે પાપી, ભુવન બીજું ભાળ. ૨૦
તોએ આળ કરતો રહે નહિ, જાનકીને ચઢાવે રીસ;
વળી ઉડે ને આધો આવે, જોતાં શ્રીજગદીશ. ૨૧
સ્તન ઉપર પાપીએ કીધો, ચંચતણો પ્રહાર;
વૈદેહી ત્યાં રોવા લાગ્યાં, વહે શોણિતધાર. ૨૨
રામજી નથી વારતા, મુને કષ્ટ દેછે કાગ;
વડી વારનો કેડે પડયો છે, હદે આણી રાગ. ૨૩
ઉગામે છે લાકડી, સમ સમ ઉડે આપ;
સીતા કહેછે મારૂં સત્ય જાયે, નહિતર દેતી શાપ. ૨૪
વળી ધાઈ આવ્યો જેટલે, સીતા કરે વિલાપ;
ધાઓ લક્ષ્મણ રઘુપતિ, હું પ્રાણ કાઢીશ આપ. ૨૫
રામ સંધ્યા વંદતા'તા, રૂદન કરતી દીઠી નાર;
દર્ભશલાકા વાયસ પર નાંખી, વદન ભાખી માર. ૨૬
વૈશ્વાનરની જ્વાળા સરખી, જાણીએ જમદંડ;
શિવત્રિશૂળ સરખી ત્રણ શલાકા, સહી કરે શતખંડ. ૨૭
આગળયો ઉજાતો જાયે, અપરાધી તે આઘ;
પિતાને તે શરણ આવ્યો, સુરપતિ કહે નહિ સાધ્ય. ૨૮
વિષ ખાધું પાવકમાં પેઠો, બૂડયો ઉડે નીર;
વાઘણે વિડારી ન નાખ્યું, તુજતણું સકળ શરીર. ૨૯
સીતા સિંહણી ને તું શિયાળ, દેવા ગયો આલિંગન;

---

૧૮. ઉગરતું તે ઉગવ્યું-બાકી રહેલા ભોજનની ઘટિત વ્યવસ્થા કરીને સફળ કર્યું. 'ઉતરતું' પ્ર. ૧ લી. ૨૦. આમિષ ખોટે-સીતાના માંસનો સ્પર્શ કરે. ૨૮. સાધ્ય—પ્રતિકાર કરવા જેવો (તું નથી). ૨૯. કેમકે તેં સીતાની મશ્કરી કરી તે વિષ ખાવા બરાબર છે. વાઘણે-સીતારૂપી વાઘણે.

સાપણને મુખ હાથ ઘાલ્યો, મરવા થયું તુજ મન. ૩૦
સીતા કોપી સ્વર્ગ બાળે, રામ કોપ્યા બાળે ત્રિલોક;
સૂતા સિંહને જગાડચો, તું સબળ પામ્યો શોક. ૩૧
રામબાણ છે અનિવારણ, ત્રિલોક પામે ત્રાસ;
મારે પુત્ર પાખે ચાલશે, તેં ઉપાયો ઉપહાસ. ૩૨
જગતમાતાને મળે જઇને, પ્રકટ કીધું પાપ;
ભસ્મ તું કાં કીધો નહિ, દીધો નહિ શે શાપ! ૩૩
મારી કાઢચો મહાપાપિષ્ટને, દેવદૂત વળગ્યા ચાર;
સ્વર્ગથી વેગળો જઈ, મૂક્યો જયંતકુમાર. ૩૪
વળી આવ્યો વરૂણ ભણી, રાખ જળપતિ આજ;
શરણ આવ્યો મારશે, તુને લાગશે અતિ લાજ. ૩૫
અજાણે મેં રામજીનો, એક કર્યો અપરાધ;
ચેષ્ટા કીધી સીતા સાથે, સાધવી જે સાથ. ૩૬
શત વજ્ર સરખી આવેછે, ત્રિશલાકા તતકાળ;
કોટિ અગ્નિ સરખી ભડકે, ઝળકી ઝાળે ઝાળ. ૩૭
અર્ધચંદ્ર કરી કઢાવ્યો, જાણે ચતુર્ભુજનું ચક્ર;
વઢવા આવે વપુવાયસ, વદન જેનું વક્ર. ૩૮
જમે જાણ્યું જેટલે, દંડવડે કરવા લાગ્યો પ્રહાર;
રામશત્રુ મેં રાખ્યો ન જાયે, હોય હાહાકાર. ૩૯
અગ્નિએ આઘો આવવા ન દીધો, ભમિયો સાગર સાત;
ગિરિશૃંગ ઉપર ગુફા ગહ્વર, કુબેરપુર થયો પાત. ૪૦
કુબેરે કાઢચો કઠણ કહીને, આવ્યો બ્રહ્મસદન;
વિધાતા તમો શરણ રાખો, હું તુરાષાડનો તન. ૪૧
બ્રહ્મા કહેછે જારે ભાઇ, તું રાખ્યો ન જાયે શર્ણ;
રામબાણ તે મને મારે, એટલે માગી લીધું મર્ણ. ૪૨
પછે પશુપતિજીને ચરણે લાગ્યો, રાખ્ય શંકર શર્મ;
રામબાણ મને મારવા આવે, જેમ ન મારે મર્મ. ૪૩

---

૩૩. જગતમાતાને ઇ૦—જગતમાતાનેજ મલે જૈઇને. પ્ર. ૧–૨. ૩૭. શત ઈ૦–સત્ય વજ્ર સરખી આવે છે ત્રિશાખા ઈ૦ પ્ર. ૧. ૩૮. અર્ધચંદ્ર કરી–ગળચી પકડીને. ૪૦. કુબેરપુર ઇ૦—કુવેરથપુર થયો પાત. પ્ર. ૧–૨. ૪૧. તુરાષાડ્–ઈંદ્ર.

મહાદેવ કહેછે શરણ જા, રામને આણી રંગ;
શરણાગત વત્સલ પ્રભુ તુને, રાખશે શ્રીરંગ. ૪૪
બીજે દુભવાણો હોય તો રામ રાખે, રામ દુભવ્યો ન રાખે કોય;
રામજી છે સ્વામી સહુનો, જડ જક્તકર્ત્તા જોય. ૪૫
ભક્તવત્સલ પતિતપાવન, દીનબંધુ દયાળ;
અશરણશરણ આનંદ ઘન, શરણાગત કરે સંભાળ. ૪૬
જયંત જઇ પડચો જ્યારે, પુરૂષોત્તમને પાય;
અપરાધી છું રાખો રાઘવ, જાનકી મુજ માય. ૪૭
રામ કહેછે અસ્ત્ર મારૂં, કંઇએ નિષ્ફળ ન થાય;
મેરૂ ચળે ને અગ્નિ ટાઢો, સાગર જો સૂકાય. ૪૮
શરણ આવ્યાને મરણ નહિ, એ માટે આપ તું એક અંગ;
આશા માંહે અંગ તારાનો, હમણાં થાશે ભંગ. ૪૯
કાગ કહેછે જો પાંખ આપું, તો મેં ઉડ્યું ન જાય;
પગ આપું તો પળી ન શકું, નાશ નિશ્ચય થાય. ૫૦
પછે લોચન આપ્યું એક કાગે, કરવા લાગ્યો રૂદન;
જમણી પાસે જણાશે નહિ, કરશે કોય કદન. ૫૧
રામને કરૂણા વસી, બીશ માં વાયસ વીર;
એ ડોળો બેહુ પાસે આવશે, ધરીશરીશ તું ધીર. ૫૨
વાયસ કહેછે ઇંદ્રિસુત હું, જયંત મારૂં નામ;
અપરાધ કોણ ક્ષમા કરે, તમ વિના રઘુપતિ રામ. ૫૩
આજ્ઞા માગી ઉડ્યો વાયસ, સીતા કહે છે શ્વામ !
મહાપાપી કાં મરણ ન પામ્યો, કશે આવશે કામ. ૫૪
રામ કહેછે રાંક રોયો, તુજને કહી સુખવાર્ત;
શરણ આવ્યો મરણ પામે, ઉપજે ઉત્પાત. ૫૫

---

૪૯. આશા ૯૦—આશા માંહે તારાનો પ્ર૦ ૧ આંખ્યોમાં તારાનો ૯૦ પ્ર૦ ૨.

## કડવું ૩૨ મું.

### રાગ દેશાખ.

જો રે લક્ષ્મણ. રેણુ શી ઉડે(છે), શું ભાઇ સેન આવે;
કે ભરત મળવા આવે છે, ભાઇ રૂડા ભાવે. ૧
લક્ષ્મણ ઉંચી ડાળ ચઢીને, અતિ ઉભા થઇ જોય;
હઠ કરી હેઠા ઉતરિયા, તુલા ન કીજે કોય. ૨
ભાઇજી ! એ કૈકેયીસુત, ભરત આવિયો ભૂર;
આણે બાણે તમ દેખતાં, હમણાં કરૂં ચકચૂર. ૩
અશનિ સમ મુજ બાણ તરશાં, અસૃક ભરતનું પાઉં;
વનદેવતાને એનું આમિષ, આપી ઓશીંગણ થાઉં. ૪
વનભૂમિ છાંટી શોણિતે, જોગણી કરશે પાન;
કાયાને કરડી ખાશે, શત શિયાળ ને શ્વાન. ૫
જેની માતાએ વનમાં, તમો વાસ્યા સીતારામ;
તેના સુત તો સામા આવી, શું શુભ કરશે કામ. ૬
આપણને સહાવા આવેછે, કે કરવા સંગ્રામ;
વન કાઢયાનું ફળ પમાડું, હૃદયે મોટી હામ. ૭
રામ કહેછે લક્ષ્મણ તુને, શું ટળી છે સાન;
જે તું કઠણ કહેછે ભાઇ, આણી અતિ અભિમાન. ૮
શું વેર આપણે તે સાથે, જે બાંધવ [લડવા] આવે;
આપણે કાંઈ અવિનય નથી કીધો, જે ભરત ભય જણાવે. ૯
તું કેવળ મારીશ કયમ તેને, શું બાંધ્યા છે તેના હાથ ?
તું એકલો વઢીશ તે સાથે, તે સાથે સેના સાથ. ૧૦
તારો વાંક નહિ કાંઈ વીરા, મુજશુ સાચી પ્રીત;
તે માટે તેને કઠણ કહેછે, સ્નેહતણી એ રીત. ૧૧
સ્વસ્થ થઈ ચઢી જો ઉપર, આવેછે વણ આયુધ;
કે રથ બેશી સેના પ્રેરી, કરવા કારણ યુદ્ધ ? ૧૨

---

રાગ દેશાખ ૪૦–રાગ વૈરાડી પ્ર. ૨. ૨. તુલા ૪૦–જેની તુલા (બરોબરી)માં કોઇને કરી શકાય નહિ એવો લક્ષ્મણ હેઠો ઉતર્યો. ૪. અશનિ–વજ્ર. અસૃક–લોહી.

ભરત મળવા મને આવતો હશે, માને છે મારૂં મન;
એની માએ કહ્યું એટલે, આપણે આવ્યા વન. ૧૩
મને ભરત ઘણું વા'લો છે, તેને શાની રીસ;
ભાઇતણો છે ભક્ત સદાએ, સહી નામશે શીશ. ૧૪
લક્ષ્મણ ઉંચો ચઢીને જુએ, સહુ પાળા પળેછે પાય;
રામ રામ કહેતા અતિ રોતા, વિરહ સહ્યો ન જાય. ૧૫
લક્ષ્મણ કહેછે આયુધ વહોણા, સહુ આવેછે પાળા;
ગાઢે ચરિત્ર તમારાં ગાવા, ફેરવતા જપમાળા. ૧૬
જો લક્ષ્મણ તું રીસ કરતો'તો, સહસા ન કીજે ક્રોધ;
જે કીજે તે વિચારી કીજે, યદ્યપિ તું છે યોધ. ૧૭
એટલે સેના આવતી દીઠી, સામા ચાલ્યા શ્રીરામ;
ભરતે ધાઈ ભાઇને ચરણે, પ્રેમે કર્યો પ્રણામ. ૧૮
રામે ઉપાડીને લીધો, દીધું આલિંગન;
હૈયા સાથ ભારે ભીડયાં, માંહો માંહે મન. ૧૯
વળગ્યા તે અળગા નવ થાયે, રામ કરે રૂદન;
પિતા પિતા કહી રોવા લાગ્યો, કૈકેયીનો તન. ૨૦
રામે મરણ સાંભળીયું રાયનું, મૂર્છાગત મહી પડિયા;
હા હા તાત કહી તેણી વેળા, રામચંદ્ર તે રડિયા. ૨૧
આક્રંદ કરે અંગ પછાડે, નયને વહે નીર ઝરણુ;
ત્રાહ ત્રાહ હું તાતને વિરહે, નથી પામતો મરણુ ! ૨૨
રામ રોતે રોયું સહુકો, નગરનિવાસી જન;
રાણી સઘળી રોવા લાગી, ઢાંકીને વદન. ૨૩
રામચંદ્ર તે અંગ પછાડે, સીતા કરે આક્રંદ;
શ્વશુર કહીને સાદ કરે છે, દીન દામણી મંદ. ૨૪
રામ કહેછે રાજા દશરથ, સુને શીખામણ વા તાત;
જાતાં કાંઇએ મેં ન કહેવાણું, તમ સાથે ન કરી વાત. ૨૫
વસિષ્ઠ ઋષિ વારી રાખેછે, ઘણું દુઃખ કીધે શું હોય;
રામ તુંને રોવું ઘટે નહિ, મન વિમાસી જોય. ૨૬
સપિંડી કર્મ કરો તાતનું, સરિતાએ કીજે સ્નાન;
બ્રાહ્મણ બહુ વર્યા છે આગે, દીજે દક્ષિણા દાન. ૨૭

મંદાકિનીમાં મંજ્જન કીધું, શ્રદ્ધાએ સાર્યું શ્રાદ્ધ;
કૈકેયીએ મનમાં જાણ્યું, મેં કીધો અપરાધ. ૨૮
બ્રાહ્મણને જે સંકલ્પ કીધા, તે મંત્રી પાસે અપાવ્યા;
ભંડારી કોઠારી રાયના, તે સહુ સાથે આવ્યા. ૨૯
ગૌ રથ ને હાથીનાં, દશરથ નિમિત્તે દીધાં માન;
મણિ માણુક મુક્તા હાટક હીરા, આપ્યા બ્રાહ્મણને દેઇ દાન. ૩૦
પ્રાણી માત્ર સહુને સંતોષી, માતા ત્રણ મનાવી;
રોષ તજીને રોતી રાખી; આપોપે ત્યાં આવી. ૩૧
પછે સભા પૂરી સહુ બેઠું, નગરનિવાસી લોક;
રામચંદ્રનું દરશન કરતાં, સઘળો જાયે શોક. ૩૨
નિમેષોન્મિષ રહિત સહુ કો, રૂપ રામનું દેખે;
દરશન દીનાનાથનું કીજે, તે દિન લાગ્યો લેખે. ૩૩
ઝાંખી આંખોમાં આરોપે, હૃદયકમળમાં રાખે;
નયન મીચીને નિર્ગુણ નિરખે, જાણે અમૃતફળને ચાખે. ૩૪
ભરત કહેછે ભાઇને ભુજ જોડી, પ્રજા પિતાની પાળો;
સ્વામિ વિના સદાયે સહુકો, વિરહવેદના ટાળો. ૩૫
રામ કહેછે રાજ્ય છે તારૂં, આપ્યું આપણે બાપે;
માતા તારીએ માગ્યું, અમને અરણ્ય કાઢી આપે. ૩૬
જો તું પ્રજાને નહિ પાળે તો, તુંને લાગશે પાપ;
પૂર્વજ પિતૃલોક નહિ પામે, પરમ પામશે તાપ. ૩૭
ચૌદ વરસ વીત્યા પછી હું, પ્રીતે પાળીશ રાજ;
સૂર્યવંશમાં શ્રેષ્ટ કહેવાઇશ, કરીને ઉત્તમ કાજ. ૩૮
પિતાવચન લોપ્યાનું પાતક, તુંને લાગશે વીર;
હું તો વન વેઠીને પાળીશ, મારૂં મન છે ધીર. ૩૯
ભરત સુણીને પડિયો પૃથ્વી, પ્રાણ તજું હું ભ્રાત;
જો પ્રભુ વન જાવાની, મુજ આગળ કહો વાત. ૪૦
રાજ્યયોગ્ય હું નહિ કહીએ, તમો વન યોગ્ય નહિ રામ;
મને આજ્ઞા આપો વનની, કરૂં તમારૂં કામ. ૪૧

---

૨૮. મજ્જન કીધું–સ્નાન કર્યું. ૩૧. આપોપે ૪૦–જે ત્યાં પોતાની મેળેજ આવી હતી. ૩૪. આખી આંખે માયા રોપે પ્ર. ૧ લી. ઝાંખી–જોઇને.

સ્વામી સેવક પાસે કરાવે, તે સ્વામીએ કર્યું કહેવાય;
ગર્ધવ ઉપર ગુણજ નાખે, ગજપાખર નવ પથરાય;
તમો અરણ્ય ને હું અયોધ્યા, અઘટતું અપાર;
પ્રાણ તજું પણ એ કરૂં નહિ, તમોછો પ્રાણાધાર. ૪૩
માત પિતાને ભ્રાતા તું (વળી), ત્રાતા તું રઘુનાથ;
તુજ વિણ અધક્ષણ જીવું નહિ, નાથ ન મેલો હાથ. ૪૪
મેરૂ ચળે ને સાગર સૂકે, સવિતા શીતળ થાય;
તોએ પિતાવચન હું પાળું, ત્યાં લગે તું રાય. ૪૫

---

## કડવું ૩૩ મું.

### રાગ ધનાશરી.

ભરત કહેછે ભાઇ સુણો રે, મેં ન જાવું ગામ;
અયોધ્યા જાવું નહિ, તમ વિના મેં સ્વામ. ૧

### ઢાળ.

સ્વામી તમ વિના મેં નગર ન જાવું, પુણ્ય અથવા પાપ;
જેણે તમો વન કાઢ્યા, તે શો મારે બાપ. ૨
એમ કહીને પડ્યો ચરણે, રોતો ન રહે વીર;
પ્રાણ તજું પણ ચરણ તજું નહિ, સ્વામી શ્યામશરીર. ૩
જાબાલિ નામે મુનિ મોટો, તે બોલ્યો એણીપેરે વાણ;
માંડ માયા માનુષ થઇ, શું રૂઓ શારંગપાણ. ૪
જગતપિતાને પિતા શો, અજન્માને શી માત;
કપટ કરી કાયા ધરી છે, વેદ ન જાણે વાત. ૫
પુરાણ પુરૂષોત્તમ પરબ્રહ્મ, પૂર્ણ પરમાનંદ;
મનુષ્યચેષ્ટા મેલી ભરતને, અતિ કરો આનંદ. ૬
તને એકે ન લાગે રાઘવ, શુભાશુભ બે કર્મ;
સત્વ રજ તમથી અલગો, મેં જાણ્યો છે મર્મ. ૭
બ્રહ્મા તારો વડો દિકરો તો, દશરથ શેનો તાત;
તું વચન પાળે કહે કોનું, સર્વજ્ઞ તું સાક્ષાત. ૮

ભરત ભલો ભક્ત છે તારો, અનન્યભાવે એહ;
વડી વારનો વિનતિ કરે છે, દુઃખે તજશે દેહ. ૯
અહીં આવ્યા એટલે, પળ્યું તાતવચન;
સ્વજન સહિત વળો તમે પાછા, વળ્યું એટલે વન. ૧૦
કૈકયીએ કહ્યું તે પો'ત્યું, ભલુ ભરતને ભાવે;
સર્વે પ્રજા પીડા પામે છે, રામ દયાળ જે કા'વે. ૧૧
નિંદા તમારી નહિ કરે કો, નગર આવતાં નાથ;
સેવા તમારી સહુકો કરશે, સ્વજન સહોદર સાથ. ૧૨
રામ કહેછે બીજો કોજે, બોલત એવા બોલ;
નિષ્ઠુર વચને નિબ્યું છે, નહિ, ના કહી નીટોલ. ૧૩
શું કહું જે તમે કહોછો, મહામોટા મુનિ જન;
દશરથ ક્યમ પિતા નહિ મારો, જો ધરૂં માનુષતન. ૧૪
હું લોપું તો કોણ પાળે, તાતતણાં વચન;
ધર્મ રાખવા પ્રકટ થયો છું, વંશવિષે પાવન. ૧૫
હું તો મારૂં સત્ય પાળીશ, ન ચળે મારૂં મન;
ભરતને ભાવે તે કરો, આનંદે અનુદિન. ૧૬
વસિષ્ઠ કહેછે પગની, પાવડી આપો પ્રીત;
ભરત તેની સેવા કરશે, રહેશે રૂડી રીત. ૧૭
તમો ન આવો ને ભરત ન જાયે, પ્રજાની શી પેર;
ચૌદ વરસ વીત્યા પછી, વેહેલા આવજો ઘેર. ૧૮
વસિષ્ઠે કુસુમતણી કરી પાદુકા, રામે અડાડયો ચર્ણ;
ભરત આની ભક્તિ કરજો, રામે કહ્યું અશરણશર્ણ. ૧૯
રામ સહુને શીખ દેછે, રાખી કેટલાએક દિન;
જાતાં કોનો જીવ ન ચાલે, લાલચે લોચન. ૨૦
સ્વજન સહુકોને સંતોખી, માતાને દેઈ માન;
આલિંગન દેઈ ભરતને, કરી સહુનું સમાધાન. ૨૧
વળાવીને વળ્યા પાછા, આવિયા આશ્રમ;

---

૧૩. ના કહી૦—મેં નિટોળ (નિશ્ચય) ના કહી છે, માટે તેનાં એવાં નિષ્ઠુર વચન નભત નહિ. ૧૯. અશરણશરણ—(રામનું વિશેષણ).

રામ લક્ષ્મણ અને સીતા, પાળતાં નિજ ધર્મ. ૨૨

હનુમાન નાટકમાં કહ્યું છે, લક્ષ્મણ સીતા રામ;
સાથરે સહુ સેહેજે સૂતું છે, પામીને વિશ્રામ. ૨૩

જાનકી ઉપર પડ્યો છે, લક્ષ્મણજીનો પાણ;
એટલે જાગ્યા રામજી તે, બોલ્યા મધુરી વાણ. ૨૪

સાવધાન થા રે સૌમિત્રી, શું ટળી છે સાન;
જાગ્યો તો જાનકી પાસે, મન થયો ગ્લાનિવાન. ૨૫

એકાંત જઇને આસન વાળ્યું, ધરી બેઠો છે ધ્યાન;
યોગનિદ્રા યત્નમાતા, ઉપાશી અવિધાન. ૨૬

જેહ સ્તવી બ્રહ્માએ આગે, વિષ્ણુવપુથી જેહ;
મધુકૈટભને મારવા, લક્ષ્મણે તેડી તેહ. ૨૭

ઉપાસન કરતાં આગળ આવી, આળસ મોડતી આપ;
અધપડિયાળી આંખો ઉંઘે ભરી, વિશ્વ વિષે જે વ્યાપ. ૨૮

જૃંભાયુક્ત છે વદન જોતું, ડોલતી તે દેવ;
રડથડતી પડતી આગળ આવી, સેવક જાણી સેવ. ૨૯

મોઢે શુ માગ્ય માગ્ય કે'તી, સમર્થો દીધો સાદ;
જગાડી હું કોણ કારણે, ઉંઘ કહેછે ઉલ્લાદ. ૩૦

લક્ષ્મણ કહેછે ચૌદ વરસ તું, રહે મારે પાસ;
નિર્ભય થઇને નિદ્રા કરૂં કયમ, વશીને વનવાસ. ૩૧

રામ ઉંઘે ને હું ઉંઘુ તો, સેવકનો નહિ ધર્મ;
નાથ નિશ્ચિત નિદ્રા કરે, હું સબળ પામું શર્મ. ૩૨

નિદ્રા કહેછે તો હું ન આવું, જો તું જીતે અન્નપાન;
ચોયો જો તું કામ જીતે, ભજે શ્રીભગવાન. ૩૩

લક્ષ્મણ કહેછે તે તજ્યાં ચારે, ચૌદ વરસ ચતુરસુજાણ;
રામની તે કરે સેવા, આજ્ઞા પાળે આણ. ૩૪

ભરત આવી ઉતર્યા, નિર્મળ નંદીગ્રામ;
અયોધ્યાએ ત્યારે જાશું, આવશે શ્રીરામ. ૩૫

---

૨૫. મન–મથમન થયો પશેમાન પ્ર. ૧ મન થયો અશ્વેતવાન પ્ર. ૨. ૨૭. વપુશી–( ઉપજી ). 'વપુપા'–પ્ર. ૨ જી. ૨૯. જૃંભા–બગાસું.

આટે બેસારી પાદુકા, સોનાને સિંહાસન;
છત્ર ચામર આણુ તેની, જણાવે સર્વે જન. ૩૬
આપોપે તે જટાવાળી, કુશતણી કરી કૌપીન;
દર્ભને વસ્ત્રે દેહ ઢાંક્યો, દામણો થઈ દીન. ૩૭
ગજ ભોમ તે ખાડખણી છે, કાંકરા પાથર્યો કોડ;
રામથી હું હેઠો સૂઉં, જગતમાં નહિ જોડ. ૩૮
જેષ્ટિકા કર ગ્રહી આગળ ઉભો, રામપાદુકાનો દાસ;
રઘુનાથની પેરે તેહને માને, ધરી દ્રઢ વિશ્વાસ. ૩૯
ચિત્રકૂટગિરિવાસી વાડવ, ઉચલી સર્વ જાય;
ભૂપતિની કોણ કલ્પ છે, આપણ ન રહેવાય. ૪૦
રામ આડા ફરી વળ્યા, વિપ્રને પૂછે વાત;
ઉચલોછો અમભણી, કે કાંઇ ઉપન્યો ઉત્પાત. ૪૧
તમને ન ગમતા હોઇએ તો (અમો)જઇએ, તમે જાઓછો શામાટ?
અમારો તમને અચો હોય તો, નિકટ માટે નાટ. ૪૨
કે શુંભાવે સહુ સાંચરો છો, ઉત્તર દીજે આજ;
અમ માટે ઉંચલો એ, અમને લાગે લાજ. ૪૩
બીજો કો બોલ્યો નહિ, સૌભર કહે શ્રીરામ;
અમો ઉચલુંછું તમ માટે, તમો કાંઈ કરતા નથી કામ. ૪૪
તમો અવતર્યા છો ઉતારવાને, મહીકેરો ભાર;
અમને રાક્ષસ પીડા પમાડે, તમો ન કરો સંહાર. ૪૫
અણુધની પેરે બેશી રહ્યા છો, આવી આણે ઠામ;
રાક્ષસ અસંખ્યાત હણવા, ક્યારે કરશો કામ. ૪૬
રામ કહેછે રહો તમે, અમો ઉચલુંછું આજ;
નરાક્ષસી પૃથ્વી કરૂં, જુઓ મારાં કાજ. ૪૭
રામ કહેછે લક્ષ્મણ આપણ, જઇએ બીજે વન;
અહીં રહ્યાં ભરત સાંભરે છે, સ્વજન આવે મન. ૪૮
આપણે અહીં જાણ થયાછું, અયોધ્યાના લોક;

---

૪૦. ઉચલી–ઉચાલા ભરીને. ભૂપતિની ઇ૦–( ? ) ૪૧. અમભણી–અમારે લીધે. ૪૨. નિકટ ઇ૦–અમે તમારી નિકટ (પાસે) છીએ માટે નાટ (નિશ્ચય) તમને અમારો કાંઈ અચો (અડચણ) હોય તો અમો જઈએ.

દેશ મળી અહીં આવશે, સર્વે કરશે શોક. ૪૯
અહીં હાથી બાંધ્યા ભરતના, તેની લીદના અંબાર;
તે દેખીને ભરત સાંભરે, વીર વારો વાર. ૫૦
અરણ્યપાત્ર ઉપાડીને, તે વનને કરી પ્રણામ;
અયોધ્યાકાંડ થયું પરિપૂરણ, ત્યાંથી ચાલ્યા શ્રીરામ. ૫૧
અયોધ્યાકાંડ કહે સાંભળે, તેને હોયે વૈકુંઠવાસ;
કર જોડીને વિનવે છે, બ્રાહ્મણસુત ઉદ્ધવદાસ. ૫૨




૫૧. અરણ્યપાત્ર-વનમાંનાં પાત્ર.

# अरण्यकांड.

## કડવું ૧ લું.

### રાગ કેદારો.

શ્રીગુરૂને ચરણે નમું, લખચોરાશીમાં નહિ ભમું;
રંગે રમું રામકથારસ પાન કરૂં રે;
સીતારામ કરૂં નિત્ય ધ્યાન, વેદ કરેછે જેનું ગાન;
ધ્યાન ધરી રહ્યા દેવતા રે. ૧

### ઢાળ.

ધ્યાન ધરી રહ્યા દેવતા, ને સ્તુતિ કરે અપાર;
નિશાચર અતિ પ્રકટ્યા છે, તેનો કરો સંહાર. ૨
ચિત્રકૂટથી રાઘવ ચાલ્યા, દારૂણ વન મોઝાર;
ભયંકર સાવજ બહુ બોલે, જાણો ઠારો ઠાર. ૩
વાઘ સિંહ ને ચીતરા, શૂકર ને શિયાળ;
કોતર માંહે મહાવિષધારી, ઠામ ઠામ બહુ વ્યાળ. ૪
કંથાર બાવળ બોરડી, ને જવાસાનાં વન;
બિહામણી ભોંયરીંગણી, ને કુશ વેધે તન. ૫
ઈંગોરિયાં ને આકડા, બહુ દિસે ભમર વિકાળ;
છાયા વૃક્ષ એકે નવ દેખે, દુઃખ ધરે દીનદયાળ. ૬
એવું જોતા રાઘવ ચાલે, કરે લક્ષ્મણને વાત;
દારૂણ શબ્દ કોણ બોલેછે, વેગે કરજો ઘાત. ૭
એમ કરતાં મહાપવન આવ્યો, અનુપમ અતિ ઘોર;
વંટોળિયો ને દવ દીસેછે, સાવજશબ્દ કઠોર. ૮
જુએ તો એક રાક્ષસ ઉભો, દારૂણ દીસે દેહ;
વિકટ વિષમ ને જીહ્વા મોટી, લોચન વસમાં બેહ. ૯

---

૫. કુશ—દાભ. ૯. વિષમ—વદન પ્ર. ૨. વદનને પ્ર૦ ૩. વસમાં—બીજામાં પ્ર. ૪.

નાસા ગિરિના શૃંગ સરખી, ભુજ તરુની ડાળ;
ઉંચો અતિ આકાશે આવ્યો, જાણે કોપ્યો કાળ. ૧૦
સીતાજીને દેખી રાક્ષસ, મન પામિયો મોહ;
લક્ષ્મણ રામ રહ્યા અતિ પાછળ, પામી પરમ વિછોહ. ૧૧
રાક્ષસ કહેછે રામા તું તો, આણે વન કેમ આવી?
સકળ ગુણ સંપૂરણ શ્યામા, ભલી ભામિની ભવી. ૧૨
દેવકન્યા કે જક્ષકન્યા તું, કિન્નરી છે કોય ?
કે તું વનદેવી દીસેછે, સત્ય બોલજે સોય. ૧૩
એવી નારી નયને ન નિરખી, સુણી નહિ કો કાન;
હવી નથી ને હમણાં નથી રે, શ્યામા તુજ સમાન. ૧૪
આણે વન એકલી કયમ આવી, કો નથી દીસતો નથ;
ભમતી ભૂલી પડીછું વનમાં, શોધતી હીંડે સાથ. ૧૫
સુખ ભોગવવા સરખી દીસે છે, કાં દુઃખ પામે છે દેહ;
વિસ્મય વનપંથ પાળાં પળવું, છારી મળી છે છેહ. ૧૬
પટરાણીપણું પોસાએ તે, દીસે દામણી દીન;
હું તું દેખી મોહ્યો છું, લે' પામી થયોછું લીન. ૧૭
સીતા કહેછે જનકસુતા હું, રામચંદ્ર મુજ સ્વામી;
ભૂલી પડી આણે વન આવી, પરમ આપદા પામી. ૧૮
રાક્ષસ કહેછે જે આ વન આવે, તેનો કરું હું આહાર;
પણ તુજને હું યોગ્ય મળ્યો છું, ભજ જાણી ભર્તાર. ૧૯
ત્રૈલોક્યને હું જીતું એકલો, જક્ષ દૈત્ય ને દેવ;
મનુષ્ય બાપડા માત્રજ કંઇ, સુર સઘળા કરશે સેવ. ૨૦
એમ કરતાં તે જનકનંદિની, વળતી વદે વચન;
ફટરે પાપી મંદમતિ, તારૂં મરવા થયું છે મન. ૨૧
શ્રવણે તેં તો નથી સાંભળ્યું, શ્રીરામતણું તે તીર;
નાશી જારે નહિતર મારશે, તુંને લક્ષ્મણ વીર. ૨૨
સિંહણને સાહ્વા હીંડે છે, શુદ્ધિ વહોણાં શિયાળ;
દોરડા વરાંસે ઝાલેછે, વિષે વરસતો વ્યાળ. ૨૩

---

૧૦. આવ્યો–'આંબો' પ્ર૦ ૩૭. ૧૬. વિસ્મય ઇ૦–તારા સરખીએ વનપંથમાં પાળાં પળવું એ વિસ્મયછે. ૧૭. તું–તુંને. ૨૩. વહોણું(વિહીન)–વિનાનાં.

પાવકમાં પેસે પ્રીતે કે, ઉંડે પાણી પડવા;
કે હિમાચળ હીંડી જાયે, ભૂરપણાથી ભડવા. ૨૪
એવું કહેતાં સીતાજીના, કરે કરી ગ્રહ્યા કેશ;
ઉત્સંગ બેસારી ફ્ટપતિયો, બાળા જોબનવેશ. ૨૫
સીતાજી ત્યાં સાદ કરેછે, ધાઓ ધાઓ શ્રીરામ;
લક્ષ્મણ તું વા'રે ચઢ વીરા, ગાઢે લેછે નામ. ૨૬
આતુર થઈ આક્રંદ કરેછે, પાડે છે અતિ ચીસ;
અંગ આખુંએ ધ્રુજે છે, ત્રાહ્ય ત્રાહ્ય જગદીશ. ૨૭
જ્યમ મૃગલી વ્યાઘ્રને વશ આવી, તન તાલાવેલી થાય;
આંખે આંસુ ચાલેછે, અંગ આખું ભીંજાય. ૨૮
રાક્ષસ કહેછે રહે રોતી, માને મારૂં મન;
પરમ ઐશ્વર્ય તું તો પામીશ, વામીશ વસમું વન. ૨૯
મૂકાવા જે તને આવશે, તેનો કરીશ હું આહાર;
આલિંગન તું દે આનંદે, પ્રેમતણો નહિ પાર. ૩૦
સીતા કહેછે હમણાં તુંને, ભસ્મ કરૂં હું શાપી;
રામસેવાતણું ફળ જાયે, મેલ મેલ તું પાપી. ૩૧
એમ કહીને વૈદેહી તે, રવભર પાડે રીર;
રામ લક્ષ્મણ ઉજાતા આવ્યા, ધનુર્ધારી ધીર. ૩૨
અંતરિક્ષ મારગ રહીને રાક્ષસ, ગાઢે કરેછે નાદ;
જાઓ રે એની આશા મૂકીને, પામી પરમ વિષાદ. ૩૩
જો આઘા આવશો તો, તમને કરીશ હું ભક્ષ;
અહીં આવે તેનો આહાર કરૂં, હું સબળપણે સમક્ષ. ૩૪
રામ કહેછે લક્ષ્મણ પ્રત્યે, કરશું કશો ઉપાય;
હવે આપણ ખરા વગુતા, એ દુઃખ સહ્યું ન જાય. ૩૫
ભાઇ ! આજ પૂરી પો'તી, કૈકેયીની આશ;
આપણને વન કાઢયાનું, ફળ પામી એહ ઉલ્લાસ. ૩૬
સીતા ત્યાંથી મરણ પામશે, હું પણ પામીશ મરણ;
મારે વિરહે તું જીવીશ નહિ, એમ કહે અશરણશરણ. ૩૭

---

૨૫. ફ્ટપતિયો—ભીડયો. ૩૨. રવભર—મોટા શબ્દથી. રીર—ચીસ.

કૌશલ્યા સુણી મરણ પામશે, પછે પો'ચશે આશ;
આ રાક્ષસ કોણ એને ભાગ્યે, આવ્યો આપણ પાસ. ૩૮
વળતો સૌમિત્રી એમ બોલ્યો, એ શું ક્હોછો ભ્રાત;
મુને આજ્ઞા આપો તો, હું કરૂં એનો ઘાત. ૩૯
એક બાણે મરણ પમાડું, તો હું તમારો દેસ;
સેવા કરવા સાથે આવ્યો, આણી દૃઢ વિશ્વાસ. ૪૦
તમને જે જાણતું ન હોયે, તે આગળ એમ ભાખો;
પુરૂષોત્તમ પરબ્રહ્મ પરમાનંદ, દીનભાવ ક્યાં દાખો. ૪૧
કોટિ બ્રહ્માંડ ઘડો ને ભાગો, રાજા રાઘવરાય;
તો એનું શું છે મારવું? તમને ક્ષણુએ ન થાય. ૪૨
વચન સુણીને રાઘવ રીઝ્યા, ભલો ભલો તું ભ્રાત;
મેં તો તારૂં મન ઓળખ્યું, વારૂં કહી તેં વાત. ૪૩
જનકસુતા કલ્પાંત કરેછે, ચઢી રામને રીસ;
આકર્ણાંત એક બાણ મૂકીને, છેદ્યું દુષ્ટનું શીશ. ૪૪
પ્રાણ રહિત તે પડ્યો પૃથ્વીએ, પડછંદો થયો પ્રૌઢ.
ભૂકંપી ને પર્વત ડોલ્યા, દિગપતિ થયા દિગમૂઢ. ૪૫
સાગરે મર્યાદા મૂકી, ઘોર વાયુ વાય;
પછે સહુકો સ્વસ્થ થઇને, રઘુપતિના ગુણ ગાય. ૪૬
દેવે દુંદુભિ વજાડીને, પુષ્પવૃષ્ટિ ત્યાં કીધી;
જય જય શબ્દ કરીને ગાઢે, આશિષ રામને દીધી. ૪૭
સ્વામીજી ભલે માર્યો, દુઃખ જગતને દેતો;
ધર્મતણો વિધ્વંસજ કરતો, પ્રાણ પિયારા લેતો. ૪૮
સીતા રામકને વહી આવ્યાં, આંસુ લૂતાં આપ;
રઘુનાથે દેઇ આશ્વાસના, ટાળ્યો તનનો તાપ. ૪૯
રામે વન નિઃકંટક કીધું, ઉતાર્યો ભૂભાર;
મહાપાપી તે મરણ પમાડ્યો, વરત્યો જયજય કાર. ૫૦

---

૩૮. આશ પો'ચશે—(કૈકેયીની). ૪૧. તમને ૪૦—'તમને તે જણાતું હોયે' પ્ર. ૭ જી. ૪૨. તો ૪૦—તો એને મારવો એ તમારે શી વિસાતમાં છે? ૪૮. વિધ્વંસ—નાશ. પિયારા—પારકા. ૪૯. લૂતાં—લો'તાં.

## કડવું ૨ જું.

### રાગ ગોડી.

વધ કીધો તે રાક્ષસ તણો, મહિમા મહીમંડળમાં ઘણો;
રાક્ષસના તનથી દિવ્ય દેહ, પ્રકટ થયો અતિ સુંદર તેહ. ૧
અંતરિક્ષ માર્ગે ઉભો રહી, વાણી વદને એવી કહી;
ધન્ય ધન્ય રાજીવદળલોચન, ધન્ય ધન્ય કૌશલ્યાતન. ૨
જય જય જય દાશરથી રામ, પૂરણ બ્રહ્મ તું પૂરણકામ;
ઈંદીવરઘનસુંદરશ્યામ, નિત્ય નિરંજન નિર્મળ નામ. ૩
જય જય જનકસુતાના પતિ, કર જોડી કરે વિનતિ;
કાકુત્સ્થ કોશલેંદ્ર કરૂણાળ, દીનાનાથ તું દીનદયાળ. ૪
ભૂધર ભક્તવત્સલ ભગવાન, પીતાંબર કીધાં પરિધાન;
જય જય જાનકી જગન્માત, વેદ વિદ્યા વાણી વિખ્યાત. ૫
જય જય સૈમિત્રે શેષનાગ, પૂજે પરમ પુરૂષના પાગ;
તમ ટાળી કર્યો મારો ઉદ્ધાર, બૂડતો કોણ પમાડે પાર. ૬
જનકનંદિની મારે માત, કપટતણી નવ જાણું વાત;
જો હું કરૂં નહિ સીતાનું હરણ, પ્રભુ તમે કયમ પમાડો મરણ. ૭
અપરાધ કીધા વિના નવ હણો, જેને પોતાનો કરી ગણો;
મારી મુક્ત પમાડયો સહી, તમ તુલા તો કીજે નહિ. ૮
વૈરભાવ વિશેષે કરી, તમે કૃપા કરો શ્રીહરિ;
વડી વારનો જોતો વાટ, આવ્યા નહિ અતિશે ઉચ્ચાટ. ૯
મારગ રૂંધી આણે વન, રહ્યો પ્રભુ મોહ પામી મન;
રાઘવ પૂછે થઈ રળિયાત, કહે કુણ છે તારી જાત. ૧૦
શામાટે જોતો'તો વાટ, સીતાહરણ કર્યું શામાટ ?
વિરાધ કહેછે [ખરી] વિશ્વાસ, તમો પ્રભુ ને હું તો દાસ. ૧૧
તમતણું પામી દરશન, જાતિસ્મૃતિ હુઈ મુજ મન;
પૂર્વજન્મતણી કહું કથા, તમ પ્રત્યે સ્વામી સર્વથા. ૧૨

---

૪. કાકુત્સ્થ–કકુત્સ્થ રાજાના વંશના–રામ. કોશલેંદ્ર–કોશલ (અયોધ્યા) દેશના રાજા. ૬. તમ–તમોગુણ. ૮. મુક્ત–મુક્તિ(ને). ૧૧. વિરાધ–રામે મારેલા રાક્ષસનું નામ.

આગે હું તો હુતો દેવ, સુરપતિતણી ત્યાં કરતો સેવ;
સુદેવ એવું મુજ અભિધાન, વિનય વપુ બે વારૂ વાન. ૧૩
પળતો બેશી દિવ્ય વિમાન, અપ્સરા આગળ કરતી ગાન;
એવે આવ્યો ગંગાતીર, સુરસરિતા વહે નિર્મળ નીર. ૧૪
સ્થૂલશિરા નામે મહામુન્ય, દેહ દમતો'તો પોતે પુણ્ય;
તેને દેખીને હું હસ્યો, રૂપતણો ગર્વ મન વસ્યો. ૧૫
આ માએ જણ્યો સુત કરી, મેં વાણી એવી ઉચરી;
ઋષિ ખીજ્યા વાણી સાંભળી, મુજ પ્રત્યે બોલ્યા એમ વળી. ૧૬
જા તું દેહ પામે રાક્ષસી, મનમાં એ ઉત્કંઠા વસી;
પોતાની કાયા જો સ્તવી, અંગતણી ઉપમા કહી નવી. ૧૭
મારી જો તેં નિંદા કરી, રાક્ષસ તું અવતરજે મરી;
પછે હું જઈ લાગ્યો પાય, મને કૃપા કરો ઋષિરાય. ૧૮
મેં કીધો મોટો અપરાધ, આપ વખાણી નિંદા સાધ;
કાંઈએ મુજ થાશે ઉદ્ધાર, સેવક જાણી કીજે સાર. ૧૯
કરૂણા કરી ઋષિ વાણી વદે, વીરા દુઃખ પામીશ મા હૃદે;
રામચંદ્ર ધરશે અવતાર, હરવા ભૂમિતણો ત્યાં ભાર. ૨૦
પિતાવચનથી વન આવશે, ત્યારે તુંને દરશન હશે;
સીતાતણું તું હરણ કરીશ, રામતણો તું માર્યો મરીશ. ૨૧
ત્યારે તું દિવ્ય દેહ પામીશ, રાક્ષસપણાનું દુઃખ વામીશ;
તે માટે તે સાચું થયું, તમ દીઠે દુઃખ સઘળું ગયું. ૨૨
એમ કહી થયો અંતરધાન, ત્યાંથી ચાલ્યા શ્રીભગવાન;
આવ્યા અત્રિને આશ્રમ, ચોપાગે જ્યાં વરતે ધર્મ. ૨૩
વિદ્યાર્થીએ જઈ કીધું જાણ, પધાર્યા છે પુરૂષપુરાણ;
પૂજાપો લેઈ પરવર્યા, અત્રિ ઋષિ સામા સંચર્યા. ૨૪
આસન આપ્યું પૂજા કરી, વિનયવચન વાણી ઉચરી;
રામચંદ્ર જઈ લાગ્યા પાય, આશિર્વાદ દેછે ઋષિરાય. ૨૫

---

૧૩. વિનય૦—"વને વપુ પે વારૂ વાન" પ્ર. ૩ જી. ૧૫. પુણ્ય-પુણ્ય-ાન. ૧૭. સ્તવી—વખાણી. ૧૯. આપ-પોતાને. ૨૩. ચોપાગે—ચાર પગ સહિત. સત્ય, દયા, અચૌર્ય અને અહિંસા એવા ધર્મના ચાર પગ કહેવાય ે. અર્થાત્ સત્યાદિ અવયવવાળો ધર્મ ત્યાં વરતતો હતો.

જનકસુતા જઇ ચરણે નમી, વૈદેહી મુનિને મન ગમી;
ભલી ભલી તું સીતા સતી, તારી તો છે નિર્મળ મતિ. ૨૬
તું શુદ્ધ મને સેવે પતિ, તુંમાં દોષ ન દીસે રતિ;
ભુવનતણાં સુખ સઘળાં તજી, શ્રીરામચંદ્ર ભાવેશુ ભજી. ૨૭
ભલો ભલો રે લક્ષ્મણ વીર, વીરા તેં મન રાખ્યું ધીર;
સંસારસુખ સઘળાં પરહરી, રામભક્તિ મન નિશ્ચય કરી. ૨૮
કુશળ પ્રશ્ન કીધું ઋષિ જન, વળતા બોલ્યા રામ વચન;
પિતાવચન પાળવા વન, નીસરિયો દૃઢ રાખી મન. ૨૯
સ્વામીજી કરવા દરશન, આવ્યો અહીં થાવા પાવન;
ઋષિ કેહેછે રૂડું કીધું રામ, કરવા અમતણાં સર્વ કામ. ૩૦
માયાએ મનુષ્યનું રૂપ, પ્રકટ થયા છો અકળસ્વરૂપ;
અવિદ્યાનો કરવા અંત, ભલે પધાર્યા શ્રી ભગવંત. ૩૧
કોણ પિતા કોણ તારે માત, જેની વેદ ન જાણે વાત;
નિત્ય નિરંજન નિર્મળ સહી, વ્યાપક પૂરણને પેખે નહિ. ૩૨
સત્ય સનાતન સમર્થ સ્વામ, વૈકુંઠવાસે વસિયા નામ;
ધર્મ રાખવા કેરે કાજ, ચાલ્યા તન તજીને રાજ. ૩૩
અમો કંઇ કાળના દમિયે દેહ, આશા કરી બેઠાછું એહ;
સાધુતણી અનુકંપા કરી, દર્શન દેવા આવ્યા હરિ. ૩૪
બ્રહ્માદિકને દુર્લભ તમો, તે પ્રત્યક્ષ પામિયા અમો;
હવે અમારે કાંઇ કર્તવ્ય નથી, જોતાં વેદ પુરાણે કથી. ૩૫
સાધન સઘળાં સમ્યક્ થયાં, તમ દર્શન દીઠે દુઃખ ગયાં;
અત્રિ કહે સાંભળિયે રામ, એટલું તમો ત્યાં કરવું કામ. ૩૬
રાક્ષસતણો ભય ભારે સહી, તાપસ કો ન શકે અહીં રહી;
દેહદમન કરી નવ શકે, પામે ત્રાસ ભય રાક્ષસથકે. ૩૭
રામ કહેછે રાક્ષસ રણ હણું, તાપસને દુઃખ દેછે ઘણું;
પૃથ્વી કરવી નીરાક્ષસી, રીસ એ ઉપર અતિ વશી. ૩૮
એટલાને કાજે અવતાર, લીધો છે હરવા ભૂભાર;
વચન સુણી રીઝયા ઋષિજન, તમને ઘટે એમ જગજીવન. ૩૯
ઋષિ કહેછે સુણ સીતા સતી, તારી ગત નવ જાણે જતિ;
યોગમાયા તું તો ભગવતી, શ્રેષ્ઠ કરવા થાયે છે સતી. ૪૦

૩૧. રૂપ—રૂપ(લેઇને). ૩૪. અનુકંપા—દયા. ૩૮. નીરાક્ષસી—રાક્ષસ વિનાની. ૪૦. શ્રેષ્ઠ ઈ૦—તું સતીને શ્રેષ્ઠ કરવાને થાય છે.—પ્રકટે છે.

અનસૂયા નામે મુજ નાર, એ બેઠી છે એટે દ્વાર;
આસનવાળીને એ આપ, જપે છે અતિ અજપા જાપ. ૪૧
તે તો છે શુદ્ધ સાધવી, એની વાત એક છે અવનવી;
એક શિલા ઉપર દશ સહસ્ત્ર વર્ષ, બેશી રહી અતિ આનંદ હર્ષ. ૪૨
ક્ષુધા તૃષા ને નિદ્રા તજી, યોગતણી સંપત્તિ સર્વે સજી;
બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવ, આગળ આવ્યા અવશ્યમેવ. ૪૩
માતાજી માગો વરદાન, અમો ત્રણે દેવ થયા તુષ્ટમાન;
અનસૂયા કહે વર આપો આજ, માગું જે મારે છે કાજ. ૪૪
તમસરખા તીવ્ર ત્રણ તન, મુજ થકી થાય ઉત્પન્ન;
અમ સરખા બીજા નવ મળે, જે દીઠે દુઃખ સઘળાં ટળે. ૪૫
અમો ઉદરે ધરશું અવતાર, તમારા કા'વીશું કુમાર;
ચંદ્રમા બ્રહ્માનો અંશ, જે થકી વાધ્યો સોમવંશ. ૪૬
દત્તાત્રેય વિષ્ણુનું તેજ, તાપસ રૂપ ધર્યું ધરી હેજ;
દુર્વાસા તે તો ત્રિપુરાર, જેણે દૈત્ય મનાવ્યા હાર. ૪૭
તે અનસૂયાને કરો નમસ્કાર, આશિષ દેશે પ્રેમે અપાર;
વચન સુણી ઉત્કંઠા થઇ, સીતા અનસૂયા કને ગઇ. ૪૮
દંડવત્ ત્યાં કર્યો પ્રણામ, પોતાનું સંભળાવી નામ;
સીતાને આવી સાંભળી, અનસૂયાને ઉપની રળી. ૪૯
આધી આવ દેઉં આલિંગન, તુજ ઉપર છે મારૂં મન;
સીતાના સાહીને પાણ, અનસૂયા કહે અમૃત વાણ. ૫૦

---

## કડવું ૨ જું.

### રાગ ગોડી દોહરી.

અનસૂયા કહે જનકસુતા, કહે તારી ઉત્પત્ત જી;
રામ સ્વામીને તું કેમ પામી, જેની ઉત્તમ મત્ય જી. ૧
તારો વિવાહ વિસ્તારી કહે મને, સાંભળવા અતિ પ્રીત જી;
ઘણા કાળની ઇચ્છતી હતી, રૂડી થઈ એ રીત જી. ૨
સીતા કહેછે વૃદ્ધ તાપસી, સાંભળ સાચી વાત જી;
મહી શુદ્ધ કરવા હળ ખેડતો'તો, જનક મારો તાત જી. ૩
એટલે હું તો હળે વળગી, પ્રકટ થઈ દિવ્ય દેહ જી;

પિતાએ હું પ્રત્યક્ષ દેખી, પાળી અંતર નેહ જી. ૪
પછે પણ કીધું અતિ પ્રૌઢું, જે ચઢાવે શિવ ચાપ જી;
તેને હુ સીતા પરણાવું, આનંદેશું આપ જી. ૫
વિશ્વામિત્ર સંઘાતે આવ્યા, બળિયા લક્ષ્મણ રામ જી;
રાઘવજીએ ધનુષ્ય ચઢાવ્યું, મોટું કીધું કામ જી. ૬
મેં વરમાળા ઉર આરોપી, સમસ્ત દેખતાં રાય જી;
વલખાં વદન કરીને તેતો, રાજા સઘળા જાય જી. ૭
પછે હું રામને પામી, વિરહવેદના વામી જી;
બાર વરસ ત્યાં રહ્યા અયોધ્યા, સાચે મન સેવ્યો સ્વામી જી. ૮
પિતુવચન વન ચાલ્યા રઘુપતિ, હું પણ આવી સાથે જી;
સુમિત્રાસુત સેવા કરવા, ધનુષ્ય બાણ ગ્રહી હાથે જી. ૯
અનસૂયા અતિ આનંદ પામી, સુણી સીતાની વાણી જી;
આઘી થઇ આનન અવલોકે, પ્રેમે સાહી પાણી જી. ૧૦
આલિંગન દેતાં અતિ આંખે, હર્ષાશ્રુ વહે ધાર જી;
તેણે કરીને સીતા અંઘોળાવી, અભિષેક દેવા અપાર જી. ૧૧
મુખચુંબન ખોળે બેસાડી, વળી વળી પૂછે વાત જી;
જરાજીર્ણું ડોશી દીસે છે, મળી જાણે માત જી. ૧૨
ઉગટ આપ્યું અતિ અનુપમ, દિવ્ય દીપતું દેહ જી;
માર્જન કરવાને માતાએ, આણી અંતર નેહ જી. ૧૩
એક ચુંદડી ઓઢવા આપી, તેહ કહીંએ નવ ફાટે જી;
રંગ કહીંએ નવ જાયે તેનો, તે ગમ કીધા માટે જી. ૧૪
કુંકુમ અતિ આનંદે આપ્યું, કરવા તન લેપન જી;
બીજાં આભરણ સઘળાં આપ્યાં, માતા થઈ પરમ પ્રસન્ન જી. ૧૫
કમળતણી એક માળા આપી, જે કહીંએ ન કરમાય જી;
કનકતણાં કમળ છે સઘળાં, ગંધ કહીંએ નવ જાય જી. ૧૬
ઉગતા આદિત્ય જેવાં રાતાં, જાતા સહુ કો જાણે જી;

---

૭. વલખાં—(વીલક્ષ) વીલાં. ૧૦. આનન—મુખ. (ઘરડાં માણસ લગાર દૂર થઇને જુએછે એ પ્રસિદ્ધ છે) સ્વભાવોક્તિ. ૧૧. અંઘોળાવી—(આંસુથી) નવરાવી. ૧૨. જરાજીર્ણ—વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગયેલી. ૧૩. ઉગટ—ઉદ્વર્તન—શરીરે ચોળવાનો વાનો. ૧૪. ગમ—તે તો પ્રસિદ્ધ માટે જી.પ્ર.૨.

ભ્રમર ભમે બીજાં વન મે'લી, જોતાં જગત વખાણે જી. ૧૭
કંચુકી અતિ કોમળ આપી, પે'રાવ્યું નૌતમ ચીર જી;
ચૂડો ચોળી ચીર ચુંદડી, સોહે સકળ શરીર જી. ૧૮
ભાલ તિલક કસ્તુરી કેરૂં, માંગે ભર્યું સિંદૂર જી;
અંગે સીતાને શણગારી, સુખસાગરનું પૂર જી. ૧૯
જાનકી રામ સમીપે આવી, આનંદ પામજો આજ જી;
શણગારીને શીખજ દીધી, સજી મન્મથસેન સમાજ જી. ૨૦
રામજી સીતાને દેખીને, પામ્યા અતિ આનંદ જી;
ચકોરની પેરે ચિત્ત વિરહી, સીતામુખ અંબુજ ચંદ જી. ૨૧
કો કહેશે કેવા દીસેછે, ઉપમા કહી ન જાય જી;
શેષ સરીખા કોટિ મળે તો, વર્ણન ત્યાં નવ થાય જી. ૨૨
એકજ ઉપમા ઉપની મને, જેવા સીતા રામ જી;
લક્ષ્મીનારાયણ સરખા છે, એહ જુગલનાં નામ જી. ૨૩
અત્રિ ઋષિએ આજ્ઞા દીધી, ઉઠો સંધ્યાકાળ જી;
મઢી એક મનોહર આપી, રહેવાને તતકાળ જી. ૨૪
માંહે પો'ળું પાથર્યું છે, પાવન પરમ પરાળ જી;
સીતા રામ પ્રવેશ પામિયાં, જાણે મત્ત મરાળ જી. ૨૫
કામદેવનું કોણુ ગજું, રતિ તે કોણુ માત્ર જી;
સીતા રામ સરવ સુખ પામ્યાં, ભુજપાટ ભીડી ગાત્ર જી. ૨૬
ચાર પહોર તે ચુરડામાં, કીધાં કૌતક કોડ જી;
જગતમાં મળે નહિ કહીંએ, જોતાં જેવી જોડ જી. ૨૭
બ્રાહ્મમુહૂર્ત્તે ઉઠયા રઘુનંદન, નિત્યકર્મ ત્યાં કીધાં જી;
અત્રિતણે ત્યાં આસન આવ્યા, માન મોહ બહુ દીધાં જી. ૨૮
રાઘવ કહેછે રાક્ષસનો ક્ષય, મેં કરવો મહારાજ જી;
અવનિએ અવતાર ધર્યો છે, એહજ કરવા કાજ જી. ૨૯
સીતાજીને આશ્વાસના, અત્રિએ કીધી અપાર જી;

---

૨૦. સજી ઇ૦–મનમથ (કામ)ની સેનના સમાજની પેઠે સજી. ૨૩. એકજ ઇ૦–મારા મનમાં એકજ ઉપમા આવેછે. ૨૭. ચુરડામાં–'ઓરડામાં' હશે (?) ૨૮. બ્રાહ્મમુહૂર્ત્ત–પાછલી બે ઘડી રાત હોય તે વખતે. 'બ્રહ્મમૂર્તિ' પાઠ લેખક દોષ જણાય છે.

લક્ષ્મણુની પ્રશંસા કીધી, શીખ દીધી ત્યાં સાર જી. ૩૦
ત્યાં થકી ત્રણ જણ ચાલ્યાં, વિવિધ જોતાં વન જી;
શરભંગ ઋષિને આશ્રમ આવ્યાં, પેખીને પાવન જી. ૩૧
રામચંદ્ર કહેછે લક્ષ્મણને, અહીં ઉભા રહીએ આજ જી;
શરભંગ ઋષિને કાંઇક કહેવા, આવ્યો છે સુરરાજ જી. ૩૨
બે જણ એકાંત બેઠા હોય, કાંઈ એક કરવા વાત જી;
ત્યાં ત્રીજે કદીએ જાવું નહિ, સાંભળ સાચું ભ્રાત જી. ૩૩
સીતાપતિ કે' શાને જઇએ, સુરપતિને સંનિધાન જી;
અમર સહુ અવનિ આવ્યા છે, વિલંબ્યા વિમાન જી. ૩૪
મુહૂર્ત માત્ર પૂછે તે સહુને, શરભગે દીધી શીખ જી;
એવું કરજો જે રાક્ષસી સઘળી, માગતી હીંડે ભીખ જી. ૩૫
હવે રામચંદ્ર ત્યાં આવ્યા, મુનિએ દીધાં માન જી;
પૂજા કરીને આસન આપ્યું, સંતોષ્યા ભગવાન જી. ૩૬
રામ સીતા ને લક્ષ્મણ ત્રણે, પ્રેમે લાગ્યાં પાય જી;
આશિર્વચન ઋષિ દેતા, હૈયે હરખ ન માય જી. ૩૭
શરભગ કહે છે જનકસુતાપતિ, પુણ્યતણો નહિ પાર જી;
જે તમો આણે આશ્રમ આવ્યાં, જગજીવન જગદાધાર જી. ૩૮
પુણ્ય વિના પામે નહિ કોયે, જો કોટિ કરે ઉપાય જી;
બ્રહ્માદિકને દર્શન દુર્લભ, શિવ સરખા ગુણ ગાય જી. ૩૯
દીન જાણી દયા મન આણી અહીં આવ્યા અવિનાશ જી;
ઘણા દિવસના અમો ઇચ્છતા, પ્રભુ બેસવા પાસ જી. ૪૦
જે તમ આગળ ધરિયે વિનતિ, નેહ ધરીને નાટ જી;
આણે માર્ગે આશ્રમ કરીને, અમો રહ્યા એટલા માટ જી. ૪૧
ઇંદ્ર અહીંઆં આવ્યો હતો, કહેવા કાંઇએક કામ જી;
સીતાપતિ તો વન નીસરિયા, અહીં આવશે રામ જી. ૪૨
ત્યારે તમો ત્યાં કૃપા કરીને, કહેજો કશાં વચન જી;
રાક્ષસ માત્રને મરણ પમાડો, રાજિવદળલોચન જી. ૪૩
ત્રણ લોકને ત્રાસ પમાડે, એવો રાવણ રાય જી;
અમારૂં સરસ્વ લીધું છે, કોણે દળ્યો ન જાય જી. ૪૪

---

૩૨. સુરરાજ-ઇંદ્ર. ૩૪. સન્નિધાન-પાસે.

અમો એ અમારે કાજે, કરૂં વિનતિ એક જી;
વિચારથી રાક્ષસે ખાધા, આગળ હતા અનેક જી. ૪૫
કુશ લેવા ને સ્નાન કરવા, એમ જાતાં કહીં ખાધા જી;
કરડીને કડકા કંઇ નાખ્યા, વળતા તે નવ લાધ્યા જી. ૪૬
મારે તપોબળે કરી હજી, અહીં લગી રાક્ષસ ના'વે જી;
મળે તેને મારી ખાયે, જમને સદન ચલાવે જી. ૪૭
રઘુપતિ કહેછે નિશાચરને, મરણ પમાડું માંડે જી;
રાક્ષસી સઘળી રોતી દેખાડું, રડવતી તે રાંડે જી. ૪૮
શરભંગે સઘળી પૂછી, વન વસ્યાની વાત જી;
મનુષ્ય માટે માની લ્યો છો, નહિતર શાનો તાત જી। ૪૯
અજન્મા તમો આદિ કર્ત્તા છો, વિધાતા છો વીર જી;
તો તો તમને શીખામણ શી, સ્વામી સ્યામશરીર જી. ૫૦

---

## કડવું ૪ થું.

### તાલ જીતમાન.

શરભંગના આશ્રમથી ચાલ્યા, સુતીક્ષ્ણને આશ્રમ આવ્યા જી;
વિદ્યાર્થી સંઘાતે કા'વ્યું, ભૂધરજી મન ભાવ્યાજી. ૧
પૂજાપો લેઇ પરવર્યા, સામા સુતીક્ષ્ણ ઋષિ જી;
કુશળી પ્રશ્ન કીધું રાઘવને, કરી સમાધાન સમક્ષ જી. ૨
સ્વામી શિષ્ય સાથે શે કાવ્યું ? કાં આવ્યા નહિ આપ જી;
દર્શન તો હું વે'લું પામત, વામત સઘળો તાપ જી. ૩
રામ પગે લાગી એમ કહેછે, મૂકું કયમ મરજાદ જી ?
આજ્ઞા વો'ણો ઘરમાં કયમ આવું, વિના કીધે સાદજી. ૪
સુતીક્ષ્ણ કહેછે રાઘવજી, ધર્મ ધુરંધર નામ જી;
સૂર્યવંશ વિષે અવતરિયા, સુરનાં કરવા કામ જી. ૫
વચન પાળવાને વન વસિયા, ધર્મ પાળવા ધીર જી;
અધર્મનો ઉચ્છેદ કરવા, ધરિયું મનુષ્ય શરીર જી. ૬
સ્વામી રાક્ષસનો ભય ભારે, દમી શકીએ નહિ દેહ જી;

---

૪૭. સદન-ઘર. ૪૮. માંડે-માંડ માંડ યુદ્ધ કરીને.

યજ્ઞ કાર્યે કાંઇ કરી શકીએ નહિ, પીડા પમાડે તેહ જી. ૭
કુશ લેવા કો જઇ શકે નહિ, વેદ ભણી ન શકાય જી;
શબ્દ સાંભળી રાક્ષસ આવે, સહુને મારી ખાય જી. ૮
વિનતિ કીજે કો આગળ, તમટાળી રઘુનાથ જી;
ભવસાગર માંહે બુડ્યા છું, હરજી દેઇએ હાથ જી. ૯
અહીં રહી શક્યા (છીએ) તે તપોબળે કરી, નહિતર રહ્યું ન જાય જી;
તમટાળી કાંઇ નથી દીસતો, જીવ્યાતણો ઉપાય જી. ૧૦
તમારૂં અજાણ્યું શું છે, જે તમ આગળ કહીએ જી;
આશાએ કરી દિવસ આટલા, દુઃખ સુખ સહી રહીએ જી. ૧૧
સ્વર્ગતણું તેડું આવ્યું હતું, બેસો દિવ્ય વિમાન જી;
મેં જાણ્યું અહીં રામ આવશે, સુંદર સ્યામળવાન જી. ૧૨
દર્શન દુર્લભ દે સુરને, કો પામે નહિ પુણ્ય પાખે જી;
વામન તાડતણું ફળ વાંચ્છે, તે આવ્યા વણ કયમ ચાખે જી. ૧૩
રામ કહેછે સુતીક્ષ્ણને, એ પ્રતિજ્ઞા પ્રૌઢ જી;
નરાક્ષસી પૃથ્વી કરવી, એ મારી ગતિ ગૂઢ જી. ૧૪
અહીં આગળ આશ્રમ કો'નો છે, કોતો જોવા જઇએ જી;
વિદ્યારથી સંઘાતે મોકલો, પેખી પાવન થઇએ જી. ૧૫
આજ્ઞા માગી આશ્રમ જોવા, ત્યાંથી ચાલ્યા રામ જી;
શિષ્ય બે સાથે મોકલિયા, દેખાડવાને ઠામ જી. ૧૬
લક્ષ્મણ સાથે વારતા કરતા, શિષ્ય સાંચર્યા બેહ જી;
સીતા રામ થયાં એકલાં, વાત નીસરી નેહ જી. ૧૭
જનકસુતા કહેછે રઘુનંદન, મુને ચિંતા મોટી જી;
તમે પ્રતિજ્ઞા કરો છો સઘળે, એ વાત તો ખોટી જી. ૧૮
તમો એકલા કેમ મારશો, રાક્ષસ કોડાકોડ જી;
વચન તમારૂં જો મિથ્યા થાશે, તો લાગશે ખોડ જી. ૧૯
તમો તો કંઇ રાજા છો નહિ, જે લાગશે લાજ જી;
ઘણા સંઘાતે બંધન કર્યાનું, શું છે તમારે કાજ જી. ૨૦
સેન વહોણા શી પેરે તમો, કરશો તેશું યુદ્ધ જી;
રાક્ષસ માયા રચી જાણે, કાળ સરીખા શુદ્ધ જી. ૨૧

---

૯. તમટાળી—તમને મૂકીને. ૧૩. વામન—વામાંગતણું ફળ વાંછે. પ્ર. ૧. 'વામન ગંગતણું ફળ વાંચ્છે' પ્ર. ૨ જી.

છળ કરીને દગો દેશે, અણચિંતવ્યા કહીં આવી જી;
પછે મારી શી પેર થાશે, કે'શે ભલે બીખાવી જી. ૨૨
આયુધ સઘળાં અળગાં મૂકી, તાપસનો ધરી વેષ જી;
દોહ્યલે સોહ્યલે દિવસ નિર્ગમો, ચૌદ વરસ વિશેષ જી. ૨૩
રડવડતા હીંડોછો શાને, કહીંએક રહીએ બેશી જી;
જેમ રાક્ષસ કો જાણે નહિ તેમ, ગિરિ ગહવરમાં પેશી જી. ૨૪
પછે તમો ત્યાં રાજ્ય પામીને, સેના લેઇને સાથ જી;
કહોછો તે કરજો સર્વ સાચું, સ્વામી શ્રીરઘુનાથ જી. ૨૫
વિધવાપણા ભાગી બીહુછું, ધિઃક નારીનો દેહ જી;
જોબનપણે જો સ્વામી ન હોયે, દૈવે દીધો છેહ જી. ૨૬
પછે પ્રાણ તજીશ કયમ મારા, અબળા બળ નહિ પાસ જી;
એવાં સરખું હોય ત્યારે, પેહેલાં મારો કરજો નાશ જી. ૨૭
વચન સુણીને વ્યાકુળ થઇછું, તમને કાંઈ ન કહેવાય જી;
બ્રાહ્મણ કહેછે રાક્ષસ મારો, તેનું કાંઇએ ન જાય જી. ૨૮
મને તો મારી ચિંતા છે, તમ વિના નહિ નાથ જી;
સેવા કરવાને આવી છું, સ્વામી તમારે સાથ જી. ૨૯
કમળ પ્રાયે કોમળ છે, પ્રભુ તમારી કાય જી;
રાક્ષસવપુ વજ્ર સરીખાં, તે કયમ જીત્યાં જાય જી. ૩૦
એ ઘણા મળી તમ એક ઉપર, પ્રૌઢા કરશે પ્રહાર જી;
(તેથી) મારૂં મન મોહ પામેછે, સ્વામી કીજે સાર જી. ૩૧
એમ કહીને રોવા લાગ્યાં, આંખે વહેછે આંસુ જી;
શ્રીરામ કહેછે જનકનંદિની, શોક ધરેછે કાંસુ જી. ૩૨
મને તું તો નથી જાણતી, માયા મોહિત મન જી;
ક્ષણ એકમાં સરજું ને પાળું, ભાંજું કોટિ ભુવન જી. ૩૩
જન્મ જરા મરણ નહિ મુને, હું છું અભેદ્ય અછેદ્ય જી;
સકળ ભૂત વિષે છું વ્યાપક, વાત ન જાણે વેદ જી. ૩૪
તું પ્રકૃતિ ને હું પુરૂષ છું, કરવા સુરનાં કામ જી;
રાક્ષસ વધ કરવાને કારણ, મેં રામ ધરાવ્યું નામ જી. ૩૫

---

૨૭. અબળા બ૦—કેમકે હું અબળા છું, તેથી પ્રાણ તજવા જેટલું બળ મારામાં નથી. પાસને ઠામે 'વાસ' પાઠ પ્ર. ૩ જી. માં છે.

કૈકેયી પાસે કે'વરાવ્યું, એહ કરવા કાજ જી;
રાક્ષસ વિહોણી વસુધા કરીને, સુખે કરશું રાજ જી. ૩૬
પછે રૂપ દેખાડયું રામે, માન્યું મહિલામન જી;
અન્યોન્યે આનંદ પામ્યાં, વામા વિસમ્યાં વન જી. ૩૭
એટલે તાપસ ને લક્ષ્મણને, મારગ માંહે મળિયા જી;
એકઠા થઈ આઘેરા ચાલ્યા, પંથ પાધરે પળિયા જી. ૩૮
એમ કરતાં એક આગળ આવ્યું, સરોવર શ્રીકાર જી;
માંહે વાજાં વિવિધ વાજે, ગાજે શબ્દ અપાર જી. ૩૯
રામચંદ્ર પૂછે તાપસને, આ અલૌકિક વાત જી;
જોતાં હું વિસ્મય પામુંછું, સ્વામી કહો સાક્ષાત જી. ૪૦
સરોવર સુંદર દીસેછે, નિર્મળ ભરિયાં નીર જી;
મહાનુભાવના મન સરખું, તે ઉંડું અતિ ગંભીર જી. ૪૧
માંહે કનકકમળ વિકાસ્યાં (છે), ભમર કરે છે ગુંજાર જી;
હંસ ચકોર સારસ આરે, શબ્દ કરે છે સાર જી. ૪૨
જળ જાંબુઆં શેવાળ વળ્યા છે, મચ્છ કચ્છનો નહિ પાર જી;
પગથિયાંને પાવઠ મણિમય, કનકમય પાળ પ્રકાર જી. ૪૩
માંહે કો નારી નાચે છે, મધુરાં ગાયે ગીત જી;
ઔર મધુર સ્વર ગ્રામ મૂર્છના, રાગ રાગણી રીત જી. ૪૪
તાલ મૃદંગ ને વીણા વાજે, કહે મુખ થેઇ થેઇકાર જી;
કટિમેખળા ઘુઘરી ઘમકે, કો નાચે છે નિરધાર જી. ૪૫
અહીં અમો પહેલા આવ્યાછું, નથી જાણતા ભેદ જી;
અમને એનું કહોને કારણ, વાણી તમારી વેદ જી. ૪૬
વિદ્યાર્થી કહેછે રઘુનંદન, ભૂત ભવિષ્ય વર્તમાન જી;
અણજાણ્યું કાંઇ નથી તમારૂં, સ્વામી શ્રીભગવાન જી. ૪૭
અમારૂં જાણવું જોવાને, પૂછો છો અતિ પ્રેમ જી;
સાચું ચવાને સંભળાવું, ઋષિ બોલ્યા એમ જી. ૪૮

---

૩૭. વિસમ્યાં—વિશ્રામ પામ્યાં. ૪૩. જાંબુઆં—(અતિ ઉંડાં પાણીમાં આકાશનું પ્રતિબિંબ પડવાથી જાંબુવા રંગનું દેખાતું પાણી). ૪૪. ગ્રામ—સ્વરના સમુદાય. મૂર્છના—એક સ્વરને બીજા સ્વરમાં લેઇ જવો તે. ૪૫. કટિ—'ઘટિ' પ્ર. ૪. થી. ૪૬. પેહેલા—પેહેલવહેલા.

માંડિકર્ણિ નામે મુનિ મોટો, અહીંઆં દમતો દેહ જી;
આ શિલા ઉપર એક આસન, બેઠો પંચ સહસ્ર વર્ષ તેહ જી. ૪૯
ક્ષુધા તૃષા નિદ્રા નહિ નયને, ઇંદ્રિયો જીતી આપ જી;
નિમેષોન્મિષ વરજીત જે જુએ, નિશ્ચલ થઈ જપે જાપ જી. ૫૦
તેને તેજે દેવ દુખી થયા, આવ્યા સુરપતિ પાસ જી;
સ્વામી તાપસ દેહ દમેછે, તેજપુંજ પ્રકાશ જી. ૫૧

---

## કડવું ૫ મું.

### રાગ રામગ્રી.

ઇંદ્રે પ્રેરી અપ્સરા પંચ જી, વશ કરવાનો જાણે સંચ જી. ૧

### ઢાળ.

વશ કરવાનો સંચ જાણે, આણે અતિ અભિમાન;
માંડિકર્ણિના મુખ આગળ, આવી આરંભ્યું ત્યાં ગાન. ૨
એક નાચે એક વીણા વાયે, એક કરે કરતાળ;
એક મધુર મૃદંગ વજાડે, ગાયે ગીત રસાળ. ૩
મુનિનું મન મોહ પામિયું, ઉઘાડ્યાં લોચન;
આલિંગન દેવા આધો થયો, તે કરવા મુખચુંબન. ૪
એવે વિશ્વકર્મા ત્યાં આવિયા, સ્વામી! રચી આપું સદન;
આનંદે ક્રીડા કરો, જેમ માને તમારૂં મન. ૫
માંડિકર્ણિ કહે મારે માટે, એકાંત રચો અવાસ;
વિઘ્ન કો કરી શકે નહિ, કરતાં ભોગ વિલાસ. ૬
વિશ્વકર્માએ માંહી મે'લ રચીને, ઉપર કર્યું તલાવ;
અપ્સરા ને મુંનિ માંહે, ભલા કરે છે ભાવ. ૭
પંચાપ્સરાસર એવું એ, સરોવરનું નામ;
માંહે નાચે પંચ અપ્સરા, દેખી મોહે કામ. ૮
ત્યાં થકી તો વળ્યા પાછા, આવ્યા સુતીક્ષ્ણને આશ્રમ;
મુનિએ માન ત્યાં ઘણાં દીધાં, માંડી પૂછ્યો મર્મ. ૯
રામ કહે સુતીક્ષ્ણ કહો, એક અમને ભાળ;
અહીંથી અગસ્ત્યનો આશ્રમ કેટલે, અમો (ત્યાં) જઇએ તતકાળ. ૧૦

---

૧૦. રામ-'એમ' પ્ર. ૪ થી.

સુતીક્ષ્ણ કહે છે અહીંથી ચાર યોજન, એક રહે છે અગસ્ત્યનો ભ્રાત;
તહીંથી એક યોજન આશ્રમ અગસ્ત્યનો, તે વન વિશદ વિખ્યાત. ૧૧
ચાર યોજન કઠણ મારગ, જાજો થઇ સાવધાન;
રાક્ષસનો ભય ભારે છે, કોઇ જઈ ન શકે રે નિદાન. ૧૨
એક યોજન અનુપમ વન, તે અગસ્ત્યતણો પ્રસાદ;
વાટે વિઘ્ન કશું ન હોયે, ઉપજે અતિ ઉલ્લાદ. ૧૩
આજ્ઞા માગી ચરણ લાગી, પ્રભુએ કર્યું પ્રયાણ;
રામ લક્ષ્મણ જાનકી તે, ત્રણે ચતુર સુજાણ. ૧૪
ચાપ બાણ ચઢાવી બે બાંધવ, વિષમ વાટે જાય;
પ્રત્યંચાનો શબ્દ સુણતાં, દુષ્ટ દૂર પળાય. ૧૫
વાટે સીતા સબળ થાકયાં, કાંહી ના'વ્યું નીર;
રામ લક્ષ્મણ બેહુએ બાંધવ, શ્રાન્ત થયા શરીર. ૧૬
સંધ્યા સમે તેણે આશ્રમ આવ્યાં, જ્યાં રહેછે અગસ્ત્યનો ભ્રાત;
રંગે ચાલ્યો રામ સામો, સાંભળીને વાત. ૧૭
મુનિએ માન ઘણાં દીધાં, રહ્યાં ત્યાંકણે રાત;
સહુકો ત્યાં સ્વસ્થ થઇને, પરવર્યા પ્રભાત. ૧૮
અગસ્ત્યના આશ્રમની વાટે, કેળનાં છે વન;
કેવડા કોમળ ઘણા, ત્યાં ત્રિગુણ વહે છે પવન. ૧૯
શુક પિક સારસ મોર મધુકર, કરે રૂડા સાદ;
વસંતવન શોભા રચી છે, વિરહી વૃંદ વિષાદ. ૨૦
આશ્રમ આવ્યો સમીપે તે, શોભા કહી ન જાય;
રામ કહે છે લક્ષ્મણને, તે મહંતનો મહિમાય. ૨૧
એણે અગસ્ત્યે આગે કીધું, ઉદધિ એક આચમન;
લક્ષ જોજનનો સાગર શોષી, સંતોષ્યા સુરજન. ૨૨
વાતાપિ જેણે ભક્ષ કર્યો, ઇલ્વલનો લઘુ ભ્રાત;
લક્ષ્મણ પૂછે રામજીને, વિસ્તારી કહો વાત. ૨૩

---

૧૧. વિશદ—નિર્મળ. ૧૬. શ્રાંત—થાકેલા. 'શાંત' પ્ર. ૩ જી. ૧૮. ત્યાંકણે—ત્યાં આગળ. ૧૯. ત્રિગુણ—શીતળ, મંદ, સુગંધી, એવા ત્રણ ગુણવાળો. ૨૦. પિક—કોયલ. મધુકર-ભ્રમર. વિરહી વૃં૦—વિરહીઓનાં વૃંદ (ટોળા) ને વિષાદ (ખેદ) આપનારી (વસંતની શોભા) 'વિખ્યાદ' પાઠ અશુદ્ધ લાગે છે.

મિત્રાવરણ નામે મહામુનિ, તપ કરતા હતા તેહ;
અપ્સરા દેખી મોહ પામ્યા, મન્મથ વ્યાપ્યો દેહ. ૨૪
વીર્યનો ત્યાં દ્રાવ થયો, આગળ કુંભ હતો એક;
તેમાં લેઇને વીર્ય મૂક્યું, કરી મન વિવેક. ૨૫
વસિષ્ઠ ને અગસ્ત્યની, તે કુંભથી ઉત્પત્ય;
કંઈ કાળ તેણે તપ કર્યું, સાધન સઘળાં સત્ય. ૨૬
ઇંદ્રે એક કૂપ કીધો કારમો, અગસ્ત્ય દેહ દમે છે જ્યાંય;
એક વિપ્ર આવ્યો ઉજાતો, તે પડ્યો કૂવા માંય. ૨૭
કેડેથી એક વ્યાઘ્ર આવે, વદન અતિ વિકાળ;
કૂવામાં એક નાગ ફણીધર, જાણે કોપ્યો કાળ. ૨૮
વેલુને વેલે ટંગાઈ રહ્યો, તે વિપ્ર ઉંધે શીશ;
મૂષક કરડે વેલાનું થડ, હવે હુંય પડીશ. ૨૯
ઉપર મધપૂડો છે મોટો, અધર ઉપર પડિયું બુંદ;
તેણે કરી સુખ પામિયો, વામિયો દેહ દંડ. ૩૦
શાપ્ય અગસ્ત્ય શાપ્ય, એમ કરવા લાગ્યો સોર;
એક તન રહ્યો છે તાંતણો, હું પામ્યો કષ્ટ કઠોર. ૩૧
અગસ્ત્ય કહેછે તું કોણ છે, શે કરેછે સાદ;
હું તો તારો પૂર્વજ છું, પામ્યો પરમ વિપાદ. ૩૨
જો તું ગૃહસ્થાશ્રમ કરે તો, થાયે મુજ ઉદ્ધાર;
સંસારકૂપ માંહે પડ્યો છું, તું કરને મારી સાર. ૩૩
બ્રહ્માએ એક નાર નિર્મી, લોપામુદ્રા નામ;
તે પરણાવી અગસ્ત્યને, સુંદરતાનું ધામ. ૩૪
અગસ્ત્યે આશ્રમ આવી, કરી સુંદરીને સાન;
સંભોગ કરવા સાદ કીધો, વિનતા વારૂ વાન. ૩૫
લોપામુદ્રા કહેછે ઋષિને, હું છું રાજકુમાર;
તમો જાણોછો તાપસી, જેમ હોયે બીજી નાર. ૩૬
મને મહીએ સૂતાં સંગમનું, સુખ ઉપજે નહિ લગાર;

૨૯. વેલુને ઇ૦-વેળુ (રેતમાં) ઉગેલા વેલા સાથે. મૂષક-ઉંદર. ૩૦. અધર-ઓઠ (ઉપર). દંડ-'દંદ' પ્ર. ૪ થી. ૩૧. તન-તનુ (સૂક્ષ્મ). ૩૬. રાજકુમાર-રાજકુમારી.

મઢીમાં ગને મન ગમે નહિ, કરવા વિવિધ વિહાર. ૩૭
અમો શૈયાનાં સૂનારાં, કૌતુકનાં કરનાર;
અમને સાથરે સૂવું ગમે નહિ, સાંભળો ભરતાર. ૩૮
મારા પિતાને ઘેર સંપત્તિ, જો તેવી તમારે થાય;
તો કામવાસના ઉપજે, મુજને ઋષિરાય. ૩૯
અગસ્ત્ય કે'છે હું ક્યાંથી કાઢું, નિરધન છું નિરધાર;
તપનો ક્ષય કરીને, ઇચ્છું નહિ ભંડાર. ૪૦
તો જાઓ કંઇએક યાચવા, લેઈ આવો દામ;
મુજ સમાગમના સુખતણું, જો હોય તમારે કામ. ૪૧
ત્રણ રાજા અગસ્ત્યે યાચ્યા, તે હતા નિર્ધન;
તેમને સાથે તેડિયા, એમ કરતાં આવ્યો વન. ૪૨
જ્યાં તાપસ ઘણા મળી બેઠા છે, ત્યાં આવ્યા અગસ્તિ;
આસન આપ્યું પૂજા કીધી, પૂછિયું ત્યાં સ્વસ્તિ. ૪૩
એવે ઇલ્વલ ત્યાં આવિયો, ધરી વાડવ વેષ;
અગસ્ત્યને ત્યાં નોતર્યા રે, પિતુશ્રાદ્ધ વિશેષ. ૪૪
વાતાપિ છે બોકડો, ઇલ્વલે કર્યો સંસ્કાર;
શ્રાદ્ધ કરી અગસ્ત્યને પીરસ્યું, આમિષ અમૃત આહાર. ૪૫
જમાડીને વાતાપિને, ઇલ્વલે કર્યો સાદ;
પેટ ફાડીને નિસરે ભાઈ, વિપ્ર પામે વિષાદ. ૪૬
અગસ્ત્યે એમ સાંભળીને, ગાઢે ભર્યો ઓડકાર;
મારા પેટ માંહે પચ્યો છે, તું સાદ મ કરીશ લગાર. ૪૭
બારણાં સાહી રહ્યો ઉભો, હવે છેદીશ શીશ;
ભ્રાત મારો ભક્ષ કીધો, ઉતરે કેમ રીસ ? ૪૮
અગસ્ત્યે અવલોક્યું જેટલે, મોકળા રહ્યા હાથ;
પછે આવી પગે લાગ્યો, કરો કરુણા નાથ ! ૪૯
ધન તેણે આપ્યું ઘણું, પછે આવી કર્યો અવાસ;
લોપામુદ્રા નારીની, પછે અગસ્ત્યે પૂરી આશ. ૫૦

---

૪૧. તો ઇ૦-(લોપામુદ્રાનું વાક્ય). ૪૩. સ્વસ્તિ-કુશળકલ્યાણ. ૪૪. વિશેષ-અર્થાત્ નૈમિત્તિક. ૪૫. છે-થયો છે. સંસ્કાર-રસોઇ વગેરેનો. અર્થાત્ તેને રાંધ્યો. આમિષ-માં'

## કડવું ૬ ઠું.

### રાગ તાલજીતમાન.

વળી પરાક્રમ ત્રીજું કહું, જે અગસ્ત્યે કીધું;
વિંધ્યાચળ વાર્યો વાધતો, સુખ સુરને દીધું. ૧
નારદઋષિ ત્યાં આવિયા, મેરૂને મંદિર;
પૂજા કીધી પ્રેમશું, હૈયે હિત હીર. ૨
પછે વિંધ્યતણે મંદિર ગયા, વિંધ્ય વદે વચન;
આજ્ઞા કાંઇ આપો સહી, મુજને મુનિજન. ૩
નારદ કહે ફટ રે ગિરિ, મિથ્યા કરે માન;
મેરૂ પર્વત મને મળ્યો, મોટેરો રાજન. ૪
મેરૂ મળ્યા પછી શી રહે, ઉત્કંઠા આધિ;
તું કહે તો માગીએ રે, જો તારે હોયે સાધી. ૫
મેરૂ પાછળ ફેરા ફરે, સૂર્ય અને સોમ;
ગ્રહ નક્ષત્ર તારા સહુ, પ્રદક્ષિણા દે વ્યોમ. ૬
એમ કહી નારદ વળ્યા, વિંધ્યાચળ વાધ્યો;
મુજ પૂઠે ફેરા ફરો, એવો શ્વાસજ સાંધ્યો. ૭
રથ અથડાણો સૂર્યનો, સોમનો પણ સાથે;
ફેરા ફરતા ક્યમ રહે, જે પ્રેર્યા નાથે. ૮
વિંધ્યાચળ વળતો વદે, મુજ પૂઠે ફરજો;
આજથકી તમને કહું, એટલું કહ્યું કરજો. ૯
આદિત્ય કહે આજ્ઞા વિણ, અમો કહીંએ ન જઇએ;
જે મારગ દેખાડિયો, તે વાટે વહીએ. ૧૦
દેવ થયા અતિ આકળા, કશું કામ ન ચાલે;
રાત દિવસ જાયે નહિ, સહુને મન સાલે. ૧૧
દેવ સહુ મળીને ગયા, બ્રહ્માજી પાસ;
શું પ્રલયકાળ પ્રકટ થયો, કરશો શું નાશ! ૧૨

---

૫. આધિ—ઉત્કંઠા રૂપ આધિ (મનોવ્યથા). સાધી ૯૦—જો તારે સિદ્ધિઓ સાધી (સધાયલી) હોય તો. ૭. મુજ પૂઠે ૯૦—મારી પાછળ ફેરા ફરો એમ એકે શ્વાસે કહેવા લાગ્યો—હઠ કરીને કહેવા લાગ્યો. "મુજ પૂઠે ફેરા ફરો શ્વાસજ વાધ્યો" પ્ર. ૨.

વિંધ્યાચળ વાધે ઘણું, કો ન શકે વારી;
રવિ શશિ રાખી રહ્યા, હઠ કરતા હારી. ૧૩
બ્રહ્મા કહે જાઓ તમો, (સૌ) કુશળે કાશી;
અગસ્ત્ય ઋષિ તો ત્યાં રહે, થઇને ઘરવાશી. ૧૪
જઈ જાચો કુંભયોનિને, વાધતો વારી રાખે;
જન્‍જમાન છે ગિરિ જેહનો, ન રહે મુનિ પાખે. ૧૫
કાશીએ વહી આવિયા, અગસ્ત્યને આશ્રમ;
મુનિએ માન દઈ પૂછિયું, માંડી કહો મર્મ. ૧૬
વણારશીએ કરી રહ્યો, હું ક્ષેત્ર સંન્યાસ;
શ્રાદ્ધતણું કારજ ભલું, તેથી પુણ્ય પ્રકાશ. ૧૭
અગસ્ત્ય દીઠા આવતા, વિંધ્યે કર્યો પ્રણામ;
એમ રહે તું ત્યાં લગે, જ્યાં લગે આવું હું આણે ઠામ. ૧૮
એમ કહી અગસ્ત્ય ગયા, તે વળતા ન આવ્યા;
સોમ સૂર્ય સુખ પામિયા, સહુને મન ભાવ્યા. ૧૯
તે અગસ્ત્યનો આશ્રમ આવિયો, લક્ષ્મણને કહે રામ;
પૂજા કીધી પ્રેમશુ, ઋષિને કર્યો પ્રણામ. ૨૦
રાઘવને દીધી ઘણી, અગસ્ત્યે આશિષ;
કુશળ પ્રશ્ન પૂછ્યા પછે, જય જય જગદીશ. ૨૧
રામચંદ્રે માંડી કહી, સઘળી એ વાત;
અમને વન વાસ્યા પછી, મૃત્યુ પામ્યો તાત. ૨૨
તે બે દુઃખ સાલે ઘણાં, એક વસિયા વન;
મરણ હવું દશરથતણું, એ મોહ છે મન. ૨૩
અગસ્ત્ય વારે રામને, તમને ન ઘટે એમ;
તમારે પિતા માતા કો નહિ, નહિ પ્રીતિ પ્રેમ. ૨૪
નિરંજન તો છો તમો, નિરામય નીરાપેખે;
માયાએ માનુષ થયા, વપુ ધારી વિશેષે. ૨૫
તમો સરજો પાળો સંહારો, તમને નહિ એક;

૧૫. કુંભયોનિ–અગસ્ત્ય. ૧૮. "એમ કહીને પછી દેવોની વાત સાંભળીને અગસ્ત્ય વિંધ્યની પાસે ગયા" આટલી વાત અધ્યાહૃત માનીને આ કડીનો અન્વય કરવો. ૨૫. નીરાપેખે–નીરાપેષ પ્રં. ૧. વિશેષે–વિશેષ પ્ર. ૧–૩. નિરાપેખે–(નિરપેક્ષ) અપેક્ષા રહિત.

અચ્યુત અવિનાશી તમો, કર્યાં ચરિત્ર અનેક. ૨૬
અમો વાટ જોતા હતા ધણી, શું ભાઇ હરિ નાવ્યા;
રાક્ષસનાદ ઉતારવા, ભૂધરજી મન ભાવ્યા. ૨૭
પંચવટીએ રહે છે ઘણાં, રાક્ષસનાં વૃંદ;
તેને તમો ત્યાં મારજો, તો તો અતિ આનંદ. ૨૮
દંડકારણ્ય પાવન કરો, જે શુક્રે શાપ્યું;
વર્ત્તનમાં શૂર્પણખાને, રે'વા રાવણે આપ્યું. ૨૯
ત્યાં રહી રાક્ષસ મારજો, સારજો સુરકાજ;
ત્રૈલોક્ય નિઃકંટક કરી, આપજો ઇંદ્રને રાજ. ૩૦
ભક્તવત્સળ ભૂધરા, તે બીરદજ પાળો;
રાક્ષસનો ભય છે ઘણો, દુઃખ સહુનાં ટાળો. ૩૧
કહો તો કરૂં એક વિનતિ, તમો છો સમર્થ સ્વામી;
તમારૂં અજાણ્યું કાંઇ નથી, રહો અંતરજામી. ૩૨
આ દિવ્ય ધનુષ્ય ત્યાં કર ધરો, શારંગ એવે નામે;
આગે દૈત્ય ઘણા હણ્યા, સબળા સંગ્રામે. ૩૩
દિવ્ય ધનુષ્ય વિણ નહિ મરે, રાક્ષસ તે બળિયા;
પાધરા પૂડે પડશો નહિ, કોએ ન જાયે કળિયા. ૩૪
સવ્ય અપસવ્ય ભાથા ભલા, બીડો ભગવાન;
આણે ખડ્ગે ઘાલજો, નિશાચર નસંતાન. ૩૫
આ સહના શરીરે પેહેરો પ્રભુ, હથરોટા ને ટોપ;
રાક્ષસ માત્રને મારજો, મન આણી કોપ. ૩૬
લક્ષ્મણને આપ્યાં સહી, સઘળાં આયુધ;
શેષનાગ ધરતા સદા, તે સાચાં શુદ્ધ. ૩૭
સીતાને સોંપ્યા સહી, સઘળા શણગાર;
બાજુબંધ ને બેરખા, કટિમેખળા હાર. ૩૮
એ તમારાં તમને સમરપિયાં, જે મૂક્યાં'તાં આગે;
થાપણ પિયારી રાખિયે, પણ પાતિક લાગે. ૩૯
પણ કાંઇ કાયરપણું કરતા રખે, રે'જો મન ધીરજ રાખી;

૨૯. વર્ત્તનમાં—જીવિકા ચલાવવામાં. ૩૪. પાધરા ઇ૦–પાધરી પડે પડશે નહિ. (પ્ર. ૪ થી). પાધરા–એકદમ. ૩૫. સવ્ય—ડાબા. અપસવ્ય—જમણા. ૩૬. સહના–કવચ. હથરોટા—હાથના રક્ષણ માટે પેહેરવાના પંજા. 'હવ્યચરોટા' પ્ર. ૪ થી.

વિંધ્યાચળ વાધે ઘણું, કો ન શકે વારી;
રવિ શશિ રાખી રહ્યા, હઠ કરતા હારી. ૧૩
બ્રહ્મા કહે જાઓ તમો, (સૌ) કુશળે કાશી;
અગસ્ત્ય ઋષિ તો ત્યાં રહે, થઇને ઘરવાશી. ૧૪
જઈ જાચો કુંભયોનિને, વાધતો વારી રાખે;
જજમાન છે ગિરિ જેહનો, ન રહે મુનિ પાખે. ૧૫
કાશીએ વહી આવિયા, અગસ્ત્યને આશ્રમ;
મુનિએ માન દઈ પૂછિયું, માંડી કહો મર્મ. ૧૬
વણારશીએ કરી રહ્યો, હું ક્ષેત્ર સંન્યાસ;
શ્રાદ્ધતણું કારજ ભલું, તેથી પુણ્ય પ્રકાશ. ૧૭
અગસ્ત્ય દીઠા આવતા, વિંધ્યે કર્યો પ્રણામ;
એમ રહે તું ત્યાં લગે, જ્યાં લગે આવું હું આણે ઠામ. ૧૮
એમ કહી અગસ્ત્ય ગયા, તે વળતા ન આવ્યા;
સોમ સૂર્ય સુખ પામિયા, સહુને મન ભાવ્યા. ૧૯
તે અગસ્ત્યનો આશ્રમ આવિયો, લક્ષ્મણને કહે રામ;
પૂજા કીધી પ્રેમશુ, ઋષિને કર્યો પ્રણામ. ૨૦
રાઘવને દીધી ઘણી, અગસ્ત્યે આશિષ;
કુશળ પ્રશ્ન પૂછ્યા પછે, જય જય જગદીશ. ૨૧
રામચંદ્રે માંડી કહી, સઘળી એ વાત;
અમને વન વાશ્યા પછી, મૃત્યુ પામ્યો તાત. ૨૨
તે બે દુઃખ સાલે ઘણાં, એક વસિયા વન;
મરણ હવું દશરથતણું, એ મોહ છે મન. ૨૩
અગસ્ત્ય વારે રામને, તમને ન ઘટે એમ;
તમારે પિતા માતા કો નહિ, નહિ પ્રીતિ પ્રેમ. ૨૪
નિરંજન તો છો તમો, નિરામય નીરાપેખે;
માયાએ માનુષ થયા, વપુ ધારી વિશેષે. ૨૫
તમો સરજો પાળો સંહારો, તમને નહિ એક;

---

૧૫. કુંભયોનિ–અગસ્ત્ય. ૧૮. "એમ કહીને પછી દેવોની વાત સાંભળીને અગસ્ત્ય વિંધ્યની પાસે ગયા" આટલી વાત અધ્યાહૃત માનીને આ કડીનો અન્વય કરવો. ૨૫. નીરાપેખે–નીરાપેપ પ્ર. ૧. વિશેષે–વિશેપ. પ્ર. ૧–૩. નિરાપેખે–(નિરપેક્ષ) અપેક્ષા રહિત.

અચ્યુત અવિનાશી તમો, કર્યાં ચરિત્ર અનેક. ૨૬
અમો વાટ જોતા હતા ઘણી, શું ભાઇ હરિ નાવ્યા;
રાક્ષસનાદ ઉતારવા, ભૂધરજી મન ભાવ્યા. ૨૭
પંચવટીએ રહે છે ઘણાં, રાક્ષસનાં વૃંદ;
તેને તમો ત્યાં મારજો, તો તો અતિ આનંદ. ૨૮
દંડકારણ્ય પાવન કરો, જે શુક્રે શાપ્યું;
વર્ત્તનમાં શૂર્પણખાને, રે'વા રાવણે આપ્યું. ૨૯
ત્યાં રહી રાક્ષસ મારજો, સારજો સુરકાજ;
ત્રૈલોક્ય નિઃકંટક કરી, આપજો ઇંદ્રને રાજ. ૩૦
ભક્તવત્સળ ભૂધરા, તે બીરદજ પાળો;
રાક્ષસનો ભય છે ઘણો, દુઃખ સહુનાં ટાળો. ૩૧
કહો તો કરૂં એક વિનતિ, તમો છો સમર્થ સ્વામી;
તમારૂં અજાણ્યું કાંઇ નથી, રહો અંતરજામી. ૩૨
આ દિવ્ય ધનુષ્ય ત્યાં કર ધરો, શારંગ એવે નામે;
આગે દૈત્ય ઘણા હણ્યા, સબળા સંગ્રામે. ૩૩
દિવ્ય ધનુષ્ય વિણ નહિ મરે, રાક્ષસ તે બળિયા;
પાધરા પૂઠે પડશો નહિ, કોએ ન જાયે કળિયા. ૩૪
સવ્ય અપસવ્ય ભાથા ભલા, ભીડો ભગવાન;
આણે ખડ્ગે ઘાલજો, નિશાચર નસંતાન. ૩૫
આ સહના શરીરે પેહેરો પ્રભુ, હથરોટા ને ટોપ;
રાક્ષસ માત્રને મારજો, મન આણી કોપ. ૩૬
લક્ષ્મણને આપ્યાં સહી, સઘળાં આયુધ;
શેષનાગ ધરતા સદા, તે સાચાં શુદ્ધ. ૩૭
સીતાને સોંપ્યા સહી, સઘળા શણગાર;
બાજુબંધ ને એરખા, કટિમેખળા હાર. ૩૮
એ તમારાં તમને સમરપિયાં, જે મૂક્યાં'તાં આગે;
થાપણ પિયારી રાખિયે, પણ પાતિક લાગે. ૩૯
પણ કાંઇ કાયરપણું કરતા રખે, રે'જો મન ધીરજ રાખી;

---

૨૯. વર્ત્તનમાં—જીવિકા ચલાવવામાં. ૩૪. પાધરા ઇ૦—પાધરી પઠે પડશો નહિ. (પ્ર. ૪ થી). પાધરા—એકદમ. ૩૫. સવ્ય—ડાબા. અપસવ્ય—જમણા. ૩૬. સહના—કવચ. હથરોટા—હાથના રક્ષણ માટે પેહેરવાના પંઞા. 'હવ્યથરોટા' પ્ર. ૪ થી.

જો તમને કહું છું અમો, જો મન દેછો સાખી. ૪૦
રામ કહેછે મેં મારવા, રણ રાક્ષસ માત્ર;
એટલાને કાજે ધર્યું, વને માનવગાત્ર. ૪૧
ભલા ભલા રઘુનાથજી, કરો પ્રતિજ્ઞા સત્ય;
પિતાવચને વન નિસર્યા, મહામોટી મત્ય. ૪૨
ધન્ય ધન્યરે જાનકી, ધન્ય ધન્ય લક્ષ્મણ વીર;
સેવા કરો રઘુનાથની, મન રાખી ધીર. ૪૩
તમ વિણ અણુ એકે નથી, કમળદળ લોચન;
પૃથ્વી પાણી ને તેજ તું, નભ ને રે પવન. ૪૪
સ્તુતિ કરી સંતોખિયા, દેખાડી વાટ;
પચવટીએ પરવર્યા, શીખ દીધી માટ. ૪૫
રામ લક્ષ્મણ ને જાનકી, ત્રણે જણ જાય;
અનેક વન ઓળંઘિયાં, પાળા પળી પાય. ૪૬
વાટે એક પંખી મળ્યો, પ્રૌઢો પર્વત પ્રાય;
ગૃધ્રરાજ તે જાણજો, કોણે કળ્યો ન જાય. ૪૭
સાથેથો તે સંચરે, પછે પૂછે વાત;
તમે કહો કુણ ક્યાંથી આવિયાં, ભલા દીસોછો ભ્રાત. ૪૮
વન જોગ જણાતા નથી, મોટા મહીપાળ;
આણે વન કેમ આવિયા, રહે રાક્ષસ કાળ. ૪૯
યહાં મનુષ્ય કો મળે નહિ, આવી શકે નહિ દેવ;
કે અણજાણે આવ્યા અહીં, ભૂલા પડયા તત્યેવ. ૫૦

---

## કડવું ૭ મું.

### રાગ રામગ્રી એકતાળી.

વળતા વદે રઘુનાથજી રે, સાંભળો ખગરાજ રે;
જે અમો અહીં આવિયા રે, તેનું કારણ કહું તુંને આજ રે. ૧
હું રામ આ જાનકીરે. આં સુમિત્રાસુત શૂર રે;

---

૪૭. ગૃધ્રરાજ–ગીધનો રાજા. ૫૦. તત્યેવ–'ખેલ' પ્ર. ૪ થી.

પિતાવચન વન નિસર્યો, અમો ઉશઉર રે. ૨
પંખી કહે ભલે પામિયો રે, પ્રભુ તમારૂં દર્શન રે;
આજ લગે ઈચ્છતો હતો રે, આનંદ અનુદિન રે. ૩
પુણ્ય પ્રગટ થયાં મારાં રે, પાપ પ્રલે થયાં પ્રૌઢ રે;
નયન સફળ મારાં થયાં રે, જે જોઉં ગરૂડારૂઢ રે. ૪
દશરથશુ ઘણી રે, આગળ હતી પ્રીત રે,
સુરસેનામાં સાથે હતા રે, રાજા શું રસ રીત રે. ૫
તેમાં તમો વહાલા ઘણું રે, પરબ્રહ્મ પરમાનંદ રે;
આદિપુરૂષ ત્યાં અવતર્યા રે, મનુષ્ય માને મતિમંદ રે. ૬
હું સેવા તમારી શી કરૂં રે, પામર પંખી જાત રે;
જો આપો પ્રભુ આજ્ઞા રે, સદા રહું સંઘાત રે. ૭
રામ કહે પંખી પ્રત્યે રે, કોણ માત કોણ તાત રે;
આણે વન તમો કયમ રહો રે, શું જાણો મારી વાત રે. ૮
પંખી કહે ઉત્પત્ય કહું રે, દક્ષ પ્રજાપતિ તેર રે;
કશ્યપને દીધી દીકરી રે, તે માંહે અતિ ફેર રે. ૯
દિતિએ દૈત્ય જણ્યા ઘણા રે, અદિતિએ દેવ રે;
દનુએ ત્યાં દાનવ જણ્યા રે, અસંખ્યાતા એવ રે. ૧૦
ભાશી શ્યેની ઉષ્ટરી રે, શ્વગર્દભી સાર રે;
પરવતપાદપિએ જણ્યા રે, અસંખ્ય પુત્ર અપાર રે. ૧૧
કદ્રુ અહિ ઉપન્યા રે, ગરૂડ અરૂણ ત્યાં તેહ રે;
વિનતાથી પ્રગટ થયાં રે, અરૂણ અરૂણ દેહ રે. ૧૨
અરૂણના અમો દિકરા રે, જટાયુ સંપાત રે;
તેમાં જટાયુ મને જાણજો રે, ગૃધ્ર અમારી જાત રે. ૧૩
સાધુ અમો સેવ્યા ઘણા રે, સુણિયાં સકળ પુરાણ રે;
તેમાં ચરિત્ર તમારાં સાંભળ્યાં રે, વેદે કર્યાં વખાણ રે. ૧૪

---

૬. આદિપુરૂષ ૯૦—માનુષ્યામાને મનરંદ પ્ર. ૧. માનુપ માને નંદ રે. પ્ર. ૨. ૯. તેર–'દીકરી' સાથે અન્વય. ૧૧. ભાશી ૯૦—સ્વગર્ભણી ત્યાર રે પ્ર. ૨. પરવત ૯૦—પ્રવતી પાદપિએ. પ્ર. ૧. ભાશી—ભાસ પક્ષીની માતા. શ્યેની—શ્યેન (બાજ) પક્ષીની માતા. ઉષ્ટરી—ઉંટડી. શ્વગર્દભી—કૂતરી—ગધેડી. પરવતપાદપીએ—પર્વતની અને પાદપ(વૃક્ષ)ની માતાએ. ૧૨. કદ્રુ—કશ્યપની એક પત્નીનું નામ. અહિ—સાપ. વિનતા—કશ્યપની એક પત્ની—ગરૂડ તથા અરૂણની માતા. અરૂણ—રાતો. ૧૩. સંપાત—સંપાતિ.

ઉત્પત્તિ સર્વે કશ્યપથકી રે, જે કહી કથા વિસ્તાર રે;
પગે લાગી પંખી પળ્યો રે, આનંદ પામ્યો અપાર રે. ૧૫
એવે પંચવટીએ આવિયા રે, ગોદાવરીની તીર રે;
મઢી મનોહર બે કરી રે, સુંદર શ્યામશરીર રે. ૧૬
એક મઢી અગ્નિહોત્રની રે, બીજી રહેવા કાજ રે;
વાસ્તુપૂજા કરીને ત્યાં વસ્યા રે, સ્વામી શ્રીમહારાજ રે. ૧૭
નિત્ય પ્રત્યે મૃગયા રમે રે, સબળ કરે સિંહનાદ રે;
ભય પામે રાક્ષસ સુણી રે, સુંદર શરવો સાદ રે. ૧૮
દશ વરસ પૂરણ થયાં રે, રહેતાં તેણે વન રે;
રામ લક્ષ્મણ ને જાનકી રે, આનંદે અનુદિન રે. ૧૯
એવે મળી એક રાક્ષસી રે, શૂર્પણખા તેનું નામ રે;
રૂપ સુંદર તેણીએ ધર્યું રે, દેખી મોહે કામ રે. ૨૦
સોળ વરસની સુંદરી રે, સજી આવી શણગાર રે;
ચોળી ચૂડી ચુંદડી રે, નમી રહી સ્તનભાર રે. ૨૧
બાજુબંધ ને બેરખા રે, કટિમેખળા હાર રે;
ખલકે કંકણ કંકણી રે, પદ નુપૂરઝમકાર રે. ૨૨
આગળ આવી ઊભી રહી રે, રાખો મુજને રામ રે;
પાપી તો કેડે પડ્યો રે, પંચશર પીડે કામ રે. ૨૩
મન્મથ માંચો તમથકી રે, દાઝે મારો દેહ રે;
હું શરણ આવીછું તમતણે રે, મારે વપુ પડેછે વેહ રે. ૨૪
તમ દીઠે મન મોહિયું રે, આલિંગન દો આપ રે;
મુખ ચુંબન મુજને કરો રે, ટળે તનનો તાપ રે. ૨૫
રૂપ કહો તેવાં ધરૂં રે, કરો વિવિધ વિલાસ રે;
જાણી આવી છું જાચવા રે, એટલી પૂરો આશ રે. ૨૬
હસી વદે શ્રીરામજી રે, સાંભળ સાચું નાર રે;
એનાં કેમ પૂરાં પડે રે, વસતું વન મોઝાર રે. ૨૭
આગે એક આશ્રમમાં રે, બેઠી બાળા એહ રે;
વણા બીજીને શું કીજિયે રે, દુઃખ પામવા દેહ રે. ૨૮
વળતી કહે કામિની રે, જો નહિ કરો અંગીકાર રે;

૨૩. પંચશર—પાંચ બાણવાળો (કામ). ૨૪. માંચો તમ થકી રે—(!)

સ્રીહત્યા તમને લાગશે રે, પાપતણો નહિ પાર રે. ૨૯
રામ કહે સુણ સુંદરી રે, આ પરો બેઠો મારો ભ્રાત રે;
તે તો તુજને રાખશે રે, વારૂં થાશે વાત રે. ૩૦
તેને સાથે સ્રી નથી રે, કષ્ટે છે એ કાય રે;
લક્ષ્મણ કને જઇને રહી રે, પ્રેરી રાઘવરાય રે. ૩૧
થરથર થરથર ધ્રૂજતી રે, અનંગ વાપ્યો અંગ રે;
હાવ ભાવ કર્યાં ઘણા રે, રમવા કારણ રંગ રે. ૩૨
લક્ષ્મણ હું તો મોકલી, ભજવા તારે ભ્રાત રે;
મકરધ્વજ મુને દમે રે, વિરહિણી છું વિખ્યાત રે. ૩૩
ભુજપટે ભીડો તમો રે; વાગે પંચબાણના પ્રહાર રે;
શરણાગત છું તમતણે રે, આજ દો આધાર રે. ૩૪
લક્ષ્મણજી વાણી વદે રે, પેહેલું આવત મારી પાસ રે;
હવે તો તું મારી માતા થઈ રે, મહિલા મન વિમાસ રે. ૩૫
રામ કને પેહેલું ગઈ રે, તો તું કશે ન આવે કામ રે;
જારે તું પાછી વળી રે, તને રાખશે રામ રે. ૩૬
આવીને ઉતાવળી રે, કરતી નયનકટાક્ષ રે;
લક્ષ્મણ ત્યાં નથી રાખતો રે, રામચંદ્ર તું રાખ રે. ૩૭
રામ કહે હું શું કરૂં રે, આગે બેઠી એક રે;
મહીમાં મનોહર સુંદરી રે, વિનતા કરો વિવેક રે. ૩૮
જારે તું તો તે પ્રત્યે રે, બાળા બીજી વાર રે;
કહીએ રામતણી છે આજ્ઞા રે, તું કરજે અંગીકાર રે. ૩૯
લક્ષ્મણ કને તે તો ગઇ રે, વિહ્વળ થઇ વિશેષ રે;
કર જોડીને ઉભી રહી રે, વામા વારૂં વેષ રે. ૪૦
તુજ કને વળી મોકલી રે, રામે કહ્યું વચન રે;
મારી આજ્ઞાથી રાખજે રે, મનાવે તું મન રે. ૪૧
લક્ષ્મણ કહે ઘેલી થઈ રે, ફેરા દે છે ફોક રે;
જો સ્રી થઇશ માહરી રે, તો તું સબળ પામીશ શોક રે. ૪૨

૩૦. પરો–દૂર. 'પરે' પ્ર. ૩. જી. ૩૩. મકરધ્વજ–કામદેવ. વિરહિણી —પુરૂષના સંયોગ રહિત. ૩૫. પેહેલું ઇ૦—જો તું પ્રથમ મારી પાસે આવત (તો હું તારો અંગીકાર કરત. અધ્યાહાર).

હું સેવક છું રામનો રે, સીતાજીનો દાસ રે;
જો તું દાસી થઈશ તે તણી રે, નહિ પોંચે મનની આશ રે. ૪૩
પટરાણીપણું પોસાય સહી રે, તે દાસી થઇ દીન રે;
વીતાગિરી સીતાતણી રે. લાલચ લાગી લીન રે. ૪૪
જો તું પરણે રામને રે, તો હું તારૂં કરૂં કાજ રે;
તુંને વરતાં તે ઘટે રે, મોટા છે મહારાજ રે. ૪૫
સુણી વચન પાછી વળી રે, વળતી બોલી વાણ રે;
હું તો રહી શકતી નથી રે, સાહો મારો પાણ રે. ૪૬
રામ કહેછે હું શું કરૂં રે, બાઇ રહ્યાં ઘરમાં બેહ રે;
તું સરખો કો શોધને રે, તારે જોઇએ તેહ રે. ૪૭
મારે તારો ખપ નથી રે, ગમે ત્યાં તું જાય રે;
ત્યારે બોલી રાક્ષસી રે, કામિની કોમળ કાય રે. ૪૮
કહો તો ખાઉં એહને રે, હું રહું સીતાને ઠાર રે;
ઘણા ભોગ હું ભોગવું રે, એકજ થઇને નાર રે. ૪૯
મોં કીધું અતિ મોકળું રે, પ્રૌઢી પર્વત પ્રાય રે;
ખાવાને ખાંતે કરી રે, તે મઠી માંહે જાય રે. ૫૦

## કડવું ૮ મું.

### રાગ સામેરી.

સીતાજીએ દીઠી રાક્ષસી, તે વદન અતિ વિકાળ રે;
દશન ગિરિના શૃંગ સરખા, જાણે કોપ્યો કાળ રે. ૧
હા! હા! હવે તો હું ભક્ષી, એમ કહી પાડે ચીસ રે;
રાખો શ્રી રઘુનાથ જી, આ રંડા કરેછે રીસ રે. ૨
મઠી માંહે માનિની, અરી પરી તે જાય રે;
ઝબ લેઇને લબકાવી લેવા, રંડા આથી થાય રે. ૩
ફરકલા ખાતી હવી, બીતી હવી અપાર રે;
સ્વામીજી ત્યાં શું થયું, શે નથી કરતા સાર રે. ૪

૪૪. વીતાગિરી—(?) ૨. હું ભક્ષી—મને ખાધી. ૪. ફરકલા ખાતી હવી—ફરફડતી હતી (?)

રામે ત્યાં કોપ કરીને, અર્ધચંદ્ર મેલ્યું બાણ રે;
નાસિકા ને કર્ણ છેદ્યાં, પણ ન લીધા પ્રાણ રે. ૫
વજ્ર વડે જેમ વાઢી નાખ્યાં, ગિરિતણાં જેમ શૃંગ રે;
આક્રંદ કરતી ઉજાણી તે, થઈ રહી મન ભંગ રે. ૬
કડકા લેઈ નાક કાનના, નાઠી જાય તે નાટ રે;
શોણિતતણા ત્યાં પ્રવાહ વહે છે, ગુફા ગહવર વાટ રે. ૭
પસલા ભરીને પીએ છે, જીભે ચાટે છે ગાલ રે;
દારુણ નાદે રુદન કરતી, સકળ સુર ને સાલ રે. ૮
ખરદૂષણ કને ગઈ, રોતી રોતી રાંડ રે;
અપશુકન કરતી થકી, તે મરાવાને માંડ રે. ૯
બળહીન થઇ બેશી રહ્યા છો, કશો ન આવો કાજ રે;
મનુષ્યે મારાં નાક કાન વાઢ્યાં, એ અઘટતું થયું આજ રે. ૧૦
દેવ દેખતાં દુઃખ પામી, એમ જાય આપણી લાજ રે;
કશા વેમાં કો નહિ ગણે, કેમ કરી શકશો રાજ રે ? ૧૧
રાજ્યભ્રષ્ટ એક રામ રહે છે, સાથે સુંદરી સીતા નાર રે;
તુલા કીજે એવી તારુણી, કો સરખી નહિ સંસાર રે. ૧૨
જાણ્યું મોહ પમાડી કરું, હરિણનયનીનું હર્ણ રે;
સામાં નાક ને કાન વાઢ્યાં, પમાડી નહિ મર્ણ રે. ૧૩
મેં જાણ્યું જઇ જાનકીને, કરું રાવણને ભેટ રે;
રાજાજી રળિયાત થાશે, નાર નિરખી નેટ રે. ૧૪
તમો તેમને હણી હવે, મારું મનાવો મન રે;
દાઝે છે મુજ દેહડી, તાલાવેલી તન રે. ૧૫
સીતા સોંપી રાવણને, તમો હણી લક્ષ્મણ રામ રે;
રાજાજી રળિયાત થાશે, જો એ કરશો કામ રે. ૧૬
વચન સુણીને શૂર્પણખાનાં, ખરને ચઢી ત્યાં રીસ રે;
મનુષ્યનું શું મારવું છે, હું હેલા માંહે હણીશ રે. ૧૭
ચૌદ સહસ્ર રાક્ષસે લેઇને, સજ્જ કરી સધળા જાય રે;

---

૮. પસલા--ખોબા (પ્રસૃતિ--પોશ ઉપરથી). ૯. ખરદૂષણ--ખર અને દૂષણ નામના બે રાક્ષસો. ૧૧. વેમાં--વેતમાં. ૧૨. તુલા--બરોબરી. ૧૫. તેમને--રામ લક્ષ્મણને.

નિશાચરના નાદ સુણી, બોલિયા રાઘવરાય રે. ૧૮
રામ કહેછે અનુજ પ્રત્યે, કરશું કશો ઉપાય રે;
રાક્ષસ આવ્યા યુદ્ધ કરવા, પ્રૌઢા પર્વત પ્રાય રે. ૧૯
આપણ તો હવે શું કરીશું, સેન નથી કો સાથ રે;
શીતાની કેમ રક્ષા થાશે, દુઃખ ધરે રઘુનાથ રે. ૨૦
લક્ષ્મણ કહે છે રામજી, મને દો એ કામ રે;
તમો સીતાની રક્ષા કરો, ને હું કરૂં સંગ્રામ રે. ૨૧
રામ કહેછે લક્ષ્મણ તું તો, જાનકીને રાખ રે;
મુજ ટાળી એ મરણ ન પામે, મારૂં મન દે સાખ રે. ૨૨
એક ગુફા માંહે જાનકીને, પમાડ્યાં પ્રવેશ રે;
લક્ષ્મણ રહ્યો છે દ્વાર ઊભો, ધનુષ્ય બાણ ધરી નરેશ રે. ૨૩
રઘુનાથજીએ પૂરિયો, પ્રત્યંચાનો નાદ રે;
મેઘ મળીને જેમ ગાજે, તેમ સંભળાવ્યો ત્યાં સાદ રે. ૨૪
રામ ઉપર તે રાક્ષસ આવ્યા, ગાજતા ગંભીર રે;
બાણતણી ત્યાં વૃષ્ટિ કરતા, નિવારે રઘુવીર રે. ૨૫
ચોફેર ફરી વળ્યા રાક્ષસ, વરસે મૂશળ લોહતણાં રે;
પરિઘ પ્રાસ ને પાશ તોમર, આયુધ મૂકે અતિ ઘણાં રે. ૨૬
આખા આચ્છાદન કર્યા, રઘુનાથ બાણે કરી રે;
જાણે પડછાયો આભલે, રહ્યા પણ ધીરજ ધરી રે. ૨૭
સામાં શસ્ત્ર મૂકી સામટાં, નિવારણ તેનું કર્યું રે;
બાણે મારી કર્યા વ્યાકુળ, બળ સઘળુંએ હર્યું રે. ૨૮
કટક દીઠું નાસતું ત્યારે, ખરને ચઢિયો ક્રોધ રે;
દૂષણ ને ત્યાં ત્રીશ આવ્યા, બળવંત બીજા યોધ રે. ૨૯
અન્યો અન્યે આરંભ્યું, યુદ્ધ ત્યાં મહાઘોર રે;
રઘુનાથ ઉપર ખરે કીધો, પ્રહાર પરમ કઠોર રે. ૩૦

---

૧૯. અનુજ.–નાનો ભાઇ—લક્ષ્મણ. ૨૨. મુજ ટાળી—મને તજીને–મારા વિના. ૨૪. પ્રત્યંચાનો–પણછનો. ૨૬. પરિઘ–ભોગળ. પ્રાસ–એક જાતનું ફેંકવાનું હથિયાર. પાશ–ફાંસો. તોમર–એક જાતનું શસ્ત્ર. ૨૭. આચ્છાદન કર્યા–ઢાંક્યા. ૨૯. દૂષણને ઇ૦–દૂષણ અને વળી ત્રીશ બીજા રાક્ષસ ત્યાં સામા આવ્યા.

રામે સામું બાણ મૂકી, તેનાં છેદ્યાં બાણ રે;
ખર કર્યો અતિ આકળો, જાણે તજશે પ્રાણ રે. ૩૧
મૂર્ચ્છા ખાઇને મહી પડ્યો, ત્યારે દૂષણને ચઢ્યો કોપ રે;
બાણ વૃષ્ટિ કરે ભૈરવી, તે કરવા લાગ્યા લોપ રે. ૩૨
અંતરિક્ષ મારગ રહી ઊભા, કરે પ્રૌઢા પ્રહાર રે;
માંડ માયા રચે રાક્ષસ, હોય હાહાકાર રે. ૩૩
તે માયા મરદે રામજી, દૂષણતણો ત્યાં દેહ રે;
વિડારણ વેગે કર્યું, બાણે કરીને તેહ રે. ૩૪
મુહૂર્ત માત્રે ખરને, વળી શરીરે સાન રે;
આયુધ લઇને થયો ઊભો, આણી અતિ અભિમાન રે. ૩૫
વિકરાળ મુખ ને દંત લાંબા, જાણિયે ગિરિશૃંગ રે;
પ્રલયના ઘન ચઢ્યા જાણે, એવો ઓપે અંગ રે. ૩૬
રીસે શ્રીરઘુનાથ ઉપર, લોહ ભોગળ નાખી એક રે;
રામે કીધી તે કડકા, મૂકી બાણ અનેક રે. ૩૭
એક સાંગ મૂકી મહામોટી, તે છેદી તતકાળ રે;
મૂઠીમાંથી મોગર છેદી, સ્વામી દીનદયાળ રે. ૩૮
અંતરિક્ષ મારગ દેવતા, જુએ આભલાં આડાં કરી રે;
રઘુનાથજીને વખાણે છે, ભય મન રાક્ષસના ધરી રે. ૩૯
ખરે ખરા પ્રહાર મૂકી, રઘુનાથજી વ્યાકુલ કર્યા રે;
રોમ રોમ ત્યાં બાણ વાગ્યાં, આદ્યપુરૂપ આશાભર્યા રે. ૪૦
રાક્ષસનું બળ ઘણું દેખી, રામને ચઢી રીસ રે;
આકર્ણાતક એક બાણ મૂકી, છેદ્યું ખરનું શીશ રે. ૪૧
પડ્યો પૃથ્વી દેખીને, દૂષણ પામ્યો દુઃખ રે;
વેર વાળું વીરનું તો, સબળ પામું સુખ રે. ૪૨
એમ કહીને આવિયો, તે કરતો શરની વૃષ્ટ રે;
રામ આચ્છાદન કર્યા, તે આવર્યું અરિષ્ટ રે. ૪૩
રામે શર સઘળાં છેદ્યાં, સામાં મૂક્યાં સહસ્ર રે;

---

૩૨. ભૈરવી–બીહામણી. ૩૩. માંડ–સેહજમાં ૩૪. મરદે–નાશ કરે. ૪૦. ખરે–ખર રાક્ષસે. ૪૧. આકર્ણાતક–કાન સુધી ધનુષ્યની પણછ ખેંચીને. ૪૩. આવર્યું ઇ૦–અરિષ્ટ આવર્યું (ઢાંક્યું).

આયુધ આયુધમાં અથડાયે, અન્યો અન્યે અસ્ત્ર રે. ૪૪
રામજીએ રીસે કરી, એક બળે મૂક્યું બાણ રે;
હૃદેમાં તે આવી વાગ્યું, પરહર્યા તે પ્રાણ રે. ૪૫
ખર દૂષણને પડ્યા દેખી, ત્રિશિરા ધાયો ધીર રે;
રહેજે તું રામ ઊભો, વારૂં છે જોવીર રે. ૪૬
ભ્રાતતણું વેર વાળી, ઓસીંગણ થાઉં આજ રે;
મનુષ્ય નો'ણી મહી કરૂં, તું જોજે મારાં કાજ રે. ૪૭
એમ કહી લોહ મૂશળના, વરસાવ્યા વરસાત રે;
રામે શરથી સઘળાં છેદ્યાં, કર્યો પૃથ્વીપાત રે. ૪૮
પછે ત્રણ બાણે કરીને, ત્રણ છેદ્યાં શીશ રે;
વજ્રે કરી ગિરિશૃંગ છેદ્યાં, જાણિયે સુરઇશ રે. ૪૯
પડ્યા દેખી ત્રણને, હવો હાહાકાર રે;
ચઉદ સહસ્ત્ર મળી રઘુનાથ ઉપર, કરવા લાગ્યા પ્રહાર રે. ૫૦

---

## કડવું ૯ મું.

### રાગ મલાર.

એક બાણે ચૌદ સહસ્ત્રનો, રામે આણ્યો અંત જી;
દેવે પુષ્પવૃષ્ટિ ત્યાં કીધી, જય જય શ્રીભગવંત જી. ૧
મહી મસ્તક વહોણા થઈ સૂતા, રાક્ષસી થઇ રાંડ જી;
શૂર્પણખા મુખ ઢાંકી રોતી, મરાવા ગઇ માંડ જી. ૨
રઘુનંદન મારી રાક્ષસને, પ્રેમે પાછા વળિયા જી;
રૂધીરે રાતા દીસે છે, કોણે ન જાયે કળિયા જી. ૩
અંગ આખે વાગ્યા છે, તે રાક્ષસ શરના પ્રહારજી;
ગિરિથકી જેમ ધાતુ વહે, તેમ વહે છે શોણિત ધાર જી. ૪
જાણે શું કેશુ ફૂલ્યો છે, કે બંધૂક કુસુમ અપાર જી;
કે પરવાળીનો વેલો છે, કુસુમ સહિત (તો) સાર જી. ૫
એવી ઉપમા ઉપની છે, જે વાગ્યા છે ઘાત જી;

---

૪. ધાતુ વહે–ગેરૂ વગેરે પાણીમાં મળીને વહે તેમ. ૫. જાણે શું ૪૦ —જાણે શું જાશું ફૂલ્યો. પ્ર. ૧-૨. બંધૂક કુસુમ–એક જાતનું લાલ રંગનું ફૂલ.

જાણે સિંહ ગુફાએ આવ્યો, હણી હસ્તી અસંખ્યાત જી. ૬
લક્ષ્મણ રામચંદ્રને જોઇ, નયણે ઢાળે નીર જી;
એકલા એવડા રાક્ષસ ક્યમ માર્યા, સ્વામી શ્યામશરીર જી. ૭
કમળપે અતિ કોમળ કાયા, પ્રહાર સહ્યા ક્યમ જાય જી;
નયણાં જોઇ નથી શકતાં, તમને રાઘવરાય જી. ૮
જનકનંદિની જોઈ રામને, વિવિધ કરે વિલાપ જી;
હા હા હૈયું હજી ન ફાટે, આવું દેખી આપ જી. ૯
પછી સહુકો આશ્રમ આવી, ઔષધ કર્યાં અપાર જી;
પાટા પાડી ઘા અતિ સીવ્યા, શરીર થયું શ્રીકાર જી. ૧૦
આદ્યપુરૂષને ઓષડ તે શાં, જો એ છે અછેદ્ય અભેદ્ય જી;
કહીંએ ક્લેશ ન પામે કાયા, જેને નેતિ કહે વેદ જી. ૧૧
મનુષ્યદેહ ધર્યા માટે એ, કીધી જોઇએ રીત જી;
લક્ષ્મણ સીતાને જણાયે, પ્રભુ ઉપર પ્રીત જી. ૧૨
સ્વસ્થ થઈ રહે સહુ કોયે, નિઃકંટક થયું વન જી;
રામે પ્રતિજ્ઞા કરી પૂરી, પંચવટી પાવન જી. ૧૩
ત્યાર પૂઠે ત્યાં શૂર્પણખા, તે રોતી રોતી જાય જી;
રાવણની સભામાં આવી, ક્રોધે કાંપે કાય જી. ૧૪
મુખ ઢાંકીને મોહોકમ રોવા, શૂર્પણખા તે લાગી જી;
અપશુકન ત્યાં એ રાવણને, મરણ સાટવ્યું માગી જી. ૧૫
રહે રે રંડા ભૂંડી ભંડા, કહે તું કોણે મારી જી;
ત્રણ લોકને ત્રાસ પમાડે, હઠ કરતાં ક્યમ હારી જી? ૧૬
શું તારાં નાક કાન છેદ્યાં છે, જે રૂએ છે મુખ ઢાંકી જી;
ઉત્તર દેતાં શું થાય છે, રાવણ કહેછે હાંકી જી. ૧૭
દેવ દૈત્યથી જક્ષ કિન્નરથી, ભય ઉપન્યો ભારી જી;
ભૂત પ્રેત પિશાચ રાક્ષસ, કહે તું કોણે મારી જી. ૧૮
શૂર્પણખા કહેછે રે રાવણ, ચૂકી મારી માત જી;
જે તે તુંને જણવા એટી, ભૂંડો મારો ભ્રાત જી. ૧૯
જણતાં મરણ ન પામ્યો મૂરખ, કે ગર્ભ નવ ગળિયો જી;
તું ભૂંડે ભાઇએ તો મારો, દહાડો કંઇ નવ વળિયો જી. ૨૦

---

૬. ઘાત-પ્રહાર. ૧૫. સાટવ્યું-સાટું કર્યું (મરણનું). ૧૬. ભંડા-ભાંડ જેવી.

પેટે પાં'ણુ પડ્યો નહિ પ્રૌઢો, જે ખપ આવે ધોવા જી;
માએ બેન જણી નહિ બીજી, જે લાગે મને રોવા જી. ૨૧
બનેવી આગળ જઈ સઘળું, દુઃખ મારૂં કહેતી જી;
તુંને આમ અકર્મી જાણત, તો હું ત્યાં નવ રહેતી જી. ૨૨
દેવથકી નહિ દૈત્યથકી નહિ, જશ કિન્નરથી નહિ નાટ જી;
રાક્ષસ ભૂત પ્રેતથકી નહિ, તેંજ વાળ્યો છે દાટ જી. ૨૩
સ્વભાવે જે ભક્ષ આપણું, મનુષ્ય કેથી માત્ર જી;
તેજથકી તો કરૂપ થયું છે, વીરા મારૂં ગાત્ર જી. ૨૪
મનુષ્યે દુઃખ દીધું છે મને, તો તને શું કહીએ જી;
નબળાના ઘરનાં કહેવાઇ, જે પડે તે સહીએ જી. ૨૫
રાવણ કહેછે રે રે રંડા, બુદ્ધિહીન તું બેન જી;
વળતી કાંઈ લહેતી નથી રે, ચિત્ત ચાળો થયો ચેન જી. ૨૬
ત્રણલોકમાં તે કોણ છે, મુજ આગળ જે માંડે જી;
પાકા કાના ક્યમ ચઢે રે, કહો તે કાચે ભાંડે જી. ૨૭
સભામાં સાંભળતાં સહુકો, દીજે નહિ ઉપમાન જી;
તારો ભાઇ તેમ કહેવાઉં, ત્રણ લોકી રાજાન જી. ૨૮
મરવા મન થયું છે તેનું, જોવા જમસદન જી;
જેણે તુંને દુઃખ દીધું, તેનું નામ કહે શે ન જી. ૨૯
નાક કાન વાઢ્યાં છે જેણે, લેવું તેનું નામ જી;
રાય દશરથનો વડો દિકરો, રાજીવલોચન રામ જી. ૩૦
લક્ષ્મણ તો ગૌર વર્ણે છે, રાઘવ સુંદરશ્યામ જી;
તે રામતણી સ્ત્રી સીતા સુંદરી, દેખી મોહે કામ જી. ૩૧
જગત માંહી જનનીએ, જણી નથી કો નારી જી;
હવી નથી ને હવે નહિ રે, જનકસુતા સુખકારી જી. ૩૨
પાર્વતી ને પદ્માનાથી, અતિ અનુપમ અંગ જી;

---

૨૪. તેજ થકી-તેનાથી. વળતી ઇ૦—તું કાંઈ બરાબર ઉત્તર આપતી નથી માટે તારૂં ચિત્ત ચળી ગયું હોય તેનું આ ચિન્હ જણાય છે. ૨૭. માંડે-અર્થાત્ સામો થાય. ભાંડે-વાસણે. અર્થાત્ જેમ એ વાત અસંભવિત છે, તેમ ત્રણ લોકમાં કોઈ મારા સામો થઇશકે એ વાતપણ અસંભવિત છે. ૨૮. ઉપમાન ઇ૦-હું તારો ભાઇ તેવો છું કે જેનું બીજું ઉપમાન આપી શકાય નહિ. 'અપમાન' પ્ર. ૧ લી. ૩૩. પદ્મા-લક્ષ્મી. શચી-ઇંદ્રાણી.

શચી સરખી દાસી (પણ) સાહાયે, જોતાં જેનો રંગ જી. ૩૩
તારામાં કોઈ એવી છે નહિ, જેવી સુંદરી સીતા જી;
એક રસનાએ શા ગુણ કહીએ, વેદ પુરાણે વદિતા જી. ૩૪
જો તું તે સીતા નહિ પામે, તો મુજ ધિ:ક અવતાર જી;
મિથ્યા માને ઉદર આવિયો, યૌવનવનકુઠાર જી. ૩૫
અંગ અંગની માધુરી મેં, કાંઇ કહી ન જાય જી;
મંદોદરી એક કળા સહસ્રમી, તેની નવ પોસાય જી. ૩૬
હું તેને હરવા ગઈ હતી, તે તો તારે કાજ જી;
રૂપ અનુપમ કપટ કરીને, સુંદરતા સજી સાજ જી. ૩૭
રાજ્યભ્રષ્ટ રામ મનુષ્યે, મારાં છેદ્યાં નાક ને કાન જી;
રોતી ખરદૂષણકને ગઇ, શરીર રહી નહિ સાન જી. ૩૮
ખર દૂષણ ને ત્રિશિરા ત્રણે, રામે મરણ પમાડયા જી;
ચઉદ સહસ્ર રાક્ષસ તે એકે, બાણે મારી પાડયા જી. ૩૯
જોતાં જીવિત સાચું તારૂં, જો તું સીતા પામે જી;
વેર વાળી મનુષ્યને મારી, દુ:ખ સઘળું વામે જી. ૪૦
એકલા એ બાંધવ છે બળિયા, સેના નહિ કો સાથ જી;
રાજ્યભ્રષ્ટ પંચવટી વસે છે, ચાપબાણધર હાથ જી. ૪૧
તુજ જોગ છે તે તારૂણી, તું તેનું કર હરણ જી;
તે પામ્યા વણ જીવ્યા પેં, રૂડું માને મરણ જી. ૪૨
વેણી દેખી વાસુકિ મોહે, મુખ દેખી ચંદ્ર જી;
લોચન દેખી મૃગનાં બાળક, મોહ પામી થયાં મંદ જી. ૪૩
મુનિ મધુપ ને ખંજન મોહ્યા, નિરખીને લોચન જી;
નાસા કીરચંચથી સુંદર, પરમ તે પાવન જી. ૪૪
અધર પ્રવાળી પેં અતિ રાતા, દાઢમકળીથી દંત જી;
કંબુગ્રીવ તે કામિની, કુચ કળશ શોભાવંત જી. ૪૫

---

૩૪. વદિતા–કહેલી. ૩૫. મુજ–મારેમતે. યૌવનવનકુઠાર–માનું જુવાનીરૂપી વન કાપવાનો કોહોવાડો. ૪૪. મુનિ—(કટાક્ષથી વિહ્વળ થઇને). મધુપ–ભ્રમર. ખંજન–દીવાળી ઘોડા. ૪૫. દાઢમકળીથી–( અતિ સુંદર ). કંબુગ્રીવ–શંખ જેવી ડોકવાળી. ઉરધિ–ઉર (છાતી) કુંભસ્થળથી (હાથીના ગંડસ્થળથી) અતિ શોભાયમાન છે.

કટિ અતિ સિંહનાથકી સૂક્ષ્મ, ઉર કુંભસ્થળથી સોહે જી;
જંઘા કદળી સ્થંભથી કોમળ, મુનિજનનાં મન મોહે જી. ૪૬
પદપંકજ પદ્મથી સુંદર, યાવક ભરિયા જાણે જી;
સકળ શોભા સોહે શરીરે, વય વપુ વર્ણ વખાણે જી. ૪૭
રહે રે રંડા હવે અણબોલી, વર્ણન ઘણુંએ કીધું જી;
ગુણ કહી આકર્ષી મારૂં, મન હરીને લીધું જી. ૪૮
ઘણા ગુણ જો કહીશ તેના, તો તજીશ હું પ્રાણ જી;
અહીં લગી આવી લાગ્યાં છે, તેનાં તીનાં મોહબાણ જી. ૪૯
વિરહે કરીને વ્યાકુળ થયો છું, જોયા વિણ ન જીવાય જી;
સીતાનું હરણ હવે કરવું, કરી કોટિ ઉપાય જી. ૫૦

---

## કડવું ૧૦ મું.

### રાગ ધનાશ્રી.

એમ કહી તે ઉત્પત્યો રે, કામે કાંપે કાય;
વેધ્યું મન વિહ્વળ થયું રે, સીતા વિણ ન રહેવાય. ૧

### ઢાળ.

સીતા વિણ હું રહી શકું નહિ, હવે કરીશ હું હરણ;
જાનકીને જો ન પામું, તોપણ પામું મરણ. ૨
એમ કહીને આવિયો, મારીચ મામા પાસ;
સમુદ્રને કાંઠે સૂતો છે, નથી થયો તે નાશ. ૩
અરે મામા અરે મામા કહી, ગાઢે કીધો સાદ;
આળસુ થઇને શું સૂતા છો, ધરી પરમ પ્રમાદ. ૪
ઘણા દિવસના ઘેર રહેતા, ઘણું કરતા ભક્ષ;
ભોગ ભોગવતા ઘણા, સુખ પામતા સમક્ષ. ૫
આજ મારે ઘણે દિવસે, પડયું છે કંઈ કાજ;
તે સર્યા પૂઠે તમને સોંપીશ, સર્વ મારૂં રાજ. ૬
કાનમાં પેશીને ગાઢે, ત્રાડયો રાવણ રાય;

---

૪૭. યાવક-અળતો. વર્ણ-રંગ.
૪. ધરી ૪૦-ફરી પરમ પ્રસાદ પ્ર. ૩ જી.

મોઢે સૂતાં ઉત્તર દીધો, કષ્ટ સહ્યું ન જાય. ૭
કોણે જગાડચો રે કોણે જગાડચો, એમ વદે વારો વાર;
ગાઢે કષ્ટે ઉંઘ આવી હતી, અસુખપણે અપાર. ૮
કોણે વેરીએ વેર પૂર્યું, સાંદ કીધો શીદ;
એકાંતે આવીને અહીંઆં, નિશ્ચિંતપણે કરૂં નીંદ. ૯
રાવણ કહે છે શું સૂતો છે, અરે મૂઢ અજાણ!
ઉઠી ઉત્તર નથી દેતો, હું લેઇશ તારા પ્રાણ. ૧૦
આટલા દિવસ મેં સર્વે સોંપ્યો, તુંને તો ભંડાર;
એક દિવસ તે અર્થે આવવા, કરે કાંઇએક ઉપકાર. ૧૧
હું રાવણ આવ્યો જગાડવાને, કાંઈ તું સરખું છે કામ;
સુઓ છે કે જીવે છે, શું પડી રહ્યો છે આમ? ૧૨
મારીચ કહે છે માહરૂં, કહે તું શું છે કાજ;
હું તો અકાજ થઇ સૂતો છું, કશે અરથ ન આવું આજ.૧૩
રાવણ કહે છે સૂરજવંશી, કો એક દશરથરાય;
અયોધ્યાનું રાજ્ય કરતો, કોણે કળ્યો ન જાય. ૧૪
તેને તો બે દિકરા છે, રાજ્યભ્રષ્ટ કાઢ્યા રાન;
તે સાથ સીતા સુંદરી છે, નહિ કો નાર સમાન. ૧૫
જટાજૂટ ને ધનુર્ધારી, બે ભ્રાત લક્ષ્મણ રામ;
તેણે તો એક આપણું, કૂડું કર્યું છે કામ. ૧૬
પંચવટીએ વસ્યા આવી, શૂર્પણખા આવી ત્યાંય;
નાક ને ત્યાં કાન વાઢ્યાં, ગર્વ કરી મનમાંય. ૧૭
ખર દૂષણ ને ત્રિશિરા માર્યા, ચઉદ સહસ્રનો કર્યો નાશ;
અપરાધ એના અતિ ઘણા છે, પણ કહું પ્રકાશ. ૧૮
રામતણી જે ભારજા, સીતા સુંદર રૂપ;
શૂર્પણખાએ ઘણું વખાણ્યું, અંગ રંગ અનુપ. ૧૯
એવે તેનું હરણ કરવા, મારૂં થયું છે મન;
ગુણ સાંભળી જાનકીના, થયા પરમ પ્રસન્ન. ૨૦
હવે તું તો અહીંથકી, મારીચ મૃગ થઇને જાય;
શીંગડાં સુંદર મણિ જડયાં, ને કનકવર્ણી કાય. ૨૧
માયાએ કરી મનોહર થઇ, અલૌકિક ધરી અંગ;

જઇને તું જાનકીને, ઉપજાવે અતિ રંગ. ૨૨
રામને મારવા મોકલશે, તું જાજે સાગરતીર;
મારે ત્યાં નાદ કરજે, ધાઓ લક્ષ્મણ વીર. ૨૩
પછે રામ ને લક્ષ્મણ જાશે; થાશે સીતા એકલી;
પછે હું ત્યાં હરણ કરીશ રે, ભામિની છે અતિ ભલી. ૨૪
મન માન્યા માટે મામા, તને કહુંછું વાત;
બીજા કોને કહેવાય નહિ, ભલા હોયે ભાત. ૨૫
મારીચ કહેછે મૂરખ તને, મરવા થયું છે મન;
એ મતિ તુંને જેણે આપી, તેણે કર્યું કદન. ૨૬
હું તેનો માર્યો પડયો છું, તું તેનુંજ લેછે નામ;
પડી રહે તું ભુવન તારે, તો જીવે કરે કામ. ૨૭
વિશ્વામિત્રના આશ્રમ આગળ, અમો બેહુએ વીર;
યજ્ઞનો વિધ્વંસ કરતા, ગાજતા ગંભીર. ૨૮
એણે સબળપણે સુબાહુ માર્યો, મુને છબતું માર્યું બાણ;
પડ્યો પડ્યો પીડા પામુછું, પરહરે નહિ પ્રાણ. ૨૯
મારગ જાતાં વીરા સહુકો, રાય કહે કો રાંક;
મ કહેતાં મરણજ પામું, એજ વડો છે વાંક. ૩૦
રા કહેતાં મુખ મોકળું, જેટલું ત્યાં થાય;
કંઠ પ્રાણ આવી રહે રે, મ કહેતાં તે જાય. ૩૧

---

૨૫. મન ઈ૦—મામા! તું આ કામ કરે એવો છે એમ મેં તને મનમાં માન્યો છે. ૨૬. કદન—નાશ. ૨૮. વિધ્વંસ—નાશ. ૨૯. છબતું—મર્મસ્થાનમાં ન લાગતાં ઘા કરીને ચાલ્યું જાય એવું. પરહરે ઈ૦—પ્રાણ મને તજતા નથી—મોત નથી આવતું.

૩૦. રામથી મારીચને કેટલો ભય છે તે વર્ણવે છે; મારગ ઈ૦—મારીચ કહે છે કે હું પડ્યો છું તે મારગે થઇને જતા સહુકોઇ એમ બોલે છે કે આ રાય છે અથવા આ રાંક છે; પણ 'રાય' અને 'રાંક' ના 'ય' કે 'ક' ને ઠામે 'મ' અક્ષર બોલે—એટલે રામ બોલે તો હું મરણ પામું. રામનામનો મને એટલો ત્રાસ છે. ૩૧. રા ઇ૦—'રામ' શબ્દનો 'રા' અક્ષર બોલતાં મુખ જેટલું પોહોળું થાય છે તેટલામાં પ્રાણ કંઠ લગી આવી રહે છે, અને 'મ' અક્ષર બોલવાની સાથે મુખ બીડાઇજવાથી પાછા તે પ્રવેશ કરી શકતા નથી માટે સદાને માટે જાય છે. અર્થાત્ રામનામ સાંભળતાં મારા તો પ્રાણ જાય છે, તો તેની સામે લઢવા જવાની તો વાતજ શી કરવી?

રૂડી પેરે તેતણા મેં, દીઠા છે ત્યાં હાથ;
પંઔો પઔો હું કરણું છું, મેં ઓળખ્યા રઘુનાથ. ૩૨
તને ક્યાંથી કુમતિ આવી, ઉપની છે આજ;
જાણીએ છીએ પ્રકટ થયું છે, પેલા ભવનું પાપ. ૩૩
જાનકી તે જગતમાતા, જોગમાયા જાણ;
રાક્ષસકુળની કાળરાત્રિ છે, હવે કરશે હાણ. ૩૪
રૂડા માટે વારૂંછું, પ્રીછવી કહું પેર;
મરણને કો માથે ચઢાવી, લેઇ આવે ઘેર. ૩૫
વિષ હળાહળ હાથમાં ગ્રહી, કો કરે પ્રેમે પાન;
સૂતા સાપને મુખ હાથ ઘાલે, શું ટળી છે સાન! ૩૬
તારા આખા કુળનો, આણશે તે અંત;
રાક્ષસી સર્વે રાંડ થાશે, કોપશે ભગવંત. ૩૭
વચન સુણી મારીચનાં, રાવણને ચઢી રીસ;
વડી વારનો કહેણ કહેછે, હવે છેદું શીશ. ૩૮
અરે મૂરખ મનુષ્યનું, મુજ આગળ કરે વખાણ;
સ્વભાવે જે ભક્ષ આપણું, પીજે જેના પ્રાણ. ૩૯
મેં દેવ ને દૈત્ય જીત્યા, યક્ષ ગંધર્વ યોધ;
ભૂત પ્રેત પિશાચ રાક્ષસ, સહી શકે નહિ ક્રોધ. ૪૦
પરાક્રમ મારાં પ્રીછીને, આજ થયો અજાણ;
આગિયાને અધિક કહેછે, ભૂંડો કહીને ભાણ. ૪૧
દશવદન હું તે એક મુખ, તેને બે ભુજ મારે વીશ;
તે માનવ માત્રજ કહે, શું ચઢાવે રીસ. ૪૨
મારીચ કહેછે મારા મનમાં, સહી હતો સંદેહ;
તેં તો તે ટાળિયો, વાત કાઢી એહ. ૪૩
રામબાણે કરીને, ગયા નહિ મુજ પ્રાણ;
જે નાખ્યું નિષ્ફળ ન થાયે, રઘુનાથજીનું બાણ. ૪૪
તે રાખ્યો તને તેડવા, તું આવીશ તે સાથ;
માર્યો નહિ તે મૃગ થાવા, ઉગાર્યો રઘુનાથ. ૪૫
જો હું મૃગ થાઉં નહિ તો, તું કેમ પામે મરણ;
રઘુનાથ તુંને મારશે રે, કરાવીને હરણ. ૪૬
અપરાધ વિણ મારે નહિ રે, મિષ કરીને માંડ;

તારો વાંક કાઢી રાક્ષસી, સઘળી કરશે રાંડ. ૪૭
જો જાણે રહું જીવતો તો, ઉપાય કર તું એક;
રઘુનાથજીને ચરણ જઇ પડ, કરી મન વિવેક. ૪૮
રામ તને આપશે, અખિલ ભુવનનું રાજ;
અચળ કરીને સ્થાપશે, સારશે સર્વે કાજ. ૪૯
જે દેવને તું ઉપાસે છે, તે છે એના દાસ;
રામને જઇ જાચે છે, તે તો પૂરે છે આશ. ૫૦

---

## કડવું ૧૧ મું.

### રાગ એકતાલી.

રામ દાતા રામ ભોક્તા, (રામ) યજ્ઞ ને યજમાન;
રામ કર્ત્તા રામ હર્ત્તા, ભક્તવત્સલ ભગવાન. ૧
(રામ) ધાતા વિધાતા (રામ) પિતા માતા, ભ્રાતા ભગવદ્જન;
રાક્ષસકુળનો કાળ રઘુપતિ, માને મારૂં મન. ૨
તે માટે તું ત્યાં જઇ, પ્રેમે કરી પ્રણામ;
સર્વસ્વ સોંપીને સંતોષે, રાજીવલોચન રામ. ૩
તારા કટકમાં કો નથી, સુમતિનો દેનાર;
સીતાજી છે જગતમાતા, કરશે કુળ સંહાર. ૪
દશે મસ્તક વાઢશે રાઘવ, ગેડી દડે ત્યાં રમશે;
મુઆ સઘળા સુત દેખી, અમરતણું મન ગમશે. ૫
રાક્ષસકુળનું નામ નિવારી, રામ અયોધ્યા જાશે;
ત્રણ લોક તો તુજ વિના, સહુ નિઃકંટક થાશે. ૬
તે માટે તું ઓખડ પી, જેમ જાએ મનની વ્યાધ;
સકળ સંપત્તિ રઘુપતિ આપે, સુરપતિને નહિ સાધ્ય. ૭
પરનારી તે વિષવેલડી, મૂરખ મન વિચાર;
જાનકીને તેમ ધારે છે, જેમ કો બીજી નાર. ૮

---

૫૦. આશ—'સાક્ષ' પ્ર. ૪થી. ૨. ભ્રાતા ઇ૦—રામ ભગવજ્જનના ભ્રાતા છે.

શાપીને તને ભસ્મ કરશે, ક્રૂર કરી કટાક્ષ;
સહુ કુટુંબજનને મારશે, મારૂં મન દે સાક્ષ. ૯
સર્વ રાક્ષસને મારશે, ભક્ષશે શૂકર શ્વાન;
ભૂત પ્રેત પિશાચ નાચી, ગાઢે કરશે ગાન. ૧૦
શક્તિ સઘળું શોણિત પીશે, મુખમાં ચાંચ મારશે કાક;
નેત્ર વીશ કાઢીને પછે, કરડી ખાશે નાક. ૧૧
તે રૂડું કે સુખે કરવું રૂડું, લંકા કેરૂં રાજ;
બ્રહ્માદિકને સ્વપ્ન ન આવે, તે આવ્યા મહારાજ. ૧૨
વચન સુણી મારીચ મામાનાં, રાવણને ચઢી રીસ;
ખડ્ગ કાઢીને ઉપર ઉભો, હમણાં છેદું શીશ. ૧૩
મૂરખ મને મતિ શીખવે, પંડિત થઇને પોતે;
આદિત્ય આગળ કરૂં અજવાળું, ખરૂં કહ્યું ખદ્યોતે. ૧૪
મંદમતિ માટે માને છે, માનવને મહામોટો;
કાયર જેવો તું છે કુળમાં, ખપ ન આવે ખોટો. ૧૫
તને રામે તાડ્યો માટે, બીજાને શું મારે;
તું જેવા અકર્મી હોય, તે મનુષ્યથકી હારે. ૧૬
સ્વભાવે જે આહાર આપણો, તેને ક્યમ નામું શીશ;
મોઢે ચઢાવ્યો માટે મુજ આગળ, એને કહેછે ઇશ. ૧૭
મરવા ભાગો નથી બીતો, મૃતક થઇને સૂતો;
તેણે મૂક્યો પણ હું તો મારીશ, તો તું ખરો વગુતો. ૧૮
મરતાં મૂરખ તને શું, થયો છે સન્નિપાત;
મુજ આગળ તે મનુષ્ય વખાણ્યો, વારૂ ન કીધી વાત. ૧૯
હરૂં નહિ તો મરૂં વિરહે, સુણી સીતાની વાત;
મન હરી લીધું છે મારૂં, મદને કીધો ઘાત. ૨૦
સીતા હરી મનુષ્યને મારીશ, સારીશ મારૂં કાજ;
સીતા સહિત કરીશ હું, લંકા કેરૂં રાજ. ૨૧
જા તું ઉઠીને ત્યાં મૃગ થઈ, કોણ પૂછે છે બુદ્ધ;

---

૯. ક્રૂર ઈ૦—તારા ઉપર ક્રૂરતા ભરેલા કટાક્ષ (વક્રનેત્ર) કરીને. ૧૪. ખદ્યોતે—આગિયે. જેમ આગિયો કહે કે હું સૂર્યના આગળ અજવાળું કરૂં છું, તેના જેવું તારૂં કહેવું ખરૂં છે.

મુજ આગળ માઠું બોલેછે, શું થઈછે અશુદ્ધ! ૨૨
મારીચ કહેછે મરવા ભાગો, નથી બીતો નાટ;
આમે મારે મરણ આવિયું, બહુ એ વાનાં માટ. ૨૩
નહિ જાઉં તો તું તો મારીશ, જઇશ તો હણશે રામ;
રામ મારે તો મુક્તિજ પામું, જેનું નિર્મળ નામ. ૨૪
તારે હાથે જો મરણ પામું, તો નરકતણો અધિકારી;
માંડ મૃગ થઇ હું જાઇશ, મેં મન વાત વિચારી. ૨૫
આટલી વાર લગે જોતો'તો, રાવણ તારૂં મન;
રાક્ષસકુળને લાજ લગાડીશ, બોલી દીન વચન. ૨૬
ભલો ભલો ભાઇ તું તો, ભય ન પામ્યો ભાણેજ;
ઉત્કૃષ્ટ સ્વભાવે સહુ કોય, રાક્ષસનું એ સહેજ. ૨૭
એવું કહીને આજ્ઞા માગી, ઉત્પતિયો આકાશ;
સોનાનો સારંગ થઇ આવ્યો, જનકસુતાની પાસ. ૨૮
ચાર શૃંગ મણિમય અતિ સુંદર, મુખ મનોહર એહ;
બિંદુ ઇંદુ સરખાં રૂપાનાં, દિવ્ય દીપતો દેહ. ૨૯
નાચે ખુંદે ભરે થેકડા, ઉજાઇને આવે;
ઊભો રહીને પળે પાછે પગે, ભામનીને મન ભાવે. ૩૦
મોઢા આગળ ફેરા દેતાં, મોહે સીતાનું મન;
હાસ્ય કરે તે હરણ દેખીને, થઇને પરમ પ્રસન્ન. ૩૧
વળી વળી વપુનો વર્ણ વખાણે, સુંદર એહનાં શૃંગ;
આજ પેહેલો આવો નથી દીઠો, કહીંએ કુરંગ. ૩૨
વૈદેહી ત્યાં કરે વિનતિ, સાંભળિયે શ્રીરામ;
સહી આવો સોનાનો સારંગ, પૂરો હૈયાની હામ. ૩૩
એવો મૃગ મેં નયને નહિ નિરખ્યો, અને સુણ્યો નહિ કાન;
બ્રહ્માએ નવો નિરમ્યો છે, સારંગ શોભામાન. ૩૪
જો જીવતો ઝાલી આપો તો, સરે સર્વે કામ;
આશ્રમ આગળ કરે કૌતુક, અતિ પામું આરામ. ૩૫

---

૨૨. બુદ્ધ—અર્થાત તારી બુદ્ધિને કોણ પૂછેછે? તને કહ્યું એટલુંજ તું કરને. ૨૭. સેહેજ—(?) ૨૮. સારંગ—મૃગ. ૨૯. બિંદુ ઇ૦—તેને વિષે રૂપાનાં બિંદુ ઇંદુ સરખાં શોભતાં હતાં. ૩૩. સહી આવો—પકડી આવો.

જો હું તમને વા'લી હઉં તો, મૃગ મનોહર લાવો;
અથવા મારી કંચુકી, પ્રભુજી મુજને શીવડાવો. ૩૬
રામ કહેછે સીતા થઈ ઘેલી, માયા એ મૃગ જાણ;
કારમો કનકકુરંગ થઇ આવ્યો, એને તું ન વખાણ. ૩૭
સીતા કહેછે સ્વામી મારા, જો નહિ પૂરો આશ;
મેં તમકને કંઈએ માગ્યું છે, નિસર્યા સંબંધ વનવાસ. ૩૮
પ્રભુ પ્રીછી પ્રીત તમારી, કહેતા છે અતિ વહાલી;
પ્રાણથકી અધિકી તું મારે, ઠઠ્ઠા કરોછો ઠાલી. ૩૯
જો જાણો એ રહે જીવતી, તો તો આણી આપો;
પોતાને પાણે કરીને, મસ્તક મારૂં કાપો. ૪૦
અરે સીતા તું એવું બોલી, મને થઇછે અશુદ્ધિ;
'વિનાશકાળે વિપરીત તુને, કાંઈક ઉપની બુદ્ધિ'. ૪૧
મુજ ઉપરથી મન ઉતારી, મૃગ ઉપર થયું મન;
તો કાંઈક તુંને ભુંડું હોનારૂં, માને સાચું વચન. ૪૨
તું મારો વિરહ પણ પામીશ, હોશે તારૂં હરણ;
તારે મિષે કરી રાક્ષસને, હું પમાડીશ મરણ. ૪૩
સરજ્યું (કો) છૂટે નહિ કોઇએ, જો કરે કોટિ ઉપાય;
ભુંડું હોનારૂં હોય ત્યારે, મોટાની મતિ જાય. ૪૪
હવે હું તો હરણ હણીને, તને આણી આલું;
પણ રાક્ષસ રૂપ ધરી આવ્યો, કેમ જીવતો આલું. ૪૫
સીતા કહેછે સ્વામી મારા, મૃગ હવે નહિ માગું;
તમો અહીંથી અલગા મ થાશો, ચરણ તમારે લાગું. ૪૬
વરાંસ્યું મેં વાહાલા મારા, મૃગ માગિયો મંદ;
તમ વિના મેં રહ્યું ન જાયે, અતિ કરૂં આક્રંદ. ૪૭
રાઘવ કહેછે જે તેં માગ્યું, તે મિથ્યા ક્યમ થાય;
પછે તું તો મને પામીશ, એક વારકો હરી જાય. ૪૮
સુણી સીતા રોવા લાગ્યાં, એમ ઘટે કેમ નાથ;

---

૩૮. નીસર્યા સંબંધ—નીસર્યા પછી આજ સુધીમાં. ૪૦. પોતાને ઈ૦—નહિ તો પોતાને હાથે કરીને. ૪૭. વરાંસ્યું ઇ૦—વરાંસેમેં વહાલા મારા.પ્ર.૧-૨.

સતીધર્મ ક્યમ સાચવું, જો તમે ગેલો હોય? ૪૯
એમ તમને લાજ લાગશે, જો હોશે મારૂં હરણ;
વિરહે તમારે વા'લા મારા, હું પામીશ મરણ. ૫૦

---

## કડવું ૧૨ મું.

### રાગ રામગ્રી.

એ અપરાધ મેં કીધો માટે, બીજો દીજે દંડ જી;
મૂરખપણે મેં મૃગ માગિયો, જીહ્વા કરો શતખંડ જી. ૧
રામ કહેછે [હરશે] રાક્ષસ, એ વાણી તો વેદ જી;
હોનાર માટે મૃગ માગ્યો, ભલો થયો એ ભેદ જી. ૨
હું અહીંથી મૃગ મારવા જઈશ, રાક્ષસ આવશે એક જી;
અધ્યાત્મ રામાયણને આશે, વારૂં કહો વિવેક જી. ૩
તું યજ્ઞકુંડમાં પ્રવેશ પામજે, એક છાયા સીતા સરજે જી;
વૈશ્વાનરને ભુવન જઇ રહેજે, કહું એટલું કરજે જી. ૪
એ રાક્ષસ તો હરી જાશે, દેખી છાયા સીતા જી;
તેનું મિષ કરી હું મારીશ, રાક્ષસ વેદ વદિતા જી. ૫
પછે તું તે મને પામીશ, વામીશ વિરહવેદન જી;
એ કાર્ય કરવાને કારણ, મેં ધર્યું માનુષ્ય તન જી. ૬
આપણ પ્રકૃતિ પુરૂષ બે પ્રકટ્યાં, હરવાને મહીભાર જી;
જે માયાએ માનુષ્યનો, લીધો છે અવતાર જી. ૭
રાઘવ કહેછે જે એ મેં કોને, કહી નથી તો વાત જી;
તું જાણે કે હું આજ જાણું, ભેદ ન જાણે ભ્રાત જી. ૮
એમ કહીને રામચંદ્ર તે, ચઢાવી શર ચાપ જી;
સીતા યજ્ઞમાં પ્રવેશજ પામ્યાં, અંગ પાલટી આપ જી. ૯
લક્ષ્મણ પ્રત્યે કહેછે રામ જી, સીતાને રાખે જતન જી;
હું મૃગને મારવા જઉંછું, એનાં શૃંગે જડ્યાં છે રત્ન જી. ૧૦
અહીં રાક્ષસ વેરી વસમા છે, તે સીતાને હરશે જી;

---

૪૯. જો તમે ઈ૦—જો તમે મારો હાથ છોડી દ્યો તો. ૩. અધ્યાત્મ ઈ૦—વ્યાસકૃત અધ્યાત્મ રામાયણનો આશય લેઇને ગ્રંથકારે આ પ્રસંગ વર્ણ્યો છે. ૫. વેદન—વેદના. ૭. માયાએ—માયાવડે-કપટથી.

જો તું અહીંથી અળગો જાઇશ, તો પાપી છળ કરશે જી. ૧૧
એવું કહીને રામ ઉજાણા, મૃગ મારવા ધશિયા જી;
અમર સહુકો આનંદ પામ્યા, ખડખડખડખડ હસિયા જી. ૧૨
આગળથી મૃગ નાઠો જાયે, કેડે ધાયે રામ જી;
જાણે માહાદેવ મારવા દોડયા, આગળથી નાસે કામ જી. ૧૩
આઘા જઇને આકર્ણાંત; એક પૂરિયું બાણ જી;
રાક્ષસના હૃદયમાં વાગ્યું, જાણે જાશે પ્રાણ જી. ૧૪
પર્વતપ્રાય પ્રૌઢો થઈ પડિયો, સાગરકેરી તીર જી;
ધાઓ ધાઓ લક્ષ્મણ ધાઓ, નાદ કર્યો ગંભીર જી. ૧૫
સીતા કહેછે વા'રે ધા રે, તું ત્યાં લક્ષ્મણ વીર જી;
આરત નાદે સાદ કરેછે, સ્વામી શ્યામશરીર જી. ૧૬
કો રાક્ષસે કર્યો દીસે છે, રામચંદ્રને પ્રહાર જી;
મેં મંદભાગણીએ મોકલિયા, મૃગ મારવા સાર જી. ૧૭
લક્ષ્મણ કહેછે ન હોયે ત્યાં, રાઘવજીનો સાદ જી;
રાઘવજી કહીંએ ક્રોધથી, પામે નહિ વિષાદ જી. ૧૮
મૃગને મારી કુશળી ક્ષેમે, હમણા આવશે રામ જી;
અભેદ્ય અછેદ્ય અક્લેદ્ય અનંત એ, નિર્મળ જેનું નામ જી. ૧૯
કોટિબ્રહ્માંડ ઘડે ને ભાગે, ક્ષણ ન લાગે વાર જી;
માયા મનુષ્ય રૂપ છે, હરવાતે મહીભાર જી. ૨૦
આજ્ઞા રામેએ દીધી છે, મૃગ મારવા જાતાં જી;
અહીંથી હાલીશ મા, લક્ષ્મણ, રીસે લોચન રાતાં જી; ૨૧
હમણાં હું તમને તજી જાઉં તો, રાક્ષસ કો હરી જાય જી;
ભાઈ મારાને પ્રાણ તમો છો, ક્ષણ વરસાં સો થાય જી. ૨૨
રામચંદ્ર ત્યાં રીસ કરે, તું મેલી ક્યાં આવ્યો જી;
સીતાનું તો હરણ હવું હશે, ભાઇ ભલો ન ભાવ્યો જી. ૨૩
આટલા દિવસની સેવા મારી, સઘળી થાયે ફોક જી;
સીતાજી તમ વિના અમો, સબળ પામીએં શોક જી. ૨૪
વચન સુણીને વૈદેહી તે, વળતી બોલી વાણી જી;

---

૧૫. ધાઓ ઇ૦—લક્ષ્મણ ધાયે સાદ પ્ર. ૨. ૧૯. અક્લેદ્ય—કોહી જાય નહિ એવા. ૨૧. અહીંથી હાલીશ મા ઇ૦.—પ્ર. ૨ જી માં એ લીટી નથી. ૨૨. ક્ષણ ઇ.—એક ક્ષણ તે સો વરસો જેટલી થાય. 'ક્ષણ વરાંસો' પ્ર. ૪ થી.

મુને દેરે લેઈ નહિ જાયે, તું કરીશ મોકાણી જી ? ૨૫
મે કપટી તારૂં મન ઓળખ્યું, મુજ ઉપર અતિ પ્રીત જી;
રામતણી રક્ષા નથી કરતો, એ તો કોની રીત જી. ૨૬
રામ વિના મુને રાખીને, થયો છે શું કરનાર જી;
તું કહેછે તેને કોય ન મારે, પ્રેમતણો નહિ પાર જી. ૨૭
કે તું અતિ આળસું દીસે છે, કે દીસે છે કામી જી;
તું જાણે છે એ મરે તો, હું થઇ બેસું સ્વામી જી. ૨૮
પ્રાણ તજું પણ પ્રીત તજું નહિ, રામ સંઘાથે રંગ જી;
પરપુરૂષશુ પ્રીત ન થાયે, જો થાયે ધટ ભંગ જી. ૨૯
વચન સુણીને જનકસુતાનાં, લક્ષ્મણ પડિયો ભોમ જી;
ત્રાહે ત્રાહે કરી રૂદન કરવા લાગ્યો, ઉકાંટો ચઢયો રોમ જી. ૩૦
અરે સીતા એ શું બોલી, તું છું માતા મારી જી;
બાંધવ મારે હું ક્યમ મુકયો છું, રક્ષા કરવા તારી જી. ૩૧
એવાં વચન કહેતાં સીતા, જીહ્વા કરૂં શતખંડ જી;
માથે મારે શે નથી પડતો, તૂટીને બ્રહ્માંડ જી. ૩૨
હમણાં હું તો પ્રાણ તજું રે, આત્મહત્યાથી બીહું જી;
તેં તો કઠણ કહ્યું છે મુને, દુઃખ સંભારીશ કીહું જી. ૩૩
તુંને કાંઈ ભૂંડું હોનારૂં, હશે તારૂં હરણ જી;
તુજથકી તો વિમુખ થયો રે, સ્વામી અશરણશરણ જી. ૩૪
જો તું સીતા હોય તો એવા, ન કહે મુજને બોલ જી;
કાંઈ તુંને કુમતિ ઉપની, નિષ્ઠુર થઇ નિટોલ જી. ૩૫
હું તુંને મેલી જો જાઉં, ચઢે રામને રીસ જી;
આજ્ઞા ભંગ કરૂં નહિ કહીંએ, જે કહ્યું જગદીશ જી. ૩૬
સીતા કહેછે જો નહિ જાઓ, તો તજીશ હું પ્રાણ જી;
ભાઇ તારો ભય પામ્યો છે, કાઇકિતું વાગ્યું બાણ જી. ૩૭
લક્ષ્મણ કહેછે સહુ સાંભળજો, મારો નહિ કંઈ વાંક જી;
કઠણ વચન હું સહી શકું છું, કષ્ટે આડો આંક જી. ૩૮
વનદેવતા તમે શાખ પૂરજો, જ્યારે ખીજે રામ જી;
કહેશે કાં મેલીને આવ્યો, કૂડું કીધું કામ જી. ૩૯

---

૩૩. કિહું–કયું. ૩૫. નિટોળ–અત્યંત (?).

રામ કહીને લક્ષ્મણ ચાલ્યો, સીતાએ પણ પ્રેર્યો જી;
લક્ષ્મણ જાતાં રાવણ રાયે, હળવે હળવે હેર્યો જી. ४०
ત્રિદંડી સન્યાસી થઇને, આવ્યો રાવણ રાય જી;
ભવતિ ભિક્ષાં દેહિ કહી, અતિ તાપસ કાય જી. ४१
ભિક્ષા આપવા સીતા આવ્યાં, પર્ણકુટીને દ્વાર જી;
દેખીને દિગ્મૂઢ થયો તે, મહામનોહર નાર જી. ४२
રાવણ કહેછે કોની કુંવરી, કોણ તારો ભરતાર જી;
આ વનમાં ક્યમ રહી એકલી, કોણ [છે] રાખણહાર જી. ४३
કે તું વનદેવી દીસે છે, કે માંડ માનુષી રૂપ જી;
દેવકન્યા કે યક્ષકન્યા છે, કે કિન્નરી અનુપ જી. ४४
વનવસવા સરખી નથી દીસતી, સુખ ભોગવવા સરખી જી;
આગે મેં એવી નારી, નથી નયને નિરખી જી. ४५
સીતા કહે હું જનકસુતા છું, વૈદેહી મુજ નામ જી;
દશરથરાયનો વડો દિકરો, તે મુજ સ્વામી રામ જી. ४६
પિતાવચન પાળવા અર્થે, પંચવટીએ વસિયા જી;
કનકનો કુરંગ દેખીને રઘુપતિ, તેને હણવા ધસિયા જી. ४७
લક્ષ્મણ તેનો સાદ સાંભળી, કેડેથી ઉજાણો જી;
રામચંદ્રનો લઘુ ભ્રાત છે, શૂરપણે સપરાણો જી. ४८
મૃગ મારીને રામ આવશે, સેવા તમારી કરશે જી;
ત્યાર લગે આ ભિક્ષા લેજો, કારજ સઘળાં સરશે જી. ४९
સીતા કહેછે સન્યાસી તું, કોણ દીસેછે કાય જી;
વૃતાંત સઘળું તું પૂછે છે, સત્ય બોલજે સોય જી. ५०

---

## કડવું ૧૩ મું.

### રાગ વેશાડી.

હું રાવણ લંકાનો ધણી, મારી સેના છે અતિ ઘણી;
મેં જીત્યા દાનવ દેવ, ઈંદ્રાદિક કરે મારી સેવ. १
દશ મસ્તક મારે ભુજ વીશ, ત્રણ લોકનો હું તો ઇશ;

---

૪૦. હેર્યો-(લક્ષ્મણને) દીઠો. ૪૧. ભવત્તિ ઇ૦-બાઇ ભિક્ષા આપ. ૪૫. વનવસવા ઇ૦-વનવાસ વાસ ઇ. પ્ર. ૨. ૪૮. સપરાણો-તૈયાર થયો.

સુણી શ્રવણે તારૂં રૂપ, આશ્ચર્ય પામ્યો અંગ અનુપ. ૨
મુને સંતાપે છે કામ, મન મારૂં ત્યાં ન રહે ઠામ;
એમ કરીને મૂળનું અંગ, ધર્યું મન આણીને રંગ. ૩
દશમુખ દીસે બીહામણાં, આશ્ચર્યકારી તે અતિ ઘણાં;
વીશ ભુજ ભોગળ સરખા સહી, કાય કુરૂપ ન જાયે કહી. ૪
દેખી સીતા બીન્યાં ઘણું, અરે આ શું બિહામણું;
જા રે ભિક્ષુક કહીને રડી; અચેત થઇને અવનિ પડી. ૫
રાવણ કહેછે ઓ સુંદરી, અચેત થઇ સૂતી દુઃખ ભરી;
બેઠી થઇને બાળા બોલ, નથી જગતમાં મુજ સમતોલ. ૬
ઉઠી બેસ આણે ઓછંગ, આલિંગન દે આણી રંગ;
વન વસવું તુંને નવ ઘટે, દેખી મારૂં મન આવટે. ૭
તું તો પોષાએ પટરાગણી, સાથે દિવ્ય દીસતી ઘણી;
ઘટે નહિ આ રહેવા મઢી, અતિ શોભે અટારીએ ચઢી. ૮
હું આજ્ઞાકારી તુજતણો, મારે વૈભવ છે અતિ ઘણો;
મારી સ્ત્રી જે મંદોદરી, તે તારી થાશે કિંકરી. ૯
સીતા ત્યારે બેઠી થઈ, મઢી માંહ્ય આઘેરી ગઇ;
વળતી સીતા વાણી વદે, અતિશે કઠણ કરીને હદે. ૧૦
નાશ નાશ રે તું દુરમતિ, ઓ આવેછે શ્રીરઘુપતિ;
લક્ષ્મણજી તુંને મારશે, મદ તારો સર્વ ઉતારશે. ૧૧
રામ આગળ તું તો કેઇમાત્ર, તારાં સર્વ છેદશે ગાત્ર;
સાવજ આગળ જેમ શિઆળ, ત્યમ તું રાવણ આળપંપાળ. ૧૨
મરવા તારૂં થયું છે મન, જવા હિંડે છે તું જમસદન;
સૂતી સાપણને મુખ હાથ, સિંહણીને ભરવા હીંડે બાથ. ૧૩
વિષ હળાહળ કરવા પાન, હિંડે છે તું અતિ અજ્ઞાન;
સમુદ્ર વચે રાખીને નાવ, બૂડી મરવા થયોછે ભાવ. ૧૪
પાવકમાં કરવા પ્રવેશ, કે તું હિમે હિંડી જાયેશ;

---

૫. જારે ઇ૦—તારે ભીક્ષિક કહી તે રડી. પ્ર. ૧. લી. ૮. પટરાગણી-પટરાણી. સાથે ઇ૦-તે સાથે તું ઘણી દિવ્ય (કાંતિવાળી) દીસે છે. ૧૨. સાવજ-વાઘ, સિંહ, વગેરે શિકારી પશુ.

કે તો છું વિષની વેલડી, તું જાણેછે લાલમેહેલડી. ૧૫
રાક્ષસકુળતણી કાળરાત્ર, તું નહિ મુંજ ભોગવવા પાત્ર;
વા'લી વસ્તુ જે સિંહતણી, શિયાળ થાયે તેનો ધણી? ૧૬
તુંને કામકૃત્યા વળગી ડાકણી, મૂકશે કેડો તુજને હણી;
જ્યાર પે'લા આવે શ્રીરામ, ત્યાર પે'લો જા તારે ઠામ. ૧૭
લક્ષ્મણ નહિ રાખે તુજ નામ, તેશુ તું શું કરશે સંગ્રામ;
રાવણ કહેછે કે'રે કામિની, મેઘ મળી જ્યમ સૌદામિની. ૧૮
તેમ તું મુંજશુ રમતી રાજ, ઘણા દિવસ ઉછંગે છાજ;
શૂર્પણખાએ કર્યું વખાણ, તેના મોહનાં વાગ્યાં બાણ. ૧૯
મારૂં મન તુજ ઉપર તપે, રસના તારો જાપજ જપે;
જોવા અતિ તલપ્યાં લોચન, મળવા મારૂં થયું છે મન. ૨૦
તું છું જનકસુતા મુજ પ્રાણ, કાં વાણી રૂપિયાં મેલે બાણ;
તુજ વણુ મેં તો રહ્યું નવ જાય, તન તો તાલાવેલી થાય. ૨૧
તે દહાડાનું તેં મન હર્યું, જ્યારનું બેહેને વર્ણન કર્યું;
મનુષ્ય મારે સ્વભાવે આહાર, તે મુજને કેમ કરશે પ્રેહાર. ૨૨
રાજ્યભ્રષ્ટ રામનું કુણ ગજું, ગમે તે કરે તો તુંને નહિ તજું;
લક્ષ્મણને શામાં લેખવું, મનુષ્ય મારવું તે નહિ નવું. ૨૩
અઘટતું તો અતિશે એ છે, તું તો સુને જાણેશ પછે;
રાજે નહિ રામને ઓછંગ, રાજચિંન્હ નહિ એક અંગ. ૨૪
જટાજૂટ વનફુળ પરિધાન, રાજભ્રષ્ટ સદા રહે રાન;
પર્ણકુટી માંહે પદ્મની, સોહે નહિ સુખ સદ્મની. ૨૫
છાજે નહિ રાંક ઘેર રત્ન, કશું કરી શકે નહિ જત્ન;
મારે ઘેર મનોહર મોહની, તું સોહે શ્યામા સોહની. ૨૬
ગુણવતી તું ગજગામની, અંગ અંગ અતિ અભિરામની;
મારે મણિમય મનોહર મો'લ, ત્યાં કીજે આપણ રંગરોળ. ૨૭
શત યોજન લંકાનો કોટ, દેવ દેઇ શકે નહિ દોટ;
સઘળો એ છે સોના તણો, મણિ જડ્યો છે સોહામણો. ૨૮

---

૧૫. કે તું ૪૦–કે તું હિમે (હિમાલયના બરફમાં) હીંડીને જઈશ? ૧૯. સૌદામિની–વીજળી. ૨૦. તલપ્યાં–'મલજ્યાં' પ્ર. ૧ લી. 'અલજ્જા'. પ્ર: ૪થી, વનફુળ–વકલ. ૨૫. સુખસદ્મની–સુખના સદ્મ(ઘર)ની–સુખયુક્ત ઘરમાં રહેનારી.

ખાઇ ખરી છે સાગરતણી, જેની લહરી વાધે ઘણી;
રાક્ષસ મારે અસંખ્યાત, સેનાકારી છે સુણ વાત. ૨૯
એકેકો દેવ માત્રને દમે, મનુષ્ય મારવાને મન ગમે;
દેવકન્યા યક્ષકન્યા હરી, પન્નગી કોટિક કિન્નરી. ૩૦
તે તારી થાશે દાસડી, સહુમાં તું પટરાણી વડી;
ઇંદ્રાણી ચરણે લાગશે, તું આગળ તે માન માગશે. ૩૧
સોનાનો ઢોલિયો શ્રીકાર, મણિ જડ્યો મનોહર સાર;
મશરૂતણી તળાઇ પાથરી, ગાલમશુરિયાં ઓસિસાં ધરી. ૩૨
ઉપર પંછેડી ઉજળી, દૂધફીણ સરખી તે વળી;
તે ઉપર તું કરજે શેન, મુને આલિંગન દે એન. ૩૩
મુને કર તું મુખ ચુંબન, પ્રસન્ન થશે મારૂં મન;
ડાભસાથરે મારૂં મન દમે, તુજ કોમળ કાયા કેમ ખમે? ૩૪
પાન પાથર્યાં પોહોળાં કરી, તે તુંને ઘટે સુંદરી?
પટોળીને પેહેરણહાર, મૃગચર્મ ન ઘટે રે નાર! ૩૫
ઘર આવી સરવ શણગાર, બાજુબંધ ને એરખા હાર;
આભ્રણના આગળ અંબાર, હું મોટો માથે ભરતાર. ૩૬
રામને બે ભુજ મારે ભુજ વીશ, કાળ ઉપર કરૂં હું રીસ;
હું દશ શીશ રામને શીશ એક, મેં માર્યા છે મનુષ્ય અનેક. ૩૭
રામે ત્યાં આવ્યું નહિ જાય, વાટે કોટિક રાક્ષસ ખાય;
મેલી મુખ મનુષ્યનું નામ, મનથકી વીસારી રામ. ૩૮
એક મની થઇ મુજને મળે, ભાવ મનુષ્યથી તું ટળે;
મુજ સાથે તું રંગે રમે, રામતણો વિરહ તું ખમે. ૩૯
તપ કરવા જેવડી થઇ નથી, કાયા કોટિક કામ કહે કથી;
તું તારૂણી મુને ગમી, હું આવ્યો છું કેટલે ભમી. ૪૦
રામ થકી દહાડો નવ વળ્યો, કર્મજોગે હું આવી મળ્યો;
શે સુખે સંભારે રામ, પરણ્યા પછી તજ્યું ગામ. ૪૧
મહાવનમાંહે મેલી એકલી, ભૂંડો ભાગ્યો ભામિની મળી;
મારે ઘેર વા વાસીદું કરે, ધનદ પાથરણાં પાથરે. ૪૨

---

૩૨. મશરૂતણી–'હાસરૂ તણી' પ્ર૦ ૧ લી. ૩૯. ભાવ મનુષ્યથી–મનુષ્યભાવથી. ૪૨. ભૂંડો ઇ૦—એ ભૂંડા ભાગ્યવાળો છે તેને તારા સરખી ભામિની મળી છે (?). ધનદ–કુબેર.

વરૂણ નિત્યે આણે વારિ, દાસીપણું કરે તેની નારી;
ઇંદ્ર આજ્ઞાકારી દાસ, જો કરે જીવવાની આશ. ૪૩
વૈશ્વાનર નિપાવે પાક, ખટરસ ભોજન સઘળાં શાક;
બ્રહ્મા ત્યાં પારાયણ કરે, આશિર્વાદ અમને ઉચ્ચરે. ૪૪
હાહા હૂહૂ ગંધર્વ જેહ, મુજ આગળ ત્યાં ગાયે તેહ;
અપ્સરા આગે નાચે ઘણી, તે દાસી થાશે તુજતણી. ૪૫
પરમ ઐશ્વર્ય તું ત્યાં પામીશ, વનતણી વેદના વામીશ;
હું ચતુર છું વિચક્ષણ વીર, ધનુર્ધારી માંહે મહાધીર. ૪૬
તુજને અમૃતતણું કરાવીશ પાન, નવજોબન તું રૂપનિધાન;
રાવણતણાં વચન સાંભળી, સીતા ઉત્તર દે છે વળી. ૪૭
ફટ રે પાપી મૂઢ અજાણ, શું કરે છે આપ વખાણ;
રામ સિંહ ને તું શ્વાન, તું ભૂંડો ભૂર રાઘવ ભગવાન. ૪૮
રામ કનક ને તું કથીર, તું ધાબળો ને રામ ચીર;
રામ પારિજાતક તું આવળ ફૂલ, તું કાંકરો રામ રત્ન અમૂલ્ય. ૪૯
રામ સમુદ્ર ને તું વેહેળો, રામ ચંદન તું દીવેલો;
રામ ગંગાજળ તું નગરનું નીર, તું છળછળિયો રામ ગંભીર. ૫૦

---

## કડવું ૧૪ મું.

### રાગ રામગ્રી.

રામ સૂર્ય તું આગિયો, રામ દેવ તું દૈત્ય;
રામ નગર તું નેસડો, તું ડાળિયો રામ ચૈત્ય. ૧
રામ કલ્પતરૂ તું ધંતૂરો, રામ કામધેનુ સુરગાય;
તું ભૂંડણ ભૂંડો ભમતો હીંડે, ઉચ્છિષ્ટ અહર્નિશ ખાય. ૨
રામ પંડિત ને તું તે મૂરખ, તું ગાહા ગાથા રામ વેદ;
રામ ઉચ્ચૈઃશ્રવા તું તો ગર્ધવ, ભૂર ન જાણે ભેદ. ૩

---

૪૪. વૈશ્વાનર—અગ્નિ. ૪૯. આવળ—'આસોપ' પ્ર. ૪ થી. ૫૦. વેહેળો—"વહોકળો" અને દીવેલો—"એરંડો" પ્ર. ૪ થી. ૧. નેસડો—ભરવાડનો વાસ. ડાળિયો—એક ડાળનું વૃક્ષ—નાનું ઝાડ. ચૈત્ય—મોટો વૃક્ષ. ૩. ઉચ્ચૈઃશ્રવા—સાત મુખી ઘોડો.

તારાં દશે માથાના દડા કરીને, રંગે રમશે રામ;
તુંને ડાધા કૂતરા કરડી ખાશે, સરશે સુરનાં કામ. ૪
મણિમય મેહેલ બળો તે તારા, મારે રૂડાં રામ;
મઢી એક આ મનોહર, ધિઃક પડો તુજ ધામ. ૫
જા રે મૂરખ મુખ આગળથી, અરે શશો શિયાળ;
હમણાં રાઘવ સિંહ આવશે, તારો ખૂટયો કાળ. ૬
એવું કહેતાં રાવણને, ક્રૂર ચઢયો ત્યાં કોપ;
મનુષ્યને મુજ આગળ વખાણે! મને કરેછે લોપ. ૭
એમ કહીને આઘો કર કીધો, ગ્રહવા ઘાલી હામ;
સીતા મઢીમાં આઘી નાઠી, હા હા લક્ષ્મણ રામ. ૮
કેશ ગ્રહીને અતિ આકર્ષી, આક્રંદ કરે અપાર;
ટીટોડીની પેરે ટળવળે, આંખે આંસુધાર. ૯
હા હા હવે હું ખરી વગુતી, કો નહિ રાખણહાર;
નીધણીઆની પેરે સાહી, કોણ કરશે હવે સાર. ૧૦
કટકા કોટિ થઇ નથી જાતું, હદે મુજ પાષાણ;
અમુઝાઇને રહ્યા છે, નીસરી ન શકે પ્રાણ. ૧૧
કહો કયી રીતે કોતણી હું, આજ થઇ અનાથ;
દુઃખસાગરમાં દૈવે બોળી, રઘુપતિ દેજો હાથ. ૧૨
બપૈયાની પેરે બોલે, રાખે મુને રામ;
મોકળે મોઢે ચીસજ પાડે, ગાઢે લેઈ લેઇ નામ. ૧૩
અરે ગોદાવરી તું મારી માતા, રામને કરે તું જાણ;
કહિયે તમારે વિરહે કરી, સીતા તજશે પ્રાણ. ૧૪
અરે વૃક્ષો વીરા મારા, ઉંચા છો અપાર;
વાટ દેખાડજો રાઘવજીને, જેમ કરે મારી સાર. ૧૫
અરે પર્વતો પ્રૌઢા છો, કહેજો રામને શુદ્ધ;
કહેજો મૃગ મારવાને મોકલિયા, બૈરાંની એ બુદ્ધ! ૧૬
અરે વેલીઓ તમે સહિયરો મારી, એટલો મારો વાંક;
તમો વૃક્ષે વળગી રહી છો, હું અળગી રહી છું રાંક. ૧૭
મહીમંડળમાં નહિ કો મારૂં, સગાં સંબંધી કોય;
અભાગણી અકરમણ છું, રામ કરે તે હોય. ૧૮

આણે જન્મે કાંઇ નથી કીધું, પેલા ભવનું પાપ;
શું કરૂં સત્યજ જાયે, નહિતર દેઉં શાપ. ૧૯
હું તો છું રે સતી સાધવી, વ્રતથકી નથી ચૂકી;
મેં અપરાધ કર્યો મોટો, તો રાઘવ ગયા મૂકી. ૨૦
વાઘ સિંહ ચીતરા વનચર, કો મુને મૂકાવો;
મેં અબળાએ કાંઈ નવ ચાલે, વા'રે ચઢવા આવો. ૨૧
અરે પંખીઓ ઉડી ઉંચાં, મારા સ્વામીને સંભળાવો;
કહિયે રાવણ સીતા હરી જાય, મહાનુભાવ મુનિ કહાવો. ૨૨
સીતા રોતે સર્વ વન રોયું, પંખી પ્રૌઢે નાદે;
કોલાહલ તે શબ્દ થયો છે, સાવજ કેરે સાદે. ૨૩
સ્કંધે બેસાડીને રાવણ, અંતરિક્ષ મારગ જાય.
એટલે એકજ ત્યાં રથ આવ્યો, પ્રૌઢો પર્વતપ્રાય. ૨૪
દશ સહસ્ર વેસર જુત્યા છે, ખેડે છે પ્રધાન;
પવનવેગે તે પંથ પળે છે, પ્રેર્યો છે રાજાન. ૨૫
આક્રંદ કરીને અંગ આછેટે, રવભર પાડે રીર;
વારે ચઢો રે વા'લા મારા, સ્વામી શ્યામશરીર; ૨૬
એમ કરતાં આઘેરા જાતાં, એક પંખી પર્વતપ્રાય;
વેગળેથી તેણે બૂમ સાંભળી, રાખો રાઘવરાય. ૨૭
રામચંદ્રનું નામ સાંભળી, ધાઇ આવ્યો તે ધીર;
જટાયુ નામે તે જાણો, પંખી પરમ પ્રવીર. ૨૮
જુવે તો સીતાનું રાવણ, કરી જાય છે હરણ;
જનકસુતા આક્રંદ કરેછે, રાખો અશરણશરણ. ૨૯
આડો ફરી વળ્યો તે પંખી, પહોળી કરીને પાંખ;
આગળ આડો આંધી બેઠોછે, યુદ્ધ કરવાની ધાંખ. ૩૦
અરે રાવણ ભુંડા ભીખારી, સીતારત્નના ચોર;
શ્રીરામચંદ્રને નથી જાણતો, જે કીધું કર્મ કઠોર. ૩૧
મેલ મેલ સીતાને પાછી, હતી જેણે દાર;
તુજ જોગ તો તે ન હોયે, જો હોયે લંપટ નાર. ૩૨

---

૨૮. પરમ પ્રવીર—પામર પવીર પ્ર૦ ૧-૨. ૩૦. ધાંખ-ઇચ્છા. (!)
૨૫. વેસર-ઘોડા. જુત્યા છે-જોડયા છે.

સિંહણીને કહીં લેઈ જઈ શકે, સબળપણે શિયાળ;
રામચંદ્રશુ વેર વસાવ્યું, તારો ખૂટયો કાળ. ૩૩
જગતમાતાને નથી જાણતો, રાક્ષસકુળકાળરાત્ર;
મરણ માથે ચડાવી ચાલ્યો, વીંછી વળગાડયા ગાત્ર. ૩૪
મૂર્ખ મેલ્ય મેલ્ય સીતાને, કે કર મુજશુ યુદ્ધ;
હું છું રાઘવજીનો સેવક, કાળ સરીખો શુદ્ધ. ૩૫
રાવણ કહેછે રહે અળગો, મરવા થયું છે મન;
પંખી પામર પતંગની પેરે, હુત હુતાશન. ૩૬
મેં સીતાનું હરણજ કીધું, મનુષ્ય માની રામ;
તું તારી ખાંત ન રાખીશ, સબળ કરે સંગ્રામ. ૩૭
એમ કરતાં પંખીએ કીધો, પાંખતણો પ્રહાર;
રાવણ બાણના ઓઘજ મૂકે, હોયે હાહાકાર. ૩૮
પંખી આવતાં આયુધ ઝાલી, ચાંચે કરીને ભાંજે;
નખે કરીને અંગ વલૂરે, મેઘતણી પેર ગાજે. ૩૯
રાવણે આખો આચ્છાદ્યો, બહોળાં મેલી બાણ;
વિડારી વિહંગમ નીસર્યો, જાણે ભૂનો ભાણ. ૪૦
ચાંચે કરીને ચંચોડે છે, કઠણ છે અતિ કાય;
આવતાં આયુધ વચ્ચેથી ભાંજે, રઘુપતિના ગુણ ગાય. ૪૧
સાંગ તોમર ને મુશળ પરશુ, પરિઘ પ્રાસ ને પાશ;
આયુધ અસંખ્યાત મૂકે, કરવા ખગનો નાશ. ૪૨
તે પંખી સર્વે આયુધ આવતાં, ભાંજી ભૂએ નાંખે;
સામો પંખી પણ રીસે આવે, માર માર મુખ ભાખે. ૪૩
રાવણની સેના સર્વે તોડી, ઉઘાડું થયું અંગ;
હાથમાંથી ધનુષ્ય લેઇ ભાંજ્યું, મહીપતિ થયો મનભંગ. ૪૪
પછે લોહમુસળનો રાયે, વરસાવ્યો વરસાત;
તે આવતાં મુસળ મરડી ભાંજ્યાં, વિસ્મય સરખી વાત. ૪૫
અંગ ઉઘાડે આયુધ વહોણો, રાવણ દીસે રાંક;
પંખી પાંખના પ્રહાર કરેછે, બળિયો આડે આંક. ૪૬

---

૩૫. શુદ્ધ-યુદ્ધ પ્ર૦ ૧-૨-૩. ૩૬. હુત-હોમાયો. ૪૦. વિડારી-(બાણના આચ્છાદનને) ૪૪. સેના-(રથની સાથે આવેલી).

પર્વત પહોળો પાણે કરીને, નાખે રાવણ રાણો;
રે'જે રે પંખી તું ઊભો; હવે ઘડો ભરાણો. ૪૭
પંખીએ પર્વતપા'ણા ભાંજ્યા, ઊડીને આકાશ;
રાવણતણું ત્યાં અંગ વિડાર્યું, નખે કરી પ્રકાશ. ૪૮
બાહુયુદ્ધ ત્યાં બહુ કરેછે, પંખીએ કીધો પ્રહાર;
રાવણતણા ત્યાં અંગથકી, ચાલી શોણિતધાર. ૪૯
પછે રાવણે મન વિચાર્યું, એ યુદ્ધે જીત્યો નહિ જાય;
પ્રપંચે કરી પ્રાણ લેવા, એવો કરી ઉપાય. ૫૦

---

## કડવું ૧૫ મું.

### રાગ દેશાખ.

રાવણે એક રચ્યો પ્રપંચ, પ્રાણ લેવાને સાચો સંચ;
પર્વત એક કર્યો ખંડખંડ, જાણે માંસતણા તો પિંડ. ૧
રૂધિરે ખરડી નાખ્યા તેહ, હનુમાન નાટકમાં છે એહ;
પંખી ત્યાં તે ગળતો જાય, જેમ જેમ નાખે રાવણ રાય. ૨
અંગ આખું પાષાણે ભર્યું, મારી તેહ જાજરૂં કર્યું;
પર્વત આખો એ તો ગળ્યો, પછો અવનિ ભણી એકઢો. ૩
રાવણ ત્યાં કને ધાઇને ગયો, પછો પંખીને વિસ્મય થયો;
છેદી પાંખ ને ત્યાં ચાંચ, જાણે વનદેવ્યાને આપી લાંચ. ૪
જનકસુતા રથથી ઉતરી, પંખી સમીપે સાંચરી;
જટાયુ તું મારો ભ્રાત, હું માટે તને વાગ્યા ઘાત. ૫
મુજ અભાગણીની વા'રે ચઢ્યો, તો તો તું અવનિમાં પડ્યો !
તારૂં ઋણ હું ક્યાં છૂટીશ, કોટિ વાર જો પ્રાણ તજીશ. ૬
અનૃણ થાવા નથી ઉપાય, જે તેં ગુણ કીધો ખગરાય;
મુજ કારણ તેં તજીઆ પ્રાણ, એવો તું તો ચતુરસુજાણ. ૭
બ્રહ્મજ્ઞાનીને જે ગતિ હોય, તે ગતિ તું તો પામે સોય;
જે ગતિ પામે કનકદાતાર, તે ગતિ તું પામે નિર્ધાર. ૮
તાતથકી તું અધિકો સહી, તુલા તારીએ તો કો નહિ;

---

૭. અનૃણ—ઋણ રહિત. "ઉરણ" પ્ર. ૪ થી.

મારા સ્વામીને સંભળાવે વાત, ત્યાં લગી તું જીવે તાત! ૯
સીતાને રાવણ લેઇ જાય, મૂકાવોજી રાઘવરાય;
કાલાવાલા કોટિક કરે, નયનથકી જળધારા ઝરે. ૧૦
થર થર થર ધ્રુજે છે દેહ, વિરહે વપુ પરેછે વેહ;
રાવણે આવીને પાણિ ગ્રહી, રથ ઉપર બેસારી સહી. ૧૧
વેગે ચાલ્યો લંકા ભણી, જટાયુ પંખીને હણી;
આવ્યો રાવણ સાગરતીર, જળે ભર્યો ગાજે ગંભીર. ૧૨
અંતરિક્ષ માર્ગે ચલાવ્યો રથ, આક્રણિયે ઉપાયો અનર્થ;
સીતા જો ખાઈ લંકાતણી, જે માંહે લેરી છે ઘણી. ૧૩
શત યોજન લંકાનો ગિરિ, લંકા નગરી નિરમી ખરી;
ત્રીશ યોજન નગરી વિસ્તાર, ચૌટાં ચોવટાં પોળ પગાર. ૧૪
કનકકોસીસાં મનોહર (મન) જડ્યાં, વિશ્વકર્માએ નિજ કર ઘડ્યાં;
આ જો રે તું પૂરવ પોળ, રત્ને જડ્યાં અતિ અદ્દ્ભુત ઓળ. ૧૫
ઉત્તર પશ્ચિમ દક્ષિણ દેશ, પંચવટી પરહરી ઉવેખ;
આ જો રે મહાદેવનું ધામ, મદનમહોલ કર્યા ચિત્રામ. ૧૬
આ મંદિર જો મહાપાર્શ્વતણું, કહી ન શકું વર્ણન છે ઘણું;
લંબકર્ણનો આ આવાસ, દિનકર કોટિએ કર્યો પ્રકાશ. ૧૭
ભાસ્કરકેરૂં ભલું ભુવન, જોતાં મન થાયે પ્રસન્ન;
અહીંઆ રહેછે પ્રહસ્ત પ્રધાન, શુકસારણ રહેછે એણે સ્થાન. ૧૮
જાંબુમાલી વિદ્યુન્માલી જેહ, માલ્યવાન્ સુમાલીનું ગેહ;
મકરાક્ષ વક્રાક્ષ વિરૂપાક્ષ, એનાં ઘર જોતાં મન દે સાક્ષ. ૧૯
યૂપાક્ષ ક્રુરપાક્ષ તો એહ, અહીંઆં રહેછે આણીને નેહ;
અકંપન કંપન બે યોધ, જાણે મૂર્તિવંતા ક્રોધ. ૨૦
અહીં વસેછે અક્ષયકુમાર, મારો સુત બળનો નહિ પાર;
ઇંદ્રજિત અહીં રહેછે મુજ તન, જાણે મૂર્તિવંતો મદન. ૨૧
આ જો રે વિભીષણનું સદન, જોઈ સફળ કરો લોચન;

---

૧૩. ઉપાયો—ઉપજાવ્યો. ૧૪. ચોવટાં—ચાર માર્ગના ચકલા. પગાર—પગવટ (?) ૧૫. રત્ને ઇ૦—જેમાં રત્ને જડેલાં અતિ અદ્દ્ભુત ઘરની ઓળ છે. ૧૬. પંચવટી ઇ૦—હવે તજેલી પંચવટીની તું ઉપેક્ષા કર. મદનમહોલ—કામદેવનું ગૃહ—ક્રીડાગાર. ૧૭. લંબકર્ણ—એક રાક્ષસ. ૧૮. ભાસ્કર—એ નામનો રાક્ષસ.

અહીં કુંભકર્ણ સૂતો છે ભ્રાત, જે જાગત તો જગને ખાત. ૨૨
આ જો રે તું પુષ્પક વિમાન, બ્રહ્માતણું લીધું છે નિધાન;
મન વાંચ્છિત પામિયે કામ, રમવાનાં નાના વિધિ ઠામ. ૨૩
મનવેગી એ પંથ પળાય, જ્યાં મન ચિંતવીએ ત્યાં જાય;
એમાં વસતાં કો વૃદ્ધ ન થાય, આધિ વ્યાધિ નવ પામે કાય. ૨૪
એમાં આપણ કીજે વિલાસ, પૂરૂં તારા મનની આશ;
સીતા કહેછે મારે ખપ નથી, રામ સાથે રમીશ મન મથી. ૨૫
બીજા કોશુ મારે નહિ કામ, પ્રાણજીવન વલ્લભ શ્રીરામ;
આ જો રે મારે વસવાનો મોહોલ, સ્વર્ગ કીજે નહિ સમતોલ. ૨૬
રત્ને જડ્યાં પાથરણાં પર્યંક, હું બેસું તું ઓપે અંક;
પંચવટીની પર્ણકુટી વીસાર, સઘળી માંહે શિરોમણી નાર. ૨૭
છજાં જાળિયાં માળિયાં મણિ જડ્યાં, ઉંચાં જઇ આકાશે અડ્યાં;
એમાં આપણ કીજે કેલિ, જાણે વૃક્ષે વીંટાણી વેલી. ૨૮
સીતા કહે સઘળાં એ બળો, શ્રીરામ પ્રભુ મઢીમાં મળો;
હું તો છું સતી સાધવી, તું તો વાત કરે અભિનવી. ૨૯
તારૂં બોલ્યું મને નવ ગમે, મારૂં મન રાઘવમાં રમે;
રાવણ કહેછે સુણ સુંદરી, અહીં રામ આવે કેમ કરી? ૩૦
રાક્ષસ મારે અસંખ્યાત, દશે દિશ રક્ષા કરે ઘાત;
મેલ તું મનુષ્યનું નામ, મુજ સાથે પડિયું કામ. ૩૧
દેખાડી વાડી વન ઉપવન, અહીં તારૂં માને છે મન;
પછે અશોકવાટિકા જ્યાંય, સીતાને બેસારી ત્યાંય. ૩૨
આસોપાલવના તરૂ હેઠ, સીતા બેસાર્યાં જઈ ઠેઠ;
રઘુનાથ સંઘાતે લાગ્યો રંગ, બીજાને બોલાવા મન ભંગ. ૩૩
રાવણની સાડીત્રણ ક્રોડ રાક્ષસી, કાલરૂપ તે કૃત્યા જસી;
સીતાની પાછળ તે ફરી વળી, મનગમતી માનુષી મળી. ૩૪
રાવણ કહે કે બીહાવજો, વધામણી ખાવા આવજો;
કહે તમ સાથે મન મળ્યું, મનુષ્યતણું ત્યાં સમરણ ટળ્યું. ૩૫
વેગળાં રહીને કરજો વાત, ઉગામજો પણ કરશો મા ઘાત;

---

૨૫. મનમથી—મનને મથીને—યત્ને કરી વશ રાખીને. અથવા મનમથી—મન્મથપત્ની—રતિ, રામ સાથે રતિ રમીશ.

સીતા મારે પ્રાણજીવની, મુજ ઉપર કરજો એકમની. ૩૬
જઇ તેને ચરણે લાગજો, મારી વતી માન માગજો;
રાજ્યભ્રષ્ટ રામને વીસાર, થા રાવણની પટોધર નાર. ૩૭
અન્યોઅન્ય કાયા કરડજો, માંડ ખાવાનું મુખ મરડજો;
એવું કહીને રાવણ ગયો, મંદોદરી કને જઈ રહ્યો. ૩૮
કંથ કર્યું તેં કૂડું કામ, દૂભવ્યા મહાનુભાવ શ્રીરામ;
તેહતણી ઘરણી તેં હરી, લાવ્યો મૃત્યુ તું માથે ધરી. ૩૯
વિષતણી તો વાવી વેલ, જઇ ચરણે રાઘવને મેલ્ય;
જો કરે જીવ્યાની આશ, નહિતર હું તો થઇશ નિરાશ. ૪૦
સીતા સોંપી રામને મનાવ્ય, પછી અમર થઇ ઘેર આવ્ય;
રૂઠે રામ કહેવાયે નહિ, ચૌદલોકમાં ન શકે રહી. ૪૧
કોણ દુર્મતિ તમને ઉપની, હું તમ ઉપર તો છું એકમની;
મુજ વિષે કાઢીને વાંક, વળી વિશેષે આડોઆંક. ૪૨
રાવણ કહે શું ચઢાવે રીસ, સર્વ પડશે તારે શીશ;
મારૂં તું લેઇશ મા નામ, મારે સીતા સાથે કામ. ૪૩
એવે સુરપતિ આવ્યો બ્રાહ્મણ થઇ, જ્યારે રાક્ષસીઓ અળગી ગઈ;
માતાજી પીઓ સુરભીનું ક્ષીર, જેમ રહે મન તમારૂં ધીર. ૪૪
ક્ષુધા તૃષા નિદ્રા નહિ નડે, આધિ વ્યાધિ અંગે નહિ અડે;
શ્રાંત થાયે નહિ શરીર, વે'લી કૃપા કરે રઘુવીર. ૪૫
તમો કરવા અમને ઉપકાર, અવનિ ઉપર ધર્યો અવતાર;
તમો અજન્મા આદ્યછો એહ, પ્રકૃતિ પુરૂષ ત્યાં તમો તેહ. ૪૬
વળતાં વચન વદે જાનકી, તું કોણ આવ્યો ક્યાં થકી;
સીતાજી હું છું સુરપતિ, તમે દુઃખ મા ધરશો રતિ. ૪૭
સીતા કહે હું ઓળખતી નથી, જે તું કારણ કહેછે કથી;
રખે તું તો રાવણ હોય, કપટી થઇ આવ્યોછે કોય. ૪૮
સીતા કરે વિલાપ રૂદન, રાખો રાજીવદળલોચન;
ઈંદ્રે જાણ્યું ખીની એહ, ઇંદ્ર થયો અધક્ષણમાં તેહ. ૪૯
મુહૂર્ત માત્ર પ્રકટયો સુરરાજ, આઇજી અમારે કરવા કાજ;
તમે કરાવી પોતાનું હરણ, રાવણને રામ પમાડે મરણ. ૫૦

---

૩૭. પટોધર–પટરાણી. ૪૫. શ્રાંત–થાકેલી. ૪૯. ઈંદ્ર થયો–ઈંદ્ર સ્વરૂપે થયો.

## કડવું ૧૬ મું.

રાગ

ત્રિલોક નિઃકંટક કરી, તમને બેસારી ઉછંગ;
રામ અયોધ્યા પધારશે, મન આણી રંગ. ૧
માતા હું તો પુત્ર તમારો, હરિહરબ્રહ્માની તું માત;
તે ત્રણે તમારા ગુણ છે, વેદ ન લહે વાત. ૨
વચન સુણીને સુરપતિનાં, સીતા થયાં પરમ પ્રસન્ન;
દૂધ પીધું દયા આણી, માનિયું ત્યાં મન. ૩
ઈંદ્રિ અંતરધાન થયો, સીતાને કરી સંતોષ;
પરોપકાર કરવા હરણ કરાવ્યું, કો ન કાઢે દોષ. ૪
રઘુનાથ મારીચને મારી, પાછા વળ્યા ધરી પ્રીત;
લક્ષ્મણ દીઠા આવતા, એકાએક વિપરીત. ૫
રામ કહેછે રીસ કરીને, તમે કોણ કીધું કામ;
સીતાને એકલી મૂકીને, ડગ એક આવ્યો આમ. ૬
આપણે રાક્ષસશુ વેર વસાવ્યું, હવું હરી હરણ;
સીતાને વિરહે કરી, નિરધાર પામીશ મરણ. ૭
વીરા વેરી કરે તે તેં કર્યું, જે ભળી આવ્યો મંદ;
એમ કહી રઘુનાથજી, કરતા હવા આક્રંદ. ૮
લક્ષ્મણ કહે છે રામજી, હું નથી ચૂક્યો નાથ;
તમારૂં તો વચન પાળું, જુગમ જોડી હાથ. ૯
પણ જાનકીએ હુંને મોકલ્યો, કહીને કઠણ વચન;
તે મેં કહેવાયે નહિ ને, દાઝે મારૂં મન. ૧૦
મેં વનદેવતા સાખી કર્યા છે, સીતાએ કહ્યા છે બોલ;
તે હું સહી શક્યો નથી, લાગે વિષ સમતોલ. ૧૧
આવ્યા આશ્રમ સમીપે, સૂનું દીસે વન;
શકે તો સીતા નથી, દાઝે મારૂં મન. ૧૨
સદા સામી આવતી, અને દેતી માન;
પ્રેમ ધારી પૂજા કરતી, આવી રે'તી સન્નિધાન. ૧૩
તે સીતા નથી દીસતી, અહીંમાં બેઠા રામ;

૧. રાગ-(લખ્યો નથી). ૧૨. શકે તો-રખેને ! ૧૩. સન્નિધાન-પાસે.

છાની છપી રહી નથી, શોધ્યાં સઘળાં ઠામ. १४
ગિરિ ગહ્વર ને ગુફા જોઇ, ન દીઠી કહીં નાર;
મૂર્છા ખાઇને મેદિની, તવ પડ્યા દેવ મુરાર. १५
લક્ષ્મણજી બેઠા કરે, ઉઠો રાઘવરાય;
સીતાને શોધી કાઢીએ, કીજે કોટિ ઉપાય. १६
જો તમે તો ધીરજ ધરશો, તો સરશે સર્વ કાજ;
સીતાને પણ પામશો, સુખે કરશો રાજ. १७
સાવધાન થઇને સંચર્યા, તે જોતા જોતા જાય;
પર્વતને પૂછે જઇને, આતુર અતિશે થાય. १८
હા સીતા! હા સીતા! કહીને, વિવિધ કરે વિલાપ;
ઉભા થઇને પડે અવનિ, પામિયા તન તાપ. १९
અરે ગોદાવરી! તું માતા મારી, જો સીતાની કહે ભાળ;
જાતાં તુંને કહ્યું હોયે કાંઇ, તે તું કહે તતકાળ. २०
વૃક્ષને પૂછે ને વેલીને, જો તમને કોઇ કહ્યું હોય;
તો તો મુજને સંભળાવો, સીતાની શુદ્ધ સોય. २१
પેરે પેરે પૂછે છે પંખીને, મૃગને પૂછે મર્મ;
કો કાંઇ કહેતું નથી, ભૂલા ભમિયે ભર્મ. २२
વાધી વિરહે વેદના, તન તાલાવેલી થાય;
કહીંએ શોધ પામે નહિ, વન વન જોતા જાય. २३
હા હા! વહાલી વૈદેહી! વિરહે વપુ પડેછે વેહ;
કર્વતે કાયા કપાય છે, તું ન જાણે તેહ. २४
જે જાનકીને જોતા હશે, તેનું પહોચે પુણ્ય;
હું રહ્યો છું હારવી, શરીરે થયો છું શૂન્ય. २५
હા હા મારી મૈથિલી, એકવાર દે દર્શન;
મુને અલજો અતિ થયોછે, ત્રાસ પામું તન. २६
લક્ષ્મણજી ત્યાં પ્રશંસે છે, રામ કરેછે રદન;
સઘળે દીઠે નિરખતા, ગિરિ ગહ્વર ઉપવન. २७
જુએ તો એક પંખી પડ્યો છે, મોટો પર્વતપ્રાય;

२२. ભર્મ—ભ્રમમાં—અરમાઇને. २५. હારવી—હારીને. २६. અલજો—(આર્જવ) ઉત્કંઠા (?) २७. પ્રશંસે છે—વખાણે છે (સીતાને).

શકે તો સીતા એણે ખાધી, જોવા જેવે જાય. ૨૮
લક્ષ્મણ એ તો જટાયુ, સીતા કેરે કાજ;
રાક્ષસ સાથે યુદ્ધ કરીને, પડ્યો છે ખગરાજ. ૨૯
આઘા આવીને પૂછિયું, સીતા શોધની વાત;
કહે રે તુંને આવડો, કોણે કર્યો છે ઘાત. ૩૦
આગળ જુએ તો પડ્યો છે, આયુધનો અંબાર;
પાંખનાં પીછાં પરાં કર્યાંછે, પ્રૌઢ વાગ્યા પ્રહાર. ૩૧
કાનમાં પેસી પૂછેછે, કર એટલો ઉપકાર;
હરણ કર્યું કોણે સીતાનું, સંભળાવે સમાચાર. ૩૨
ચાંચ કાપી કહેવાય નહિ, સમજાવે કરી સાન;
પછે પંખીએ પ્રાણ તજિયા, સાન્નિધ્ય શ્યામલવાન. ૩૩
અરે પંખી પામજે તું, મહામનોહર મુક્તિ;
જ્યાં યોગેશ્વર જાયે નહિ, જે જાણે સઘળી યુક્તિ. ૩૪
પિતાથકી તું અધિક મારે, સીતા નિમિત્ત નિર્મ્યા પ્રાણ;
હું તો તારો ઋણિયો રહ્યો, હવે કીજે કશું વખાણ. ૩૫
પછે ઇંધણાં અણાવ્યાં, દીધું તેહને દહન;
નામ લેઇને રોયા ગાઢે, આતુર થઈ અંબુજનયન. ૩૬
ગોદાવરી માંહે જઇ, સચૈલ કીધું સ્નાન;
પિતાની પેરે શ્રાદ્ધ સાર્યું, જથાવિધિ જપદાન. ૩૭
ત્યાં જોતા જોતા જાયે, ઉંચા ચઢી અપાર;
દેશ સઘળો અવલોક્યો છે, શોધે સઘળા ઠાર. ૩૮
મૃગના બાળકને પૂછેછે, તમે કહો સીતાની ભાળ;
તારા જેવાં લોચન છે, સીતાનાં પરમવિશાળ. ૩૯
સાવજ સઘળાને પૂછે છે, સીતાકેરી શુદ્ધ;
ભમતાં કહીં ભાળ ન લાધી, શી વિચારે બુદ્ધ. ૪૦
એમ કરતાં આવિયું, એક મહામોટું વન;
વંટોળિયા ને દવ બળે છે, વાય ઘોર પવન. ૪૧
ભયંકર ભાસે ઘણું, અતિ ઉપજે ઉત્પાત;
અપશુકન તો અતિ થાયે, વિસ્મય સરખી વાત. ૪૨

---

૩૫. નિર્મ્યા—જાણે નિર્મ્યા હોયની તેમ તેં અર્પ્યા. ૩૭.સચૈલ—વસ્ત્ર સુદ્ધાં.

જુએ તો એક આગળથી, આકર્ષે છે અપાર;
પાછળથી કો ઠેલે છે, પ્રીછ્યું ન પડે લગાર. ૪૩
આધાં જાતાં એક આવિયો, રાક્ષસ ત્યાં મહાઘોર;
પેટમાં માથું વળગ્યું છે, ને કબંધ કાય કઠોર. ૪૪
યોજન માત્ર તે જાણજો, તે પાપીના છે પાણ;
બથાવીને બળે શું, ઉદર આગળ આણ. ૪૫
એમ કરીને આહાર કરે, અવર નહિ ઉપાય;
પ્રાણીમાત્ર કો તે વનમાંથી, જીવતાં નવ જાય. ૪૬
રામ કહેછે લક્ષ્મણને, હવે કરશું કશો ઉપાય?
આ આપણને મારશે, ભય કષ્ટ પામ્યા કાય. ૪૭
એટલે રાક્ષસ આઘો આવ્યો, બાથમાં છે બેહ;
પેટ આગળ આણીને, ભક્ષ કરવા હીંડે તેહ. ૪૮
કે' કે તમો ત્યાં કુણ છે, ચઢાવી શર ચાપ;
જટા વનફુળ ધર્યાં છે, આતુર દીસે આપ. ૪૯
મુજ ભાગા બીહીતા નથી, શું મરવા થયુંછે મન;
આણે વન આવે તે આ'ર મારો, આનંદે અનુદીન. ૫૦

---

## કડવું ૧૭ મું.

### રાગ મારૂણી.

જીવતો કોઇ જઇ શકે નહિ, જક્ષ કિન્નર મનુષ્ય દેવ;
હાથે બાથ ભરીને આણું, ઉદર આગળ એવ. ૧
કહો તમે તે ક્યાંથી આવ્યા, કે ખૂટ્યો છે કાળ;
મારૂં નામ કહ્યું નહિ કોણે, જાણ્યું નહિ જંજાળ. ૨
જો જટા વનફુળ પેહેર્યાં છે, તો કશાં ચાપને બાણ;

---

૪૪. કબંધ—ધડ—એક રાક્ષસનું નામ. એ રાક્ષસનું માથું તેના પેટ આગળ હતું અને તેની આકૃતિ માથા વિનાના ધડ જેવી હતી માટે તેને કબંધ નામથી ઓળખાવ્યો છે. ૪૫. પાણ—હાથ. આણ—આણે. ૪૯. આપ-તમારૂં પોતાનું (મન). ૨. જાણ્યું ઇ૦—"જાણ્યું નહિ જે જાય" પ્ર. ૧.

ચાપ આકર્ષી આવ્યાછો, લેશો કોના પ્રાણ. ૩
રામ કહેછે કે રે લક્ષ્મણ! આપણી કે' ત્યાં વાત;
મેં ગદગદ કંઠે કહેવાતું નથી, અવલોકી ઉત્પાત. ૪
લક્ષ્મણ કહેછે સૂર્યવંશી, દશરથ નામે રાય;
તેહતણા તો અમો દીકરા, કષ્ટ પામિયા કાય. ૫
આ રામ ને હું તો લક્ષ્મણ, પાળવા તાતવચન;
અમે બેઉ તો વન નીસર્યા, તાપસનાં ધરી તન. ૬
સાથે સીતા જનકસુતા તે, રામચંદ્રની નારી;
વસ્યાં પંચવટીએ આવી, હું છું આજ્ઞાકારી. ૭
કનકકુરંગ દેખીને સીતા, મન પામી અતિ મોહ;
રઘુપતિ ચાપ બાણ ધરી ધાયા, કરવા તેનો દ્રોહ. ૮
હું કઠિન કહી સીતાએ કાઢયો, એવે આવ્યો રાક્ષસ કોય;
હરણ કરી ગયો સીતાનું, શુદ્ધ ન લાધે સોય. ૯
જોતાં જોતાં જનકનંદિની, અહીં લગે તો આવ્યા;
તું કોણ ને કહેછે તે શું, તેં તો અતિ બીહાવ્યા. ૧૦
રાક્ષસ કહેછે હું અહીં રહુંછું, કબંધ મારૂં નામ;
આજ આહાર અપૂર્વ પામ્યો, ભલે આવ્યા લક્ષ્મણ રામ. ૧૧
રામ કહેછે જ્યારે લક્ષ્મણ, એ આપણને ખાશે;
ભરત રાજ્ય નિઃકંટક કરશે, કૈકેયી સુખણી થાશે. ૧૨
સીતા તો દુઃખ પામશે, મૃત્યુ પામ્યા દશરથ તાત;
વન બોલાવ્યાનું ફળ પામી, ભરતતણી તો માત. ૧૩
લક્ષ્મણ કહેછે ભ્રાતજી તમો, કાયરપણું કાં આણો;
માંડ માયાએ મનુષ્ય થયા છો, સ્વામી સર્વે જાણો. ૧૪
એક હાથ છેદો તમે એનો, બીજો કર હું છેદું;
કહો તો એને એકલો મારૂં, બાણે કરીને ભેદું. ૧૫
ભલો ભલો તું ભાઈ મારો, જે તેં ધીરજ ધરિયું;
મેં તારૂં તો મન જોવાને, કાયર વચન ઉચરિયું. ૧૬
છેદ પાણ તું એક એહનો, બીજો હું તો કાપું;

---

૩. ચાપ આકર્ષી=ધનુષ્ય ખેંચીને. "આમ આકર્ષી" પ્ર. ૪ થી. ૪. આપણી કે૦—"આપણ પાની વળી." પ્ર. ૧–૨.

ઘડી વારનો એ આપ વખાણે, મૃત્યુતણે કર આપું. ૧૭
વચન સુણીને લક્ષ્મણજીએ, છેદ્યો તેનો પાણ;
રાઘવજીએ બીજો છેદ્યો, સુર બોલ્યા જયજય વાણ. ૧૮
મહાપાપી તે મૃત્યુ પામિયો, પડતાં પરછંદો થયો પ્રૌઢ;
ભૂ કંપી ને પર્વત ડોલ્યા, દેવ થયા દિગ્મૂઢ. ૧૯
પાપીને પડ્યો દેખીને, સ્વસ્થ થયું સહુ કોય;
પુષ્પવૃષ્ટિ ને દેવદુંદુભિ, આનંદ્યું સર્વે કોય. ૨૦
જયજય રામ જયજય રઘુનંદન, જાનકીજીવન;
જયજય શ્રીદશરથનંદન, જય કૌશલ્યાતન. ૨૧
કોશલેંદ્ર કાકુત્સ્થ કરૂણાનિધિ, રાજિવદળલોચન;
મહાપાપી તો મરણ પમાડ્યો, નિઃકટક થયું વન. ૨૨
તે રાક્ષસની કાયામાંથી, દિવ્ય પ્રકટ્યો દેહ;
અંતરિક્ષ મારગ ઊભો રહીને, વાણી બોલ્યો તેહ. ૨૩
દિનકરના સરખું દીસેછે, જેના તનનું તેજ;
દિવ્ય વસ્ત્ર પરિધાન કર્યાંછે, હૈયે આણી હેજ. ૨૪
જય જય જય જાનકીજીવન, ભલે ધર્યા અવતાર;
તમટાળી મુજ પાપીનો, કોણ કરે ઉદ્ધાર. ૨૫
ઘણા દિવસનો વા'લા મારા, જોતો હુતો વાટ;
અવનીએ અવતરશે ક્યારે, એ મોટો ઉચ્ચાટ. ૨૬
આણે મારગ કંઈ કાળનો, કરતો'તો પ્રૌઢાં પાપ;
મહાનુભાવ મુનિ મોટા માર્યા, જે અહીં આવ્યા આપ. ૨૭
રાઘવ કહેછે શામાટે તું, વાટ જોતો'તો મારી;
તું તો મને શું જાણે જે, પ્રકટ્યા દેવમોરારિ. ૨૮
આગે તું તો શું હતો ને, ક્યમ પામ્યો એ અંગ;
પાપ બુદ્ધિ ટળી ક્યમ તારી, રૂડો દીસે રંગ. ૨૯
રાક્ષસ કહેછે સ્વામી સાંભળો, કર્મતણી કહું કા'ણી;
દશરથતન માર્યા થકી એ, મેં પૂર્વ કથા સર્વે જાણી. ૩૦
જાતિસ્મરણ હવું છે મુજને, વિસ્તારી કહું વાત;

---

૩૦. દશરથતન ઇ૦—મને દશરથતને માર્યો તેથી મેં મારી પૂર્વ કથા જાણીછે.

એકમના થઇને સાંભળજો, સ્વામી શ્રીજગતાત. ૩૧
વિશ્વાવસુ નામે હુતો, આગે હું તો દેવ;
આગળ અપ્સરા નૃત્ય કરતી'તી, સુર કરતા'તા સેવ. ૩૨
અંતરિક્ષ માર્ગ હું જાતો'તો, બેસી દિવ્ય વિમાન;
સાથે અનેક અપ્સરા હતી, ગંધર્વ કરતા ગાન. ૩૩
એવે ગંગાતીરે કો એક, તાપસ દમેછે દેહ;
વરાંસતાં તે ઉપર થુંકાણું, તત્ક્ષણ કોપ્યો તેહ. ૩૪
જા રે પાપી તું રાક્ષસ થાજે, જો તું અભિમાને આવરિયો;
પછે તેણે શાપીને હું, રાક્ષસ દેહે કરિયો. ૩૫
હું પછે પસ્તાઇ પોતે, જઇને લાગ્યો ચરણ;
અજાણે અપરાધજ કીધો, સ્વામી આવ્યો શરણ. ૩૬
કહોજી કહીંએ મુજ મૂરખાનો, થાશે ત્યાં ઉદ્ધાર;
દુઃખસાગરમાં હું બૂડ્યો છું, કહીંએ પામીશ પાર. ૩૭
તાપસ કહેછે અયોધ્યામાં, પ્રકટ થાશે રામ;
ભૂતણો ભારજ હરવા, કરવા સુરનાં કામ. ૩૮
પિતાવચન પાળવા રાઘવ, વન વસશે બે ભ્રાત;
સાથે જનકનંદિની સુંદર, જે જગતની માત. ૩૯
તેનું હરણ કરાવી રાઘવ, વન વન જોતા જોતા;
એણે વન ત્યાં આવી ચઢશે, સીતા વિરહે રોતા. ૪૦
ત્યારે ત્યાં તું બાથજ ભરજે, કે'જે કઠણ વચન;
ત્યારે તુંને રામ મારશે, છૂટીશ રાક્ષસતન. ૪૧
તે માટે મેં તમો ઓળખ્યા, મનુષ્ય થઇ અવતરિયા;
મુને રાક્ષસપણે મૂકાવ્યું, અમર નિર્ભય કરિયા. ૪૨
રામ કહેછે મસ્તક તારૂં, કેમ થયું ત્યાં પેટ;
એ મારે મન સંદેહ મોટો, તે ટાળવો નેટ. ૪૩
રાક્ષસ કહેછે હું થયો રાક્ષસ, મેં વિચાર્યું મન;
એવો થઉં જે જીતી ન શકે, રણાંગણે કો અન્ય. ૪૪
મેં જાણ્યું કો માથે કરવો, મોટો સમર્થ સ્વામી;
પછી સુર સઘળાને સેવું, વર તેનો પણ પામી. ૪૫

---

૩૪. વરાંસતાં-વિચારમાં મન પડેલું હોવાથી અજાણ્યે. ૩૫. આવરિયો-ઢાંક્યો.

પછે એકમના થઇને, મેં મહા કીધું ઉપાસન;
બ્રહ્માજીનું ધ્યાન ધર્યુ ને, વશ રાખ્યું ત્યાં મન. ૪૬
સહસ્ર વર્ષ લગી મેં કીધું, શુદ્ધ મને સાધન;
વર આપવા વિધાતા આવ્યા, થઇ પરમ પ્રસન્ન. ૪૭
પછે મેં ત્યાં એ વર માગ્યો, કોથી નહિ મુજ મરણ;
જન્મ તેને મરણ સધું, બોલ્યા અશરણશરણ. ૪૮
પછી મેં માગ્યું જે દેવ દૈત્યથી, રાક્ષસથી મરણ ન પામું;
ભૂત પ્રેત પિશાચથકી રે, જીવિતવ્ય સુખ નવ વામું. ૪૯
બ્રહ્માએ કહ્યું મનુષ્ય મારશે, તે મુજ મન કેઈ માત્ર;
સ્વભાવે જે ભક્ષજ મારો, શિથિલ જેનાં ગાત્ર. ૫૦

---

## કડવું ૧૮ મુ.

### રાગ ધનાશ્રી.

બ્રહ્મા વર આપીને વળિયા, મેં દેવ દૈત્ય જીત્યા બહુ બળિયા;
યજ્ઞતણો હું માગું ભાગ, કોઇએ યજી શકે નહિ યાગ. ૧
દુઃખ પામીને સઘળા દેવ, મળ્યા એકઠા અવશ્યમેવ;
મુજ સંઘાતે માડ્યું યુદ્ધ, ઇંદ્રે મૂકયાં અતિ આયુધ. ૨
મેં પણ પ્રૌઢા કીધા પ્રહાર, અંતર અતિ આણી અહંકાર;
ઇંદ્ર ઐરાવત ચઢી આવ્યો, વજ્ર ઉગામી હું બીહાવ્યો. ૩
વજ્રવડે કર્યો શિર ઘાત, એ કહી અતિ વિસ્મય વાત;
પેટ માંહે પેઠું મુજ શીશ, મેં જાણ્યું હું શું કરીશ. ૪
થયો આકળો મરણ ન આવે, અમરતણે મન એમજ ભાવે;
ઇંદ્રે અતિ અનુકંપા આણી, કષ્ટ પામતો મુજને જાણી. ૫
ઉદર વિડારી કાઢ્યું મુખ, પછે હું અતિ પામ્યો સુખ;
કહ્યું તું તે બાથજ ભરજે, ઉદર આગળ આણી ભક્ષજ કરજે. ૬
જોજન માત્ર તો તારા હાથ, લે ઉસરડી એકે બાથ;

---

૪૮. આ કડીની બીજી લીટી પ્ર. ૨ જીમાં નથી. ૪૯. જીવિતવ્ય સુખ— જીવતરનું સુખ.

એમ કર્યો આટલા દિન આહાર, પછે કરી તમે સાં સાર. ૭
મારે કાજે કરાવ્યું હરણ, અહીં આવી પમાડ્યો મરણ;
સ્વામી તું છે દીનાનાથ, હું બૂડતો ઝાલ્યો હાથ. ૮
એક કરો મુજને ઉપકાર, અંગને દો અગ્નિસંસ્કાર;
રામ કહે અમો ન લહુ રીત, રાક્ષસદહન જાણું વિપરીત. ૯
અણાવો પ્રભુ ઈંધણભાર, એક ઉંડી ખાડ ખણો અપાર;
માંહે કાષ્ટના કડકા નાખી, વૈશ્વાનર મધ્યે મેલો સાખી. ૧૦
ધગધગતા કરી અંગાર, અંગ માંહે નાખો નિરધાર;
તે તેમ રામે સર્વે કરિયું, રાક્ષસ કહે મુજ કારજ સરિયું. ૧૧
રામ કહે રાક્ષસ સુણ વાત, જો તું ગુણ માનેછે ભ્રાત;
એક મારૂં કરજે કામ, રહેતો સદા તું આણે ઠામ. ૧૨
જો સીતાની, જાણે ભાળ, તો તો મને કહે તતકાળ;
વળતો વચન વદે એમ દેવ, હું નથી જાણતો અવશ્યમેવ. ૧૩
પંપાસર નામે સર એક, ત્યાં પધારો કરી વિવેક;
એક ભીલડી રહે તેની તીર, ધ્યાન ધરી બેઠી છે ધીર. ૧૪
શબરી એવું તેનું નામ, તે તમને ઇચ્છે છે રામ;
ત્યાંથી તમો પામશો શોધ, મુજને એ ઉપજે છે બોધ. ૧૫

## દેશી ફેર.

એમ કહીને તે તો રાક્ષસ, થયો અંતરધ્યાન;
પંપાસર ભણી પધાર્યા, સમર્થ શ્રીભગવાન. ૧૬
વાટે જાતાં વન બહુ આવે, સાંભરે સીતા નારી;
વળી વળી વિલાપ કરે પણ, લક્ષ્મણ રાખે વારી. ૧૭
ચકોર ચકોરી જોડ જોઈ, ખીજ્યા અતિશે રામ;
નિશાએ વિયોગ પામજો, ન રહેશો એકે ઠામ. ૧૮
મુજને દેખીને ક્રીડા કરોછો, દેખાડો છો જોડું;
બેજણાં એકઠાં હીંડો છો, દુઃખ નથી દેતાં થોડું. ૧૯
આ જોરે લક્ષ્મણ બગ બાપડો, શનૈઃ શનૈઃ ભરેછે પાય;
જાણે છે પ્રાણી માત્ર કો, રખે ત્યાં દુખાય. ૨૦

---

૯. રાક્ષસદહન ઇ૦—રાક્ષસને દહન કરવાની ક્રિયા વિપરીત છે એમ હું જાણું છું. "રાક્ષસ દેહ ન જાણે વિપરીત" પ્ર. ૩. ૭.

લક્ષ્મણ કહે સ્વામી એતો, કપટી છે ત્યાં કોય;
જાણે છે રખે નાશી જાતો, આહાર એનો જે હોય. ૨૧
શબરી ત્યારે સામી આવી, પ્રભુને લાગી પાય;
હૃદેકમળ-માંહે દીઠા, જ્યારે રાઘવરાય. ૨૨
ચરણ પખાળીને પ્રેમે, પીધું પાવન પાણી;
લક્ષ્મણજીની પૂજા કીધી, ભાવભક્તિ મન આણી. ૨૩
કુશાસને બેસાડ્યા બેહુને, દંડવર્ત કરી પ્રણામ;
ઘણા દિવસથી વાટ જોતી હતી, ભલે પધાર્યા રામ. ૨૪
સ્વામી આણે આશ્રમ રહેતા, માતંગ નામે મુન્ય;
આપોપે ત્યાં સ્વર્ગ પધાર્યા, કરીને પ્રૌઢાં પુણ્ય. ૨૫
મેં સેવા કીધી હતી ઋષિની, હું જાવા હીંડતી સાથ;
મને કહ્યું તું અહીંઆં રે'જે, આવશે શ્રીરઘુનાથ. ૨૬
ત્યારે તું તો સેવા કરજે, આ આપજે ડાભ;
રાઘવજીનું દર્શન પામીશ, મને મોટો લાભ. ૨૭
એ ત્યાં ફળ આપે રાઘવને, કરવા કારણ આહાર;
આ જળ શીતળ તું પ્રેમે પાજે, અમૃતથી અધિક અપાર. ૨૮
તે માટે હું કંઈ દહાડાની, વા'લાજી જોઉં વાટ;
દર્શનનો અલજો અતિ મુને, નેહ અંતરગત નાટ. ૨૯
મુજ દાસડીપરે દયા ધરીને, દેવાને દર્શન;
પ્રભુજી તમે ભલે પધાર્યા, માન્યું મારૂં મન. ૩૦
સ્વામીજી આ કુશ લેઇને, કરોની નિત્યકર્મ;
આ દર્ભ છે કંઇ દહાડાનો, મુનીતણો તો મર્મ. ૩૧
રામે નિત્યકર્મ ત્યાં કીધું, પછે આવ્યા આશ્રમ;
શબરીએ ત્યાં સેવા કીધી, ભારે ભાગ્યો ભર્મ. ૩૨
સ્વામી આ ફળ અમૃત સરખાં, આનંદે કરી આહાર;
મેં ચાખી ચાખી મૂક્યાં છે, જે જાણ્યાં શ્રીકાર. ૩૩
કાપીને કરડી જોયાં છે, જે મને મીઠાં લાગે;
રામને કાજે એ રાખ્યું, એમ વિચાર્યું આગે. ૩૪
તે દહાડાની છું અપવાસણ, એકે કર્યાં નહિ આહાર;

૨૪. કુશાસને-દર્ભની સાદડી ઉપર. ૨૯. અલજો-(આર્જવ) ઉત્કંઠા (?)

તમારે કાજે મેં રાખ્યાં, સંઘરીને સાર. ૩૫
રાઘવ કહે મુને મીઠાં લાગે, અમૃત પ્રાયે એહ;
એવાં એ કોઇએ નથી ખાધાં, તારો નિર્મળ નેહ. ૩૬
કૌશલ્યાનું પીરસ્યું કહીએ, એવો સ્વાદ ન આવે;
જેવાં તારાં બદરીફળ, મધુરાં મુજને ભાવે. ૩૭
સીતા પ્રેમે કરી પીરસતી, અમૃત સરખા આહાર;
તેથી આ મીઠાં લાગે છે, પ્રેમતણો નહિ પાર. ૩૮
એવું મેં કહીએ નથી ખાધું, ભાવ ધરી ભોજન;
ઘણા દિવસનો હું ભૂખ્યો છું, પ્રેમે કરૂં પ્રાશન. ૩૯
પછે પાવન પાણી પીધું, સ્વસ્થ થયા રઘુવીર;
સીતાને વિરહે કરીને, નયને વહે છે નીર. ૪૦
કૌશલ્યાથકી તું અધિકી, શબરી સાંભળ સાચું;
સીતાનો વિરહ સહી શકું નહિ, મારૂં મન અતિ કાચું. ૪૧
કોઇ રાક્ષસ હરી ગયોછે, કંઈ ન લાધે ભાળ;
જો જાણું હું જનકનંદિની, ત્યાં જાઉં તતકાળ. ૪૨
શબરી તારી સેવાએ કરી, પામ્યો અતિ સંતોષ;
સઘળાએ ગુણ સાચા તુંમાં, એક ન દીસે દોષ. ૪૩
શબરી કહેછે સ્વામી મારા, શા ગુણ તમારા કહિયે;
જે દર્શન દેવા અહીં આવ્યા, ભક્તવત્સળ બિરૂદ લહિયે. ૪૪
બ્રહ્માદિક સરખા નવ પામે, જે તમારૂં દર્શન;
તે હું ભીલડીભણી ભૂધર, (ભલે આવ્યા) કરૂણા આણી મન. ૪૫
સ્વામી હવે હું સ્વર્ગ જાઉંછું, આજ્ઞા મુજને દીજે;
અનુચર જાણી અંતરંગમાં, કેશવ કરૂણા કીજે. ૪૬
રામ કહેછે સાંભળ શબરી, એક અમને કર ઉપકાર;
હું સીતાની શોધ નથી જાણતો, શોધ્યા સઘળા દ્વાર. ૪૭
જો તું કંઇ જાણતી હોય ત્યાં, અમને મોકલ માત;
તો અમો ત્યાં તતક્ષણ જઇએ, વારૂ થાએ વાત. ૪૮
શબરી કહેછે ઋષ્યમૂકગિરિ, ત્યાં વાનર રહેછે પંચ;
જે થકી ત્યાં શોધ પામશો, સઘળા જાણે સંચ. ૪૯

---

૪૬. અંતરંગમાં—મનમાં.

આજ્ઞા માગીને રઘુનંદન, ચાલ્યા બાંધવ બેહ;
(એટલે) શબરી વિમાને બેસી ચાલી, દિવ્ય પામી દેહ. ૫૦
જટા વલ્કલ ધારી બેહુએ, એક ગૌર એક શ્યામ;
ચાપ બાણ ચઢાવી ચાલ્યા, સુંદર લક્ષ્મણ રામ. ૫૧
વાનર પાંચ રહેછે ગિરિ ઉપર, વાળી થકી તે નાશી;
આવતા દેવ સરિખા દીઠા, તેણે વાત વિમાસી. ૫૨
અરણ્યકાંડ થયું સંપૂરણ, સુણતાં સઘળી પહોંચે આશ;
કરજોડીને વિનવે, ભાલણસુત ઉદ્ધવદાસ. ૫૩



# किष्किंधाकांड.

---

## કડવું ૧ લું.

### રાગ કેદારો.

શ્રીગુરૂ સીતાપતિને, પ્રેમે કરૂં પ્રણામ;
સ્વામીજી મને કૃપા કરો, જેમ ગાઉં હરિગુણ ગ્રામ. ૧
સુગ્રીવ કહેછે એ છે કો એક, દિવ્ય ધરીને દેહ;
વાળીતણા પ્રેર્યા અહીં આવે, આદરપૂર્વક એહ. ૨
શકે તો સા'વા આપણને, આવેછે બે બળિયા;
ઇંદ્ર વરૂણ કે વાયુ વિશ્વાનર, કોણે ન જાયે કળિયા. ૩
ઇંદ્રધનુષ્ય સરખું આકર્ષી, અલાતચક્ર આકાર;
મહાદેવને મનાવી મોહકમ, આવે છે મધુમાર. ૪
ભૃકુટિ ભાળ ચઢાવી બેહુએ, ક્રોધ શોકયુક્ત જાણ;
શંકર વિષ્ણુ ચઢે ચઢવઢી, હેલાં કરવા હાણ. ૫
તેજે તરણિ કોટિ સરખા, સોમ સરીખા સોય;
અગ્નિતણી ઉપમા શી દીજે, મુનિજનનાં મન મો'ય. ૬
એવું કહી સુગ્રીવ ત્યાં નાઠો, સાથેથા કપિ ચાર;
પાછળ વાળી જોતા નહોતા, આતુર થયા અપાર. ૭
ગિરિ ગહ્વર ને નદી ઓળંગી, ભય પામ્યા છે ભારી;
વાળી જેવા વર્યા છે કર, તે સર્વે સંભારી. ૮
હનુમંત કહે શું નાસોછો, અજાણપણે એમ આપ;
પ્રીછ્યા પાખે પલાયન કરો, પરહરી પરિતાપ. ૯
કોણ જાણે એ આવતા હશે, કરવા કશો ઉપકાર;
અણજાણે ઉજાઇ જઇએ, વિના કસો વિચાર. ૧૦
કહેશે સચિવ કો સાથે નહોતો, સંધિવિગ્રહગતિ જાણે;

---

૩. વિશ્વાનર-(વૈશ્વાનર) અગ્નિ. ૪. અલાતચક્ર-બળતા પદાર્થનું કુંડાળું. મધુમાર-વિષ્ણુ. વાલિનો પક્ષ કરવાને વિષ્ણુ મહાદેવને સાથે લેઇને આવે છે! ૬. તરણિ-સૂર્ય.

પછે અર્થ કશે આવશે, જો ઓસરીએ અવસર આણે. ૧૧
સ્વામીને વિપત્તિ પડેછે, સેવક શે ન આવે કાજ;
તે પછે પસ્તાએ સેવક, જ્યારે મહીપતિ પામે રાજ. ૧૨
અમ સરખા સેવક સંગાતે, ને તમો પામ્યા ત્રાસ;
અમો યૌવન હર્યું માતાનું કેવળ, ભોગવિયો ગર્ભવાસ. ૧૩
જાણ્યા વિણ જાવું તે તમને, આગળ અતિ અપમાન;
યદ્યપિ કો ગુણ કરવા આવે, દેવાને વરદાન. ૧૪
જો આજ્ઞા આપો પ્રભુ મુજને, તો હું જોવા જાઉં;
પૂછી પ્રીછીને અહીં આવું, તો સાચો સચિવ કહેવાઉં. ૧૫
તમને ભય ઉપજે નહિ કોનો, હું પણ ભય નવ પામું;
માંહોમાંહે મૈત્રી કરી આપું, વસમી વેદના વામું. ૧૬
એમ કહીને અંજનીનો સુત, ઉતપતિયો આકાશ;
તાપસવેષ ધરીને આવ્યો, જ્યાં ઊભા અવિનાશ. ૧૭
પેખ્યા પ્રભુને પદપંકજ જઇ, પ્રેમે કર્યો પ્રણામ;
ઉપાડીને ઉંચો લીધો, હ્રદે ચાંપી રામ. ૧૮
આશિર આઘ્રાણ કરીને પૂછ્યું, કહેછે તું કોણ ભ્રાત?
કોણ કારણ આવ્યો છે અહિયાં, વિસ્તારી કહે વાત. ૧૯
હનુમંત કહેછે સ્વામી હું છું, અનન્ય તમારો દાસ;
ભાવે ભક્તિ માગું તમારી, અવર નહિ કાંઇ આશ. ૨૦
મેં મારૂં સર્વસ્વ સોંપ્યું છે, પ્રભુજી તમને પાણ;
કો એક કારણ પુરૂષ દીસો છો, ભાસો ભૂના ભાણ. ૨૧
જટા વલ્કલ ધર્યાં કોણ કારણ, દીસોછો રાજકુમાર;
એકે છત્રે ત્રણ લોકનો, અધિક નહિ અધિકાર. ૨૨
ચાપ બાણ તાણી કોણ ઉપર, કોને કરશો પ્રહાર?
ભ્રકુટિ કુટિલ કરી કો ઉપર, નયનાં અરૂણ અપાર. ૨૩
ચાપ બાણ ને જટા વલ્કલ, શોભે છે સંઘાત;

---

૧૧. સંધિવિગ્રહગતિ–'સધી વિધાગતિ' પ્ર. ૧ લી. ૧૯. આશિર આઘ્રાણ–માથું સુંઘવું. 'આશિર આગ્રહ' પ્ર. ૪ થી. ૨૨. એકે છ.–ત્રણ લોકનો સાર્વભૌમ અધિકાર પણ તમારાથી અધિક નથી. ૨૩. અરૂણ–'વરણ' પ્ર. ૧–૩.

બીજે કંઈ તો બારૂં દીસે, વિસ્મય સરખી વાત. ૨૪
આંખેથી આંસુ ચાલેછે, રસના રટે છે રામ;
સઘળાં સુખ ભોગવવા સરખા, કેમ અહીં આવ્યા આમ. ૨૫
માયિક તમને મનુષ્ય માને, તાપસ દેખે તેજ;
કારણ તમારૂં કહો વિસ્તારી, હૈયે આણી હેજ. ૨૬
રામ કહે છે લક્ષ્મણ તું કહે, મેં તો કાંઈએ ન કહેવાય;
ગદ ગદ કંઠ થાયછે મારૂં, અક્ષર નવ ઉચરાય. ૨૭
લક્ષ્મણ કહેછે સાંભળ તાપસ, હું લક્ષ્મણ આ રામ;
દશરથ રાજાના સુત બે છું, વસું અયોધ્યા ગામ. ૨૮
પિતાવચન પાળવા રાઘવ, વનચરનો ધરી વેષ;
હું સાથે સેવક થઈ આવ્યો, માની વચન વિશેષ. ૨૯
રામની સંઘાતે સીતા, સુંદર હુતી નારી;
તે સ્વામીની સેવા કરવા, શ્યામા અતિ સુખકારી. ૩૦
પંચવટી આવી ઉતરિયા, વરસ વસ્યા બે પાંચ;
પછે કનકતણો મૃગ દીઠો, સીતા થઇ રોમાંચ. ૩૧
રામ કને મૃગ માગ્યો મનોહર, ધાયા ધરીને ધીર;
મારતાં મૃગે નાદ અતિ કીધો, ધાઓ લક્ષ્મણ વીર. ૩૨
મુને કઠણ કહીને કાઢયો, એવે રાક્ષસ આવ્યો કોય;
હરણ કર્યું તે હરિણનયનીનું, હાહા વાણી હોય. ૩૩
અમો તેને શોધવા બેહુએ, શબરી સમીપે આવ્યા;
સમાચાર સઘળો સંભળાવી, ભીલડીને મન ભાવ્યા. ૩૪
સીતાની શોધ પૂછી પૂઠે, ભીલડીએ કહ્યો ભેદ;
તે માટે અમો અહીં આવ્યા, વાણી માને વેદ. ૩૫
હનુમંત કહેછે સ્વામી મને, સંભળાવો બીજી વાર;
જેમ સુધો વિશ્વાસજ આવે, ફરી કહો વિસ્તાર. ૩૬
રામચરિત્ર સાંભળતાં સમ્યક્, ટળે તનનો તાપ;
પીતાં તૃપ્તિ ન પામે કાયા, આનંદેશુ આપ. ૩૭
લક્ષ્મણે સંભળાવ્યું સરવે, વળી કહી તે વાત;
કોણ તું ને ક્યાંથી આવ્યો, ભેદ કહે તે ભ્રાત. ૩૮

---

૩૩. હરિણનયની–હરનયની પ્ર. ૧.

ત્યારે વપ ધર્યાં વાનરનો, પુનરપિ કરી નમસ્કાર;
સ્વામી હું હનુમંત સેવક છું, અંજનીતણો કુમાર. ૩૯
વાળી થકી તે નાશી સુગ્રીવ, રહેતો પર્વત આણે;
અમો ચાર વાનર સાથે હતા, જગત આખું જાણે. ૪૦
નલ નીલ ને તાર ત્રીજો, હું ચોથો હનુમન;
પાંચમો સુગ્રીવ સેનાપતિ, સમસ્ત કપિરાજન. ૪૧
તે તમો જો વાળી વેધીને, સુગ્રીવને આપો રાજ;
રોમા સ્ત્રી પમાડો પહેલી, કરો એટલું કાજ. ૪૨
વાળી સુગ્રીવતણી સુંદરી, રોમા તેનું નામ;
મૂર્તિવંતી રમા જાણે, દેખી મોહે કામ. ૪૩
તે મોકમ મારીને લીધી છે, બેસારી ઓચ્છંગ;
સુગ્રીવનું તો શિથિલ થયું છે, એના પ્રહારે અંગ. ૪૪
બંધીખાનાથી અમો અહીંઆં, નાશી રહ્યા છું પંચ;
વાળીતણો ભય ભારે અમને, સુગ્રીવે કરી સંચ. ૪૫
કિષ્કિંધામાં રાજ્ય કરેછે, વાનરપુંગવ વાળી;
તેને તમો કૃપા કરીને, જો મારો તતકાળી. ૪૬
તો તમ સાથે સુગ્રીવ આવે, સેના લઈ સંઘાત;
રીંછ વાનર જગતમાં જેટલા, જે જે જુજવી જાત. ૪૭
શોધ લેવા આવે સાથે, જનકસુતાને અપાવે;
રાજ્ય પમાડે મન રમાડે, અર્થ ઘણે વળી આવે. ૪૮
પ્રાણ લગે પ્રીત પણ પાળે, જો કરો એટલી ચીજ;
તેને વિરહ વિશેષ થયો છે, રોમા સરશી રીઝ. ૪૯
તમને જેમ સીતાને વિરહે, અંગે આપદા આવી;
તેમ તે તારુણીને વિરહે ટળવળે, ભલી ભામિની ભાવી. ૫૦

---

૪૬. વાનરપુંગવ–વાનરમાં શ્રેષ્ઠ. ૪૯. જો કરો ઇ૦–'જે કરે એટલી પ્રીત' પ્ર. ૪ થી. રોમા ઇ૦–'રોમા સરશો રીત' પ્ર. ૪ થી.

## કડવું ૨ જું.

### રાગ વેરાડી.

વળતાં વચન ઉચરે રામ, પેહેલું અમે કરવું કામ;
પે'લે બાણે વિંધવો વાળી, જેમ તરૂવરની છેદે ડાળી. ૧
અપાવું રોમાને રાજ, પછી કરે મારૂં કાજ;
સીતાતણી અણાવી ભાળ, સાથે રહેવું સદાકાળ. ૨
હનુમંત કહેછે કરવું તેહ, પેહેલું તમને પછે એહ;
માંહોમાંહે મૈત્રી કરો, પ્રીત પરસ્પરે પૂરી ધરો. ૩
સુગ્રીવ સમીપે જઇએ સહી, રઘુનંદને એવી વાણી કહી;
વળતો વચન વદે હનુમંત, એ શું બોલ્યા શ્રીભગવંત. ૪
તમો કોટિબ્રહ્માંડ અધીશ, આદિ પુરૂષ અવિનાશી ઈશ;
હું એવો નથી અજ્ઞાન, તમને તેડી જાઉં ભગવાન. ૫
આકૃણિયે અહીં આવશે, તેને તમારૂં દર્શન થશે;
બ્રહ્માદિકને દુર્લભ તમો, તે પ્રત્યક્ષ પામ્યા છું અમો. ૬
તેને તેડી આવું તમભણી, તમો અનુકંપા કરજો ઘણી;
રામ કહેછે તેડી આવ, માંહોમાંહે મૈત્રી કરાવ. ૭
એવું કહેતાં હનુમંત ઉછળ્યો, સુગ્રીવ ભણી તે વેગે પળ્યો;
સુગ્રીવે તે તજિયું વન, જાણ્યું જે પલટાએ મન. ૮
જાણ્યું જદ્યપિ આપે તેને ગ્રહી, વિશ્વાસ કોનો કરવો નહિ;
ગુફા માંહે નાશી રહ્યા, હનુમંત થકી અલોપજ થયા. ૯
હનુમંતે ત્યાં કીધી સાન, સુગ્રીવે જાણ્યો હનુમાન;
જોવાને મોકલિયો તાર, ભાઇ શો છે સમાચાર. ૧૦
એકલો છે કે કો છે સાથ, માથે કરી આવ્યો છે નાથ;
તાર કહેછે એકલો છે એહ, એમાં કાંઇ નહિ સંદેહ. ૧૧
સુગ્રીવ એવે આવી મળ્યો, સમાચાર સઘળો સાંભળ્યો;
હનુમંત કહેછે હવે પો'તી હામ, કૃપા કરી પધાર્યા રામ. ૧૨
સાથે સુંદર લક્ષ્મણ વીર, ગૌર સ્યામ શોભે શરીર;
વૈદેહીનું થયું છે હરણ, અહીં આવ્યા છે અશરણશરણ. ૧૩
જો તેની લઇ આવો ભાળ, વાળી વેધી આપે તત્કાળ;

એક બાણે કહેછે એહ, વેધું વાળીને નહિ સંદેહ. ૧૪
પહેલું રોમા એ અપાવશે, કાજ તમારૂં સર્વે સારશે;
જો કરો ઉદ્યમ સીતા શોધકાજ, તો પહેલું અપાવે એ રાજ. ૧૫
સુણતાં સુગ્રીવ થયો રળિઆત; વીરા વારૂ કહી એ વાત;
જો એ વેધી આપે વાળ, તો શોધ આણી આપું તત્કાળ. ૧૬
એ માનજે સત્ય વચન, હનુમંતતણું માન્યું મન;
હનુમંત તું ત્યાં લેઇ જાય, રામતણું દર્શન મને થાય. ૧૭
રૂડું થયું જે આવ્યા રામ, સર્યાં સર્વે આપણાં કામ;
રામ ભણી સામા સંચર્યા, દર્શન દેખી દંડવત કર્યા. ૧૮
જઇ ચરણે રાઘવને નમ્યો, પાપ તાપ શરીરનો શમ્યો;
મિત્ર કહીને રાઘવ વદે, ઉપાડીને ચાંપે હૃદે. ૧૯
બેહુને સરખા છે શોક, મોકળે મોઢે મેલી પોક;
સીતા સીતા કહીને રામ, સુગ્રીવ લેઇ રોમાનું નામ. ૨૦
કોટે વળગી બેહુએ પડ્યા, અલગા ન થાય જાણિયે જડ્યા;
વારી રાખે લક્ષ્મણ વીર, બેઠા કીધા શ્યામ શરીર. ૨૧
ગાઢે દોહલે વળી ધટસાન, વળતા વચન વદે ભગવાન;
સ્રીના વિરહતણી જે વાત, તુજ વિણ અવર ન જાણે ભ્રાત. ૨૨
તેમ હું દુઃખ જાણું તમતણું, મને પણ સાલેછે ઘણું;
ત્રીજો કોઈ ન પ્રીછે ભેદ, વિનતાવિરહે પામે એ ખેદ. ૨૩
મેં એક બાણે વેધવો વાળી, પછે તું દુઃખ મારૂં દે ટાળી;
મેં સીતા વિરહ સહ્યો ન જાય, તનને તાલાવેલી થાય. ૨૪
સુગ્રીવ કહે મારે મન તાપ, વિરહે વળી વળી કરૂં વિલાપ;
અંગીઠીમાં અંગ ઓઠવ્યું હોય, પીડા એ નવ પ્રીછે કોય. ૨૫
મેં આણી આપવી સીતાની શુદ્ધ, બળ પ્રપંચ વિચારી બુદ્ધ;
દુઃખે બે મળ્યા સમતોલ, માંહો માંહે કીધા બોલ. ૨૬
રામ કહેછે તું મારે મિત્ર, પ્રાણુપે તું પરમ પવિત્ર;
તુજ થકી અધિકો નહિ કોય, સખા મિત્ર સહોદર સોય. ૨૭
એમ કહી પર્વત ઉપર ચઢયા, નારીને વિરહે વળી રડ્યા;

---

૧૬. વાળ–વાલિ. ૨૬. શુદ્ધ–શોધ, પ્ર. ૧–૨.

આવ્યા ઋષ્યમૂક ગિરિ જત્ર, ચૂંટી તાડનાં પાથર્યાં પત્ર. ૨૮
બેઠા રામ લક્ષ્મણ દેહ દિવ્ય, સામો પણ બેઠો સુગ્રીવ;
મથી કાઢ્યો હુતાશન, મધ્યે રાખી વદે વચન. ૨૯
રામ કહે મેં વધવો વાળ, એક બાણે કરી તત્કાળ;
સુગ્રીવ કહે મેં શોધ આણવી, અહીં છે સીતા નિશ્ચે જાણવી. ૩૦
માંહોમાંહે મૈત્રી કરી, અન્યો અન્યે એમ ઉચ્ચરી;
સાનિધ્ય સાખી હુતાશન, માંહોમાંહે મનાવ્યાં મન. ૩૧
રામ કહે તું પામીશ રાજ, પોતાનું સર્વ સરશે કાજ;
પછે શીદ સંભારે રામ, મને મળ્યાતણું કોણ કામ? ૩૨
કારજ લગે પાળવી પ્રીત, એવી છે વનચરની રીત;
આતુર થકો એમ કહેછે આજ, પછી નથી રાખવી લાજ. ૩૩
સુગ્રીવ કહે સ્વામી શું કહો, તમો ગત સહુના મનની લહો;
અમો વાનરનું કોણ ગજું, કાજ સરે જે તમને તજું. ૩૪
તમો પ્રભુ પામશો રાજ, પછી કપિનું કોણ કાજ;
નગ્રમાંહે નવ રમાય, વાનર વન વેગળા જાય. ૩૫
મનુષ્ય તો અતિ કપટી હોય, તેને કળી શકે નહિ કોય;
કારજ લગે મળવું તે મૂલ, પછે મન લેખવે તૂલ. ૩૬
અખિલ પામીને અધિકાર, વાનર સાથે શો વ્યવહાર;
મનમાંહે લજ્જા પામશો, જ્યારે વિરહવેદના વામશો. ૩૭
મોટા મોટા રાજકુમાર; આવીને કરશે નમસ્કાર;
ત્યારે કોણમાત્ર ત્યાં અમો, બ્રહ્માદિકને દુર્લભ તમો. ૩૮
રામ કહેછે હું પાળીશ પ્રીત, મારૂં વચન નહિ વિપરીત;
વચન બોલું હું એકવાર, એકવાર કરૂં હું પ્રહાર. ૩૯
એકવાર આપું અપાર, માગવું ન પડે બીજીવાર;
મૂકું ત્યારે એકજ બાણ, ત્રણલોકનો ઉતારૂં પ્રાણ. ૪૦
મારૂં કહ્યું મિથ્યા નવ થાય, જો સાગર સાતે સૂકાય;
હુતાશન જો શીતળ થાય, ઉદળમાં ગ્રહી રાખે વાય. ૪૧

---

૨૮. જત્ર—યત્ર—જ્યાં. ૨૯. મથી—અરણીનાં લાકડાં ઘસીને. મધ્યે—'મદ' પ્ર. ૧–૪. ૩૦. વધવો—મારવો. ૩૬. કળી—મોકલી. પ્ર. ૧. તૂલ–તૂર (જુવો હસ્તકો. 'મુલ્ય–તુલ્ય' પ્ર. ૧ લી).

શશિ જો શીતળતા તજે, મેરૂ ચળે તોય હું અજે;
જેનો કર્યો મેં અંગિકાર, તેને તજું નહિ નિરધાર. ૪૨
માંહોમાંહે દેઇ બોલ બંધ, અન્યોઅન્યે કહી સંબંધ;
એટલે ત્યાં હનુમંત આવિયો, શંગાર સીતાના લાવિયો. ૪૩
સ્વામી આ સુંદર શણગાર, સીતાના હોયે તે સાર;
પડ્યા એ લીધા છે પર્મ, માંહેલો નવ જાણું મર્મ. ૪૪
રામે ઓળખિયાં આભર્ણ, શું પોસાયે સવિતા કિર્ણ;
લક્ષ્મણને પૂછે છે રામ, મારૂં મન તો છે નહિ ઠામ. ૪૫
આભરણ એ સીતાનાં હોય, વીરા વારૂં પહેરે જોય;
લક્ષ્મણ કહે સુણો રાઘવરાય, મેં સીતાના નિરખ્યા પાય. ૪૬
નેપૂર મેં એ નિરખ્યાં આજ, મુખ નથી દીઠું મહારાજ;
નથી ઓળખતો કર્ણનાં આભરણ, તમો ઓળખો અશરણશરણ.૪૭
ઓઢણી એ તો સીતા તણી, જેણે ભાત ભરી છે ઘણી;
પછે રામ હૃદે ચાંપીને રોય, જાણે આભરણ આંસુએ ધોય. ૪૮
નિરખીશ આની ઓઢણહાર, દુર્લભ થઇ છે સીતા નાર;
એમ કહી કરે આક્રંદ, જેમ રોહિણીની પાખે ચંદ્ર. ૪૯
હનુમંતે રોતા રાખ્યા રામ, જુઓ કેવું કરૂં છું કામ;
સ્વામી ન મૂકો નિઃશ્વાસ, અમસરખા દુઃખ પામે દાસ. ૫૦

---

## કડવું ૩ જું.

### દોહરી.

સુગ્રીવ કહેછે સ્વામી મારા, વાળી વધ્યો નહિ જાય જી;
મેરૂને ઉપાડી ઉડે, વશ કરી રાખે વાય જી. ૧
જદ્યપિ આદિત્ય ઉદયાચળથી, અસ્તાચાલ ઉગાવે જી;
પર્વત ઉપર કમળ કો એક, વારૂ પેરે વાવે જી. ૨
તોએ વાળી વધ્યો નવ જાયે, માને મારૂં મન જી;
એકઠા થઈ નિત્ય વઢવા આવે, ત્રૈણલોકના જન જી. ૩
રામ કહેછે સુગ્રીવ તારે, એવડું વેર કેમ પડિયું જી;

---

૪૨. અજે-અજેય. ૧. વધ્યો નહિ જાય-મારી નહિ શકાય.

આઈ માંહોમાંહે ભેદ થયો ક્યમ, કોને માથે ચઢિયું જી. ૪
અમારે એક આ અનુજ લક્ષ્મણ, સુખ મૂકી આવ્યો સાથ જી;
ચાટે મુને પ્રાણ પાથરે, જોડીને રહે હાથ જી. ૫
આજ્ઞા મારી ઉલ્લંઘે નહિ, પરમ ધરે છે પ્રેમ જી;
તમારે તો માંહોમાંહે, વેર પડ્યાં ક્યાં એમ જી. ૬
સુગ્રીવ કહે છે સ્વામી સાંભળો, વિસ્તારી કહું વાત જી;
વિરજ વાનરના અમો દિકરા, વાળી વડો મુજ ભ્રાત જી. ૭
કિષ્કિંધાએ વાસ અમારો, કપિમાત્રના રાય જી;
હું સેવા કરતો હતો ભાઈની, પ્રેમે પૂજતો પાય જી. ૮
એક દુંદુભિ નામે દાનવ, મયદાનવનો તન જી;
ઉન્મતપણે ઉછળતો હીંડે, કોને લેખવે નહિ મન જી. ૯
સમુદ્રકાંઠે તે સબળો, નિજ ઇચ્છાએ ચાલે જી;
સાગર ગાજતો સાંભળીને, અસુરતણે મન સાલે જી. ૧૦
પૂંછડે કરીને ક્રોધ, પરમ કરેછે પ્રહાર જી;
પાડાને રૂપે વિચરેછે, આતુરથકો અપાર જી. ૧૧
ગિરિ ઉખેડી શૃંગ વડે તે, સાગરમાંહે નાખે જી;
ખરીએ કરી અવનિ ખણેછે, લગારે નવ રાખે જી. ૧૨
શૃંગે કરી મેઘને મારે, ઉંચો એવડો આંબે જી;
રવે ભર્યો તે રીકે છે, અતિશે સ્વર લાંબે જી. ૧૩
સાગર તો મર્યાદા મે'લે, રેલે સઘળાં ગામ જી;
ત્રણલોકને ત્રાસ ઉપજે, દેખી દુષ્ટનાં કામ જી. ૧૪
સાગરે જાણ્યું હું સૂક્યો, આહારે કરવા લાગ્યો પાન જી;
પર્વત નાખીને પૂરે છે, મે'લાવવાને માન જી. ૧૫
દિવ્યદેહ ધરીને સાગર, સામો આવ્યો શીઘ્ર જી;
કર જોડીને આગળ ઊભો, વિનય કરી થઇ વ્યગ્ર જી. ૧૬
સાચું કહો મને સ્વામીજી, સૂકો છો શા માટે જી;
આવડો કોપ કર્યો કો ઉપર, વેર સંભારી સાટે જી. ૧૭

---

૧૦. અસુર ઇ૦-(અર્થાત્ મારાથી શું સાગર બળવાન્ છે કે ગાજે છે? એવી ઇર્ષ્યાથી). "સુર તણે મન" પ્ર. ૧ લી. ૧૩. આંબે-(?) રીકે-રાઢ પાડે-બરાડે. ૧૭. સૂકો છો-સૂક્યો છો.

દુંદુભિ કહેછે તું તો અર્ણવ, મુજ દેખી કાં ગાજે જી;
સંગ્રામ કર તું સામો થઇને, યુદ્ધ કરતાં કાં લાજે જી. ૧૮
ભુજબળે પીડિત છું ભારે, પરાક્રમનો નહિ પાર જી;
સંગ્રામની શ્રદ્ધા સાચી છે, આવરિયો અહંકાર જી. ૧૯
સમુદ્ર કહેછે સ્વામી જી, હું યુદ્ધ કરી નવ જાણું જી;
પાણી પ્રાખે શું પાતળું, તે હું આપ વખાણું જી. ૨૦
રખે જાણતા એ ગાજે છે, મુજ માંહે છે સાલ જી;
વડવાનળ માંહે નાખ્યો છે, મારો ન ચાલે ચાલ જી. ૨૧
પાણી સામું સોસે છે, મિથ્યા કરેછે નાદ જી;
તે પ્રત્યે મેં નથી ચાલતું, તમ સાથે શો વાદ જી. ૨૨
દુંદુભિ કહેછે જળનિધિ તું, દેખાડી દે યોધ જી;
તુજથકી જે મોટો જાણે, સહી શકું નહિ ક્રોધ જી. ૨૩
સાગર કહેછે મારો સ્વામી, વરુણ છે અતિ બળિયો જી;
હું તો તેનો આજ્ઞાકારી, તેતો તુંને મળિયો જી. ૨૪
ત્યાં થકી તે ચાલ્યો દુંદુભિ, વરુણભણી વહી આવ્યો જી;
બારણે આવી અતિ આરડયો, સાદ તે સંભળાવ્યો જી. ૨૫
વરુણે જાણ્યું વચુતો, દાનવ દેખી દુષ્ટ જી;
સમાધાન તે કરવા લાગ્યો, સમી પેરે સુષ્ઠ જી. ૨૬
શા માટે સ્વામી રીસાવ્યા, કાંઈ કહો અમારો વાંક જી;
અમો તમારા આજ્ઞાકારી, રહીએ છીએ થઇ રાંક જી. ૨૭
તમ સરખા બળિયા સંગાથે, તમે કરાવો કોપ જી;
તમ પ્રત્યે અમો કેમ ચાલે, ચિંતવતાં મન ચોંપ જી. ૨૮
દુંદુભિ કહેછે તુંથી બળિયો, તું તેનું લે નામ જી;
તે સંઘાતે હું અતિ આતુર, સબળ કરું સંગ્રામ જી. ૨૯
વરુણ કહે છે હુંથી બળિયો, હઠે ભર્યોછે હેમ જી;
દુંદુભિ ત્યાંથી ઉજાણો, વરુણ વળ્યો કહી એમ જી. ૩૦
હિમાચળને શૃંગે કરીને, આખોએ ઉખેડે જી;

૧૯. અહંકાર ઇ૦—મારામાં અહંકાર આવરિયો (છવાયો) છે. ૨૬. સુષ્ઠ—સુષ્ઠુ—સારી રીતે. ૨૮. ચોંપ—ચૂપ જી. પ્ર. ૨. ૩૦. હેમ—હિમાચળ.

મેઘતણી પેરે ગાજીન, યુદ્ધ કરવાને તેડ જી. ૩૧
હિમાચળ કહેછે હાથ જોડીને, દિવ્ય ધરીને દેહ જી;
એવડો ક્રોધ કર્યો શા મારે, કહોને કારણ તેહ જી. ૩૨
દુંદુભિ કહેછે બીજો બળિયો, તું થકો કો હોય જી;
તે તો મને દેખાડી દે, યુદ્ધ કરૂં જઇ સોય જી. ૩૩
હિમાચળ કહેછે બળિયો, વાનર વસમો વાળ જી;
તે તમારી ખાંત પૂરશે, ત્યાં આવ્યો તત્કાળ જી. ૩૪
કિષ્કિંધાને બારણે આવી, સબળો કીધો સાદ જી;
મેઘના પાખે પણ મોટો, નાનાનો નહિ નાદ જી. ૩૫
સુણી વાળી ઉધડકી ઉઠ્યો, બળિયો બારણે આવ્યો જી:
શું છે રે શાને આવ્યો છે, શો સાદ સંભળાવ્યો જી. ૩૬
દુંદુભિ કહેછે યુદ્ધ યાચુછું, જગ જેઠી જાણ જી;
સંગ્રામે જે સામો આવે, હેલામાં કરૂં હાણ જી. ૩૭
વાળી કહેછે રે મહા મૂરખ, મરવા થયું છે મન જી;
જે મુજ સાથે યુદ્ધ માંડે છે, જોવા જમસદન જી. ૩૮
દુંદુભિ કહેછે વાળિ વાનર, મિથ્યા એ કરેછે માન જી;
હમણાં નાદ ઉતારૂં તારો, શરીર વળે જેમ સાન જી. ૩૯
સામસામા સુંઢીને ઉભા, સબળા બેઉ શૂર જી;
વરતણી પેરે તે વળગ્યા, આવી ઉરાઉર જી. ૪૦
નખે વલૂરે દાંતે કરડે, પાટુના કરે પ્રહાર જી;
પાડો શૃંગવડે ઉકાંશી, મોહોકમ કરેછે માર જી. ૪૧
પડછંદે પર્વત ડોલેછે, ભૂકંપેછે ભારે જી;
ત્રણલોકને ત્રાસ ઉપજે, માંહોમાંહે મારે જી. ૪૨
દુંદુભિનું શૃંગ સાહીને, વાળીએ આઘો તાણ્યો જી;
પુનરપિ તે પણ પાછો ઠેલ્યો, વળી ઓરો આણ્યો જી. ૪૩
ઉપાડીને અવળો નાખ્યો, જઈ યોજન પડિયો ચાર જી;
ચાર યોજન પડ્યો તે જઇ, પડ્યો પ્રૌઢ અપાર જી. ૪૪
મુખથકી રૂધિર વામીને, પરહરિયા તે પ્રાણ જી;
વાળી જીતીને ઘેર આવ્યો, પરાક્રમ કરી પ્રમાણ જી. ૪૫

---

૩૭.જેઠી—જેઠીમલ્લ.૪૦.વરતણી ઇ૦—'વરણ'પ્ર. ૧—૨. ૪૦. ઉરાઉર—સરસ્યા,

દુંદુભિનો લઘુ ભ્રાતા, માયાવી તેહનું નામ જી;
અગ્રજતણું મૃત્યુ સાંભળી, હૈયે ઘાલી હામ જી. ૪૬
વેર વાળવા વેગે આવ્યો, વાળી સંઘાતે વાદ જી;
આવ અધમ મુજ સાથે લઢવા, સબળપણે કરે સાદ જી. ૪૭
ઓશીંકળ થાવા બાંધવને, આવ્યો છું અહીં આજ જી;
તુંને મારી ત્યાં મોકલું તો, સર્વે સરે કાજ જી. ૪૮
તારે શોણિતે કરીને, સહી સારવું શ્રાદ્ધ જી;
આમિષનું પિંડદાનજ દેવું, તો મમ પ્રીત અગાધ જી. ૪૯
વાળી કહેછે મળવાને મોકલું, વીર જુએ છે વાટ જી;
તને પ્રેમ પૂરો દીસે છે, અહીં આવ્યો એટલા માટ જી. ૫૦

---

## કડવું ૪ થું.

### તાલજીતમાન.

માંહો માંહે યુદ્ધ મંડાણું, પ્રૌઢ કરેછે પ્રહાર જી;
નખે વલૂરે દાંતે કરડે, મારે મુષ્ટિમાર જી. ૧
પછાડે ને પાગ ગૃહીને, ઉછાળે આકાશ જી;
સામ સામા તે શર મારેછે, નથી થાતો નાશ જી. ૨
વૃક્ષ વચ્ચે આવે છે તે, થાયછે ચકચૂર જી;
ગિરિતણાં ત્યાં શૃંગ ઉખેડે, નીર ઝર્ણનાં વહે પૂર જી. ૩
વઢતા વઢતા બેહુએ બળિયા, એક ગુફામાં ઉતરિયા જી;
ઘોર યુદ્ધ માંહે મંડાણું, પ્રહાર પ્રૌઢ ત્યાં પડિયા જી. ૪
ગુફા દ્વાર અમો રહ્યા ઉભા, સાથે બીજા બળિયા જી;
ઠામ ઠામ વાનર નાઠા'તા, પછે એકઠા મળિયા જી. ૫
બાર દિવસ થયા યુદ્ધ કરતાં, સુણિયે ધુમ ધુમકાર જી;
કો એ માંહે પેશી ન શકે, આતુર થયા અપાર જી. ૬
એવે સમે ત્યાં શોણિતકેરાં, બુદબુદ આવ્યાં બા'ર જી;
અમે જાણ્યું એણે વાળી વધ્યો ને, અમને માર્યા ઠાર જી. ૭
ગુફાતણે બારણે મૂક્યો, પર્વત આણી પ્રૌઢ જી;

---

૪૬. અગ્રજ—મોટો ભાઇ. ૪૯. તો મમ—તો પણ. પ્ર. ૧.

સ્નાન કરી સહુ કો આવ્યા, ગુણ ગાતા તે ગૂઢ જી. ૮
પછે મુહૂર્ત મનોહર જોઈ, હું બેઠો આસન જી;
વૃદ્ધ વૃદ્ધ વાનર ત્યાં આવ્યા, મનાવા મુજ મન જી. ૯
જળ સાગર ચારે આણ્યું, સર્વ ઔષધી સાર જી;
સોળ કન્યા શણગારી રાખી, સૌભાગ્યવતી સ્ત્રી ચાર જી. ૧૦
લાજાહોમ હુઓ તેણી વેળા, વર્ત્યો જય જયકાર જી;
છત્ર ચામરે જે સૂર્ય સ્યંચ્યો, આણ્યા તેણીવાર જી. ૧૧
વાનરીઓ સર્વ ગીતજ ગાયે, વાગે બહુ વાજિત્ર જી;
આશિરવચન વિપ્ર ઉચ્ચરે, વદી વેદ વિચિત્ર જી. ૧૨
આગળ અનેક અપ્સરા નાચે, ગંધર્વ કરેછે ગાન જી;
હું સિંહાસન સોનાને બેઠો, થઇ કપિકુળ રાજાન જી. ૧૩
તારા મેં ત્યારે તેડાવી, બેસારી ઉચ્છંગ જી;
બીજી પાસે રોમા બેઠી, અંતર આણી રંગ જી. ૧૪
દશ પ્રધાને મળી મને, આપ્યો અતિ અધિકાર જી;
નલ નીલ ને કુમુદ ત્રીજો, રશભ ને તો તાર જી. ૧૫
ગંધમાદન અને કેશરી, જોધા જાંબુવાન જી;
શતબળ તો સબળો વાનર, હાથી જેહનું માન જી. ૧૬
ભાલ તિલક કર્યું તે મારે, અખિલ પામિયો રાજ જી;
સમસ્ત વાનર ચરણે લાગ્યા, સરિયાં સઘળાં કાજ જી. ૧૭
એટલે વાળીએ વધ્યો માયાવી, દ્વારે આવ્યો જોધ જી;
જુએ તો શલ્યા દીધી છે, ક્રૂર ચઢ્યો અતિ ક્રોધ જી. ૧૮
પાદુ પ્રહારે શલ્યા ઉડાડી, બળિયો બાહેર આવ્યો જી;
મને સિંહાસન બેઠો દેખી, મારનો મેહ વરસાવ્યો જી. ૧૯
પાછટવે બાંધીને પોતે, કર્યા પ્રહાર પ્રચંડ જી;
દશે પ્રધાન બાંધ્યા બજેશુ, જાણે દૈવે દીધા દંડ જી. ૨૦
મને માર કરે અતિ મોકમ, પાદુ ગડદા કોણી જી;
સૂતો ઉઠી મને મારે, પોતે પેહેલી બોણી જી. ૨૧
વજ્ર સમા વાગ્યા છે મને, પાદુ કેરા પ્રહાર જી;
વારે વારે મને મારે, હું આકળો થયો અપાર જી. ૨૨

---

૨૦. પાછટવે–હાથ પછવાડે બાંધીને. ૨૧. બોણી–બુણી પ્ર. ૧–૨.

દશે પ્રધાન તેં મોકમ માર્યા, તે હું કીધા બંધ જી;
રોમા સ્ત્રી ઉચ્છંગે બેસાડી, સઘળો કહ્યો સંબંધ જી. ૨૩
સુને હજી નથી વિસરતા, વાળી તણા તે હાથ જી;
સંભારી સંભારી મારે, રમતાં રોમા સાથ જી. ૨૪
અરે સુગ્રીવ તું દુષ્ટ મને, મુઓ માની મન જી;
તારા તેં ઉચ્છંગે બેસાડી, બેઠો મુજ આસન જી. ૨૫
મને મરણ પાખે દુઃખ મોટું, સાલે પ્રહાર શરીર જી;
નાઠાનો પ્રસ્તાવ ન પામું, નયને ચાલે નીર જી. ૨૬
એક દહાડો તારાએ મને, વહાલે મૂક્યો છોડી જી;
ચાર વાનર વા'વા પામ્યા ને, નાઠા બંધન ત્રોડી જી. ૨૭
અમો પાંચે પછે મળ્યા એકઠા, ગયા ઉત્તર સાગર નાશી જી;
ત્યાં વાળીનો વાઓડ સાંભળ્યો, પછે પેર વિમાસી જી. ૨૮
પશ્ચિમ સાગર ગયા પણ પાંચે, ત્યાંએ આવ્યો વાળ જી;
પછે દક્ષિણ સાગર નાઠા, ત્યાં આવ્યો તત્કાળ જી. ૨૯
પૂર્વ સાગર જઇને પેઠા, ગુફા માંહે ગૂઢ જી;
જ્યાં જઇએ ત્યાં વાત વાળીની, પછે થયા દિગ્મૂઢ જી. ૩૦
એક સંધ્યા ચાર સાગરે, પોતે કરી પરિપૂર્ણ જી;
પર્વત એ ઉછાળી હીંડે, ચાંપીને કરે ચૂર્ણ જી. ૩૧
જેણે કક્ષાપટમાં રાખ્યો, રાવણને (તો) ખટ માસ જી;
જેણે રહ્યો જાણ્યોએ નહિ, પછે થયો પ્રકાશ જી. ૩૨
પરાક્રમ એનાં કહું કેટલાં, જો મુખરસના એક જી;
શેષ સરખાએ કહી શકે નહિ, કરતાં મન વિવેક જી. ૩૩
રામ કહેછે વાળી વધવો, મે'લી એકજ બાણ જી;
એકવાર હું વચન ઓચરૂં, એકવાર લઉં પ્રાણ જી. ૩૪
આપું તેને એકજવાર આપું, વળતું તેહ ન માગે જી;
તે પ્રતિજ્ઞા મારે પૂરવી, કીધી છે તું આગે જી. ૩૫
તે માટે તું ત્યાં ચાલ રે, વાળીતણે તો પાસ જી;
દેખાડી દે તું મુજને, કરૂં તેનો નાશ જી. ૩૬
સુગ્રીવ કહેછે વાળી ન વધાએ, નવ માને મારૂં મન જી;

---

૨૬. પ્રસ્તાવ-પ્રસંગ. ૨૮. વાઓડ-વાવર (?). 'વાયડ' પ્ર. ૧ લી.

જદ્યપિ હિમાચળ હીંડે, ને ખાયે કોઈ પવન જી. ૩૭
ચંદ્રમા તો ઊનો થાયે, ટાઢી થાયે અગ્ન જી;
સાગર તો મરજાદા મૂકે, પરમ છે જે પ્રગ્ન જી. ૩૮
બીજું સર્વે માનું સ્વામી, વાળી વધવો ન માનું જી;
સહુ સાંભળતાં સાચું કહુંછું, વચન નહિ એ છાનું જી. ૩૯
તમો કહોછો ત્યાં જઇએ, હું નામ સુણીને નાસુ જી;
તમો ત્યાં જઇને તેને મારો, જો કરો અમારૂં પાસુ જી. ૪૦
રામ કહેછે શું કીધે, માને તારૂં મન જી;
જે તું કહે તે કરી દેખાડું, કરવા પરમ પ્રસંન જી. ૪૧
સ્વામી સપ્ત તાડ જો વેધો, મેલી એકજ તીર જી;
તો કંઈ એક મારૂં મન માને, પણ પૂરૂં નહિ ધીર જી. ૪૨
રામ કહે વેધું હું હમણાં, શીઘ્ર થઇ શર સાંધ્યું જી;
અતિશે આકર્ષી મૂક્યું, માયાએ મન વાધ્યું જી. ૪૩
સાતે સમાં કર્યાં તે સાથે, શર સુંસરૂં ચાલ્યું જી;
કુંડળાકાર હતાં જે આગે, એમ અભયપદ આલ્યું જી. ૪૪
મૂરખ કહેછે નાગતણે શિર, હુતા તેતો સાત જી;
પાગ ચાંપીને કર્યાં પાધરા, એ તો મિથ્યા વાત જી. ૪૫
તીરે કરીને કર્યા પાધરા, એક વેધ્યો પર્વત પ્રૌઢ જી;
પાતાળમાં પેશીને આવ્યું, દેવ થયા દિગ્મૂઢ જી. ૪૬
સુગ્રીવ કહેછે સ્વામી મારા, વાળી વધ્યો નવ જાય જી;
પૂરૂં મન માને નહિ મારૂં, કરૂં કવણ ઉપાય જી. ૪૭
રામ કહેછે તું કહે તે, કરી દેખાડું કામ જી;
એ થકી જે હોય આકરૂં, લે તું તેનું નામ જી. ૪૮
સુગ્રીવ કહેછે શું કહું સ્વામી, શે ટળે સંદેહ જી;
ચાર જોજન આ એક પર્વત છે, ઉપાડો તમો એહ જી. ૪૯

---

૩૮. પ્રગ્ન–ગ્નાની. ૪૬. આવ્યું–(તીર).

## કડવું ૫ મું.

### રાગ રામગ્રી.

સુગ્રીવ કેરાં સુણી વચન જી, એણીપેરે બોલ્યા જગજીવન જી. ૧

### ઢાળ.

જગજીવન એમ બોલિયા, સાંભળ સુગ્રીવ સત્ય;
દેખાડને તે કિયો પર્વત, ઉંચો છે તે અત્ય. ૨
તે સાતે હેઠા ઉતર્યા, આવિયા પર્વત પાસે;
તીરને અગ્રે ઉશાંસીને, ઉપાંગ્યો ઉલ્લાસે. ૩
અમર આશ્ચર્ય પામિયા, એ અલૌકિક પરાક્રમ;
મારશે મેં વાળી વાનર, ભાગ્ય તારો ભ્રમ. ૪
સુગ્રીવ કહે હું શું કહું, તમને તે વારેવાર;
પર્વત તીરે કરી તોળ્યો, જેહ જોજન ચાર. ૫
વાળીએ વધ્યો દુંદુભિ, તેનાં અસ્થિનો અંબાર;
તે એ પર્વત થયો પ્રૌઢો, હવે થોડો ભાર! ૬
પાડયો એ પ્રચંડ હુતો, શૃંગે સાહી સાર;
ઉપાડીને આછેટયો, નીસો તે નિરધાર. ૭
કંઈ કાળ થયા એને હણ્યાં, માંસ મજ્જા મેદ;
અસ્થિ ત્વચા શોણિત સહિત, એ અંગ અતિ અભેદ. ૮
તે માટે તો મન મારૂં, પામે નહિ વિશ્રામ;
સંદેહ શી પેરે નિવર્તે, વિના કીધે કામ. ૯
રામ કહે છે ચાલ ભાઈ, હું હણું હમણાં વાળી;
દેખાડ રે તું દુષ્ટને, સંદેહ સઘળો ટાળી. ૧૦
સુગ્રીવ કહે છે સુણો સ્વામી, મેં ત્યાં જો જવાય;
તો તમને ક્યાં કરૂં વિનતિ, સ્વામી રાઘવરાય. ૧૧
ઉતરી અમો શકું નહિ, ગિરિ ઋષ્યમૂકથકી લગાર;
તમો જઈને હણો તેને, એ કરો ઉપકાર. ૧૨
રામ કહે છે આવ સાથે, માથે મારો હાથ;
નામ લેઈ શકે નહિ કો, હવે થયો સનાથ. ૧૩

---

૩. ઉશાંસીને-ઉકાંશીને. ૭. પડચો ઇ૦—પોહોડો પર્વત હુતો પ્ર. ૨.

પરાણે પણ પાણુ સાહી, તાણીને ત્યાં તેહ;
એક વાડીમાં જઈ વસ્યા વાસો, વિરહ વાધ્યો દેહ. ૧૪
તેડ રે તું તેહને, શીઘ્ર કરીને સાદ;
એક વારકા તમો બે જણા, માંહો માંહે માંડો વાદ. ૧૫
જ્યારે તું ત્યાં હાર ખાઇશ, ત્યારે હું મૂકીશ બાણ;
ઉપકાર કરીને તાહરો, લેઇશિ તેના પ્રાણ. ૧૬
વેર વિના વાળીને, હું વધું કેઇ પેર;
અપરાધ પાખે કેમ મારૂં, એ બેઠો એને ઘેર. ૧૭
સુગ્રીવ કહે સ્વામીજી, મેં શી પેરે થાયે સાદ;
મોં દીઠે મરણ પામું, કેમ માંડું વાદ. ૧૮
રૂડી પેરે સાંભરે છે, જે પડ્યા છે મુને પ્રહાર;
વાંસો હૈયું અતિ દુખે છે, જે માર્યા છે મને માર. ૧૯
તમો તેને મરાએ તો, હૈયે ધાલો હામ;
મેં તો મારૂં કહ્યું કારણ, સાંભળો શ્રીરામ. ૨૦
નારે ભાઇ નહિ મારે, શૂર થા સાવધાન;
એમ કાયરપણું તું ક્યાં કરેછે, મે'લ મા તું માન. ૨૧
પરાણે તે પ્રેરીઓ, આવ્યા ગુફાને દ્વાર;
સુગ્રીવે ત્યાં સાદ કીધો, આવ બળિયા બા'ર. ૨૨
શબ થઇ શું સૂઇ રહ્યો છે, શે ટળી છે સાન;
નાઠે તું તો નહિ છૂટે, હવે ઉતારૂં અભિમાન. ૨૩
મરણ આવ્યું મૂઢ તારૂં, કોપિયો ત્યાં કાળ;
સિંહ સાથે સાબરી, તેં આગે કીધી આળ. ૨૪
સાદ સુણી સુગ્રીવનો, ઉઠિયો અક્સ્માત;
જેમ સાપ ચાંપ્યો પૂછડે, સિંહને શિર ઘાત. ૨૫
તારાએ તે વારી રાખ્યો, મ જાશો મારા નાથ;
વળી વળી કરૂંછું વિનતિ, યુગ્મ જોડી હાથ. ૨૬
અજાણે એ સંઘાતે, શીદ કરો સંગ્રામ;
બેશી રહો તમે બા'ર ન જાશો, જો ઇચ્યાનું કરો કામ. ૨૭
જોવા દેરે તારા તું તો, સુગ્રીવિયો કરે સાદ;

---

૨૪. સાબરી–સાબરની સ્ત્રી સમાન (વાલી).

ઘણે દહાડે હાથ 'આવ્યો, હવે ઉતારૂં નાદ. ૨૮
એ મને તેડે વઢવા, હું ન જાઉં નાર;
કહેશે એનું બળ પરવાર્યું, હવે ખાધી હાર. ૨૯
જે મેં મારી મૂક્યો જીવતો, જાણીને તો રાંક;
તે તેડે મુજને યુદ્ધ કરવા, આજ આડો 'આંક. ૩૦
જો ન જાઉં નિઃસત્વ થઇને, તો આજ લાગે લાજ;
પુરૂષાર્થે જે પરવડ્યું, તે કશે આવે કાજ. ૩૧
તારા કહે છે વિચારો પ્રભુ, એ કરે તમને સાદ;
પ્રહાર તમારા વિસર્યો જે, વળી માંડે વાદ. ૩૨
જાણિયેછિયે જે એને માથે, સ્વામી સમર્થ કોય;
તેને બળે એ બોલે છે, સત્ય માનજો સોય. ૩૩
તે પ્રત્યે તમો નહિ ચાલે, જો ઉપર કરો ત્રૈલોક્ય;
તે માટે બેશી રહો, એ શ્રમ કરવો ફોક. ૩૪
તમે કહેશો એવો કોણ છે, જે એનો કરશે પક્ષ;
મેં દેવ દૈત્ય ને રાક્ષસ જીત્યા, વિદ્યાધર ને જક્ષ. ૩૫
તે સહુ થકી તો શિરોમણિ છે, દેવાધિ કેરો દેવ;
બ્રહ્મા ઇંદ્ર ને સુરનર સઘળા, કરે તેની સેવ. ૩૬
હું વિધવાપણાથી બીહુંછું, અબળા બળ નહિ પાસ;
પ્રતિજ્ઞા તેણે કરી છે, નિરધાર કરશે નાશ. ૩૭
તમો કહેશો તે કોણ છે, તું શું જાણે નાર;
ઘરમાંહે બેશી રહે, ન જાયે વન મોઝાર. ૩૮
એ વાત તને ઉપજે છે, હૈયામાંથી જ્ઞાન;
યદ્યપિ કાળ કોપે 'આવે, તોએ ન મેલું માન. ૩૯
અયોધ્યાનો દશરથ રાજા, તેના સુત શ્રીરામ;
પુરૂષોત્તમજી પ્રગટ થયા છે, કરવા સુરનાં કામ. ૪૦
કો એક રાક્ષસે કર્યું છે, સીતાજીનું હરણ;
તેને જોતા જોતા આવ્યા, સ્વામી અશરણશરણ. ૪૧
હનુમાન જઇને ચરણે લાગ્યો, મનાવીને 'મન;
સુગ્રીવ સાથે કરી મૈત્રી, મધ્ય હુતાશન. ૪૨

---

૩૧. પરવડ્યું–અર્થાત્ આજ સુધી જે પુરૂષાર્થે હું રાખી રહ્યો હતો.

વાળી વધીને અપાવું તને, રૂમા ને વળી રાજ;
પછે તું તો શોધ લાવે, કરે મારૂં કાજ. ૪૩
પાડો એ'કે ખીલાને બળે, પ્રભુ સમર્થ શીશ;
નહિતર એ નથી જાણતો, જે તમારી છે રીસ. ૪૪
નાદ એ નથી કરતો, એણે સુગ્રીવિયે શું થાય;
પ્રતાપ એ રઘુનાથજીનો, તે જીત્યો નહિ જાય. ૪૫
તમો કહેશો તું શું જાણે, અંગદ ગયો'તો આજ;
રમવા કારણ વન માંહે, નિરખિયા મહારાજ. ૪૬
હજી હમણાં હેરી આવ્યો, હરિએ સાહ્યો હાથ;
સમાચાર જે સુણી આવ્યો, તે કહુંછું નાથ. ૪૭
જોબન જળ વાશે નહિ, જે કામ પુરિત કાય;
તમ વિના અધક્ષણ, તે કલ્પ કોટિ થાય. ૪૮
વળી અમે વનિતાએ, નોધારાં ન રહેવાય;
પંચબાણ પૂરી પીડે, હું કરૂં કવણ ઉપાય. ૪૯
તે તમને મારશે, મે'લી એકજ બાણ;
મે'લી જાશો મને તો, પરહરીશ હું પ્રાણ. ૫૦

---

## કડવું ૬ ઠું.

### રાગ જીતમાન.

અરે વાળી વળતો વાણી વદે, સાંભળ હે તારા;
ગુણ ગાય તું શત્રુના, ને વિસારી મારા. ૧
જધપિ રામ બાણે કરી, મને જો મારે;
બળે બોલાવ્યા વિના, સર્વ સુકૃત હારે. ૨
જણાવશે મને તો, તે જીતી નહિ જાય;
કપટે જે જીતે સહી, તે જીત્યાં નવ કહેવાય. ૩
વહેવારે વાધે નહિ, વઢતાં કો વેરી;
છેહ દે છળે કરી, પાતિકને પ્રેરી. ૪

---

૪૪. પાડો એ'કે ૯૦–પાડો માંકે પ્ર. ૧. પાડો મેંકે પ્ર. ૪ થી.

બી'તો હું જો કો થકી, તો ઘરમાં રહું બેસી;
તેણે જીવતો હું શું કરું, ગુફામાંહે પેશી. ૫
માન વહોણું જે જીવાએ, તે પાખે રૂડું મરણ;
જે હું સહુને રાખતો, સાચું થઇ શરણ. ૬
સુગ્રીવિયો મહાદુષ્ટ છે, હું આણીશ અંત;
હવે નહિ મેલું જીવતો, અધરે દેઇ દંત. ૭
હું કો ભાગો બીહું નહિ, મેલું નહિ મામ;
હાથ રહ્યા છે સળવળી, કરવાને સંગ્રામ. ૮
તારા ત્યારે એમ કહે, મને મારી જાઓ;
મેં વિરહ વેઠાએ નહિ, કાં કઠણજ થાઓ. ૯
રામ ભાગા બીન્યા ભણી, કો નહિ દે દોષ;
એ જગતનો છે આતમા, તે શું શો રોષ. ૧૦
જે સરજે પાળે સંહારે, એને નહિ એક;
માયાએ મનુષ્ય થયા, કરી મન વિવેક. ૧૧
કરજોડી કરૂં વિનતિ, ને માગુંછું માન;
હું દાસીછું તમતણી, દો જીવતદાન. ૧૨
વાળી કહે રહે વેગળી, જાવા દે જાણી;
વિઘ્ન મુજને ક્યાં કરે, સાંભળ સપરાણી. ૧૩
ટળવળતી તે તો તજી, અને છેડી નાંખી;
હું કાયર થઇ બેશી રહું, શા માટે સાંખી. ૧૪
એમ કહીને આવિયો, તે બળિયો બાહાર;
સુગ્રીવ ત્યાં સામો છે, જેણે તો તે હાર. ૧૫
વળતો વાણી ઉચર્યો, રહે રહે તું વાળ;
હમણાં તને હું હણું, તાડીને તતકાળ. ૧૬
વચન સુણી સુગ્રીવનાં વાળીને ચઢી રીસ;
ચરણ તણો જે ચાટકો, તે વાગ્યો શીશ. ૧૭
સુગ્રીવિયા તું એ વળી, કરીશ તે સંગ્રામ;

---

૧૩. સપરાણી—તૈયાર થઇ રહેલી (રોકવાને). ૧૫. જેણે ઇ૦—જેણે હાર (અન્વય).

મરવા મન તારૂં થયું, જોવા જમનું ધામ. ૧૮
આગેના તને વિસર્યા, જે પ્રૌઢા પ્રહાર;
હવે ન મેં'લું જીવતો, જો આવ્યો આ વાર. ૧૯
સુગ્રીવ કહે તું શું કરે, અરે આપ વખાણ;
સન્નિપાત તને શું થયો, તજવાને પ્રાણ. ૨૦
સામ સામા ઉભા રહ્યા, રીસે કરીને રાતા;
બેહુએ વાહે બાકરી, મોહકમ મદમાતા. ૨૧
માર માર મુખ ઉચરે, ઊભા ઉગામી;
સુગ્રીવ સામો રહી શક્યો, સમર્થ છે સ્વામી. ૨૨
લોચન તરડાવી રહ્યા, અન્યો અન્યે તાકી;
માંહોમાંહે મારવા, નવ જાણે થાકી. ૨૩
મુષ્ટિએ લાગ્યા મારવા, પાટુના પ્રહાર;
ઢીંચણિયાં ગડદા ઘણા, હોએ હાહાકાર. ૨૪
વળગીને વસુધા પડ્યા, બથાવે બળિયા;
અંધક ને શંકર વઢ્યા, આગે સાંભળિયા. ૨૫
પછાડે પાષાણ શું, ઉંચા ઉછાળે;
હડી મારે સામટી, વળી ભડવા ભાળે. ૨૬
કરડીને કરે કડકા, વળી નખે વલૂરે;
ચાંપે ને ચોળે સહી, ચગદે ને ચૂરે. ૨૭
શિલા શિખર ને વૃક્ષના, વરસાવે મેહ;
આચ્છાદન આખા કરે, મહા મોટા દેહ. ૨૮
ધમધમ થાયે મેદિની; પડછંદા વાજે;
કૂર કરેછે કાટકા, અતિ અંબર ગાજે. ૨૯
ખુંદે ને ગુંદે ઘણું, બાથ મારે ભીડે;
ઉપાડી ઉંચા કરે, પ્રહારે પણ પીડે. ૩૦
હદે મે'લી પાણિયો, ચઢી ઉપર નાચે;
કુણીએ કટકા કરે, રીસે ચઢ્યા રાચે. ૩૧
પાડાની પેરે સહી, માંહોમાંહે મારે;
હાથી પેઠે હઠે ચઢ્યા, હાંકતા નવ હારે. ૩૨

---

૨૬. હડી–'સડી' પ્ર. ૪ થી. ભડવા–ભીડવા.

અંતરિક્ષ જુએ છે દેવતા, એ દારુણ યુદ્ધ;
અંતક ને જમ જાણે વઢે, સિંહસરખા શુદ્ધ. ૩૩
માંહોમાંહે મોકમ કરે, પૂછડાંના પ્રહાર;
માથામાં મારે સહી, મુષ્ટિના માર. ૩૪
સુગ્રીવ રહે તું સાંસતો, હવે કરૂં સંહાર;
વડી વારનો વલખાં કરે, વઢતાં થઈ વાર. ૩૫
હૈયામાં એક હીચખીને, પ્રૌઢ પાટું મારી;
સુગ્રીવ મૂર્ચ્છા પામિયો, હવે રહ્યો હારી. ૩૬
વાળી પણ પાછો વળ્યો, જીતી ઘેર આવ્યો;
તારા ત્યાં રીઝી ઘણું, માંટી મન ભાવ્યો. ૩૭
સાન વળી સુગ્રીવને, મુખ શ્વાસ ન માય;
ઉઠીને ઊભો થયો, કાંપે છે પણ કાય. ૩૮
રામ ભણી તે આવિયો, વારૂ કરી વાત;
મરાવાને મોકલ્યો, જાણીને જગતાત. ૩૯
આગળનું છે આપણે, કે હવડાંનું વેર?
પરાણે હું પ્રેરીઓ, કરવાને કેર. ૪૦
કો એક છો તમે વાળીના, સાચા સંઘાતી;
મોઢે મીઠું ઉચરો, કંઠ ઘા તો કાતી. ૪૧
પ્રીત પ્રીછી પ્રભુ તમતણી, મને માંડ મરાવો;
ઉપરાળું કેવું કર્યું, વેગે બાણ ચલાવો! ૪૨
હવે મારે ખપ નથી, તમે તમારે જાઓ;
શોધ જુઓ સીતાતણી, તમો તત્પર થાઓ. ૪૩
રામ કહે હું શું કરૂં, ક્યમ મેલું તીર;
તમો ઓળખાણા નહિ, સરખા બે વીર. ૪૪
વરાસતાં વાગે સહી, તને જો બાણ;
કહેશે મૈત્રી માંડીને, લીધા પણ પ્રાણ. ૪૫
એક વેલો શંખાઉલીનો, કંઠે ઘાલ્યો હાર;

---

૩૩. અંતક–કાળ. ૩૬. હીચખી—(?) ૪૧. કંઠ ઘા૦—કંઠમાં કાંતી. ઘા તો–મારો છો. ૪૨. ઉપરાળું—'ઉપરનો' પ્ર. ૪. થી.

એણે ઇચ્છાણે કરી, વાજે નહિ પ્રહાર. ૪૬
વીર વઢવા જાઓ વળી, બળિયા બીજી વાર;
આ વારકો હું એહને, સહી કરૂં સંહાર. ૪૭
સુગ્રીવ કહે સ્વામી હવે, પ્રીછી મેં પેર;
મને મરાવીને મોકલો, જમરાયને ઘેર. ૪૮
તમારે કૌતુક મિષે, કરાવો વાદ;
પશુ પશુમાં વઢે, ઉપજે ઉલ્લાદ. ૪૯
રાજકુંવરને રમત એ, રીબાવવાં રાંક;
મરમે કરી મરાવવા, જોવો નહિ વાંક. ૫૦

---

## કડવું ૭ મું.

### એકતાલ.

રામ કહેછે હવે હણું રે, વેરી વાનર વાળ રે;
એક બાણુ મેં મૂકવું રે, તાણીને તતકાળ રે. ૧
પ્રશંસીને પ્રેરિયો રે, બળિયો બીજી વાર રે;
હૈડા સાથે ચાંપિયો રે, પ્રેમતણો નહિ પાર રે. ૨
વીરા વેહેલો આવજે રે, જીતીને નિજ ભ્રાત રે;
તને દેખીશ હારતો રે, તારે મૂકીશ ઘાત રે. ૩
સુગ્રીવ ત્યારે સાંચર્યો રે, વળી વઢવા જાય રે;
કિષ્કિંધાએ આવિયો રે, ઉદ્યમ અંગ ન માય રે. ૪
સાદ કરતો વાળીને રે, ત્રાડીને તતકાળ રે;
સાદ સાંભળીને ધસ્યો રે, વઢવાને તે વાળ રે. ૫
તારા ત્યાં તો ટળવળે રે, વળી વાળીની નાર રે;
આગળ આવી ઉભી રહી રે, સુજને મારો હાર રે. ૬
નહિ જાવા દેઉં નાથને રે, પિયુડો પ્રાણાધાર રે;
વા'લા વછોઈ વલવલું રે, કોણ કરે મારી સાર રે. ૭
એકવાર વાગ્યા એહને રે, વજ્ર સરિખા હાથ રે;
વળી વઢવા આવિયો રે, તમ સંગાતે નાથ રે. ૮

---

૪૬. શંખાઉલીનો—શંખાવળીનો. 'શંખાણા નદી ઉલીનો' પ્ર. ૪. થી.

'ઉપર મોટા એહને રે, રક્ષા કરશે રામ રે;
બેશી રહો ઘેર આપણે રે, જાવાનું કોણ કામ રે. ૯
પઢવા તેડે મને રે, સુગ્રીવિયો તો દુષ્ટ રે;
હું ઘરમાં બેશી રહું રે, નહિ શૂરને શ્રેષ્ઠ રે. ૧૦
પરાણે તે પ્રેરિયો રે, સમીપ દેછે સાદ રે;
વાર્યો ન રહે વાલમોરે, પામી પરમ વિષાદ રે. ૧૧
વાળી વહીને આવિયો રે, સુગ્રીવ કેરી પાસ રે;
હવે ન મે'લું જીવતો રે, નિશ્ચે કરવો નાશ રે. ૧૨
સુગ્રીવ કહે એ શું લવે રે, મિથ્યા આળપંપાળ રે;
મરણ આવ્યું ઢૂંકડું રે, ખૂટયો તારો કાળ રે. ૧૩
એમ કહી બે બાથે મળ્યા રે, હૈયા સાથે ભીડે રે;
હાડકાં તે કડકડે રે, પરમ પામ્યા પીડે રે. ૧૪
માંહોમાંહે મહા યુદ્ધ માંડિયું રે, જેમ દૈત્ય ને દેવ રે;
એકે જણ નવ ઓસ રે, સાંઢવાની ટેવ રે. ૧૫
સુગ્રીવ તો સામું જુએ રે, હજી નથી મે'લતો બાણ રે;
પછે ક્યારે મારશે રે, એ લેશે મારા પ્રાણ રે. ૧૬
હજી હરિ નથી મૂકતા રે, અરિને હણવા કાજ રે;
કંઇએ મુને આપશે રે, વાળી વધીને રાજ રે. ૧૭
રામે જાણ્યું કયમ હણું રે, કાંઇ વેર નહિ એ સાથેરે;
આકર્ષી ઊભા રહ્યા રે, ધનુષ બાણ ગ્રહી હાથે રે. ૧૮
ઓજાળા માંહે જાણજો રે, ઓ લપાવીને અંગ રે;
છળે શુ છાના રહ્યા રે, કરવા કપિનો ભંગ રે. ૧૯
મારવાને મે'લિયું રે, તાણીને તે તીર રે;
વેગે કરી વિડારિયુ રે, વાળી તણું શરીર રે. ૨૦
સાક્ષાત્ મૃગ સૂતો સહી રે, હૃદે કમળ શર સહિત રે;
પર્વતની પેરે પડયો રે, જેમ દેવે માર્યો દૈત રે. ૨૧
ચરણે આવી ઉભો રહ્યો રે, જેમ કર્યો હોય અપરાધ રે;

---

૧૫. સાંઢવાની—શત્રુ સામે ચાલી નીસરવાની. 'સાડવાની' પ્ર. ૧ લી ૧૯. ઓજાળા માંહે—'ઉજાળા માંહે' પ્ર. ૧. લી. ૨૧. સાક્ષાત ૦—જેમ સાક્ષાત્ મૃગ સૂતો હોય, તેને કોઇ પારધી છાનોમાંનો મારે, તેમ વાળીને [illegible] માર્યો

મર્મસ્થાનક મારિયો રે, જેમ દેખી દોષ અગાધ રે. ૨૨
વાળી વાણી ઉચ્ચર્યા રે, હું હણ્યો તે શા માટ રે;
વૈર કહો કંઇ આપણે રે, તે વાત વાસવી વાટ રે. ૨૩
જો મને મારનાર હતા રે, પે'લું કરતા જાણ રે;
સાવધાન થાજો સહી રે, હું મેલું છું આ બાણ રે. ૨૪
પરાક્રમ મારૂં પેખતા રે, જાણત કો છે યોધ રે;
વકારીને વેધતા રે, દૂર કરીને ક્રોધ રે. ૨૫
વ્યાધતણી પેરે હું હણ્યો રે, ઓચિંતો કર્યો ઘાત રે;
હું તમને જાણું નહિ રે, કપટી છો એ ભ્રાત રે. ૨૬
વિણઅપરાધે હું હણ્યો રે, કાંઈ કાઢત મારો વાંક રે;
મૃગની પેરે મારિયો રે, જેમ કો બીજો રાંક રે. ૨૭
ક્ષત્રી એમ કો નવ કરે રે, વ્યાધતણું એ કર્મ રે;
કુળને કલંક લગાડિયું રે, મારીને મને મર્મ રે. ૨૮
સૂર્યવંશ વિષે થયા રે, તમો તો અવતાર રે;
કાંઇ કહેવા હતું નહિ રે, નિર્મળ જે નિરધાર રે. ૨૯
ક્ષત્રીમાં અધમ એક તું રે, એવો કુળમાં નહિ કોય રે;
આગે મોટા મહીપતિ હવા રે, સૂર્યવંશી સોય રે. ૩૦
તારે બાપે તું તો ઓળખ્યો રે, રાજ્યયોગ્ય નહિ એહ રે;
તો તને વનમાં કાઢિયો રે, દુઃખ પામવા દેહ રે. ૩૧
જો તું કહીશ મેં મારિયો રે, પશુ જાણી પ્રૌઢ રે;
મૃગયાને મિષે કરીને રે, મરણ પમાડ્યો મૂઢ રે. ૩૨
મૃગયા મિષે મારિયો રે, અમો પશુ નહિ જેહ રે;
નરવાનર નિષેધ છે રે, માન માનુષ્ય દેહ રે. ૩૩
પંચનખ પાંચે નહિ રે, પાકશાળામાં પાપ રે;
મનુષ્ય કો મારે નહિ રે, અભક્ષ્ય જાણી આપ રે. ૩૪
તું કહીશ મેં મારિયો રે, અપરાધી જાણી આજ રે;

---

૨૫. વકારીને-વિકારીને પ્ર. ૧-૨. ૨૬. વ્યાધ-પારધિ. ૨૭. કાઢ-ત-કાઢવો તો. ૩૩. નરવાનર૦-નર અને વાનરનો શિકાર કરવો શાસ્ત્રમાં નિષિદ્ધ છે, માટે અમને પણ મનુષ્યદેહ જેવા માન. ૩૪. પંચનખ૦-પાંચ નખવાળાં પાંચ પ્રાણી ખાવાં નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે.

ભોજાઇને ભોગવી રે, કરે કૂડું કાજ રે. ૩૫
આમો રાજા પૂછું નહિ રે, તો લોક કરે અન્યાય રે;
દંડ તો દેવો સહી રે, જો નામ ધરાવું રાય રે. ૩૬
વણુ વાંકે માર્યો નથી રે, જો તમે કહેશો રામ રે;
ભરત ભલે પૂછે સહી રે, જેને સોપ્યું કામ રે. ૩૭
તું રાજ્યભ્રષ્ટ વન રડવડે રે, એને નહિ અધિકાર રે;
માયે મારી કાઢિયો રે, ભરતતણે શિર ભાર રે. ૩૮
જો કહીશ રાજા હું રાનનો રે, ભરત નગરનો નાથ રે;
અમારે પશુને બાધા નહિ રે, રમતાં સહુની સાથ રે. ૩૯
જો કહીશ જાનકીતણી રે, સુગ્રીવ લાવશે શોધ રે;
ઉપરાળું મેં એવું કર્યું રે, બોલીશ તું તો બોધ રે. ૪૦
સુગ્રીવિયાને શું મળ્યો રે, એણે અકર્મીએ શું થાય રે;
જો ખપ હતો સીતા તણો રે, મને મળત રાઘવરાય રે. ૪૧
ચરણે લાગત તાહરે રે, સીતાના હરનાર રે;
મને મળ્યો સાંભળી રે, સીતાને સોંપત સાર રે. ૪૨
તેનો તેવો દીકરો રે, જેનો જેવો બાપ રે;
જીજીત તમો બે જણા રે, ન ગણો પુણ્ય ને પાપ રે. ૪૩
કૈકેયીને ભલું મનાવવા રે, તું વન વસ્યો રામ રે;
જનકસુતાને પામવા રે, તે કૂડું કીધું કામ રે. ૪૪
હું હવે મુઓ નથી રે, જીવું છું તો જાણ રે;
કપટ કરીને મારિયો રે, ઓચિંતો એક બાણ રે. ૪૫
તારે બીજી કરવી પડશે હવે રે, મનોહરતા મુક્ત રે;
રાક્ષસને રહેવા સહી રે, જાણીને તો જુક્ત રે. ૪૬
જે માર્યો મુને જાણશે રે, સીતાનો હરનાર રે;
તે આવી શકે નહિ રે, મુજથી બીતો અપાર રે. ૪૭
હવે ક્ષમા કરજો રામજી રે, જે મેં કહ્યાં કઠણ વચન રે;

૪૦. ઉપરાળું–ઉપર પ્ર. ૪થી. ૪૬. તારે બી૦–હે રામ! તેં મને માર્યો માટે મારે માટે તારે મુક્તિનું સ્થળ બીજું કરવું પડશે; અને રાક્ષસ (રાવણ)ને માટે બીજું મુક્તિનું સ્થળ કરવું પડશે, કેમકે હું જ્યાં હોઉં ત્યાં મારાથી ભય [illegible] રહી શકે નહિ.

નિંદા સ્તુતિ તો મેં કરી રે, જય જય જગજીવન રે. ૪૮
તને પાપ પુણ્ય લાગે નહિ રે, નહિ તાત ને માત રે;
આદ્યપુરૂષ તો એક તું રે, વેદ ન જાણે વાત રે. ૪૯
તમો અનુગ્રહ મને કર્યો રે, જે દીધું દર્શન રે;
સનકાદિક પામે નહિ રે, મોટા જે મુનિજન રે. ૫૦
હવે મારે કાંઇ કરવું નથી રે, તપ તીર્થ વ્રત દાન રે;
અંતકાળે અહીં આવિયા રે, ભક્તવત્સળ ભગવાન રે. ૫૧

---

## કડવું ૮ મું.

### રાગ વેરાડી.

વાળીતણાં વચન સાંભળી, સીતાપતિ એમ બોલ્યા વળી;
જેની ગત નવ જાએ કળી, નાસે હત્યા તાતની ટળી. ૧
માગ્ય માગ્ય રે વાળી વરદાન, હું તુજ ઉપર થયો તુષ્ટમાન;
વણ અપરાધે મેં તો હણ્યો, સુગ્રીવ માટે મેં અવગણ્યો. ૨
તોએ તું મારી સ્તુતિ કરે, મનમાંહે રીસ નવ ધરે;
તું એમજ મુજને મારજે, વ્યાધ થઇને વિડારજે. ૩
જન્મ બીજે વેર વાળજે, સંશય સઘળો એ ટાળજે;
હું ચરણે આવી ઉભો જેહ, તુજને દર્શન દેવા નેહ. ૪
અવતરજે ત્યાં તું એક વાર, બીજે જન્મ તારો ઉદ્ધાર;
હવે તારે ઇચ્છિત હોય, માગ્ય મુજકને તો સોય. ૫
હવે હું શું માગું રામ, દર્શન તારે સર્યાં સર્વે કામ;
વાળી વાણી એણી પેરે વદે, યુગ્મચરણ ધારો મુજ હૃદે. ૬
તાણીને તો કાઢો તીર, જેમ મુજ પ્રાણ તજે શરીર;
અંગદને રખે મારતા, સુગ્રીવતણી સુણી વારતા. ૭
લોચન ધરીને પીધું રૂપ, હૃદે રાખ્યા અકળસ્વરૂપ;
બાણ તે ત્યમ કાઢયું બા'ર, વાળીએ (પણ) પરહરિયા પ્રાણ. ૮
આવી એકાંતે બેઠા રામ, સુગ્રીવતણું કરીને કામ;
વાનર દોહો દશે નાઠા જાય, જ્યારે ધરણી ઢળિયો રાય. ૯
અહીંઆં રહ્યાનું કોણ કામ, હવે આપણને હણશે રામ;
સ્વામી વિના શું કીજીએ, વેર પૂરૂં શે દીજીએ? ૧૦

---

૧૦. વેર ઇ૦—'વેર પૂરશે ન દીજીએ' પ્ર–૧. લી.

તારાને અપશુકન થાય, વા'લા વિણ તે રહ્યું ન જાય;
કોએક કપિએ કીધું જાણ, વાળીના પરહરિયા પ્રાણ. ૧૧
સાંભળતાં તે અવનિ પડી, ત્રાહ્ય ત્રાહ્ય કરી ગાઢે રડી;
જેમ કાપીને નાંખી કેળ, વૃક્ષથકી વછોઈ વેલ. ૧૨
વાળીતણી સંભારી વાત, ઊભી થાયે અવનિપાત;
વાળી વાળી મુખ વાણી વદે, ફાટે નહિ કઠણ મુજ હદે. ૧૩
કોકેરી ને હું કોતણી, હાહા! હવે હું દૈવે હણી;
વિધવાપણું વેઠયું નહિ જાય, હવે હું કરૂં કવણ ઉપાય. ૧૪
કવેત મારી કાપે કાય, અંગ અંગીઠી લાગી લાહ્ય;
વાળીતણો અવગુણ નહિ એક, ગુણ ગણી ન શકું અનેક. ૧૫
હાથે કરીને હૈયું હણે, પ્રાણ નવ જાયે દુ:ખ ઘણે;
એવે અનેક આવી વાનરી, અંગ પછાડે આક્રંદ કરી. ૧૬
વાળી ભણી વેગે પરવરી, અંગદને અંચોળે ધરી;
ગુફાથી ત્યારે નિસરી, અંગતણી ત્યાં ગતિ વીસરી. ૧૭
વાનર વાટે સામે મળ્યા, વાળી વધ્યો દેખીને રડયા;
કયાં માતા જાઓછો તમો, જે ભાગા નાસુંછું અમો. ૧૮
અંગદને મારશે રામ, સુગ્રીવનું સારવા કામ;
પાછાં વળો ગઢ રૂડો કરો, રાજભાર અંગદશિર ધરો. ૧૯
ગુફાતણું દઇને દ્વાર, નાસી રહેવું છે નિરધાર;
તારા તારાધિપાનના, વાળીતણી વડી અંગના. ૨૦
વાનર પ્રત્યે બોલી એ વાણ, વાળીતણી હવે થઈ હાણ;
તે દુ:ખ તો કેમ ટાળિયે, અંગદે કરી કયમ વાળિયે. ૨૧
નથી મારે અંગદનું કામ, હું કહીશ મને મારો રામ;
જીવિતને વાંછે છે કોય, વાળીવિના અંગદે શું હોય? ૨૨
જો હું હવે આવું સદન, વાળી ઉપરથી ઉતારી મન;
અખિલ રાજ્ય જો અંગદ કરે, વાળી તોય તો ન વીસરે. ૨૩
મૂઓ મૂકીને તો વાળ, તમો નાસો છો તતકાળ;
જેનું આપ્યું કરતા આહાર, વાર વીસાર્યો ઉપકાર? ૨૪

---

૧૭. અંચોળો-(અંચળ-છેડો) સાથે (?) 'ઉચેલે' પ્ર. ૧ લી. ૨૦. તારાધિપાનના-ચંદ્ર સમાન મુખવાળી.

વાળી જ્યારે હતો આરોગ્ય, ત્યારે તમો તજવા યોગ્ય;
પડ્યો પેખી મેહેલી જાય, કૃતઘ્ની તો તે કહેવાય. ૨૫
આ અવસર છે તજવાતણો, જો અવગુણ હોયે અતિ ઘણો?
વાનર કહેછે સુણિયે માય, રામ અમો કંઈ છત્યો જાય. ૨૬
રામતણું છે તીક્ષણ તીર, વાળીતણું વેધ્યું શરીર;
અમો એ આગળ કેઈ માત્ર, ચૂરણ કરે અમારાં ગાત્ર. ૨૭
શિર સ્વામી હોય તો યુદ્ધ કીજીએ, ગુફામાંહે પેસવા નવ દીજીએ;
અંગદને આપી અધિકાર, અમો સેવા કીજે સાર. ૨૮
તે માટે તમો પાછાં વળો, વચન અમારૂં સાંભળો;
તારા કહેછે તમને તમારી પડી, રાજ્ય ભોગવવું જે ભડી. ૨૯
મારે તો અહીં માંટી મુઓ, પડવાને પૂછુંછું કૂઓ;
એમ કહીને આથી ગઇ, વિરહે કરીને વ્યાકુળ થઇ. ૩૦
સ્વામી સૂતો દીઠો સહી, હવે હું તો ન શકું રહી;
કાનમાંહે કરેછે સાદ, નાથ નાથ કહીને નાદ. ૩૧
રીસાવી સૂતા શા ભણી, નિદ્રા તમને આવી ઘણી;
કે તમો કીધું છે પાન, કે તમે ધર્યું છે ધ્યાન. ૩૨
શામાટે ટળી છે સાન, સૂતા છો મેલીને માન;
એકવાર મુજ સામું જુઓ, ઊભા થઇને આંસુ લૂઓ. ૩૩
મુને રોતી રાખો નાથ, ફૂટતાં શે ન સાહો હાથ;
ઉઠી આલિંગન દ્યો આપ, ટાળો તનતણો સહુ તાપ. ૩૪
એમ કહીને કરે વિલાપ, મારે પૂર્વજન્મનું પાપ;
વિસારો ક્યાં પે'લી પ્રીત, ઉતારો ક્યાં એવડી ચિત્ત. ૩૫
પરલોક કયમ પહેલા જશો, મારે વિરહે વ્યાકુળ થશો;
તમો કહેતા મુજને વા'લી ઘણું, સાચું સગપણ સ્વામીતણું. ૩૬
ઉભા રહો હું આવું આજ, મારે તમ સંઘાતે કાજ;
અબળા તો કયમ આવી મળે, મારે પાગે લોલા વળે. ૩૭
હું માનીતી હતી નાથ, હવે તો કાં મે'લો હાથ;
અભાગણી હું અકર્મણી, ઉત્તર ન આપે મારો ધણી. ૩૮

---

૨૫. ત્યારે ઇ૦–ત્યારે કદાચિત્ તમો અમને તજીને જાઓ તો તે યોગ્ય હતું. ૨૯. તારા કહે છે ઇ૦—તારા કહે છે તમને પડી. પ્ર. ૧. ૩૫. ચિત્ત–ચિત્તમાંથી. ૩૭. લોલા— (?)

શમને ચઢે છે રીસ, એમ શું પાડોછો ચીસ. ૫૩
એમ કહે અણબોલ્યાં રહ્યાં, નદીએ નાવાને ગયાં;
તારાને કરાવ્યું સ્નાન, બીજી વાનરીએ અવગાન. ૫૪
સઘળી સાથે રોતી જાય, ગાઢે વાળીતણા ગુણ ગાય;
મુખદર્શન કીધાં મંદિર જઇ, વિરહે કરીને વ્યાકુળ થઇ. ૫૫
એ કથા એટલેથી રહી, સીતાપતિ એમ બોલ્યા સહી. ૫૬

---

## કડવું ૯ મું.

### રાગ દોહરી.

રામ કહેછે સુગ્રીવને તું, વાળીને વેગે બાળ જી;
સંસ્કાર કરીને સઘળા, અવગતિ એની ટાળ જી. ૧
કહેશે જે રાજા પાણી ન પામ્યો, યજ્ઞ ન પામ્યો એહ જી;
કૂતરે કાગડે કરડચો, વાળીતણો તો દેહ જી. ૨
શાખામૃગ સઘળાનો રાજા, મેં માર્યો વણ અપરાધ જી;
શું કરૂં જે તને બોલજ દીધો, વેધે જેમ કો વ્યાધ જી. ૩
દેન તું દે જઇ વાળીને, જેમ હોય તમારી રીત જી;
ભાઇ ઉપર ભાવ ધરીને, પરમ કરીને પ્રીત જી. ૪
સુગ્રીવ કહેછે સ્વામી મારા, એ શી કહોછો વાત જી;
દેન હું દેઉં શા માટે, વેરી મુજ વિખ્યાત જી. ૫
એણે જે મુજને માર્યો છે, તે જાણે છે મારો વાંસો જી;
તે માટે દેન દેવાનો, સહી કરૂં છું સાંસો જી. ૬
આ ઘડી એને અવગતિ થાઓ, નરક પડો નિર્ધાર જી;
પશુ બાપડાં પ્રસન્નજ થાશે, એને કરીને આહાર જી. ૭
રામ કહેછે ફટ રે ભૂંડા, એ શું બોલ્યો અજાણ જી;
શું કરૂં જે મળ્યો મુને, નહિતર લેઉં પ્રાણ જી. ૮
મોટો ભાઈ મરાવી મૂરખ, વળી વેર સંભારે જી;
પાટુ હજી ઉભી રહી છે, વળી નથી તે તારે જી ? ૯

---

૫૪. અવગાન-(અવગાહન) સ્નાન. 'અવિધાન' પ્ર. ૪ થી. ૯. પાટુ-લાત. શું હજી તને પાટુ માર્યાનો બદલો વળ્યો નથી ?

મૂઓ એટલે વેર વળ્યું રે, આગેનું અપાર જી;
સંભારે તે તો મહામૂરખ, કરીને સંહાર જી. ૧૦
વડો વીર તે પિતા સરખો, (જ્યારે) ન હોય માથે બાપ જી;
તેને તું દેન નથી દેતો, પ્રૌઢ કરે છે પાપ જી. ૧૧
મારો માર્યો મુક્તિજ પામે, અવગતિ તો નવ હોય જી;
લોક તણો વહેવાર રાખવો, નિંદા ન કરે કોય જી. ૧૨
પ્રહાર એના સંભારે છે, વીસારી ઉપકાર જી ?
ઉછેરીને કર્યો આવડો, પ્રેમતણો નહિ પાર જી. ૧૩
જા હવે હું મસ્તક છેદીશ, જો તું કહીશ નકાર જી;
અંગદને આગળ કરી સુગ્રીવ, ગયો તેણે ઠાર જી. ૧૪
ઇંધણાં ત્યાં એકઠાં કરીને, મુખ મેલ્યો અંગાર જી;
સ્નાન કરીને શ્રાદ્ધજ સાર્યું, સાથે સર્વ પરિવાર જી. ૧૫
દેન દઇને સહુકો આવ્યું, રામતણે તો પાસ જી;
સ્વામીજી છું સેવક તારો, આજ દીધી એ આશ જી. ૧૬
સુગ્રીવ કહેછે કિષ્કિંધાએ, તમો પધારો રામ જી;
આપોપે અધિકારજ પામી, અમને દો કાંઇ કામ જી. ૧૭
તમો વન ભોગવો વહાલા જી, અમો ભોગવું રાજ જી;
અઘટતું એ દીસે અતિશે, કરતાં કૂડું કાજ જી. ૧૮
રઘુપતિ કહે ભાઈ તમારૂં, રાજ કરૂં શા માટ જી;
રૂમાને તું ભોગવે ભાઈ, જોતી હોશે વાટ જી. ૧૯
ચોમાસાના ચાર મસવાડા, સુખ ભોગવજે સાચું જી;
વિરહવેદના વીસારીને, કામ કરીશ મા કાચું જી. ૨૦
તારૂં કર્મ વળ્યું જો વેહેલું, મારૂં કંઇએ વળશે જી;
જનકનંદિની જહીંએ મળશે, તહીંએ તાપજ ટળશે જી. ૨૧
ચોમાસું વિત્યે નહિ આવે, તો તો ખૂટ્યો કાળ જી;
જેણે બાણે વાળી વધ્યો છે, તેણે હણીશ તત્કાળ જી. ૨૨
જાણીશ મા તે બૂડું થયું છે, તીનું છે તે તીર જી
તેમાં રૂંધાણો માનીશ મા, જેણે ગયો છે વીર જી. ૨૩

૧૯. રાજ કરૂં–હું કરૂં. પ્ર. ૧. ૨૩. જે મારગે તારો વીર ગયો છે તે મારગે જતાં તું રૂંધાણો (અટક્યો) છે એ માનીશ નહિ અર્થાત્ તેજ માર્ગે તું પણ જઇશ.

એમ કહીને આજ્ઞા આપી, સુગ્રીવે નામ્યું શીશ જી;
અંગદ આવી ચરણે લાગ્યો, જયજય શ્રી જગદીશ જી. ૨૪
આગળથી વાનર મોકલિયા, કિષ્કિંધા શણગારો જી;
જે કો મારી આણ ન માને, તેને મોકમ મારો જી. ૨૫
તરિયા ને તોરણ બંધાવો, માનિની મંગળ ગાઓ જી;
પટ્ટાભિષેક અમો આજ પામશું, તમો તત્પર થાઓ જી. ૨૬
સુગ્રીવે ત્યાં શીખજ દીધી, જેને કીધું જાણ જી;
નગરમાં પડો વજડાવ્યો, વરતાવી ત્યાં આણ જી. ૨૭
સહુકો જન સામા આવે, મનમાં હરખજ થાય જી;
પંચ શબ્દ વાજિત્ર વાજે, મધુરાં મંગળ ગાય જી. ૨૮
ચંદને તો ભૂમિ છંટાવી, ઉપર પાથર્યાં ફૂલ જી;
વધાવાને વિનતા આવી, પે'રીને પટકૂળ જી. ૨૯
વાનર સઘળા સામા આવ્યા, વરત્યો જયજયકાર જી;
સુગ્રીવને પધરાવ્યો પ્રેમે, નગરમાં નિરધાર જી. ૩૦
વાનરીઓ વાટે ઉભી છે, સારી સર્વે શણગાર જી;
વધાવે છે વહાલાજીને, પ્રેમતણો નહિ પાર જી. ૩૧
મહારાજા તો મંદિર આવ્યા, આવ્યા યુવરાજાન જી;
આગળ બહુ અપ્સરા નાચે, ગંધર્વ કરેછે ગાન જી. ૩૨
આચાર્ય આદિ આવીને, અણાવ્યો ઉપહાર જી;
મંડપ તો મોટા મંડાવ્યા, તેડાવ્યા સૂત્રધાર જી. ૩૩
સિંહાસન સોનાનું આણ્યું, મૂક્યું મંડપ મધ્ય જી;
અષ્ટમા' સિદ્ધિ આગળ ઉભી, નાચે છે નવનિધ જી. ૩૪
છત્ર ચામર ને સૂર્યસ્થંભો, તે આગળ આણી રાખ્યાં જી;
જે જોઇએ તે તત્પર કીધાં, જે વચન વિપ્રે ભાખ્યાં જી. ૩૫
સર્વતોભદ્ર ત્યાં મંડળ કીધું, સિંહાસન તો હેઠ જી;
ચાર સાગરનું જળ લાવ્યા, જાણી જેણે ટેઠ જી. ૩૬
વેદીને તો કુંડ કરાવી, સ્થાપ્યો હુતાશન જી;

---

૨૮. સહુકો જન ઇ૦ આવ્યા સેહુકો સામા જાયે પ્ર. ૧–૭. ૩૩. સૂત્રધાર–સુથાર. ૩૫. સૂર્યસ્થંભો–અબદાગિરિ (?) ૩૬. સર્વતોભદ્ર મંડળ–એ નામની આકૃતિ.

હોમ ત્યારે હોવા લાગ્યો, વદી વેદવચન જી. ૩૭
સોળ કન્યા શણગારીને, આગળ ઉભી રાખી જી;
મુક્તાફળની ધરી થાળી, જયજય વાણી ભાખીજી. ૩૮
ગ્રહસ્થાપના ત્યારે કીધી, રૂદ્રકળશ ત્યાં સ્થાપ્યો જી;
બ્રહ્માસનને માતૃસ્થાપન, જયજય શબ્દ ત્યાં વ્યાપ્યો જી. ૩૯
સોળ ગાડાં આભૂષણ કેરાં, આગળ આણી રાખ્યાં જી;
આચાર્યે જે અક્ષત આદિ, ચોદશે ત્યાં નાખ્યાં જી. ૪૦
કનકતણા તો ચાર કુંભ રે, રત્ન ભરીને સ્થાપ્યા જી;
આચાર્યને આધે કહ્યું છે, એ તો તમને આપ્યા જી. ૪૧
ચાર સૌભાગ્યવતી સુંદરી, વધાવાને આવી જી;
રોમાસહસ્ત્ર સખીએ પરવરી, મંડપમાં પધરાવી જી. ૪૨
સુગ્રીવ તો સિંહાસન બેઠો, છત્ર ધરાવી શીશ જી;
વાડવ વેદ ભણીને દે છે, આનંદે આશિષ જી. ૪૩
ઘરડા ઘરડા વાનર કહેછે, વચન તેણીવાર જી;
સુગ્રીવ તું તો નથી શોભતો, તારા વિણ લગાર જી. ૪૪
સિંહાસનની એ રાણી છે, અદ્ભુત તો અધિકાર જી;
અર્ધાંગે જો આવી બેસે, તો કીજે નમસ્કાર જી. ૪૫
અતિ ઘરડી વાનરી પ્રેરી, જે ચતુર છે સાચે જી;
શીખામણ દેવા શ્યામાને, રંગે કરીને રાચે જી. ૪૬
ઉઠ બાઇ એમ શું બેઠી, રોતી તું ન રાજે જી;
આભ્રણ અંબર ઓઢો ઓપતાં, જે છબીલી છાજે જી. ૪૭
હવે વિધવાપણું નહિ પામે, રામે આપ્યું રાજ જી;
અવિચળ એ વાત તો તારે, સરિયાં સઘળાં કાજ જી. ૪૮
પરાણે પ્રેરી પદ્મિની, નવરાવી ત્યાં નેહ જી;
સર્વ શણગાર કરી સુંદરી, દિવ્ય દીપતી દેહ જી. ૪૯
વધાવી વા'લાને વેગે, બેઠી છે ઉચ્છંગ જી;
પટ્ટાભિષેક થયો પરિપૂરણ, સઘળાં સુખ રસરંગ જી. ૫૦

---

૩૯. બ્રહ્માસન–યજ્ઞકર્મમાં મુકરર કરેલું બ્રહ્માનું સ્થાન. માતૃસ્થાપન–સોળ માતૃકાઓનું સ્થાપન. ૪૦. આભૂષણ–આભ્રણમય પ્ર. ૨. ૪૬. સાચેજી–સાચીજી પ્ર. ૧–૨.

## કડવું ૧૦ મું

### રાગ મલાર.

પૃષ્ટવાન ને માલ્યવાન, પર્વત સામસામા સંનિધાન;
પૃષ્ટવાન સ્ફાટિક મણિતણો, તેજે તરણિ થકી અતિ ઘણો. ૧
અટીકનો છે માલ્યવાન, જાસુ જેમ ફૂલ્યાં મધ્યવાન;
પૃષ્ટવાન ગુફા અતિ ગૂઢ, તેમાં રામ રહ્યા ગતિગૂઢ. ૨
આષાઢે આભલાં ચઢયાં, અંબરે અતિ ઉચ્યાં અડ્યાં;
વા વાય ને ઉડે રેણ, અતિ આકળાં થાયે એણ. ૩
તરૂવરતણાં ખરે અતિ પાન, કોકિલા કરે મધુરાં ગાન;
શુકાના સોહે શરવા સાદ, માંહેમાંહે માંડે છે વાદ. ૪
માળાને મેલે છે તર્ણ, પાંખતણા શોભે શુભ વર્ણ;
પાંખ પસારી નાચે મોર, પર્વત ચઢી સઘળા કરે સોર. ૫
પથિકકેરી પત્ની જેહ, નીસાસા મેલેછે નેહ;
ચોમાસું વીત્યે આવશે, સ્વામી દીઠે સોહલું થશે. ૬
અંધારી આવેછે મેહ, અનાહૂત ગાજેછે જેહ;
લક્ષ્મણને કહે રઘુવીર, વિરહ વેદના વ્યાપે શરીર. ૭
સીતા વિણ મેં રહ્યું ન જાય, હવે કરીશ કોણ ઉપાય ?
મેહ વંરસે છે મૂશળધાર, ઉકાંટા ચઢેછે અપાર. ૮
વીજળી કરેછે ઝાતકાર, મેઘ મળી સોહેછે સાર;
પ્રગટ થયાં છે પ્રૌઢાં પૂર, આવેછે અતિ ઉરાઉર. ૯
નદી નાનીનાં જે નીર, મોટી માંહે મળે ગંભીર;
દાદુરના નાનાવિધ નાદ, માંહોમાંહે માંડીને વાદ. ૧૦
પિયુ પિયુ બપૈયા કરે, તે તો મારા મનને હરે;
ઉન્મત નદી આરાને ખણે, લેખામાં કોને નવગણે. ૧૧
ભરજોબન વેગેશું વહે, વિરહ વધારે મનને લહે;
વૃક્ષ સમૂળાં કાઢી સહી, સાગરમાંહે જાયે વહી. ૧૨

---

૧. સન્નિધાન—પાસે. તરણિ—સૂર્ય. ૨. જાસુ—જાસ્વંદનાં ફૂલ. ૩. રેણુ—રેણુ—ધૂળ. એણ—હરણ. ૬. પથિક—મુસાફર. (વર્ષાઋતુમાં વિયોગ હોવાથી). ૭. અનાહૂત—અમથો—વરસ્યા વગર.

જો લક્ષ્મણ આવે જાનકી, ઉતરે છે એ પર્વત થકી;
રાક્ષસ ગ્રહી રાખેછે કેશ, નિલાંબર પેહેર્યા છે નિવેશ. ૧૩
ફણ ફણ ફણ ફણ ફોરાં પડે, ઉકાંટા અતિ અંગે ચઢે;
જાણે સીતાને આંસુ ઝરે, મારે વિરહે રૂદનજ કરે. ૧૪
આ ગિરિ ઉપર ગાજેછે મેહ, રાક્ષસ નાદ કરેછે એહ;
લઘુ લઘુ ઉગ્યાં છે તર્ણું, નિર્મળ દીસે નીલે વર્ણું. ૧૫
મેઘનું મોહોવાને મન, મહીએ સાડી પે'રી તન;
કરૈ જીવ જે રાતે રંગ, અવનિ આભર્ણ પહેર્યાં અંગ. ૧૬
સ્વામીએ સીંચી છે એહ, અતિ ફૂલી છે યૌવન જેહ;
એમ સીતા આવે એકવાર, મુજ ભણી કરી શણગાર. ૧૭
નદીએ નાનાં ગામડાં, તણાંણાં જાયે ઝૂંપડાં;
છાપરાં ઉપર છોકરાં, કરાંપરાં કરે ડોકરાં. ૧૮
નગરના વાસીને એમ કહે, કો કાઢો અતિ પૂરજ વહે;
ફીણોટા મોટા વહે સાર, કાષ્ટ કાઢે નરને નાર. ૧૯
જેમ નદીઓ જાયછે સાગરભણી, એમ સીતા આવે છે સોહામણી;
આંખડિયે અતિ આંસુ ઝરે, સીતા સીતા મુખ ઓચરે. ૨૦
અચેત થઇને અવનિ પડે, ત્રાહ ત્રાહ કરી ગાઢે રડે;
વારી રાખે લક્ષ્મણ વીર, વા'લાજી તમો ધારો ધીર. ૨૧
ઝરમર ઝરમર વરસે મેહ, શ્રાવણનાં શરવડાં એહ;
ઝીણી આવેછે કુશકી, ઉઠે છે અંગ ઉધડકી. ૨૨
વાદળે કરી ભાસે નહિ ભાણ, મદનદેવ મૂકેછે બાણ;
કરવતે કરી વપુ વહેરાય, લક્ષ્મણ મેં તો રહ્યું ન જાય. ૨૩
પૃષ્ઠવાન થકી ઉચલ્યા, માલ્યવાન ભણી તે પળ્યા;
અફીકગિરિની શિલા શ્રીકાર, તે ઉપર બેઠા જગદાધાર. ૨૪
લક્ષ્મણ રામ અવર નહિ કોય, સીતાને વિરહે અતિ રોય;
ભલો ભાદરવો પંચરૂપ, વૃક્ષે વીંટયાં જાળાં જેમ જૂપ. ૨૫

---

૧૩. નિવેશ—અલંકાર (મેઘને જોઇને કરેલી ઉત્પ્રેક્ષા). ૧૬. કરૈ—ઇંદ્રગોપ. ૧૮. કરાંપરાં-(કારાપારા). ગરબડ—ધાંધળ. ૨૨. ઝીણી ઇ૦—"ઝીણી આવેછે કુકશી, ઉઠેછે અંગ અધ્રશી". પ્ર. ૧લી. "ઉઠે છે અંગ અદષ્ટિ" પ્ર. ૪ થી. ૨૫. પંચરૂપ—જૂદા જૂદા પ્રકારની શોભાના મિશ્રણવાળો. જૂપ (યૂપ) યજ્ઞસ્તંભ (વૃક્ષનું ઉપમાન).

વેલી વીંટાણી છે ઘણી, શિખા દીસે સોહામણી;
રામચંદ્ર રોતા એમ કહે, એમ સીતા મને વળગી રહે. ૨૬
પર્વતથી અતિ પાણી ઝરે, નાદ તે તો નિર્મળ કરે;
નદી માંહે આવી ભળે, એમ જનકનંદિની મુજને મળે. ૨૭
વર તરણી ટસર નીસરે, વળી મેઘ મનોહર ઝરે;
કંઇ તડકો કંઇ વરસે મેહ, વિરહે વપુ પડેછે વેહ. ૨૮
આસો આવે ફૂલી મહી, નદી નિર્મળ થઇને વહી;
આગે ઉખેડયાં છે તરૂનાં મૂળ, કાંઠાથી કાઢયાં છે કુલ. ૨૯
યૌવનપણે જાણ્યું નહિ જેહ, વસમા વેરી વઢશે એહ;
પાડોશી શું નહિ તે મળી, તેણે નદી થઈ દૂબળી. ૩૦
મંદ મેલ વિના ઉજળી, મારાથી અતિ અલગી ટળી;
જાણેછે વેરી વઢશે, પહેલું પ્રીછ્યું નહિ કારજ પડશે. ૩૧
તરૂવર નમી રહ્યાં ફળભાર, જાણે એ શું કરે નમસ્કાર;
શરદે સોહે વેલી વન, તેણે મારૂં મોહે મન. ૩૨
પથિક વધૂ પેખે છે પંથ, હજી ઘેર ન આવ્યો કંથ;
સંભારી સંભારી સીતાનું નામ, મુર્ચ્છા ખાઇ પડિયા રામ. ૩૩
લક્ષ્મણ કહેછે શ્યામળવાન, શું તમને ટળી છે સાન;
જુઓ વિચારી આત્મજ્ઞાન, તમોછો ભક્તવત્સળ ભગવાન. ૩૪
માનુપી ચેષ્ટા પરહરો, મોહ તજીને ધીરજ ધરો;
મને શું વાહો છો નાથ, જાણી હું આવ્યો છું સાથ. ૩૫
આદિપુરૂપ ધરિયો અવતાર, હરવા ભૂમિતણો તો ભાર;
નિત્ય નિરંજન નિર્મળ સહી, વ્યાપક પૂરણ લેખે નહિ. ૩૬
અવિદ્યા રહિત નિર્વિકાર, ધ્યાયે તે છૂટે સંસાર;
માયાએ ધરિયુ માનુષ્યરૂપ, એમ ઘટે નહિ અકળસ્વરૂપ. ૩૭
જનકનંદિની જગન્માત, તમો જગજીવન જગતાત;
થોડે દિવસે સીતા પામશો, વિરહતણી વેદના વામશો. ૩૮

---

૨૮. વર ઇ૦–વર(શ્રેષ્ઠ) તરણિ (સૂર્ય)ની ટસર (કિરણપ્રકાશ) નીસરે છે. "તાવડતણી ટસર નીસરે" પ્ર. ૩ જી. "તાવર તરણી ટસર નીસરે" પ્ર. ૪ થી. ૩૦. નદી 'નથી' પ્ર. ૩–૪. ૩૧. કારજ–પ્ર. ૩–૪ માં આ શબ્દ [illegible]ને–ધ્યાન કરે.

એમ કહી ઉઠાડ્યા રામ, પામ્યા પ્રભુજી અતિ વિશ્રામ;
રામ કહે સુણ લક્ષ્મણ વીર, ચોમાસાનાં નિવર્ત્યાં નીર. ૩૯
સુગ્રીવિયો તો ના'વ્યો દુષ્ટ, ઘેર જઇ પાપી થયો પુષ્ટ;
રાજમદે એણે હું વીસર્યો, પે'લો મેં ઉપકારજ કર્યો. ૪૦
હવે શાને આવે વન, મોહ પામિયું એનું મન;
તું તેને તેડવા જાય, સુણી વચન સૌમિત્રિ ધાય. ૪૧
આવે નહિ તો એણે બાણ, લક્ષ્મણ તેનો લેજે પ્રાણ;
વે'લો આવે મ લગાડીશ વાર, હું એકલો છું આણે ઠાર. ૪૨
વચન સુણીને લક્ષ્મણ ધસ્યો, મનમાંહે અતિ ક્રોધજ વસ્યો;
આવ્યો કિષ્કિંધાને દ્વાર, ધનુષ્યતણો કીધો ટંકાર. ૪૩
વાનરે સાંભળી વાત, આવ્યો રામતણો લઘુ ભ્રાત;
સુગ્રીવનું છેદશે શીશ, એવી એને ચઢી છે રીસ. ૪૪
આગે રામે માર્યો વાળ, એકે બાણે કરી તત્કાળ;
આવો રે આપણ મારીએ, અહીં આવતો એને વારીએ. ૪૫
વાળીતણું વેર વાળીએ, શરીરતણો શોક ટાળીએ;
કો કાષ્ટ લેઇ પાષાણ, ઉંચા ચઢિયા અતિ અજાણ. ૪૬
ઉગામીને ઉભા રહ્યા, જે કોણે નવ જાયે સહ્યા;
હાહાકાર તે મુખથી ઊચરે, મારમાર તે હાકી કરે. ૪૭
અંગદને થયું ત્યાં જાણ, આવ્યો લક્ષ્મણ સાંધી બાણ;
વાનરને પૂછે છે વાત, કોને કરવા હીંડોછો ઘાત. ૪૮
કોણ ઉપર કરોછો ક્રોધ, સઘળાએ મળ્યા છે યોધ;
આવે છે સૌમિત્રિ શૂર, મારી અમો કરશું ચકચૂર. ૪૯
આગળ વાળી વધ્યો એને ભ્રાત, એ આવ્યો સુગ્રીવનો કરવા ઘાત;
તે માટે અમો યુદ્ધ કીજીએ, આઘો આવવા નવ દીજીએ. ૫૦

---

## કડવું ૧૧ મું.

### રાગ દોહરી.

અંગદ કહેછે ઘે'લા થયાછો, ક્યાં ખૂટ્યોછે કાળ જી;
કોને તમે હણવા હીંડોછો, ભારે ભરોછો ફાળ જી. ૧
વિષ હળાહળ પ્રીતે પીઓછો, મરવા થયુંછે મન જી;

સાપણને પૂછડે ચાંપોછો, જાવા જમસદન જી. ૨
વાળી સરખાને જેણે વધ્યો, તે આગળ તમો કયી માત્ર જી;
બાણે વિડારીને કરશે, જુજવાં સહુનાં ગાત્ર જી. ૩
નાસો રે નાસો નહિતર, મૂઢો ! આવ્યું મરણ જી;
લક્ષ્મણ કોપ્યે કો નથી જાણ્યો, જે રાખી શકે શરણ જી. ૪
અંગદ કુમુદ મયંદ કેસરી, ઋષભ શરભને તાર જી;
ગંધમાદન ને શતબળી, વિનત વીરજ સાર જી. ૫
ગજ ગવાક્ષ ને ગવય, દ્વિવિદ ને હનુમાન જી;
પનસ સુષેણ ને દધિમુખ રે, યોધા જાંબુવાન જી. ૬
નળ નીલ આદે લઇને, જે પ્રૌઢા પ્રધાન જી;
સહુકોય સામા સંચરિયા, કરતા તે ગુણ ગાન જી. ૭
આવીને તે ચરણે લાગ્યા, દીનદાસણા દાસ જી;
સ્વામી અમોછું આજ્ઞાકારી, આણી અતિ વિશ્વાસ જી. ૮
એવડો કોપ ઘટે નહિ તમને, રાંક ઉપર શી રીસ જી;
અમો પામર પશુ બાપડા, તમો છો જગદીશ જી. ૯
વિનય કરીને કરી વિનતિ, પુરમાંહે પધરાવ્યા જી;
દશોદિશે તે વાનર નાઠા, લક્ષ્મણ જેટલે આવ્યા જી. ૧૦
એટલું જો લક્ષ્મણ જાણે તો, સહુનો આણે અંત જી;
ઊગામીને ઉભા છે રે, વાનર બહુ બળવંત જી. ૧૧
સુમિત્રાસુત ઉજાતો, ક્રોધભેર તે આવે જી;
સુગ્રીવિયો શે નથી દિસતો, વારે વારે વહાવે જી. ૧૨
મંત્રી સઘળાને મન ચિંતા, કરશું કશો ઉપાય જી;
મેહેલમાંહે રમેછે રાજા, દેખી અતિ દુઃખ થાય જી. ૧૩
તે એમ નથી જાણતો જે, કોએક છે રામ જી;
રાજ્યમદે થયો છે ઘેલો, ગયો વીસરી નામ જી. ૧૪
જમણે ઉચ્છંગે તારા, રોમા વામ ઉચ્છંગ જી;
અનંગે આકળો કર્યો છે, ઉન્મત્ત અતિ અંગ જી. ૧૫
સિંહાસન સોનાને બેઠો, ગાદીને તો મૂઢો જી;
આલિંગન અબળાને દેછે, જાણેછે હું રૂડો જી. ૧૬

કુંભ કનકતણા મહામોટા, વાર વારૂણીએ ભરિયા જી;
એક વાંકા વાળી મેલ્યા છે, એક અધૂરા કરિયા જી. ૧૭
એક અભુક્ત આણી મૂક્યો, ઉપર કરી ઇધાણુ જી;
એક ઢાલવી રેલી મૂક્યા છે, પાન કરી પ્રમાણુ જી. ૧૮
તારા પાન કરીને પોતે, સુગ્રીવના મોંમાં નામે જી;
અધરે અધર કરી એકઠા, પીતાં અતિ સુખ પામે જી. ૧૯
પાન પાત્ર છે કનકનાં, મણિતણાં મહારમ્ય જી;
શીસા સુંદર ભરી મૂક્યા છે, અમર ને અગમ્ય જી. ૨૦
એક વિનતા વીણા વાયેછે, એક ધરેછે તાલ જી;
એક ઊભી આલાપ કરેછે, એક ગાયે ગીત રસાળ જી. ૨૧
એક વિનતા વાંસળી વાયેછે, એક વાયેછે મુખ ચંગ જી;
એક મધુરૂ મૃદંગ વજાડે, એક નાચેછે નવરંગ જી. ૨૨
એક ગાથા કવિત કહેછે, માઠ પ્રમાઠા છંદ જી;
એક ઊભી અવલોકન કરેછે, આણી અતિ આનંદ જી. ૨૩
ગલીચા ચંદ્રવા ચાકરા, દિવ્ય દીપતા દીસે જી;
સાંગામાચીએ સોનાની, દેખી હૈયું હીસે જી. ૨૪
એક બીડી કરીને બાળા, ખવરાવે છે પાન જી;
નાનાવિધનાં ભક્ષ કરાવે, માગે મહિલા માન જી. ૨૫
ઉન્મત્તપણે ઉછળે પોતે, નગ્ન થઇને નાચે જી;
વિનતાને વળગી પડેછે, રંગે તેતો રાચે જી. ૨૬
એકને આભ્રણ આપેછે, એકનાં લે ઉતારી જી;
હમોડા હમચી ખૂંદે છે, તારૂણી દે તાળી જી. ૨૭
જેમ ઘણી હાથણીએ પરવર્યો, મદભર્યો માતંગ જી;
વિધવિધ પેરે વિનોદ કરેછે, કામે કરી આતુર અંગ જી. ૨૮
જે દહાડાનો રાજ્ય પામ્યો છે, તે દહાડાનો તેહ જી;
કૌતુક કરતાં કાળ નિર્ગમે, આનંદભેર ત્યાં એહ જી. ૨૯
રાજ્યભાર અંગદને માથે, પોતે રમવું રંગ જી;

૧૬. મૂઢો—મૂઢ (?) ૧૮. અભુક્ત—નહિ વાવરેલો. રેલી મૂક્યા છે–ઢોળી નાખ્યા છે. "રોલ મૂક્યા છે" પ્ર. ૪ થી. "એક ઢાલી રોલ મૂક્યા છે" પ્ર. ૩ જી. 'રોડવી મૂક્યા' પ્ર. ૧ લી. ૨૩. માઠ પ્રમાઠા—એ નામના છંદ અથવા મંદ અને પ્રતિમંઠ તાલવડે છંદ ગાય છે (?)

મુખ્ય મુખ્ય વાનરને, રામે દીધાં માન;
સુગ્રીવે સર્વ દેખાડ્યા, પ્રૌઢા જેહ પ્રધાન. ૩૭
જે પર્વતનો જે વાનર, લેઈ તેનાં નામ;
આ આટલા કપિનો ધણી, સાંભળો શ્રીરામ. ૩૮
સુગ્રીવ ઉપર સ્વામીજી, થયા પરમ પ્રસન્ન;
કર ગ્રહીને આઘો તાણી, દીધું આલિંગન. ૩૯
ભલો ભલો સુગ્રીવ તું, શાખા મૃગનો સ્વામ;
આવ આઘો બેશ બળિયા, આજ આણે ઠામ. ૪૦
લક્ષ્મણ બેઠો જમણી પખા, સુગ્રીવ ડાબી પાસ;
સુગ્રીવ પેલી પાસ બેઠો, અંગદ અતિ ઉલ્લાસ. ૪૧
અંગદની પેલી પાસ બેઠો, યોધ જાંબુવાન;
તે પાછળ નીલ બેઠો, નળ બેઠો મતિમાન. ૪૨
અનુક્રમે એમ ત્યાં વાનર બેઠા, આપ આપણે અધિકાર;
જથાજોગ્ય તે આદર કીધો, રામે તેણીવાર. ૪૩
કરજોડીને આગળ ઊભો, હાથીઓ હનુમાન;
ગાઢે ગાઢે કરેછે, રઘુનાથના ગુણગાન. ૪૪
રામ કહેછે સુગ્રીવને, મેં કર્યું તારૂં કાજ;
વાળી વધીને આપિયું, મેં કિષ્કિંધાનું રાજ. ૪૫
હવે તેં તો પરઠ્યું છે, તે તો તું પાળ;
સીતાની શોધ આણી, વિરહવેદના ટાળ. ૪૬
તારો અર્થ પહેલો સર્યો, હવે મારો તો સાર;
રૂમા તું તો પામિયો, હું પામું સીતા નાર. ૪૭
સુગ્રીવ કહેછે રામજી, હું શીઘ્ર આણું શુધ;
દશોદિશ વાનરા, પ્રેરૂં પરમ પ્રસિદ્ધ. ૪૮
વિનત નામે વાનરો, તેડિયો તેણી વાર;
આગળ આવી રહ્યો ઉભો, કરીને નમસ્કાર. ૪૯

# કડવું ૧૩ મું.

## રાગ જીતમાન તાળ.

સુગ્રીવ કહે સાંભળ ભાઇ, કર તું શીઘ્ર સજાઈ;
ઉત્તર સાગર પર્યંત, તેં જોવા જાવું બળવંત. ૧
એક મસવાડે આવે, શોધ શોધી તું લાવે;
તું શોધે પર્વત પ્રૌઢ, ગુફા ગહવર ગૂઢ. ૨
નદી નિર્મળ તરજે, ગિરિ પાછળ પ્રદક્ષિણા કરજે;
જોજે વાડી વન, આકર અટવી ઘન. ૩
ધરા પર્વત ખોળે, વાનરને વાટે રોળે;
સો કોટિ વાનર સાથ, તું તો તેનો નાથ. ૪
એકમના થઈ જોજો, સાવધાન સહુ હોજો;
પોતાનું સર્વસ્વ જેમ, નિર્ગમ્યું હોય તેમ. ૫
જો મસવાડે નહિ આવ્યો, શોધ શોધી નહિ લાવ્યો;
વળતી લાધશે ભાળ, તો ખૂટયો તમારો કાળ. ૬
હણીશ હું સહુને સાથ, હું તો આ મારે હાથ;
ગંગા નદી ઉતરજો, નિશ્ચય તે તો કરજો. ૭
બદરિકાશ્રમ તો જાજો, જોવા તત્પર થાજો;
ગંધમાદન ગિરિ જોજો, પેખી પાવન હોજો. ૮
ત્યાં બ્રહ્માએ યજ્યા છે યજ્ઞ, કહીંએ હોલાએ નહિ અગ્ન;
એક સોનાનું છે શૃંગ, ચઢી જોજો આણી રંગ. ૯
ત્યાંથકી હેઠા ઉતરજો, શૃંગવાનગિરિ પર્વત જોજો;
આગળ ઉશિનબીજગિરિ એક, તે જોજો કરી વિવેક. ૧૦
જ્યાં મરુત્તે યજ્યા છે યાગ, અમરે આવી લીધા છે ભાગ;
ત્યાં એક શિલા આવશે પ્રૌઢ, જોજન માત્ર તે ગૂઢ. ૧૧
રૂપાની તો છે તેહ, તે જોજો આણીને નેહ;
આગળ આવશે ઇલાવન, ત્યાં રમતા પંચવદન. ૧૨

---

૩. આકર–ખાણ. ૭. આ મારે હાથ–તે મારે હાથ. પ્ર. ૧. ૮. અગ્ન–અગ્નિ. ૧૧. મરુત્તે–એ નામના રાજાએ. અમરે–દેવે. ૧૨. પંચવદન–મહાદેવ.

આગળ નદી યોજન બેહ, તમો તો તરજો તેહ. ૧૩

## રાગ આશાવરી.

આગળ જાતાં આવશે, ગુફા ગૂઢ અપાર;
ભમરા તેમાં ભમે ઘણા, અનેક કરે ગુંજાર. ૧૪
ભમર થઇને પેસજો, જેમ જાણે નહિ કોય;
સીતાને તો શોધજો, જદ્યપિ ત્યાંયજ હોય. ૧૫
એક વૃક્ષ વહોણું અરણ્ય આવશે, એક નિર્જળ આવશે દેશ;
પાણી પાખે તમે તો, પામશો અતિ ક્લેશ. ૧૬
માન સરોવર સમીપે, નિરખજો ધરી નેહ;
જાંબુનદ જોજો જઈ, કનકજળ છે જેહ. ૧૭
અલકાવાડી શિવતણી, કૈલાસ કેરે પાસ;
ધનદની નગરી નિરખજો, જે આપી છે અવિનાશ. ૧૮
હિમકૂટગિરિ નિરખજો, જજો ઉત્તર સાગરતીર;
અનેક સ્થાન જઇ જોજો, ધરીને તો ધીર. ૧૯
પાછાં વળતા પેખજો, જોયા જેટલા ઠામ;
એકમના અવલોકજો, રઘુનાથજીનું કામ. ૨૦
પત્રે પત્રે પેખજો, જોજો ડાળે ડાળ;
પર્વત વેગે નિરખજો, પૂછજો પણ ભાળ. ૨૧
વળતું ત્યાંથી લાવજો, વનગિરિતણું એંધાણ;
જોતાં તે મળશે નહિ તો, લઇશ તારા પ્રાણ. ૨૨
હાજી કહીને હીંડિયો, સાથે કપિ સો ક્રોડ;
તમે કહોછો તેમ સ્વામી, નહિ તેમાં ખોડ. ૨૩
દ્વિવિદ વાનર તેડિયો, સુગ્રીવ કહેછે ભાત;
પૂર્વસાગર પેખવાને, વિરા જા વિખ્યાત. ૨૪
ત્રીશમે દિન આવજે, લાવજે શોધી શુદ્ધ;
વન અટવી ગિરિ નિરખજે, જોજે વિચારી બુદ્ધ. ૨૫
શતશૃંગ પર્વત પેખજો, સિંજાચળ ગિરિ જ્યાંય;
મેરૂ મંદર મધ્ય ભાગે, જઇને જોજે ત્યાંય. ૨૬
એક પર્વત આવશે ગિરિવ્રજ, ગોમંત નામે એક;
રૂપાનો પર્વત આવશે, જયાં ઇંદ્રે કર્યા જગન અનેક. ૨૭

શૃંગ તો સોનાતણાં, એવા ગિરિ અસંખ્યાત;
માર્ગમાંહે આવશે, જોજો જઇને ભ્રાત. ૨૮
ઉપર ચઢવાનું આળસ મ કરશો, શૃંગ પાછળ જોજો પ્રીત;
ગુફા માંહે પેસતાં, થાશો મા ભયભીત. ૨૯
એક ગુફામાંહે સર્પ ઘણા છે, તેમ તમે થાજો સર્પ;
શોધજો સઘળે જઈ, મન મ ધરશો દર્પ. ૩૦
ઉદયાચળ અવલોકજો, જ્યાં ઉદય પામે ભાણ;
પૂર્વ સાગર લગે જોજો, ને લાવજો ઇંધાણ. ૩૧
બે પાસાની કોણ જોજો, દેશ વિદેશની વાટ;
શૃંગ સઘળાં શોધજો, ચઢી ઊંચા ઘાટ. ૩૨
એકત્રીશમે દહાડે આવશો, તો આણીશ તમારો અંત;
એંશીકોટિ વાનર લેઈ, સાથે ચાલ તું બળવંત. ૩૩
સુષેણ નામે સુંદર તેડ્યો, તારાતણો જે તાત;
સસરા માટે સાંખીશ નહિ, તું સાંભળ સાચી વાત. ૩૪
પશ્ચિમ સાગર પળો પ્રેમે, રૈવતાચળ ગિરિ જ્યાંય;
સરસ્વતીતીરે જઇ જોજો, સોમ કૂપ છે ત્યાંય. ૩૫
અસ્તાચળ પર્વત જાજો, રવિ અસ્ત જ્યાં હોય;
સમુદ્રતીરે શોધજો, પશ્ચિમ સાગર સોય. ૩૬
વનગુફા ગિરિ અર્ણવ જોજો, ત્રીશમે તો દિન;
ઇંધાણ જોઇ આવજો, સુગ્રીવ વદે વચન. ૩૭
દેશવિદેશ જે વિષમ સ્થાપક, નિરખજો નિરધાર;
પોતાનું જેમ પડ્યું હોયે, સરવસ્વ જાણો સાર. ૩૮
આજ્ઞા માગી સુષેણ ચાલ્યો, સો લક્ષ વાનર સાથ;
સેનામાંથી કાઢિયા, સુગ્રીવ સેના નાથ. ૩૯
અંગદ ત્યારે તેડિયો, વાળીસુત યુવરાજ;
દક્ષિણસાગર લગે જાજો, રઘુનાથજીનું કાજ. ૪૦
વિંધ્યાચળની પેલી પાસા, પર્વત છે એક પ્રૌઢ;
ત્યાં ઇંદ્રની હત્યા ગઇ, તપ કરતાં અતિ ગૂઢ. ૪૧
તે પર્વત ઉપર યજ્ઞ યજ્યો છે, ઇંદ્રે ત્યાં એકવાર;
સ્તંભ વેદી કુંડ સુંદર, હજી ઉપર જળે અંગાર. ૪૨

આલિંગન દેઇને રહેવું, કે અબળા ઓચ્છંગ જી. ૩૦
એમ રમતો જો લક્ષ્મણ દેખે, તતક્ષણ લેતો પ્રાણ જી;
અંગે કોપ કરી આવેછે, સ્કંધે શર સંધાણ જી. ૩૧
ઉલટે ઉજાતો આવ્યો, ગિરિતણાં જે શૃંગ જી;
પદ પ્રહારે કડકા કરતો, અતિશે આતુર અંગ જી. ૩૨
રામને રોતા મે'લીને, અહીં આવ્યોછે આજ જી;
સુગ્રીવ કંઇએ નથી જાણતો, થાશે ફૂડું કાજ જી. ૩૩
કોણ કહેવા જાશે રાજાને, નારીમાંહે નગ્ન જી;
મણિમય મેહેલ મનોહર માંહે, મહિલાશુ મહામગ્ન જી. ૩૪
લક્ષ્મણજી ઉજાતો આવે, નગરમાં નિરધાર જી;
વિલંબ કરવા વાટે વાનર, વળી વળી કરે નમસ્કાર જી. ૩૫
અંગદને દીધી આજ્ઞા, તું મેહેલમાં જાય જી;
તુંને જાતાં નહિ કંઇ બાધ, તારા તારી માય જી. ૩૬
અંગદે આવીને કીધી, માતાને તો સાન જી;
લક્ષ્મણજી કોપે આવેછે, કહો કાકાને કાન જી. ૩૭
તારાએ સાન કરી અંગદને, વાનરને તેડાવ જી;
જગતમાં હોય જેટલા, અર્થે એટલે આવ્ય જી. ૩૮
શાખામૃગના સમૂહ મોકલો, તેડાવાને તેહ જી;
સુગ્રીવ આવી મળે ત્યાર પહેલાં, આણના ત્યાં એહ જી. ૩૯
સુગ્રીવના કાનમાંહે કહ્યું, તારાએ તેણીવાર જી;
કોપ કરી લક્ષ્મણ આવેછે, સાંભળીએ ભરતાર જી. ૪૦
વચન સુણીને સાંભર્યું સુગ્રીવને, પડી પેટમાં ફાળ જી;
ચોમાસું જાતું નવ જાણ્યું, હવે ખૂટચો કાળ જી. ૪૧
રહો રંડા રોતી હાવે, તાંતતુંમડાં તોડો જી;
મધ તણા માણિયા મોટા, તેહ ચાચરે ફોડો જી। ૪૨
મોં લુએ ને આંખો ચોળે, હવે હું ખરો વગુતો જી;
તે દહાડા સંભારૂં સઘળા, જે રડવડતો હુતો જી. ૪૩
તારાને કહેછે લ્યા તું જા, આગળ થા તું આજ જી;
લક્ષ્મણજીની કર પ્રશંસા, એ તો તારૂં કાજ જી. ૪૪

---

૩૨. ઉલટે—ઉવટે. પ્ર. ૧—૩. ૪૨. તાંતતુમડાં ઇ૦—તાંત અને તુમડાં-
નો તંબુરો કરીને ભીખ માગતાં ફરો. ચાચરે—આંગણામાં.

કોમળ વચન સાંભળી કામિનીનાં, દયા ઉપજે મન જી;
આભરણ ઉતારીને જાજે, કહેતી કૃપણ વચન જી. ૪૫
તારા ત્યારે ત્યાંથી ચાલી, આવી લક્ષ્મણની પાસ જી;
દીનવચન કરીને બોલી, વાણી ત્યાં પ્રકાશ જી. ૪૬
આભરણ ઉતારીને મૂક્યાં, લક્ષ્મણજીને ચરણ જી;
હેવાતન આપો મારા વહાલા, આવી તમારે શરણ જી. ૪૭
એ તો સદાનો અપરાધી, પશુ પામર પ્રાણ જી;
આવડો કોપ ન ઘટે એ ઉપર, તમો છો ચતુરસુજાણ જી. ૪૮
એને માર્યા માટે મોટમ, તમારી નહિ હોય જી;
કહેશે એક વાનર માર્યો, કીર્ત્તિ ન કરે કોય જી. ૪૯
તમો એને રાજ્ય આપિયું, અને કર્યો અધિકારી જી;
નહિતર એ તો અહિંયાં ક્યાંથો, હું ક્યાંથી એની નારી જી. ૫૦

---

## કડવું ૧૨ મું.

### રાગ સામેરી.

મેં જાણ્યું હવે વિધવાપણું, નહિ પામું નિરધાર;
રામજીએ હાથ સાહ્યો તો, મેં કર્યો ભરતાર. ૧
હવે કો એવું નથી, જેને હું કરૂં તો નાથ;
હવે મારો પ્રાણ તજાવો, પ્રભુ એની સાથ. ૨
શર સાંધ્યું છે તે મુજને મારો, મેં વિધવાપણું ન વેહાય;
આગે મારે એ વિના, જનમારો કયમ જાય. ૩
જેમ તરૂવર સિંચી કર્યો પ્રૌઢો, પોતે છેદે પાણ;
પુરૂપાર્થ કો કહે નહિ, કેવી કીધી હાણ. ૪
આગે તમારા ભાઇએ, એક વાર કીધી રાંડ;
હેવાતન તો ઉધારે, એમ કર્યું છે માંડ. ૫
કરજોડીને કરગરે, દીનસતી અતિ દીન;
થર થર થર થર ધ્રૂજતી, જેમ પાણી વણ મીન. ૬
દીન વચન સુણી તારાનાં, ઉતરી ત્યાં રીસ;
એટલે સુગ્રીવે આવી, સ્વામીને નામ્યું શીશ. ૭

અરે દુષ્ટ સુગ્રીવિયા, રોતા મે'લી રામ;
ચોમાસું વિત્યા પછી, ઉતાવળો આવ્યો આમ. ૮
સુગ્રીવ કહેછે અણપ્રીછે, પ્રભુ કયાં કરોછો કોપ;
પાછળ વાળી જુઓ વા'લા, ચતુરની જે ચોપ. ૯
જુએ તો એ વાનરા, આવ્યા છે અસંખ્યાત;
એટલા કીધા એકઠા, તમો જુઓ વિમાસી વાત. ૧૦
લક્ષ્મણ રળિયાત થયા, સુગ્રીવનો સાહી પાણ;
રીસ સઘળી ઊતરી, ઉચર્યા અમૃત વાણ. ૧૧
પછી બાહેર આવિયા, સભા માંહે સાર;
મોટે મોટે વાનરે, આવી કર્યો નમસ્કાર. ૧૨
લક્ષ્મણને દેખાડિયા, પોતાના અવાસ;
કૈલાસ કોટિકથી અધિક, જાણે તેજ પ્રકાશ. ૧૩
વિનોદ કરેછે વાનરી, હીંચે હીંડોળા ખાટ;
મણિમય મેહેલ મનોહર માળિયાં, કુસુમ વેર્યાં વાટ. ૧૪
આ મંદિર અંગદતણું, નળ નીલનાં આ ધામ;
આ ગજ ગવાક્ષનું, ગંધમાદનનું અભિરામ. ૧૫
ગવયનું આ કેસરીનું, આ કુમુદનું કહેવાય;
મંદિર દેખી મણિમય, લક્ષ્મણ વિસ્મય થાય. ૧૬
હીંચે છે બહુ વાનરી, કૌતુક કરેછે ક્રોડ;
કામવરણી કામિની, ગજગતિમાં નહિ જોડ. ૧૭
આ મંદિર દધિમુખનું, અહીં રહેછે તાર;
અહીંઆં ઋષભ રીંછ રહેછે, પરાક્રમનો નહિ પાર. ૧૮
જાંબુવાન રહેછે અહીં, જાણિયે ઇંદ્રસદન;
શતબળીનું મંદિર જોતાં, મોહ પામે મન. ૧૯
વાનરી ગાઢે ગાયછે, રઘુનાથના ગુણગ્રામ;
લક્ષ્મણજીને દેખાડ્યાં, સમસ્ત કપિનાં ધામ. ૨૦
ગુફામાંથી બહાર આવ્યા, ત્યારે લક્ષ્મણ વીર;
સાથે છે સહુ વાનરા, ગાજતા ઘન ગંભીર. ૨૧
સુગ્રીવ તું શીઘ્ર થા, એકલા છે શ્રીરામ;

૯. ચોપ-ઉતાવળ-તાકીદ.

સુજ વિના તો રહી શકે નહિ, ક્ષણ તેણે ઠામ. २२
પડતાં હું તો પ્રાણ સાહું, પ્રશંસુ ધરી પ્રીત;
એકલા અચેત થાશે, વાત અતિ વિપરીત. २३
એટલે આવ્યા વાનરા, લક્ષકોટિ અસંખ્યાન;
બીજું કાંઈ દીસે નહિ, વિસ્મય સરખી વાત. २४
વૃક્ષ ન દીસે ગિરિ ન દીસે, ન દીસે આકાશ;
પૃથ્વી ન દીસે પાણી ન દીસે, પંથ ન દીસે પ્રકાશ. २५
નદી ન દીસે નદ ન દીસે, દિશા ન દીસે દેશ;
અર્ક ન દીસે અટવી ન દીસે, ન દીસે નરેશ. २६
વન ન દીસે ધન ન દીસે, જન ન દીસે કોય;
કેવળ દીસે વાનરા, સર્વ ઢાંક્યું સોય. २७
પંચાશ ક્રોડ જોજન પૃથ્વીની, રેણુ ગણી જાય;
સાગરજળ છે આટલું, મર્યાદા ત્યાં થાય. २८
તારા ગણે જળજંતુ ગણે, ગણે તરૂવર પાન;
વાનરા છે વિશેષે, કો કાઢી ન શકે માન. २९
સુગ્રીવના કર ઉપર છે, લક્ષ્મણજીનો હાથ;
જગતમાં જે વાનરા, તે સઘળા એ છે સાથ. ३०
કવિ કોએક મૂરખે, કાઢ્યું છે તો માન;
અઢાર પદ્મ વાનરા, કહ્યા છે નિદાન. ३१
અડસટ શંકુ રીંછ કહ્યાછે, તે સર્વે મિથ્યા વાત;
વાલ્મીકે તો ગ્રંથ માંહે, કહ્યા છે અસંખ્યાત. ३२
સઘળા વાનર આવેછે, જુગ્મ જોડી પાણુ;
વદનથી તે બોલે છે, જય જય જય જય વાણ. ३३
જાણીએ વાનર રૂપિયો, સમુદ્ર છે તો સાર;
કર જોડયા છે તે કમળના, ડોડા એહ અપાર. ३४
રામજીએ દીઠાં આવતાં, વાનરકેરાં વૃંદ;
અંતર આનંદ પામિયા, પૂરણ પરમાનંદ. ३५
સુગ્રીવે આવી શીશ નામ્યું, રઘુનાથજીને પાય;
લક્ષ્મણજી આવી મળ્યા, રીઝયા રાઘવરાય. ३६

---

२६. અટવી–જંગલ. २९. માન–માપ. ३१. પદ્મ અને શંકુ–અબ્જ ઉપરાંતની સંખ્યાઓ.

એક ગુફા માંહે રાક્ષસ રહેછે, ત્યાં ધરી રાક્ષસ દેહ;
એક વનમાંહે વ્યાઘ્ર રહેછે, વ્યાઘ્ર થઇ જોજો તેહ. ૪૩
એક મસવાડે અહીં, વેહેલા આવજો વીર;
દક્ષિણ સાગર લગે જોજો, ધરીને તો ધીર. ૪૪
શોધ શોધી લાવજો, વળી કેટલે કાળ;
તે દેશથી કહીએ કદાચિત્, લાધશે જો ભાળ. ૪૫
તો તમે તો માહરો, મ કાઢશો પછી વાંક;
રામ દેખતાં પીલાવીશ, હું એ આડોઆંક. ૪૬
સાંખીશ નહિ હું સમ ખાઉછું, સહી કરીશ સંહાર;
રામજીનું કામ છે, એકમને કરો આવાર. ૪૭
હું યદ્યપિ કરૂં સાંસો, તો હણે રઘુનાથ;
જેણે બાણે વાળી માર્યો, તે હજી છે હાથ. ૪૮
વીરા વહેલા આવજો, લાવજો શોધી ભાળ;
મહેંદ્ર પર્વત લગે જાજો, ગોકર્ણ લગે વિશાળ. ૪૯
એમ નહિ જે આ ન જોયું, લાવજો એંધાણ;
એંશી લાખ વાનર લેઇ સાથે, ચાલ્ય ચતુરસુજાણ. ૫૦



## કડવું ૧૪ મું.

### રાગ મારૂ.

સુગ્રીવ કહેછે સહુએ સાંભળો, પ્રૌઢા જે પ્રધાન;
શોધ જોવાને સીતાજીની, જાઓ યુવરાજાન. ૧
નળ નીલ ગજ ગવાક્ષ ગવય, તાર પનસ હનુમાન;
ઋષભ અંગદ ને કુમુદ કેસરી, યોધા જાંબુવાન. ૨
શતબળ આદિ દેઇ સબળા, મુખ્ય મુખ્યનાં નામ;
સુગ્રીવને પૂછે છે પ્રેમે, રાજીવલોચન રામ. ૩
પ્લવંગમપતિ તું શું જાણે, વીરા એવડાં વન;
સુણતાં હું વિસ્મય પામુંછું, મોહે મારૂં મન. ૪
સુગ્રીવ કહેછે સ્વામી સર્વે, અવલોક્યાં છે એહ;

૪૭. આવાર—કરે અપાર. પ્ર. ૧. ૪. પ્લવંગમપતિ–વાનરપતિ.

વાળીતણા ભયથી ભાગ્યા, એમાં નહિ સંદેહ. ૫
એટલે ઠામે હું રડવડી, ઋષ્યમૂક ગિરિ આવ્યો;
ત્યાં તમારૂં દર્શન પામ્યો, તેણે કરીને ફાવ્યો. ૬
રઘુનંદન પૂછે છે સુગ્રીવ, એક મારે મન સંદેહ;
તે ટાળ્યો ટળે નહિ કોણે, આશ્ચર્ય સરખું એહ. ૭
જો વાળીના ભયથી ભમતા, હીંડચા રાને રાન;
કંઇએ તો રહેવું નવ પામ્યો, કયમ આવ્યો આણે સ્થાન. ૮
કિષ્કિંધા સમીપે અહીંથી, જોજન જાણો ચાર;
એકે ફાળે આવે અહીંઆં, ક્ષણ નવ લાગે વાર. ૯
તો તે કહેતું આણે પર્વત, નિર્ભય થઇ કયમ રહેછે;
જોતાં કાંઇ કહ્યું ન જાયે, તું તો એવું કહેછે. ૧૦
વાળીને શું વાર લાગતી હતી, અહીં આવતાં આજ;
સુગ્રીવ કહેછે સ્વામી સાંભળો, તે તમને કહું મહારાજ. ૧૧
કિષ્કિંધાથી નાહા પાંચે, કોઇ રહેવા ન મળ્યો ભાગ;
કયાં જઇને કેમ કીજિયે, મહીમંડળ નહિ લાગ. ૧૨
હનુમંતે કહ્યું ત્યાં મને, ઋષ્યમૂક જઈ રહિયે;
વાળી ત્યાં આવી શકે નહિ, તો શા માટે દુઃખ સહિયે. ૧૩
દુંદુભિ ઉપાડી નાખ્યો, પડિયો પંપાતીર;
માતંગઋષિ ત્યાં તપ કરતા, ધ્યાન ધરીને ધીર. ૧૪
રૂધિર વમ્યું જે વદન થકી, ઋષિને લાગ્યા છાંટા;
અકસ્માત હધડકી ઉઠયા, જાણે ભાગ્યા કાંટા. ૧૫
આ અસુર અહીં કોણે નાંખ્યો, ઉચ્છિષ્ટ કર્યો આશ્રમ;
દુંદુભિ વધ્યો એ વાળીએ, મુનિએ જાણ્યો મર્મ. ૧૬
જ્યારે વાળી આવે આણે વન, ત્યારે પામે મર્ણ;
શાપ દીધો તે કોપ કરીને, અપવિત્ર કીધી ધર્ણ. ૧૭
તે માટે વાળી અહીં ન આવે, સુગ્રીવે કહ્યો સંબંધ;
તો અમો અહીં રહી શકયા છું, પૂરણ એ પદબંધ. ૧૮
રઘુનંદને પ્રેમે સાહ્યો, હનુમંતકેરો હાથ;
એકાંતે લઇને બેઠા, સ્વામી શ્રી રઘુનાથ. ૧૯

---

૧૨. કોઇ રહેવા ઇ૦—કંઈ રહેવા ન મળે ભાગ. પ્ર. ૧–૩.૧૪.
પંપા--એ નામનું સરોવર.

હનુમંત તું છે મિત્ર મારો, પ્રાણથકી અતિ પ્રીત;
સેવક સઘળા માંહે શિરોમણિ, જાણેછે સહુ રીત. ૨૦
સીતાને જોવા જોગ તું, માને મારૂં મન;
બીજા સૌ ભૂલ્યા ભમે ભૂમાં, તું પામીશ દર્શન. ૨૧
આત્મસમર્પણ તેં કીધું છે, અનન્ય છે તું દાસ;
સ્ત્રીભણી તો તો મોકલીએ, જો હોય દૃઢ વિશ્વાસ. ૨૨
રાજપુત્રી ને રાજપત્ની, સતી શિરોમણિ નારી;
તે કને મોકલવા વીરા, તું એક અધિકારી. ૨૩
જનકસુતાને માતા માને, મુજને માને તાત;
હું પુત્રથકી અધિક માનું, સાંભળ હનુમંત વાત. ૨૪
સ્ત્રી માત્રને માતા માને, સદા તું બ્રહ્મચારી;
વજ્રકછોટો દૃઢ છે તારો, વારૂં છે વનચારી. ૨૫
સીતાને સંદેશો કહેજે, કહાવ્યું છે એમ રામ;
ક્ષણમાત્ર હું નથી મૂકતો, મુખથી તારૂં નામ. ૨૬
આંખેથી આંસુની ધારા, પરમ વહેછે પૂર;
અતિશે થયોછું આકળો, જે તું જઇ બેઠી દૂર. ૨૭
વિરહ રૂપિયું કર્વત વે'રે, કોમળ મારી કાય;
અંગીઠી માંહે ઓઢુંછું, તુજવિણ રહ્યું ન જાય. ૨૮
પંચબાણ પીડેછે મૂજને, તુજવિણ કોણ ઉગારે;
એક પત્નીવ્રત્ત અખિલ પાળવું, જો તું જીવન મારે. ૨૯
ટચલી આંગળીએ મુદ્રિકા, ન આવતી તે જાણ;
તારે વિરહે કરીને સીતા, કંકણ થઇ છે પાણ. ૩૦
હૈયું મારૂં નથી ફાટતું, થયું છે પાષાણ;
ઘણુંએ કર્યુ કાઢવાને, તોએ ન ગયા પ્રાણ. ૩૧
હૃદયકમળ માંહે પાવકજ્વાળા, પ્રકટ થઇછે પ્રૌઢ;
આંસુએ કરી હોલાએ તે, મરણ ન પામું મૂઢ. ૩૨
સૂતાં બેઠાં હીંડતાં ચાલતાં, સ્મરણ કરૂંછું તારૂં;
ઝૂરી ઝૂરી પંજર થયોછું, મન મોહ્યું છે મારૂં. ૩૩
આવે તો તું ઓળખે નહિ, એવું થયુંછે અંગ;
તુજ સાથે સર્વ ગયાં છે, રૂપ રસ ને રંગ. ૩૪

---

૨૯. પંચબાણ–કામ.

તું કહીશ પ્રીત મેં પ્રીછી, કહાવ્યું દીનદયાળ;
પ્રેમ શો જો તારે વિરહે, નથી થાતો કાળ. ૩૫
જીવુંછું તે જાણજે, તુજ નામતણો આધાર;
એકે સ્થાનક બેશી ન શકું, પડુંછું વારોવાર. ૩૬
નયણે મારે નિદ્રા ન આવે, ક્ષુધા તૃષા ન લાગે;
હૃદે માંહે રૂપ નિરખું, જેવું દીઠું આગે. ૩૭
તારા ગુણ ગાઉ કેટલા, જો રસના મુખ એક;
શેષનાગની પેરે ન સરજી, મારે તો અનેક. ૩૮
હા સીતા! હા સીતા! કહેતાં, કરતા અતિ આક્રંદ;
ઉભા થઇને અંગ આછટ્યું, પડ્યા પ્રેમને ફંદ. ૩૯
આ જન્મે મેં કોઇ નથી કીધું, પેલા ભવનું પાપ;
માએ મારી વનમાં કાઢ્યો, મરણ પામ્યો બાપ. ૪૦
પડતે પડે ને ચઢતે ચઢે, તેમાં તારૂં હરણ;
વિરહ રૂપી વેરી વઢે, જાઉં કોને શરણ. ૪૧
વેલી વિના જેમ વૃક્ષ ન શોભે, નિશા વિના જેમ ચંદ્ર;
તેમ હું તુજ વિના નવ શોભું, દીસુંછું મહામંદ. ૪૨
ત્રાહ ત્રાહ રે જનકનંદિની, મેં તો રહ્યું ન જાય;
તુજ વિના જે અધક્ષણ તે, કોટિ કલ્પ સમ થાય. ૪૩
હનુમંત મુદ્રિકા મારી, જનકસુતાને આપે;
એણે ઈંધાણે સીતાનાં, દુઃખ સઘળાં કાપે. ૪૪
તેવો પ્રેમ ક્યાં થકી મુજને, જેવો હોશે એને;
વૈદેહીની પ્રીતની પાસે, કહો કીજીએ કોને. ૪૫
વળતો સંદેશો જે કહાવે, તે તું સંભારી રાખે;
મનને ધીર ધરાવવા વીરા, મુજ આગળ તું ભાખે. ૪૬
શા માટે રીસાવી સીતા, શો મારો અપરાધ;
વિનય વચને વિનતિ કરજે, સેવક છે તું સાધ. ૪૭

---

૪૧. પડતે ૪૦—પડતી અવસ્થામાં દુઃખ પડે છે, અને શોકનો વેગ ચઢતાંમાં ચઢે છે. "પડે તે પડે ને ચઢે તે ચઢે" પ્ર. ૩—૪.૪૫. કહો ૪૦—અર્થાત્ એની પ્રીતને શાની ઉપમા આપીએ ? ૫૧. તે—વચન રૂપી નિશાની.

તારા ગુણનો ઓશિંકળ થાવા, સમર્થ નહિ હું શૂર;
જો તું શોધ લાવે સીતાની, સુખસાગરનું પૂર. ૪૮
સીતાનું તું દર્શન પામીશ, જીવિત તારૂં ધન્ય;
જનકનંદિની જોવાનું, મારૂં થયું છે મન. ૪૯
એમ કહી આલિંગન દીધું, હરિએ આણી હેજ;
જાણે કૃપા કરીને આપ્યું, હનુમંતને નિજ તેજ. ૫૦
તું જાણે કે હું જાણું, અવર ન જાણે કોય;
તે તું જનકસુતાને કહેજે, સાંભળતાં સુખ હોય. ૫૧
વૈદેહી કનેથી વળતું, લઇ આવે ઇધાણ;
જે હું નિરખીને પામું, પાછો નૌતમ પ્રાણ. ૫૨
વિધાતાએ વે'રે કીધો, મને ન આપી પાંખ;
જાનકીને જોવા મારા, મનમાં મોટી ધાંખ. ૫૩
એમ કહીને મૂર્ચ્છા પામ્યા, કમળદળલોચન રામ;
હનુમંતે હાથ સહીને, ઉઠાડયા સ્વામી સુંદરશ્યામ. ૫૪
એમ કહીને બેઉ આવ્યા, સુગ્રીવ કેરે પાસ;
અંગદ કહેછે આજ્ઞા આપો, આદિપુરૂપ અવિનાશ. ૫૫
અંગદે આવીને નામ્યું, રામને ચરણે શીશ;
વીરા તને વિઘ્ન હશો મા, કૃપા કરી જગદીશ. ૫૬
અંગદે આજ્ઞા માગી, ચરણે લાગી ચાલ્યો;
હવે કો થકી હારૂં નહિ, રામે કર મૂછ ઘાલ્યો. ૫૭
એંશીલાખ વાનરને લેઇ સાથે, જોતા જોતા જાય;
હા સીતા! હા સીતા! કરતા, વાટે શ્વાસ ન ખાય. ૫૮
એ કથા રહી એટલે, વિનત વેગે આવ્યો;
ઉત્તર દિશ આખી અવલોકી, શોધ શોધી નવ લાવ્યો. ૫૯
દેશ વિદેશ શોધી વળિયો, આકર અટવી વન;
પર્વત સઘળા કહી દેખાડ્યા, મનાવ્યું ત્યાં મન. ૬૦
એવું કહેતો દ્વિવિદ આવ્યો, જોઈ પૂર્વ દીશ પાવન;
એણી દિશે નિર્ધાર નથી, જાણો જગજીવન. ૬૧
સુષેણ સમાચાર લેઇ આવ્યો, પશ્ચિમ દેશથી પ્રીત;
પશ્ચિમ દેશ નથી જાનકી, એ તો રૂડી રીત. ૬૨

---

૬૦. દેશવિદેશ ઇ૦—દેશવિદેશ ને સઘસ સઘળી એ પ્ર. ૧.

## કડવું ૧૫ મું.

### રાગ પરજીઓ.

દક્ષિણુ દિશે વાનરા તે, જોતા જોતા જાય રે;
નદી તરી ગિરિ ઓળંગે, પૂછતા પળાય; વાનર ચાલિયા રે. ૧
ગુફા માંહે પેશી નીસરે, અહીં નથી સીતા માત રે;
માર્ગ માંહે પથિકને પૂછે, કહો તમો શુદ્ધ વાત; શોધ કંઈ પામિયે રે. ૨
તરૂવર ઉપર ચઢીને જુએ, કંઇ શોધી ભાળ રે;
હા હા હવે ખરા વછુતા, સ્વામી દીનદયાળ; હવે શું કીજિયે રે. ૩
એમ કરતાં એક ગુફા આવી, માંહે ભમર કરેછે ગુંજાર રે;
ભમર થઇને માંહે પેઠા, નથી આગે દ્વાર; કોને પૂછીએ રે. ૪
જેમ સર્વસ્વ હાર્યું હોય, એમ આતુર થઈ જુએ રે;
ભક્ષણ કરે નહિ, પાણી ન પીએ, સુખે ક્ષણ ન સૂએ; કહોને કયમ કીજિયે રે. ૫
કો કહેછે પેલા પર્વત ઉપર, ધુમાડો તો દીસે રે;
સઘળા ચઢે સાથે જોવા, દરશે હૈડું હીસે; અહીં તો છે નહિ રે. ૬
પૂર પત્તન ને આકર અટવી, વન ઉપવન ઉદ્યાન રે;
નાનાવિધના દેશ નિરખે, જોયા સ્થાને સ્થાન; ગિરિ એક આવિયો રે. ૭
તે ઉપર ચઢીને જુએ, યજ્ઞસ્થંભ છે જ્યાંય રે;
વેદી કુંડને પ્રબળ પાવક, જૂપ ચિન્હ છે જ્યાંય; હેઠા ઉતરી રે. ૮
કો વૃક્ષે વૃક્ષે ચાલે છે, પર્વત પર્વત કોય રે;
કો પગે પાળા પળે છે, એમ સીતાને જોય; હવે શી પેર થશે રે. ૯
એમ કરતાં તે જોતા જોતા, આવ્યા સાગરતીર રે;
નિસાસો મૂકીને બેઠા, નયણે ઢાળે નીર; સઘળા શણુમણ્યા રે. ૧૦
ક્યાં જાશું ને હવે કેમ કરશું, ઉપજે નહિ ઉપાય રે;
ટળટળવા લાગ્યા તે ત્યારે, થર થર કાંપે કાય; ક્યાં જાશું હવે રે. ૧૧
સાગર લગે શોધ્યું સઘળુંએ, એકમના થઈ આપ રે;
સીતાનું દર્શન નવ પામ્યા, પૂર્વ જન્મનું પાપ; તો કયમ પામીએ રે. ૧૨
અંગદ સમસ્ત કપિને કહેછે, કાંઈ નહિ આપણો વાંક રે;
જોયા વિણુ મૂક્યું નથી કંઇએ, આપણો દૈવ દીસે રાંક; કહો કયમ કીજિયેરે. ૧૩

---

૮. જૂપ-(યૂપ) યજ્ઞસ્તંભ.

અરે વીરા વાનરો, તમે જાઓ સુગ્રીવની પાસ રે;
હું તો અનશન લેઇ બેશીશ, નિશ્ચે મારો નાશ. બીજું ન ઉપજે રે. ૧૪
સુગ્રીવ શત્રુ સ્વભાવે મારે, જેણે મરાવ્યો મુજ બાપ રે;
તે મને ક્યમ મેલશે જીવતો, જુઓ વિચારી વાત; એને મિપ થયું રે. ૧૫
આગળનું વૈર છે એહને, મિપ વિના ક્યમ મારે રે;
રામચંદ્રનું કામ ન કીધું, તો શા માટે વારે ? હવે અહીં રહું રે. ૧૬
કહેશે એ ચીંસૂરો આવ્યો, લાવ્યો નહિ તો ભાળ રે;
અપરાધી અંગદ અણગમતો, સ્વામી દીનદયાળ; એને મારિયે રે. ૧૭
મનુષ્ય હોયે આપસ્વાર્થી, અર્થ આપણો સારે રે;
કહેશે કાજ ન કીધું એણે, સામું પોતે મારે; પશુશુ પ્રીત શી રે. ૧૮
જે રામે વાળી વધ્યો છે, પત્ની પામવા કાજ રે;
તે મને શા માટે રોકે, રાખે કોની લાજ; એને મારશે રે. ૧૯
સુગ્રીવ તમને નહિ હણે, વેર નથી તમ સાથ રે;
મુજ માટે એ મિંપ કર્યું છે, હળવા કરવા હાથ; વૈર ન વીસરે રે. ૨૦
રામચંદ્ર જ્યારે મુને પૂછે, કહો સીતાની શુદ્ધ રે;
ત્યારે હું ઉત્તર શો આપું, બોલોને સૂઝે બુદ્ધ; ઉત્તર શો દઉં રે ? ૨૧
આવો વાળીનંદન યુવરાજા ! મોટાં દેઇ દેઇ માન રે;
શું મોઢું લેઇ ત્યાં જાઉં, રામચંદ્રસંનિધાન; હલ્યો ! હળવો પડું રે. ૨૨
શોધ લીધા પાખે શું જાઉં, વાળીતણો હું તન રે;
એકવીર જે અવનિ ઉપર, જાણે ત્રિભોવન; હવે ક્યમ જઈ શકું રે. ૨૩
કે સીતાની શોધ પામું, કે કાઢું અહીં પ્રાણ રે;
મરજાદા મારી એ માનું, શ્રી રામચંદ્રની આણ; સહુકો સાંભળો રે. ૨૪
વૈરીનું હૈયું ટાઢું કરૂં, કહો હું શા માટ રે ?
સીતાપતિની પ્રીત પ્રીછી છે, નેહ ધરે નહિ નાટ; મેં નવ આવવું રે. ૨૫
જાંબુવાન વળતો વદે, સાંભળીએ યુવરાય રે;
તને અહીં એકલો મેલી, કેમ જાઉં અમો આજ? કહો એમ ક્યમ ઘટે રે. ૨૬
જે તારા બાપનું આપ્યું, અમો કરૂં તો આહાર રે;
ઓશિંકળ થાવા નહિ સમર્થ, વાળીતણો ઉપકાર; ગુણ ક્યમ વીસરે રે. ૨૭

---

૧૪. અનશન-ઉપવાસ કરીને-મરવાનું વ્રત. ૧૫. મિપ થયું (બાહાનું જડયું). ૧૬. વારે—(રામ). ૧૯. રોકે—ટોકે પ્ર. ૧. ૨૨. સન્નિધાન-પાસે.

ભલી વસ્તુ અમને આપી, આપોપે કરતા ભક્ષ રે;
પ્રાણ લગે પોતે પાથરતો, પુરી કરતો પક્ષ; જીભ એકે શું કહું રે. ૨૮
આ સઘળા સેવક છે તારા, પિતાતણા પ્રધાન રે;
જેને પ્રાસાદે અપ્સરા નાચતી, ગંધર્વ કરતા ગાન; ગુણનાં ગાડલાં રે. ૨૯
કૃતઘ્ની કહેશે સહુ અમને, ચઢે રામને રીશ રે;
અપરાધી જાણીને અમને, શ્રીપતિ છેદે શીશ; કહો કયમ જીવિયે રે. ૩૦
જેનાથી કાંઈ નવ ઉપજે, તે ભળાવે કર્મ રે;
કાયર તે સરજ્યાને પડખે, મૂઢ ન જાણે મર્મ; તું તેવો નહિ રે. ૩૧
અંગદ તું પણ અમારો સ્વામી, પ્રાણ લગે પણ પાળ રે;
પિતાના મોંના માનીતા, તજતાં લાગે ગાળ; તો કયમ મેલિયે રે. ૩૨
સમર્થ હોય ત્યારે સહુ મળે, સગાં સંબંધી સાથરે;
વેળા પડચે બેઠા નહિ વા'લા, મિત્રનો મેલે હાથ; લ્યો વળી નિર્ખિયે રે. ૩૩
જે ગતિ તારી વાળીતણા સૂત, તે અમારી આજ રે;
એક નાવડે આપણ બેઠા, એકજ કરવું કાજ; અહીંથી ઉઠિયે રે. ૩૪
ઉધમ કરતાં ઓસરિયે નહિ, વળી જોઇએ સઘળાં ઠામ રે;
શોધ જોતાં રડવડતા મરિયે, તો રૂડું માને રામ; મુક્તિ પામિયે રે. ૩૫
અનશન લીધે અવગતિ થાયે, દુઃખે જાય પ્રાણ રે;
કહેશે ભુંડો ભૂખે મૂઓ, એવો મૂઢ અજાણ; સહુ નિંદા કરે રે. ૩૬
સીતાની શોધ જોતાં મરીએ, તો તેને લાગે લાજ રે;
કહેશે સ્વામીએ સાર ન કીધી, કરતા હતા કાજ; પ્રભુ પણું પ્રીછિયે રે. ૩૭
ચૌદલોક માંહે ન સમાયે, રામચંદ્રના ચોર રે;
એમના થઇ અહીં બેશી રહીએ, તો વાજે બાણ કઠોર; ઉગામી રહ્યા રે. ૩૮
મનતણો મર્મ સહુ જાણે, તે પ્રાણતણો આધાર રે;
જેટલાં સ્થાનક આગે નિરખ્યાં, તે જોઇએ બીજીવાર; શોધી પામિયે રે. ૩૯
ઉદ્યમ કરતાં જો જડે નહિ, તો કાઢે કર્મનો વાંક રે.
બાપડા કહીને બોલાવે, જો થઈ રહીએ રાંક. દૂષણ દે નહિ રે. ૪૦

---

૨૯. પ્રાસાદે—મેહેલમાં. ૩૧. તે ઈ—તે કર્મના સામું જોવરાવે—પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખીને બેસી રહે, તે કાયર જાણવા; તે મૂઢજન્મ પામ્યા પછી બીજો કાંઈ મર્મ જાણતા નથી. 'જેને કોઈ ન ઉપજે" પ્ર.૪ થી. ૩૩. બેઠા—બેઠા બેઠા. ૩૬. મૂઢ—ગૂઢ. પ્ર. ૩ જી.

વૃદ્ધ પ્રધાનનાં વચન સાંભળી, પ્રસન્ન થયો યુવરાય રે;
વચન તેનું શીશ ચઢાવી, પુનરપિ જોવા જાય; ત્યાંથી ઉઠ્યા રે. ૪૧
વળી જોતા જોતા જાયે, જે જોયાં છે વન રે;
પર્વત સઘળા પેખિયા, આકર અટવી વન; શોધ ન પામિયા રે. ૪૨
જોજન એક જાણીને સેના, જાણ્યું થાશે જાણ રે;
સુગ્રીવ જો સાંભળશે આવ્યા, તો તો લેશે પ્રાણ; વળી પાછા વળ્યા રે. ૪૩
ત્રીજી વાર તે સ્થાનક જોતા, આવ્યા સ્થળ નિધિતીર રે;
હવે આપણે અનશન લેઈ, તજિયે સહુ શરીર; જીવી શું કીજિયે રે. ૪૪
ડાભ પાથરી સઘળા સૂતા, મરવા કીધાં મન રે;
જનકનંદિની જોવા જાણું, લીધાં છે અનશન; દર્શન દીજિયે રે. ૪૫
ભૂખ્યા તરસ્યા થાક્યા ભાગ્યા, નયણે નિદ્રા આવે રે;
સીતા શો અપરાધ કર્યો છે, દર્શન શે ન કરાવે; કોપ્યાં શા ભણી રે! ૪૬
સતી હું અમો સેવક તારા, સોંપ્યા પિંડ ને પ્રાણ રે;
એમના થઇ બીજે કંઈ જઇએ, તો લાગે રામનું બાણ; તુજથી જીવિયે રે.૪૭
હા સીતા! હા સીતા કરતા, અતિ કરે આક્રંદ રે;
અમને તો કંઇએ નવ સૂઝે, દીન દામણા મંદ; પ્રાણ ન નિસરે રે! ૪૮
એટલે એક ગહ્વરમાંથી, હંસ નીસર્યા ચાર રે;
પાણીએ પાંખ ભીની છે, સોનાની છે સાર; આવ્યા ક્યાં થકી રે.૪૯
છાંટા અંગે ઉડતાં લાગ્યા, જાણે દીધા અભિષેક રે;
આપણે ગુફા ગહ્વર જોયાં, નથી જોયું એ એક; એમાં ઊતરો રે. ૫૦



## કડવું ૧૬ મું.

### રાગ સોરઠ.

એ પંખી આવ્યાં હેઠેથી, ત્યાં દીસે છે નીર;
આવો આપણ જોવા જઇએ, સજી જાઓ સર્વ વીર;
અંગદ બોલ્યો રે બોલ્યો રે, આળસનું નહિ કામ. ૧
એક એકને પૂછડે વળગ્યા, હીંડે હારાદોર;

૪૪. સ્થળ ઈ૦—નિધિતીર (સમુદ્રકાંઠા)ને સ્થળ આવ્યા. ૪૯ ગહ્વર—ઊંડી ખો. પાંખ—'આંખ, પ્ર. ૩—૪.

આગળ જોતાં થયા આકળા, આવ્યું અંધારૂં ઘોર;
ભાઇઓ ભીખ્યા રે ભીખ્યા રે, એને ન સૂઝે પેર. ૨.
ઉતરતાં ઉતરતાં ઊંડાં, ક્યમે ન આવે પાર;
હા હા હવે તો ખરા વગુતા, સીતાપતિ કરો સાર;
સેવક સુધા રે સુધા રે, સ્વામી રાખો શરણુ. ૩
મનસા વાચા કર્મણા, એક અમારે રામ;
ભક્તવત્સળ બિરદ તમારૂં, નિર્મળ કીજે નામ;
સ્વામી તમો રે તમો રે, સેવક જન સુખધામ. ૪
જતરડા માંહે જેમ કાડે, તેમ છોલાએ તન;
પાછા ફરી વળાએ નહિ, ઉતરવું અનુદિન;
હવે શું કરવું રે કરવું રે, ઉપજે નહિ ઉપાય. ૫
પાણી પાખે હોઠ સૂકે, મૂકે મુખ નિશ્વાસ;
સઘળા સાથે રોવા લાગ્યા, નહિ જીવવા આશ;
અહીં ક્યાં આવ્યા રે આવ્યા રે, સાથે ખૂટ્યો કાળ. ૬
એકે ગતિ સૂઝે નહિ, પાપતણો નહિ પાર;
પેલા ભવનું પ્રકટ થયુંછે, આ ાણને આ વાર;
આણે ન કીધું રે કીધું રે, પૂર્વજન્મનું પાપ. ૭
સીતાપતિ તને શું થયું રે, કે કરે નહિ સાર;
શું સોડો ઘાલી સૂતો છે, ઉંઘો છે અપાર;
શે નવ જાગો રે જાગો રે, જગજીવન જગદાધાર. ૮
મુઆ મુઆ મોડે કહેછે, પણ ન જાયે પ્રાણ;
મારવાનું જો મનમાં હતું. તો કાં ન મૂક્યું બાણ;
અમો શું ચાલે રે ચાલે રે, પશુ પામર જાત. ૯
એમ ઉંડાં ઉતરતાં, દિવસ વીત્યા બાર;
કર્મતણી કા'ણી મોટી, કોએ ન પામે પાર;
અમો અતિ દુખિયા રે દુખિયા રે, કોને કહ્યું ન જાય. ૧૦

રાગ ધનાશ્રી.

વાનર અતિ દુઃખ પામિયા હો જી, હજી ન આવે છેહ;
અતિશે થયા તે આકળા રે હો જી, દુર્બળ દીસે દેહ. ૧૧

---

૨. ભીખ્યારે–'ભિક્ષા લીખ્યારે' પ્ર. ૧–૩. ૪. સુખધામ—આધાર. પ્ર. ૧. ૭. આણે–આ જન્મે. પૂર્વ જન્મનું—પેલા ભવનું પ્ર. ૧.

ઢાળ.

દેહ તેના દુર્બળ દીસે, આક્રંદ કરે અપાર;
ત્રાહ્ય ત્રાહ્ય રઘુનાથજી, સ્વામી કરોને સાર. ૧૨
એમ કરતાં એક ગુફા આવી, નહિ કો માનવ માત્ર;
દેખી વિસ્મય પામિયા, થર થર ધ્રુજે ગાત્ર. ૧૩
ગૌતમ બાંધ્યા છે ચંદ્રવા, ગલેચા જાજમ;
સાંગામાચી સોહામણી, સિંહાસન અતિ રમ્ય. ૧૪
હિંડોળાખાટ હીરે જડી રે, ઘુઘરી ઘમકાર;
સાંકળ તો સોનાતણી, ફુમતું સહાવા સાર. ૧૫
ધ્વજા પતાકા ફરહરે, કનકકળશ અનેક;
મણિજડિત સ્થંભ સોહામણા, દિનકર દીવ્ય વિવેક. ૧૬
પરજંક ત્યાં બહુ પાથર્યા, તળાઈઓ તેહ;
ઓશીસાં ને ગાલમશુરિયાં, તકિયા મૂક્યા એહ. ૧૭
ઓરડા ને ઓસરી, રસોડાં ગોઝાર;
પીટણી પગથાળિયાં, મણિ જડ્યાં હારોહાર. ૧૮
શુક પિક સારસ મોર મધુકર, કરે મધુરા નાદ;
વનસ્પતિ તે બાર અઢારે, ફળી ફૂલી અતિ ઉલ્હાદ. ૧૯
ઊતરે સરોવર સોહામણા, કનકકેરી પાળ;
જળે આવી આવી બેસે, તરુવરતણી ત્યાં ડાળ. ૨૦
માંહે કમળ કનક વિકસિત, ભ્રમર કરે ગુંજાર;
ચારે હંસ હીંડે ઘણા, મુક્તા કરીને આહાર. ૨૧
પાદપ બહુ નમી રહ્યાં છે, વીંટાણી છે વેલ;
કુસુમ દળ ફળ સુહિત ખગ મૃગ, રંગના ત્યાં રેલ. ૨૨
સાથિયા સુંદર કર્યા છે, ભીંતે ભલાં ચિત્રામ;
ગોખ છજાં મણિમય માળિયાં, અટારી અભિરામ. ૨૩
બાજઠ બહુ બેસવાના, દીપતા અતિ હીંડોળ;
બેજણા બેશીને હીંચે, કરે ડાકમડોળ. ૨૪
રત્ન હીરા મણિ માણેક, કરી રહ્યાં ઝળકાર;

---

૧૭. પરજંક-(પર્યંક) પલંગ. ૧૮. પીટણી-પીરીઆં પ્ર. ૨. ઊતરે-'અત્તરે' એવો પાઠ છે. ૨૧. મુક્તા-સીપ. પ્ર. ૨-૩.

અજવાળું ત્યાં અતિ ઘણું, જાણે ઉધા આદિત્ય બાર. ૨૫
બીજું કોઇ ત્યાં નવ દીસે, બેઠી છે ત્યાં ડોશી;
તપને તેજે એવી દીસે, જાણિયે પૂનમ પોશી. ૨૬
આવીને તે તો ડોશીને, કપિએ કર્યો પ્રણામ;
કર જોડીને આગળ ઊભા, જપતા જય જય રામ. ૨૭
માતાજી જો આપો આજ્ઞા, તો પીજે પાવન પાણી;
અતિ તરસ્યા ને થાક્યા ભાગ્યા, કહો કરુણા અંતર આણી. ૨૮
પછી જે પૂછવું હશે, તે પૂછીશું વાત;
કારણ તો કહીશું સઘળુંએ, સ્વસ્થ થઇ સાક્ષાત. ૨૯
તાપસીએ આજ્ઞા આપી, પ્રેમે કરી જળપાન;
ફળ મનોહર ખાઈ ખાંતે, પછે આવો આણે સ્થાન. ૩૦
નિશ્ચિંતપણે રમો તમો રંગે, વારે નહિ કો વીર;
વચન સુણી ઉછળ્યા ત્યાંથી, રવે પાડતા રીર. ૩૧
વનફળ ખાઈ પડ્યા પાણીમાં, છાંટે વઢવા લાગ્યા;
આક્રંદ કરેછે આરે આવી, નાચે છે તે નાગા. ૩૨
કમળતણાં નાળ ઉખાડી, માંહોમાંહે મારે;
પાણી પીતાં તૃપ્તિ ન પામે, હઠે ચઢ્યા નવ હારે. ૩૩
સરોવર સઘળું ડોળ્યું એવું, જાણે પેઠા હાથી;
બળિયા બાથે વઢવા લાગ્યા, સુંઢ્યા સઘળા સાથી. ૩૪
વનફળે તે વઢવા લાગ્યા, દિવ્ય ડાળી ભાંજે;
વેલીઓ વેરી તે નાંખે, મેઘતણી પેરે ગાજે. ૩૫
ખંડોકળીની ખાળમાંહે, પરાણે પણ પેસે;
છજે જ્યાં છાંટા આવે ત્યાં, બેહર બળિયા બેસે. ૩૬
સમૂળા તરૂવર કાઢીને, સામસામાં નાખે;
ઊગામીને ઉપર આવે, માર માર મુખ ભાખે. ૩૭
સ્વસ્થ થઇને સઘળા આવ્યા, તાપસી કેરે પાસ;
માતા કહીને મોઢા આગળ, બેઠા અતિ ઉલ્લાસ. ૩૮
આઇજિ તમે એકલાં રહોછો, શું તમારૂં નામ;

---

૨૬. પૂનમપોશી-પુણ્ય પેશી. પ્ર. ૧. ૩૨. આક્રંદ કરેછે.-અર્થાત્ બૂમારોળ કરેછે. ૩૬. ખંડોકળી-કુંડ—કુંડી. બેહર—બેશરમા. 'બાહારા' પ્ર. ૪ થી.

આ રચના કોણે કરીછે, દીસે પરિમળ ધામ. ૩૯
આ વૃક્ષ કોણે વાવ્યાં છે, સીંચે છે કોણ વેલી;
સભાતણી શોભા છે સુંદર, કોણ ગયું છે મેલી. ૪૦
સરોવર ખણ્યું છે કોણે, ક્યાંથી કોકિલ કીર;
મલયાચળનો મનોહર અહીં, વહે છે કેમ સમીર ? ૪૧
અહીં હીંચોળા કોણે બાંધ્યા, કોણે શય્યા ઢાળી;
ક્યારા એ કોણે ઘડ્યા છે, નથી દીસતો માળી. ૪૨
અમરાપુરીથી અધિક શોભા, કોણે અહીંઆં કીધી;
વસંતને વાસો વસવાની, કોણે આજ્ઞા દીધી. ૪૩
દિનકર વિણ દીસે અજવાળું, સોમ વહોણું શીત;
દેખીને દિગ્મૂઢ થયાછું, કહો મન આણી હિત. ૪૪
જો અમને સંભળાવા સરખા, જાણો મારી માત;
અંગદ પૂછેછે આનંદે, વિસ્તારી કહો વાત. ૪૫
તાપસી કહેછે ત્યારે, સ્વસ્થ થઇ સહુ કોય;
ચંચળતા મે'લીને સાંભળો, તો સંભળાવું સોય. ૪૬
સ્વયંપ્રભા તો નામજ મારૂં, તપું મારે તેજ;
બીજા તેજે જોઉં નહિ, હૈયે આણી હેજ. ૪૭
હેમા નામે એક અપ્સરા, સ્વર્ગ વિષે તેનો વાસ;
રૂપે લાવણ્યે ગુણે કરી, તેજતણો પ્રકાશ. ૪૮
ઉપમા દેવાને કો બીજી, સરજી નહિ સંસાર;
ઉર્વશી આદે લઇને, પોસાગે નહિ નાર. ૪૯
હું આગે સ્વર્ગમાં વસતી, હેમા સાથે પ્રીત;
મુજ આગળ આવીને કહેતી, જે રમતી રસ રીત. ૫૦
એમ કરતાં હેમા દેખી, મયનું માન્યું મન;
છળે કરીને છાનોછપનો, ઘેર આવે અનુદિન. ૫૧

---

૪૧. સમીર—વાયુ. ૪૮. લાવણ્યે—સુંદરતાએ. ૫૧. મયનું ઇ૦—"એનું મોહ્યું મન" પ્ર. ૪ થી.

## કડવું ૧૭ મું.

### રાગ ધાત પેરજીકાર.

મયદાનવને હેમાએ તો, એમ કહ્યું એક વાર જી;
નિત્ય પ્રત્યે તું અહીં આવેછે, કરે વિવિધ વિચાર જી. ૧
ઇંદ્ર જો એટલું જાણશે જે, આવેછે આણે ઠાર જી;
તો મુજ ઉપર કોપ કરીને, સહી કરે સંહાર જી. ૨
મારે માથે સુરપતિ સરખો, સમરથ દીસે સ્વામીજી;
હું તેની આજ્ઞાકારી, દાસીપણું તો પામી જી. ૩
તું નિત્યે રમવા આવે છે, કપટપણે થઇ કામી જી;
ચિત્રસેન જો જાણશે, એવું અંતરજામી જી. ૪
તો તો મારો જીવજ લેશે, સ્વર્ગતણાં સુખ વામી જી;
એટલામાટે હું તુજને, કહુંછું તો શિર નામી જી. ૫
જો તુજમાં કંઇ ગતિ હોય તો, તું મુજને લઇ જાય જી;
એકાંતે જેમ કો જાણે નહિ, તેમ માટી મારો થાય જી. ૬
વચન સુણીને મયદાનવ, પૃથ્વી વિષે પળાય જી;
મહી મંડળના પડમાં પેઠો, માયાને મહિમાય જી. ૭
નવું એક પાતાળજ નિરમ્યું, કરી કોટિ ઉપાય જી;
રચી આ એક રચના સઘળી, કોણે કળી ન જાય જી. ૮
હેમાને તેડવા આવ્યો, હૈયે આણી હેત જી;
મણિમય રચના રચી છે, સંભળાવું સંકેત જી. ૯
હવે તું તો આપે આજ્ઞા, આપણ રંગે રમિયે જી;
એકાંતે આનંદ કીજિયે, માંહે બેશી જમિયે જી. ૧૦
હેમા મને તેડવા આવી, તું તો સાથે આવ્ય જી;
વાત વિગત કીજિયે આપણ, સેહેજે સુખ ઉપજાવ્ય જી. ૧૧
એકલાં મુજને સોહે નહિ, તુજ પાખે ક્ષણમાત્ર જી;
રાત્ર દિવસ હું એકલી રહું તો, દુર્બળ થાયે ગાત્ર જી. ૧૨
ત્યાં બેઠી તું દેહ દમજે, આસન વાળી આપ જી;
મારે તું માતાથી અધિકી, હું તન પામીશ તાપ જી. ૧૩

૪. ચિત્રસેન—ઇ૦ અપ્સરાઓનો નાયક હોવાથી તે જો જાણશે તો મારો જીવ લેશે. ૧૨. એકલી રહુતો—"હું એ રહું, દુર્બળ ન થાયે ગા-ત્ર" પ્ર. ૧. હું ઇ૦—નહિ તો હું તનમાં તાપ પામીશ.

હું હેમા ને મયદાનવ, અમો ત્રણ અહીંઆં આવ્યાં જી;
દિવસ કેટલા સુખ ભોગવ્યું, બહુએ રંગ ભાવ્યાં જી. ૧૪
હું તો અહીંઆં ત્યારની બેઠી, ધરીને તો ધ્યાન જી;
મારે સુખ દુઃખ બેહુએ સરખાં, એવું અંતર જ્ઞાન જી. ૧૫
એ બેહુ હીંડોળાખાટે હીંચતાં, વાડી માંહે ભમતાં જી;
કુંડ કરી માંહે ઝીલતાં, રંગભેર તો રમતાં જી. ૧૬
મુજ આગળ તે સર્વે કરતી, સુખ દુઃખની તો વાત જી;
હું સાચી શીખામણ કહેતી, જેવી દેતાં માત જી. ૧૭
બે પુત્ર પ્રસવ્યા તેણીએ, કન્યા કોમળ એક જી;
માયાવી ને દુંદુભિ, જાણીએ વિનય વિવેક જી. ૧૮
મંદોદરી નામે દિવ્ય દીકરી, જેની તુલના ન કીજે કોય જી;
એવી હવી નથી હવે, બીજી બાળા ન હોય જી. ૧૯
ઇંદ્ર સર્વ સભા પૂરીને બેઠો, સર્વ અપ્સરા આવી જી;
રંભા ઘૃતાચી મેનકા, અલંબુષા અતિ ભાવી જી. ૨૦
તિલોત્તમા ને સુકેશી રે, મંજુઘોષા મનમાની જી;
પુંજિકસ્થળી ને ઉર્વશી રે, જેણે મોહાવ્યા મહાજ્ઞાની જી. ૨૧
એ આદિ અપ્સરા બીજી, આવી અસંખ્યાત જી;
સુરપતિ પ્રેમે પૂછેછે, ચિત્રસેનને વાત જી. ૨૨
હમણાં હેમા નથી દિસતી, થયા કેટલા દિન જી;
અભિમાને શું નથી આવતી, કરવાને દર્શન જી. ૨૩
ચિત્રસેન કહેછે સ્વામીજી, મયશુ મોહ્યું મન જી;
ઘણા દિવસ થયા મેં દીઠાં, સુણીએ સહસ્રલોચન જી. ૨૪
શકે તો હરણ હેમાનું, મયદાનવે કીધું જી;
માયાએ તો મોહ પમાડી, મન હરીને લીધું જી. ૨૫
સુણી વચન તે ચિત્રસેનનાં, ચડી ઇંદ્રને રીસ જી;
એ કોણ માત્ર જે હરે અપ્સરા, હું હમણાં છેદું શીશ જી. ૨૬
ઐરાવત ચઢી વજ્ર ગ્રહીને, ધાયો તે સુરપત્ત જી;
સઘળે તે શોધતો ફરે, ક્રોધ ચઢ્યો છે અત્ત જી. ૨૭

---

૧૫. ત્યારની—તહીની પ્ર. ૧. ૧૬. કુંડ કરી—ખંડાખલી પ્ર. ૨-૩. ૨૪. સહસ્રલોચન-ઇંદ્ર.

કોપ કરીને વજ્ર મૂક્યું, થયું ત્યાં એક દ્વાર જી;
સુરપતિ ત્યાં પ્રવેશ પામ્યો, ને આવ્યો આણે ઠાર જી. ૨૮
મયદાનવ તો ગયો નાશી, લેઈ તનયાને તન જી;
હેમા હરિએ હાથ સહી, કહીને કઠિણ કથન જી. ૨૯
સુરપતિ શ્યામાને લઇને, સ્વર્ગે તો સંચરિયો જી;
હું અહીંઆ રહી એકલી, આ આશ્રમ સૂનો કરિયો જી. ૩૦
તે દહાડાથી હું અહીં બેઠી, મેં મારો કહ્યો મર્મ જી;
તમો કોણ ને ક્યાંથી આવ્યા, ભૂલા પડિયા ભર્મ જી. ૩૧
એ મારગ તો ઇંદ્રે કીધો, વજ્રતણો તો પ્રહાર જી;
જેણીવાટે તમો આવ્યા, અણજાણે અપાર જી. ૩૨
કારણ તમારૂં કહો વિસ્તારી, માને મારૂં મન જી;
સ્વયંપ્રભા રહી અણબોલી, અંગદ વદે વચન જી. ૩૩
એક સરયૂતીરે નગર અયોધ્યા, દશરથ તેનો સ્વામી જી;
પ્રજા પુત્રતણી પેરે પાળે, રાજ્ય અખિલ તો પામી જી. ૩૪
તે રાજાને ચાર દીકરા, જ્યેષ્ઠ તેમાં રામ જી;
આદિ પુરૂપ અવતાર ધર્યો છે, કરવા સુરનાં કામ જી. ૩૫
ભરત લક્ષ્મણ શત્રુઘ્ન ત્રણ ભ્રાતા, કરે રામની સેવ જી;
માયાએ મનુષ્ય સરખા પણ, દિવ્ય દીપતા દેવ જી. ૩૬
કૌશિકે આવીને જાચ્યા, રામ લક્ષ્મણ વીર જી;
એકે બાણે કરી વિડાર્યું, તાટકાતણું શરીર જી. ૩૭
મખરક્ષા કીધી રાક્ષસથી, સુબાહુને વિદારી જી;
ચરણરેણુથી શિલા શુદ્ધ, તે કીધી ગૌતમનારી જી. ૩૮
શંકર કેરૂં ચાપ ચઢાવી, પામ્યા જનકકુમારી જી;
ભાઈ ચારે પરણી આવ્યા, ભૃગુપતિ નાદ ઉતારી જી. ૩૯
પિતાવચન પાળવા રઘુપતિ, વેગે વસિયા વન જી;
સેવા કરવા સીતા સાથે, સુમિત્રાનો તન જી. ૪૦
અનેક આશ્રમ અવલોકી, પ્રભુ પંચવટીએ આવ્યા જી;
ગોદાવરીને કાંઠે રહેતાં, ભૂધરજી ભલે ભાવ્યા જી. ૪૧
શૂર્પણખાના સ્વામીએ, છેદ્યાં નાક ને કાન જી;

---

૨૯. હરિએ–ઇંદ્રે. ૩૮. મખરક્ષા–યજ્ઞનું રક્ષણ.

ખરદૂષણ ને ત્રિશિર માર્યા, ચૌદસહસ્ર તેણે સ્થાન જી. ૪૨
કનકકુરંગ દેખીને બોલ્યાં, ત્યારે સીતા માત જી;
મૃગ મારવાને તે ધાયા, કોપે ત્યાં બે ભ્રાત જી. ૪૩
કોએક રાક્ષસે આવીને, કર્યું સીતાનું હરણ જી;
સુગ્રીવ સાથે સ્નેહ ધરીને, વાળી પમાડયો મરણ જી. ૪૪
સીતાની શોધ જોતા આવ્યા, સહુકો સાગરતીર જી;
આ ગુફામાં અમો ઉતર્યા, સ્વસ્થ થયાં શરીર જી. ૪૫
માતાજી તમો જાણતાં હો તો, કહો સીતાની ભાળ જી;
જીવિતદાન તમો ઘો એટલું, ત્યાં જઇએ તત્કાળ જી. ૪૬
તાપસી કહે હું નથી જાણતી, શું રામે ધર્યો અવતાર જી!
હરણ હવું સીતાનું શું જાણું, હું બેઠી આણે દ્વાર જી. ૪૭
અંગદ કહેછે અહીંથી કાઢો, અમો નથી જાણતા વાટ જી;
એકે ગતિ નથી સૂઝતી, અંતર્ગત ઉચાટ જી. ૪૮
તાપસી કહેછે અહીં આવે તે, નીસરી ન શકે નાટ જી;
આનંદશુ તમો અહીં રહો, શોચ કરો શા માટ જી? ૪૯
અંગદ કહે અમો ન રહેવાયે, અહીં આવે રામનું બાણ જી;
પાતાળે પેઠા નવ છૂટું, લે અમારા પ્રાણ જી. ૫૦



## કડવું ૧૮ મું.

### રાગ દેશાખ.

અંગદ કહે અમે ન રહેવાય, અહીંથી અમને કાઢો માય;
આજ એટલું માગું માન, જાણિયે દીધું જીવતદાન. ૧
તાપસી એમ વાણી ઉચરે, અહીં આવ્યું તે નવ નિસરે;
અહીં રહેતાં વૃદ્ધ ન થાય, અહીં રહેતાં જોબન ન જાય. ૨
નિશ્ચિંતપણે કરો ફળઆહાર, ખાતાં ખૂટે નહિ નિરધાર;
પાવન પાણી પ્રેમે કરો પાન, આનંદ પામો આણે સ્થાન. ૩
મને તમારી માયા ચઢી, તમ વિણ રહી શકું નહિ ઘડી;
અંગદ કરજોડી કરગરે, રઘુપતિ પ્રાણ અમારા હરે. ૪
તાપસી કહે મીંચો લોચન, જો કો કરશો અવલોકન;

સત્ય વચન સાંભળજો સહી, તેણે તો નીસરાશે નહિ. ૫
વચન સુણીને મીંચી ચક્ષ, ઉઘાડો એમ કહ્યું સમક્ષ;
લોચન ઉઘાડ્યાં ધરી ધીર, જુએ તો સહુ સાગરતીર. ૬
આરેના આરે આણિયા, તાપસીકેરા ગુણ જાણિયા;
કુશતણા સાથરા કરી, સૂતા સઘળા ધીરજ ધરી. ૭
અનશન લઇને તો આપ, જપે રામ સીતાના જાપ;
તજ્યા આહાર નીદ્રા ને નીર, અતિશે પામ્યા કષ્ટ શરીર. ૮
ભૂખ્યા તરશ્યા સૂઈ રહ્યા, માંહોમાંહે બોલ એમ કહ્યા;
ભાઇઓ નથી આવતાં મરણ, ત્રાહ ત્રાહ હો અશરણશરણ. ૯
માંહોમાંહે પૂછે તું સુઓ, સૂતો છે જઇને જુજવો;
ઉત્તર આપ કહેછે કથી, મુજને મરણ આવતું નથી. ૧૦
માંહોમાંહે માંડે છે વાદ, પામેછે તે પરમ વિષાદ;
એક કહે આપણ ત્યાં નવ રહ્યા, આ પ્રભાવ કયમ જાયે સહ્યા.૧૧
ત્યાં નિર્મળ પીતા'તા નીર, વન ફળ ખાતા સુખ શરીર;
તાપસી ધરતી'તી પ્રીત, રહેતા હુતા રૂડી રીત. ૧૨
અંગદ કહે શું બોલો વીર, ત્યાં આવે રામચંદ્રનું તીર;
જેણે બાણે વેધ્યો વાળ, તે આપણને હણે તતકાળ. ૧૩
ચૌદ લોકમાં ન શકિયે રહી, રામતણા અપરાધી થઇ;
એવાં વચન કહ્યાં જેટલે, એ કથા રહી એટલે. ૧૪
મહેંદ્ર નામે પર્વત પ્રૌઢ, તેતણી ગુફા અતિ ગૂઢ;
તે પર્વત છે સાગરતીર, આવી અથડાએ છે નીર. ૧૫
ગુફાતણું છે મોટું દ્વાર, પંખી એક બેઠો તેણે દ્વાર;
તે મનમાંહે કરે વિચાર, આદિ પુરૂષે આપ્યો આહાર. ૧૬
વાનર મરતા જાશે જેમ, ભાવે ભક્ષ કરીશુ તેમ;
પ્રૌઢા છે એ પર્વતપ્રાય, ખાંતે ખાતાં ખપી નહિ જાય. ૧૭
વહાલા જે વિશ્વંભર નામ, સત્ય થયું તે આણે ઠામ;
પાંખ વિના ઉડ્યું કયમ જાય, અપંગ ત્યાં આવું કો થાય? ૧૮

---

૫. તેણે ઇ૦—જો કોઇ અવલોકન કરશો (જોશો) તો તેનાથી બાહાર નહિ નીસરાય. ૧૦. મુજને–મારે. પ્ર. ૨. ૧૮. વહાલા ઇ૦—વાહાલા (હરિ)નું નામ જે વિશ્વંભર છે તે આ ઠેકાણે સાચું થયું. કેમકે જો એમ ન હોય તો હું અપંગ (પાંખ વિનાનો હોવાથી)છું ત્યાં આવું ભક્ષ ક્યાંથી આવી મળે?

આગળ આણી કર્યો અંબાર, પ્લવંગમતણો નહિ પાર;
વાનરે સર્વે સાંભળી વાત, પંખીતણાં વચન વિખ્યાત. ૧૯
આપણનો કરશે આહાર, ભૂખે તો મરે નિરધાર;
આપણા ઉપર કોપ્યા રામ, એકે સિદ્ધ ન પામ્યું કામ. ૨૦
ભલો ભલો રે જટાયુધ, તેં સુકૃત શાં કીધાં શુદ્ધ;
સતીતણી વા'રે ચઢયો, સંગ્રામે સામે પાગે પડયો. ૨૧
શ્રીરામે આવી દીધું છે દેન, એમ ઉચર્યા અંબુજનેન;
દશરથથી અધિક તું આજ, જો તેં કીધું સૂધું કાજ. ૨૨
સીતા અર્થે તજિયા પ્રાણ, તારૂં કીજે શું વખાણ;
સીતાપતિ કહે સાચી યુક્તિ, મનોહર તું પામ્યો મુક્તિ. ૨૩
પીતાતણી પેરે સાર્યું શ્રાદ્ધ, ટાળી ત્રણ ઋણની બાધ;
આપણ અવગતિયા આજ, વણ કીધે સીતાનું કાજ. ૨૪
તે સીતાની આગળ મુઓ, મોક્ષતણો અધિકારી હુઓ;
આપણને આ કરશે આહાર, નરકતણો હોશે અધિકાર. ૨૫
પંખીએ વાત સર્વ સાંભળી, વાનર પ્રત્યે બોલ્યો વળી;
જટાયુ તે કોણે હણ્યો, શા માટે તે તો અવગણ્યો. ૨૬
વિસ્તારી કહો મુજને વાત, તે મારો થાયે લઘુ ભ્રાત;
સાઠ સહસ્ર વર્ષનું બાળ, વય વિના કયમ કીધો કાળ. ૨૭
સંભળાવો મને ઊભા થઈ, વિરહ હું શકું નહિ સહી;
અંગદ ઉભો થઇને કહે, રામચરિત્ર તે રંગે લહે. ૨૮
એક સૂર્યવંશી સમર્થ રામ, ઈંદિવરઘન સુંદરશ્યામ;
જે તણું છે નિર્મળ નામ, નામે આપે વૈકુંઠધામ. ૨૯
પિતાવચન પાળવા કાજ, ચાલ્યા વન તજીને રાજ;
પંચવટી કરવા પાવન, અવતરિયા પ્રભુ જગજીવન. ૩૦
એવે હવું સીતાનું હરણ, યુદ્ધ કરીને પામ્યો મરણ;
રામે આવીને દેનજ કર્યું, પંખીકેરૂં કારજ સર્યું. ૩૧
તે સીતાકેરી જોવા શુદ્ધ, અહીં અમો આવ્યા સુણ બુધ;
વિહંગમ એમ બોલ્યો વાણી, ભ્રાતશોક અંતર અતિ આણી. ૩૨

---

૨૪. ત્રણ ઋણ–દેવઋણ, મનુષ્યઋણ, અને પિતૃઋણ. ૩૦. તજીને રાજ—તજી નિજ રાજ પ્ર. ૧. ૩૨. બુધ—હે ડાહ્યા (પક્ષી)!

વિસ્તારી વાત કહો મુને, ઉપાડી લેઈ જાઓ તમ કને;
વાનર કહે કોણ સમીપે જાય, એ આપણને મારી ખાય. ૩૩
અતિ દારૂણ દીસેછે દેહ, માંડ મિષ કરેછે એહ;
અંગદ કહે હું જાઉં પાસ, આમે હું ઈચ્છુછું નાશ. ૩૪
ભૂખે કયમ ન જાયે પ્રાણ, પંખી સુખી થાય નિર્વાણ;
ત્યારે બોલ્યો જાંબુવાન, તમે શું જાઓછો યુવરાજાન. ૩૫
સેવકજનને દીજે કાજ, એને અહીં આણીએ આજ;
અંગદે આજ્ઞા દીધી જદા, ઉપાડીને આણ્યો તદા. ૩૬
વચ્ચે બેસારીને વાત, સંભળાવી સર્વ સાક્ષાત;
સંક્ષેપે સર્વ રામચરિત્ર, સુણતાં પાપી થાય પવિત્ર. ૩૭
સુણી જટાયુનું મરણ, વિહંગમ તો ઢળિયો ધરણ;
આક્રંદ કરે પછાડે અંગ, હા હા હું હુઓ નહિ ભંગ. ૩૮
જયેષ્ઠ જીવે ને લઘુ મરે, વિધાતા વિવેક નવ કરે;
કાળતણી એ અવળી રીત, વિચારી જોતાં વિપરીત. ૩૯
વારી રાખે વાનર વીર, ભાઇ તું તો ધરને ધીર;
એને એમ રોવું નવ ઘાટે, આક્રંદ કરે તું શામાટે. ૪૦
મોટા મુનિજન વાંચ્છે મરણ, એ પામ્યો પુરૂષોત્તમના ચરણ;
સીતાતણી તો વારે ચડી, દારૂણ દેહ યુદ્ધે પડી. ૪૧
એનો કાંઇ મ કરશો શોક, ભાઇ રૂદન કરે તે ફોક;
પંખી કહે મને કરાવો સ્નાન, સૂતા છો સાગર સન્નિધાન. ૪૨
પાણીમાંહે બોળ્યો દેહ, બ્હાર આણી બેસાડ્યો તેહ;
વાનર સઘળા વીંટી વળ્યા, ઠામ ઠામથી ટોળે મળ્યા. ૪૩
પંખીને પૂછેછે વાત, જો સીતાશોધ જાણોછો ભ્રાત;
તો અમને માંડી કહો મર્મ, અમો ભૂલ્યા પડયાછું ભર્મ. ૪૪
સુગ્રીવે શોધ લેવા કાજ, મોકલિયા સાંભળ ખગરાજ;
મસવાડાની અવધજ કરી, શોધ લઇને આવજો ખરી. ૪૫
તે ઉપર બહુ વીત્યા દિન, અમો મોહ પામ્યાછું મન;
અમને કાંઈ ઉપજે તુંથી, તું કાંઇ કહે કારણ કથી. ૪૬
તું સાથે તો મૈત્રી થઈ, અંગદે એવી વાણી કહી;
પંખી કહે પેખુંછું પ્રીત, સીતાને હું રૂડી રીત. ૪૭
એ અહિંયાંથી શતજોજન, અશોકવાટિકા નામે વન;

આસોપાલવ તરુ હેઠ, સીતાને મેં જાણી ઠેઠ. ૪૮
આશપાશ અનેક રાક્ષસી, કાળરાત્ર તે કૃત્યાજશી;
જંઘાએ ઢાંકીને સ્તન, બેઠી બાળા અધોવદન. ૪૯
નિશાસા મેલે છે નેહ, આંખે આંસુ મેલે મેહ;
થર થર થર ધ્રુજેછે દેહ, વિરહે વપુ પડેછે વેહ. ૫૦



## કડવું ૧૯ મું

### રાગ આડોતાલ.

અદ્ભુત થઇછે આકળી, દામણી તે દીન;
છારી છેહ દેહ વળી છે, અતિશે થઈ છે મલિન. ૧
અહીંથી શત જોજન છે પર્વત, ત્રિકૂટાચળ નામે એક;
સોનાનો શત જોજન છે, શોભાએ છે છેક. ૨
ત્રણ શૃંગ છે મણિતણાં, તેણે ત્રિકૂટાચળ નામ;
રાજ્ય ત્યાં રાવણતણું, નિર્મળ લંકા ગામ. ૩
ત્રીશ જોજન નગરનો ચોક, ફેરે છે વિસ્તાર;
વસે રાક્ષસ અસંખ્યાત, પરાક્રમનો નહિ પાર. ૪
ઓ સામી દીસે જાનકી, રાવણે કીધું છે હરણ;
મૂર્ત્તિવંતુ માથે ચઢાવી, લેઇ ગયો છે મરણ. ૫
અંગદ કહેછે અસંભવ એ, માન્યું તે કેમ જાય;
શત જોજનથી સામી દીસે, મન વિસ્મય થાય. ૬
પંખી કહેછે સત્ય માનો, હું મિથ્યા ન બોલું વાણી;
સંદેહ તારો સર્વ ટાળું, જેમ તું જાયે જાણી. ૭
અંગદ કહેછે એટલો, મારે મન સંદેહ;
તે તું ટાળ ભાઈ, મન આણી નેહ. ૮
પહેલું એક પાંખ ક્યાં ગઈ તારી, તેં ઉડી ન શકાય;
માંસનો તો પિંડ જાણે, દુર્બળ દીસે કાય. ૯

---

૪૮. વાટિકા—વનિકા પ્ર. ૧. ૧. છારી ઈ૦.—છારી છેલ્ય વળી છેય. પ્ર. ૩ જી. ૭. જેમ તું જાયે જાણી—જેમ તું તો જાણ પ્ર. ૧. ૯. પહેલું ઈ૦—પહેલું તો પાંખ તારી શું થઇ પ્ર. ૧.

બીજું આટલા દહાડા તું, શું કરતો (અહીંઆં બેઠો) આહાર;
અમને ખાવાને મન જે, માંડયો હતો વિચાર. ૧૦
ત્રીજું તું શું જાણે જે, રાવણે કર્યું સીતાનું હરણ;
પાંખ વિહોણો કેમ ઉડે, ચાલી શકે ચરણ. ૧૧
ચોથું જે જાનકી અહીંથકી, છે અતિ દૂર;
પેખે છે કેમ અહીં બેઠો, આડું અર્ણવ પૂર. ૧૨
પાંચમું તું કહે ભાઇ, તારૂં શું છે નામ;
એ સંદેહ સઘળો ટાળો, પછી બીજું કામ. ૧૩
પંખી કહેછે એકમના, સાંભળો સહુ કોય;
ચંચળતા પરિ પરહરો, તો સર્વે કહું હું સોય. ૧૪
સંપાતિ એવું નામ મારૂં, જયેષ્ઠ જટાયુનો ભ્રાત;
અરૂણપંખી પિતા મારો, જગત જાણે વાત. ૧૫
સીતાની જે શોધ જાણુંછું, તેહનું એ ઇંધાણ;
પાંખ મારે નવી આવે, કહેતાં વચન પ્રમાણ. ૧૬
અંકુર જુઓ આ ઉદય પામ્યા, સતીની કહેતાં શુધ;
અંગદ પૂછે છે પંખીને, એ તો બહોળી બુધ. ૧૭
પાંખ તું કયમ પામેછે, કહેતાં સીતાની ભાળ;
કારણ તેનું કહે વિસ્તારી, વચન પરમ વિશાળ. ૧૮
પંખી કહેછે પ્લવંગમને, નયણે અમારે તેજ;
સહુનાથી અતિ ઉગ્ર હોયે, જાણજો તે સે'જ. ૧૯
જ્યારે અમો ઉડું આકાશે, પર્વત પ્રૌઢા જેહ;
તે કાંકરા સરખા અમો દેખું, અદ્‌ભુત ઊંચા જેહ. ૨૦
ગંગાદિક જે નદી મોટી, તે તંતુને આકાર;
પૃથ્વી પેખું ચક્ર સરખી, જે ફેરવે કુંભાર. ૨૧
તલમાત્ર આમિષ પડચું દેખું, એવી અમારી દૃષ્ટ;
તે માટે દેખુંછું જાનકી, સર્વે જાણે સૃષ્ટ. ૨૨
એક વાર અમો ઊડતા, બળવંતા બે ભ્રાત;
બ્રહ્મલોક ઉડતા ગયા, જ્યાં જગતનો તાત. ૨૩
બ્રહ્મસભામાં જઇને બેઠા, જાણજો ક્ષણમાત્ર;

---

૧૪. પરિ—દૂર. ૨૨. આમિષ—માંસ.

આજ્ઞા માગી ઊડિયા, અતિ ચપળ અમારાં ગાત્ર. ૨૪
દિવાકરના રથ સાથે, ઉડવા લાગ્યા બેહ;
અરૂણ જેનો સારથી, એમાં નહિ સંદેહ. ૨૫
જટાયુની પાંખ કોમળ, અનુજ મારો ભ્રાત;
મેં પાંખ મારી અડાડીને, થઇ વારૂ વાત. ૨૬
રવિની રશ્મિએ કરી, ઉપન્યો બહુ તાપ;
જન્મસ્થાનકે જઇ પડયો, જટાયુ તે આપ. ૨૭
મને તો લાગ્યાં ખરાં, દિવાકરનાં રશ્મ;
પાંખ મારી પ્રૌઢી હતી, તે બળીને થઇ ભસ્મ. ૨૮
મહેંદ્ર ગિરિની ગુફામાંહે, નિશાકર ઋષિજન;
આનંદે રહેતો અહીં, સુણો સત્ય વચન. ૨૯
તે નિત્ય કરવા નીસરતો, ત્યારે સાવજો સહુકોય;
સેવા તો કરતા સહી, સેનાની પેરે સોય. ૩૦
નિત્ય કરી ઘેર આવતા, પશુ પામર માત્ર;
કો કોને વિઘ્ન ન કરે, ભક્ષ્ય જેનાં ગાત્ર. ૩૧
શત્રુ સઘળા મિત્રની પેરે, સાથે થકી તો જાય;
આશ્રમ કેરે આંગણે, આવી રહે ઋષિરાય. ૩૨
સિંહને આપે આગન્યા, હસ્તીને કરી હાથ;
સેવકની પેરે શીખ આપે, સાંચરો સહુ સાથ. ૩૩
હું પડયો પેખું બારણે, માંસનો જેમ પિંડ;
આ અહીંઆં કોણે નાંખ્યો છે, દૈવે દીધો દંડ. ૩૪
ઉચ્છિષ્ટ નાંખી આશ્રમ મારો, અપવિત્ર કર્યો અપાર;
ત્યારે હું તો રોવા લાગ્યો, આંખે આંસુધાર. ૩૫
તાપસ કહેછે મુને કે' તું, કાં કરેછે રૂદન;
ત્યારે મેં મહામુનિ પ્રત્યે, વળતું કહ્યું વચન. ૩૬
આજ મારૂં અભાગ્ય છે, ને દૈવ થયોછે રાંક;
તમો ઓળખતા નથી તો, કોનો કાઢું વાંક? ૩૭
શું જાણું તું કોણ છે, મને પૂછયો મર્મ;

૨૭. રશ્મિ–કિરણ. ૨૮. રશ્મ–રશ્મિ(કિરણ). ૩૦. નિત્ય–સંધ્યા વંદનાદિ નિત્યકર્મ. સાવજો–વનચર પ્રાણીઓ.

નિસાસો મેં મોટો મૂકીને, કર દીધો કર્મ. ૩૮
ઓળખતા તમે શે નથી, સંપાતિ જટાયુધ;
નિત્ય પ્રત્યે અહીં આવતા, સેવક તમારો શુદ્ધ. ૩૯
સૂરજને કિરણે કરી, બળી મારી પક્ષ;
જટાયુ ગયો જન્મસ્થાનક, સર્વ કહ્યું સમક્ષ. ૪૦
વચન સુણીને નિશાકરે, સબળ માંડ્યો શોક;
અજાણે મે અવગણ્યો, નિભ્રંછ્યો તું ફોક. ૪૧
રે'રે' ભાઈ રૂદન કરતો, ત્રેતાયુગમાં જાણ;
અવતાર ધરશે અવનિ ઉપર, સમર્થ શારંગપાણ. ૪૨
પિતાવચને પંચવટીએ, આવશે શ્રીરામ:
રાવણ હરણ કરશે જાનકીનું, મરણ કેરૂં કામ. ૪૩
જાનકીનો શોધ લેવા, આવશે વાનર વીર;
સાથરો પાથરી શયન કરશે, સાગરકેરી તીર. ૪૪
ત્યાં તું તો સર્વ કહેજે, સીતાકેરી શુધ;
પાંખ તારી પ્રકટ થાશે, શીખવી સર્વ બુધ. ૪૫
સો વર્ષ તે ઋષિ રહ્યા, ગયે થયાં શત વર્ષ;
તેટલે તો તમે આવ્યા, હવે હૈયે હર્ષ. ૪૬
તમે મને પૂછ્યું'તું જે, શું કરતો આહાર;
રાવણે હરી જાનકી, તે સર્વ સમાચાર. ૪૭
પુત્ર મારો પ્રૌઢ છે, સુપાર્શ્વ તેનું નામ;
નિત્ય પ્રત્યે આણી આપે, આહાર આણે ઠામ. ૪૮
એક દહાડો આવ્યો અસુરો, મેં પૂછ્યો તેને મર્મ;
વાર એવડી કયાં લાગી, કર્યું કશું પરાક્રમ. ૪૯
મને કહ્યું મારા બાપજી, જ ઘણી લાગી વાર;
એકમના થઇ સાંભળો. એ કથાનો વિસ્તાર. ૫૦



## કડવું ૨૦ મું.

રાગ ધનાશ્રી.

સુપાર્શ્વ કહે સાંભળો તાત, એક અદ્દભુત થઈ છે વાત;

---

૪૧. નિભ્રંછ્યો (નિર્ભત્સ્યો) નિંધો.

તમારે અર્થે લેવા ભક્ષ, મેં પસારી પહોળી પક્ષ. ૧
પૂર્વસાગર છેડો એક, બીજે સિંધુ પશ્ચિમ વિવેક;
આડો આવે તેને લઇ જાઉં, પિતાનો ઓશિંકળ થાઉં. ૨
રથ બેસી એવે રાક્ષસ કોય, સાથે એક સુંદરી સોય;
મેં જાણ્યો એ આવ્યો અહાર, અંગે જાડો છે અપાર. ૩
દશ મસ્તક ને ભુજ વીશ, દેખી મને ચઢી અતિ રીસ;
મેં મારવા કીધું મન, રાક્ષસ બોલ્યો લલિત વચન. ૪
જેને સાથે હોયે નાર, તેને તુંયે ન મારે હાર;
સ્ત્રીહત્યાનું લાગે પાપ, નિરાધાર એ થાયે આપ. ૫
કાલાવાલા કીધા કોડ, વિવિધ વિનતિ કરી કર જોડ;
દયા ઉપની દેખી દીન, મેં પણ વચન કર્યું લેલીન. ૬
વામ પાંખ હેઠળ થઇ જાય, તેમ જાતો હુઓ તે રાય;
દેહ દમતા હતા ઋષિજન, તેણે કહ્યું એ દશવદન. ૭
એ તો તને કરત કદન, મારી મોકલત જમસદન;
સીતાનું કરી જાયછે હરણ, તેણે તું ન પમાડ્યો મરણ. ૮
પછે હું પામ્યો પશ્ચાત્તાપ, અણજાણે ગયો એ આપ;
સીતા હરણ કરી જાતો જાણત, અંત એનો તો હું આણત. ૯
તે માટે હુને લાગી વાર, અસુરે આણ્યો આહાર;
કહેતાં પોહોળી તો થઇ પાંખ, હવે કરૂં ઉડવાની ધાંખ. ૧૦
અંગદતણું મનાવ્યું મન, સુણી વચન થયો પ્રસન્ન;
એટલે દારૂણ વાયો વાય, પડછંદા અતિ પ્રૌઢા થાય. ૧૧
પડે કાંકરા ને રેણુ, અરણ્ય આકળાં થાયે એણુ;
ગિરિતણાં તો ઉડે શૃંગ, શિલા સામટી થઇને ભંગ. ૧૨
જાણે પ્રલયતણો પવન, શતખંડ થાયે ત્રિભોવન;
વાનર સઘળે માંડ્યો સોર, જાણ્યું રાક્ષસ આવ્યો ઘોર. ૧૩
શિલા શિખર વૃક્ષ ગ્રહી પાણ, માર માર મુખ બોલે વાણ;
ઉગામીને ઉભા વીર, રવે ચઢી પાડેછે રીર. ૧૪
સંપતિ કહેછે સુણો મર્મ, શાને કાજે કરોછો શ્રમ;
નહિ રાક્ષસ એ મારો તન, મળવા આવે સુજશું મન. ૧૫

---

૮. તને–તારૂં. કદન–નાશ. ૧૨. એણુ—હરણ.

તેની પાંખતણો જે વાય, તેણે વૃક્ષ સમૂળાં ઉડી જાય;
શિખર શિલા સામટી સાર, ઉડે પાંખ પવનને પ્રહાર. ૧૬
સુપાર્શ્વ નામે સુત જેહ, પર્વતપ્રાયે પ્રૌઢો દેહ;
આવી પિતાને કર્યો પ્રણામ, પૂછ્યું કપિ આવ્યા કોણ કામ? ૧૭
સંપાતિ કહેછે તેણીવાર, વાનરને તું કર નમસ્કાર;
સંભળાવ્યો સર્વે સમાચાર, સીતાની શોધ કહેતાં સાર. ૧૮
પાંખ પામ્યો હું નિરધાર, એણે મને કર્યો ઉપકાર;
પ્રણામ કરીને કહે પંખીરાજ, કપિ કાંઈ દ્યો મુજને કાજ. ૧૯
હું પાંખ પહોળી કરૂં પ્રૌઢ, એંશી લાખ થાઓ આરૂઢ;
લંકાએ ઉપાડી મેલું, રવિ અસ્તાંગત થાતા પહેલું. ૨૦
કહો તો ત્રિકૂટાચળ ઉખેડું, કહો તો પાંખ પ્રહારે કરી ફેડું;
કહો તો રાક્ષસ સઘળા વેડું, જાણે જમનું આવ્યું તેડું. ૨૧
કહો તો પાછા પાતાળે ચાંપું, પરાક્રમ કરતો કાંઇ ન કાંપું;
આકાશે અતિ ઉંચા નાખું, ત્રિકૂટાચળ નામ ન રાખું. ૨૨
કહો તો નખને અગ્રે તોળું, કહો તો સાગરમાં ઉધો બોળું;
કહો તો રાક્ષસ હણી કરૂં સૂનો, કહો તો બાળીને કરૂં ચૂનો. ૨૩
કહો તો નખશિખર કરી કોરૂં, મૂઠીમાં ઘાલીને મોરૂં;
કહો તો રાવણને મારૂં, સીતાકેરો શોક નિવારૂં. ૨૪
કહો તો સાગર સાતે શોષું, જેમ તેમ કરી તમને સંતોષું;
કહો તો પૃથ્વી આખી ઉથાપું, કહો તો સોમ સૂર્ય આણી આપું. ૨૫
કહો તો આકાશ આખો ઉતરડું, કહો તો મેરૂને મહીએ મરડું;
કહો તો સીતાને અહીં લાવું, શ્રીરામચંદ્રને ભલું મનાવું. ૨૬
વાનરે મળીને કર્યો વિચાર, એ આપણ આગળ કરે અહંકાર;
એને આપણ શીખજ દીજે, આપોપે કારજ સર્વે કીજે. ૨૭
અંગદ કહે કહ્યું તે કીધું, જીવતદાન તમોએ દીધું;
અમારામાં ઘણા છે એવા, સર્વ કારજ કરવા તમ જેવા. ૨૮
શોધ માત્ર જવાનું કામ, અમને એમ કહ્યું છે રામ:
સીતાની લઇ આવો ભાળ, રાક્ષસ હું હણીશ તત્કાળ. ૨૯
વણ આજ્ઞા કેમ કીજે કર્મ, નહિ એ સેવકનો ધર્મ;

---

૨૪. નખશિખર કરી—નખના અગ્ર ભાગથી.

પિતા પુત્ર તમો સુખે સધાવો, અર્થ પડે ત્યારે વળી આવો. ૩૦
અમારામાં છે એવા અનેક, તમે કહ્યું તે કરી વિવેક;
આજ્ઞા માગી ઉડ્યા આકાશ, પ્રેમ ધરીને પરમ પ્રકાશ. ૩૧
વાનર મળી વિચારે વાત, કહો કોણ ક્યમ જાશું ભ્રાત;
એકે ફાળે શત જોજન, જે જાતાં મોહ ન પામે મન. ૩૨
લંકાને આખી જઇ જોય, રાક્ષસ ભેદ ન જાણે કોય;
સીતાને સર્વ સંભળાવે વાત, વળતી શોધ સુણો સાક્ષાત. ૩૩
લેઈ આવે ત્યાંથી ઈંધાણ, આપણને તે આપે પ્રાણ;
જેમાં હોય જેટલી શક્ત, વિસ્તારી વેગે કહો વક્ત્ર. ૩૪
ગજ કહે જાઉં દશ જોજન, એકે ફાળે તો ત્યાં ધન્ય;
ગવાક્ષ કહે જાઉં વીશ, ગવયે કહ્યું હું ટપું ત્રીશ. ૩૫
ગંધમાદન કહેછે ચાળીશ, એકે ફાળે જાઉં ઇશ;
શતબળી કહે પંચાશ, પછે હું તો ખાઉં શ્વાસ. ૩૬
કુમુદ કહે જાઉં સાઠ, એટલો વાનરનો પરિપાઠ;
મયંદ કહે હું શીત્તેર સાર, એકે ફાળે જાઉં અપાર. ૩૭
નળ કહે હું એંશી ઉડું, આઘો જાઉં તો જળમાં બૂડું;
નીલ કહે હું તો જાઉં નેવું, અહીંથી એક ફાળ એવી દેઉં. ૩૮
ત્યારે બોલ્યો જાંબુવાન, વાળીતણો જે વૃદ્ધ પ્રધાન;
સત્તાણું જોજન હું જાઉં, વળતો વીશ શ્વાસે ભરાઉં. ૩૯
આગે શત જોજન સેહેજે જાતો, જ્યારે ભરજોબન મદમાતો;
ઘરડાપણમાં ગયું ન જાય, મોઢે મારે શ્વાસ ન માય. ૪૦
તેમાં થયો એક ખોડો પાગ, હવે નહિ ઉછળ્યાનો લાગ;
અંગદ પૂછે છે વાત, મારે મન સંદેહ સાક્ષાત. ૪૧
ક્યમ તમારો થયો ખોડો ચર્ણ, એવાં શાં કીધાં આચર્ણ;
વળતો વદે મુખ જાંબુવાન, સાંભળી રે તું ચતુરસુજાણ. ૪૨
કુંજર નામે રાક્ષસ કોય, સહુ કોને સંહારે સોય;
જ્યાં દેખે તાપસનાં વૃંદ, ત્યાં મારવા આવે મંદ. ૪૩
ઉપર પર્વત પ્રૌઢો નાખે, માર માર મુખ વાણી ભાખે;
કાયાને તે કાઢી ખાય, એમ રાક્ષસનું ઉદર ભરાય. ૪૪

---

૩૭. પરિપાઠ–અભ્યાસ. 'એટલે વાનર પૂરી પાઠ' પ્ર. ૩ ૭.

બીજો નવ જાણે વ્યાપાર, એમ કરી કરવો આહાર;
એક સમે બેઠા ઋષિજન, દારૂણ દેહ દમતા'તા વન. ૪૫
એવે અંતરિક્ષ મારગ આવ્યો, પર્વત પ્રૌઢો ગ્રહીને લાવ્યો;
તાપસને હણવાને કાજ, ગાઢે કરવા લાગ્યો ગાજ. ૪૬
હું બેઠો'તો એક ગિરિને શૃંગ, મેં જાણ્યું ઋષિનો થાશે ભંગ;
મહાનુભાવ દમેછે દેહ, ઉપર પર્વત નાંખે એહ. ૪૭
નાંખ્યો પર્વત આણીને રીસ, કોપ કરી પાડે અતિ ચીસ;
મેં આડું ત્યાં ઢીંચણ ધરિયું, પર્વતપ્રહારે કડકા કરિયું. ૪૮
પર્વત ભાંજીને થયો ભૂકો, રાક્ષસ તે નાખતો ચૂકયો;
ત્યારનો પગ થયો અતિ ખોડો, તેણે પંથ ક્રમું હું થોડો. ૪૯
જઇ શકું સત્તાણું જોજન, એટલા ઉપર ન ચાલે મન;
અંગદ એણીપેરે બોલ્યો વાણ, હું કાંઇ કરી શકું નહિ કાણ.૫૦



## કડવું ૨૧ મું.

### રાગ જીતમાન.

અંગદ એણીપેરે ઉચરે રે, સાંભળો વાનર વાત રે;
તમો તમારાં બળ કહ્યાં રે, ભેદ લહ્યો મેં ભ્રાત રે. ૧
જો મારે માથે મૂકિયો રે, સુગ્રીવિયે ભાર રે;
તો તો મેં વહી છૂટવું રે, આપ્યો જે અધિકાર રે. ૨
શોધ લીધા પાખે જો જાઉં રે, પોસાઉં નહિ લગાર રે;
રઘુનંદન વારી નવ રાખે, સુગ્રીવ કરે સંહાર રે. ૩
વેરીનાં વાંચ્છ્યાં ફળે રે, પહોંચે મનની આશ રે;
મને મારવાનો મતો રચ્યો છે, જે મોકલિયો વનવાસ રે. ૪
જદ્યપિ હું તો ગયો નથી, કહીંએ શત જોજન રે;
તોએ મેં જાવું સહી રે, મનાવું રામનું મન રે. ૫

---

૪૬. ગાજ–ગર્જના. ૪૯. ક્રમું–ઉલ્લંઘું. કાણ–મોકાણ. અર્થાત્ હું તો કાંઇએ કરી શકું એમ નથી. અથવા કા'ણ–પ્રતિજ્ઞા. ૧. રાગ જીતમાન–તાલ જીતમાન પ્ર.૨.

પિતા માથે મોટા માટે, કાંઇ ન પડ્યું કામ રે;
જાણું નહિ જે જાતું પડશે, અપરાધી થઈ આમ રે. ૬
સમસ્ત વાનરમાંહે મોટો, વાળી વડો રાજન રે;
લાડકવાયો એક દીકરો, મને હુતાં માન રે. ૭
પિતાનું બળ જ્યારે મનમાં, જોઉં છું વિચારી રે;
ત્યારે જાણુંછું જાવાનો, હઇશ હું અધિકારી રે. ૮
લક્ષ જોજન લીલાએ જાતો, ખાતો નહિ તે શ્વાસ રે;
પર્વત બેઉ ઉછાળતો, અંતર નહિ તે આયાસ રે. ૯
તો તેનો હું વડો દીકરો, શત જોજન શી માત્ર રે;
તેના અંગથકી ઉપન્યો, ગૌર અમારૂં ગાત્ર રે. ૧૦
જવાશે નહિ તોયે રૂડું, જદ્યપિ પડું જળમાંય રે;
સુગ્રીવ મને આમે મારે, જો જાઉં હું ત્યાંય રે. ૧૧
વેરીને હાથે મુઆ પાખે, જેમ તેમ મરવું રૂડું રે;
કે સીતાની શોધ લઈ આવું, કે સાગરમાંહે બૂડું રે. ૧૨
તમો સહુ છૂટી પડો રે, પણ હું છેડો ક્યમ છોડું રે;
રામે મને આજ્ઞા આપી, કાજ નહિ એ થોડું રે. ૧૩
એટલું તો દેખું નહિ તમને, જેટલી મને પીડ રે;
લોક ઉખાણો એમ કહેછે, "ભાહુતે ન ભાજે ભીડ રે." ૧૪
જાંબુવાન કહેછે યુવરાજા, એ શાં કહ્યાં કથન રે;
અરે આવડા સેવક આગળ ઊભા, જાનારા જે જન રે. ૧૫
એંશી લાખમાંહે દશ બોલ્યા, હવે કેટલા થાકે રે;
જાનારા તે જોધા છે, તે તલપ ભરવા તાકે રે. ૧૬
સઘળા બોલી રહ્યા પૂઠું, તેં બોલવું વીર રે;
ત્યાર લગે કાંઇ નવ કહેવું, ધરી રહેવું ધીર રે. ૧૭
હાલા ધડા તે છલક છલે રે, ભારે ભર્યા ન બોલે રે;
જાનારો તે જોદ્ધ છે, નહિ કો તેને તોલે રે. ૧૮
અરે અણબોલ્યા બેઠા શા માટે, ઉત્તર શે ન આપે રે ?
બીજા સઘળા બોલી રહ્યા, તું રાખ્યો છે થાપે રે. ૧૯

---

૧૪. એટલું તો ઇ૦–જેટલી મારા મનમાં પીડા છે, એટલી પીડા તમારા મનમાં હોય એમ હું દેખતો નથી. ૧૯. થાપે–થાપણ રૂપે.

અરે રામચંદ્રને સીતા મેલી, અહીં આવ્યો છે આપ રે;
નિશ્ચિંત થઇને બેઠો શામાટે, પ્રકટ ન કરે પ્રતાપ રે! ૨૦
કોણ અવસર આળસ આવ્યાનો, જોને વિચારી વીર રે;
સહુ પાછળ તું શું બેઠો છે, શે ધરી રહ્યો છે ધીર રે. ૨૧
અરે અણબોલે ને ઉંધે મસ્તકે, શું બેશી રહ્યો છે બુદ્ધિહીન રે;
કાયરની પેઠે કાં કાયા, દીસે દામણી દીન રે. ૨૨
ઉત્પત્તિ તારી જોને વિચારી, કોણ છે તારો તાત રે;
પવનથકી તું પ્રકટ થયો છે, અંજની તારી માત રે. ૨૩
એકમના થઈ સહુ સાંભળો, જેની કહું ઉત્પત્ય રે;
જે ઉપમા દીજે તે છાજે, સર્વ કહું તે સત્ય રે. ૨૪
બ્રહ્માજી સભા પૂરીને, બેઠા છે એકવાર રે;
અમરસમસ્ત પરવર્યા, સ્વાહા સ્વધા વષટ્કાર રે. ૨૫
ત્યાં પુંજીકસ્થલી નામે અપ્સરા, નાચે છે નિરધાર રે;
તાન તરંગ ને રાગ રાગણી, ઘોર મધુરસ્વરતાર રે. ૨૬
ગ્રામ મૂર્ચ્છના સંગીત સાહિત્ય, કરે થેઇ થેઈકાર રે;
તે સભામાં સામો બેઠો છે, પવન પ્રેમ અપાર રે. ૨૭
વારે વારે વદન અવલોકે, શ્યામા સુંદર રૂપ રે;
પવને પાલવ પાછો કીધો, જોવા અંગ અનુપ રે. ૨૮
બ્રહ્માએ જાણ્યું તે સર્વે, ચેષ્ટા કરેછે એહ રે;
માંહોમાંહે મોહ પામેછે, ચંચળગતિ અતિ નેહ રે. ૨૯
બ્રહ્માને તો ક્રોધ ચઢયો અતિ, શ્યામાને દીધો શાપ રે;
પવનને સાથેથી શાપ્યો, પામીને અતિ તાપ રે. ૩૦
મારી સભામાં મનસાએ, કર્યો છે વ્યભિચાર રે;
પાપીને આવવાનો અહીંઆં, નહિ [કશો] અધિકાર રે. ૩૧
સભામાં બેઠા નવ કીજે, કહીએ જેટલાં વાનાં રે;
પ્રસિદ્ધ તો નવ કીજે, જે સરજ્યાં છે છાનાં રે. ૩૨
સભામાં સ્ત્રી સામું જોઇ, કીજે નહિ કટાક્ષ રે;
ઉલસવાલસ ઘણું ન થઇએ, રહીએ ધીરજ રાક્ષ રે. ૩૩

૩૩. ઉલસવાલસ—(उल्लसनं विलसनं) હરખઘેલા. 'ઉલસવાલસ ઘણું ન કીજે' પ્ર. ૨ જી.રાક્ષ–(રાખ) રાખી.–'શાખી' પ્ર. ૪ થી.

ડેકું તો ડોલાવિયે નહિ, કીજે નહિ તો હાસ્ય રે;
મોટાની નિંદા નવ કીજે, નક્કી જે ગુંજ પ્રકાશ રે. ૩૪
આપોપાની સ્તુતિ ન કીજે, ઉખાંખીએ નહિ અપાર રે;
થુંકીએ નહિ સભામાં બેઠાં, કથીએ નહિ લગાર રે. ૩૫
જો તેં નારી સામું નિરખ્યું, તો તું તિર્યક્ પામે તન રે;
એથકી તો તું ઉપજજે, પુત્રરૂપે થઇ પવન રે. ૩૬
અપ્સરા તું વાનરી થાજે, ચંચળતા કીધી માટ રે;
તુજ વિષે ત્યાં એ અવતરજો, નેહ ધરીને નાટ રે. ૩૭
કુંજર નામે કો એક વાનર, અંજનાચળ તેનો વાસ રે;
અંજન જેવો આખો પર્વત, ત્યાં અવતરજે ઉલ્લાસ રે. ૩૮
કુંજરને એક કન્યા આવી, અંજની તેનું નામ રે;
અંજનાચળ ઉપની માટે, સુંદરતાનું ધામ રે. ૩૯
દિવસે દિવસ તે વૃદ્ધિજ પામે, મનોહર તે મૃગનયણી રે;
સકળગુણ સંપૂરણ સોહે, સકળ કળા શશિવયણી રે. ૪૦
વાનરી પણ કામચારિણી, ઇચ્છાએ ધરે રૂપ રે;
અંગ અંજની મધુરી તે, દીસે અતિ અનુપ રે. ૪૧
એમ કરતાં મોટી થઇ બાળા, મુગ્ધા મનોહર વેષ રે;
જોબનના અંકુર ઉદય થયા, પણ પુરૂપ નહિ પ્રવેશ રે. ૪૨
કુંજરે ચિંતા મન માંડી, કોને કન્યા દેશું રે;
કન્યાદાનતણું ફળ મોટું, સુકૃત શી પેરે લેશું રે. ૪૩
એટલાને દેવી નહિ કન્યા, જો તે બેસે વા'ણ રે;
રોગી અથવા દુર્બળને જે, પ્રદેશ કરે પ્રયાણ રે. ૪૪
અતિ નાનાને ન દેવી, નિર્ધનને નહિ નાટ રે;
શ્રોત્રિયને તો ન દેવી, જે જોવરાવે વાટ રે. ૪૫
વેરાગીને ન દેવી, અતિ મોટાને ન દેવી રે;
આપણ સરખાને તો દેવી, કોડીએ પણ ન લેવી રે. ૪૬
અનાચારીને ન દીજે, અતિ પાસે નહિ અતિ દૂર રે;

૩૪. ગુંજ—(ગુહ્ય) ગુપ્ત. ૩૫. આપોપાની—પોતાની. ઉખાંખીએ—ખુંખારા કરીયે. ૩૬. તિર્યક્—પશુ. એથકી—એ અપ્સરા થકી. ૪૧. મધુરી—સુંદર. ૪૫. શ્રોત્રિય—'સાત્રી' પ્ર. ૩ ૭.

અતિ ઉંચાને દીજે નહિ, ભયંકર જે ભૂર રે. ૪૭
સરખા સંઘાતે કીજિયે, મૈત્રી વિવાહ વિવાદ રે;
વિષમ સંઘાતે તો કીજે, પામિયે પરમ વિષાદ રે. ૪૮
કેસરી વાનરને દેઉ કન્યા, જે વાળીતણો પ્રધાન રે;
વિવાહ તો વારૂ કરશે, લેઇ આવશે જાન રે. ૪૯
કેસરી વાનરને કહાવ્યું, વે'લા વરવા આવે રે;
વાળી વાનરને તો તેડી, ભલો થઇને ભાવે રે. ૫૦

---

## કડવું ૨૨ મું.

### રાગ દેશાખ એકતાલી.

વાળીએ તે તો વાત સાંભળી, વિવાહનો વિસ્તાર;
જાને જાવાની કરી સજાઇ, પરવરિયો પરિવાર. ૧
વાનરીઓ ગાઢે ગાય છે, પરમ ધરીને પ્રીત;
કિન્નરીઓ કાંઇએ ન પોસાયે, જોતી રૂડી રીત. ૨
જાંદરણી છે જોવા સરખી, નયને નેહ જણાવે;
કેસરીને કરી આગળ, વાળી વાનર આવે. ૩
કુમુદ મયંદ ને ગંધમાદન, શતબળી ને શૂર;
વિનત વીરજ ઋષભ સાથે, આવે ઉરાઉર. ૪
ગજ ગવાક્ષ ને ઋષભ વાનર, જોધા જાંબુવાન;
એ આદિ લેઇ સાથે, સઘળા એ પ્રધાન. ૫
કુંજરે જાનીવાસો આપ્યો, વારૂ જોઇ વન;
શીતળ મંદ સુગંધ યુક્ત તો, વાયે ત્રિગુણ પવન. ૬
ફળ ભારે તરૂ નમ્યાં છે, જાણે કરેછે નમસ્કાર;
વાનરને તે વન સમર્પ્યું, આનંદે કરો આહાર. ૭
કુંજરે કેસરીને દીધું, ત્યારે કન્યાદાન;
વાનરીઓ સઘળી સંતોષી, મનાવીને માન. ૮
વાળીને વિવિધ પેરે આપ્યો, શોભતો શૃંગાર;
પે'રામણી ત્યાં પૂરી કીધી, પ્રેમતણો નહિ પાર. ૯
અંજનીને પરણીને, કેસરી કપિ પરવરિયો;

---

૬. વન-ઉપવન—બાગ.

કિષ્કિંધાએ આવ્યો આનંદે, વિવાહ વારૂ કરિયો. ૧૦
અંજની તો પિયર આવી, આનંદે એકવાર;
જોબનમદે અતિ માતી, નમી રહી સ્તનભાર. ૧૧
એક સમે તે અંજની, થઇ ઋતુસ્નાત;
માનસરોવર ગઇ ઝીલવા, જેમ ન જાણે તાત. ૧૨
સરોવર કેવું સુંદર, આ તો અતિ અનુપ;
પાળ્યે પાદપ પરમ મનોહર, જાણ્યું જાય શું જૂપ. ૧૩
અપ્સરાનું અંગ ધરીને, ઉભી છે એક વાર;
વેણી તો વારૂ વિસ્તારી, સૂકવવાને અપાર. ૧૪
મોર બે પડ્યા મોહ પામીને, નાચે છે નિરધાર;
વેણી દેખી વહે આંસુ, એવી નહિ અપાર. ૧૫
એવામાં પવને આવી, દીધું આલિંગન;
અંજની કહેછે કોણ અધમ છે, મોહ્યું જેનું મન. ૧૬
દીસે નહિ ને સ્પર્શ કરેછે, દેવ દૈત્ય કે જક્ષ;
હમણાં શાપ દેઇશ હું તુંને, સાચું કહે સમક્ષ. ૧૭
હું સતી સાધવી સમ્યક્ છું, તું કો એક છે જાર;
આભડવા જોગ નહિ અમને, ઘટે નહિ વ્યભિચાર. ૧૮
તું સરખી લંપટ કો બીજી, જોઇને તું જાય;
તું સરખો જેને જોઇતો હોય, તો તેનો તું પતિ થાય. ૧૯
શાપીશમા રે શ્યામા મુજને, હું તો છું વાય;
બ્રહ્માનો શાપ છે આગે, ધરવાને કપિકાય. ૨૦
પેહેલે જન્મે તું અપ્સરા, પુંજિકસ્થલી તારૂં નામ;
તુજ દેખીને થયો વિહ્વળ, વાપ્યો મુજને કામ. ૨૧
તુજથકી જે વિરહ વાપ્યો, તે બીજી કોણ ટાળે;
શરણાગત આવ્યો જાણીને, પ્રીત પાછલી પાળે. ૨૨
પંચબાણ પૂરા પીડે છે, આતુર થયું છે અંગ;
તે માટે હું અહીં આવ્યોછું, કરવા તો તુજ સંગ. ૨૩
અંજની કહેછે અલ્પમતિ, તજી સતીનો ધર્મ;
એવી હું તો અધમ નથી જે, કરૂં કૂડું કર્મ. ૨૪

૧૩. પાળ્યે—પાળ ઉપર.

સ્વભાવે તું તો અતિ ચંચળ, નહિ લોકની લાજ;
એક સ્થાનક રહેવું હોય તો, ન કર એવાં કાજ. ૨૫
પિયરમાંહે કેમ પેસાઉં, મારી કાઢે બાપ;
સાસરે શી પેરે સમાઉં, કહેશે-કીધું પાપ. ૨૬
નિંદા લોક કરે તે મારી, કલંક કૂળને લાગે:
અમારા કુળમાં તો એવું, નથી કર્યું તો આગે. ૨૭
સતીવ્રત તારૂં નહિ જાયે, વળતું બોલ્યા વાય;
તત્કાળ તું પુત્ર જણીશ, ગર્ભવતી નહિ થાય. ૨૮
મારો આત્મા તુંજ ટાળી, ધરી શકે નહિ કોય;
તે માટે મળવા દે મને, દૂષણ કશું ન હોય. ૨૯
સાઠ તોલા સોનાના પાત્ર વિણ, ન રહે સિંહણનું દૂધ;
ત્યમ તું ટાળી અંશ મારો, ધરી શકે કોણ શુદ્ધ. ૩૦
કામવાસનાએ કાંઇ તુજને, નથી કરતો સંગ;
આપોપે અવતરવા તુંથી, ધરવા વાનર અંગ. ૩૧
અંજની કહેછે અર્ભક લેઈ, સાસરે શી પેરે જાઉં;
કહેશે કોનો કુંવર લાવી, હેલાં હળવી થાઉં. ૩૨
એવું તું જણીશ નહિ બાળક, જે નિંદે તુજને કોય;
મુજ સરખો ઉત્કૃષ્ટ ઉપજશે, જે દેખી વિસ્મય હોય. ૩૩
એમ કહીને અંજનીને, દીધું આલિંગન;
આપોપાનો આત્મા મેલ્યો, પ્રવર્ત્યો પવન. ૩૪
અંતર્ધાન થયો આનંદે, અંજનીએ જણિયો તન;
જાણે જગ્ન કુંડમાં થકી, કાઢિયો હુતાશન. ૩૫
ઉદધિથી જેમ ઇંદુ પ્રકટ થયો, પ્રાચી દિશાથી ભાણ;
ગુફામાંથી જેમ સિંહ નિસર્યો, પરાક્રમ પ્રૌઢ પ્રમાણ. ૩૬
અંજની ખોળે બેસારી, કરાવે પયપાન;
હરખે હેરીને હાલરૂં, મધુરે સ્વરે કરે ગાન. ૩૭
જાણે શું જાસુ ફૂલ્યો છે, એવો દેહનો રંગ;
તત્કાળનો જણ્યો અતિ કોમળ, આવું છે અતિ અંગ. ૩૮

૩૦. સાઠ તોલા—"સાઠ સોલા" પ્ર. ૩-૪. ૩૬. ઉદધિ—સમુદ્ર. પ્રાચી—પૂર્વ. ૩૭. હેરીને—જોઇને.

આદિત્ય ઉગ્યો અવલોકીને, ફળ માનીને માગે;
કે કમળ રાતું જાણીને, બાળક રાટે લાગે. ૩૯
સાન કરી દેખાડે બાળક, માતા મુજને આપ;
મોટે બોલી શકે નહિ કાંઇ, વાણીએ નહિ વ્યાપ. ૪૦
માતા કહેછે આદિત્ય ઉગ્યો, આ તો આપ્યો ન જાય;
દીશા સઘળી દીપાવે છે, અતિ અજવાળું થાય. ૪૧
ઉચ્છંગેથી ઉછળ્યો એવો, દિનકરને જઇ વળગ્યો;
ઉખેડવા લાગ્યો આદિત્યને, કેમે ન થાયે અળગો. ૪૨
સૂરજે જાણ્યું એ બીજો રાહુ, પ્રકટ થયો કો પ્રૌઢ;
એ તો ઉદરમાં ઉતારે, પાપ પ્રકટ થયું ગૂઢ. ૪૩
આદિત્ય આક્રંદ કરવા લાગ્યો, કો મને મેલાવો;
હા હા હવે હું ખરો વચુત્યો, વેગે વા'રે આવો. ૪૪
ઐરાવત ચઢી ઇંદ્ર આવ્યો, વજ્ર ગ્રહીને પાણ;
દિનકર ઉપર દયા કરીને, માર માર મુખ વાણ. ૪૫
વાનરને તો મસ્તકે માર્યો, વજ્રકેરો પ્રહાર;
મૂર્છા ખાઇને પડ્યો મેદિની, બાળક તેણીવાર. ૪૬
પ્રૌઢ પર્વત ઉપર પોતે, પણ થયો ત્યાં પાત;
હડપચી પ્રત્યે હરિ પડ્યો, અદ્ભુત થઇ આઘાત. ૪૭
હડપચી અતિ ઉંડી ગઇને, પડી પર્વતે ખાડ;
પવને આવી ઉચલી લીધો, જાણે કરાવે લાડ. ૪૮
વાયે રોધ કીધો તે સારે, દુઃખી થયા સર્વ દેવ;
પાગે પવનને આવી લાગ્યા, સુરપતિ કરે સેવ. ૪૯
ઇંદ્ર કહે અણજાણે કીધો, વજ્રતણો તો ઘાત;
દિનકરને દેખતો હતો, અમો ન જાણું વાત. ૫૦



૪૭. હડપચી હ૦–હડપચી પ્રત્યે અતિ અદ્ભુત આઘાત (પ્રહાર) થઇ ને હરિ (વાનર) પડ્યો. ૫૦. દિનકર–સૂર્ય.

## કડવું ૨૩ મું.

### રાગ ધનાશ્રી.

અંજની આગળ ઉભી છે, વિવિધ કરે વિલાપ;
પુત્રતણો શોક આણીને, તન પામીને તાપ. ૧
પવનની પ્રશંસા કીધી, સુરપતિએ તેણીવાર;
હવે જે આજ્ઞા આપો, તે તે કીજે નિરધાર. ૨
વાયુ કહેછે મારા પુત્રને, આપો કંઇ વરદાન;
તેજ તમારૂં એને આપો, ધારો કંઈ અભિધાન. ૩
હનુમંત એવું તે બાળકનું, ઇંદ્રે ધરિયું નામ;
હડપચી બેઠી માટે, તેહ જાણજો નામ. ૪
દશમા દશમા ભાગનું આપ્યું, તેત્રીશ ક્રોડે તેજ;
એકાદશમો રૂદ્ર કરી સ્થાપ્યો, હૈયે આણી હેજ. ૫
અમર વર આપીને વળિયા, થયો મોકળો વાય;
અર્ભક અંજનીને આપી, પવન પ્રેમે પળાય. ૬
અંજની બાળકને લાવી, પિતાએ પૂછી કથાય;
કહે બાઇ એ કુંવર ક્યાંથો, કાંઇક વિસ્મય થાય. ૭
પિતા પ્રત્યે પેર કહીને, માનિનીએ કહ્યો મર્મ;
પવનથકી એ પ્રકટ થયો છે, મેં નથી કર્યો અધર્મ. ૮
બળિયો દેખી બાપ ન બોલે, જાણ્યું કોએક કારણરૂપ;
દિવસે દિવસે તેજ વાધે, દીસે અંગ અનુપ. ૯
અંજની કુંવરને તેડી, કિષ્કિંધાએ આવી;
બાળકને બળિયો જાણીને, કોણે નવ બોલાવી. ૧૦
અતિ ઉન્મત ઉચ્છૃંખળ તો હીંડે, પર્વત એ ઉછાળે;
વજ્રકાછ ભીડયો છે ભારે, બ્રહ્મચર્ય વ્રત પાળે. ૧૧
ત્રણલોકને ત્રાસ પમાડે, હઠે ચઢયો નવ હારે;
વેરી સઘળા વાજ આણાવ્યા, મિટ પડયાને મારે. ૧૨
જગતમાંહે નહિ કો બીજો, જે કો સામો થાય;
જદ્યપિ પવનથકી પ્રકટયો પણ, કોણે કહ્યું ન જાય. ૧૩

૪. હડપચી–હડબચી પ્ર. ૨ જી. ૬. કથાય–વાત પ્ર. ૧–૪.

કેસરીનો કુંવર કહેવાયે, અંજની એની માત;
એકાદશમો રૂદ્ર હનુમંત, વેદ પુરાણે વાત. ૧૪
અંગદ કહેછે આશ્ચર્ય મોટું, ઉદે પામિયું એક;
જાંબુવાન તું સૌથી મોટો, જાણે વિવિધ વિવેક. ૧૫
વાળીએ બાંહ્ય સાહીને બાંધ્યો, મોકમ કીધો માર;
સુગ્રીવ સાથે નાઠા આગે, નલ નીલ હનુમંત તાર. ૧૬
રાન રાન રડવડતા હીંડ્યા, નહિ નાસવા ઠામ;
ત્યારે વાળી સંઘાતે એણે, શે ન કર્યો સંગ્રામ. ૧૭
વાળી છતી આપ્યું નહિ, શે સુગ્રીવને રાજ;
પરાક્રમ એનું એવડું ક્યાં, હશે ન આવ્યું કાજ. ૧૮
વચન સુણી યુવરાજનાં, બોલ્યો જાંબુવાન;
જ્યારે એ નાનડિયો હતો, હઠીલો હનુમાન. ૧૯
પર્વત બે ઉછાળે આવે, મેઘતણી પેરે ગાજે;
કોને કશામાંએ નવ ગણે, જે કરે તે છાજે. ૨૦
મહાનુભાવ મુનિ મોટા મળીને, બેઠા ત્યાં એક વન;
આસન વાળી લાગી તાળી, ધ્યાન ધરીને ધન્ય. ૨૧
એવે એ આવ્યો ઉછળતો, બે પર્વત ઉંચા નાખે;
આવતા ઝડપે ગમે તેમ, મન માને તેમ ભાખે. ૨૨
મહાનુભાવે મન વિમાસ્યું, એ તો અતિશે રૂડું;
અસંભવતા એ દીસે છે, ઘણું બળ નહિ રૂડું. ૨૩
વાનર ને વળી અતિશે ઉન્મત્ત, કોણે કળ્યો ન જાય;
ત્રણલોકને ત્રાસ પમાડ્યુ, અમર આકળા થાય. ૨૪
પર્વત બે ઉછાળે આવે, ગમે તો એ ઝાલે;
વરાંસે વન કપિ જાયે, લોકતણાં ઘર ઘાલે. ૨૫
નગર ગામડાં ઉપર આવી, પડે પર્વત પ્રૌઢ;
એને મન કૌતુક થાયે, મરણ પામે મૂઢ. ૨૬
મર્યાદાવિહોણું બળ એમાં, મુનિએ દીધો શાપ;
વિકાર્યો વાધે તું વીરા, પ્રશંસે પ્રતાપ. ૨૭
આમ કંઇ ઉપજે નહિ તને, જેમ રાખે ઢાંક્યો યત્ન;

૨૨. ઝડપે ઇ૦—'ગલપે ગમે તો' પ્ર.૩—૪. ૨૭. શાપ કહેછે: વિકાર્યો —૦જ્યારે તને કોઈ પ્રશંસા કરીને ઉશ્કેરશે ત્યારે તારો પ્રતાપ વધશે.

ઉકેલીને મોરો મૂકિયે, તેમ પ્રેર્યો પ્રકટે પ્રજ્ઞ. ૨૮.
સુગ્રીવ શું જાણે ગુણ એનો, જે વિકાર્યો વાધે;
સ્તુતિ એની તો જેમ કીજે, પરાક્રમ પાર ન લાધે. ૨૯
જાંબુવાનનાં વચન સાંભળી, વૃદ્ધિ પામિયો વીર;
પર્વત પાખે પ્રૌઢ થયું રે, હનુમંતનું શરીર. ૩૦
ઉછળીને આવી બેઠો, સભા મધ્યે શૂર;
મેઘતણી પેરે ગાજ્યો, જાણે પ્રલયતું પૂર. ૩૧
જાંબુવાન કહી તેં સારી, જે મારી ઉતપત્ય;
માતાતણો દોષ હું ટાળું, સંભળાવીને સત્ય. ૩૨
કેસરી આગે તપ કીધું, પ્રસન્ન થયો પવન;
કહ્યું મારે તુજસરખો, એક બળિયો આવે તન. ૩૩
હું સરખો તો હું છું ભાઈ, બીજો નહિ તો કોય;
તો તારે પુત્રજ એવો, મુજસરખો કયમ હોય. ૩૪
પ્રવૃત્તિ પત્ની તારી છે, હું પામીશ અવતાર;
તે થકી વંશ નહિ વાધે, એકજ અંજનીકુમાર. ૩૫
મારે બાપે વર માગ્યો હતો, માતાનો નહિ વાંક;
નિર્દોષ થઇ બેઠો નાતમાં, એ પણ આડો આંક. ૩૬
હવે જે આજ્ઞા આપો તે, કરી આવું કામ;
મારે માથે સમર્થ સ્વામી, રાજીવલોચન રામ. ૩૭
અંગદ કહેછે અંજનીનંદન, તું છે ચતુરસુજાણ;
અનશન લેઇ સહુ સૂતું છે, આપ અમને પ્રાણ. ૩૮
આટલા દહાડા નહોતો જાણતો, તારાં જે પરાક્રમ;
જાંબુવાને જણાવ્યો રે, અમને એ તો મર્મ. ૩૯
હનુમંત કહેછે હમણાં હું જાઉં, સીતાની શોધ લાવું;
સહુ કોને સંતોષ થાયે, ભાવે ભલું મનાવું. ૪૦
ત્રિકૂટાચળ આખો ઉખેડું, ઉપાડી અહીં આણું;
કહો તો ભાગીને કરૂં ભૂકો, અતિશે આપ વખાણું. ૪૧
પદપ્રહારે પાતાળે ચાંપુ, ઘાસતણી પેરે તોળું;

---

૨૮. મોરો–મોરણ. ૩૩. કહ્યું ઈ૦—'કહ્યું તારે મુજ સરખો' પ્ર. ૩–૪.
૩૮. અનશન–ઉપવાસ.

કહો તો આખોએ કરી ઉંધો, સાગરમાંહે બોળું. ૪૨
કહો તો રાક્ષસમાત્રને મારી, રાવણની કરૂં રાંડ;
મસ્તક દશે ઉખાડી નાખું, જાંણે માંડામાંડ. ૪૩
કહો તો સાગર સઘળો શોષું, બીજે સ્થાનક નામું;
પાપાણ પ્રૌઢા નાખી પૂરૂં, શ્રમ લગારે ન પામું. ૪૪
કહો તો અવનિ ઉથાપું, મેરૂ મંદરને મોરૂં;
આકાશ આખો ઉતરડી નાખું, સોમ સૂરજને દોરૂં. ૪૫
વાંસા ઉપર બેસો સઘળા, લંકાએ લેઇ જાઉં;
એકે ફાળે અહીંઆંથી રે, કંઇ શ્વાસ ન ખાઉં. ૪૬
કહો તો સીતાને લેઈ આવું, વળી જે આજ્ઞા આપો;
હું છું તમો સહુનો સેવક, કર મુજ મસ્તક થાપો. ૪૭
કહેશો કીધા પાખે પોતે, આણે છે અભિમાન;
આપોપાની સ્તુતિ કરેછે, એ અતિશે અજ્ઞાન. ૪૮
તમને ધીરજ ધરવા, મેં કીધું આપ વખાણ;
તમારી કૃપાએ થાશે, હું છું અલ્પ અજાણ. ૪૯
પ્રદક્ષિણા દેઇને પ્રેમે, સહુને કર્યો પ્રણામ;
આનંદે ઉછળવા લાગ્યો, જપીને જય જય રામ. ૫૦

## રાગ ધોળ.

વાનર કરે વખાણ, ભલો ભલો હનુમંત હાથીઓ રે;
અમરાપુર થયું જાણ, સુરકન્યા કરે સાથીઓ રે. ૫૧
પુષ્પવૃષ્ટિ ત્યાં હોય, દેવ વજાડે ત્યાં દુંદુભિ રે;
આનંદ્યું સહુ કોય, દૂધે સીંચી સુરભિ રે. ૫૨
વર્ત્યો જયજયકાર, આનંદ હોય અતિ ઘણા રે;
રીઝયા વાનર તેણીવાર, પહોતી મનતણી મણા રે. ૫૩
સહુને કરીને નમસ્કાર, હનુમંત ગિરિ ઉપર ચઢયો રે;
આનંદ કરી નિરધાર, પડછંદો પ્રૌઢો કર્યો રે. ૫૪
વાનરે વધાવ્યો વીર, વાલા વે'લા આવજો રે;
તું છે ગતિ ગંભીર, શોધ સીતાની લાવજો રે. ૫૫
પર્વત ઉપર ભાર, ઉછાળવા દેઇ હાથનો રે;

---

૪૨. શ્વાસ-ષાસ. પ્ર. ૧. ૫૧. રાગ ધોળ-રાગ પ્ર. ૨.

નાદ કરી નિરધાર, સેવક શ્રીરઘુનાથનો રે. ૫૬
પર્વત ગયો પાતાળ, ભાર સહી શક્યો નહિ રે;
કપિ ઉતરિયો તત્કાળ, વાનર કને આવ્યો વહી રે. ૫૭
વળી બેઠો બીજે ઠાર, ત્યાંહે ગિરિ ઉંડો ગયો રે;
કો સહી શકે નહિ ભાર, ચતુર ચિંતાતુર થયો રે. ૫૮
દ્રોઢો પર્વત પ્રાય, મહેંદ્રગિરિ ઉપર ચઢી રે;
હનુમાન જોયો નવ જાય, ઉછળવા ગતિ ચડવડી રે. ૫૯
ભુજનો દેઇ ભાર, શબ્દ અતિ ગાઢે કરી રે;
સીતાપતિ કરે સાર, તો કાર્ય સાગર આવું તરી રે. ૬૦
પૂછડું પાછું વાળી, મસ્તક આગળ આણિયું રે;
જેમ પ્રલયકાળે પશુપાળ, જગત એવું જાણિયું રે. ૬૧
ઉછળવાને અંગ, આક્રમી એકઠું કર્યું રે;
જાણે ગિરિ ઉપર ગિરિશૃંગ, ઉછળવા એવું ધર્યું રે. ૬૨
ભરી ભારે ફાળ, ગાઢે ગાજે વાનરા રે;
જઈ આવે તત્કાળ, સમાચાર લાવે ખરા રે. ૬૩
હુત હુત કરી હાંક, આકાશે તે ઉછળ્યો રે;
પડે કાનમાં ધાક, કોણે નવ જાયે કળ્યો રે. ૬૪
ઉખેડિયાં સર્વ વૃક્ષ, સાથેથી સર્વ સાંચર્યાં રે;
જાણે ધનદ સાથે જક્ષ, પૂઠેથી સર્વ પરવર્યા રે. ૬૫
પડછંદો થયો પ્રૌઢ, દિશા સઘળી દારણ થઇ રે;
દેવ થયા દિગ્મૂઢ, જુએ છે અંતરિક્ષ જઇ રે. ૬૬
કિષ્કિંધાકાંડ પરિપૂર્ણ, સંક્ષેપે સઘળું સહી રે;
દુઃખ દારિદ્ર થાયે ચૂર્ણ, સાંભળતાં સંદે' નહિ રે. ૬૭
ભાલણ સુત ઉદ્ધવદાસ, આશ એક રઘુનાથની રે;
મનસા પૂરો મહારાજ, સેવકજન સાથની રે. ૬૮




૬૧. પશુપાળ-રુદ્ર. ૬૨. આક્રમી-સંકોડીને.

# सुंदरकांड.

## કડવું ૧ લું.

રાગ કેદારો.

શ્રી ગુરુને ચરણે લાગું, કૃપા કરો હું મતિ માગું;
મન લાગ્યું રામને ચરણે નિશ્ચલ થઇ રે. ૧

ઢાળ.

શ્રી રામચરણે નિશ્ચલ મન મારૂં, પ્રાણથકી અતિ પ્રીત;
મુખથકી તો નામ ન મેલું, એ તો રૂડી રીત. ૨
રામકથારસ પાવન પીતાં, કળિમળ કાળ ન વ્યાપે;
નામ માત્રથી મહા પાપીને, મુક્તિ પદારથ આપે. ૩
રામકથા જેને નહિ વલ્લભ, તે નર શાને જણિયો;
માતાનું જોબન હરવાને, તેહ જાણજો રણિયો. ૪
કિષ્કિંધાકાંડ કહ્યું બુદ્ધિમાને, સુંદર કહેવું સત્ય;
ઉદ્ધવજન અતિ અલ્પમતિ છે, શીખવજો સીતાપત્ય. ૫
સુંદરમાંહે શું સુંદર નહિ, સુંદરવર શ્રીરામ;
કથા સુંદરી ને સીતા સુંદરી, સુંદરતાનું ધામ. ૬
અંજનીસુત આકાશ ઉત્પત્યો, પવનવેગ પળાય;
અમરગણ અવલોકે અંતર, કોણે કળ્યો ન જાય. ૭
પાણીમાંહે પઆ પાદપ, તે પણ પૂઠે પળિયા;
પવનપુત્ર પળે અતિ આગળ, તેહ જઇને મળિયા. ૮
કો કહેછે એ આદિત્ય બીજો, કો કહેછે એ સોમ;
કો કહેછે એ પાવક પ્રકટયો, હવિ ગ્રહીને હોમ. ૯
કો કહેછે એ ગરૂડ ઉડિયો, અમૃત લેવા કાજ;
કો કહેછે એ સહી આવેછે, નંદનવન કરવા રાજ. ૧૦
કો કહેછે એ કામદેવ છે, કો કહેછે વસંત;

---

૪. રણિયો–દેવાદાર. ૮. પાદપ–વૃક્ષ. ૯. હવિ ગ્ર૦—હોમનું હવિ (હુતદ્રવ્ય–બલિદાન) ગ્રહીને (લેઇને).

(પણ) કોણે કળ્યો જાએ નહિ, ઉપમા દેછે અનંત. ૧૧
પુષ્પવૃષ્ટિ કરે અંતરથી, દેખીને તેનું તેજ;
અમરગણ ત્યાં સ્તુતિ કરેછે, હૈયે આણી હેજ. ૧૨
એમ કરતાં તે અર્ધ આવિયો, જાણે પોતે પવન;
દિશા સઘળીને દીપાવે છે, જાણે મોહે મન. ૧૩
અર્ણવે મન એમ ચિંતવ્યું, હવે હનુમંત થાક તો ખાશે;
અર્ધ પંથ હજી જાવું છે, એકે તલપે કયમ કરી જાશે. ૧૪
મૈનાક માંહી રહેછે ક્યારનો, કશે ન આવે કાજ;
તે માટે હું કહુંછું એને, ઉચો થાને આજ. ૧૫
સીતાની શોધ લેવા ચાલ્યો, જે વા'લો હનુમાન;
એને આપણે આધાર દીજે, તો ભલું માને ભગવાન. ૧૬
એના બાપે મને આગે, કીધો છે ઉપકાર;
તેની સ્ત્રીની શોધ લેવાને, ચાલ્યો અંજનીકુમાર. ૧૭
દશરથને મારે અતિ મૈત્રી, પ્રાણથકી અતિ પ્રીત;
તેમાટે એ ઉપકાર કીજે, આપણ રૂડી રીત. ૧૮
દેવ દૈત્યને મહા મંડાણો, આગે તો સંગ્રામ;
ઈંદ્રશરણ ગયો દશરથને, (કહ્યું) કરો અમારૂં કામ. ૧૯
યુક્ત રથ સેના લેઇને, ચાલ્યો સુરપતિ સાથ;
દારૂણ યુદ્ધ કીધું દાનવશું, ધનુષ્ય બાણ ગ્રહી હાથ. ૨૦
હું યુદ્ધ કરતો ત્યારે, દિવ્ય ધરીને દેહ;
દૈત્યે મારો રથ ભાંજ્યો, ભૂકો કીધો તેહ. ૨૧
હું પાળો ને આયુધ વિહોણો, નિશ્ચય નાઠો જાઉં;
પૂઠે અસુર મારવા આવે, કહીંએ શ્વાસ ન ખાઉં. ૨૨
દશરથે હું દુખિયો દીઠો, પ્રેમે સાહ્યો પાણિ;
ઉપાડીને રથ બેસાડ્યો, કરૂણા અંતર આણી. ૨૩
એકરથે બેશી યુદ્ધ કીધું, મને દીધું જીવતદાન;
તેની વહુની શોધ લેવાને, જાયછે હનુમાન. ૨૪
તે માટે ઓશીંકળ થાવા, હું કરૂં ઉપકાર;
તું શૃંગ તો પ્રકટ કરે રે, એને દે આધાર. ૨૫

---

૧૫. મૈનાક–એ નામનો પર્વત–હિમાલયનો પુત્ર. ૨૪. વહુ–વધૂ–દીકરાની પત્ની. ૨૫. શૃંગ–શિખર.

મુજમાંહે વસ્યા સંબંધે, મેં કાંઇ નથી દીધું કામ;
જો એ ત્યાં સુખે જાય તો, રૂડું માને રામ. ૨૬
મૈનાક કહેછે હુંછું રણિયો, એના પિતાનો શિર ભાર;
તેમાટે ઓશીંકળ થાવા, શૃંગ પ્રકટું સાર. ૨૭
જદ્યપિ તું મને પૂછીશ સાગર, તું તો શાનો રણિયો;
શા ગુણ કીધા છે તને એણે, જે ઉપકારજ ગણિયો. ૨૮
આગે પાંખ હતી પર્વતને, ઉડતા [તે] આકાશ;
જે ઉપર જઇને પડતા, તેનો થાતો નાશ. ૨૯
લોક સહુ થયા અતિ દુખિયા, ગયા સુરપતિને શરણ;
પર્વતે પરભવ્યા સ્વામી, હવે પામિયા મરણ. ૩૦
ઇંદ્રને અતિ ક્રોધ ચઢ્યો, વજ્ર ગ્રહીને પાણ;
ઐરાવત ચઢીને ધાયો, માર માર મુખ વાણ. ૩૧
આગળથી અદ્રિ ઉજાયે, પાછળથી સુર નાથ;
વજ્રવડે પાંખ તો છેદી, ભલા વાવરે હાથ. ૩૨
પર્વત તે પડ્યા પૃથ્વીએ, અચળ ધરાણું નામ;
જેની જ્યાં પાંખ છેદી, તે પડ્યા તેણે ઠામ. ૩૩
મુજ પૂઠે સુરપતિ ઉજાણો, પાંખો છેદવા પ્રૌઢ;
હું હાલી શકું નહિને, થયો અતિ દિગ્મૂઢ. ૩૪
ઉગામી આવે ઉજાતો, મારે મોઢે ન માયે શ્વાસ;
આ માર્યો આ માર્યો ઇંદ્રે, હું પામિયો ત્રાસ. ૩૫
એવે વા વાયો પાધરો, હું તુજમાં લઇ ઘાલ્યો;
પછી ઇંદ્રે આશા મે'લી, સ્વર્ગભણી તે ચાલ્યો. ૩૬
તે માટે પવને મુજને, એ કીધો ઉપકાર;
હું એને ઓશીંકળ થાવા, આજ દેઉં આધાર. ૩૭
તને પણ ઓશીંકળ થાઉં, દાસતણો તો દાસ;
પવને પ્રાણ આપ્યા છે મને, આણી અતિ ઉલ્લાસ. ૩૮
મૈનાક આખો મણિતણો છે, મેનાનો જે તન;
હિમાચળથકી ઉત્પત્તિ એની, દેખી મોહે મન. ૩૯
પાર્વતીનો સગો ભાઇ, શંકરજીનો સાળો;

---

૩૨. અદ્રિ–પર્વત. ઉજાયે–ઉત્સાહથી જાય. ૩૯. મેના–હિમાલયની પત્ની.

પાણીમાં પ્રકટ થયો પોતે, કીધો નૌતમ ટાળો. ૪૦
હનુમંતે જાણ્યું કો રાક્ષસ, વચ્ચે વિઘ્ન કરવા આવ્યો;
કોપ કરીને પદપ્રહારે, ઠેસુએ ઠેલી ચલાવ્યો. ૪૧
મૈનાકને મારી મોકલ્યો, પોતે પૂઠ પળાય;
અલૌકિક પરાક્રમ અવલોકે, અમર અચરજ થાય. ૪૨
ગારી ઘણે ચલાવ્યો પર્વત, જેમ કો નાનું બાળ;
કાંકરે એમ મારતો હીંડે, હળવે કરતો આળ. ૪૩
અતિશે ત્યારે થયો આકળો, મણિનો જે મૈનાક;
અંજનીસુત પ્રત્યે ઉચર્યો, મનોહર મનુષ્ય વાક્ય. ૪૪
સ્તુતિ કરવા લાગ્યો હનુમંતની, ધન્ય ધન્ય અંજનીકુમાર;
શામાટે તું કોપ કરીને, કરે છે પદપ્રહાર. ૪૫
તું જાણેછે એછે રાક્ષસ, હું નહિતો તેહ;
મૈનાક પર્વત મને માને, આવ્યોછું આણી નેહ. ૪૬
દશરથને ને સમુદ્રને, પહેલી પૂરી પ્રીત;
તેણે મને પાડ ચઢાવી, મોકલિયો રસ રીત. ૪૭
તારે બાપે આગે મને, કીધો છે ઉપકાર;
સાગરમાંહે ઠેલી નાખ્યો, સુરપતિ કરતો પ્રહાર. ૪૮
તે માટે તું મુજ ઉપર ચઢી, વિસામો ખા વીર;
બે વારે કરીને બળિયા, જા તું પેલી તીર. ૪૯
જેમ તું થાક્યો ન થાયે, સુખે જાયે શૂર;
અગાધબોધ આગળ ઉંડું છે, સાગરનું જે પૂર; ૫૦



## કડવું ૨ જું.

### રાગ ગોડી.

વળતો વચન વદે હનુમાન, શું તને ટળી છે સાન;
કોણ સમો વિસામાતણો, શ્રીરામચંદ્રને વિરહ અતિ ઘણો. ૧
કેમ પામે મુજ મન વિશ્રામ, ટળવળતા તજી આવ્યો રામ;

---

૪૧. ઠેસુએ–'ઠેઉએ મારી ચલાવ્યો' પ્ર. ૨–૩–૪. ૪૩. કાંકરે એમ–કાંકરાની પેઠે. હળવે–'અળવે' પ્ર. ૩ જી. ૫૦. અગાધબોધ—જેની ઉંડાઇ જાણવી કઠણ એવું.

જોતા હશે મારી વાટ, કરતા હોશે અતિ ઉચાટ. ૨
સાગરતટ સૂતા છે કપિ, મારૂં નામ રહ્યા છે જપી;
મારે માથે સીતાપતિ, મને થાક ન લાગે રતિ. ૩
વાયુપુત્ર કંઇ થાક્યો થાય, સીતાની શોધ જોવા જાય;
જનકનંદિની કરે વિલાપ, વિરહવેદના અતિ તન તાપ. ૪
જો પર્વત ઉપર ધરૂં હું પાગ, પરાક્રમમાં થાયે તુંજ ભાગ;
કહેશે શોધ લાવ્યા બે મળી, વીસામો ખાઉં જો વળી. ૫
પરો રહે કરીશ પદપ્રહાર, મારે ઉતાવળ છે અપાર;
ઉભો રહું તો લાગે લાજ, એકમના કરવું કાજ. ૬
વચ્ચેથી વેગળો રહે વીર, ખોટી ક્યાં કરે છે ધીર;
તું નથી જાણતો રામની રીસ, કપટી કેરૂં છેદે શીશ. ૭
વળતો વચન વદે મૈનાક, પવનપુત્ર તુજને શો થાક;
વીરા વૃથા ન કીજે પાક, થોડુંએ પણ જમિયે શાક. ૮
વૃથા ન કીજે આસન, મોટા માટે મનાવવું મન;
લગારેક તું મુજને માન, તારે કંઇ ન હોયે હાન. ૯
ક્ષણમાત્ર વિસામો ખાય, સુખે તું લંકામાં જાય;
એટલું હું માગુંછું માન, જાણે દીધું જીવતદાન. ૧૦
હનુમંત ત્યાંથી ચાલ્યો રળી, અડાડી ટચલી આંગળી;
મૈનાકમાર્ગથી પાછો વળ્યો, અંજનીસુત આનંદે પળ્યો. ૧૧
માર્ગમાં એક મળી રાક્ષસી, જાણે એ લેશે ગ્રસી;
વાટ રૂંધીને આડી રહી, હનુમંતે એવી વાણી કહી. ૧૨
રાક્ષસી માર્ગ દે તું મને, નહિતો હું હણીશ તને;
કહે રે તું કપિ છે કોય, મુજથી બીએ નહિ સોય. ૧૩
હુંતો છું રામનો દાસ, શોધ લેવા પ્રેર્યો વિશ્વાસ;

---

૮. વીરા ૪૦—હે વીરા ! અનાયાસે મળી આવેલો પાક (ભોજન) વૃથા ન કીજે (તીરસ્કારથી તજવું નહિ). પણ જો જરૂર ન હોય તો તેને માન આપવાની ખાતર થોડું પણ શાક જમવું. તેજ પ્રમાણે તારે મારો આશ્રય કરીને જવું યોગ્ય છે. ૯. આસન-(મૈનાકરૂપી). મોટા ૪૦—કેમકે નાનાનું મન મનાવવું એ મોટાની રીત છે. 'માટ' પ્ર. ૨ છ. 'મોટા' પ્ર. ૩-૪. ૪૦ હાન—હાનિ.

ઉતાવળું છે મારે કામ, વિરહે કરી વલવલે રામ. ૧૪
કહે તારૂં શું છે નામ, આડી કાં આવીછે આમ;
હું સિંહિકાછું રાહુની માત, ખાઇશ તને કરી હું ધાત. ૧૫
મારા મોંમાં પેશીને જાય, હનુમંતે દશ જોજનની કરી કાય;
સિંહિકાએ મુખ કીધું વિકાશ, હનુમંન થયો યોજન ત્રીશ. ૧૬
સિંહિકાને ચઢી અતિ રીસ, મુખ કીધું જોજન ચાળીશ;
પવનપુત્ર થયો પચાસ, મુખ જોજન સાઠ થયું પ્રકાશ. ૧૭
શીત્તેર જોજન થયો તે શૂર, મુખ એંશી થયું ઉરાઉર;
નેવું જોજન થયો નિરધાર, શતજોજન સિંહિકા થઇ સાર. ૧૮
ભ્રમર જેવડો થયો હનુમાન, મોં માંહે પેઠો નિદાન;
મોકળું મુખ મેલ્યું નવ જાય, પર્વત પ્રાયે પ્રૌઢી કાય. ૧૯
કાળજ કોરીને નિસર્યો, માથે પગ મે'લી પરવર્યો;
સિંહિકા મૃત થઇ પાણીમાં પડી, ચતુર તે ચાલ્યો ચડવડી; ૨૦
વળી એક રાક્ષસી મળી, તે કોણે નવ જાયે કળી;
હનુમંતનો ઓછાંઇયો ગ્રહી, આડી આવી ઊભી રહી. ૨૧
રોકી રાખ્યો હનુમંત વીર, ખીલો જેમ શોભે કો સ્થિર;
આજ આવ્યો મારે આહાર, ગાઢે નાદ કર્યો નિરધાર. ૨૨
બિહામણી દીસે વિકરાળ, ગુફા જેવડું વદન વિશાળ;
હનુમંત કહેછે છે તું કોય, રૂંધી શે રાખેછે સોય. ૨૩
સુરસા એવું મારૂં નામ, મીટે પડયાને મારૂં હામ;
હું પાધર દેવી લંકા તણી, મને રીસ ચઢીછે ઘણી. ૨૪
તું કોણ આવ્યો ક્યાંથકી, સુરસાએ વાણી બકી;
સીતાની જોવાને શુધ, મોકલિયો રામે બળબુધ. ૨૫
દૈવે મને મોકલ્યું ભક્ષ, વાંચ્છિતો તું મળ્યો સમક્ષ;
મારૂં લેઇ શકે નહિ નામ, મને રાખે સીતારમ. ૨૬
પરી રહે તું પાપિણી, નહિ તો હવણાં નાખું હણી;
મારા મોંમાં પેશી નિસરે, તે તો મુજથકી ઉગરે. ૨૭
હનુમંત થયો ત્યાં દશ જોજન, વીશ તેનું થયું વદન;
હનુમંત ત્યારે થયો ત્રીસ, સુરસા તે થઇ ચાળીશ. ૨૮

૨૧. ઓછાંઇયો--પરછાયો. 'ઉછોઇયો' પ્ર. ૧—૪. ૨૪ મીટે—દ્રષ્ટિએ. ૨૬. વાંચ્છિતો—ઇચ્છેલો.

હનુમંત થયો જોજન પચાસ, જોજન સાઠ થઇ ઉલ્લાસ;
શીત્તેર જોજન થયો હનુમાન, તે એંશી થઈ તેણે સ્થાન. ૨૯
નેવું જોજન થયો તે નાટ, શત જોજન સુરસા મુખવાટ;
પછી પેઠો સૂક્ષ્મ થઇ, નિસરીયો કાળજ ગ્રહી. ૩૦
મહા પાપિણી પામી મરણ, ચાલ્યો મસ્તક દેઈ ચરણ;
સાગરમાંહે સુરસા પડી, ચંચળ તે ચાલ્યો ચડવડી. ૩૧
સુવિલાચળ પર્વત છે પ્રૌઢ, શત જોજન ઉંચો અતિ ગૂઢ;
લંકા સામો સાગરતીર, તે ઉપર ચઢી બેઠો વીર. ૩૨
પ્રાતઃકાળે કર્યું પ્રયાણ, પહોંચ્યો પણ આથમતે ભાણ;
લંકામાંહે રાક્ષસ ઘણા, દીસેછે અતિ બીહામણા. ૩૩
માંહોમાંહે કરેછે વાદ, અતિ દારૂણ કાઢે નાદ;
ઉઘાડે શિર ઉજાતા જાય, ભયંકર ભાસે છે કાય. ૩૪
હનુમંત દેખી થયો દિગ્મૂઢ, ત્રાહ્ય ત્રાહ્ય ગરૂડારૂઢ;
લંકામાં ક્યમ કરીશ પ્રવેશ, અંતરગત અતિ પામ્યો ક્લેશ. ૩૫
રાક્ષસ મુજને મારી ખાય, સીતા સમીપે કેમ જવાય;
જો થાય રાવણને જાણ, મારીને લે મારા પ્રાણ. ૩૬
એ દુઃખ કોને કહું, સેનાની સંખ્યા નવ લહું;
ત્રાહ્ય ત્રાહ્ય રે સીતાપત્ય. મને નથી સૂઝતી મત્ય. ૩૭
ક્યાં જાઉં ને ક્યમ કરૂં, માંહે પેસું તોયે મરૂં;
એવો મનમાં કરે વિચાર, પ્રવેશ કરવાને તેણીવાર. ૩૮
ત્યારે ભ્રમરતણું ધર્યું શરીર, લંકામાંહે પેઠો વીર;
મોઢે કરે તે ગાયન, જોયું મહોદરતણું ભુવન. ૩૯
મણિમય મેહેલ માળિયાં ગોખ, જોતાં જેમાં નહિ દોષ;
મહાપાર્શ્વને મંદિર ગયો, દેખી અતિ આચરજ થયો. ૪૦
હીરા માણેક જડ્યાં જતન, ઠામ ઠામ ઝળકે રતન;
કુંભકર્ણના જોયા આવાસ, જાણે એ શું ગિરિકૈલાસ. ૪૧
ભુવન ગયો ભાસ્કરતણે, નિરખતો હવો નેહ ઘણે;
ધસ પ્રધસના જોયા મહોલ, રચના રંગ અતિ રાતાચોળ. ૪૨
ધસ પ્રધસતણાં જે ધામ, અવલોક્યાં અતિ અભિરામ;
વજ્રદંષ્ટ્રનાં મેહેલ માળિયાં, જોયાં જે જડિત જાળિયાં. ૪૩

વિદ્યુજ્જિહ્વતણું સદન, નિર્ખતાં મોહ પામ્યો મન;
શુકસારણને મંદિર ગયો, દેખીને તે અચરજ થયો. ૪૪
જાંબુમાલિનું જોતાં ગેહ, અંતરગત ઉપજે નેહ;
વિદ્યુન્માલિનું ઘર જોય, તેની તુલના કીજે કોય. ૪૫
મણિમય મંદિર માલિતણું, અવલોક્યું સોહામણું;
સુમાલિનું સુંદર ધામ, જોતાં પહોંચે હૈયાની હામ. ૪૬
માલ્યવાનનું મંદિર જેહ, નિરખ્યું મન આણીને નેહ;
જ્યાં રહેતા સુકેશ વિદ્યુતકેશ, તે જોવાને કર્યો પ્રવેશ. ૪૭
પ્રહસ્તતણી છે પ્રૌઢી પોળ, કનક કાંગરા ઓળાઓળ;
બિડાલાક્ષ અને મકરાક્ષ, વિરૂપાક્ષ અને કરૂપાક્ષ. ૪૮
વક્રાક્ષ અને યૂપાક્ષ, જેનાં ઘર જોતાં મન દે સાક્ષ;
યજ્ઞકોપ અને યજ્ઞકેત, વજ્રમુષ્ટિનું ઘર જોયું હેત. ૪૯
અતિકાયનું અતિ અભિરામ, નિરખ્યું નેહ ધરીને ધામ;
દેવાંતક નરાંતકનાં જેહ; માંહે પેસીને જોયાં ગ્રેહ. ૫૦



## કડવું ૩ જું.

### રાગ દોહરી.

અક્ષયકુંવરને મંદિર આવ્યો, ઉંચો અતિ અવાસ જી;
મણિમય મંદિર જ્યાં છે, સૂર્ય કોટિ પ્રકાશ જી. ૧
ત્રિશિરતણું તો ભુવન જોયું, દેખી મોહે મન જી;
પછી ચતુર ચાલી આવ્યો, ઇંદ્રજિતને સદન જી. ૨
સુલોચના સુંદરી સંઘાતે, કરે વિવિધ વિનોદ જી;
હરિણનયની હાસ્ય કરેછે, મન ધરીને મોદ જી. ૩
મંદિર કુંભકર્ણને આવ્યો, શ્વાસે પરો ઠેલાય જી;
આઘો આકર્ષીને અતિશે, તાણ્યા વિના તણાય જી. ૪
પરાણે તે પવનમાંથી, નીસરિયો નિર્ધાર જી;
મસ્તકની શાખા ફરી આવ્યો, જોવાને તેણી વાર જી. ૫

:૪૯. હેત—હેતથી. ૪. શ્વાસે—(કેમકે તે ઉંઘતો હતો, તેથી તેનો શ્વાસોચ્છ્વાસ લાંબો ચાલતો હતો). ૫. મસ્તકની ઇ૦—'મુસ્તકનાં પાસાં ફરી આવ્યો' પ્ર. ૨ જી.

જનકનંદિની ત્યાં નવ દીઠી, સબળ પામિયો શોક જી;
સીતાજીને જોયા પાખે, જાણે જીવિત ફોક જી. ૬
વિભીષણને ઘેર ચાલી આવ્યો, સીતાને જોવા કાજ જી;
સરમા સ્ત્રી આગળ ઉભી છે, જાણે મૂર્ત્તિવંતી લાજ જી. ૭
સુંદરી તું શાને કરે છે, હાવભાવ બહુ ભેદ જી;
મારૂં મન રાઘવને ચરણે, રહ્યું છે નિર્વેદ જી. ૮
રાઘવજી છે કમળલોચન, ઇંદિવર ઘનસ્યામજી;
મને અતિશે વલ્લભ છે, સીતાપતિનું નામ જી. ૯
રામચંદ્રજી અહીં આવશે, તો હું જાઇશ શરણ જી;
મરણ લગે મૂકીશ નહિ, શ્રી રામચંદ્રના ચરણ જી. ૧૦
ભક્ત જોઇને વિભીષણને, હનુમંત થયો પ્રસન્ન જી;
ભલે આજ હું અહીં આવ્યો, જીવિત મારૂં ધન્ય જી. ૧૧
આટલે ઘર મેં અટન કર્યું ત્યાં, પામ્યો અતિ પરિતાપ જી;
જાણ્યું અહીં હું ક્યાંથી આવ્યો, મારે પોતે પાપ જી. ૧૨
અહીં આવે હોલાણી રે, દાઝ મારા મનની જી;
ત્રણ તાપને ટાળે તતક્ષણ, સંગત હરિનાજનની જી. ૧૩
ત્યાંથકી તે ચાલીને આવ્યો, જ્યાં છે પુષ્પકવિમાન જી;
દેખીને દિગ્મૂઢ થયો રે, આ તો પરમનિદાન જી. ૧૪
સિંહાસન ચઢીને બેઠો, રંગભેર તે રાચી જી;
સૂતો ને લોટ્યો તે માંહે, નેહ ધરીને નાચી જી. ૧૫
ભલે રાજા તેં કીધું, જનકસુતાનું હરણ જી;
શોધ જોવા હું ભલે મોકલ્યો, સ્વામી અશરણશરણ જી. ૧૬
નહિતર હું આવું ક્યાં દેખત, દેવને દુર્લભ જેહ જી;
વાનરવપુ પામીને પામ્યો, અતિ અનુપમ એહ જી. ૧૭
ક્ષણમાત્ર ત્યાં રહી ચાલ્યો, જોવા રાવણધામ જી;
જાણે શું સાચા સાવજ છે, જે કીધાં છે ચિત્રામ જી. ૧૮
સપ્તપોળ સુંદર આગળ છે, ત્યાં ઉભા છે પ્રતિહાર જી;
પ્રવાળીની પાણ લાકડી, જાણે રાજકુમાર જી. ૧૯

---

૧૮. જાણે ઇ૦–જે સાવજ (પ્રાણી) ચિત્રામણમાં કીધાં છે તે જાણે સાચાં હોય તેવાં દેખાય છે. ૧૯. પાણ–પાણિમાં–હાથમાં.

તે પોળ સાતે પેખીને, રાજસભામાં આવ્યો જી;
અંતરગત આશ્ચર્ય પામ્યો, જાણ્યું હું હવે ફાવ્યો જી. ૨૦
સિંહાસન સોનાનું સુંદર, મણિ જડ્યું મહા દેખી જી;
સાચું કે સોણું લાધ્યું છે, અંતર એવું લેખી જી. ૨૧
મણિ જડયા છે સ્થંભ મનોહર, કુંભી કનકની સોહે જી;
મદરે રત્ન જડયાં પેખીને, મનમથના મન મોહે જી. ૨૨
પંચ પીરોઝા ને પરવાળા, હીરા માણેક ઝળકે જી;
સૂર્યકાન્ત ચંદ્રમણિકાન્ત મણિ, મુક્તામાળા લળકે જી. ૨૩
પાથરણાં બહુ પાથર્યાં છે, ગલિચા શેત્રંજી જી;
પોપટની પાટુ પાથરી છે, અમર રહે મનરંજી જી. ૨૪
કદૈ ને મખમળ મનોહર, કનકતણા માંહે તાર જી;
રાક્ષસ બહુ બેઠાછે સભામાં, આપ આપણે અધિકાર જી. ૨૫
રાજસભા અવલોકી આખી, સુધર્મા શું પોસાય જી;
બ્રહ્માની સભાથી અધિકી, બંદીજન ગુણ ગાય જી. ૨૬
સભા આખી અવલોકીને, હયશાળા જઇ જોય જી;
અશ્વ દીઠા અનેક જાતના, ઉચ્ચૈઃશ્રવા સમ સોય જી. ૨૭
અશ્વમેધ કરવાના ઘોડા, પાણીપંથા પ્રૌઢ જી;
પીળા ધોળા રાતા કાળા, નીલા જે ગતિગૂઢ જી. ૨૮
શુકરવરણા મયૂરવરણા, તીતરવરણા ઘોડા જી;
સ્વર્ગ મૃત્યુ પાતાળે વિચરે, થાકે એવા થોડા જી. ૨૯
હયશાળા નિરખીને આવ્યો, જ્યાં મોટા માતંગ જી;
પર્વત પાખે પ્રૌઢા દીસે, જાણે દંતૂસળ ગિરિનાં શૃંગ જી. ૩૦
ફાટી પટા ઝરે બે પાસે, જાણે શું નીરઝર્ણ જી;
જાણે ગિરિને ધાત વહે છે, કુંભસ્થળ રંગ્યું રૂડેવર્ણ જી. ૩૧
ગજશાળા જોઇને આવ્યો, જ્યાં રૂડા છે રથ જી;
કનકતણા તે મણિ જડ્યા છે, સંચરવા સમરથ જી. ૩૨
બળદ બહુ બાંધ્યા છે સુંદર, પરમ મનોહર પોઠી જી;

---

૨૨. મદરે–મદલે. ૨૪. પાટુ–કદૈ. ૨૭. ઉચ્ચૈઃશ્રવા–સમુદ્રમાંથી નીકળેલું અશ્વ રૂપી રત્ન. (ઊંચા કાનવાળો–ઘોડો). ૩૧. ફાટી૦–કપોલની બે પાસે ફાટીને તેમાંથી મદના પટા (રેલા) ઝરેછે. ધાત–ધાતુ (ગેરૂ વગેરે).

હાથણી ભરડીને ભરી છે, કનકતણી તો કોડી જી. ૩૩
અનેક આગળ આખા ઉભા, સામસામા કરી શૃંગ જી;
પાડાનો પણ પાર ન આવે, અંજન સરખાં અંગ જી. ૩૪
મહિષી બહુ બાંધી છે દૂઝણી, અને દૂઝણી ગાય જી;
વાછરડાં નાચે છે નાનાં, પાડાં ધાવવા ધાય જી. ૩૫
સોનાની સાંકળે બાંધ્યા, વઢવાના જે ઘેટા જી;
પતીરી છે પરમ મનોહર, જાણે તે તો ટેટા જી. ૩૬
વેસર ને રોઝ બાંધ્યાં છે, ખડ્ગને તો હરણ જી;
ચિતરા કૂતરા વાઘ બાંધ્યાં છે, જેના વારૂ વરણ જી. ૩૭
હંસ મોર ને કાબર કોયલ, શકરાને તો શુક જી;
કુહી ને બુલબુલ બોલે છે, જેના રાગ અતિ રૂડા જી. ૩૮
પાકશાળા પાસે આવ્યો, જ્યાં અસ્થિતણા અંબાર જી;
શૃંગતણા પર્વત મોટા છે, ચર્મતણો નહિ પાર જી. ૩૯
શોણિતની સરિતા ચાલેછે, પરમ વહે છે પૂર જી;
પશુબંધ બાંધ્યા છે પાસે, વિડાર્યાં છે ઉર જી. ૪૦
એક વાટે છે એક ખાંડે છે, કેસર ને કપૂર જી;
એક પાસે રહી મેળાવે છે, નાનાવિધનાં ચૂર જી. ૪૧
ઘૃત પકવાન નાનાવિધનાં, સાકરમય શ્રીકાર જી;
અન્ન અનેકપેરનાં રાંધ્યાં, અનુપમ અપાર જી. ૪૨
શાક નાના વિધનાં નીપન્યાં, કઢી પાપડ પૂરણ જી;
રાયતાં વડાં વેઢમી, અને સુંદર સૂરણ જી. ૪૩
પાકશાળા માંહે સુંદર, કણતણા કોઠાર જી;
આગળ જાતાં અતિ અનુપમ, ભર્યા છે ભંડાર જી. ૪૪
ઓરડા ઓસરી ઓપે અનુપમ, રસોડાં ગોઝાર જી;
આડી અવળી શાણગારી સુંદર, દીઠે નાની નાર જી. ૪૫
મણિનો એક કોરી કાઢ્યો છે, ઓરડો અનુપ જી;
મહામોટા મનોહર છે, જાણિયે શું જૂપ જી. ૪૬
હાથીના દંતુસળનાં, ઉપળાં છે ઈસ જી;

૩૪. અંજન—કાજળ ૩૬. પતીરી—(?) ૩૭. વેસર—ખચ્ચર. ખડ્ગ—ગેંડો. ૩૮. કુહી—કૂકડો(?) ૪૧. ચુર—ચૂર્ણ (લોટ, વેસણ વગેરે).

વિશ્વકર્માએ કરે કોરી ઘડયાં છે, નામીને તો શીશ જી. ૪૭
સોનાની પાટે મઢ્યો છે, જડ્યો છે તે જતન જી;
પાયા પ્રૌઢા પરમ મનોહર, ઝળકે છે બહુ રત્ન જી. ૪૮
છત્રીના દાંડા દીપે છે, પરવાળીના પર્મ જી;
છત્રી ઉપર કનકકળશ છે, મણિજડયા મહા મર્મ જી. ૪૯
હીરદોરીએ ઢોલિયો, ભલીપેરે ભરિયો જી;
તળાઇ હાસરૂના રૂની, પેરેશુ પાથરિયો જી. ૫૦

---

## કડવું ૪ થું

### જીતમાન.

ઉજળી પછેડી ઉપર પાથરી, જાણે દૂધનું ફીણ જી;
ઓશીસાં ને ગાલમશરિયાં, ચાકળા જાણે જીણુ જી. ૧
અંજનાચળ પર્વત જેવો, સૂતો છે શ્યામળવાન જી;
દશે મસ્તકે મૂકુટ ધર્યા છે, કુંડળ ઝળકે કાન જી. ૨
વીશે ભુજ ભોગળ સરખા છે, બાજુબંધ બેરખા પાણ જી;
પોંચી ફૂમતાં મુદ્રિકા મનોહર, સોહે આંગળિએ જાણ જી. ૩
ફૂલ પાથર્યાં છે શય્યાએ, કંઠ કુસુમની માળ જી;
ગવાક્ષ ગવાક્ષ જે રત્ન જડયાં છે, થઈ રહ્યાં છે ઝાકઝમાળ જી. ૪
સહસ્ત્ર સુંદરી સેવા કરેછે, દેવકન્યા છે કોય જી;
જક્ષકન્યા કિન્નરિયો, શિરોમણિ છે સોય જી. ૫
વિદ્યાધરની કન્યા સુંદર, દૈત્યરાજની અનેક જી;
અપ્સરા આગળ નાચે છે, જાણે વિવિધ વિવેક જી. ૬
એક વીણા એક તાલ ધરેછે, એક આલાપે છે રાગ જી;
ચંગ મૃદંગ ઉપંગ વાંસળી, સુણી મોહે શુક પિક નાગ જી. ૭
એક ઉભી ગાથા ગાય છે, એક કહે કવિત જી;
દુહા માહા પ્રમાહા, સંગીત સાહિત્ય સહિત જી. ૮
એક પાન બીડી ધરી રહી છે, પાનપાત્ર એકને પાણ જી;

---

૫૦. ભલીપરે–'વારુ પેરે' પ્ર. ૪ થી. હાસરૂ–શીમળો (?) ૧. જીણુ (?)
૪. ગવાક્ષ–જાળિયું. 'શાખ શાખે' પ્ર. ૧–૨.

એક સીસો સાહી રહી છે, કનકકુંભ એક પાણ જી. ૯
સોનાના શોણિતે ભર્યા છે, તે ધર્યા છે ટાઢે જી;
એક આલિંગન દેઇ સૂતી છે, ભુજપટ ભીંડી ગાઢે જી. ૧૦
બે પાસા બે ચમર કરેછે, વીંજણે ઉભી વાય જી;
સ્તને કરી તળાંસે છે, એક પદ્મિની પાયજી. ૧૧
એક પડી પડી પાગ પ્રેમે દે છે, એક કરેછે ચુંબન જી;
એક કર કામિનીને કુચે છે, એકનાં ચુંબે લોચન જી. ૧૨
એક માળા ગુંથી લાવી છે, એક ચંદન ચરચે અંગ જી;
એક માદક વસ્તુ લેઇ ઉભી છે, રમતાં લાગે રંગ જી. ૧૩
વસ્ત્ર લેઈ ઉભી છે કો એક, કો એક ગ્રહી શૃંગાર જી;
કો કટાક્ષ કરી રહી છે સામી, કો કરાવેછે આહાર જી. ૧૪
ભક્ષ ભોજન લેઇજ ઓસરે, ખટરસ જે પકવાન જી;
અથાણાં ને શાક સઘળાં, માંસ વિવિધ પેરે ધાન્ય જી. ૧૫
એક મોઢે ઉચ્ચે છે ને, એક કરેછે હાસ્ય જી;
એક મોઢે અપરાધીનો, કરાવે છેનાશ જી. ૧૬
એક મોઢે ગાન કરેછે, એક મોઢે કરે વાત જી;
એક મોઢે હુંકારો દે છે, સુંદરીને સાક્ષાત જી. ૧૭
એક કૌતુક કરેછે કોટિક, જેમ ઘણી હાથણી શુ હાથી જી;
કામદેવ કરજોડી કરગરે, જે વશ કીધા છે નાથી જી. ૧૮
વસંતવાસ્યો છે વાડીમાં, મળિયાચળનો વાય જી;
કુસુમને લીધે આવેછે, જાણે વધાવેછે રાય જી. ૧૯
વર્ણન કરી શકે નહિ કવિ કો, જો શેષ સરખો હોય જી;
વરૂણ તો વારિ સિંચેછે, ઇંદુ અમૃત સિંચે સોય જી. ૨૦
નવ પલ્લવ વાડી સામી છે, વનસ્પતિ ભાર અઢાર જી;
શુકપિક સારસ મોર મધુકર, નાદ કરે નિરધાર જી. ૨૧
શ્યામા સઘળી સેવા કરેછે, એને ઉપમા અનેક જી;
તુલના કીજે તે કો છે નહિ, વિવિધ પેર વિવેક જી. ૨૨
હર્યું મન હોયે તેમ હનુમંત, દેખી થયો દિગ્મૂઢ જી;

---

૯. પાનપાત્ર–મદ્ય પીવાનો પ્યાલો. ૧૩. માદક–મદ કરે એવી. ૧૫. ઓસરે–ચાસરે પ્ર. ૧ લી. ૨૦. વારિ–'ક્યારા' પ્ર. ૪ થી.

ધન્યધન્ય રે રાવણ રાણા, પોઢ્યો છે અતિ પ્રોઢ જી. ૨૩
આવું મેં કાંઈ નયને ન નિરખ્યું, ને સુણ્યું નહિ કાન જી;
હવો નથી ને હશે નહિ આગળ, રાજા તુજ સમાન જી. ૨૪
વૈભવ કોટિ ઈંદ્રથી અધિકો, કશો ન દીસે વાંક જી;
સઘળે ગુણે સંપુરણ તે, વાળીને આંડો આંક જી. ૨૫
તું જેવો વેરી ઘટે રામને, તારે ત્યાં ત્યમ રામ જી;
તેની તો તુલના નવ કીજે, નિર્મળ જેનું નામ જી. ૨૬
હું ધન્ય જે આવ્યો અહીંઆં, આવું દેખત ક્યાંય જી;
ધન્ય રામ જે શોધ લેવાને, મોકલિયો હું આંય જી. ૨૭
ધન્ય સીતા જે તારૂં કીધું, રાવણે તે હરણ જી;
ધન્ય રાવણ જે રામને હાથે, તું તો પામીશ મરણ જી. ૨૮
પણ એક ચિંતા છે મોટી, દાઝે મારૂં મન જી;
હવણાં પ્રાણ તજું હું મારા, કરૂં આત્મ કદન જી. ૨૯
જદ્યપિ જો એ સીતા હોયે, જે દેઈ સૂતી આલિંગન જી;
જેટલા ગુણ કહ્યાતા રામે, જેવું કહ્યું તન જી. ૩૦
આટલાથી કો અધિક નથી રે, રૂપે રંગે તેજે જી;
વયે વપુએ વિનય વિવેકે, હૈયા માંહે હેજે જી. ૩૧
સીતાના સરખા ગુણ એમાં, રખે સીતા હોય જી;
સીતા એમ કરે નહિ કહિયાં, વળી વિમાસી જોય જી. ૩૨
હા હા એમ સીતા હોશો મા, સતીતણો નહિ ધર્મ જી;
પ્રાણ તજે પણ કહીંએ ન કરે, સીતા કૂડું કર્મ જી. ૩૩
જદ્યપિ આદિત્ય ટાઢો થાયે, ઈંદુ ઊનો થાય જી;
પવન તો ચંચળતા મેલે, હિમાચળ હીંડી જાય જી. ૩૪
તોયે સીતા સત્ય ન ચૂકે, જો મૂકે મર્યાદા સિંધુ જી;
તેને ચિત્તે બીજો ક્યમ આવે, જેને વા'લા શ્રી દીનબંધુ જી. ૩૫
ચિંતામણિનો ત્યાગ કરી કો, કાચ કોટે બાંધે જી;
પંચામૃતને પરહરી કો, કાંગ કોદરા રાંધે જી. ૩૬
સિંહણી કદી શિયાળ સંઘાતે, ફરવા હીંડે સંગ જી;
બીજો રંગ ચઢે નહિ ઉપર, જ્યાં લાગ્યો રામનો રંગ જી. ૩૭

---

૨૩. હર્યું–હેર્યું. પ્ર. ૩ જી. હરૂં પ્ર. ૧–૪.

શકે તો મંદોદરી રે, રાવણની જે નાર જી;
જનકનંદિની ન હોય કંઇએ, એ મન વાત વિચાર જી. ૩૮
તે તો દેહ દુર્બળી છે, છારી વળી છે એહ જી;
દીન દામણી બંધ પડી છે, આંખે આંસુ મેહ જી. ૩૯
વિરહે કરીને વેધાણી છે, કરમાણી છે કાય જી;
જેમ હિમે કરી કમળિની, વિના રાઘવરાય જી. ૪૦
આ તો આલિંગન ભીડીને, સૂતી છે સુખ સેજ જી;
એ તો જનકનંદિની ન હોયે, મંદોદરી એ એજ જી. ૪૧
ત્યાં થકી વળ્યો તે પાછો જોઇ ત્રણે શૃંગ જી;
મંદિર મેહેલ માળિયાં જોયાં, જેણે જડિયાં નંગ જી. ૪૨
પછે વાડી વન અવલોક્યાં, ઉપવન ને ઉદ્યાન જી;
અશોક વનમાં એવે આવ્યો, જોતો ફરી હનુમાન જી. ૪૩
શિંશપાના વૃક્ષ ઉપર, બેઠો જઇને બળવાન જી;
સીતાની શોધ લેવાને આવ્યો, એવું મન અભિમાન જી. ૪૪
ઉંચું સામું અવલોકેછે, દીસેછે અતિ દૂર જી;
અહંકાર રૂપી ખીલો જે માથે, ચઢ્યો તે જઇ અડ્યોઉર જી.૪૫
ત્યાં લગે કો સાધુ ન દીસે, જ્યાં લગે ન નામે શીશ જી;
હું મારૂં મે'લે નહિ રે, આપોપું માને ઇશ જી. ૪૬
પછે ત્યાં પસ્તાણો પોતે, જનકનંદિની જેહ જી;
શા માટે દર્શન દે મુજને, અધિકારી નહિ એહ જી. ૪૭
હું વાનરો અલ્પ બાપડો, જનકસુતા જગતની માત જી;
તેની શોધ હું લેવા આવ્યો, એ અતિ મોટી વાત જી. ૪૮
નાનો કો એક મોઢું માંડે, તે ચઢે નહિ શરાડે જી;
પછે લોકમાં થાય હસારત, ભુંડો ધાલે ભાડે જી. ૪૯
દેવતણું કારજ કરવાને, પ્રકટ્યા પરમાનંદ જી;
હું ભૂર ભૂલ્યો ભાગ્યમાં, જેમ અંધ ન દેખે ચંદ જી. ૫૦

---

૪૦. કમળિની-કમળનો છોડ. ૪૪. શિંશપાના-શીશમના. 'સાસોળિ-ના' પ્ર. ૩-૪. ૪૯. ભુંડો ૪૦-૫૦. ભૂલ્યો-'ભલું' પ્ર. ૪ થી.

## કડવું ૫ મું

### રાગ રામગ્રી.

વળી વળી વાનર કરે વિચાર જી, હું મિથ્યા મનમાં ધરૂં અહંકાર જી. ૧

ઢાળ.

હું મિથ્યા મન અહંકાર કરૂં, ને અહીં કયમ આવ્યું જાય;
કૃપા કરે રઘુનાથ જી તો, કારજ સિદ્ધજ થાય. ૨
જાનકી જો દર્શન દે, ધરી કરૂણા મન;
તો શ્રમ મારો સાચો થાયે, જો કરૂં અવલોકન. ૩
અભિમાન સઘળું ગયું, હનુમાન થયો નિશ્વાસ;
અવલોકવું કાંઇ રહ્યું નથી, તો કરૂં મિથ્યા આશ. ૪
એમ કહી નીચું નિરખિયું, બેઠાં દીઠાં સીતા માત;
આગળ પાછળ રાક્ષસી, બેઠી છે અસંખ્યાત. ૫
એક જટાને દ્વિજટા, ત્રિજટા તો ત્યાંહે;
પંચ જટા એક પાપિણી, દારૂણ દીસે દેહે. ૬
ઘસા પ્રઘસા ને લંબકરણી, તેના એવા કાન;
એક પાથરે એક ઓઢી સૂએ, વસ્ત્ર વિહોણી નિદાન. ૭
તુંડા મુંડા જભા વજ્રા, સરમા નામે સાર;
કરાળી વિકાળી વિરૂપાક્ષી, સહી કરે સંહાર. ૮
કાળી આળી ને સુંઢાળી, કંકાળી છે કોય;
કર્કશ સરખી કારમી, કઠણ કાયા હોય. ૯
દંત લાંબા ને મુખ મોકળાં, જાણે જમસદનની વાટ;
કાતી ખપ્પર ગ્રહી જાણે, વાળવા રહી દાટ. ૧૦
ઉંચી એક આકાશ આંબે, કબંધ દીસે ક્રૂર;
વાંસે મોઢું તેહને, કરડીને કરે ચૂર. ૧૧
માંજારી કો કૂતરી, આમિષ કરવા આહાર;
સીંચાણી કો સારસી, વ્યાઘ્રી વપુ વિસ્તાર. ૧૨
પેટ મોટું પગ ટુંકા, અત્યંત લાંબા હાથ;

---

૪. નિશ્વાસ–'નિરાશ' જોઇએ. ૮. તુંડા ઇ૦–તુંડા ભુંડા રંભા–પ્ર. ૩ જી. ૯. કર્કશ સરખી–કટક સરખી. પ્ર. ૩ જી. ૧૧. કબંધ–ધડ.

ખાઉં ખાઉં ખાંતે કહેતી, ભરવા આવે બાથ. ૧૩
એવી અસંખ્યાત રાક્ષસી, બીવરાવવા કાજ;
રાવણે તે મૂકી છે, કો રાખશો મા લાજ. ૧૪
કરડીને કરો કડકા, જો રામનું લે નામ;
મનુષ્યને તો નિભ્રંછી, મારા ગાઓ ગુણગ્રામ. ૧૫
એક સરમા ને ત્રિજટા, બે પાસા બેઠી બેહ;
સીતાને તો ધીરજ દેવા, રખે છાંડે દેહ. ૧૬
કાપો કરડો છીનો છોલો, એવાં કઠણ કહે કથન;
જાનકી અતિ ત્રાસ પામીને, કરે છે રૂદન. ૧૭
દેહ છે અતિ દુર્બળી, બેઠી નીચું જોય;
જંઘાએ સ્તન ઢાંકીને બેઠી છે, જેમ ન દેખે કોય. ૧૮
અંગુઠે કરી ભૂ ખણેછે, મૂકે છે નિશ્વાસ;
મલિન હીન અને ક્ષીણ થઈ છે, પામી છે તન ત્રાસ. ૧૯
એવી દીઠી જાનકી, હનુમાન કરે આક્રંદ;
હા! હા! હું અહીં શીદ આવ્યો, અભાગિયો મહામંદ! ૨૦
હૈયું તો ફાટે નહિ ને, થયું છે પાષાણ;
નીસરી શે નથી જાતો, પાપી મારો પ્રાણ. ૨૧
બોલી શકાયે નહિ, રહી નવ શકાય;
હા! હા! હવે હું મંદભાગી, કષ્ટ કહ્યું ન જાય! ૨૨
જે સ્વામીની નિંદા કરેછે, હું સાંભળુંછું કાન;
હણી હું શકતો નથી, તો કોણ મૂર્ખ મુજસમાન. ૨૩
આપોપું અંગ લપાવીને, પાંદડામાં વચલી ડાળ;
છાનોમાનો છપી રહ્યો છે, હનુમાન તે તતકાળ. ૨૪
એ કથા રહી એટલે, જાગિયો રાવણ રાય;
સીતા તેને સાંભરી, નિરખવાને જાય. ૨૫
મોડેશુ મંદોદરી, જાગે નહિ તો જેમ;
પેર કરીને પરવર્યો, આતુર અતિશે તેમ. ૨૬
સહસ્ત્ર સાથે સુંદરી, સજે સર્વ શણગાર;
દીવી કર સોનાતણી, તે નીસર્યો નિરધાર. ૨૭
ઉઘાડો ને અતિ આકળો, ભયંકર મહારૂપ;

---

૧૫. નિભ્રંછી–નિંદી. 'નિભ્રં છો' પ્ર. ૪ થી. ૨૬. મોડે—'મોટે' પ્ર. ૨–૩.

# કડવું ૫ મું

## રાગ રામગ્રી.

વળી વળી વાનર કરે વિચાર જી, હું મિથ્યા મનમાં ધરૂં અહંકાર જી. ૧

### ઢાળ.

હું મિથ્યા મન અહંકાર કરૂં, ને અહીં કયમ આવ્યું જાય;
કૃપા કરે રઘુનાથ જી તો, કારજ સિદ્ધજ થાય. ૨
જાનકી જો દર્શન દે, ધરી કરૂણા મન;
તો શ્રમ મારો સાચો થાયે, જો કરૂં અવલોકન. ૩
અભિમાન સઘળું ગયું, હનુમાન થયો નિશ્વાસ;
અવલોકવું કાંઇ રહ્યું નથી, તો કરૂં મિથ્યા આશ. ૪
એમ કહી નીચું નિરખિયું, બેઠાં દીઠાં સીતા માત;
આગળ પાછળ રાક્ષસી, બેઠી છે અસંખ્યાત. ૫
એક જટાને દ્વિજટા, ત્રિજટા તો ત્યાંહે;
પંચ જટા એક પાપિણી, દારૂણ દીસે દેહે. ૬
ધસા પ્રધસા ને લંબકરણી, તેના એવા કાન;
એક પાથરે એક ઓઢી સૂએ, વસ્ત્ર વિહોણી નિદાન. ૭
તુંડા મુંડા જભા વજા, સરમા નામે સાર;
કરાળી વિકાળી વિરૂપાક્ષી, સહી કરે સંહાર. ૮
કાળી આળી ને સુંઢાળી, કંકાળી છે કોય;
કર્કશ સરખી કારમી, કઠણ કાયા હોય. ૯
દંત લાંબા ને મુખ મોકળાં, જાણે જમસદનની વાટ;
કાતી ખપ્પર ગ્રહી જાણે, વાળવા રહી દાટ. ૧૦
ઉંચી એક આકાશ આંબે, કબંધ દીસે કૂર;
વાંસે મોઢું તેહને, કરડીને કરે ચૂર. ૧૧
માંજારી કો કૂતરી, આમિષ કરવા આહાર;
સીંચાણી કો સારસી, વ્યાઘ્રી વપુ વિસ્તાર. ૧૨
પેટ મોટું પગ ટુંકા, અત્યંત લાંબા હાથ;

---

૪. નિશ્વાસ-'નિરાશ' જોઇએ. ૮. તુંડા ઇ૦-તુંડા ભુંડા રંભા-પ્ર. ૩ જી. ૯. કર્કશ સરખી-કટક સરખી. પ્ર. ૩ જી. ૧૧. કબંધ-ધડ.

ખાઉં ખાઉં ખાંતે કહેતી, ભરવા આવે બાથ. ૧૩
એવી અસંખ્યાત રાક્ષસી, બી'વરાવવા કાજ;
રાવણે તે મૂકી છે, કો રાખશો મા લાજ. ૧૪
કરડીને કરો કડકા, જો રામનું લે નામ;
મનુષ્યને તો નિભ્રંછી, મારા ગાઓ ગુણગ્રામ. ૧૫
એક સરમા ને ત્રિજટા, બે પાસા બેઠી બેહ;
સીતાને તો ધીરજ દેવા, રખે છાંડે દેહ. ૧૬
કાપો કરડો છીનો છોલો, એવાં કઠણ કહે કથન;
જાનકી અતિ ત્રાસ પામીને, કરે છે રૂદન. ૧૭
દેહ છે અતિ દુર્બળી, બેઠી નીચું જોય;
જંઘાએ સ્તન ઢાંકીને બેઠી છે, જેમ ન દેખે કોય. ૧૮
અંગુઠે કરી ભૂ ખણેછે, મૂકે છે નિશ્વાસ;
મલિન હીન અને ક્ષીણ થઈ છે, પામી છે તન ત્રાસ. ૧૯
એવી દીઠી જાનકી, હનુમાન કરે આક્રંદ;
હા! હા! હું અહીં શીદ આવ્યો, અભાગિયો મહામંદ! ૨૦
હૈયું તો ફાટે નહિ ને, થયું છે પાષાણ;
નીસરી શે નથી જાતો, પાપી મારો પ્રાણ. ૨૧
બોલી શકાયે નહિ, રહી નવ શકાય;
હા! હા! હવે હું મંદભાગી, કષ્ટ કહ્યું ન જાય! ૨૨
જે સ્વામીની નિંદા કરેછે, હું સાંભળુંછું કાન;
હણી હું શકતો નથી, તો કોણ મૂર્ખ મુજસમાન. ૨૩
આપોપું અંગ લપાવીને, પાંદડામાં વચલી ડાળ;
છાનોમાનો છપી રહ્યો છે, હનુમાન તે તતકાળ. ૨૪
એ કથા રહી એટલે, જાગિયો રાવણ રાય;
સીતા તેને સાંભરી, નિરખવાને જાય. ૨૫
મોડેશું મંદોદરી, જાગે નહિ તો જેમ;
પેર કરીને પરવર્યો, આતુર અતિશે તેમ. ૨૬
સહસ્ર સાથે સુંદરી, સજે સર્વ શણગાર;
દીવી કર સોનાતણી, તે નીસર્યો નિરધાર. ૨૭
ઉઘાડો ને અતિ આકળો, ભયંકર મહારૂપ;

૧૫. નિભ્રંછી–નિંદી. 'નિભ્રંછો' પ્ર. ૪ થી. ૨૬. મોડે—'મોટે' પ્ર. ૨–૩.

નાદ કરતો પરમ દારુણ, કાળપ્રાયે એકરૂપ. ૨૮

સીતાએ તો સાંભળ્યો, મહાદુષ્ટ કેરો સાદ;
હવે હું તો મરણ પામીશ, ધરીને વિખવાદ. ૨૯

રૂદન કરતી રહે નહિ, થર થર કાંપે કાય;
કમલિની જેમ પાણી પાખે, અને ઝાઝે વાય. ૩૦

ઈમ કરતો આગળ આવ્યો, બોલતો લલિત વચન;
કામિની તું કહે તે કરૂં, જો માને તારૂં મન. ૩૧

મૂઢપણે તું મનુષ્યને, સંભારે કોણ કાજ?
મુજ ઉપર તું માયા કરે તો, સર્વે સોંપું રાજ. ૩૨

તું સર્વસ્વ છે માહરૂં, પ્રાણપ્રાયે પ્રીત;
સનમુખ થઇ સામું જો, એક વાર રૂડી રીત. ૩૩

રાજ્યભ્રષ્ટ રામ તે, અહીં આવી શકે કેમ?
શતજોજન સિંધુ આડો, ખણી ખાઇ જેમ. ૩૪

વિષમ ગઢ લંકાતણો, પેશી ન શકે પવન;
આજ્ઞાવિણ કિરણ ના આવે, દિવાકરના દિન. ૩૫

મે'લ આશા મનુષ્યની, મુજ સાથે મેળવ મોહ;
નહિતર એક આ રાક્ષસી, કરશે તારો દ્રોહ. ૩૬

હું ક્યાં ને રામ ક્યાં, મારે તો દશ શીશ;
તરૂવરની ડાળ સરખા, ભુજ ભલા મારે વીશ. ૩૭

કોણથી નહિ મરણ મારે, દેવ દાનવ યક્ષ;
મનુષ્યનું શું મારવું, જે સ્વભાવે મુજ ભક્ષ. ૩૮

ઉઠીને દે આલિંગન, બેશ આ ઉચ્છંગ;
તું શોક શાને ધરેછે, આણ્ય અતિશે રંગ. ૩૯

શૂર્પણખાએ જે દહાડાનું, લીધું તારૂં નામ;
તહીંનો હું પરવશ થયોછું, કઠે છે અતિ કામ. ૪૦

હું તો તારો સેવક છું, આજ્ઞાકારી દાસ;
આવ મણિમય મંદિરમાંહે, કીજિયે વિવિધ વિલાસ. ૪૧

શે ગુણે તું સંભારે છે, રામ સાથે રંગ;

---

૨૮. કાળપ્રાયે—કાલ સમાન. ૩૩. પ્રાણપ્રાયે—પ્રાણ સમાન. ૪૦ કઠે છે—કટે છે—દુઃખ દે છે.

રાજ્યભ્રષ્ટ હીંડે રડવડતો, વિરહે વ્યાકુળ અંગ. ૪૨
અજગરે ગળ્યો હશે, પી પીને નીઝરણ;
જળોદર વાધ્યું હશે, પામ્યો હશે ત્યાં મરણ. ૪૩
વચન એવાં ઘણાં કહ્યાં, સીતાએ સહ્યાં ન જાય;
હવે હું તો શું કરૂં, ઉપજે નહિ ઉપાય. ૪૪
હૃદય કઠણ કરીને, સીતા વદે વચને;
આમે મારે મરવું છે, તો સાંખું હું શેને ? ૪૫
અરે ભુંડા મંદમતિ, શું કરે આપ વખાણ ?
મૂઢ તારૂં મરણ આવ્યું, રે રે પામર પ્રાણ. ૪૬
સન્નિપાત થયો છે તને, જે લવે છે આળપંપાળ;
વડી વારની સાંખું છું, જે તું દે છે ગાળ. ૪૭
બાળીને હું ભસ્મ કરૂં, જો દેઉં તુંને શાપ;
આમે તારો ઘડો ભરાણો, એટલું થયું છે પાપ. ૪૮
હું છું વિષની વેલડી, રાક્ષસકુળની કાળરાત્ર;
જુએ છે તે નથી અહીંઆં, ઘરસરખી નહિ યાત્ર. ૪૯
વિષ હળાહળ ભર્યું કચોળું, કરે પ્રેમે પાન;
જાણે રહું હું જીવતો, એવો તું અજ્ઞાન. ૫૦

---

## કડવું ૬ ઠું.

### રાગ જીતમાન.

સીતા કહે તને શું થયું છે, વળગ્યું છે ભૂત;
અઘટતું કાં ઉચરે, એ છે અનાદૃત. ૧
કામ તારી કેડે પડ્યો છે, લેવાને પ્રાણ;
તેણે તું વિહ્વળ થયો છે, રે રે મૂઢ અજાણ. ૨
ફટ રે ભુંડા પાપીઆ, ક્યાં ખોળે કાળ;
સિંહણી સાથે શાભણી, આરંભે આળ. ૩

---

૪૩. નીઝરણ—પાણીનાં ઝરણ (નિઝરણ). ૪૫. વચને—'વચન' પ્ર. ૪ થી. શેને—'શન' પ્ર. ૩—૪. ૪૯. જુએ છે ૫૦—જેને તું જુએ છે તે તારા ઘરના સરખી યાત્રા અહીં નથી. ૩. શાભણી—શાના ઉપર—શાથી ?

મૂરખ હોયે તે કરે, અતિ આપ વખાણ;
ફૂલે ફોગટ આગિયો, જ્યાં ઉગે ભાણ. ૪
સાગરમાંહે સાંચર્યો, વચ્ચે રાખ્યું વા'ણ;
ઝંપાપાત જે કો કરે, કોટે બાંધે પા'ણ. ૫
સિંહણી શિયાળશું, કહીંએ કરે કેલ;
થોરને વળગે નહિ, વિદ્રુમની વેલ. ૬
ઘરમાં ઘાલી ઢોલિયો, દેવરાવે બાર;
માંહે તરણ ભરી પાસે, સૂવે મે'લી અંગાર. ૭
કાં વિષધર ચાંપે પૂછડે, સિંહને ચોંકે પરાણે;
પલકમાંહી જઈ પડે, મૂઢ મરણ ન જાણે! ૮
મેરૂ પર્વત ઉપર ચઢી, કરે ઝંપાપાત;
હીંડે હિમાચળ જઇ, મન મરવા વાત. ૯
એ કોણ કુમતિ તને ઉપની, મારૂં કર્યું હરણ;
માથે ચઢાવી આણિયું, મૂર્ત્તિવંતુ મરણ. ૧૦
અરે હું તો શુદ્ધ સાધવી, મારૂં ન ચળે મન;
જો કોટિ ઉપાયજ તું કરે, એ સત્ય વચન. ૧૧
જે રામને ચરણે દૃઢ રહ્યું, વારિ ને જેમ મીન;
અળગું થાતાં તન તજે, તેમ મુજ મન લે'લીન. ૧૨
તેં રામબાણ નથી સાંભળ્યું, તીક્ષણ છે ધાર;
તારાં દશે મસ્તક છેદશે, તે તો એકે વાર. ૧૩
ધનુષ્યે ગેડીદડા દોડાવશે, રામજી તુજ શીશ;
મૂઢપણે નથી જાણતો, રામજીની રીસ. ૧૪
પૂછ રે તું નિજ બેનને, છેદ્યાં નાક ને કાન;
તેણીએ તું પ્રેરિયો, તોએ ન વળી સાન. ૧૫
હું ચૂકી કહેવું રામને, તેનું મુસ્તક છેદત;
જીવત નહિ જો પાપિણી, તને કોણ વચને વેધત. ૧૬
પાપી એક તું મુએ નહિ સરે, થાશે કુળ સંહાર;
તે સૂકા તૃણવત જાણજે, તુંજ ત્યાં અંગાર. ૧૭

---

૬. કેલ (કેલિ)–રમત. ૮. સિંહને ઇ૦–સિંહને પરાણાવતી આર ઘોચે. ૧૪. ધનુષ્યે ઇ૦–'ધનુષ્યે દડા દોટાવશે': પ્ર: ૪ થી.

અરે રામના અવગુણ તું કહે, અતિશે અજ્ઞાન;
હાથી જાએ મલપતો, કેડે ભશે શ્વાન. ૧૮
જો તું તો બળિયો હતો, જ્યારે હુતા રામ;
ત્યારે તું આવ્યો નહિ, તારો ફેડત ઠામ. ૧૯
અરે લક્ષ્મણ છતાં આવ્યો નહિ, જે મારત તુંને;
જે જોગી થઈને આવિયો, હરવાને મુને. ૨૦
શૂર્પણખા નકટી સામી મળી, અપશુકન કરવા;
તું હરવા આવ્યો મને, સામે પગે મરવા. ૨૧
કો રામ વિના બીજો નથી, માને નહિ મંદ;
જેમ અંધ ઉગ્યો જાણે નહિ, કેવો છે ચંદ. ૨૨
અરે આત્મહત્યા ભાગી બીહું, નહિતર તજું પ્રાણ;
આશાએ હું જીવતી, પ્રભુ પુરૂષપુરાણ. ૨૩
હું કાયર નહિ કામિની, છું બળિયાની બાળા;
જો જગત જીત્યું મેં જાણીયું, કંઠ આરોપી માળા. ૨૪
એમ કહીને જાનકી, પાડે છે ચીસ;
લક્ષ્મણજી વારે ચઢો, ઉતારો રીસ! ૨૫
રોતી રહે મૃગલોચની, તારો નહિ વાંક;
સામું જોરે સુંદરી, તારો છું રાંક. ૨૬
મનુષ્ય શું મને હણે, બોલે શા બોલ;
મારે કો બીજું નથી, તારી સમતોલ. ૨૭
આવ્ય મંદિર તું માહરે, પૂર એટલી આશ;
આજો જાણી આવિયો, મુજને વિશ્વાસ. ૨૮
મયા કરે રે મને, જો હું આવ્યો શરણ;
જો તુજને પામીશ નહિ, તો પામીશ મરણ. ૨૯
સીતા કહે સાચું કહું, મરણનું એ મૂળ;
પેટ મસળીને પાપીઆ, તેંજ ઉપાડયું શૂળ. ૩૦
હું સોનાની પાળી સરખી, તેં ઘાલી પેટ;
તું બીજે ઉપાયે મુઓ નહિ, મરવું જો નેટ. ૩૧
તારાં મસ્તકને કાગડા, શૂકર ને શ્વાન;

૨૬. રોતી રહે ઈ.—(રાવણ વાક્ય). ૨૮. આજો—આંઝો પ્ર. ૨ જી.

થાંચે કરી થચોળશે, મિથ્યા કરે માન. ૩૨
કેશે સાહી કામિની, કરતી કલ્પાંત;
ઘશ ના'વું હું કોઇને, જો આવે અંત. ૩૩
અલગો રહે રે પાપિયા, હમણાં હું બાળું;
સત્ય જાય જો માહરૂં, તાહરૂં મોં કાળું. ૩૪
હા હા કિંકરી હું કોતણી, હવે ખરી વગુતી;
વાંચ્છુંછું મરણ આવે નહિ, સ્મશાને સૂતી. ૩૫
ત્યારે હનુમંતે જાણિયું, મારી મેલાવું;
રૂડું માને જો રામજી, અર્થ એટલે આવું. ૩૬
શોધ લેવા જો મોકલ્યો, તો તો કયમ મારૂં ?
અલુરાઇ જો એ કરે, તો તો સંહારૂં. ૩૭
એવે જાગી મંદોદરી, સ્વામી નવ દીઠો;
કપટી તે તો કયાં ગયો, ચિત્ત વંઠયું મુખ મીઠો. ૩૮
ઉજાતી ધાઇ ધસમસી, સીતા મે'લાવી;
રંડાપણ પામીશ હવે, એમ કહેતી આવી. ૩૯
રોતી રહે રે દીકરી, બાળીશ મા બાઇ;
એ મૂર્ખ નથી જાણતો, તું જગતની આઇ. ૪૦
આડી આવી ઉભી રહી, જેમ દુષ્ટ ન દેખે;
અરે નિર્લજ તને શું થયું, એ વાત એ લેખે. ૪૧
વાંક તારો છે સ્રીતણો નહિ, જે ગયો એને હરવા;
બીજું કંઈ કારણ નહિ, આપોપે મરવા. ૪૨
દેવકન્યા તેં બહુ હરી, જક્ષકેરી કુમારી;
નાગકન્યા ને કિન્નરી, શ્યામા સુખકારી. ૪૩
અનેક આવે અપ્સરા, તે રંગે રમવા;
તોએ તું ધરાયો નહિ, ગયો વનમાં ભમવા. ૪૪
અવગુણ કાઢ તું મુજમાં, મારો દિવ્ય દેહ;
યૌવન કંઇ જાએ નહિ, અખંડિત એહ. ૪૫
માળા એ કરમાએ નહિ, તન ન વળે સ્વેદ;
દેહ દુર્ગંધાએ નહિ, પામું નહિ હું ખેદ. ૪૬

---

૩૭. અલુરાઇ—ઉતાવળ—મૂર્ખતા.

શું લાવ્યો એ માનુંષી, અતિ જરજર કાય;
એક બાળક જણે જેટલે, તેનું યૌવન જાય. ૪૭
તેમાં તુજ ઉપર નહિ, એનું મન લગાર;
એ તો સૂધી સાધવી, જેને રામ ભરતાર. ૪૮
તારે વશ આવે નહિ, કરે કોટિ ઉપાય;
મિથ્યા મરણજ પામતું, કાં નવ ચેતે રાય! ૪૯



## કડવું ૭ મું.

### રાગ એકતાળી.

સાહો સઘળી સુંદરી રે, તાણો તેણીવાર;
મંદોદરીએ સમસ્યા કરી રે, એને આકર્યો અપાર. ૧
એ બંધ પડી છે બાપડી રે, આક્રંદ કરેછે અપાર;
એને શું શકે સહી રે, એમ કહી સાહો ભરતાર. ૨
તાણીને તે તારૂણી રે, રાવણને લેઈ જાય;
એ કથા રહી એટલે, નિજ ભુવન ગયો રાય. ૩
રાક્ષસી સર્વ સૂતી રહી રે, એકલી સીતા આપ;
વિરહે કરી વ્યાકુળ થઇ રે, વળી વળી કરે વિલાપ. ૪
હનુમંત હેઠે ઉતર્યો રે, નીચેરી તે ડાળ;
વેષ ધરી વાનરતણો રે, બોલ્યો તે તતકાળ. ૫
સરયૂતીરે સુંદર સહી રે, એક અયોધ્યા ગામ;
દશરથના ચાર દીકરા, જ્યેષ્ઠ તેમાં રામ. ૬
કૌશિક કેડે સાંચર્યા રે, સાથે લક્ષ્મણ વીર;
એક બાણે વિડારિયું રે, તાટકાનું શરીર. ૭
યજ્ઞ રાખ્યો ઋષિતણો રે, સુબાહુનો કરી અંત;
મારીચ અધમુઓ કર્યો રે, ભક્તવત્સળ ભગવંત. ૮
પછે અહલ્યા ઉદ્ધારી રે, ઢીમર મોકલ્યો મુક્તિ;
શિવનું ચાપ કડકા કર્યું રે, સીતાને પરણ્યા યુક્તિ. ૯
તેજ હર્યું પરશુરામનું રે, બાંધી સ્વર્ગની વાટ;

૯. પછે–'ચરણે' પ્ર. ૪ થી.

અયોધ્યા આવી રહ્યા રે, બાર વર્ષ તેહ નાટ. ૧૦
પછે વનમાં નીસર્યા રે, દશરથ પામ્યા મરણ;
ભરત તો આવી મળ્યો રે, કીધાં સર્વે આચરણ. ૧૧
આશ્રમ અવલોકી ઘણાં રે, કરી પંચવટી પાવન;
નાક કાન શૂર્પણખાતણાં રે, છેદ્યાં જગજીવન. ૧૨
ખર દૂષણ ત્રિશિરા મારિયા રે, મેલી એકજ બાણ;
ચૌદ સહસ્ત્ર સંહારિયા રે, જીત્યા પુરૂષપુરાણ. ૧૩
નિરખ્યો મૃગ સોનાતણો રે, મોહ્યું સીતાનું મન;
મારવાને મોકલ્યા રે, કમળદળલોચન. ૧૪
લક્ષ્મણ પૂઠે પ્રેરિયા રે, હવું સીતાનું હરણ;
તેને શોધવા સાંચર્યા રે, સ્વામી અશરણશરણ. ૧૫
દેન દેઇ જટાયુને રે, કબંધનો કરી નાશ;
પંપાસર પધારિયા રે, શબરીકેરે પાસ. ૧૬
ઋષ્યમૂક ગિરિ આવિયા રે, જ્યાં વાનર વસતા પંચ;
હનુમંત શ્રી રામને મળ્યો રે, સંભળાવ્યો સર્વ સંચ. ૧૭
વાળી વધીને આપિયું રે, કિષ્કિંધાનું રાજ;
પછે વાનર મોકલ્યા રે, શોધ લેવાને કાજ. ૧૮
એંશીલાખ કપિ આવિયા રે, દક્ષિણ સાગરતીર;
હું સેવક રઘુનાથનો રે, મોકલિયો રઘુવીર. ૧૯
શત જોજન સાગર ટપી રે, નિરખી લંકાગામ;
દર્શન પામ્યો સીતાતણું રે, સરિયાં સઘળાં કામ. ૨૦
એટલે ઉંચું જોયું જાનકી રે, વાનર દીઠો વિકાળ;
જાણ્યું રાવણ આવિયો રે, હવે કોપ્યો કાળ. ૨૧
અદ્‌ભુત થઇ તે આકળી રે, નયને ઢાળે નીર;
એટલે અતિ ઉંચો ચઢ્યો રે, જેહ હનુમંત વીર. ૨૨
વળી નીચી ડાળે આવિયો રે, પુનરપિ ગાયું ગુણગ્રામ;
માતા મારી જાનકી રે, પિતા પ્રત્યક્ષ રામ. ૨૩
હું શોધ લેવાને મોકલ્યો રે, આવ્યો તમારી પાસ;
મેં સર્વસ્વ સોંપ્યું રામને રે, મને દૃઢ વિશ્વાસ. ૨૪
વાણી સુણતાં જાનકી રે, ઉંચું સામું જોય;

શું ભાઇ રામે મોકલ્યો રે, શોધ લેવા કપિ કોય. ૨૫
એટલે નાખી મુદ્રિકા રે, સીતાને ઉચ્છંગ;
પ્રેમે કરી પાણે ગ્રહી રે, પૂછે આણી રંગ. ૨૬
કહે સાચું મને મુદ્રિકા રે, ક્યમ આવી વાનર સાથ;
કુશળ ક્ષેમ છે એહુ જણા રે, લક્ષ્મણ ને રઘુનાથ. ૨૭
કે મારા વિરહે કરી રે, ઉતાર્યા સર્વ શૃંગાર;
કે આંગળિયે ઢીલી પડી રે, નીસરી પડી નિરધાર. ૨૮
કે મળી આવી મને રે, કહેવા સમાચાર;
રીસાવી છે શાભણી રે, ઉત્તર દે એક વાર. ૨૯
કે અચેત થઇ અવનિ પડ્યા રે, મારે વિરહે રામ;
વાનરની મીટે પડી રે, જે લાવ્યો આણે ઠામ. ૩૦
હૈયાશુ ચાંપી પછે રે, કરીને ચુંબન;
પ્રાણ થકી વા'લી ઘણું રે, માન્યું મારૂં મન. ૩૧
એવે હનુમંત હેઠે ઉતર્યો રે, આવી લાગ્યો પાય;
માતાજી હું મોકલ્યો રે, શોધ લેવા રાઘવરાય. ૩૨
કિષ્કિંધાએ છે રામજી રે, લક્ષ્મણજીની જોડ;
સુગ્રીવ છે સેનાપતિ રે, સાથે કપિ ક્રોડાક્રોડ. ૩૩
એંશીલક્ષ તે વાનરા રે, સૂતા સાગરતીર;
હું અહીં આવ્યો છું એકલો રે, માતા મન ધરજો ધીર. ૩૪
કહો તો રાવણને હણું રે, રાક્ષસ સઘળા સાથ;
ત્રિકૂટાચળ કાઢું મૂળથી રે, ગ્રહીને એકે બાથ. ૩૫
કહો તો બોળું સિંધુમાં રે, ભાગીને કરૂં ભૂક;
આકાશ ઉડાડું સહી રે, એ માંહે નહીં ચૂક. ૩૬
કહો તો ઉથાપું મેદિની રે, શોધું સાગર સાત;
મેરૂ પર્વત કડકા કરૂં રે, જો આજ્ઞા દો માત. ૩૭
વાંસે બેસો માહરે રે, હું જાઇશ એકે ફાળ;
ઉચ્છંગ શ્રી રઘુનાથને રે, બેસારૂં તતકાળ. ૩૮
તમારે વિરહે કરી રે, રુદન કરે છે રામ;
મોઢાથી મૂકે નહિ રે, આઇજી તમારૂં નામ. ૩૯

---

૨૫. વાણી ઇ૦—આ કડી પ્ર. ૪ થીમાં નથી. ૩૦ મીટે—નજરે

અયોધ્યા આવી રહ્યા રે, બાર વર્ષ તેહ નાટ. ૧૦
પછે વનમાં નીસર્યા રે, દશરથ પામ્યા મરણ;
ભરત તો આવી મળ્યો રે, કીધાં સર્વ આચરણ. ૧૧
આશ્રમ અવલોકી ઘણાં રે, કરી પંચવટી પાવન;
નાક કાન શૂર્પણખાતણાં રે, છેદ્યાં જગજીવન. ૧૨
ખર દૂષણ ત્રિશિરા મારિયા રે, મેલી એકજ બાણ;
ચૌદ સહસ્ર સંહારિયા રે, જીત્યા પુરૂષપુરાણ. ૧૩
નિરખ્યો મૃગ સોનાતણો રે, મોહ્યું સીતાનું મન;
મારવાને મોકલ્યા રે, કમળદળલોચન. ૧૪
લક્ષ્મણ પૂઠે પ્રેરિયા રે, હવું સીતાનું હરણ;
તેને શોધવા સાંચર્યા રે, સ્વામી અશરણશરણ. ૧૫
દેન દેઇ જટાયુને રે, કબંધનો કરી નાશ;
પંપાસર પધારિયા રે, શબરીકેરે પાસ. ૧૬
ઋષ્યમૂક ગિરિ આવિયા રે, જ્યાં વાનર વસતા પંચ;
હનુમંત શ્રી રામને મળ્યો રે, સંભળાવ્યો સર્વ સંચ. ૧૭
વાળી વધીને આપિયું રે, કિષ્કિંધાનું રાજ;
પછે વાનર મોકલ્યા રે, શોધ લેવાને કાજ. ૧૮
એંશીલાખ કપિ આવિયા રે, દક્ષિણ સાગરતીર;
હું સેવક રઘુનાથનો રે, મોકલિયો રઘુવીર. ૧૯
શત જોજન સાગર ટપી રે, નિરખી લંકાગામ;
દર્શન પામ્યો સીતાતણું રે, સરિયાં સઘળાં કામ. ૨૦
એટલે ઉંચું જોયું જાનકી રે, વાનર દીઠો વિકાળ;
જાણ્યું રાવણ આવિયો રે, હવે કોપ્યો કાળ. ૨૧
અદ્‌ભુત થઇ તે આકળી રે, નયને ઢાળે નીર;
એટલે અતિ ઉંચો ચઢ્યો રે, જેહ હનુમંત વીર. ૨૨
વળી નીચી ડાળે આવિયો રે, પુનરપિ ગાયું ગુણગ્રામ;
માતા મારી જાનકી રે, પિતા પ્રત્યક્ષ રામ. ૨૩
હું શોધ લેવાને મોકલ્યો રે, આવ્યો તમારી પાસ;
મેં સર્વસ્વ સોંપ્યું રામને રે, મને દઢ વિશ્વાસ. ૨૪
વાણી સુણતાં જાનકી રે, ઉંચું સામું જોય;

શું ભાઇ રામે મોકલ્યો રે, શોધ લેવા કપિ કોય. ૨૫
એટલે નાખી મુદ્રિકા રે, સીતાને ઉચ્છંગ;
પ્રેમે કરી પાણે ગ્રહી રે, પૂછે આણી રંગ. ૨૬
કહે સાચું મને મુદ્રિકા રે, કયમ આવી વાનર સાથ;
કુશળ ક્ષેમ છે બેહુ જણા રે, લક્ષ્મણ ને રઘુનાથ. ૨૭
કે મારા વિરહે કરી રે, ઉતાર્યા સર્વ શૃંગાર;
કે આંગળિયે ઢીલી પડી રે, નીસરી પડી નિરધાર. ૨૮
કે મળી આવી મને રે, કહેવા સમાચાર;
રીસાવી છે શાભણી રે, ઉત્તર દે એક વાર. ૨૯
કે અચેત થઇ અવનિ પડ્યા રે, મારે વિરહે રામ;
વાનરની મીટે પડી રે, જે લાવ્યો આણે ઠામ. ૩૦
હૈયાશુ ચાંપી પછે રે, કરીને ચુંબન;
પ્રાણ થકી વા'લી ઘણું રે, માન્યું મારૂં મન. ૩૧
એવે હનુમંત હેઠે ઉતર્યો રે, આવી લાગ્યો પાય;
માતાજી હું મોકલ્યો રે, શોધ લેવા રાઘવરાય. ૩૨
કિષ્કિંધાએ છે રામજી રે, લક્ષ્મણજીની જોડ;
સુગ્રીવ છે સેનાપતિ રે, સાથે કપિ ક્રોડાક્રોડ. ૩૩
એંશીલક્ષ તે વાનરા રે, સૂતા સાગરતીર;
હું અહીં આવ્યો છું એકલો રે, માતા મન ધરજો ધીર. ૩૪
કહો તો રાવણને હણું રે, રાક્ષસ સઘળા સાથ;
ત્રિકૂટાચળ કાઢું મૂળથી રે, ગ્રહીને એકે બાથ. ૩૫
કહો તો બોળું સિંધુમાં રે, ભાગીને કરૂં ભૂક;
આકાશ ઉડાડું સહી રે, એ માંહે નહીં ચૂક. ૩૬
કહો તો ઉથાપું મેદિની રે, શોષું સાગર સાત;
મેરૂ પર્વત કડકા કરૂં રે, જો આજ્ઞા દો માત. ૩૭
વાંસે બેસો માહરે રે, હું જાઇશ એકે ફાળ;
ઉચ્છંગ શ્રી રઘુનાથને રે, બેસારૂં તતકાળ. ૩૮
તમારે વિરહે કરી રે, રૂદન કરે છે રામ;
મોઢાથી મૂકે નહિ રે, આઇજી તમારૂં નામ. ૩૯

---

૨૫. વાણી ૪૦—આ કડી પ્ર. ૪ થીમાં નથી. ૩૦ મીટે—નજરે

અયોધ્યા આવી રહ્યા રે, બાર વર્ષ તેહ નાટ. ૧૦
પછે વનમાં નીસર્યા રે, દશરથ પામ્યા મરણ;
ભરત તો આવી મળ્યો રે, કીધાં સર્વે આચરણ. ૧૧
આશ્રમ અવલોકી ઘણાં રે, કરી પંચવટી પાવન;
નાક કાન શૂર્પણખાતણાં રે, છેદ્યાં જગજીવન. ૧૨
ખર દૂષણ ત્રિશિરા મારિયા રે, મેલી એકજ બાણ;
ચૌદ સહસ્ત્ર સંહારિયા રે, જીત્યા પુરૂષપુરાણ. ૧૩
નિરખ્યો મૃગ સોનાતણો રે, મોહ્યું સીતાનું મન;
મારવાને મોકલ્યા રે, કમળદળલોચન. ૧૪
લક્ષ્મણ પૂઠે પ્રેરિયા રે, હવું સીતાનું હરણ;
તેને શોધવા સાંચર્યા રે, સ્વામી અશરણશરણ. ૧૫
દેન દેઇ જટાયુને રે, કબંધનો કરી નાશ;
પંપાસર પધારિયા રે, શબરીકેરે પાસ. ૧૬
ઋષ્યમૂક ગિરિ આવિયા રે, જ્યાં વાનર વસતા પંચ;
હનુમંત શ્રી રામને મળ્યો રે, સંભળાવ્યો સર્વ સંચ. ૧૭
વાળી વધીને આપિયું રે, કિષ્કિંધાનું રાજ;
પછે વાનર મોકલ્યા રે, શોધ લેવાને કાજ. ૧૮
એંશીલાખ કપિ આવિયા રે, દક્ષિણ સાગરતીર;
હું સેવક રઘુનાથનો રે, મોકલિયો રઘુવીર. ૧૯
શત જોજન સાગર ટપી રે, નિરખી લંકાગામ;
દર્શન પામ્યો સીતાતણું રે, સરિયાં સઘળાં કામ. ૨૦
એટલે ઉંચું જોયું જાનકી રે, વાનર દીઠો વિકાળ;
જાણ્યું રાવણ આવિયો રે, હવે કોપ્યો કાળ. ૨૧
અદ્દભુત થઇ તે આકળી રે, નયને ઢાળે નીર;
એટલે અતિ ઉંચો ચઢયો રે, જેહ હનુમંત વીર. ૨૨
વળી નીચી ડાળે આવિયો રે, પુનરપિ ગાયું ગુણગ્રામ;
માતા મારી જાનકી રે, પિતા પ્રત્યક્ષ રામ. ૨૩
હું શોધ લેવાને મોકલ્યો રે, આવ્યો તમારી પાસ;
મેં સર્વસ્વ સોંપ્યું રામને રે, મને દૃઢ વિશ્વાસ. ૨૪
વાણી સુણતાં જાનકી રે, ઉંચું સામું જોય;

શું ભાઇ રામે મોકલ્યો રે, શોધ લેવા કપિ કોય. ૨૫
એટલે નાખી મુદ્રિકા રે, સીતાને ઉચ્છંગ;
પ્રેમે કરી પાણે ગ્રહી રે, પૂછે આણી રંગ. ૨૬
કહે સાચું મને મુદ્રિકા રે, ક્યમ આવી વાનર સાથ;
કુશળ ક્ષેમ છે એહુ જણા રે, લક્ષ્મણ ને રઘુનાથ. ૨૭
કે મારા વિરહે કરી રે, ઉતાર્યા સર્વ શૃંગાર;
કે આંગળિયે ઢીલી પડી રે, નીસરી પડી નિરધાર. ૨૮
કે મળી આવી મને રે, કહેવા સમાચાર;
રીસાવી છે શાભણી રે, ઉત્તર દે એક વાર. ૨૯
કે અચેત થઇ અવનિ પડ્યા રે, મારે વિરહે રામ;
વાનરની મીટે પડી રે, જે લાવ્યો આણે ઠામ. ૩૦
હૈયાશુ ચાંપી પછે રે, કરીને ચુંબન;
પ્રાણ થકી વા'લી ઘણું રે, માન્યું મારૂં મન. ૩૧
એવે હનુમંત હેઠે ઉતર્યો રે, આવી લાગ્યો પાય;
માતાજી હું મોકલ્યો રે, શોધ લેવા રાઘવરાય. ૩૨
કિષ્કિંધાએ છે રામજી રે, લક્ષ્માણજીની જોડ;
સુગ્રીવ છે સેનાપતિ રે, સાથે કપિ ક્રોડાક્રોડ. ૩૩
એંશીલક્ષ તે વાનરા રે, સૂતા સાગરતીર;
હું અહીં આવ્યો છું એકલો રે, માતા મન ધરજો ધીર. ૩૪
કહો તો રાવણને હણું રે, રાક્ષસ સઘળા સાથ;
ત્રિકૂટાચળ કાઢું મૂળથી રે, ગ્રહીને એકે બાથ. ૩૫
કહો તો બોળું સિંધુમાં રે, ભાગીને કરૂં ભૂકે;
આકાશ ઉડાડું સહી રે, એ માંહે નહીં ચૂક. ૩૬
કહો તો ઉથાપું મેદિની રે, શોષું સાગર સાત;
મેરૂ પર્વત કડકા કરૂં રે, જો આજ્ઞા દો માત. ૩૭
વાંસે બેસો માહરે રે, હું જાઇશ એકે ફાળ;
ઉચ્છંગ શ્રી રઘુનાથને રે, બેસારૂં તતકાળ. ૩૮
તમારે વિરહે કરી રે, રૂદન કરે છે રામ;
મોઢાથી મૂકે નહિ રે, આઠજિ તમારૂં નામ. ૩૯

---

૨૫. વાણી ૯૦–આ કડી પ્ર. ૪ થીમાં નથી. ૩૦ મીટે–નજરે.

અચેત થઈ અવનિ પડે રે, વહે છે નયને નીર;
ક્ષુધા તૃષા નિદ્રા તજી રે, થરથર ધ્રુજે શરીર. ૪૦
મુજ સાથે એ મુદ્રિકા રે, આપ્યું છે ઇધાણુ;
સીતા તું સર્વસ્વ રામને રે, કાયાને પણ પ્રાણ. ૪૧
મુખવચન કહાવ્યું એટલું રે, ચિત્રકૂટગિરિ એકાંત;
લક્ષ્મણને દીધી આગન્યા રે, મુને રમવા ખાંત. ૪૨
માળા ગુંથી ફૂલની રે, આરોપી ઉર હાર;
પછે પેઠાં ઝીલવા રે, કીધા વિવિધ વિહાર. ૪૩
પછે બાહેર નીસર્યાં રે, બેસારી ઉચ્છંગ;
વેણી ગુંથીને ચરચિયા રે, ધાતુતણા બહુ રંગ. ૪૪
વચન સુણી હનુમાનનાં રે, માતાનું માન્યું મન;
વિરહે કરી વ્યાકૂળ થઇ રે, કરતી હવી રૂદન. ૪૫
હનુમંત દે આશ્વાસના રે, રોતી રહેને માત;
એકમની થઇને કહે રે, તારા મનની વાત. ૪૬
પરાણે બેઠી થઇ રે, મુખ મે'લી નિઃશ્વાસ;
હનુમંત હવે હું શું કરૂં રે, શ્રી રામચંદ્રની આશ. ૪૭
જો મેં મૂરખાઇ કરી રે, પે'લો મારો વાંક;
દૈવ થયો અતિ દુર્બળો રે, એ પણ આડો આંક. ૪૮
જો મેં મૃગ મારવા મોકલ્યા રે, આણીને અતિ રંગ;
મારૂં મન મોહ પામિયું રે, દેખી સોનાનો સારંગ. ૪૯
તેણે રીસાવ્યા રામજી રે, કઠણ કર્યું અતિ મન;
તો હું અપરાધણ શાભણી રે, વાહાલાજી દે દર્શન. ૫૦

---

## કડવું ૮ મું

### રાગ વેરાડી.

સીતા કહે સુણ્ય હનુમંત વીર, અતિ દુ'વાણા શ્યામશરીર;
રામચરણથી મુજ મન ચળ્યું, મૃગ દેખી મારૂં ચિત્ત વળ્યું. ૧
લક્ષ્મણને મેં કઠણજ કહ્યાં, તે તણાં ફળ સઘળાં લહ્યાં;

---

૫૦. અપરાધણ—અપરાધણને.

ત્યારે મને થઇતી અશુદ્ધ, વિનાશકાળે વિપરીત બુદ્ધ. ૨
ધણુંએ કહ્યું પાનીએ મત્ય, ત્યારે હું આતુર થઇ અત્ય;
હનાર પદાર્થ એણીપેરે હોય, ભવિષ્ય કળી શકે નહિ કોય. ૩
મોટા મહંતતણી મતિ ફરે, જ્યારે દેવ કાંઇ અવળું કરે;
કાળતણે વશ છે કર્મ, તેનો કોઇએ ન જાણે મર્મ. ૪
નહિતર રામનાં મૂકી ચરણ, મને વલ્લભ લાગે હરણ ?
એ અતિશે મેં કર્યો અપરાધ, જે લક્ષ્મણ દૂભ્યો સાધ. ૫
તેણે મારી સેવા કરી, માતાબુદ્ધિ મનમાંહી ધરી;
સરજ્યું કો છૂટે નહીં, જો સિંધુ ઓળંગી જાયે કહીં. ૬
સાગર આડો શતજોજન, કયમ આવે અહીં જગજીવન !
અતિ વિષમ ગઢ લંકાતણો, દૂર જે અમરને ઘણો. ૭
આવી ન શકે રવિનાં કિરણ, પવન પ્રવેશ કરે નહિ મરણ;
ધન હોય તો ઘડાવે નાવ, ઉતરવા ઉપજે નહિ ભાવ. ૮
નહિ સેના સબળ નાથને સંગ, રણ આંગણે વસે કો રંગ?
શું થયું બહુ વાનર મળ્યા, તેં કહ્યા તે મેં સાંભળ્યા. ૯
તાળિયે જે નાઠા જાય, પળાં પાકાં કેરાં ખાય;
અયોધ્યાથી નીસર્યા રામ, કને કોડીએ નહિ દામ. ૧૦
રાવણ સાથે રે રાક્ષસ ઘણા, બળિયા ને બહુ બીહામણા;
વીરા ! હું છું અભાગણી, વિરહવેદનાએ અતિ ઘણી. ૧૧
રાક્ષસીઓનાં સુણી કઠણ વચન, અતિ દાઝે છે મારૂં મન;
મને કઠણ કહે નવ સરે, મારા વા'લાજીની નિંદા કરે. ૧૨
એનું બોલ્યું મુજને નવ ગમે, મારૂં મન રામજીશું રમે;
રામ વિના રહ્યું મેં ન જાય, ક્ષણ એક કોટિ કલ્પસમ થાય. ૧૩
મુજ જેવી કો મંદભાગણી, જગતમાંહે જનની નવ જણી;
કોઈક પૂર્વજન્મનું પાપ, ઉદય પામ્યું છે એ આપ. ૧૪
આણે જન્મે કંઇએ નથી કર્યું, તો શા માટે દેવે સુખ હર્યું;
અંગીઠીમાંહે ઓઢવી, એ અંગે આપદા અભિનવી. ૧૫
રાક્ષસ સામે કયમ રહેવાય? કઠણ વચન તે સહ્યાં ન જાય;
કષ્ટે કયમે ન જાયે પ્રાણ, ફાટે નહિ હૈયું નિરવાણ. ૧૬

---

૨. અશુદ્ધ–શુદ્ધ વિનાની સ્થિતિ. ૫. લક્ષ્મણ–'લક્ષ્મણને' પ્ર. ૨–૮.
૬. સરજ્યું–(પ્રારબ્ધે). ૯. કો રંગ–કયા રંગથી?

કરવત મારી કાપે કાય, હૃદે પાવક લાગી લાય;
આત્મહત્યા ભાગી બીહું, વીરા દુઃખ વિચારીશ કિયું. ૧૭
રામે ભગ્ને ઉતારી પ્રીત, દિવસ કેટલા કીધી રીત;
હું અબળાતું કોણ ગજું, પ્રાણને કેઇ પેરે તજું. ૧૮
વિષ ખાઉં પાવકમાં પડું, હિમાચળ હીંડી ને ચહું;
સિંહણીને ભરૂં જઇ બાથ, સાપણને મુખ ઘાલું હાથ. ૧૯
જઇ બૂડું ઉંડું જ્યાં નીર, જ્યમ ત્યમ કરીને તજું શરીર;
મુજ વિણ ક્ષણ રહેતા નહિ રામ, તે ટળવળતી મે'લી આમ. ૨૦
હૃદે રામને જો હતી રીસ, તો ખડ્ગે શે છેદ્યું નહિ શીશ;
પોતાની પત્નીને કોય, સહી શકે પરવશ રહી રોય ? ૨૧
રાંકથકો રાખે નિજ નાર, જો લેઇ નીસરે વનમોઝાર;
સૂર્યવંશીને લાગે લાજ, બીજા કોએકનું કરે કાજ. ૨૨
સમર્થથકા સાંખેછે એહ, મને દુઃખ લાગે છે તેહ;
પડી જડી નથી હું જાણ, ધનુષ્ય ધરી ગ્રહી છું પાણ. ૨૩
એમ કહીને કરે આક્રંદ, દીન દામણી દીસે મંદ;
જીવું નામ તણે આધાર, બીજી કો નવ જીવે નાર. ૨૪
રામ વિમુખ જીવિત એ બળ્યું, કોણે કષ્ટ ન જાયે કળ્યું;
હનુમંત કહે રોતી રહે માત, સાંભળ હું કહું તે વાત. ૨૫
રાવણને મારી શ્રીરામ, નહિ રાખે રાક્ષસનું નામ;
તમને બેસારી ઉચ્છંગ, અયોધ્યા લેઈ જાશે રંગ. ૨૬
હું જઇ કહીશ એટલે ભાળ, અહીં રામ આવશે તતકાળ;
સાથે સુગ્રીવ સેનાપતિ, અંગદ નીલ નળ મહામતિ. ૨૭
કુમુદ મયંદ ને જાબુવાન, એ આદિ પ્રૌઢા પ્રધાન;
રામે મને દીધું હોત કાજ, તમને તો લેઇ જાતો આજ. ૨૮
કહો તો રાક્ષસકુળનો સંહાર, કરતાં ક્ષણ ન લાગે વાર;
પણ લેવા મોકલિયો ભાળ, અહીં આવ્યોછું એકે ફાળ. ૨૯
મુજથી બળિયા બીજા બહુ વાનરા, રામ કામ કરવાને ખરા;
હું છું દીન દામણો દૂત, બીજા બળિયા બહુ અદ્ભુત. ૩૦
માતા મન ધરો મા દુઃખ, થોડે દિવસે પામશો સુખ;

---

૧૮. રીત-ચિત પ્ર. ૩૭.

તમો પ્રકૃતિ પુરૂષ છો બેહ, માંડ મનુષ્ય ધર્યા છે દેહ. ૩૧
હરવા ભૂમિતણો તો ભાર, કરવા રાક્ષસકુળ સંહાર;
માંડ મારવા કરાવ્યું હરણ, મિષ વિણ ક્યમ પમાડે મરણ? ૩૨
અપરાધ વિણ રામ ક્યમ હણે, જદ્યપિ મહાપાપી મન ગણે;
જે સરજે પાળે ને સંહરે, લીલાએ બહુ કારજ કરે. ૩૩
રોમકૂપ વિષે બ્રહ્માંડ, વસે અસંખ્યાતાં અંડ;
રાવણ બાપડો કેઇ ગાત્ર, રામ એક બાણે ચૂરે ગાત્ર. ૩૪
અણલે'તો હું કહુંછું કથી, તમારૂં કાંઈ અજાણ્યું નથી;
મને શું વાહોછો માત, જેહ કરોછો આંસુપાત. ૩૫
જ્યારે અહીં વાનર આવશે, રામચંદ્ર સેના લાવશે;
લંકાનો કાંગરો એક, ભાગ નહિ આવે વિવેક. ૩૬
એટલા છે તે વાનર વીર, શોષે સર્વ સાગરનું નીર;
જદ્યપિ મહીની રેણુ ગણાય, સાગરજળની સંખ્યા થાય. ૩૭
તરૂવર માત્રતણાં ગણે પાન, વાનરનું નવ નીસરે માન;
મુજથી તે ઘણા બળવાન, જે વાળીતણા પ્રૌઢા પ્રધાન. ૩૮
મારૂં કો નવ જાણે નામ, મને એક ઓળખે રામ;
એ રામ કરવા હીંડે છે કામ, નહિતર હું હવડાં ફેડું દામ. ૩૯
જો અહીં આવે શ્રીરામનું તીર, વેધે રાક્ષસતણાં શરીર;
અતિ કોપ્યાછે લક્ષ્મણ વીર, દોહ્યલે ધરી રહ્યા છે ધીર. ૪૦
જેણે બાણે માર્યો વાળ, તેણે તો હણશે તતકાળ;
રામતણાં પ્રૌઢાં પરાક્રમ, તમો સર્વ જાણો છો મર્મ. ૪૧
સીતા કહે સર્વ સાચી વાત, જે તેં ભેદ કહ્યો હો ભ્રાત;
મારૂં કર્મ અવળું છે આજ, કોણે તો નવ સીધે કાજ. ૪૨
તુજ સાથે ક્યમ આવું વીર, સ્વામી સમર્થ શ્યામશરીર;
પરાક્રમ કરીને મૂકાવશે, અયોધ્યાએ લેઇ જશે. ૪૩
આશાએ રહ્યો છે પ્રાણ, નહિતર પ્રાણ કરે પ્રયાણ;
આતાજી (મને) લાગીછે ભૂખ, એટલા ઉપર છે નહિ દુઃખ. ૪૪
તમારૂં વણ કીધે દર્શન, કાંઇએ નવ કરવું પ્રાશન;
લંકા આખી શોધી સહી, ગાઢે કષ્ટે આવ્યો અહીં. ૪૫

૩૫. અણલે'તો—ન જાણતો છતાં પણ. ૩૮. માન—પ્રમાણ. ૪૪. પ્રયાણ—ગમન.

આઇ કહો તો કરૂં ફળઆહાર, અમૃત સરખાં એ છે સાર;
સીતા કહેછે સાચી વાત, પડયાં પડયાં ફળ ખાજે ભ્રાત. ૪૬
એ દેવે વાવ્યાં છે વીર, વરૂણે સીંચ્યાં અમૃત નીર;
છએ ઋતુ ત્યાં વાસો વસે, કરમાણા દેખે તો કસે. ૪૭
રાવણને છે વહાલાં ઘણું, શું વર્ણન કીજે તરૂવરતણું;
પુત્રના પ્રાયે અતિ પ્રીત, પાદપ ઉછેર્યાં રસરીત. ૪૮
પારિજાતકકેરા છે છોડ, ઇંદ્રે વાવ્યા છે અતિ કોડ;
વીંટાણી છે વારૂ વેલ, વૃક્ષ સાથે છે રંગની રેલ. ૪૯
નમી રહ્યાં છે ફળને ભાર, જાણે શું કરે નમસ્કાર. ૫૦



## કડવું ૯ મું.

### રાગ સામેરી.

શુકપિક સારસ મોર મધુકર, કરે સરવા સાદ રે;
ત્રિગુણ સમીર ત્યાં સઘળા વાયે, અતિ ઉપજે ઉલ્લાદરે. ૧

ઢાળ.

કુસુમ નાનાવિધતણાં, પસરે તેના ગંધ;
સર વાપીને કૂપ વેહેતાં, દિવ્ય દીર્ઘિકા સંબંધ. ૨
અસંખ્યાત રહે રાક્ષસ, વાડીના રખવાળ;
એકલે તે કેમ ચાલે, નિશાચર મહાકાળ. ૩
તે માટે તું રહેજે છાનો, રખે જાણે કોય;
રામજી રક્ષા કરજો, સમીપે ત્યાં હોય. ૪
મેં અબળા કાંઇ બળ ન ચાલે, મંદભાગણી મહામૂઢ;
તે માટે હું બંધ પડી છું, તજી ગરૂડારૂઢ. ૫
તને વિઘ્ન કાંઇ હોયે નહિ, રક્ષા કરે શ્રીરામ;
કાંઇક હોયે તેટલા માટે, મારૂં કરવા આવ્યો કામ. ૬
હનુમંત કહેછે એશું બોલ્યાં, જાનકીજી જગતમાત;

---

૪૭. કસે—કસેભરાય. ૪૮. પાદપ—વૃક્ષ. ૧. ત્રિગુણ—શીતળ, મંદ, સુગંધી, એવા ત્રણ પ્રકારનો. ૨. ઢાળ–પ્ર. ૧–૪ થીમાં નથી. સર—સરોવ-૨. વાપી—વાવ. દીર્ઘિકા–બાંધેલુંતલાવ. ૫. બંધ-બંધનમાં. ૬. કાંઇક ૪૦ –તું મારૂં કામ કરવા આવ્યો તે માટે તને કાંઇક (વિઘ્ન) થાય-થવાનો સંભવ છે. "કાંઇ એકહું" પ્ર. ૪ થી

આદિ પ્રકૃતિ તમો મૂળ માયા, વેદ ન લહે વાત. ૭
વિઘ્ન મને કોણ કરે જો, તમે મારે શીશ;
તમથકી જો ઉપન્યા છે, બ્રહ્મા હર જગદીશ. ૮
પણ પડચાં પડચાં પ્રાશન કરીશ, માનીશ તમારો બોલ;
આઈજી એમ કાં ઉચરો, કો નહિ તમ સમતોલ. ૯
એમ કહીને ઉછળ્યો, એક હતો શંકરનો પ્રાસાદ;
તેના શિખર ઉપર ચઢીને, ગાઢે કીધો નાદ. ૧૦
પ્રૌઢ કીધું પૂછડું, ફેરવ્યું ચો ફેર;
આંટા વાળે અતિ ઘણા, જેમ શેષે વીંટચો મેર. ૧૧
આકર્ષી કરે એકઠાં, વીંટિયાં સઘળાં ઝાડ;
પ્રૌઢ ત્યાં પૂજો કર્યો, રંગે રમતાં લાડ. ૧૨
'સુતા'તા જે સેવક સઘળા, વાડીના રખવાળ;
તે ખાંતે લાગ્યો ખાંડવા, હળવે માંડી આળ. ૧૩
માળી સઘળા મરણ પામ્યા, ચૂર કીધા ચોકિયાત;
નાશી કો શકે નહિ ને, કરે હનુમંત ઘાત. ૧૪
ત્રટક ત્રટક મૂળ તૂટે, વછૂટે ત્યાં વેલ;
પછાડીને પાંદડાંની, કરી ત્યહાં રે રેલ. ૧૫
હુત હુત કરીને હાક પાડે, બળિયો વાહે બાકરી;
વૃક્ષવો'ણી વાડી કીધી, એવી ગતિ અતિ આકરી. ૧૬
બૂમ પાડતાં તે બાહારથી, રાક્ષસ નાઠા જાય;
શાખામૃગ એક રામનો, આવ્યો રાવણરાય ! ૧૭
શત જોજનની એક એણે, ભરી ભારે ફાળ;
શોધ લેવા જાનકીની, એ આવ્યો તતકાળ. ૧૮
એ કહેછે એવા અસંખ્યાત, સૂતા સાગરતીર;
વળી રામ પાસે ઘણા, વાનર ગુણ ગંભીર. ૧૯
રખવાળ સઘળા મારિયા, માળી પમાડ્યા મરણ;
વાડી આખી ઉભેળી છે, નથી ઉભું તરણ. ૨૦
પૂછડું પાછળ ફેરવી, બેઠો ચઢી પ્રાસાદ;

---

૯. પડચાં પડચાં-(ફળ). ૧૬. એવી ગતિ-'અવિગતિ, પ્ર. ૪થી. ૧૭. શાખામૃગ-વાનર.

ત્રિલોક કીધો કાટકો, એવો એનો સાદ. ૨૧
પર્વતપ્રાયે પ્રૌઢ વાનર, કોણે કળ્યો ન જાય;
ત્રિલોકને એ એકલો, કાળની પેરે ખાય. ૨૨
કહેછે રાવણને હણું, સબળ કરૂં સંગ્રામ;
શું કરૂં જો આજ્ઞા મને, નથી દીધી રામ. ૨૩
તે માટે તમો શીશ નામો, જઇ સોંપો જાનકી;
જીવવું નથી દીસતું રે, આજ જાણો એ થકી. ૨૪
વચન સુણીને સેવકનાં, રાવણને ચઢી રીસ;
જાઓ રે મારા મોં આગળથી, નહિતર છેદું શીશ. ૨૫.
વાડી ઉભેળી અને, સબળ પામ્યો શોક;
વાનરે વિપરીત કીધું, એ વાત થઇ ત્રિલોક. ૨૬
જે વૃક્ષ વહાલાં પ્રાણ પ્રાયે, ઉભેળ્યાં તરૂવર તેહ;
સેવક મારા મારિયા, અદ્ભુત કીધું એહ. ૨૭
હવે જાય જો જીવતો, મારૂં મિથ્યા જીવ્યું જાણજો;
તે માટે સર્વ શૂર મળીને, અંત એનો આણજો. ૨૮
એંશી લક્ષ યોદ્ધા મળ્યા, રાક્ષસ જે રણધીર;
આયુધ ષોડશ વીશ લીધે, ગાજતા ગંભીર. ૨૯
વારૂ પેરે વેધજો, મોહોકમ કરીને માર;
વિડારી એ વાનરાને, સહી કરો સંહાર. ૩૦
અપરાધ એણે કર્યો છે, એ ઉભેળ્યું છે વન;
સેવક મારા માર્યા છે, સૂતા જોઈ જન. ૩૧
નાહા તમો ના આવશો, શીખામણ દેઉંછું સાર;
મરાવાને મોકલ્યો, વાનરો આણી હાર. ૩૨
એમ કહીને આગના તે, દીધી રાવણરાજ;
દારૂણ દીઠા આવતા, ગાઢે કરતા ગાજ. ૩૩
વિનોદી છે વાનરો, તે કરે છે અતિ ગાન;
આવતા દેખી આનંદે છે, હાથિઓ હનુમાન. ૩૪
આવો રે ઉતાવળા, તમે શે લગાડો વાર;
હાથ મારા સળવળી, રહ્યા છે અપાર. ૩૫

---

૨૯. ષોડશવીશ-છત્રીશ.

ઉખેડી આગળ કર્યાં છે, વૃક્ષનો અંબાર;
મારવાને મર્મસ્થાનક, પરમ પ્રૌઢા પ્રહાર. ૩૬
કક્ષાપુટ ફૂટે સહી, દેખાડે પશ્ચિમદ્વાર;
ઉન્મત્તપણે ઉછળે છે, નાચે છે નિરધાર. ૩૭
આવો રે આવો રે જોવા, જાઓ જમસદન;
આગળ જે મેં મોકલ્યા છે, મળવા તેનું મન. ૩૮
રાક્ષસ રીસે આવિયા, જાણિયે કાળ કૃતાંત;
આયુધ ષોડશવીશ લીધે, આણવાને અંત. ૩૯
વચમાં ધાલ્યો વાનરો, વીંટી વળ્યા તે વીર;
આયુધ મૂકે અતિ ઘણાં, ને રવે પાડે રીર. ૪૦
મારો મારો મર્મસ્થાનક, શતખંડ કરો શરીર;
વિડારો એ વાનરાને, મેલી તીનાં તીર. ૪૧
સાંગ તોમર મુશળ ફરશી, પરિઘ પાશ ને પ્રાસ;
આયુધ મૂકે અતિઘણાં, નિરધાર કરવા નાશ. ૪૨
દશો દિશથી પ્રહાર પ્રૌઢા, આવેછે તે ઘોર;
કળાહળ તો શબ્દ હોયે, ત્યાં સબળ થાયે સોર. ૪૩
આખરે એ આચ્છાદિયો, જેમ આભલે કરી ભાણ;
એક ઉપર અસંખ્યાત, એમ મેલે બાણ. ૪૪
હનુમંતે ત્યાં હાક પાડી, વિડારીને વીર;
બળિયો બહાર નિસર્યો, તે ગાજતો ગંભીર. ૪૫
આયુધ ભાંજે આવતાં, ગ્રહીને તો દંત;
કરે કરીને કરે કટકા, તે હાથિયો હનુમંત. ૪૬
સાંગ સામી આવતી, પોતે ગ્રહી પણ પાણ;
તોમર ઝાલે આવતાં, ને વદે જય જય વાણ. ૪૭
નખે કરીને વલૂરે, દાંતે કરડે દેહ;
પછાડે પાષાણ સાથે, નાશ કરવા નેહ. ૪૭
વૃક્ષ શિખર શિલાના તો, પ્રૌઢ પાડે પ્રહાર;
વક્ષસ્થળ વિડારિયું, તે વહે શોણિતધાર. ૪૮

---

૩૭. કક્ષાપુટ–કાખ–બગલ. પશ્ચિમદ્વાર–ગુદદ્વાર. ૪૦. રવે–શબ્દ વડે–હોકારા કરીને.

શરી મારે સાંમટી, મુષ્ટિના મહામાર;
કૂણીએ કરે કટકા, પાટુના કરે પ્રહાર. ૫૦

## કડવું ૧૦ મું.

### રાગ જીતસાન.

રથ ઉપર રથ નાખે, મારમાર મુખે ભાખે;
હાથી ઉપર હાથી, ને સાથી ઉપર સાથી. ૧
એમ કરેછે કચરઘાણ, એમ પાપીના લે પ્રાણ;
મીટે પડયાને મારે, હઠે ચડયો નવ હારે. ૨
એમ ઉગામીને આવે, માંડ માહાલાં ચાવે;
મેઘતણી પેરે ગાજે, રણાંગણે અતિ રાજે. ૩
વળી માંડ મુઓ થઇ સૂએ, રવભેર રણમાં રૂએ;
ચરૂતણી પેરે વળગ્યો, કેમે ન થાએ અળગો. ૪
રથ ભાંજ્યા હાથી હણિયા, તે કોણે ન જાયે કળિયા;
કળાહળ અતિ હોય, કળી શકે નહિ કોય. ૫
વહે સરિત શોણિતપૂર, સર્વ શૂર કર્યા ચકચૂર;
મસ્તક મીન અલક શેવાળ, અસ્થિતણી થઈ પાળ. ૬
માંસતણા કર્દમ ક્રૂર, વીર વિડારે ઉર;
કોના કાઢયા પ્રાણ, એમ કીધા કચરઘાણ. ૭
કોનાં કરડયાં નાક ને કાન, તેનાં વિપરીત દીસે વાન;
કો ઉતરડયા ગ્રહી પાગ, જેમ ગરૂડે માર્યા નાગ. ૮
કો સાગરમાં લેઈ નાખ્યા, કો કક્ષાપુટમાં રાખ્યા;
કો હૈયા સાથે ભીડ્યા, કો પાટુ પ્રહારે પીડ્યા. ૯
માર્યા સઘળા ઘોડા, રહ્યા જીવતા થોડા;
કો કાણા કો બૂચા, એમ કરી નાખ્યા કૂચા. ૧૦
એમ સઘળા સૂવાર્યા, વૃક્ષ વડે બહુ માર્યા;

---

૫૦. શરી મારે—હડી કાઢે. ૩. માહાલાં-માલાં. અર્થાત્ અમથો અમથો મોં હલાવે છે. ૬. અલક—કેશ. ૭. કર્દમ-કાદવ.

એમ કરતાં જે નાઠા, જેમ સિંહ ભાગા મૃગ ત્રાઠા. ૧૧
જાતાં જાણી યોધ, કેડે ધાયો કરી ક્રોધ;
નાઠા તમો નહિ છૂટો, હવે કાળ તમારો ખૂટ્યો. ૧૨
થોડાશા જાવા દીધા, તે ખોડા લૂલા કીધા;
જઈ રાવણને કરજો જાણ, હું લેઈશ તારા પ્રાણ. ૧૩
તે રાજસભામાં આવ્યા, રાવણે બોલાવ્યા;
તે નકટા બૂચા કાણા, જે સદા હતા સપરાણા. ૧૪
આવીને આગળ પડિયા, રાંકતણી પેરે રડિયા;
આગળ મુવા થઇને સૂતા, હા હા હવે ખરા વગુતા. ૧૫
તમે સીતાને આપો, કાં કુળવનને કાપો;
અમને તો અતિ સાલે, એ કપિપ્રત્યે નહિ ચાલે. ૧૬
હછ ધણુંનાં ધર ધાલે, જાણે જમરાને કર આલે;
સુણી રાવણને ચઢી રીસ, ઉધડકી ઉઠ્યો ઇશ. ૧૭
વાનરે સર્વ સંહાર્યા, એકલે એવડા માર્યા;
એ અતિ અનાહૂત, આવ્યો દીન દામણો દૂત. ૧૮
સ્વભાવે જે આપણું ભક્ષ, તે સંહારે સમક્ષ;
એ વનચર કેથી માત્ર, જેનું જરજર ગાત્ર. ૧૯
તાળિયે જે ત્રાસે, તે આવ્યો આપણી પાસે;
માર્યા એંશી લક્ષ, સઘળા અમારી સમક્ષ. ૨૦
હવે કો એવું જે જાય, વાનરને મારી ખાય;
સોંઢાડ્યા સાત પ્રધાન, તેને મહીપતિએ દીધાં માન. ૨૧
ભલા ભલા રે ભાઈ, તમો જાઓ ઉજાઈ;
એણે કીધો છે અપરાધ, અતિશે દોષ અગાધ. ૨૨
એને વણ માર્યે રખે આવો, રાક્ષસકુળમાં રૂડા ભાવો;
સઘળા સજ થઇ સંચરજો, સાવધાનથકા યુદ્ધ કરજો. ૨૩
આજ્ઞા દેઈ ચલાવ્યા, મંત્રિ નિજ મંદિર આવ્યા;
ધરી હથરોટા સહના ટોપ, ચઢિયા કરીને કોપ. ૨૪

---

૧૧. વડે—'વજે' પ્ર. ૨ છ. ભાગા—'ભોએ' પ્ર. ૨ છ. ત્રાઠા—(त्रस्ताः ?) ત્રાસપામ્યા. ૧૫. હા હા—(પ્ર ૪થીમાં નથી). ૧૮. અનાહૂત—અર્થાત્ અન્યાય. આવ્યો ઇ૰—'આવો દીઠો દામણો દૂત' પ્ર ૪થી. ૨૪. હથરોટા—હાથને પંજે પહેરવાનું કવચ. સહના—બખતર.

ગજ રથ ને બહુ ઘોડા, સંચરિયા થઇ સજ્જોડા;
પાળાનો નહિ પાર, વળી વેસર થઇ અસ્વાર. ૨૫
કો પાડા ઉપર ચઢિયા, ધા નિશાને પડિયા;
વાજે શરણાઇ નફેરી, સેના વહે રાક્ષસકેરી. ૨૬
મહોદર આગળથો જાય, પૂઠે મહાપાર્શ્વ પળાય;
તે પૂઠે લંબકરણ, જાણે મૂર્ત્તિવંતુ મરણ. ૨૭
ધસ પ્રધસ એ પંચ, જે જાણે યુદ્ધના સંચ;
દુર્મુખ ને ભાસ્કરણ, જેને ભારે ધ્રુજે ધરણ. ૨૮
એ આદિ બહુ બળિયા, રણાંગણે એકઠા મળિયા;
વેરી વાનરને વાઢો, કાળજ એનું કાઢો. ૨૯
કરડો એને કાચો, ભક્ષ કરી રંગે રાચો;
કો કહે એને બાંધો, કરી કકડા રાંધો. ૩૦
એમ કહેતાં રાક્ષસ આવે, ગણતાં પાર ન આવે;
ઓ શિખર ઉપર સૂતો, હવે એ ખરો વગુતો. ૩૧
ભિષ મડો થઇ રાંક, જો જો કેડનાં લાંક;
ભાઇ મારમાર મુખ ભાખો, એ ઉપર આયુધ નાખો. ૩૨
ભાઈ રહેજો તાકી, હઠે ઉઠજો હાંકી;
આડી ફરીવળી તેની નારી, સ્વામી જાઓ અમને મારી. ૩૩
રંડાપણ નહિ વેઠાય, દોહલે દાઢા જાય;
એ વાનર વસમો વેરી, કો કારણ છે એ હેરી. ૩૪
એને માથે સમર્થ રામ, તે સંગે શો સંગ્રામ?
એની રક્ષા કરશે સીતા, જે સાધવી વેદવદિતા. ૩૫
પરાણે પરવરિયા, જેમ કાળે કરી ઘેરિયા;
ઉઠ્યો વાનર રાક્ષસ ખણતો, રામ નામ મુખ ભણતો. ૩૬
પૂછડું પાછળ વાળી, ઉછળિયો દે તાળી;
કક્ષાપુટ તે કૂટે, આ મરવા આવ્યા વણખૂટે. ૩૭
સામો સુંઢી આવે, મોઢે માલાં ચાવે;
મહોદર આયુધ મૂકે, સામું ફુંફવાડા કરી ફૂકે. ૩૮

૨૫. વેસર-ખચ્ચર. ૨૮. દુર્મુખ-'દુખર' પ્ર. ૪ થી. ૩૨. મડો-મડા જેવો. ૩૪. કો ઇ૦.-'કારણ છે કોક હેરી' પ્ર. ૩ જી. એ હેર (દૂત) કોઈ કારણરૂપ છે.

શર આવતાં સાહ્ય, માંડે વાગ્યાં કહીને વાહ્ય;
વેગળેથી વૃક્ષ નાખે, તે કરી પાંદડાં પાખે. ૩૯
આવતાં આયુધ દાંતે ઝાલે, એ પ્રત્યે કોણે ન ચાલે;
મીટ પડ્યાને મારે, હઠે ચઢ્યો નવ હારે. ૪૦
કરે શિલા શિખરના પ્રહાર, મોકમ મુષ્ટિમાર;
આવતાં આયુધ ભાંજે, મેઘની પેરે ગાજે. ૪૧
રણાંગણે અતિ રાજે, બળિયો જે કરે તે છાજે;
સાંગ તોમર પરિઘ ને પાશ, મૂશળ મૂકે કરવા નાશ. ૪૨
આયુધ ષોડશવીશ, રાક્ષસ મૂકે કરીને રીસ;
જાણે પ્રલયકાળનો મેહ, એમ આચ્છાદ્યો દેહ. ૪૩
વિડારી વાન વીર, તેનાં શિથિલ કર્યાં શરીર;
મહોદરના માથામાં માર્યું, ગિરિશૃંગ વડે વિડાર્યું. ૪૪
આયુધ ભાંજી નાખ્યાં, સહુના ટોપ ન રાખ્યાં;
સેના સઘળી મારી, રાક્ષસ સઘળા રાખ્યા વારી. ૪૫
હય માર્યા ભાંજ્યા રથ, હાથી હણ્યા સમરથ;
દાંતે કરડે નખે વલૂરે, પગ પ્રહારે ચકચૂરે. ૪૬
મહોદર પામ્યો મરણ, પર્વત પડ્યો જેમ ધરણ;
મહાપાર્શ્વ મારે મર્મ, પ્રબળ કરીને શ્રમ. ૪૭
બાંણે કરીને ઢાંક્યો, જેમ પર્વત વજ્રે ટાંક્યો;
મદભર્યા મહા માંકે, હઠે ચઢ્યા તે હાંકે. ૪૮
બાણ તણી કરે વૃષ્ટ, અતિ આવરિયું અરિષ્ટ;
હોયે છે હાહાકાર, વાનરના વસમા માર. ૪૯
ઉછાળી ઉંચા નાંખે, કાયામાં પ્રાણ ન રાખે. ૫૦



૩૯. તે ૪૦—તે વૃક્ષને પાંદડાં વગરનું કરીને નાંખે. ૪૩. આચ્છાદ્યો—ઢાંક્યો. ૪૮. મદ. ૪૦—મહામદ ભર્યા તે રાક્ષસો માંકે-હનુમાન સામે જાય છે. (સંક્—જવું).

## કડવું ૧૧ મું.

### રાગ આશાવરી.

મોં સાહીને મરડે રે, ભીડીને ભચરડે રે;
વિતરડે વાનર, નિશાચરને રે. ૧

### ઢાળ.

વિતરડે વાનર નિશાચરને, દો દશે નાઠા જાય;
મહાપાર્શ્વ મરણ પમાડચો, કડકા કીધી કાય. ૨
રથ ભાંજ્યો હણ્યો સારથી, મારિયા માતંગ;
દંતુશળ ત્યાં કાઢિયા, જાણિયે ગિરિનાં શૃંગ. ૩
લંબકરણ ધસી આવિયો, જેના લાંબા કાન;
એક ઓઢે એક પાથરે, વિપરીત દીસે વાન. ૪
હઠે હણવા હનુમંતને, હૈયે ધાલી હામ;
આયુધ મૂકે અતિઘણાં, ને સબળ કરે સંગ્રામ. ૫
વાનરો પણ વાજ ન આવે, પ્રૌઢ પેખી પ્રહાર;
આવતાં ઝાલે સહી, ભાંજી નાખે તતકાળ. ૬
અહીંનો અહીં ને અહીંનો અહીં, ઉદકે અપાર;
અધક્ષણ ઉભો નવ રહે, અંજનીસુત એક ઠાર. ૭
ચતુર ચપળ પવન પ્રાયે, હાથીઓ હનુમાન;
સમૂળ તે કાઢિયા, લંબકરણના કાન. ૮
લંબકરણ કોપે કરી, પરિઘનો કરે પ્રહાર;
હનુમંતે હાથ સાહી, આવતી તે અપાર. ૯
વળી સામી સાંગ નાખી, આવતી તો ગ્રહી;
હૃદે પાટુ પ્રહાર કીધા, મહાપાપી પડિયો મહી. ૧૦
લંબકર્ણ પડયા પૂઠે, આવ્યા ધસ પ્રધસ બે વીર;
બાણવૃષ્ટિ કરતા હવા, પ્રલયતું જેમ નીર. ૧૧
અંજનીસુત અતિ આચ્છાદ્યો, જેમ ગિરિ ઉપર મેહ;
વિડારીને વીર નિસર્યો, બહાર બળિયો તેહ. ૧૨
ધસ પ્રધસ ઉપર કર્યા, વૃક્ષ કેરા પ્રહાર;

---

૧. વિતરડે—વતરડા ભરે—વલૂરે. ૭. ઉદકે—કૂદીને જાય.

શૈલશિખર નાખી સામટાં, આકળો કર્યો અપાર. ૧૩
સેના સઘળી સંહારી, પ્રહાર કરી પ્રચંડ;
પૂછડું મારે માથા ઉપર, જાણિયે જમદંડ. ૧૪
ધસ પ્રધસ બે પડ્યા પૃથ્વી, દુર્મુખ આવ્યો દુષ્ટ;
હનુમાનને ઢાંકતો હવો, પ્રહાર કરી પાપીષ્ટ. ૧૫
હનુમાન ભાંજે આવતાં, ગ્રહી તેનાં આયુધ;
સામાં શિખર ને શિલા નાખે, વજ્ર સરખાં શુદ્ધ. ૧૬
દુર્મુખનું તે ધનુષ્ય ભાંજ્યું, રથ તેનો કડકા કર્યો;
સાંગ લેઇને સામો આવ્યો, પાળો થઇને પરવર્યો. ૧૭
સાંગ સાહી આવતી, કટકા કરી ત્યાં બેહ;
હદે પાટુ મારી પાડચો, મરણ પામ્યો તેહ. ૧૮
સેના લાગી નાસવા, ભાસ્કર આવ્યો યોધ;
મ નાસો રે મ નાસો, કે'તો હવો કરી ક્રોધ. ૧૯
હનુમંતને હું હણું હવડાં, શાખામૃગનું શું ગજું?
જેણે મંત્રી મારા મારિયા, વેર તેનું કેમ તજું? ૨૦
પવનપુત્ર ઉપર કરે રે, બાણવૃષ્ટિ અતિ ઘોર;
ચંચળપણે અતિ ચૂક્યું, પ્રહાર પરમ કઠોર. ૨૧
આયુધ સઘળાં કર્યાં કડકા, વલૂરે તે દેહ;
ઉપર જાણે દવ લગ્યો, ને લાખનો ગિરિ એહ. ૨૨
શોણિતની ધારા વહે, જાણિયે ગિરિ નીઝરણ;
પશુમારે મારિયો તે, મૂઢ પામ્યો મરણ. ૨૩
રાક્ષસ રણમાં પડ્યા પ્રૌઢા, વહે શોણિતની ધાર;
હદે ભાંજી કર્યો ભૂકો, હોએ હાહાકાર. ૨૪
નાસતા દેખી નિશાચરને, આડો આવી ફરી વળે;
મર્મસ્થાનક મારિયા, મુવાને તે જઇ મળે. ૨૫
જાતા મે'લ્યા કેટલાએક, તે કહેવા સમાચાર;
નકટા બૂચા કાણા ખોડા કર, લૂલા મૂગા અપાર. ૨૬

---

૧૩. શૈલશિખર-પર્વતનાં શિખર. 'શિલા શિખર' પ્ર. ૪ થી. 'શિખર' પ્ર. ૩ જી. ૧૯. ભાસ્કર—એ નામનો દૈત્ય. ૨૨. લોહીથી રાતા થયેલા પર્વતને ઉત્પ્રેક્ષે છે; ઉપર ઈ૦. લાખનો-(રક્તથી રાતો થઇ ગયેલો હોવાથી). ૨૩. પશુમારે—જેમ પશુને મારે તેમ.

અંગ આખે બચરકાં, નખે વલૂરે દેહ;
જાણીને તે જાતા મૂક્યા, અધમુઆ કરીને તેહ. ૨૭
અરે કહેજો રાવણને, રે મૂઢ અજાણ;
જો નહિ આપે જાનકી, તો રઘુનાથ લેશે પ્રાણ. ૨૮
આપોપે તે આવી બેઠો, શિવતણે પ્રાસાદ;
શિખર ઉપર આવી કીધો. મેઘની પેરે નાદ. ૨૯
રણાંગણે દીસે ભયંકર, જોયુંએ નવ જાય;
રાક્ષસ પડ્યા છે પૃથ્વીએ, પ્રૌઢા પર્વતપ્રાય. ૩૦
રાજસભામાં રોતા આવ્યા, આગળ આવીને પડ્યા;
પ્રાણ રહિત જેમ હોએ, તેમ આવી અડવડ્યા. ૩૧
મુહૂર્ત્ત માત્રે વળી મૂર્ચ્છા, રાવણ પૂછે વાત;
અચેત થઇ એમ કાં પડ્યા છો, કોણે કીધા ઘાત. ૩૨
સઘળાએ તે શું થયા, મેં મોકલ્યા પ્રધાન?
ઉત્તર કાં દેતા નથી, શે ટળી છે સાન? ૩૩
વળતા અનુચર ઉચરે, શું પૂછોછો મહારાજ;
જાણી પ્રીછીને કર્યું, અત્યંત કૂડું કાજ. ૩૪
તમો લાવ્યા જાનકી, એ અતિ કર્યો અપરાધ;
સિંહણી જેમ શિયાળને ઘેર, થઇને રહે સાધ! ૩૫
પ્રધાન સાથે સંહાર્યા, સહિત સઘળા યોધ;
લગારે નથી ઉતર્યો, વાનરાનો ક્રોધ. ૩૬
રાક્ષસમાત્રને મારીશ કહેછે, કોણમાત્ર રાવણ રાંક;
બીજા બાપડા મરે છે, એક તમારે વાંક. ૩૭
તે તમને તેડે છે, કરવાને સંગ્રામ;
ઘરમાં બેશી શું રહ્યા છો, કરી કૂડું કામ. ૩૮
અંગ અમારાં જાણે છે, જે ભાગી કર્યાં છે ચૂર;
અમો નયને ન નિરખિયો, હનુમંત સરખો શૂર. ૩૯
અમો મૂક્યા છે જીવતા જે, તે કહેવા સમાચાર;
માર્યા પ્રાયે માહું કીધું, જે શરીરે સાલે પ્રહાર. ૪૦
તમો શે ન સોંપો જાનકી, રઘુનાથજીની નાર;

૩૩. સઘળા ઇ૦—એ સઘળાનું શું થયું. ૩૫. સાધ—સાધ્ય-વશવર્ત્તિની.

રાક્ષસીમાત્ર તે રંડા કરવા, શું લાવ્યા આણે હાર? ૪૧
દશ રૂદ્ર આગે જીત્યા, એ એકાદશમો નહિ જીતાય;
એને માથા ઉપર મોટા, સ્વામી રાઘવરાય. ૪૨
(રાક્ષસ) કુળ નિકંદન કરવા, એ પ્રકટ્યો અંગાર;
રામકોપે રાક્ષસ માત્રનો, સહી કરે સંહાર. ૪૩
વચન સુણી સેવકનાં, રાવણને ચઢ્યો કોપ;
વડી વારના કહણ કહોછો, મર્યાદા કરી લોપ. ૪૪
મૂર્ખ મનુષ્યનું મુજ આગળ, કરો શું વખાણ;
રાજ્યભ્રષ્ટ કપટી કાપડી, સાથે પશુ અજાણ! ૪૫
લાજતા નથી મૂરખો, જે સ્વાભાવે આહાર;
તેના માર્યા રૂઓ છો, ગુણ ગાઓ છો અપાર. ૪૬
જાઓ રે મારા મોં આગળથી, નહિતર ખૂટ્યો કાળ;
કાયર એવા ક્યાં થયા જે, ચાંપી બેસતા ચાળ? ૪૭
માર્યા સાતે સાંભળ્યા, પ્રૌઢા જે પ્રધાન;
દૈવ જેનો દુબળો જે, ગયું નસંતાન. ૪૮
હવે કોય છે મારામાં, જે વીર વઢવા જાય;
એ વાનરને વિડારી, કટકા કરીને ખાય. ૪૯
એણે મારા મંત્રી માર્યા, અને ઉભેળ્યું વન;
એંશી લક્ષ નિશાચરનું, એણે કર્યું કદન. ૫૦

---

## કડવું ૧૨ મું.

### રાગ મારૂણી જીતમાન.

એણીપેરે બોલ્યો રાવણરાય, ભાઇઓ કો લઢવા રણ જાય;
વાનરને કો રાખે વારી, મારી મોકમ નાદ ઉતારી. ૧
આખે અણીએ અહીં આવે, ભાઈ મને ભલું મનાવે;
સાહીને નિગમે લાજ, કાયરનું નહિ અહીં કાજ. ૨

---

૪૭. ચાંપી૦—જે મારા અંગરખાની ચાળ દબાવીને બેસતા તે તમો એવા કાયર કેમ થયા? ૫૦. કદન–વિનાશ. ૧. નાદ—ગર્વ. ૨. સાહીને ૦—એ વાનરને પકડીને જે તેની લાજ નિગમે (ગુમાવે).

નાઠો આવે તેને હું પીડું, છૂતી શકો તો છબજો બીહું;
કોનું હૈયું નવ ચાલે, રણ જાવા કો મન ન ઘાલે. ૩
જે ગયા તે વળતા ન આવ્યા, મારીને જમલોકે ચલાવ્યા;
વાનર કેરી પેરજ પરખી, રાક્ષસ રહ્યા સર્વ નીચું નિરખી. ૪
રાવણને ચઢ્યો અતિ ક્રોધ, શું મારામાં નથી કો યોધ;
જો વાનરશુ વઢવા ન જવાય, અમર સંઘાતે શું જુધ થાય. ૫
જે વનચર તાળિયે ત્રાસે, મદભર્યો ગાજે છે પાસે;
રાક્ષસકુળનો હોય તે લાજે, આપણ આગળ એમ ન છાજે. ૬
એમ રાવણ કેરી વાણી વ્યાપે, વળતો ઉત્તર કોય ન આપે;
અતિશે કોપ્યો અક્ષકુમાર, મદભર્યો આણી અહંકાર. ૭
જેમ પૂછડે ચાંપ્યો સાપ, સિંહ પરોણે ચોંક્યો આપ;
જઇ પિતાને કર્યો પ્રણામ, સ્વામીજી કાંઇ દીજે કામ. ૮
કરૂં વસુધા વાનર વિહોણી, પેખો પરાક્રમ પહેલી ખોણી;
મનુષ્યમાત્રને હું મારૂં, કાજ તમારાં સઘળાં સારૂં. ૯
જેને અમર સરખા બાળક બળવંતા, તેનો પિતા કરે કાં ચિંતા;
તમો સીતાનું મન મનાવો, શાને કાજે સભામાં આવો. ૧૦
હવે જાણજો કારજ સીધ્યું, એમ કહીને બીડું લીધું;
અક્ષકુંવરનાં સુણી વચન, રાવણ થયો મન પરમ પ્રસન્ન. ૧૧
આતા તુંથી સોહલા થઇએ, એમ કહીને ચાંપ્યો હૈયે;
મસ્તકનું કીધું આઘ્રાણ, કુંવર તું છે મારા પ્રાણ. ૧૨
ભલે આવ્યો તું મારે પેટ, બળિયા તું બૂડતાં બેટ;
આતા તેં હું કર્યો નિશ્ચિંત, હવે તેં હણ્યો હનુમંત. ૧૩
બાળક બેસાર્યો ઉત્સંગ, અતિ અનુપમ ઓપે અંગ;
સેનાપતિ તેડાવ્યા શૂર, સેના સજ કરી અતિ ક્રૂર. ૧૪
આયુધના કીધા અંબાર, સહુના ટોપ હથરોટા સાર;
હય હાથી ને રથપાળા, જે યોધા યુદ્ધતણા તે ટાળ્યા. ૧૫
અક્ષકુંવર અતિશે શણગાર્યો, વઢતાં વીર ન જાયે વાર્યો;

---

૩. છબજો—ઝડપજો. ૭. અક્ષકુમાર—રાવણનો પુત્ર. ૮. પરોણે—પરોણાની આરથી. ૧૨. આઘ્રાણ—વાસ. અર્થાત્ મસ્તક સુંઘ્યું. ૧૫. ટાળ્યા—ટાળી કાઢ્યા-વીણી વીણીને પસંદ કર્યા.

આઠ વાઘ જોતરિયા રથ, જે ત્રણલોક જાવા સમરથ. ૧૬
સોનાનો રથ રમણિય જડિયો, વિશ્વકર્માએ કરે ઘડિયો;
શશિ સૂર્યનાથી અતિ તેજ, આંગળ આણી રાખ્યો હેજ. ૧૭
એવો નહિ કો કવિ સુજાણ, જે રથ કેરૂં કરે વખાણ;
ઉચો છે અતિ ધ્વજદંડ, જાણે ભરિયું એ બ્રહ્માંડ. ૧૮
સઘળા સરખા શણગાર, અતિ ઓપે અક્ષકુમાર;
સહુના ટોપ હથરોટા પાણ, બળિયો બોલે અમૃત વાણ. ૧૯
જાણે મૂર્ત્તિવંતો કામ, અંગ અનંગ અતિ અભિરામ;
વિશાળસ્કંધ ને આજાનબાહુ, સુરશત્રુ વિષે જેમ રાહુ. ૨૦
પંચશબ્દ વાજે નિશાણ, અમરલોક પડ્યાં ભંગાણ;
બંદી બોલે જયજયકાર, તેને બહુ આપ્યા ભંડાર. ૪૧
વિપ્રવૃંદ ત્યાં દે આશિષ, કુંવર જીવો ક્રોડ બત્રીશ;
જળે કરી દેછે અભિષેક, જગત વિષે યોદ્ધો તું એક. ૨૨
ઓવારણાં કરેછે નારી, વહેલો આવે તું વાનર મારી;
સૌભાગ્યવંતી સ્ત્રી સામી આવે, જળહળ કરી મોતીએ વધાવે. ૨૩
ઉપર ઉતારી આભ્રણ આપે, જાચકજનનાં દારિદ્ર કાપે;
નરનારી સહુ જોવા આવે, ડચકાં ખાય ને કોટ હલાવે. ૨૪
કુંવર કોમળ છે અતિ કાળો, પ્રાણીમાત્રને જે વહાલો;
મંદોદરી વારી નવ રાખે, કયમ જીવશે કુંવર પાખે? ૨૫
વાનર હમણાં કરશે નાશ, જેમ સૂકે તૃણ ધર્યો હુતાશ;
રામા એની થાશે રાંડ, મરવા મોકલે છે માંડ. ૨૬
પ્રાણીમાત્ર આવી જે જુએ, મોઢે હસે ને મનમાં રૂએ;
રાવણ કનેથી આજ્ઞા માગી, ચાલ્યો ચંચળ ચરણે લાગી. ૨૭
રાવણ બોલાવાને જાય, હૈડામાંહે હરખ ન માય;
ભાઇઓ આ સોણું કે સાચું, લોકલાજ ભાગો નવ નાચું! ૨૮
સેનાતણો નવ આવે પાર, જાણે મહી નમશે શું ભાર!
સાથે રાક્ષસ અસંખ્યાત, માંહોમાંહે કરેછે વાત. ૨૯
જીવતા આવ્યાની નહિ આશ, વાનરના બળનો વિશ્વાસ;

---

૨૦. અનંગ—અનંગ (કામદેવ) સરખું. આજાન—ઘુંટણ સુધી લાંબા.
૨૨. વિપ્રવૃંદ—'વૃક્ષવૃંદ' પ્ર. ૨ છ નો પાઠ અશુદ્ધ લાગે છે.

આવી પીંજણીએ પરઠ્યો પાય, અમરગણ અતિ નાઠા જાય. ૩૦
ગુફા ગહવર માંહે પેઠા, ઉંડા જઇને અગોચર બેઠા;
રથ ઉપર ચઢિયો રણધીર, નાદ કરીને અતિ ગંભીર. ૩૧
જાણે શું સાગર સાત, એકઠા થઈ ગાજે ઉત્પાત;
જાણે મેઘ મળીને બાર, પ્રલયકાળે ગાજે છે અપાર. ૩૨
જાણે સિંહ કોપે કરી નાદ, ત્રણલોક સંભળાવે સાદ;
આગળ યોધા અસંખ્યાત, વાનરનો વેગે કરે ઘાત. ૩૩
સાંગ તોમર મૂશળના માર, બાણતણી વરસે ઘનધાર;
પરિઘ પ્રાસ પાશના પ્રહાર, હોવા લાગ્યો હાહાકાર. ૩૪
વાનર વીર જુએછે વાટ, વઢ્યા વિના અંતર ઉચ્ચાટ;
ખડધાયો ને ખસે ખાધો, રૂવે ગાઢે જાણે દાધો. ૩૫
ઉઘાડો ને દુર્બળ દેહ, દીન હીન મલિન અતિ છેહ;
પડી રહ્યો છે થાક્યો ભાગ્યો, આતુર ઉચાટો ને નાગો. ૩૬
જો જો આશ્ચર્યકારી એહ, સમોવડ યુધ શોભશે તેહ;
શરણાઇ ને ફેરી દદામા, વાજાં બહુ વાજેછે સામાં. ૩૭
વાનર પડ્યો અહીં કરણે, નયણે નીર વહે નીઝરણે;
વાજતાં શ્રવણે સુણી નિશાન, દશે દિશથી આવે બાણ. ૩૮
ઉભો રહીને આળસ મોડે, સેના દેખી મોં મચકોડે;
પગ વચ્ચે મોં ઘાલી જુવે, આંખ ચોળીને ગાઢે રૂવે. ૩૯
દશોદિશથી આયુધ આવે, જાણે ગરૂડને અમર વધાવે;
કક્ષાપુટ કૂટે ને નાચે, રાઢ કરવા રંગે રાચે. ૪૦
આયુધ આવતાં સાહી ભાંજે, હુત હુત કરીને ગાજે;
વૃક્ષ શિખર ને શિલા નાખે, માર માર મુખ વાણી ભાખે. ૪૧
પર્વત પ્રાયે પ્રૌઢો દીસે, વઢતાં ફૂલે ને મન હીસે;
તુમુલ યુદ્ધ મંડાણું ત્યારે, સેના મધ્ય જઇ પડ્યો જ્યારે. ૪૨
એમ આખો આચ્છાદ્યો બાણ, જેમ આભલે ઢાંક્યો ભાણ;
વીર વિડારી આવ્યો બહાર, જેમ પડિયામાંથી કાઢી તરવાર. ૪૩

---

૩૫. હનુમાને રાક્ષસોને કેવું રૂપ બતાવ્યું તે વર્ણેછે; ખડધાયો ૯૦—ખડધાયલો—ખરખચડી ત્વચાવાળો. ખસેખાધો—ખસના વ્યાધિથી ખવાઇ ગયેલો. ૩૬. ઉઘાડો—'ઉઘર' પ્ર. ૩—૨ ૭. આતુર—માંદો. ઉચાટો—ઉદાસ જેવો. ૩૮. કરણે—ઉહકારા કરેછે. ૪૩. પડિયામાંથી—મ્યાનમાંથી.

દાંતે કરડે ને નખે વલૂરે, મોકમ મુષ્ટિ મારે ચૂરે;
પાડુ ગડદા શરી ને કોણી, કરી કાયા નાખે છુંદવોણી. ૪૪
આકાશ ઉછાળે પાષાણ પછાડે, મરમે મરડી મહીએ પાડે;
પ્રહાર કરીને પૂરા પીડે, હાડ ભાંજવા દંગે બીડે. ૪૫
ખુંદે શુંદે ચાંપે ચોળે, સહી સાગરમાંહિ બોળે;
રથ ભાંજ્યા ને ઘોડા માર્યા, મારી રાક્ષસ વકતા વાર્યા. ૪૬
દંતુશળ કાઢી દુખિયા હાથી, પર્વત જેમ વેરાએ વાથી;
જાળવે આવતાં આયુધ, કોપ્યો કાળતણી પેરે ક્રુદ્ધ. ૪૭
જય જય જય સીતારામ, નાદ કરી ગાજે લે નામ;
ફૂંએ ઠુંએ ખુંદે ચુંદે, ચીલે પીસે છોસે છુંદે. ૪૮
બરડે કરડે મરડે બચરડે, વચ્ચેથી વે'ર પેરે તરડે.
પગ ચાંપે ને વળી ચીરે, કાળપશુ આગળ લેઇ નીરે. ૪૯
એમ સેના સઘળી સંહારે, હનુમંત હડે ચઢ્યો નવ હારે;
એક સ્થાનક ક્ષણ ન થોભે, અંજનીસુત વઢતો અતિ શોભે. ૫૦

---

## કડવું ૧૩ મું.

### રાગ શ્રીરામકલીનો.

રાક્ષસ મારી કર્યા આકળા, હોય હાહાકાર;
દશોદિશે નાસવા લાગ્યા, સહ્યો ન જાયે માર. ૧
આડો ફૂરીવળે બળવે શુ, ઉગામીને આવે;
માસાં ચાવે દાંત દેખાડે, બળિયાને બીહાવે. ૨
આયુધ અંગ એક ન વાજે, રાક્ષસ મનમાં લાજે;
દાંતે ઝાલે કોણે ન ચાલે, મેઘતણી પેરે ગાજે. ૩
પૂંછપ્રહારે મોકમ મારે, વારે નહિ કો વીર;
ગોટીમડાં ખાયે સામો થાયે, ધાયે ધરીને ધીર. ૪
શોણિતની તો સરિતા ચાલે, કેશતણો સેવાળ;

---

૪૪. શરી પ્ર૦—અર્થાત્ દોટ મૂકીને મારે. ૪૮. ચીલે ઈ૦—રથના ચીલામાં નાંખીને પીસી નાંખે. ૪૯. વચ્ચેથી પ્ર૦—"વચ્ચેથી વેહેરીને ધસરડે" પ. ૩ છ.

માંસતણા કર્દમ કીધા છે, અસ્થિતણી થઇ પાળ. ૫
પશુમાર મારેછે રાક્ષસ, માંહે મોટા બેટ;
પાંચ ફેણુના ભુજંગમ, મહીં પડ્યા છે નેટ. ૬
મસ્તક મીન મહા મોટાં છે, હૃદે કચ્છપ ક્રૂર;
કુંભસ્થળ કટકા કીધાં છે, પાદુએ ચકચૂર. ૭
રથ ભાગ્યા તણાણા જાયે, જાણે કટકા કીધા વહાણ;
રાક્ષસ આયુધ વિહોણા કીધા, ભારે પડે ભંગાણ. ૮
આયુધના અંબાર પડ્યા છે, કર સહિત કટકા બેહ;
નીરઝર્ણ ગિરિગુફાથી ચાલે, તેમ શોણિત વહે છે દેહ. ૯
ભયંકર ભાસે રણ આંગણે, જોયું એ નવ જાય;
રાક્ષસને ભૂત પ્રેત પિશાચ, ખાંતે કરીને ખાય. ૧૦
અક્ષકુંવર રહ્યો એકલો, સેના સર્વ સંહારી;
ભાગ્યું વહાણને કૂવો બૂડ્યો, જેમ ઝૂરે વ્યાપારી. ૧૧
એકે ગતિ સૂઝે નહિ તેને, જેમ વેરાણાં વસાણાં;
જમસદન જાવાને સહુને, જાણે આવ્યાં આણાં. ૧૨
વાનરો વ્યાપી રહ્યોછે સઘળે, દિનકરની પેરે દીપે;
નિશાચરનો નાશ કરેછે, હઠે ચડ્યો રણજીપે. ૧૩
અક્ષકુંવર તો એવો કોપ્યો, જાણે કાળ કૃતાંત;
રહેજે રે તું વનચર ઉભો, હમણાં આણું અંત. ૧૪
એમ કહીને બાણવૃષ્ટિ, આરંભી અતિ ઘોર;
પવનપુત્ર જાણીએ જાળવે, પ્રહાર પરમ કઠોર. ૧૫
આચ્છાદન આખોએ કીધો, બહુ મૂકી બાણ;
એક વારે અસંખ્યાતાં, સબળ કરી સંધાણ. ૧૬
આવતાં ઝાલી ભાંજી નાખે, વદે જય જય વાણ;
પૈડાંના રાખનારા માર્યા, હેલામાં કરી હાણ. ૧૭
દેરાના સ્થંભ ઉખેડી, માથા માંહે મારે;
શૃંગ ઉખેડી નાખે ગિરિનાં, નાદે નાદ ઉતારે. ૧૮
મીનના પ્રાયે ચંચળતા, પવન પ્રાયે પર્મ;
આવતાં આયુધ જાળવે, પાછાં મારે મર્મ. ૧૯

---

૬. રાક્ષસના કપાયલા હાથને રૂપકથી વર્ણે છે. પાંચ ફેણુના ઇ૦
૧૧. કૂવો–વાહાણનો વચલો ડોલ. ૧૨. આણાં–તેડાં.

વૃક્ષે કરી હૈયામાં મારે, શિલા નાખી ચાંપે;
નાદ સાંભળી રાક્ષસ નાસે, કાયર થર થર કાંપે. ૨૦
અક્ષકુંવરનું ધનુષ્ય ભાંગ્યું, ભાથામાં જે તીર;
પાછળ બેશી કર્યાં કડકા, ગાજે ઘન ગંભીર. ૨૧
આગળ આવીને અતિ નાચે, છંદૈયાં અતિ પાડે;
કાનમાંહે મોં ઘાલીને, ગાઢે ગાઢે ત્રાડે. ૨૨
ગલગલિયાં કરે આવીને, મોઢે લૂએ પશ્ચિમકાર;
લઘુશંકાની સેર ચલાવે, અંતરિક્ષ રહી અપાર! ૨૩
અક્ષકુંવરને ક્રોધ અતિ ચઢયો, શક્તિ ગ્રહીને ધાયો;
વડીવારનો વઢે વાનરો, વેરી વડો વસાયો. ૨૪
સાંગ આવતી સાહી સેહેજે, જેમ ગરૂડે સાપણ ઝાલી;
કકડા કરી નાંખ્યા મહીમંડળ, સમીપે ગયો ચાલી. ૨૫
અક્ષકુંવરે એક ગદા મારી, હનુમંતને હૈયે વાગી;
અથડાઇને અળગી પડી જે, તેહતણી ગત ભાગી. ૨૬
ક્ષણમાત્ર મૂર્ચ્છા થઇ તેને, વળી તત્ક્ષણ સાન;
ગિરિશૃંગ ઉપાડી આવે, આણીને અભિમાન. ૨૭
સારથીને મારી મહી પાડયા, વિહ્વળ કીધા વાઘ;
અંજનીસુત જોયો નહિ જાયે, દીસતો અતિ ડાઘ. ૨૮
રથતણી નિસણી ભાગી, કાગસુ કડકા કીધું;
આડે વાઘ વિડારી નાખ્યા, વેર પૂરૂં લીધું. ૨૯
ધ્વજદંડને શતખંડ કીધો, ભાગ્યાં સાંગીનાં સાલ;
રથ ભૂકો ભાંગી કીધો, વાવા લાગ્યો ગાલ. ૩૦
અક્ષકુંવર તો કીધો પાળો, સેના નહિ કો સાથ;
ખડ્ગ લેઇને ધસ્યો હણવાને, હવે ચઢયો તું હાથ. ૩૧
કર સાહી કરૂં કડકા, તોમર લેઇને ધશિયો;
તોમર ભાંગી ભૂકો કીધો, ખડ ખડ તે તો હશિયો ૩૨
મુષ્ટિ મોકમ ઉગામી આવ્યો, હનુમંતે કર ગ્રહી ગર્વ ટાળ્યો;
ધસડીને તાણ્યો તેને, જાણિયે ગરૂડે સર્પ ઝાલ્યો. ૩૩

---

૨૯. નીસણી-ઉધનો આગલો અણિદાર ભાગ. કાગસુ-પીંજણી (?)
૩૦. વાવા લાગ્યો-વગાડવા લાગ્યો.

માંહોમાંહે બાથે વળગ્યા, અળગા કયમ ન થાય;
ઢીંકા પાટુ ઢીંચણીઆં, કોણીએ કરી કાય. ૩૪
અન્યો અન્યે કરડે બેઉએ, શરી સામટી મારે;
જાણે એ જમને અંતક છે, વઢતાં કોય ન વારે. ૩૫
શોણિતતણી તો વહે છે ધારા, નખે વલૂરે દેહ;
સેના વિના શોભે એવું, વણ કંચુકી અહિ એહ. ૩૬
લાંગૂલ અંગે વીંટે આપે, કરે કરી ચહો કંઠ;
પશુમાર માર્યો તે મોકમ, મોકલવા વૈકુંઠ. ૩૭
નીચોવી નિઃસત્વ કરીને, અક્ષકુંવર મહીએ નાખ્યો;
જુજવો કરીને જાણે, એકઠો અંશ ન રાખ્યો. ૩૮
પુષ્પવૃષ્ટિ કીધી સુર અંતર, કરે દુંદુભિ નાદ;
શાખા સહિત સ્તુતિ આરંભી, સંભળાવીને સાદ. ૩૯
કરજોડી કરગરવા લાગ્યા, દીન દામણા દેવ;
સ્વામી ભવ ભવ રણિયા તારા, શી કીજીએ સેવ. ૪૦
એણે અક્ષકુંવરે અતિ પીડયા, તે પીડા તમો ટાળી;
રાંકતણી પેરે રોળ્યો, વેર અમારૂં વાળી. ૪૧
શરીરે શોણિત છાંટા લાગ્યા, રોમ રોમ અતિ રાજે;
જાણે સિંહ વિડારી મહાગજને, મેઘતણી પેરે ગાજે. ૪૨
અક્ષકુંવરને પડયો પેખી, રાક્ષસ દોદશ નાસે;
આણે ફરી વળ્યો અંજનીસુત, જાણે હૂતો પાસે. ૪૩
નહિ નાશી દેઉ તમને જાવા, અમને વઢવા કોડ;
વિનય કરીને કરે છે, વિનતડી કરજોડ. ૪૪
તોયે નાક કાન કર કાઢયા, કહેવા કારણ પેર;
સમાચાર સંભળાવી સુધો, મરશે જઇને ઘેર. ૪૫
રાવણ આગળ આવી પડિયા, મોકમ મૂકતા પોક;
સ્વામી એણે અક્ષકુંવર માર્યો, પરવરિયો પરલોક. ૪૬
સુણતાં રાવણ પડયો પૃથ્વી, શરીર રહી નહિ સાન;
હા હા પુત્ર હું ખરો વગુતો, ઉતરિયું અભિમાન. ૪૭
હનુમંત પાછો વળીને આવ્યો, શંકરને પ્રાસાદ;

૩૬. અહિ–સાપ. ૩૯. અંતર–અંતરિક્ષમાં. શાખા સહિત.–(?)

શિખર ઉપર જઇને સુતો, નિશાચરનો ઉતારી નાદ. ૪૮
નગરના વાશી નાશી બેઠા, હનુમંતની સુણી હાક,
આ જુઓ રે, અનુચરનાં, કાપ્યાં કર કાન ને નાક. ૪૯

---

## કડવું ૧૪ મું.

### રાગ વેરાડી. દોહરી જીતમાન.

સેવક કહેછે સ્વામી મારા, સુણોને સાચી વાત;
જનકનંદિની શાને લાવ્યા, જે જગતની માત. ૧
એવા અસંખ્યાત છે વાનર, શ્રીરામચંદ્રની પાસ;
હેલામાં અહીં આવશે તો, નિશ્ચે કરશે નાશ. ૨
અમો જીવતા મૂક્યા છે, તે કહેવા સમાચાર;
મરણ પ્રાયે માઠું લાગે, સબળા સાલે પ્રહાર. ૩
કારણ કપિ કો આવ્યો છે, કોણે કળ્યો ન જાય;
એકાદશમો રૂદ્ર મનાવો, તો કારજ સિદ્ધ થાય. ૪
એમ કહીને રહ્યા અણબોલ્યા, રાવણ પાડે ચીસ;
હણે હૈયું હાથે કરીને, અને કૂટે શીશ. ૫
ઉભો થઇને અંગ આછેટે, પડે પા'ણની રીત;
પુત્ર વિરહે પ્રાણ ન તજે, તો તો શાની પ્રીત? ૬

### ધ્રુપદ.

મારા કુંવર રે, ઉત્તર દ્યો એક વાર; મારા૦
મારી કો ન કરે સાર ? મા૦ ૭
તમો તો પ્રાણ આધાર, મા. તમારા પરાક્રમનો નહિ પાર; મારા૦
આવી બેસો ઉછંગ, મા. અતિ કોમળ તારૂં અંગ. મા. ૮
તારૂં મુખ જોવા મુજ મન, મા. ચંદ્ર ચકોર લોચન; મા.
આવી દ્યો આલિંગન, મા તારે ગાલે કરૂં ચુંબન. મા. ૯
મરશે તારી માત, મા. સુણતાં સાચી વાત; મા.
તને કેમ કપિએ કીધો ઘાત, મા. એ મોટો ઉત્પાત. મા. ૧૦
હૃદય ફાટે નહિ પાષાણ, મા. નિસરી ન શકે પ્રાણ; મા.
એવા મૂઢ અજાણ, મા. તારૂં કીજે કશું વખાણ. મા. ૧૧

વાલા મેં કીધો અપરાધ, મા. સહુકો કહેછે દોષ અગાધ; મા.
બીજાને દેઉં બાધ, મા. તું શે મરાણો સાધ. મા. ૧૨
અરે દૈવ દુબળો જાણુ, મા. તારી હુઇ હેલામાં હાણ; મા.
હું બોલી ન શકું વાણ, મા. કરૂં કેઈ પેરે કાણ. મા. ૧૩
અનુક્રમ નહિ એહ, મા. હું પહેલો તું મરે એહ; મા.
તારે વિરહે પડેછે વેહ, મા. વિધાતા અવળું એહ. મા. ૧૪
કોને કહું મનની દાઝ, મા. બળું નહિ જો બાઝ; મા.
જો પ્રાણ ન થાયે તાજ, મા. કોણ કરશે મારી સાજ. મા. ૧૫
એમ આક્રંદ કરેછે રાવણ, મા. નયને વહે નીરઝરણ; મા.
વિષ ખાઈ પડું ધર્ણ, મા. કેઇ પેરે પામું મર્ણ. મા. ૧૬
અંગીઠીમાં અંગ ઓઢવું, જેમ કરવત કાપે કાય;
અચેત થઇ અવનિ સૂતો છે, પૂરા પ્રાણ ન જાય. ૧૭
મંદોદરીએ મૂઓ સાંભળ્યો, લાડકડો અક્ષકુમાર;
કલ્પાંત કરે તે આવી અબળા, પડચો પેખ્યો ભરતાર. ૧૮
પાપી પતિ એમ શું સૂતો છે, મિષ કરીને માંડ;
આપોપે જાણી પ્રીછીને, વધૂ કરાવી રાંડ. ૧૯
જનકનંદિની શાને લાવ્યો, કયાં ઉપની કુમત્ય;
અમર તને પડચો દેખીને, આનંદે છે અત્ય. ૨૦
પુત્રતણે વિરહે અતિ પીડી, હૃદે ભીડી પતિનો પ્રાણ;
હા હા! હું તો હવે વગુતી, ત્રાહ ત્રાહ કરી વાણ. ૨૧
એવે ઇંદ્રજિત ત્યાં આવ્યો, પડચો પેખ્યો બાપ;
માના મોઢા આગળ જઇ, માંડચો વિવિધ વિલાપ. ૨૨
અરે પિતા તું શું પડચો છે, જેમ કો રૂવે રાંક;
દૈવને દૂષણ શું દે છે, જો પોતાનો વાંક. ૨૩
વેરીનાં હૈયાં કાં ઠારે, અવનિએ થઈ પાત;
દેવ સહુકો દે દુંદુભિ, શ્રવણે સુણીએ વાત. ૨૪
પરનારી તે વિષવેલડી, તે તેં વાવી દ્વાર;
ભૂરપણે ભક્ષ કરવા પોતે, પડવા નરક મોઝાર. ૨૫
આણે બળે હરી તેં સીતા, કરવા કુળનો નાશ;

૧૨. બાધ દેઉં–પીડા કરૂં. ૧૫. બાઝ–(બાહ્ય) બાહારથી. સાજ–સાલ.

રાક્ષસકુળ વન સહી સૂકાણું, હનુમંત હવો હુતાશ. ૨૬
એકલડો વાનર અહીં આવ્યો, તેણે રાક્ષસ હણ્યા અનેક;
તેથે તમો દિગ્મૂઢ થયા, કાં લે'તા નથી વિવેક! ૨૭
એ તો અર્થ તમારે આવ્યો, ઓશીંકળ થયો અમાપ;
જે તમથી એ જન્મ પામિયો, ટળિયો સઘળો તાપ. ૨૮
સંગ્રામે મૃત્યુ જે પામ્યો, તેનો ન ઘટે શોક;
એહ લોક તો કીર્ત્તિ હોશે, સ્વર્ગ હોશે પરલોક. ૨૯
શસ્ત્રધારી માત્રને રે, શોભા એણી વાતે;
માંદો થઈને મરે નહિ રે, પડે પરને ઘાતે. ૩૦
પછે પડે પસ્તાવું, તે પ્રથમ ન કીજે કામ;
તે તુજને દેખી કયમ રીઝે, જેને વા'લા રામ. ૩૧
એકે અર્થ સર્યો નહિ એણે, સીતા આણે ઠામ;
એકે હાથે તાળી ન પડે, મિથ્યા મોહ મન પામ. ૩૨
શૂર્પણખાનાં સેહેજે છેદ્યાં, જો રે નાક ને કાન;
ભૂરપણે ચેત્યા નહિ ત્યારે, શું ટળી'તી સાન. ૩૩
ચૌદસહસ્ત્ર રાક્ષસ જેણે માર્યા, મે'લી એકજ બાણ;
ખર દૂષણ ત્રિશિરા માર્યા, ઉતાર્યા ત્યહાં ઘાણ. ૩૪
જાણી હરણ કર્યું સીતાનું, મરણતણું એ મૂળ;
પેટ મસળીને પોતે ઉપાવ્યું, શાને માટે શૂળ. ૩૫
જો જાણે જીવતા રહીએ, તો જનકસુતા સમર્પો;
રામચંદ્રને ચરણે લાગો, આપોપું જઈ અર્પો. ૩૬
જો જાણે સીતા કેમ આપું, જે મેં કીધું હરણ;
મરણ ભાગા જો ભય ન પામો, તો શું સૂતા ધરણ. ૩૭
બેઠા થઈ બોલાવો મુજને, અને આજ્ઞા આપો;
નમાનુપી મહી કરી દેખાડું, જો મુજ મસ્તક કર થાપો. ૩૮
વાનર વિહોણી વસુધા કરીને, તે તમને દેખાડું;
વીરતણું વેર વાળવા, સુતર સઘળું પાડું. ૩૯
આકાશ ઉતરડી નાખું, શોષું સાગર સાત;
મેરૂ પર્વતને મારી ભાંજું, કરે કરી કરૂં ઘાત. ૪૦

૨૬. હુતાશ–અગ્નિ. ૨૯. હોશે–પામશે. ૩૦. પરને–શત્રુને.

કહો તો આખી અવનિ ઉથાપું, ભાંજું ચૌદે લોક;
મુજસરખા પુત્રને પામી, ન ઘટે તમને શોક. ૪૧
સામા સાવધાન થઈ બેસો, સહુકોને દ્યો શીખ;
અમે આયુધ વડે જીવવું, નથી માગવી ભીખ. ૪૨
જન્મ તેને મરણ ખરૂં છે, તો શે થઇ રહીએ રાંક;
જો શત્રુને સાહ્યા વિણ આવું, તો કાઢજો વાંક. ૪૩
બાંધી મોઢા આગળ આંણું, તો તમારો તન;
શાખામૃગનું શું હણવું છે, કાં મોહ પામો મન. ૪૪
એમ કહીને ઉભો કીધો, વળતો રાવણરાણો;
વડી વારનો વાનર વઢતો, હવે ઘડો ભરાણો. ૪૫
ઇંદ્રજિતનાં વચન સાંભળી, રાવણ થયો રળિયાત;
સિંહાસન બેશી સુંદર, બોલ્યો સુત સંઘાત. ૪૬
આતા એમ ઘટે તને, મને થયો સંતોષ;
જે તેં સ્વસ્થ કર્યું મારૂં મન, મનરિપુ ઉપર કરી રોષ. ૪૭
તારે બળે કરી હું માણું, તું ભલે આવ્યો પેટ;
જ્યેષ્ઠ શ્રેષ્ઠ વલ્લભ મુજને, બૂડંતાં થા બેટ. ૪૮
ઇંદ્રજિત કહેછે એ તમને, કોણ કરાવે વાત;
જેમ તેમ સીતાનું મન મનાવો, ત્યાં જઈ તમો તાત. ૪૯
જેણે અર્થે એ આણી છે, તે સારો સર્વ કાજ;
નિઃકંટક ત્રૈલોક્યતણું તમે, સુખે ભોગવો રાજ. ૫૦



## કડવું ૧૫ મું.

### રાગ મલાર.

ઇંદ્રજિતને આલિંગન, દેવા લાગ્યો દશવદન;
તું છે મારે પ્રાણજીવન, હવે મારૂં માન્યું મન. ૧.
વીરા વહેલો થઇને જાય, કરે કટકા વાનરની કાય;
વા'લા તું તો વા'રે ધાય, પુત્ર શોક મેં કયમ ખમાય? ૨
વણજીતે આવીશ મા વીર, રણાંગણે રહે ધરી ધીર;

---

૪૮. માણું—ભોગવું (રાજ્યપદ). 'બાંડુ' પ્ર. ૩ ૭.

વેધે વાનરતણું શરીર, તીણાં તીણાં મે'લી તીર. ૩
વેર વાળજે વીરાતણું, બીજું દુઃખ દીધું છે ઘણું;
અધિક શત્રુ હું એને ગણું, ગ્રહી લાવે તો હાથે હણું. ૪
પિતાતણી પ્રશંસા કરી, ઇંદ્રજિત ક્રોધ મન ધરી;
ઘેર વળાવી મંદોદરી, હવે હઠે હણું હરિ. ૫
સેનાપતિને કીધી સાન, ચઢ્યો રણ આણી અભિમાન;
જઈ વીંટચો વાનર બળવાન, શૂર સહુ થાયે સાવધાન. ૬
વાગ્યાં પંચશબ્દ નિઃશાણ, હીસારવ કીધા કેકાણ;
જગત આખે થયું જાણ, ઇંદ્રજિત ઉગ્યો ભૂભાણ. ૭
સજ કર્યો રથ સોનાતણો, વેગે પવન પ્રાયે ઘણો;
તેજ સૂરજનાથી અતિ ઘણું, બેસે ઇંદ્રજિત એક જાણું. ૮
સોળ સિંહ જોતરિયા સહી, પંથે પળતા થાકે નહિ;
ગજનાં જૂથ વિડારે વહી, ક્ષણમાત્ર ન શકે કંઇએ રહી. ૯
રથ એ વિશ્વકર્માએ ઘડ્યો, હીરા માણેક રત્ને જડ્યો;
ધ્વજાદંડ આકાશે અડ્યો, સુરપતિ સિંહાસનથી પડ્યો. ૧૦
સળક્યો શેષ સુણી સિંહનાદ, દિગપતિ પામ્યા અતિ વિખાદ;
ઇંદ્રજિત મન અતિ ઉન્માદ, વાનર સાથે કરવા વાદ. ૧૧
હસ્તી રથ પાળા તોખાર, સૈન્ય તણો નવ આવે પાર;
ધરા નમે સૈન્યને ભાર, હોઇ રહ્યો છે હાહાકાર. ૧૨
સહના ટોપ હથરોટા પા'ણ, માર માર મુખ બોલે વાણ;
આયુધ ષોડશવીશ વખાણ, ચઢિયો ક્રોધ મન આણ. ૧૩
બેઠા વીર મન આણી રીસ, વિપ્રવૃંદ દે છે આશિષ;
વહેલો જીતી આવે ઇશ, વન વાનર પાડેછે ચીસ. ૧૪
વધાવે સન્મુખ સુંદરી, અખ્યાણાં તે આગળ ધરી;
મુક્તાફળની થાળી ભરી, ગાય ગુણ સુંદર સ્વર કરી. ૧૫
નગરથકી નિસરિયા બા'ર, ચાલો કપિ છે જેણે દ્વાર;
હવે હનુમંત ખાશે હાર, રાક્ષસને મન વાનર ચાર. ૧૬
રેણે આચ્છાદ્યું આકાશ, લગારે ત્યાં નહિ અજુવાશ;

---

૫. હરિ—વાનર. ૧૧. દિગપતિ—દિશાઓના દેવતા. વિખાદ (વિ-ષાદ)—ખેદ.'દિનપતિ પામ્યા અતિ વિખવાદ' પ્ર. ૨ છ. ૧૬. ચાર—ઘાસ.

દિનકરકેરો નહિ પ્રતિ ભાસ, અમરગણ અતિ પામ્યા ત્રાસ. ૧૭
હનુમંત પોઢયો છે પ્રાસાદ, જાણે જોગતણી સમાધ;
સાંભળી ઉઠે નહિ આણી પ્રમાદ, દેખી રાક્ષસમન ઉલ્હાદ. ૧૮
ખસે ખાધો ને દુર્બળ દેહ, ઉછાંછળો ઉઠયો અતિ તેહ;
બાણતણા વરસે છે મેહ, વપુ વસમાં પડેછે વેહ. ૧૯
સાંગ તોમર ત્રિશૂળના પ્રહાર, રાક્ષસ વરસે વસમી ધાર;
વાનર આચ્છાદ્યો અપાર, તોએ તજે નહિ અહંકાર. ૨૦
રાક્ષસ આયુધે કરી હણે, વાનર તે મનમાં નવ ગણે;
રામ રામ મુખવાણી ભણે, જે જીવન છે હનુમંત તણે. ૨૧
આવતો આયુધ ભાંજી પાણ, સહીને નાખે નિર્વાણ;
જય જય વદન બોલે વાણ, ધાયો વીર ક્રોધ મન આણ. ૨૨
પૂછ મુષ્ટિ પાટુના પ્રહાર, નખે વલૂરે નિરધાર;
દાંતે કરી કરડે અપાર, કોપ્યો ક્રૂર કરે સંહાર. ૨૩
વિડાર્યાં રાક્ષસનાં વૃંદ, નાહા કરતા આક્રંદ;
માર્યા મહીએ પાડયા મહામંદ, રાક્ષસ નિદાઘવિડારણ ચંદ. ૨૪
ઇંદ્રિજિતને થયું તવ જાણ, વાનર વેરી લે છે પ્રાણ;
આખે કટક પડયું ભંગાણ, જાણે જમે ફેરવી આણ. ૨૫
કયાં નાસો છો કાયર થઈ, શું સુખ ભોગવશો ત્યાં જઈ;
બુદ્ધિ તમારી તે કયાં ગઇ, પરાક્રમ તમારૂં શું થયું ભઇ. ૨૬
લોહ મુશળ ભોગળ ગજદંત, ભાંજી ભડ નાખે હનુમંત;
રાક્ષસમાત્રનો આણે અંત, મદ ભર્યો ગાજે મહંત. ૨૭
હણ્યા હાથી ભાંજ્યા રથ, પાળા પ્રાજે થયા સમરથ;
જાણે મહાદેવને મન્મથ, અદ્‌ભુત યુદ્ધ થાયે અકથ. ૨૮
ઇંદ્રિજિત કોપ્યો અતિ ઘણું, દેખી પરાક્રમ વાનરતણું;
શાખામૃગને હવે હું હણું, કરી પ્રહાર ને અવગણું. ૨૯
બાણવૃષ્ટિ આરંભી ઘોર, કરવા લાગ્યા કર્મ કઠોર;
સબળ થાતો હવો ત્યાં શોર, જાણે પર્વત ઉપર મોર. ૩૦

---

૧૭. રેણે—રેણએ. અજુવાસ—ઉજેશ. 'હજુઆશ' પ્ર. ૪. થી.
૨૪. રાક્ષસ ઇ૦—રાક્ષસરૂપી નિદાઘ (તાપ)ને વિડારણ (નાશ કરનારા) ચંદ્ર જેવો. ૨૬. ભઈ—હે ભાઇ! ૨૮. મન્મથ—કામદેવ. ૨૯. શાખામૃગ—વાનર.

આચ્છાદ્યો આખો હનુમાન, જાણે મેઘ મળીને ઢાંક્યો ભાણ;
વળી બહાર આવ્યો બુદ્ધિમાન, જેમ માંહે અંધકાર નિવારે જ્ઞાન. ૩૧
ગિરિશિખર શિલાના પ્રઘાવ, વૃક્ષતણા વરસે વરસાત;
વપુ વિડારે વિખ્યાત, જેમ પ્રલયકાળ હોય ઉલ્કાપાત. ૩૨
ઈંદ્રજિત કોપ્યો અતિ તદા, હનુમંતને એક મારી ગદા;
આવતી ઝાળવી જદા, જેને સાહ્ય સ્વામી સમર્થ તદા. ૩૩
સીતાપતિનું સ્મરી રે નામ, શૂર કરે સબળ સંગ્રામ;
ચઢતો વીર ન મેલ્લે મામ, કાળને હણવા હૈયે હામ. ૩૪
આગે જેમ અંધ કને ઈશ, કાળનેમિ ને જગદીશ;
પર્વત પ્રહારે પડેછે શીશ, અંજનીસુતે અતિ આણી રીસ. ૩૫
ક્ષણ રહે નહિ એકે હાર, પ્રકટ્યું જેમ પ્રલયનું વાર;
હનુમંત કેમે ન ખાયે હાર, રાક્ષસ મહી સૂવાડ્યા ચાર. ૩૬
આવતાં મુખ ગ્રહી ભાંજે બાણ, કરવા દે નહિ શર સંધાણ;
પ્રૌઢો પોતે પર્વત પાણ, જાણે પ્રલયકાળનો ભાણ. ૩૭
સામુએ જોયું નવ જાય, તે તો યુદ્ધ કહો કોણે થાય;
ઈંદ્રજિત કોપ્યો રણરાય, બાણે કરી આચ્છાદે કાય. ૩૮
શક્તિ એક મૂકી મેઘનાદ, આવતી ભાંજી ઉલ્લાદ;
વાનરે વસમો માંડ્યો વાદ, રાક્ષસ પામે પરમ વિષાદ. ૩૯
કો સાગરમાંહે નાખ્યા સહી, પછાડ્યા કો પાગે ગ્રહી;
પાડે છનિયાં સામો રહી, કો ભાગો તો બીએ નહિ. ૪૦
લઘુશંકાની ચલાવે શેડ, માર્યા વિના ન મેલ્લે કેડ;
જેમ શશુ ઘોળિયાં નાખે ફેડ, હણતાં હરિને ન લાગે જેડ. ૪૧
ઈંદ્રજિતનાં આયુધ જેહ, ભાંજી ભૂકો કીધો તેહ;
નખે કરી વલૂરે દેહ, પરાક્રમતણું ન આવે છેહ. ૪૨
સેના સઘળી કટકા કરી, જેમ ગજ ઉપર કોપ્યો કેસરી;
પાડે હાક હઠીલો હરિ, કરે પ્રહાર ગિરિશૃંગ ધરી. ૪૩

---

૩૧. જેમ ઇ૦-જેમ માંહે (અંતરમાં) જ્ઞાન પ્રવેશીને અજ્ઞાન રૂપી-અંધકારને નિવારે છે તેમ. ૩૨. પ્રઘાત—પ્રહાર. 'પ્રહાર' પ્ર. ૪થી. ૩૫. અંધક—એ નામનો દૈત્ય. ઇશ-મહાદેવ. ૪૦. છનિયાં પાડે-છંદાયાં કે ચાળા પાડે. ૪૧. જેમ ઇ૦- ૪૨. છેહ-અંત.

ભાંજ્યો રથ માર્યો સારથી, સિંહ સોળ મરણ પમાડ્યા મથી;
ધ્વજ દંડ જાણે નાખ્યો નથી, ઇંદ્રજિત કોપ્યો મહારથી. ૪૪
બીજે રથ બેઠો મહાયોધ, અંતરગત આણીને ક્રોધ;
હવે કરૂં રિપુનો શોધ, રાખું જેમ લાધે નહિ શોધ. ૪૫
સાહી શિવદેરાનો સ્થંભ, પુનરપિ યુદ્ધ માંડ્યું આરંભ;
જેમ જગ્ને બોકડાને બંભ, જાણે વિવેકી જીત્યો દંભ. ૪૬
પ્રાસાદનું શિખર ગ્રહી સાર, મોકમ કરવા લાગ્યો માર;
વસમો વીર ખરો છે ખાર, ભલે ભૂનો ઉતાર્યો ભાર. ૪૭
આયુધના આગળ અંબાર, મસ્તકતણા ન આવે પાર;
ગજ પડ્યા જાણી ગિરિધાર, શોણિતસરિતા વહે તેણી વાર; ૪૮
અંજનીસુત કોપ્યો અતિ કાળ, ભારે ભરવા લાગ્યો ફાળ;
અંતકે જેમ માંડી આળ, મરણ મોકલ્યું મૂક્યું જાળ. ૪૯
પુષ્પવૃષ્ટિ આરંભી દેવ, સહુકો કરવા લાગ્યું સેવ;
અંજનીસુતની અવશ્યમેવ, ખે ખે કરવાની ટેવ. ૫૦



## કડવું ૧૬ મું.

### રાગ દોહરી.

ઇંદ્રજિતે મન વિમાસ્યું, વાનર વશ ન આવે જી;
માયાયુદ્ધ માંડ્યું મહાબળીએ, મનને મોહ ઉપજાવે જી. ૧
આચ્છાદન આખોએ કીધો, કરી બાણની વૃષ્ટ જી;
પ્રલયકાળનો પાવસ જાણે, સહી રેલશે સૃષ્ટ જી. ૨
લોહતણી મોગર મહા મોટી, આવી અસંખ્યાત જી;
હનુમંતને હૈયામાં વાગી, વજ્રસરીખી ઘાત જી. ૩
પવનપુત્ર ઉત્પતિયો ત્યારે, ઉંચો અતિ આકાશ જી;
ઇંદ્રજિતે અંતર રથ રાખ્યો, આવ્યો તેની પાસ જી. ૪
નિરાધાર બે યુદ્ધ કરે છે, અન્યો અન્યે આપ જી;
ઇંદ્રજિત આકળો કીધો, પ્રગટ કરી પ્રતાપ જી. ૫
વઢતા બે અવનિ ઉતરિયા, બાહુયુદ્ધ કરે બળિયા જી;

---

૫૦. ખે ખે—ક્ષય ક્ષય. ૨. પાવસ (પ્રાવૃષ)—વરસાદ. ૪. અંતર—અંતરિક્ષ.

પડછંદા પ્રૌઢા વાજે છે, કોણે ન જાયે કળિયા જી. ૬
મુષ્ટિ પાટું ને ઢીંચણિયાં, મલ્લયુદ્ધ મહા માંડે જી;
શરી સામટી મારે મોંમાં, પાછો પાગ ન છાંડે જી. ૭
ઇંદ્રજિત વલૂર્યો આખો, વાનર વદતો વાધે જી;
અતિ ચંચળ ચતુર ચૂકવે, પરાક્રમ પાર ન લાધે જી. ૮
ઇંદ્રજિત થયો આયુધ વો'ણો, સેના વિના શરીર જી;
સેના સમીપે ના દીસે, મન વિમાસ્યું વીર જી. ૯
ઉપાસન કરીને આવું, ઉતારૂં એનો નાદ જી;
આમે વશ કેમ ન આવે, અતિ કરે ઉન્માદ જી. ૧૦
એવું વિમાસી ઇંદ્રજિત તે, થયો અંતરધ્યાન જી;
શિવપ્રાસાદ શિખર જઇ બેઠો, હઠીલો હનુમાન જી. ૧૧
નિકુંભિલા નામે એવું, હેમમય હોમશાળા જી;
ઠામ ઠામ રાક્ષસ મૂક્યા છે, તે તણા રખવાળા જી. ૧૨
વચમાં એક વડવૃક્ષ રે, તે તો છે વિશાળ જી;
જોજનમાત્ર તે ભૂમિ આચ્છાદે, એવી તેની ડાળ જી. ૧૩
વડવાઇ વાધી છે લાંબી, કૂપળ રાતી રાજે જી;
પંખી સોર કરે છે ઉપર, જાણે શું ધન ગાજે જી. ૧૪
આપોપે આવીને કીધું, બાજઠે બેશી સ્નાન જી;
શુદ્ધ થઇ રક્તાંબર [પોતે], પ્રેમે કર્યો પરિધાન જી. ૧૫
વેદી ઉપર આવી બેઠો, કનકતણી છે તેહ જી;
કુંડ એક સમીપે સુંદર, જેમાં પાવક રહે દિવ્ય દેહ જી. ૧૬
વ્યાઘ્રચર્મ ઉપર બેઠો છે, આસન વાળી આપ જી;
પ્રાણાયામ કરીને પ્રેમે, જપવા લાગ્યો જાપ જી. ૧૭
ઇષ્ટ કેરૂં ઉપાસન માંડ્યું, હોમ વિવિધ પેરે હોય જી;
વિપ્રવૃંદ ત્યાં વેદ ભણે છે, અથર્વણી સહુ કોય જી. ૧૮
અભિપ્રાય આગમના જાણે, મંત્રતણા જે મર્મ જી;
હુતદ્રવ્યના આણ્યાં છે આગળ, કરવા કારણ કર્મ જી. ૧૯
અજ એક ઉભો રાખ્યો છે, કંઠ કર્યો છે છેદ જી;

---

૧૫. પરિધાન કર્યા—પેહેર્યાં. ૧૮. અથર્વણી ૪૦–શત્રુ મારણ વગેરે આભિચાર કર્મ અથર્વ વેદમાં બહુધા કહ્યાં છે માટે. ૧૯. આગમ–શાસ્ત્ર. હુતદ્રવ્ય–હોમવાના પદાર્થ.

સગારેક શોણિતને અર્થે, પૂર્ણ નહિ તે ભેદ જી. ૨૦
શરવો લોઢાનો સોહે છે, પ્રતાપી જમણે પાણિ જી;
ભરી ભરી રૂધિર હોમે છે, પ્રેમ અંતરગત આણી જી. ૨૧
સેવક સહુ સાવધાન રહેજો, વિઘ્ન કરશે દેવ જી;
સ્વભાવે વૈર આપણ શું, દેવ ને અવશ્ય મેવ જી. ૨૨
હોમ કરતાં કરતાં પ્રકટ્યો, કુંડ થકી એક રથ જી;
વેસર સોળ જોતર્યા તેણે, સારથી સમરથ જી. ૨૩
સહુના ટોપ હથરોટા ઉપર, આયુધ ષોડશવીશ જી;
આભૂષણ અંબર પહેરવાનાં, આવ્યા જાણે ઇશ જી. ૨૪
દિવ્ય રથ દેખીને રીઝ્યો, રાવણ કેરો તન જી;
સજ થઇ રથ બેસવાનું, બળિયે કીધું મન જી. ૨૫
જય જયકાર વંદે બંદીજન, વાજે વિવિધ નિશાન જી;
અમરગણ ઉચાળે ભરિયા, પડિયું ભય ભંગાણ જી. ૨૬
ઇંદ્રજિતે રથ ચઢવાને, પીંજણીએ ધરિયો પાય જી;
ઇંદ્રિ વરૂણ ને વાયુ વૈશ્વાનર, દ્વાદશ નાઠા જાય જી. ૨૭
આગે ઇંદ્રજિત ને (વળી) કર્યું ઉપાસન, ભાંજશે ત્રૈલોક જી;
જક્ષ કિન્નર વિદ્યાધર નાઠા, સઘળા પામી શોક જી. ૨૮
હાહાકાર થયો તેણીવેળા, ઇંદ્રજિત રથ બેઠો જી;
ન જાણીએ કાંઇ કરશે, સંશય મનમાં પેઠો જી. ૨૯
અંતરિક્ષમાર્ગથી ચલાવ્યો, જ્યાં હતો હનુમાન જી;
અંજનીસુતા ઉભો રહેજે, ઉતારૂં અભિમાન જી. ૩૦
પવનપુત્ર અતિ આનંદ પામ્યો, યુદ્ધ કરવાના કોડ જી;
ઇંદ્રજિત સાથી સબળો છે, જોવા સરખી જોડ જી. ૩૧
આભલાં આડાં કરીને, અમર જોવા આવ્યા જી;
ઇંદ્રજિત ભાગા બીહે છે, મારી માન મગાવ્યાં જી. ૩૨
વાનરા શું વઢવા આવે, વિસ્મય સરખી વાત જી;
જે ભાગું જગત બીએ, કો સહી શકે નહિ ઘાત જી. ૩૩
શેષનાગ સરખો સળેકે છે, ધરા ધરી નવ જાય જી;

---

૨૧. શરવો-(હોમવા માટે). ૨૩. વેસર-ખચ્ચર ઘોડા. ૨૪. અંબર-વસ્ત્ર. ૨૮. આગે ઇં૦-પ્રથમથી એ ઇંદ્રને જીતનારો તો છેજ, અને વળી ઉપાસન કર્યું, તેથી અત્યંત બળવાન થયો છે.

પર્વત સઘળાએ ધ્રુજે છે, દારુણ વાયે વાય જી. ૩૪
ઇંદ્રજિત આવ્યો જાણીને, હનુમંત ઊઠી નાચે જી;
રક્ષાપટ દેખાડી ને તે, રંગ ભેર તો રાચે જી. ૩૫
રાક્ષસને મોઢે જઈ ઉભે, પ્રેમે પક્ષિમકાર જી;
વચ્ચે મો ઘાલીને ટુરે, ચેષ્ટા કરે અપાર જી. ૩૬
છંટડિયાં પાડે ને ત્રાડે, મોઢે માસાં ચાવે જી;
પાછે પગે પળે પાછો, વળી સામો આવે જી. ૩૭
મન માંહે ગણે નહિ કોને, ઉન્મતપણે અપાર જી;
શિલા શિખર ને તરુવર નાખે, નાદ કરે નિરધાર જી. ૩૮
ઇંદ્રજિત એવો કોપ્યો છે, જાણે કાળ કૃતાંત જી;
બાણવૃષ્ટિ ત્યાં કરે વૈરવી, આચ્છાદ્યો હનુમંત જી. ૩૯
વિદારીને બાહેર નિસર્યા, ગુફામાંથી સિંહ જેમ જી;
આભલામાંથી આદિત્ય નિસરે, પ્રકટ થયો ભટ તેમ જી. ૪૦
જેમ તરણે ઢાંક્યો પ્રકટે, દેવામાં હુતાશન જી;
ગિરિશૃંગ લેઈને ધાયો, પ્રૌઢો પુત્ર પવન જી. ૪૧
તુમુલ યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે, કોળાહળ શબ્દ હોય જી;
નથી દીઠા નથી કાને સાંભળ્યા, એવા વરતા કોય જી. ૪૨
આયુધ આવતાં ભાંજી નાંખે, પ્રહાર પોતે મૂકે જી;
ભીડે પડ્યાને મારી નાખે, ચતુરપણે નવ ચૂકે જી. ૪૩
અહીંનો તહીં તહીંનો અહીં, એક સ્થાનક નવ ચોભે જી;
પવન પ્રાયે ચંચળતા, યુદ્ધ કરતો અતિ શોભે જી. ૪૪
દેખીને દિગ્મૂઢ થયા રે, વિસ્મય પામ્યા દેવ જી;
અંજનીસુતની સ્તુતિ કરે છે, શુદ્ધ મને કરે સેવ જી. ૪૫
ઇંદ્રજિત મન વિમાસે, કરૂં કવણ ઉપાય જી;
શાખામૃગ શું એ દીસે છે, વશ ક્યમે ન થાય જી. ૪૬
જય જય રામ જપે છે ગાઢે, સીતાનું કરે સ્મરણું જી;
આયુધ અંગે એક ન વાગે, વજ્ર થાયે તરણું જી. ૪૭
મનમાંહે તે નથી આણતો, આવરિયો અહંકાર જી;
આયુધ સઘળાં એ લેઈ જાયે, એક ન વાગે તેણીવાર જી. ૪૮

---

૩૬. વચ્ચે-પગ વચ્ચે. ટૂરે-જુએ. ૪૦. વિદારીને-(બાણ વૃષ્ટિનો) નાશ કરીને.

સીતાજી ત્યાં બેઠાં બેઠાં, દે છે અતિ આશિષ જી;
એ મારા બળિયા બાંધવને, રાખજો શ્રી જગદીશ જી. ૪૯

---

## કડવું ૧૭ મું.

### રાગ ગોડી ઠુમરી.

ઇંદ્રજિત મન કરે વિચાર, વાનર મદ ભર્યો કરે માર;
જીત્યો ક્યમે જાયે નહિય. ૧
જીત્યા વિણુ જો ઘેર જાઉં, તો તો હેલાં હળવો થાઉં;
કો અમર મને માને નહિય. ૨
બ્રહ્માસ્ત્ર હવે મેલું બાણુ, પણુ એના લેવા નહિ પ્રાણુ;
જીવતો એને ઝાલવોય. ૩
આચમન લેઇ કર્યું પ્રાણાયામ, હૃદે ધ્યાન ધરીને ધામ;
બ્રહ્માસ્ત્ર તે સાધવાય. ૪
બ્રહ્માશિરા નામે તે અસ્ત્ર, સાધ્યું બળ કરીને શસ્ત્ર;
બળવંતને તે બાંધવાય. ૫
આકર્ષીને મેલ્યું બાણુ, સાથે નાગપાશ નિરવાણુ;
બળભેર બળિયે મેલિયુંય. ૬
પાછળ પ્રદક્ષિણા દે પ્રીત, બળિયાને બાંધવા રીત;
સ્પર્શી કરી શકે નહિય. ૭
ઇંદ્રજિતને મન ઉચાટ, અસ્ત્ર અફળ થયું શા માટ?
અમોઘ જાણી મેં મેલિયુંય. ૮
જો બંધાણો નહિ વાનર એક, તો ક્યમ જીતે અમર અનેક;
એ અસ્ત્ર અર્થે આવ્યું નહિય. ૯
બ્રહ્માસદન ચાલ્યો ઇંદ્રિજિત, બ્રહ્માને પૂછવા પ્રીત;
અસ્ત્ર અફળ કાં થયુંય. ૧૦
વિધાતાએ જાણી વાત, થાવા લાગ્યો અતિ ઉત્પાત;
ઇંદ્રિજિત ત્યાં આવિયોય. ૧૧
સહુકો ભય પામ્યું અતિ મન, ઓ આવે રાવણનો તન;
તે જાણે શુંય માગશેય. ૧૨

---

૮. અમોઘ-મિથ્યા ન થાય એવું-સફળ.

બ્રહ્માએ આપ્યું આસન, માન મહોત દેઈ મધુર વચન;
કહો ક્યમ પધારિયાય. ૧૩

કાંઇક અમને દીજે કામ, હું અણતેડયો આણે ઠામ;
વશવરતી છું તમ તણેય. ૧૪

ઇંદ્રજિત કહેછે અતિ કોપ, અસ્ત્ર તમારાનો થયો લોપ;
હનુમંત બંધાણો નહિય. ૧૫

તમારે બળે હું માકું, એક લાકડિયે સહુ હાંકું;
કોને લેખામાં નવ ગણુંય. ૧૬

તેહ તમારૂં થયું ફોક, જેણે કરી જીતું ત્રણ લોક;
શોક કહીં પામું નહિય. ૧૭

હવે કરો કંઇ રહેવા ઠાર, આપણુ મેળ નહિ લગાર;
જો વાનર બંધાયે નહિય. ૧૮

વિરંચિએ વિમાસી વાત, એ ઉદે પામ્યો અતિ ઉત્પાત;
ઉત્તર શો એને આપિયેય. ૧૯

અંજનીસુત ક્યમ બાંધ્યો જાય, જો કીજિયે કોડ ઉપાય;
જેને રાખે જાનકીય. ૨૦

સાંભળ હો રાવણના તન, તને કહું એક સત્ય વચન;
એને બાંધી કો નવ શકેય. ૨૧

એને માથે સમર્થ રામ, જેહ તણું અતિ નિર્મળ નામ;
જે જન્મકોટિનાં અઘ હણેય. ૨૨

આદિપુરૂષ લીધો અવતાર, હરવા ભૂમિતણો તો ભાર;
માયા મનુષ્ય દેહ ધર્યોય. ૨૩

અભેદ્ય અછેદ્ય અને અકલેદ્ય, જેની વાત ન જાણે વેદ;
સરજે પાળે સંહારેય. ૨૪

અચ્યુત વ્યાપક સત્ય સ્વરૂપ, આત્મારામ એ અનંત અરૂપ;
ભૂપ એ ત્રિભુવન તણોય. ૨૫

આત્મારામ અગણિત બ્રહ્માંડ, ફરતાં હું દેખુંછું અંડ;
એક અનેકને નવ અડેય. ૨૬

---

૧૩. મહોત–મહત્તા (?) ૧૬. માકું–જાઉં. ૧૯. વિરંચિ–બ્રહ્મા. ૨૪. અકલેદ્ય–કોહી ન જાય એવો. ૨૫. અચ્યુત–પડે (તારા પામે) નહિ એવો. ૨૬. અંડ–ગોળાકાર બ્રહ્માંડ.

આદ્યશક્તિ અવતરિયા એહ, મહા માયા માનુષીદેહ;
જગત જનેતા જનકનંદિનીય. ૨૭
એથકી મારી ઉત્પત્ય, પણ હું એની ન લહું ગત્ય;
મતિ મારી તેવી નહિય. ૨૮
એ છે રામચંદ્રનો દૂત, પવનપુત્ર બળિયો હનુમંત;
મેં એને બંધાયે નહિય. ૨૯
અસ્ત્રતણો કંઇ નહિ વાંક, એ આગળ હુંએ છું રાંક;
મને એ મન નવ ગણેય. ૩૦
રામભક્ત પ્રત્યે તે નવ ચાલે, એ અસ્ત્ર બીજાનું ઘર ઘાલે;
જે અન્યદેવના ઉપાસનીય. ૩૧
ઇંદ્રજિત કોપ્યો જેમ કાળ, ક્રોધે લોચન ચઢાવ્યાં ભાળ;
અધર ડશી એમ ઉચરેય. ૩૨
હવે હું ફેડીશ તમારો ઠામ, એટલું જો નિપજે નહિ કામ;
શાખામૃગનું શું ગજાય? ૩૩
બ્રહ્મા બેઠા હંસવિમાન, આવ્યા હનુમંત જેણે સ્થાન;
વિનય વચન કરી વિનતિય. ૩૪
અરે અંજનીસુત! તું બંધાવ, વીરા અર્થે એટલે આવ;
આ અસ્ત્ર સફળ કર મારૂંય. ૩૫
એ અસ્ત્ર અફળ કંઇએ નવ થાય, તું કોણે નવ બંધાય;
પણ ઇંદ્રજિત સુજને દમેય. ૩૬
તે આવ્યો છે મારે ઘેર, જીવવાની નવ દીસે પેર;
બળિયા તેં બંધાવવુંય. ૩૭
હાથ જોડી કહેછે હનુમંત, ભજી ભક્તવત્સળ ભગવંત;
વિધાતા સુણ વિનતિય. ૩૮
હમણાં હું બંધાઉં આપ, તમ માટે તન પામું તાપ;
મરણ પમાડે સુજનેય. ૩૯
મરવા માટે હું નવ બીહું, એવું દુઃખ સંભારીશ કીયું;
જન્મ તેને મરણ સહિય. ૪૦
કૃત કૃત્ય થયો છું આજ, મારે કાંઇ નથી કરવું કાજ;
તે તમો આવ્યા બંધવાય. ૪૧
કોણમાત્ર હું પામર પ્રાણ, પશુમાત્ર અતિશે અજાણ;

તમ સરખા આગળ કરગરેય. ૪૨
મારા પ્રાણ ઉતારી નાખું, તમથી કોણ વડું જે રાખું;
પ્રાણનો મને ખપ નથીય. ૪૩
પણ મને મોટી ચિન્તા એહ, મેં રામને સમર્પ્યાં છે પ્રાણ ને દેહ;
તો તમને કેમ આપીએય. ૪૪
પણ થાયે જાચના ભંગ, કોણમાત્ર આ વાનર અંગ;
ના તમને હું નહિ કહુંય. ૪૫
પ્રાણ અમર એ પડશે દેહ, નવું તન વળી પામશે તેહ;
તો તેનો શો ખરખરોય. ૪૬
પણ મને વિમાસણ એક, તે તમ પ્રત્યે કહું વિવેક;
મરણ ભાગો બીતો નથીય. ૪૭
સીતાની જઇ કોણ કહે ભાળ, રામચંદ્રને ત્યાં તત્કાળ;
તે માટે બંધાઉંશ નહિય. ૪૮
મુજ મરતે મરે શ્રી રામ, તો તો રૂડું થાયે કામ;
લક્ષ્મણ ક્ષણ રહે ન દેહ. ૪૯
સુગ્રીવ મરે અંગદ તજે પ્રાણ, વાનરમાત્ર મરે નિર્વાણ;
રામ વિના નવ રહી શકેય. ૫૦

---

## કડવું ૧૮ મું.

### રાગ ધનાશરી.

અંજનીસુત એમ ઉચરે રે, બ્રહ્મા પ્રત્યે વચન;
લોક અયોધ્યાના મરે રે, જેને રામ જીવન.

### ઢાળ.

જીવન જેને રામજી, મરે ભરત શત્રુઘ્ન;
કૌશલ્યા ને કૈકેયી, તજે સુમિત્રા તન. ૨
સાગર તટે સૂતા છે, વાનરા એંશી લક્ષ;
મરણ મારૂં સાંભળીને, તજે પ્રાણ પ્રત્યક્ષ. ૩

---

૪૫. પણ ઇ૦-પણ તમો મારી પાસે યાચવા આવ્યા તે તમારૂં યાચવું ભંગ થાય છે તેની મને ચિંતા છે.

તુજ મરતે એટલા જણ, તજે તતક્ષણ દેહ;
બંધાવામાં બીજું નહિ કાંઇ, એટલો મન સંદેહ. ૪
જગતકર્તા વદે વળતા, સુણ હાથીઆ હનુમાન;
તને કોણ બાંધી શકે, કોણ ઉતારે અભિમાન. ૫
સમર્થ સ્વામી અંતરજામી, હૃદે તારે રામ;
વિશ્વ વ્યાપી હણ્યા પાપી, નહિ ઠાલો ઠામ. ૬
અભેદ તું અછેદ તું, અકલેદ તું આપ;
વજ્ર છેદી શકે નહિ, તને બાળી ન શકે તાપ. ૭
વિષ વશિયર તણું તને, ચઢે નહિ લગાર;
પાણી બુડાડે નહિ તને, જ્યાં ત્યાં રાખે જગદાધાર. ૮
જાનકી ત્યાંથી તને, દે છે આશિર્વાદ;
તેણે કરી તું ઉગરે છે, ઉપજે ઉલ્લાદ. ૯
ભય ભારે છે મને, ઇંદ્રજિતનો આજ;
સફળ મારૂં અસ્ત્ર કરે, એટલું છે કાજ. ૧૦
સદા એ અમોઘ છે, તુજ વિષે નહિ તેહ;
માન એટલું મને દે, મન આણીને નેહ. ૧૧
મરણ તું પામીશ નહિ, હું દેઉં છું આશિષ;
પ્રહાર તને નહિ વાજે, ચિંતા કશી મ કરીશ. ૧૨
એમ કહીને વિધાતા તે, થયા અંતરધ્યાન;
આપોપે બંધાવિયું તે, હઠીલે હનુમાન. ૧૩
ધાઈ રાક્ષસ મળ્યા સઘળા, ઈંદ્રજિત ત્યાં આવિયો;
પોતે પાસે રહીને, દ્રઢ કરી બંધ બંધાવિયો. ૧૪
દશ દશ સહસ્ર યોધા એકેકી પાસાં, રહ્યા સાહી પાણ;
દામણો દીસે વાનરો, તે વદી ન શકે વાણ. ૧૫
વધામણીઆ ગયા વેગે, રાયને કર્યું જાણ;
વશ કરી બાંધ્યો વાનરો, જયા પામરપ્રાણ. ૧૬
સુણી રાવણ મન રીઝયો, ભલો ભલો મારો તન;
વધામણી આપી તેને, થઇ પરમ પ્રસન્ન. ૧૭
લોક ધાયા મારવા, સાંભળી શ્રવણે વાત;
રાક્ષસ ને રાક્ષસી, તે કરવા લાગ્યાં ઘાત. ૧૮

---

૮. વશિયર–સાપ.

લોહ ભોગળ ને મોગરી, મૂશળ કેરા માર;
દાંતે કરડે નખે વલૂરે, પ્રૌઢા પાદુપ્રહાર. ૧૯
કો કહે માર્યો તાત મારો, કો કહે માર્યો ભ્રાત;
કો કહે મારો માંટી માર્યો, કો કહે જામાત્ર. ૨૦
કો કહે મારો મામો માર્યો, માસો માર્યો મર્મ;
સાળો માર્યો સસરો માર્યો, ક્રૂર કીધું કર્મ. ૨૧
મંત્રી માર્યા મનના માન્યા, અપરાધી છે એહ;
રાક્ષસ ને રાક્ષસી, વેર વાળે બેહ. ૨૨
વાનરો દીસે દૂબળો, દામણો ને દીન;
ઉત્તર કોને કશો ન આપે, થઇ રહ્યો છે લીન. ૨૩
રાજસભાભણી ચલાવ્યો, ઈંદ્રજિત છે સાથ;
રાવણે દીઠો આવતો, ખડ્ગ લીધું હાથ. ૨૪
સભામાંથી ઉજાણો, અધર ડસતો દંત;
પુત્ર કેરૂં વેર વાળું, આજ આણું અંત. ૨૫
એણે વાડી મારી ઉભેળી, મારિયા પ્રધાન;
એંશી લક્ષ રાક્ષસતણું, ઘાલ્યું નસંતાન. ૨૬
રોમાંગમ ને ક્રોધપૂરિત, પાડતો અતિ ચીસ;
વિકટ ભ્રૂકુટી ભાલ દીસે, શોકપૂરિત રીસ. ૨૭
કાળકન્યા કર ગ્રહીને, મારવાને ધસમસ્યો;
પુત્ર શોકે પરમ પીડિત, ક્રોધ અંતર અતિ વસ્યો. ૨૮
માંડ મીચી યુગ્મ લોચન, વાનરો ધ્રુજે ઘણું;
મરશે શું ભાઇ માર્યો પહેલો, શરીર દીસે શણમણું. ૨૯
લોક કહેછે આણે વાનરે, નિશાચર બળિયા ગ્રહ્યા;
રાક્ષસી સઘળી રાંડ કીધી, ન જાયે કોણે ગણ્યા. ૩૦
આયુધ વિહોણો ને એકલો, ઉઘાડું અતિ અંગ;
સ્વામી એનો સમીપ નહિ, ક્યમ કરે રાક્ષસ ભંગ. ૩૧
સ્વભાવે જે ભક્ષ વનચર, એણે કોણ કીધું કાજ;

---

૨૭. રોમાંગમ–રૂવાં ઊભાં થવાં–રોમાંચ. ક્રોધપૂરિત–ક્રોધથી ભરેલો. (પૂરિત–પૂરેલો—ભરેલો). વિકટ–બિહામણી. ૨૮. કાળકન્યા–તરવાર. ૩૧. ક્યમ ઇ૦–એનો એ રાક્ષસોનો ભંગ શી રીતે કરી શકે.

મંત્રી મારા મારિયા, રહી નહિ મુજ લાજ. ૩૨
રાવણ ઊભો ઊગામીને, સહી કરૂં સંહાર;
અરે પાપી પ્લવંગમ, કોણ કરે તારી સાર. ૩૩
રેહે રે અધમ ઉછળતો, માનુષ માંહે મંદ;
નાશ કીધો નિશાચરનો, પડ્યો કેવો ફંદ. ૩૪
તેડ તારા રામને, રાખે તુંને રાંક;
ન મેં'લુ તને જીવતો, ઘણો તારો વાંક. ૩૫
પ્રાણ પ્રાયે વાડી વા'લી, તે તેં ઉખેળ્યા છોડ;
અમૃત સીંચી ઉછેર્યાતા, આણી અંતર કોડ. ૩૬
મંત્રી મારા મારિયા, તેં હણ્યો અક્ષકુમાર;
દાઝે છે મુજ દેંહડી, ક્યમ ઓલવું અંગાર. ૩૭
એમ કહીને અસિએ કરી, કરવા લાગ્યો પ્રહાર;
પ્રહસ્તે આવી પાણ સાહ્યો, એ નહિ અધિકાર. ૩૮
દૂતને વળી દામણો, બાંધિયો બળી બંધ;
હાથે કરી હણવો ન ઘટે, સાંભળો કહ્યો સંબંધ. ૩૯
વાનરો એક વધ્યો કહેશે, એવા અસંખ્યાત;
હેરૂ હણ્યા જોગ નથી રે, જુવો વિચારી વાત. ૪૦
અક્ષકુંવર વળે એણે, મારતાં મહારાજ?
કોટિ એવા હણ્યા હોયે, તો એ ન સરે કાજ. ૪૧
રામ તમને જાણશે જે, રાંક રાવણ રાય;
પરાક્રમ તમારૂં પ્રીછાશે, એણી વાતે જશ જાય. ૪૨
અમર સહુને જાણ થાશે, પેખશે પરાક્રમ;
વાનરો એક વાહી બાંધ્યો, મારવાને મર્મ. ૪૩
જો છૂટો મે'લી વધો એને, તો તમો બળવાન;
એણે એકલે બહુ હણ્યા રાક્ષસ, ઉતાર્યું અભિમાન. ૪૪
વચન સુણી પ્રધાનનાં, રાવણે દીધી ગાળ;
રાંક માટે બીહું છું, નહિતર હણું તતકાળ. ૪૫
ઘેરાઇ રહ્યો છે વાનરો, કાંઇ લેખવે નહિ મન;

---

૩૩. પ્લવંગમ–વાનર. ૪૦. વધ્યો–માર્યો. ૪૧. એણે ઇ૦–એણે (એ મારવા રૂપ કર્મથી) અક્ષકુંવરનો બદલો કાંઈ વળે છે? "એને" પ્ર. ૨.

પ્રભુના પ્રતાપથી, આપોપું જાણે ધન્ય. ૪૬
તું જાણેછે બાંધ્યા માટે, એને મન છે બીક;
પણ એક મુષ્ટિ એવી મારૂં, જે હૈયે આવે હીક. ૪૭
શું કરૂં જો રામજીએ, નથી દીધી શીખ;
દશે મસ્તક ખૂંટી નાખું, નાર તારી માગે ભીખ. ૪૮
વીશે કર કાઢું ધડ થકી, કડકા કરૂં કાય;
કાગડાને કૂતરા, આમિષ તારૂં ખાય. ૪૯
રાક્ષસ માત્રને મારૂં, રાક્ષસી કરૂં રાંડ;
મરણ પામવા મૂરખ તું, જાનકી લાવ્યો માંડ. ૫૦

---

## કડવું ૧૯ મું.

### રાગ ધનાશરી એકતાળી.

કોણ કુમતિ ઉપની તને, જે જનકનંદિની લાવ્યો;
ભીખારી થઇ તસ્કરની પેઠે, એમ ભલું નવ ભાવ્યો. ૧
જો તું રાવણ બળિયો હતો, જ્યારે હતા લક્ષ્મણ રામ;
ત્યારે તું તો હરત સીતાને, સબળ કરી સંગ્રામ. ૨
રામે આવતાં કહ્યું મને, લેઈ આવજો ભાળ;
કહ્યું નહિ જે સીતાને અહીં, લેઇ આવે તતકાળ. ૩
રાક્ષસ માત્રને મારીને, ઉતારી ભૂભાર;
એટલી જો આજ્ઞા આપી નહિ, સ્વામી જગદાધાર. ૪
ત્રિકૂટાચળ ઉખેડી આખો, સાગરમાંહે નાખું;
ઉંધો કરી બોળું પાણીમાં, નામ માત્ર નવ રાખું. ૫
ભાજીને ભૂકો કરૂં પર્વત, કોપ કરી દઉં દોટ;
મુષ્ટિ મારે ઉડાડું અંતરિક્ષ, જેમ પવન ઝીણો લોટ. ૬
સાગર સાતે શોષું સાથે, કે પર્વત નાખી પૂરૂં;
મેરૂ મંદર સરખા મહીધર, પાટુ પ્રહારે ચૂરૂં. ૭
આકાશ ઉતરડી નાખું, રવિચંદ્ર સંતાડું;

---

૪૬. ધેરાઇ– "ધોરાઇ". પ્ર. ૩–૪. ૪૭. બાંધ્યા મારે–બંધન સંબંધી.
૭. સાગર ૪૦–'આકાશ ઉતરડી નાખું,' પ્ર. ૧ લી.

તારાગણ ઉખેડી હળવે, અમરને અવનિ પાડું. ૮
શેષશીશથી ધરા ઉથાપું, વ્યાપું ચૌદે લોક;
પ્રાણી માત્રને પ્રલય કરૂં, ને સહુને પમાડું શોક. ૯
બળે કરી નથી બાંધ્યો મુજને, ઇચ્છાએ બંધાણો;
વિરંચિએ કરી વિનતિ, સદા છું સપરાણો. ૧૦
મારા માથા ઉપર મોટા, રામચંદ્ર રણધીર;
જનકનંદિની માતા મારી, રાખે લક્ષ્મણ વીર. ૧૧
વીશે આંખે થયો આંધળો, તો હૈયાની કાં ફૂટી !
દૈવ તારો થયો દૂબળો, હવે દોરડી તૂટી. ૧૨
મહાનુભાવની મતિ પલટાયે, જ્યારે ભુંડું હોનાર;
વિનાશકાળે વિપરીત બુદ્ધિ થાય, તેમાં નહિ પ્રતીકાર. ૧૩
પરનારી તે વિષવેલડી, બીજી એ અબળા કોય;
તેમાં જનકસુતા ને જગતમાતા, મૂઢ વિમાસી જોય. ૧૪
આપોપે હણવા હીંડેછે, કરે કરી શ્રી રામ;
ખરી ખાંત થઇ છે મનમાં, તુજશું કરવા સંગ્રામ. ૧૫
ગર્ભે તું આડો આવ્યો નહિ, કે કાઢયો નહિ કાપી;
માતા તારી મરણ પામી નહિ, જે તું જન્મ્યો પાપી. ૧૬
ઉગતો ઉખેડી નવ નાખ્યો, કાં તું કુળઅંગાર;
રાક્ષસકુળ વન વૃદ્ધિ પામિયું, તું છે કઠણ કુઠાર. ૧૭
તારે સહુએ વેરી મળ્યું છે, જે બોલેછે ગમતું;
કામે તારો કેડો લીધો છે, મન હીંડેછે ભમતું. ૧૮
કડવો ઘુંટડો ભરાવે, પથ્ય ઉપર નહિ પ્રીત;
કાળે તું કોળિયો કીધો છે, ભરવા રૂડી રીત. ૧૯
રામ દુહવાણે કો રાખી શકે નહિ, જે કાળતણો મહાકાળ;
મિષ કરી મારવા હીંડેછે, સ્વામી દીનદયાળ. ૨૦
અપરાધ વિના હણે નહિ કોને, સીતાપતિ છે સાધ;
હણવા હરણ કરાવ્યું એણે, એ મોટો અપરાધ. ૨૧
મનુષ્ય તું માનેછે મૂરખ, માયા માનુષ દેહ;

---

૯. શેષશીશથી ઇ૦–'શેશ સરખા ધરા ઉથાપે' પ્ર. ૨. ૧૨. દોરડી–(આયુષ્ય રૂપી.) ૧૩. પ્રતીકાર–ઉપાય. ૧૫. હણવા–(તને).

તને હણવાને હીંડેછે, આદિપુરૂષ તો એહ. ૨૨
કોપ કરી જો રાઘવ મૂકે, ત્યાંથી તીનું તીર;
લંકાં આખી ભસ્મ કરે રે, સહિત તુજ શરીર. ૨૩
સીતા સહુકોને તો બાળે, જો ક્ષણુ કરે તો કોપ;
સતી ધર્મ સાચવે સાચો, ન કરે માતા લોપ. ૨૪
હજીએ કાંઈ નથી વંઠયું તારૂં, અર્થ સર્યો છે આજ;
કિષ્કિંધાએ સમીપે છે, સ્વામી શ્રી મહારાજ. ૨૪
સીતા સોંપી ચરણે લાગી, માગી જીવિતદાન;
રઘુપતિને કંઇ રીસ રહે નહિ, ભક્તવત્સળ ભગવાન. ૨૬
અવિચળ પદ આપશે તને, ઉથાપી ન શકે કોય;
બીજાનું રામ ઉથાપે, રામનું આપ્યું અવિચળ હોય. ૨૭
મરીને તું શાં સુખ પામીશ, તાણશે શ્વાન શિયાળ;
સિંચાણા લોચન કાઢશે, જે કમળપત્ર વિશાળ. ૨૮
ભૂત પ્રેત પિશાચ ખેચર, આમિષ કરશે આહાર;
જો રામચંદ્રને સીતા સોંપી, નહિ કરે નમસ્કાર. ૨૯
વચન સુણીને વાનરકેરાં, રાવણને ચઢી રીસ;
પ્રહસ્ત તું વારીશ મા મને, હવે છેદું શીશ. ૩૦
અરે મૂરખ મનુષ્યનું, મુજ આગળ શું વખાણ;
સ્વભાવે જે ભક્ષ અમારે, પ્રત્યક્ષ લીજે પ્રાણ. ૩૧
રાંડીપુત્ર રાજ્યભ્રષ્ટ થયે, રાન થઇ રહે રાંક;
મુજ બેનનાં નાક કાન એણે વાઢયાં, પહેલો એનો વાંક. ૩૨
દુર્બળને જે દૈવે દીધું, સીતા રૂપિયું રત્ન;
તે હું હરખે હરી લાવ્યો, કરી શકયો નહિ જત્ન. ૩૩
પ્રાણ થકી સીતા વા'લી છે, તેને તજી ન જાય;
કોટિ રામ મળી જો આવે, કરે કોટિ ઉપાય. ૩૪
આગે મનુપ ને મળ્યા વાનર, તાળીએ જે ત્રાસે;
ન છેહું નાશ કરે સઘળાનું, નાદ સુણી જે નાસે. ૩૫
અરે ! વનચર તું કાંઈ ન જાણે, રાજ્યસભાની રીત;

---

૨૮. કમળપત્ર–કમળપત્રસમ. ૩૨. રાંડીપુત્ર–(દશરથ મરી ગયા હતા માટે). ૩૩. જત્ન કરીશકયો નહિ–(હામ). ૩૫. ન છેહું–?

રાજ્યભ્રષ્ટ મળ્યું માનુષ ને, પીડાણો છું પ્રીત. ૩૬
કાંઇએ ગુણ હોય જો એમાં, તો કાં કાઢે તાત !
કૈકેયીએ કઠણ કહી, વન વાસ્યા જે ભ્રાત. ૩૭
હીન ક્ષીણ અતિ દુર્બળા, વિરહે ખરા વગુત્યા;
નીઝર્ણું પી પી થયા દૂબળા, હીંડે હાહા હુતા. ૩૮
શતજોજન આડો સાગર છે, વિષમ ગઢ લંકાતણો;
મનુષ્ય બાપડા માત્રજ કેઈ, અહાર અમારે એ ગણ્યો. ૩૯
દેવ દૈત્ય મેં રાક્ષસ જીત્યા, મારે મન કેઈ માત્ર;
સ્વભાવે જે ભક્ષ અમારે, જર્જર જેનાં ગાત્ર. ૪૦
મનુષ્ય વો'ણી કરૂં મેદિની, વાનરને વેંચી આપું;
રાક્ષસ તૃપ્ત કરૂં તેણે, સકળ લોક સંતાપું. ૪૧
એમ કહી રહ્યો અણ બોલ્યો, હ્રદે ભર્યો છે ક્રોધ;
ઘણુંએ હણવા હીંડે છે, પણ પ્રહસ્ત દે પ્રતિબોધ. ૪૨
હવે કહો એને શું કરૂં, પૂછ્યા સર્વ પ્રધાન;
અપરાધીને દંડ દેવો, યથાયોગ્ય કહો નિદાન. ૪૩
મનુષ્ય હોય તો છેદિયે, નાક ને વળી કાન;
વાનરને તો પૂછડું હોયે, જાણો તેને સ્થાન. ૪૪
પૂંછ પ્રજાળી એને, ફેરવો આખે ગામ;
બળીને ભસ્મ એ થાયે, ન કરે એવાં કામ. ૪૫
લોક માંહે અપકીર્તિ થઇ, વાનરે રાક્ષસ માર્યા;
એક પ્રત્યે એવડે નવ ચાલ્યું, મહા બળિયા રણ હાર્યા. ૪૬
ગામમાંથી ગોદડાં અણાવો, તેલે ચોપડો તેહ;
પૂંછડે આખે એને વીંટો, આકળો થાશે એહ. ૪૭
તેલતણાં કૂડલાં મોટાં, આણ્યાં અસંખ્યાત;
ગોદડાંના અંબારજ કીધા, સેવકે સુણતાં વાત. ૪૮
પૂંછ પાછળ વીંટવા માંડયાં, તેણે ચોપડી તેહ;
લાંગૂલ તે વાધતું જાયે, વાધે અતિશે દેહ. ૪૯
ગામ આખાનાં આણ્યાં, પણ પૂંછડું પ્રૌઢ;
વીંટે તેમ વાધતું જાયે, દેખી થયા દિગ્મૂઢ. ૫૦

---

૩૮. નીઝર્ણ–પરવતનાં ઝરણ. હાહા હુ૦–હા! હા! કરતા કરતા હીંડે છે. ૪૧. વાનરને વેંચી આપું–(રાક્ષસોને ખાવા માટે).

# કડવું ૨૦ મું.

## રાગ દેશાખ.

લાંગૂલ લગાડ્યું તેણીવાર, પાવક પ્રકટ થયો અપાર;
પૂંછ ઉંચું કીધું સહી, જ્વાળા તે આકાશે ગઇ. ૧
વાનર તે મનમાં નવ ગણે, (જે) પ્રહાર પડે તન હનુમંત તણે;
રોવા સરખો દીસે રાંક, સહુકો કપિનો કાઢે વાંક. ૨
મળિયા નગરનિવાશી લોક, જોવા ટોળે થોકે થોક;
કો હસે કો આણે શોક, કો કહે છે એનું જીવિત ફોક. ૩
દશ દશ સહસ્ર એક પાસા યોધ, ગ્રહી રહ્યા મન આણી ક્રોધ;
વાનર પાસે કહેવરાવે વચન, ઉગામી ઉભા છે જન. ૪
જેણે જેવું કર્યું તેવું પામિયો, પૂંછતણું સુખ સર્વ વામિયો;
વાનર વળતો વાણી વદે, કોનો ભય ધરે નહિ હદે. ૫
શું પામ્યા જે હવે પામશે, શું થયું જે હવે થશે;
જે જેવું કરે તે તેવું લહે, એમ વાનરો ગાઢે કહે. ૬
ગામ આખે કપિને ફેરવે, ચોરે ને ચૌટે નવ નવે;
કૌતુક સરખું દીસે સહી, વાનરને ગ્રહી જાયે વહી. ૭
એવે આવ્યા રાવણ તણા અવાસ, દીસે દિનકર કોટિ પ્રકાશ;
મણિમય રંગ મેહેલ છે જ્યાંય, ભમતા ભમતા આવ્યા ત્યાંય. ૮
જાણ્યું અહીં છે મારો લાગ, મારીને દેવરાવ્યો માગ;
જમણી પાસા જમણે પાણ, દશ સહસ્ર માર્યા નિર્વાણ. ૯
ડાબી પાસા બે હાથ, દશ સહસ્ર સંહાર્યા સાથ;
ત્રટક ત્રટક તે તોડ્યા બંધ, જે નાગપાશ બાંધ્યો હતો સંબંધ. ૧૦
ઉછળિયો ઉંચો આકાશ, રાક્ષસ સર્વતણો કરી નાશ;
રંગ મેહેલ જઇ બેઠો રંગ, પર્વત પ્રાયે ગ્રૌઢું અંગ. ૧૧
પૂંછ પાછું વાળિયું પેર, ફેરવિયું રાવણને ઘેર;
જ્યાં સૂતી હતી સુંદર નાર, પૂંછ પછાડ્યું તેણે દ્વાર. ૧૨
રંગ મેહેલ લગાડ્યા ખેવ, બળતાં લાગ્યાં અવશ્યમેવ;
નાઠી નાગી નાર રાવણતણી, હાહા હવે હું દૈવે હણી. ૧૩
લાગ્યાં મંદિર મેહેલ માળિયાં, લાગ્યાં ગોખ જડ્યાં જાળિયાં;

૪. પાસે–'પાએ' પ્ર. ૩ છ.

લાગ્યા મંડપ જે મણિએ જડ્યા, વિશ્વકર્માએ કરે કરી ઘડ્યા. ૧૪
બારવટ લાગી લાગી વળી, ઓરડા ઓસરી ને ખડકી બળી;
અર્ધબળી નાઠી બહુ નાર, રોતી આવી સભામોઝાર. ૧૫
ફટ પાપી ભૂંડા ભરતાર, તું ઉપન્યો કુળઅંગાર;
જાનકી લાવ્યો કોણ કાજ, નિર્લજ તુંને નહિ કાંઇ લાજ. ૧૬
દેવકન્યા જક્ષકન્યા હરી, રાક્ષસી લાવ્યો કિન્નરી;
એટલીએ અર્થ નવ સર્યો, એને લાવી અનરથ કર્યો. ૧૭
વાનર તેં દુહવ્યો શા માટ, આવડો વાળવાને દાટ;
ભારે ભડકા આંબે આકાશ, પ્રકટ્યો પ્રલયતણો હુતાશ. ૧૮
ઉઘાડાં અહીં આવ્યાં અમો, વાનરને મનાવો તમો;
સીતા સોંપી સંતોખો રામ, નહિતર બાળશે આખું ગામ. ૧૯
રાવણને ચઢ્યો અતિ કોપ, રંડાઓ કરો મર્યાદા લોપ;
હાંકી કાઢી સર્વ સુંદરી, ક્રોધ કરી વાણી ઉચરી. ૨૦
યોધ મોકલ્યા અસંખ્યાત, જઈ કરો વાનરનો ઘાત;
ગોફણ ગોળા ને મોગરી, હેઠો ઉતારો હઠ કરી. ૨૧
બાણતણા વરસે વરસાત, સાંગ તોમર મૂશળના ઘાત;
વાનર ઉપર તેણીવાર, કરવા લાગ્યા પ્રૌઢ પ્રહાર. ૨૨
હુતહુત કરી પાડે હાક, પડે જેમ કાનમાં ધાક;
ગાઢે ત્રાડીને લે નામ, જય જય જાનકી જીવનરામ. ૨૩
બીજે ભુવન ઉછળી ગયો, ત્યાં ભડકો ભારે થયો;
નેવાં ઉપર બેઠો જઇ, પૂંછ ફેરવે પ્રૌઢો થઇ. ૨૪
જ્યાં લૂગડાં હોયે ઘણાં, રાવણ કેરી રાણી તણાં;
ત્યાં નાખે ગોદડાંના ખંડ, એટલે ત્યાં લાગે બ્રહ્માંડ. ૨૫

## દોહરી.

શય્યાએ કો સૂતાં છે અતિ, ઉંઘ્યાં છે સ્ત્રી ભરતાર જી;
પૂછડું હેઠળ ફેરવી વાળ્યું, ત્યાં બળતું થયું અપાર જી. ૨૬
અર્ધ બળ્યાં ઉજાતાં જાએ, કરતાં ખુંબાપાત જી;
હાહા ! હવે ખરાં વણુત્યાં, જઈ રાવણને કહે વાત જી. ૨૭
જેમ જેમ રાક્ષસ મારે તેમ તેમ, ઘણાનાં ઘર બાળે જી;

---

૧૮. દુહવ્યો–દૂભવ્યો. ૨૫. ખંડ–કકડા.

આખે ગામ કૂદતો હીંડે, કોનું ભુવન નવ ટાળે જી. ૨૮
કહીં કહીં હોકારા હોયે, દશે દિશા સહુ નાસે જી;
ઘર ઉદ્વસ્ત કરીને સહુએ, આવ્યું રાવણ પાસે જી. ૨૯
કો કળકળ્યા કો શાપ દેછે, કો રાવણને રોય જી;
ઉઘાડે અંગે ઉભા છે, વસ્ત્ર વિના સહુ કોય જી. ૩૦
વનિતાની વેણી લાગી છે, કંચુકી કસ લાગે જી;
ઉતાવળી ઉતારી ન શકે, જે કઠણ કસી છે આગે જી. ૩૧
ઉચ્છૃંખલ ઉછળતો હીંડે, ક્ષણ કંઇ નવ થોભે જી;
પૂંછ ઉપર ભડભડ ભડકા, તેણે કરીને શોભે જી. ૩૨
લંકા આખીએ લાંગૂલ ફેરવ્યું, સઘળે કીધાં બળતાં જી;
જો એકે ઘર અમથુ રહેશે, તો કોણ બાળશે વળતાં જી. ૩૩
જ્યાં લાકડાં નોહે ત્યાં નાખે, મેહેલ માળિયાં પાડી જી;
આખી લંકા બાળીને, પછે ગયો બાળવા વાડી જી. ૩૪
મેહેલ માળિયાં મહા મનોહર, તે પૂંછડે લગાડી જી;
રાજ્યસભામાં ધાઇ આવ્યો, બોલે ગાઢે ત્રાડી જી. ૩૫
રાવણ સામો છજે જઇ બેઠો, પૂંછ ઉંફેરૂં રાખી જી;
અર્ધ બળ્યા કડકા ગોદડાંના, રાજ્યસભામાં નાખી જી. ૩૬
કાં રાવણ કેવી દીસે છે, લંકા નગરી તારી જી;
તું કહેતો હતો વાનર તે શું, કેવી ગત છે મારી જી. ૩૭
રખે જાણતો સુગ્રીવ સાથે, આવો વાનર એક જી;
મારૂં નામ કોએ ન જાણે, બીજા બળિયા અનેક જી. ૩૮
હું કાગળિયો છાગળિયો હેરૂ, દીન દામણો દૂત જી;
મુજથી બળિયા છે બહુ બીજા, પરાક્રમ કરે અદ્ભુત જી. ૩૯
તે આવશે ત્યારે જાણીશ, વાનર વસમા વીર જી;
મૂરખ તેં શું નથી સાંભળ્યું, રામચંદ્રનું તીર જી. ૪૦
જનકસુતાને સોંપીને તું, નિશ્ચય નિર્મળ થાય જી;
ચેત ચેત રે ચતુર કાં ચૂકે, લાગ્ય રામને પાય જી. ૪૧
રાક્ષસમાત્રને મારીને, હમણાં સીતાને લેઇ જાઉં જી;

---

૩૨. ઉચ્છૃંખલ-બંધન વગરનો. ૩૯. હું ઇ૦-હું તો કાગળ લેઇ જનાર હેર (જાસૂસ)છું.-છાગળિયો-(?)

પણ પ્રભુની આજ્ઞા ઓલંઘું, તો હેલાં હળવો થાઉં જી. ૪૨
શીખામણ દેઉં છું સાચી, તને કડવો ઘુંટડો પાઉં જી;
તુંએ ગુણ ગા રાઘવજીના, જેમ હું ગાઢે ગાઉં જી. ૪૩
રામ વિના નથી કો બીજું, તુંને રાખણહાર જી;
શા માટે તું સહુકોનો, કરાવે કુળસંહાર જી. ૪૪
એવું કો નથી જગતમાં, જે જીવતો રાખે જી;
ઉગારવા સમર્થ નહિ બીજો, જનકસુતાપતિ પાખે જી. ૪૫
કોણ પુણ્ય પ્રકટ થયું છે તારૂં, જે સમીપ આવ્યા રામ જી;
બ્રહ્માદિકને સ્વપ્ને ના આવે, નિર્મળ જેનું નામ જી. ૪૬
રાવણ કહે મારો મૂરખને, લવે આળ પંપાળ જી;
મનુષ્યને હું મુસ્તક નામું, જે મેં જીત્યો કાળ જી. ૪૭
બાણે કરી મારવા માંડ્યો, પૂંછ ફેરવ્યું પ્રૌઢ જી;
છજાં જાળિયાં મેહેલ પાડિયા, ઝઝૂમી ગત ગૂઢ જી. ૪૮
રાજ્યસભામાં લાગી તે ત્યારે, સહુ કોય નાગું નાઠું જી;
લોક કહે છે સીતા લાવ્યો, કામ કર્યું અતિ માઠું જી. ૪૯
રાવણ ત્યાં નાશીને આવ્યો, સાગર કેરી તીર જી;
બળતા ભાગા બીને પેઠા, સહુકો ઉંડે નીર જી. ૫૦

---

## કડવું ૨૧ સું.

### રાગ તાલ આડો.

આખે નગર હીંડે ઉછળતો, મણિમય મેહેલ અવાસ;
લગાડ્યાં તે પૂંછડે, અજવાળું કર્યું પ્રકાશ. ૧
પ્રધાન સઘળાનાં ઘર બાળ્યાં, કુંવરનાં જે ધામ;
અંતઉરીના અવાસ બાળ્યા, જે અનુપમ અભિરામ. ૨
ભુવન બાળ્યું ભૂપનું, રાજ્ય મેહેલ જે રંગ;
હયશાળા ગજશાળા બાળી, તૂટી નાઠા તુરંગ. ૩
બાળ્યાં ચૌટાં ચોવટાં, બાળી પોળ પગાર;
કાશીસાં પાડી માંહે નાખે, નાખે ઇંધણભાર. ૪

---

૪૮. ઝઝૂમી–'ઝઝૂંભી' પ્ર. ૩. ૪૯. માઠું–'કાઠું' પ્ર. ૩ જી. ૨. અંતઉરીના–અંતઃપુરના. ૪. પગાર–શાળા.

સઘળાં બળતાં કીધાં એકઠાં, જે ભડકા હતા અસંખ્યાત;
તે એકઠાં થઇ લાગવા લાગ્યાં, એહ અદ્ભુત વાત. ૫
શિખા ગઇ આકાશે આંબી, સૂર્ય કોટિ પ્રકાશ;
જાણે જગતમાં છે જેટલા, તે એકઠા થયા હુતાશ. ૬
જાણે લંકા હોમી હુતાશનમાં, હનુમાને માંડ્યો જાગ;
અમર આનંદ પામિયા, રૂડો થયો એ લાગ. ૭
આનંદ પામ્યો નિરખતો, શેકતો પશ્ચિમદ્વાર;
રામના ગુણ ગાવા લાગ્યો, આનંદે અપાર. ૮
સાગરતીર છે સહુકો, રાક્ષસી રાક્ષસ જાણ;
આગળ પાછળ ઢાંકયા છે, પોતાના પણ પાણ. ૯
ગળી સોનાનું પુર રચાવ્યું, કનકગિરિનાં ઝર્ણ;
ધૂમાડા વાટે ઘણા, સાગર માંહે સુવર્ણ. ૧૦
લોક લાગ્યા નાસવા, વેહેકળા વહે જેમ પૂર;
માંહે રત્ન હીરા માંછલાં, વહે ઉરાઉર. ૧૧
જાણે સાગરને દંડીને, લીધું હતું જે ધન;
તેહ પાછું અપાવ્યું, અંજની કેરે તન. ૧૨
સાગરમાંહે સહુ પેઠા, અગ્નિથી બળતા એવ;
પુષ્પવૃષ્ટિ કરતા હવા, દુંદુભિ વાહે દેવ. ૧૩
કોટનાં કોશીસાં ઉપર, આવી બેઠો હનુમંત;
પૂછડું બોળ્યું પાણીમાં, જે લાંબુ હતું અનંત. ૧૪
લંકા લાગી નિર્ખતા, સઘળે પાવક જ્વાળ;
વાડી વન સર્વ બાળ્યાં દેખી, પેટમાં પડી ફાળ. ૧૫
સીતાજી વિરહે કરી, જર જર થઇ છે કાય;
બળતાં ક્ષણ એકવાર ન લાગે, મરણ પામે માય. ૧૬
માતાને માર્યાનું મને, અતિશે લાગે પાપ;
હા હા સીતા બળ્યાં હશે, વળી વળી કરે વિલાપ. ૧૭
રામજીને જઈ શી કહીશ, સીતાજીની ભાળ;
કમળ પ્રાયે કાયા કોમળ, ભસ્મ થઈ તતકાળ. ૧૮
અકર્મી કો આરંભે, અત્યંત મોટું કાજ;
સરાડે ચઢે નહિ, સામું લાગે લાજ. ૧૯

૮. પશ્ચિમદ્વાર–ગુદ. ૯. પાણ–હાથ (ન વસ્ત્રાં હોવાથી). ૧૧. વેહેકળા–વેહેળા.

સીતા મોઇ સાંભળી, રઘુનાથ પામશે મરણ;
લક્ષ્મણ ક્ષણ જીવે નહિ, તે વિના અશરણ શરણ. ૨૦
વાનરા સઘળા મરણ પામે, અયોધ્યાના લોક;
વિરહે પ્રાણ તજે સહી, સબળ પામે શોક. ૨૧
એક મને એટલાની, હત્યા બેસે શીશ;
રખે સીતા દાઝયાં હોય, ત્રાહ ત્રાહ જગદીશ. ૨૨
વન ઉપવન સર્વ લાગ્યાં, તો ત્યાં શો સંદેહ;
ઘણું એ પણ મહા મૂરખ, પશુ પામર દેહ. ૨૩
હવે હું માંહે પડું, તજું મારૂં અંગ;
આમે જીવી શું કરૂં, થઇ રહ્યો માન ભંગ. ૨૪
વાડી વન લગાડતાં, મેં વિચારી નહિ વાત;
અશોકવાટિકા લાગશે, જ્યાં વસે મારી માત. ૨૫
એ કથા રહી એટલે, જાનકી છે જ્યાંય;
દાસી આવી ઉજાતી, કાંઇ એક કહેવા ત્યાંય. ૨૬
બાઇ તમારે બાંધવે, ઉભેળ્યું આખું વન;
રખવાળ સૂતા હતા, તેનું કરી કદન. ૨૭
સાત મંત્રિ મારિયા, પછે ઉપર એંશી લક્ષ;
અક્ષકુંવર મારિયો, જાણે કાળે દીધો ભક્ષ. ૨૮
ઇંદ્રજિત પછે આવિયો, અધર દેતો દંત;
માતાપિતાને રોતાં રાખી, આણવાને અંત. ૨૯
અસંખ્યાત અસ્ત્ર મૂકયાં, સીતાજી તમારે વીર;
બળે બાંધ્યો ન જાયે, જાણિયે શું સમીર. ૩૦
પછે બ્રહ્માએ કીધી વિનતિ, નિજ અસ્ત્ર કરવા સત્ય;
બળિયે બંધાવ્યું આપોપું, મહાનુભાવ મહંત. ૩૧
પછે પૂંછડે બાંધ્યાં ગોદડાં, ચોપડીને તેલ;
લંકાના તો લોક રીઝ્યા, રંગ કેરી રેલ. ૩૨
લગાડયું પછે પાવકે, બાંધિયા બે પાણ;
જેણે જેવું કર્યું તેવું પામ્યો, એવી કહેવરાવે વાણ. ૩૩
સીતાજી અતિ શોક પામ્યાં, કરતાં હવાં રદન;

---

૨૩. ઘણુંએ ઇ૦—ઘણું કરે, તોપણ આખર પામર દેહવાળો પશુ તે મહા મૂરખજ !

હા હા હૈયું ન ફાટે, મંદ મારૂં મન. ૩૪
આતા! તું અહીં શાને આવ્યો, જોવા મારી શોધ ?
જાણ્યું નહિ જે અભાગણી છે, ક્યાં ગઇ તુજ બુદ્ધ. ૩૫
દૈવ હોયે દૂબળો, અવળે અવળું થાય;
આવતે આવે સહી, જાતે સર્વે જાય. ૩૬
તને જે થાયે તે થોડું, જો તું આવે મારે કાજ;
નહિતર તને બંધન શાનું, રક્ષા કરે માહારાજ. ૩૭
મુજ ઉપર જો દુહવાણા છે, હવુ મારૂં હરણ;
તો તે તારી રક્ષા ક્યમ કરે, રઘુનાથ અશરણશરણ. ૩૮
રામ રીસાયે કોણ રાખે, જો જગત કોપ્યું હોય;
રામજી રક્ષા કરે, પીડી ન શકે કોય. ૩૯
મુજ અબળામાં કાંઇ બળ નહિ, તેમાં વળી છું બંધ;
રામજીએ તજી છું, ભાગ્ય મારૂં મંદ. ૪૦
રામચરણ ક્ષણ એક અળગું, થયું ન હોય જો મારૂં મન;
તો તો તું તતક્ષણ છૂટે, અંજની કેરો તન. ૪૧
એમ કહી અવનિ પડી, જાણિયે તજશે પ્રાણ;
ઉત્તર કાંઈ આપે નહિ, જાણિયે પાષાણ. ૪૨
એવે એક આવી ઉજાતી, બાઈ તું બેઠી થાય;
સાન વિહોણી શું સૂતી છે, સાવધાન થા રે માય. ૪૩
બાંધવ તારો બંધન તોડી, હણી રાક્ષસ અસંખ્યાત;
રંગ મેહેલ શિખર ચઢી બેઠો, લંકામાં અતિ ઉત્પાત. ૪૪
ફેરવ્યું સઘળે પૂછડું, બાળ્યું લંકા ગામ;
ઉન્મત હીંડેછે ઉછળતો, તે જપેછે જયજય રામ. ૪૫
સીતાજી મન મોદ પામ્યાં, વીરની જુએ વાટ;
ઉગર્યો હશે જો જાનકી તો, મિથ્યા કરૂં ઉચાટ. ૪૬
સીતાજીને જઇ જોઉં, શીદ કરૂં સાહસ કર્મ;
પાવકમાંહે શીદ પડું, વિના પૂછે મર્મ. ૪૭
ઉછળીને આવિયો, જાનકી કેરે પાસ;
રાક્ષસી સર્વ નાશી ગઈ, જાણ્યું એ કરશે નાશ. ૪૮
જ્યાં લગી ફરી વળે, જનકસુતાની દૃષ્ટ;

તેટલામાં ત્યાં નવપલ્લવ, નહિ પાવક વૃષ્ટ. ૪૯
સીતાજીને હનુમંતે, આવી કર્યો નમસ્કાર;
આશિષ દીધી જાનકીએ, ચિરંજીવી પવનકુમાર. ૫૦

---

## કડવું ૨૨ મું.

### રાગ ગોડી.

### ગીરજાદેવીની ધાત.

હનુમંત માગેછે આજ્ઞા રે, કાંઇ આઇજી દેજો કાજ;
વાંસા ઉપર બેસો તમો રે, શ્રીરામજી પમાડું આજ. ૧
કહોતો હમણાં હું હણું રે, દશમસ્તકને માત;
રાક્ષસ માત્રને રોળવું રે, અવનિએ કરી પાત. ૨
રાક્ષસી સઘળી રંડા કરૂં રે, ઉતારૂં ભૂભાર;
રામને શ્રમ કરવો ટળે રે, ક્ષણ ન લાગે વાર. ૩
આજ્ઞા મને દીધી નથી રે, અહીં આવતાં નાથ;
નહિતર તમને પૂછું નહિ રે, વેગે વાવરૂં હાથ. ૪
મુજ પાખે બળિયા બીજા ઘણા રે, રહેછે રામની પાસ;
રાવણ કોટિકનો કરેછે, હેલા માંહે નાશ. ૫
નબળો જાણીને મને રે, કરી મોકલ્યો દૂત;
બીજા બળિયા છે ઘણા રે, મુજ પાખે અદભુત. ૬
મોટાને કેમ મોકલે રે, હેરૂં કરવા કાજ;
તેને આપત આજ્ઞા રે, લેવું હત જો રાજ. ૭
રખે તમો એમ જાણતાં રે, ત્યાં કાંઈ છે વાંક;
સેના મધ્યે એક છું રે, રામભક્ત હું રાંક. ૮
ત્રણ લોકને હમણાં હણું રે, પૂંછતણો કરી પ્રહાર;
મને કો મારી શકે નહિ, તમે રાખણહાર. ૯
જેને માથે જાનકી રે, રાજીવલોચન રામ;
એવું શું છે જે નવ કરે રે, તે મનવાંચ્છિત કામ. ૧૦

---

૪૯. નવપલ્લવ–નવાં પાંદડાંવાળી વનસ્પતિ. ૫. રાવણ કોટિકનો–કોટિરાવણનો–રાવણ જેવા કોટિકનો. ૮. વાંક–અર્થાત્ ખોડ–ખામી. મધ્યે–'સંબંધે' પ્ર. ૩.

માતા દુઃખ કરતાં રખે રે, જેમ હું આવ્યો એકે કાળ;
તેમ વાનર સઘળા આવશે રે, રામ સહિત તતકાળ. ૧૧
રાક્ષસમાત્રને મારશે રે, દશ છેદશે શીશ;
તમને ઉચ્છંગ બેસારશે રે, ઘેર જાશે જગદીશ. ૧૨
હું જાતાં ખેવ તેહને રે, તેડી આવીશ આમ;
રામના મોઢા આગળ રે, હું સબળ કરીશ સંગ્રામ. ૧૩
રાક્ષસ વિહોણી વસુધા કરૂં રે, તો હું તમારો દાસ;
હવે આપો આજ્ઞા રે, એટલી પૂરી આશ. ૧૪
રામજીએ આવતાં મને રે, મુદ્રિકા આપી ઇધાણ;
તેણે કરી મન માનિયું રે, તમો પામિયાં પ્રાણ. ૧૫
રામ મને પૂછશે રે, વળતું ન લાવ્યો વીર;
મન માને કેમ માહરૂં રે, ધરી શકું કેમ ધીર ? ૧૬
સીતા કહાવે સંદેશડો રે, મારે પ્રાણજીવન શ્રીરામ;
તે વણ ક્ષણ રહી નવ શકું રે, વલ્લભ મુજને નામ. ૧૭
જળવિના જેમ માંછલી રે, ચંદ્રવિના જેમ રાત;
તેલ વિના જેમ દીવડો રે, તેમ રામ વિના મુજ જાત. ૧૮
મેઘ વિના જેમ દામની રે, ઋતુ વિનો કશો વસંત;
રામ વિના મારે અધક્ષણ રે, જાયે જુગ અનંત. ૧૯
બપૈયા પિયુ પિયુ કરી ઉચરે રે, મેઘતણે નહિ મન;
ટોળા વછોઈ મૃગલી રે, થરથર ધ્રુજે તન. ૨૦
રાત્રે જેમ ચકવાકણી રે, કરતી ન રહે નાદ,
ટીટોડી તેમ ટળવળે રે, પિયુને સુણાવે સાદ. ૨૧
હોલી હોયે જેમ એકલી રે, અંગ પછાડે આપ;
તેમ હું પિયુ વિના ટળવળું રે, મારે પોતે પાપ. ૨૨
હૈડું કેમ ફાટે નહિ રે, થયું છે પાષાણ;
તેણે નિસરી નવ શકે રે, પામર મારા પ્રાણ. ૨૩
આત્મહત્યા ભાગી બીહું રે, નહિતર કરૂં ઝંપાપાત;
વિષ ખાઉં પડું અગ્નિમાં રે, અસ્ત્રવડે કરૂં ઘાત. ૨૪
રાક્ષસ દુઃખ દે છે મને, તુંય દેખતાં વીર;

---

૧૯. દામની–વિજળી. ૨૨. મારે૦–મારા પોતાના પાપથી,

મુજ અબળાનું શું ગજું રે, ધરી શકું કેમ ધીર? ૨૫
ભૂખ તરસ નિદ્રા ગઇ રે, વિરહે નવ વેઠાય;
અંગીઠી માંહે ઓઢવી રે, કરવત કાપે કાય. ૨૬
લજ્જા પામુંછું મન ઘણી રે, રામ વિના ક્ષણ એક;
જે રહુંછું હું જીવતી રે, વિનયે કરી વિવેક. ૨૭
જો મુર્ખપણું માહરૂં રે, તો કોનો કાઢું વાંક;
કનકકુરંગ મોહી ઘણું રે, દુઃખે આડો આંક. ૨૮
રામચરણથી અલગું થયું રે, એટલું મારૂં મન;
મૃગ મારવા મોકલ્યા રે, સ્વામી જગજીવન. ૨૯
ઉપાયું મને એ ભૈયે રે, કરવાને હરણ;
આશાએ હું જીવતી રે, નહિતર પામું મરણ. ૩૦
આધાર મને એક નામનો રે, મુખથી ન મે'લું તેહ;
હું તો સતીધર્મ સાચવું રે, નાથ સંઘાથે નેહ. ૩૧
મનસા વાચા કર્મણા રે, વલ્લભ મારે રામ;
સર્વસ્વ મારે રામજી રે, અવર શુ નહિ કામ. ૩૨
વીરા કરજે તું વિનતિ રે, જોડીને બે પાણ;
કહેજે તું તો કરગરી રે, કહેજે દીન દાસની જાણ. ૩૩
બિર્દ તમારૂં તે ક્યાં ગયું રે, જે કહાવોછો દીનાનાથ;
દુઃખસાગરમાં બૂડતાં રે, વહાલાજી દ્યો હાથ. ૩૪
હવે કો કેરી ને કો તણી રે, દુર્બળછું હું દાસ;
અભાગણી હું અકર્મીણી રે, ન હોય મારો નાશ! ૩૫
વનમાં મને પેખતા રે, પગલું રહેતી પાછું એક;
તે કેમ મૂકી એકલી રે, વીત્યા દિન અનેક. ૩૬
એવા કઠણ કહીંએ નહિ રે, નિર્દય થયા એ નિરધાર;
ચિત્રકૂટ રંમતાં કહ્યું રે, તે સંભારો ભરતાર. ૩૭
આપણે બેહુએ એકલાં રે, જ્યારે કરતાં કેલ;
વહાલા વળગી દેખાડતા રે, જ્યમ વૃક્ષ સંઘાતે વેલ. ૩૮

---

૨૭. વિનયે ઇ૦–વિનયથી વિવેક ધરીને જીવતી રહુંછું. 'વિનોદ કરે વિવેક' પ્ર. ૪ થી. ૩૦. ઉપાયું ઇ૦–એ ભૈયે (રામે) હરણ કરાવાને મને ઉપાયું–મારા મનમાં એવી પ્રેરણા કરી.

તમો વૃક્ષને હું વેલડી રે, નવ જીવવા આધાર;
તમો વિસારો જો મને રે, કોણ કરે મારી સાર. ૩૯
આપણે મંદાકિનીમાં ઝીલિયાં રે, છાંટે વઢતાં બેહ;
મને કરે કરી કાઢતા રે, હું ડૂબકી ખાતી દેહ. ૪૦
શિલા એક સોહામણી રે, તમો જઇ બેઠા રંગ;
હું બેસાડી કર ગ્રહી રે, પોતાને ઉચ્છંગ. ૪૧
વેણી ગુંથી માહરી રે, દેખી ભૂલે ભુજંગ;
કૌતુક કોટિ તમે કર્યા રે, હું આનંદ પામી અંગ. ૪૨
ધાતુ લીધી તમો ગિરિતણી રે, તિલક કર્યું મુજ ભાળ;
ચિત્ર કીધાં નાના રંગનાં રે, તમો તે મારે ગાલ. ૪૩
ત્યારે તમો મને કહ્યું રે, તારી તુલ ન કોય;
વા'લી તું મને ઘણી રે, હવું નથી એવું કોય. ૪૪
ચાપ ચઢાવીને શિવતણું રે, હું તમો સાહી હાથ;
પ્રદક્ષિણા પાવક પાછળ કરી રે, સદા રાખવી સાથ. ૪૫
લજ્જા તમને લાગશે રે, સૂર્યવંશી શૂર;
પુરૂપાર્થ પ્રકટ કરીને, મૂકાવો ઉરાઉર. ૪૬
કઠિણ વચન હું કેમ સહું રે, જે રાવણ દે છે ગાળ;
નિંદા કરે છે તમતણી રે, તે કેમ છાઈં રાલ. ૪૭
નીચું નિરખી હું રહી રે, ઢાંકું બેહુએ કાન;
તમ પાખે રૂડા રામજી, નગર મારે રાન. ૪૮
એક આપે તું રાખડી રે, કૌસલ્યાની એહ;
આરોપી મસ્તક માહરે રે, પટરાણી કહી તેહ. ૪૯
તમો જેમ આપી મુદ્રિકા રે, તેમ મેં આપ્યું ઈંધાણ;
થોડા માંહે ઘણું કહ્યું રે, તું છે ચતુર સુજાણ. ૫૦

---

૪૭. છાઈં ઇ૦—રાળના ભડકા જેવી તે નિંદાને હું કેમ છાઈં (છાર-થી દાટું)? 'છાંડું' પ્ર. ૨ ૭. ૪૯. હવે નિશાનમાં રાખડી આપે છે: એક ઇ૦.

## કડવું ૨૩ મું.

### રાગ આરો તાલ.

તેદન ધનની ધાત.

હનુમંત માગે છે આજ્ઞા રે, સીતાજીને કરી પ્રણામ;
વીરા તું કુશળે પહોંચજે રે, રક્ષા કરજો શ્રીરામ. ૧
સમય વિના કહે તો રખે રે, જ્યારે હોય રે સચંત;
ત્યારે કરજે તું વિનતિ રે, બેસારીને એકાંત. ૨
સીતા કહાવે સંદેશડો રે, હનુમંત કેરી સાથ;
મસ્તકકેરી રાખડી રે, આપી હરિને હાથ. ૩
હનુમંત કહે સુણો જાનકી રે, બીતાં રખે લગાર;
દિવસ થોડે થશે સહી રે, રાવણનો સંહાર. ૪
રામ તેડી જાશે તમને રે, બેસારી ઉચ્છંગ;
અમર સહુ આનંદ પામશે રે, ઉપજશે અતિ રંગ. ૫
વાટ મારી જોતા હશે રે, રાજીવલોચન રામ;
વીરા વહેલો તું આવજે રે, કરી તે સૂધું કામ. ૬
એમ કહીને ઉછળ્યો રે, સીતા જાતો જોય;
ઉંચી ઉંચેરી થઇ રે, વાટે વિઘ્ન ન હોય. ૭
સુવિલાચળ ગિરિ આવિયો રે, સાગર કેરી તીર;
ઉછળવાનું મન કર્યું રે, સમરે તાત સમીર. ૮
બળ સહુ બાહુ વિષે ધરી રે, ભારે મૂકી ભાર;
અંગ આખું આક્રમીને, નાદ કરે નિરધાર. ૯
અંજનીસુત ત્યાંથી ઉછળ્યો રે, ઉચો અતિ આકાશ;
દિનકર પ્રાયે દીપતો રે, સમરીને શ્રી અવિનાશ. ૧૦
અમર સહુ આશ્ચર્ય પામિયા રે, દેવ દૈત્ય ને જક્ષ;
ગરૂડ અમૃત લેવા આવિયો રે, કરી નાગનો ભક્ષ. ૧૧
કે શશિ બીજો ઉગિયો રે, કે એ પાવકજ્વાળ;
કોણે કળ્યો જાયે નહિ રે, એમ ભરી અતિ ફાળ. ૧૨
વાનર જુએ છે વાટડી રે, ચઢિને ગિરિને શૃંગ;

---

૨. સચંત–સ્થિર ચિત્તવાળા. ૩. હરિને–વાનરને.

આ આવેછે કો વાનરો રે, દિવ્ય દીપતો અંગ. ૧૩
કેસરતું આભલું રે, દીસે છે અતિ પીત;
કે રાક્ષસ અહીં આવિયો રે, દેખી થયા ભયભીત. ૧૪
એટલે આવ્યો ઢુકડો રે, હોયે એ હનુમાન;
સઘળા લાગ્યા નાચવા રે, ગાઢે કરવા ગાન. ૧૫
સામા સહુકો સાંચરે રે, એ હનુમંત હાથીઓ હોય;
મહેંદ્રગિરિ આવી રહ્યા રે, સાથે કપિ સહુ કોય. ૧૬
પુષ્પવૃષ્ટિ કરે દેવતારે, ભલો ભલો પવનકુમાર;
શોધ લાવ્યો સીતાતણી રે, સહુની કીધી સાર. ૧૭
ઘરડાને પાગે પડ્યો રે, દે છે તે આશિષ;
નાના તે આવી મળ્યા રે, ચરણે મેલી શીશ. ૧૮
સરખે સરખાને મળ્યા રે, દીધાં આલિંગન;
પ્રાણ તેં સહુકોને આપિયા રે, માન્યાં અમારાં મન. ૧૯
કુસુમે કરી વધાવિયો રે, બેસારીને મધ્ય;
શોધ લાવ્યો સીતાતણી રે, પુરૂપાતન રે પ્રસિદ્ધ. ૨૦
ફળ ઘણાં રે આગળ ધર્યા રે, અંગદ પૂછે વાત;
વીરા તેં નયને નિર્ખિયાં રે, સુંદર સીતા માત. ૨૧
હા મેં દીઠાં જાનકી રે, શોધી કાઢી ભાળ;
અહીં થકી હું ઉછળ્યો રે, પેત્યો એકે ફાળ. ૨૨
સુવેલાચળગિરિ જઈ રહ્યો રે, ત્રિકૂટાચળગિરિ જ્યાંય;
સોનાનું સોહામણું રે, લંકા નગર તે ત્યાંય. ૨૩
ભુવન જોયાં રાક્ષસતણાં રે, સૂક્ષ્મ ધરીને શરીર;
હું કોણે જાણ્યો નહિ રે, હૃદયકમળ રઘુવીર. ૨૪
રાવણ નયને મેં નિરખિયો રે, દશ મસ્તક ભુજ વીશ;
અંજનાચળગિરિ જાણિયે રે, મૂર્ત્તિવંતી રીસ. ૨૫
લંકા આખી જોઇ વળ્યો રે, જોવા લાગ્યો વન;
ત્યાં મેં સીતા નિર્ખિયાં રે, અતિશે દુર્બળ તન. ૨૬
રાવણ કઠણ કહે ઘણાં રે, સહી શકે નહિ માત;
થર થર લાગ્યાં ધ્રુજવા રે, આંખે આંસુપાત. ૨૭

---

૨૫. અંજનાચળગિરિ—કાજળનો પર્વત.

મેં જાણ્યું હમણાં હણું રે, પણ દુહવાયે રામ;
શોધ લેવાને મોકલ્યો રે, કાં કીધો સંગ્રામ? ૨૮
જેમ વ્યાઘ્ર તણે વશ મૃગલી રે, સિંહણી હરિ શિયાળ;
આશાએ દિન અતિક્રમે રે, નહિતર મરે તતકાળ. ૨૯
એવાં દીઠાં મેં જાનકી રે, સર્વ સંભળાવી વાત;
અંગદ આનંદ પામિયો રે, ભલું કહ્યું તેં ભ્રાત. ૩૦
તે વાનર રાખ્યા જીવતા રે, રાખ્યા લક્ષ્મણ રામ;
શોધ લાવ્યો સીતાતણી રે, મોટું કીધું કામ. ૩૧
શું તને આપીને સંતોષીએ રે, શાં તને દીજે માન;
જો તેં કીધું સહુને રે, જાણિયે જીવતદાન. ૩૨
અંગદ એણીપેરે ઉચરે રે, સાંભળજો સહુ કોય;
હું વાળીતણો વડો દીકરો રે, બળ કાંઇ અધિકેરૂં હોય. ૩૩
એ લંકા જઇ આવિયો રે, કેસરીતણો કુમાર;
તો હું શું જઈ નવ શકું રે, કરોને મન વિચાર. ૩૪
પરાક્રમ મારા તાતનું રે, મુજમાં હોશે રે શેષ;
તો તો હુંમાં એના થકી રે, અધિકો હોશે રે તેપ. ૩૫
એ જોઇ આવ્યો જાનકી રે, ભલી પેરે ભાળ;
હું લેઇ આવું જાનકી રે, રાવણ હણી તતકાળ. ૩૬
મહિમા વાધે માહરો રે, મારી રાક્ષસમાત્ર;
શ્રમ કરવો ટળે રામને રે, અતિશે કોમળ ગાત્ર. ૩૭
ઉચ્છંગ આરોપું જઇ જાનકી રે, રીઝે રામનું મન;
અયોધ્યા જાયે પછે રે, બેહુ દશરથના તન. ૩૮
શતજોજનનું શું ગજું રે, જાઉં એકે તલપ;
રાવણનું શું મારવું રે, મારે મન એ અલ્પ. ૩૯
મને પૂછે રામજી રે, શું કરી આવ્યો કાજ;
ક્યમ દેખાડું એહને રે, આને પૂછો આજ. ૪૦
મને રામે દીધી આગન્યા રે, આપીને યૌવરાજ્ય;
સીતા લેવા વિણ શું મળ્યો રે, રહે નહિ મુજ લાજ. ૪૧

---

૨૯. અતિક્રમે–ગાળે. ૩૫. તેપ (ત્વિપ)–તેજ. ૪૧. આપીને ય૦–"આપી વર યુવરાજ" પ્ર. ૨ જી.

ચોરાશી લક્ષ આપણ થઇ રે, લેઇ જઇએ શુધ;
તે આ લાવ્યો એકલો રે, જુઓ વિમાસી બુધ. ૪૨
આપણે અવધ ઉપર બહુ દિન ગયા રે, સીતા વણ જવાય;
વાળીનો વડો દીકરો રે, અપકીર્ત્તિ અતિ થાય. ૪૩
ભૂંડો ઉદર આવિયો રે, પિતાતણાં પરાક્રમ;
આચ્છાદન આગળ રહી કરે રે, મૂઢ ન જાણે મર્મ. ૪૪
રૂડો હોયે દીકરો રે, કહે એનો એવો હોય;
ભાઇઓ સહુ પૂછશે રે, સજ થઈ સહુ કોય. ૪૫
જાંબુવાન વળતો વદે રે, એમ ધરે યુવરાજ;
વાલિપુત્ર તું અતિ પરાક્રમી રે, તું એ કરે સર્વે કાજ. ૪૬
રાવણનું તો શું ગજું રે, પૂર્વે તારે તાત;
કક્ષાપટ માંહે રાખિયો રે, ખટ માસ દિન રાત. ૪૭
લઈ આવે તું જાનકી રે, રીસ કરે રઘુવીર;
મેં રાવણને મારવા રે, ધરિયું મનુષ્યશરીર. ૪૮
કેવળ લેવાને મોકલ્યા રે, જનકસુતાની ભાળ;
કહ્યા વિના કેમ કીજિયે રે, અણ પ્રીછે એ આળ. ૪૯
કરવા હીંડતા હોયે સહી રે, સ્વામી પોતાને પાણ;
તે આપણ નવ કીજિયે રે, લોપી ભૂપની આણ. ૫૦

---

## કડવું ૨૪ મું.

### રાગ ધનાશરી.

સેવક જે કાજ કરી આવે તે, સ્વામીએ કર્યો કહેવાય જી;
સ્વામી ઘેર બેઠાં સર્વે જાણે, સેવક જોવા જાય જી. ૧
ગાય તે ગંધે કરી દેખે, જ્ઞાની જાણે જ્ઞાન જી;
બાડવ વેદ વિધાએ જાણે, જોગી જાણે ધ્યાન જી. ૨
બીજા લોક તે જોઇ જાણે, રાજા ચરે જાણે જી;
તેમ એ સમાચાર સંભળાવ્યો, તુજને તો ચર આણે જી. ૩

---

૪૫. કહે ઇ૦—લોક કહેશે કે, એનો દીકરો તે એવોજ હોય! ૫૦. કરવા ઇ૦—સ્વામી જે પોતાને હાથે કરવા માંડતા હોય તે સેવકે ન કરવું.

રાજમહેલમાં રહે સૂઈ, સેના વઢવા જાય જી;
જય પામે તો રાજા જીત્યો, એવો જશ બોલાય જી. ૪

રાજા કામ કરે નહિ કહીંએ, સેવક પાસે કરાવે જી;
રાજાએ કર્યું કહેવાયે, ભૂપ ભલો થઇ ભાવે જી. ૫

હું કેસરી બીજો વાનર, વાળીતણા પ્રધાન જી;
વાળીતણે સ્થાનક તું છે, જાણો યુવરાજાન જી. ૬

શોધ કહેવા મોકલશું એને, એ આગળથી જાશે જી;
કાણુંપુત્ર ખટાઉ ભલો રે, રામ રળિયાત થાશે જી. ૭

જનકસુતાની શોધ પામ્યા, હવે અહીં નહિ રહિયે જી;
શીઘ્ર થઇ સીતાપતિને, સમાચાર સર્વ કહિયે જી. ૮

પ્રભુજીના મોઢા આગળ, જો કીજે પરાક્રમ જી;
રળિયાત થાયે નિજ નાયક, લેખે લાગે શ્રમ જી. ૯

રાવણ મારી સીતા લેવી, એ છે મોટું કામ જી;
દશશિરને જીતવા યોગ્ય છે, રાજીવલોચન રામ જી. ૧૦

પ્રભુએ જાણી કરાવ્યું છે, વૈદેહીનું હરણ જી;
એણે મિષે કરી નિર્મ્યું છે, દશમસ્તકનું મરણ જી. ૧૧

અંગદ કહે હું હનુમંત ઉપર, થયો છું પરમ પ્રસન્ન જી;
પ્રાણ લગે માગે તે આપું, માને મારૂં મન જી. ૧૨

માગ માગ રે હું તૂઠયો છું, સહુને કહું છું આજ જી;
સહુ મળી મનવાંછિત માગો, જેહ તમારે કાજ જી. ૧૩

હનુમંત કહેછે જો અમને આપો, પ્રેમ ધરી યુવરાય જી;
મધુવન અમો માગુંછું, વાનર વનફળ ખાય જી. ૧૪

મધુ સઘળું પીજિયે પરાણે, ભાંજિયે તરૂવર ડાળ જી;
મનગમે તેમ કૌતુક કીજે, આનંદેશું આળ જી. ૧૫

વરાંસે કોઇ અમને વારે, તેનો આણિયે અંત જી;
મધુવન માગીને લીધું, હાથીએ હનુમંત જી. ૧૬

---

૭. કાણુંપુત્ર ઇ૦—(?) ૧૧. વૈદેહીનું—સીતાનું. ૧૪. યુવરાય જી—'યુવરાન જી' પ્ર. ૨ જી. મધુવન ઇ૦—'મધુવન માગીને લીધું, હાથીએ હનુમાન જી.' પ્ર. ૨ જી.

અંગદ કહે મધુવન મેં આપ્યું, કરવી નહિ કોઇ કાણ જી;
એવું કહોછો જે તમને ખાતાં, દેઇ શકે કો આણ જી? ૧૭
એમ કહીને ગાદે ગાજે, જપતા જયજય રામ જી;
મોઢેથી ક્ષણએ નવ મૂકે, સીતાપતિનું નામ જી. ૧૮
સઘળાએ સાથે ઉછળિયા, બળિયા અતિ આકાશ જી;
પર્વત પર્વત પગ મૂકે કો, વૃક્ષ વૃક્ષ અવાસ જી. ૧૯
કો અંતરિક્ષ એવા ઉત્પતિયા, જઇ પડ્યા મધુવન જી;
મંત્રી મોટા મોટા સાથે, જાણ્યું યુવરાજન જી. ૨૦
જે વાડીમાં પવન ન પેસે, દિનકરકેરાં કિરણ જી;
વિણ આજ્ઞા પ્રવેશ ન પામે, એવાં છે આચરણ જી. ૨૧
વાનર કો પેશી ન શકે, અંગદ આદે દેઈ જી;
કુસુમ અથવા વનફળ એકે, કો શકે નહિ લેઇ જી. ૨૨
વહાલી વાડી સુગ્રીવની છે, જ્યાં મધુ નિપજે ઝાઝું જી;
સુગ્રીવે છોડ રોપ્યા છે, જોઇ જગતમાં તાજું જી. ૨૩
પુત્રની પેરે ઉછેરી, અમૃતજળે સિંચી જી;
આકાશ આંબે છે ઉંચાં, ડાળ નમી અતિ નીચી જી. ૨૪
મહુડાનાં વૃક્ષ છે ઝાઝાં, તેણે તો મધુવન જી;
મધુ ત્યાં મીઠું લાગે છે, મોહે રાજાનું મન જી. ૨૫
વાનરે કોણે નથી દીઠી, વાડી કેરી વાટ જી;
એકેવારે આવી પડિયા, વાળવાને ડાટ જી. ૨૬
રખવાળા વાનર ઉભા છે, તે પણ વારી રાખે જી;
આણ દેછે આડા આવી, તેને મારી નાખે જી. ૨૭
ઠામ ઠામથી ધાઈ આવે, દધિમુખના દાસ જી;
વણ પૂછે વાડીમાં પેસો, નથી જીવવા આશ જી. ૨૮
મધુવન વા'લું રાજાને, પ્રાણ પ્રાયે અતિ પ્રીત જી;
દધિમુખ મામો મૂક્યો છે, રાખવા રૂડી રીત જી. ૨૯
અવધ વીત્યે આવો છો, ને ભાગ્યા છે બહુ દિન જી;
અધિક એ અપરાધ કરોછો, ભેલોછો મધુવન જી. ૩૦

---

૧૭. કાણ કરવી નહિ—અર્થાત્ એમાં આપણને કાંઇ હાનિ નથી.
૨૮. દધિમુખ—વાડીનો મુખ્ય રખવાળ.

ભાઇ તમો નથી જાણુતા, રાજાની જે રીસ જી;
રામબાણુ વડે છેદાવે, સઘળાઓનાં શીશ જી. ૩૧
શાખામૃગ સઘળાએ સોંઢયા, સુગ્રીવને દે ગાળ જી;
દધિમુખ જો અહીંઆં આવે, તો હણીએ તતકાળ જી. ૩૨
વારેતાં વાડીમાં પેઠા, મધુતણું કર્યું પાન જી;
ઉન્મત્ત થઇ ઉછળતા હીંડે, માંડયાં ગાઢે ગાન જી. ૩૩
વૃક્ષ ઉખેડી માર્યા મોકમ, જે હતા રખવાળ જી;
દધિમુખ કને ગયા નાશી, રોતા તે તતકાળ જી. ૩૪
વનફળ સઘળાં વેડી ખાધાં, વધતાં નાખ્યાં વેરી જી;
માંહોમાંહે વઢવા લાગ્યા, એક એકને પ્રેરી જી. ૩૫
મંડપકેરા સ્થંભ ઉખેડી, હેઠાં નાખ્યાં ભાંજી જી;
તરૂવર સર્વે સમૂળા કાઢયા, મેઘતણી પેરે ગાજી જી. ૩૬
વૃક્ષથકી વેલી ઉખેડી, બાંટુઆં નાખ્યાં ચૂંટી જી;
સમૂળી તે સર્વે કાઢી, જે જડી ને બૂટી જી. ૩૭
દધિમુખને (પાસે) જઇને, સેવકે કીધું જાણુ જી;
દક્ષિણુ દેશથી વાનર આવ્યા, લે છે સહુના પ્રાણુ જી. ૩૮
અંગદને ઉપરે કરી, સુગ્રીવને નવ માને જી;
અનાદૃત કરે છે એવું, નહિ પોથે ને પાને જી. ૩૯
દધિમુખ સેના મેળીને, વઢવા વેગે આવ્યો જી;
અંગદ તને એવું ન ઘટે, એમ ભલો ન ભાવ્યો જી. ૪૦
સુગ્રીવની જે વા'લી વાડી, તે તમે ઉભેળી જી;
વાનર સઘળા માંહે ધાવ્યા, ભૂર ગયા તે ભેલી જી. ૪૧
નથી જાણુતો પ્રાણુ થકેછે, સુગ્રીવને અતિ પ્રીત જી;
સર્વસ્વ સોંપીને રાખે, તરૂવર રૂડી રીત જી. ૪૨
અમૃત સઘળે સિંચ્યાં છે, સુરસદનથી આણ્યાં જી;
વસંતે પોતે વાવ્યાં છે, અમરે અતિ વખાણ્યાં જી. ૪૩
આદિત્યનાં કિરણુ આવે નહિ, અણુ જોઇતાં અપાર જી;
હિમ કહીંએ પડે નહિ, નાગવેલીએ નિરધાર જી. ૪૪
અંગદ તું તો નથી જાણુતો, સુગ્રીવની તો રીસ જી;

૩૯. ઉપરે કરી-મુખ્ય કરીને.

ચઢાવ્યું વડા ભાઇનું, રઘુપતિ પાસે શીશ જી. ૪૫
આજે અવધ વીત્યા પછી આવ્યા, વળી ઉજેળો વાડી જી;
એકેકાને લાખ લગાડશે, અને ઉંધા પાડી જી. ૪૬
વાનરા કક્ષાપટ દેખાડે, કરે કરી કરે સાન જી;
સુગ્રીવને શામાં ગણે છે, આવરિયું અભિમાન જી. ૪૭
મામો મારવાને ધાયો, પર્વત લેઈ પાણ જી;
નાસો રે સઘળા સંહારીશ, માર માર મુખ વાણ જી. ૪૮
અંગદ અદ્રિ આવતો દેખી, મેઘતણી પેરે ગાજ્યો જી;
સામો તેથી મોટો મેલી, પર્વત પર્વતે ભાંજ્યો જી. ૪૯
વાનરા વૃક્ષ વરસાવા લાગ્યા, મામાને તો મારે જી;
મધુપીને ઉન્મત થયા છે, કોને કશામાં નવ સારે જી. ૫૦

## કડવું ૨૫ મું.

### રાગ ધનાશરી જીતમાન.

વાનર તે વાધવા લાગ્યા, પ્રહાર કરે પ્રચંડ જી;
શિલા શિખર ને વૃક્ષ વરસે, જાણે શું જમદંડ જી. ૧
માંહોમાંહે બાથે વળગ્યા, તે અળગા કયમ ન થાય જી;
અન્યોઅન્યે કરે કડકા, કરડે કોમળ કાય જી. ૨
વનફળ સઘળાં વેરી નાખ્યાં, નિઃપત્ર કરીને વૃક્ષ જી;
સામાં તે સુસુઆતાં નાખે, શ્વાસ ન ખાય સમક્ષ જી. ૩
અસંખ્યાત વાનર છે સાથે, મામો મર્મ મારે જી;
હનુમંતને હાકીને કહે છે, તું હઠ કર તો નવ હારે જી. ૪
હનુમંત ગિરિશૃંગ લેઇ આવ્યો, તે દધિમુખ ઉપર નાંખ્યું જી;
એણે એ તો મરણ પામશે, વચન*સહુએ ભાખ્યું જી. ૫
ગડદા પાટુ ઢીંચણિયાં, ઠેસુઆં મુષ્ટિ કુણી જી;
માંહો માંહે મરડી નાંખે, મલ્લતણી પેરે બહુણી જી. ૬
ઘોર યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે, એક ન દે ઓસાર જી;

૪૬. લાખ લગાડશે–એકે એકને લાખ ચોટાડશે. ૫૦. સારે–અર્થાત માને. ૩. સુસુઆતાં—સુસવાટા કરતાં. ૬. બહુણી–'બોહીણી' પ્ર. ૨ ૭.

કીકીયાડા કરેછે ગાઢે, મોકમ કરીને માર જી. ૭
કુમુદ મયંદ ને કેસરી કોપ્યા, યોધા જાંબુવાન જી;
નલ નીલને શરભ અતિ સોંઢ્યા, સોંઢ્યો હાથીઓ હનુમાન જી. ૮
મામો મરવા સરખો કીધો, શરીર નહિ કંઇ સાન જી;
અંગદ હઠ ચઢ્યો અતિ ભારે, ઊતારે અભિમાન જી. ૯
દધિમુખના સઘળા સેવક, માથા પાછળ ફેરવી નાખ્યા જી;
વાડીથી વેગળા કહીંએક, લગારે શ્વાસ ન રાખ્યા જી. ૧૦
પછે માંહોમાંહે વઢવા લાગ્યા, ઉન્મત્તપણે અપાર જી;
પછે પાણીમાંહે પડિયા, જ્યાં સરોવર છે સાર જી. ૧૧
કમળનાળ ઉખેડી સઘળાં, માંહો માંહે માંડ્યો વાદ જી;
ભમરા ત્યાંથી ઉડે છે, ગાઢે કરેછે નાદ જી. ૧૨
કમળપત્ર પડ્યાં છે ઝાઝાં, સરોવર કેરી તીર જી;
કેટલાએક પીએ છે પાણી, કેટલા સામા નાખે નીર જી. ૧૩
કેટલાએક તો ડૂબકી ખાયે, પાગ ગ્રહીને તાણે જી;
કેટલાએક તો ઉંડા બૂડે, ભારે કો એક આણે જી. ૧૪
બે પગ વચ્ચે માથું ઘાલી, કો એકને કો નાખે જી;
ઉંચા ચઢીને ખાયે ભૂશકા, ભીનો ભીનો ભાખે જી. ૧૫
મલ્લયુદ્ધ કરે માંહોમાંહે, ત્રોડી નાંખે શેવાળ જી;
મચ્છ કચ્છ ત્યાં કર્યા આકળા, ઉડિયા ત્યાંહી મરાળ જી. ૧૬
સરોવર આખુંએ ડોહ્લ્યું, જેમ પેઠા હોયે હાથી જી;
વનફળે ત્યાં વઢવા લાગ્યા, બહાર નિસર્યા સાથી જી. ૧૭
હુત હુત કરીને હાંકે, બુંબારવ બહુ હોય જી;
વઢતાં વાજ ન આવે વાનર, કાઢ્યો ન જાયે કોય જી. ૧૮
ઉપરા ઉપર ચઢે અન્યો અન્ય, આખાની પેરે ઉખાંખે જી;
કોનીએ મર્યાદા ન માને, કો કોને નવ સાંખે જી. ૧૯
કો વૃક્ષ બથાવી ઊંઘ્યા, કો ડાળી દેઇ દંત જી;
ટટળતા તે એમજ ઊંઘ્યા, જાણીએ આવ્યો અંત જી. ૨૦
કોનું પૂછડું ને કોનું મોહું, વળગી એમજ સૂતા જી;
કો પાગ બથાવી પૂછ બથાવી, વનચર ખરા વગૂત્યા જી. ૨૧

---

૧૯. આખાની પેરે—આખલાની પેઠે.

મંડપની મદરે વળગીને, કો વળગીને સ્થંભ જી;
કો વંસે વીંટાઇ સૂતા, કો વળગીને રંભ જી. ૨૨
એમ સઘળા વાનર સૂતા, ઉપ્યા છે અપાર જી;
જગાડ્યા જાગે નહિ એકે, શુદ્ધ નથી લગાર જી. ૨૩
દધિમુખના સેવક નાઠા, મળ્યા એકઠા તેહ જી;
સ્વામીની શોધ લેવા આવ્યા, મન આણીને નેહ જી. ૨૪
કોને હાથ પાગ મુખ માથે, વાગ્યા છે પણ પ્રહાર જી;
એમ સઘળા શોધવા ચાલ્યા, તન વહે શોણિતધાર જી. ૨૫
જુએ તો મામો મારીને, નાંખ્યો છે પરવાડે જી;
ગુંદ્યો છે ખુંદ્યો છે મોકમ, જાણે વાનરે જાડે જી. ૨૬
ઉપાડી આવા લેઇ ચાલ્યા, ઝાલી વાનર ચાર જી;
બીજા બૂમ પાડતા આવે, હોયે હાહાકાર જી. ૨૭
સભા પુરી સુગ્રીવ જ્યાં બેઠો, સમીપે શ્રીરામ જી;
લક્ષ્મણજી પાસે બેઠા છે, મુખ ન મેલે નામ જી. ૨૮
એવે ઉપાડીને આણ્યો, દધિમુખ જે મામો જી;
મૃતકની પેરે તે મૂક્યો, સુગ્રીવના મુખ સામો જી. ૨૯
સુગ્રીવ કહેછે કોણ છે એ, કહો કોણે માર્યો જી;
શા માટે રોતા આવ્યા છો, એ કાં આવળ ભાર્યો જી. ૩૦
બીજા વાનર વાણી બોલ્યા, જે છે સેવક સાથ જી;
એ દધિમુખ મામો તમારો, નથી ઓળખતા નાથ જી. ૩૧
મધુવનની રક્ષા કરવાને, મૂક્યો હરી દરોગો જી;
જે વાડીનાં વનફળ મીઠાં, અહરનિશ તમો આરોગો જી. ૩૨
મધુપાન કરોછો પ્રેમે, જે સાકરથાયે મીઠું જી;
ઇંદ્રાદિક સરખા ઇચ્છે છે, પણ સ્વપ્ને નવ દીઠું જી. ૩૩
તે વાડીની રક્ષા કરવા, દધિમુખ મેહેલ્યો જાણ જી;
આજ લગે કો લોપી ન શક્યો, પ્રભુ તમારી આણ જી. ૩૪
દક્ષિણ દેશથી વાનર આવ્યા, અવધ વીત્યે આજ જી;
એશી લક્ષ સાથે મોકલિયો, અંગદ તે યુવરાજ જી. ૩૫
એ આવી વાડીમાં પડિયા, મધુ સઘળું પીધું જી;

---

૨૨. રંભ (રંભા)-કેળ.

વાડી આખી ઉજેળી નાંખી, દુઃખ અમને અતિ દીધું જી. ૩૬
માણિયા મોટા સોનાના, જે રાખ્યા હતા શોધી જી;
ઉપર આચ્છાદન કરી તમારાં, તે સર્વે કાઢ્યાં શોધી જી. ૩૭
કોણે માણિયા મોઢે માંડ્યા, કોણે પડિયા ક્રોધ જી;
કેટલેક પાષાણ પછાડ્યા, જે પાત્ર પરમ પ્રસિદ્ધ જી. ૩૮
વારંતાં મામોજી માર્યા, સાથે બળિયા બહુએ જી;
સહુ સજ થઈ વઢવા ચાલ્યા, અમ આદિ લેઈ સહુએ જી. ૩૯
વૃક્ષ શિખર ને શિલાએ કરી, અમને મોકમ માર્યા જી;
મામાજીને મેલી નાઠા, ન રહ્યા કોના વાર્યા જી. ૪૦
દધિમુખ મોકમ માર્યો છે, પાટુએ કરી પ્રહાર જી;
માથા પાછળ ફેરવી નાખ્યો, પડિયો વાડી બહાર જી. ૪૧
સરોવર સઘળાંએ ડોહ્‌ળ્યાં, ગોળ્યાં જે અતિ ઊંડાં જી;
કમળનાળ કાઢીને નાખ્યાં, દીસેછે અતિ ભૂંડાં જી. ૪૨
ચોખંડીની ચોકી પાડી, ભાજ્યાં ઉપલાં ઇંડાં જી;
વાડી સઘળી વેડી નાંખી, ઠામ ઠામ કરી છીંડાં જી. ૪૩
તરૂવરની હાર ઉખેડી, વાઢી નાખી વેલી જી;
વનફળ સઘળાં વેરી નાંખ્યાં, એક ડાળ આખી ન મેલી જી. ૪૪
પ્રાણપ્રાયે વલ્લભ જે હતા, તે ઉખેડ્યા છોડ જી;
અમૃત આણીને સિંચ્યાં'તાં, તમો કરીને કોડ જી. ૪૫
પુત્રપ્રાયે ને પ્રાણપ્રાયે, વહાલું હતું વન જી;
તે આખું ઉખેડી નાંખ્યું, રખવાળનું કરી કદન જી. ૪૬
જેમ જેમ નામ તમારૂં લીજે, તેમ તેમ અધિકી રીસ જી;
જાણીએ સહુનો છે સ્વામી, નહિ કો એને શીશ જી. ૪૭
રામથકી પણ ભય ન પામે, લક્ષ્મણની નહિ બીક જી;
કોને કશામાં નવ માને, સબળપણે સાહસિક જી. ૪૮
સુગ્રીવે મામો બોલાવ્યો, સુઆ છો તમે મામા જી;
વનફળ કાં ખાવા નવ દીધાં, શીદ થયા તમો સામા જી. ૪૯
જીવતા મૂકયા જે તમને, અમને ન ગમ્યું એહ જી;
હૃષ્ટપુષ્ટાંગ દીસેછે આખો, દિવ્ય તમારો દેહ જી. ૫૦

---

૩૮. પડિયા-'પડીલા' પ્ર. ૪થી. ૪૨. ગોળ્યાં-પાણીભરાઇ રહેવાની જગો.

## કડવું ૨૬ મું.

### રાગ પરજીઓ.

સુગ્રીવ બોલિયો રે, સાંભળ મામા મર્મ;
જે તું જીવતો મેલિયો, તે તો તારૂં કર્મ. * * * ૧
પાવક આણીઓ રે, બળતું કીધું હેઠ રે;
મામો મુઓ જીવતો જણાએ, ઠગતણી એ ઠેઠ. * * * ૨
દધિમુખ ઉધડકી ઉઠ્યો, પ્રગટી પાવકજ્વાળ રે;
અંગદે અધમુઓ કીધો, ઉપરતું દે ગાળ.
તને શું થયું રે. ૩
મામા મૂરખ તેં નવ જાણ્યું, જ્યારે આજ્ઞા લોપી રે;
રખવાળને મારી પેઠા, તું કાં ઉઠ્યો કોપી.
તેં નવ જાણિયો રે. ૪
તને માર્યો સાંભળી મનમાં, અતિ ઉપન્યો આનંદ રે;
વારૂ થયું વધામણી લાવ્યો, ના આવ્યો થઇ મંદ.
મનડું માનિયું રે. ૫
કાજ કર્યા વિના જો આવે, તો વાડી ક્યમ ભાંજે રે;
અપરાધી થઇને જો આવે, તો ગાઢે ક્યમ ગાજે.
તેંનવ ઓળખ્યો રે. ૬
તે વાનર શું નથી જાણતા, મુજ મુખીના માર રે;
રીસ મારી રૂડી પેરે જાણો, ખરો મુજમાં ખાર.
રીસ ન ઉતરે રે. ૭
તેમાં રૂડી પેરે જાણે, રામચંદ્રનું બાણ રે;
કામ કર્યા વિણ જો આવે તો, કાઢી લે મુજ પ્રાણ.
એકે નવ ઉગરે રે. ૮
શકે તો લઇ આવ્યા હશે, જનકસુતાની ભાળ રે;
પગે લાગીને તેડી આવો, રામ કને તતકાળ.
ઉભા ક્યાં રહ્યા રે. ૯
સીતાપતિ પૂછે છે સુગ્રીવ, શી કરોછો વાત રે;

---

૧. જે ઇ૦–'જે તું એણે અધસરતો મેલ્યો' પ્ર. ૩ ૭. ૫. મનડું ઇ૦–'મન ગાઢું માનિયું રે' પ્ર. ૪ થી.

દક્ષિણદેશથી કો વાનર આવ્યો હોય, તો મેળવ મને ભ્રાત.
તેને પૂછીએ રે. ૧૦
સુગ્રીવ કહેછે હા સ્વામીજી, અંગદ આવ્યો આજ રે;
વાડી ઉભેળી મામો માર્યો, સર્વ સીધ્યું કાજ.
મને તે ઓળખે રે. ૧૧
રામ કહેછે તેડો તેને, મળવાનું મને મન રે;
સીતાજીનાં કહ્યાં સાંભળું, જે અતિ લલિત વચન.
મુજને તે ગમે રે. ૧૨
સુગ્રીવ કહેછે શીઘ્રે તેડી, તેને અહીં લેઇ આવો રે;
સંદેશો જે સીતાજીનો, કહીએ સર્વ સંભળાવો.
જાઓ તેડવા રે. ૧૩
દધિમુખ મામો ઉજાણો, પવનતણી પેરે પળતો રે;
જેણે મને મોકમ માર્યો, ભૂંડો દીસીશ ભળતો.
હવે હું શું કરૂં રે. ૧૪
ઉંઘીને ઉઠ્યા સર્વ વાનર, મદમાતા તે ટળિયા રે;
વિમાસણ કરવા તે લાગ્યા, અંગદ આદે બળિયા.
આપણે શું કર્યું રે. ૧૫
મામોજી તો મોકમ માર્યો, વાડી સર્વે વેડી રે;
મધુવનની જે રચના હુતી, તે આપણે ફેડી.
દીસે બીહામણું રે. ૧૬
સુગ્રીવની આણ નવ માની, મદભેર મધુ પીધું રે;
સુગ્રીવને સંભળાવ્યું મામે, વેર પૂરૂં કીધું.
મુને કાકો મારશે રે. ૧૭
આગેનું વેર અમારે, કાકાને મને કૂડ રે;
સૂકું નીલું નહિ ગણે, એ કરશે સૂડાસૂડ.
વેર ન વીસરે રે. ૧૮
એમ કરતાં મામો દીઠો, જઇને ચરણે લાગ્યો રે;
કાલાવાલા કરી કરગરે, બીહે સુગ્રીવ ભાગો.
અમારૂં શું ગજું રે. ૧૯

---

૧૮. સૂડાસૂડ-કાપાકાપ (?)

સ્વામી અણજાણે અમો તમને, પ્રૌઢા કીધા પ્રહાર રે;
જેમ બાળક પિતાને પાટું મારે, ચઢે નહિ રીસ લગાર.
એવું જાણવું રે. ૨૦

વણ પ્રીછે વાડીમાં પેઠા, કીધું કૂડું કામ રે;
સુગ્રીવ જો પોતે નહિ મારે, તો મારશે શ્રી રામ.
તમથી જીવીએ રે. ૨૧

દધિમુખ કહેછે શું બીહોછો, તમે આવો ત્યાંય રે;
સીતાપતિ તમને જોયાનું, કોડ કરે મનમાંય.
અહીંઆં શું રહ્યા રે. ૨૨

સુગ્રીવ સામો થયો રળિયાત, સુણી મને માર્યો રે;
મધુ સઘળું પીવા ન દીધું, તેં કાં અંગદ વાર્યો.
અવગુણ મન વરયો રે. ૨૩

સામી તમારી સ્તુતિ કરૂં હું, વહેલા થઇને આવો રે;
સીતાજીએ જે કહ્યું હોય તે, રઘુપતિને સંભળાવો.
એટલી વિનતિ રે. ૨૪

વાનર સઘળા આનંદ પામ્યા, ભલો થયો એ ભેદ રે;
વાડી ભાંજી વારૂં માન્યું, સુગ્રીવ નવ પામ્યો ખેદ.
એ તો અતિ ભલું રે. ૨૫

સઘળાએ સાથે ઉછળિયા, આવી સુગ્રીવ ચરણે લાગ્યા રે;
અંગદને આલિંગન દીધું, ભરમ સઘળા ભાગ્યા.
મન અતિ ઉલસ્યું રે. ૨૬

અંગદ કહેછે અંજનીનંદન, સીતાની શોધ લાવ્યો રે;
એક ફાળે અર્ણવ ઓળંગી, જેમ ગયો તેમ આવ્યો.
એને પૂછીએ રે. ૨૭

રામચંદ્ર કહેછે સુગ્રીવ, કોણ લેઈ આવ્યો શોધ રે;
તે મને દેખાડો વાનર, તેની નિર્મળ બુદ્ધ.
મન અતિ ઉલટશું રે. ૨૮

સુગ્રીવે દેખાડી દીધો, હાથિયો હનુમાન રે;

---

૨૮. ઉલટશું-'ઉલ્લઝિયું' પ્ર. ૩ જી.

એને સમાચાર સર્વે પૂછ્યા, ભક્તવત્સળ ભગવાન.
એ શોધ લાવિયો રે. ૨૯

હનુમંત આવી ચરણે લાગ્યો, પડતો પાણે ઝાલ્યો રે;
હરી ગયો મન મારૂં હનુમંત, જહીંઆં તું તો ચાલ્યો.
મને નવ વીસરે રે. ૩૦

એમ કહીને આઘો લીધો, હૈયા સાથે ભીંડ્યો રે;
વીરા હું સીતાને વિરહે, અંતરગત અતિ પીડ્યો.
વિરહ એ કેમ સહુ રે. ૩૧

આઘા લેઈ ચાલ્યા એકાંતે, પ્રેમે પૂછવા વાત રે;
ભ્રાતા ! તેં સીતા ક્યાં દીઠાં, ભેદ કહે તું ભ્રાત.
વિરહે ટળવળે રે. ૩૨

હાથ જોડી હનુમંત કહેછે, સીતાજીની ભાળ રે;
એકમના થઇ સાંભળજો, સ્વામી દીનદયાળ.
તમને શું કહું રે. ૩૩

અહીં થકી અમો ઉચર્યા, જઈ સૂતા સાગરતીર રે;
ગતિ અમને સૂઝે નહિ એકે, કષ્ટ પામ્યા શરીર.
કાંઈ ન ઉપજે રે. ૩૪

સંપાતે સંભળાવ્યો અમને, સઘળો સમાચાર રે;
સીતાને હરી ગયો રાવણ, કરતી રૂદન અપાર.
અંગદને કહ્યું રે. ૩૫

અશોકવાટિકામાં બેઠી છે, સુંદર સીતા માત રે;
રાક્ષસી સઘળી સંભળાવે, આંખે આંસુપાત.
દેહે દુર્બળી રે. ૩૬

સીતાની શોધ કહેતાં કહેતાં, પામ્યો પૂરી પાંખ રે;
શતજોજન લંકાએ જાવા, મન અમારે ધાંખ.
કહો ભાઇ કોણ જશે રે. ૩૭

શતજોજન સાગર આડો છે, લેરી ગેહેરી ગંભીર રે;
હરિ કોનું હૈયું નવ ચાલે, ત્રાહ ત્રાહ રઘુવીર.
શી પેર કીજીએ રે. ૩૮

સહુએ મળીને હું સોંઢાડયો, મેં ભરી ભારે ફાળ રે;

૩૨. ટળવળે–ટળવળું પ્ર. ૩ ૭. ૩૫. સંપાતે–સંપાતિએ. ૩૬. સઘ-
ળી–'સર્વે' પ્ર. ૩ ૭.

શતજોજન સામો સુવેલાચળ, જઇ બેઠો તતકાળ.
કૃપા તમતણી રે. ૩૯

લંકા આખીએ અવલોકી, મોહ્યું મારૂં મન રે;
શોભા શી કહું રાવણની, જો રસના એક વદન.
સાવજ શું લવે રે. ૪૦

નગર આખે ભમી વળ્યો, ચાલ્યો વાડી જોવા રે;
માતા મારી રોતી દીઠી, હું લાગ્યો મનમાં રોવા.
દુઃખ કોને કહું રે. ૪૧

અસંખ્યાત રાક્ષસી, સીતાને બીવરાવે રે;
અસિ પાશ લેઇને સામી, માંડ મારવા આવે.
તે હું કેમ સહું રે. ૪૨

રાવણ આવી કરે વિનતિ, ગુણ પોતાના ભાખે રે;
સીતાજી સામું નવ જુએ, નિર્ભ્રછીને નાખે.
તે કાંઈ નવ ગમે રે. ૪૩

સહુ ગયા પછી મેં મુદ્રિકા, ખોળામાંહે નાખી રે;
હેઠેરી ડાળીએ બેશી, ગુણ તમારા ભાખી.
સેવક રામનો રે. ૪૪

સીતાજીએ સામું જોયું, રહ્યાં મનમાં લાજી રે;
મેં કહ્યું હું પુત્ર તમારો, શોક મ ધરશો માજી.
હું રામે મોકલ્યો રે. ૪૫

સમાચાર સઘળો સંભળાવ્યો, જે તમે કહાવ્યો હુતો રે;
માતાજી તો રોવા લાગ્યાં, હું પણ ખરો વછુટ્યો.
રોતો રહું નહિ રે. ૪૬

મુદ્રિકા હૃદેશુ ચાંપી, આંસુએ અંઘોળાવી રે;
સ્વામીનો તું કહે સંદેશો, સમાચાર શો લાવી!
ત્યારે મેં કહ્યું રે. ૪૭

કુશળક્ષેમ છે કિષ્કિંધાપુર, લક્ષ્મણને શ્રીરામ રે;
મન માન્યા માટે મને દીધું, શોધ જોવાનું કામ.
હું આહીં આવિયો રે. ૪૮

---

૪૦. સાવજ ઇ૦–હું પશુ તે શું લવું–શું વર્ણવું ? ૪૭. આંસુએ ઇ૦–"દેહ આંસુએ અંઘોળાવ્યો." પ્ર. ૪ થી. લાવી—"લાવ્યો" પ્ર. ૪થી.

મસ્તકની રાખડી આપી, કહ્યું એ ઈંધાણું રે;
વા'લાજીને વિરહે કરીને, નથી નિસરતા પ્રાણ.
તો હું શું કરૂં રે. ૪૯
હૈયું પણ ફાટે નહિ મારૂં, થયું છે પાષાણ રે;
મેં અબળાએ કાંઇ બળ નવ ચાલે, તમો છો ચતુરસુજાણ.
અને મૂકાવિયે રે. ૫૦

---

## કડવું ૨૭ મું.

### રાગ કાલેરો.

રામચંદ્રે રાખડી લીધી, ચાંપી હૈયા બાર રે;
આંખીએ તે અંઘોળાવી, આંસુરૂપી એવાર રે. ૧
હા સીતા ! હા સીતા ! કહીને, રામ કરે રૂદન રે;
જનકસુતા વિણ રહી શકે નહિ, હનુમંત મારૂં મન રે. ૨
વીરા તને શું આપું હું, જો તેં આપ્યા પ્રાણ રે;
જન્મોજન્મ હું ઋણીઓ તારો, દશરથરાયની આણ રે. ૩
કોટિ વાર હું તારે કાજે, જો ધરૂં અવતાર રે;
તોયે હું તારો રહું ઋણીઓ, મારે માથે ભાર રે. ૪
હનુમંત મને એક નથી જીવાડચો, રાખ્યો લક્ષ્મણ વીર રે;
મુજ વિના ક્ષણ એક રહે નહિ, તતક્ષણ તજે શરીર રે. ૫
અયોધ્યા આખી જીવાડી, જીવાડ્યા વાનર માત્ર રે;
જે મુજને સઘળે સમર્પ્યાં, મન પ્રાણ ને ગાત્ર રે. ૬
એટલાને પ્રાણ જો આપ્યા, તારે પ્રાણતણો નહિ પાર રે;
પ્રાણ આપીને શું સંતોખું, જો તું પ્રાણતણો દાતાર રે. ૭
સીતા તારી રહી ઋણીઅણ, ઋણીઓ લક્ષ્મણ વીર રે;
ઓશિંકળ થાવા નહિ સમરથ, જો સોંપે પ્રાણ શરીર રે. ૮
ચૌદલોકનું રાજ્ય અખિલ જે, તે હું તને આપું રે;
તોયે હું અનૃણી ન થાઉં, ઋણ કાંઇ નવ કાપું રે. ૯
બંદીજન થઇને ગુણ તારા, જો હું અહરનિશ ગાઉં રે;
તોએ ભાર ભર્યો મુજ મસ્તક, હળવો કયમે ન થાઉં રે. ૧૦

---

૧૦. આંસુરૂપી એવાર—આંસુરૂપી વારિવડે.

તો તને હું હનુમંત શું આપું, મોહે મારૂં મન રે;
આવ તને આનંદેશું, એક દેઉં આલિંગન રે. ૧૧
હૃદે સાથે ભીડી ચાંપુ, વળતો કહીએ નવ કાઢું રે;
વિરહાનળ વાધ્યો અંતરગત, મારૂં હૈયું થાયે ટાઢું રે. ૧૨
અંગીઠીમાંહે ઓઢવિયો, પાવકમાંહે પડિયો રે;
કરવત શિર કાપે વિરહે કરી, ત્યાં તું વા'રે ચઢિયો રે. ૧૩
દુઃખસાગરમાં મગ્ન થયો હું, તે તેં કરગ્રહી કાઢ્યો રે;
વિરહરૂપીએ બંધન બાંધ્યો, તેં દોર દૈવનો વાઢ્યો રે. ૧૪
વિરહ વિષે આખું ઘેરાણું, તે તેં અહીં ઉતાર્યું રે;
પ્રાણ પ્રસ્થાને બેઠો જાવા, વિનય કરીને વાર્યું રે. ૧૫
એમ કહી હનુમંત હૈયે ચાંપ્યો, જાણીએ માંહે મારો રે;
એ ટળીને એકજ હોશે, જેમ ચેળ ભમરી થાશે રે. ૧૬
આંસુએ કરી આખું અંઘોળાવ્યું, કરી મસ્તકનું આઘ્રાણ રે;
તો તને હું શું વખાણું, જો તું મારા પ્રાણ રે. ૧૭
વાનર તું વા'લો છે મુજને, સીતાથી અતિ આજ રે;
લક્ષ્મણથી વલ્લભ છે મુજને, જે તેં કીધું કાજ રે. ૧૮
સીતાની તો શોધ સંભળાવી; દીધું જીવિતદાન રે;
કહે હનુમંત હવાં શું આપું, તુંને કાંઈ વરદાન રે. ૧૯
હનુમંત કહે મારે છે સર્વે, નહિ કાંઇએ વાંક રે;
જે તમે મને મારો કહોછો, કોણ માત્ર હું રાંક રે. ૨૦
જાતનો ત્યાં હું વાનરો, સુગ્રીવનો છું દાસ રે;
શોધ લેવાને હું મોકલિયો, તમને દૃઢ વિશ્વાસ રે. ૨૧
મારૂં શું ગજું જગજીવન, જે હું જાઉં એક ફાળ રે;
તમારી કૃપાએ રાઘવ, જઇ આવું તતકાળ રે. ૨૨

---

૧૫. વિરહ૦—વિરહ રૂપી વિષવડે આ આખું શરીર ઘેરાણું. અથવા 'આખું' ને ઠામે 'આયખું' હોય તો 'આયુષ્ય ઘેરાયું' એવો અર્થ થાય. 'વિરહ વષે આખું ધરેણું' પ્ર. ૩ છે. પ્રસ્થાને—મુસાફરીએ. અર્થાત્ પ્રાણ બાહાર જવા તૈયાર હતા, તેમનું જવું તે વિનય કરીને વારી રાખ્યું. ૧૬. જેમ૦—જેમ ચેળ ભમરીના સંગથી ભમરી થઈ જાય છે તેમ હનુમાન પણ જાણે રામરૂપ થશે કે શું ? ૨૦. વાંક—ખામી—ખોટ.

કહે હનુમંત મને સાચું, કેવું લંકા ગામ રે;
દશમસ્તક છે રાવણ કેવો, જેણે કીધું કૂડું કામ રે. ૨૩
સીતાએ તો શું કહાવ્યું છે, મુજને મુખવચન રે;
સંદેશો સંભળાવો સૂધો, માને મારૂં મન રે. ૨૪
જનકનંદિની શું કરતાં હતાં, જ્યારે તું ત્યાં ગયો વીર રે;
કરજોડીને કહે અંજનીસુત, સુણીએ શ્યામશરીર રે. ૨૫
સ્વામીજી સર્વે સંભળાવું, જે વરતી હતી વાત રે;
સંદેશો જે તમને કહાવ્યો, શ્રીમુખ સીતા માત રે. ૨૬
સાગર શતજોજન છે આડો, હું એક તલપે ગયો ત્યાંય રે;
સુવેલાચળ પર્વત ઉપર ચઢી, વિમાસ્યું મન માંય રે. ૨૭
ત્રિકૂટાચળ પર્વત શત જોજન, સામો સોનાનો શીકાર રે;
ત્રણ શૃંગ માટે ત્રિકૂટાચળ, નામ ધર્યું નિરધાર રે. ૨૮
લંકા કોરી કાઢી તેમાંથી, પહોળી જોજન ત્રીશ રે;
વિશ્વકર્માએ પોતે નિર્મી, પાસે બ્રહ્મા ઈશ રે. ૨૯
કનકતણાં કોશીસાં સુંદર, ઓપે ઓળાઓળ રે;
ચારે દિશતણી મહામોટી, નિર્મી ચારે પોળ રે. ૩૦
માંહે રાક્ષસ રહે બહુ બળિયા, પ્રૌઢા જે પ્રધાન રે;
તેના મેહેલ મનોહર મણિમય, જાણે અમરવિમાન રે. ૩૧
અમરાપુરથકી અતિ અધિકું, રૂડું લંકા ગામ રે;
બ્રહ્મલોક વૈકુંઠથકી તો, અતિશે તે અભિરામ રે. ૩૨
તે લંકા આખી અવલોકી, રાવણતણા અવાસ રે;
જે જે શોભા લંકામાંહે, તે ક્યાંથી કૈલાસ રે. ૩૩
ત્રૈલોક્યકંટક રાણો રાવણ, પ્રૌઢો પર્વતપ્રાય રે;
અંજનાચળ પર્વતથી અદ્ભુત, અતિશે કાળી કાય રે. ૩૪
દશમસ્તક ગિરિશૃંગ સરખાં, ભુજ ભોગળ સરખા વીશ રે;
દેખી દિગ્મૂઢ થઇએ સ્વામી જી, શું મૂર્તિવંતી રીસ રે. ૩૫
અસંખ્યાત નારી છે એને, પુત્ર કલત્ર પરિવાર રે;
ભાઈ ભત્રીજા ને મામા, સ્વજનતણો નહિ પાર રે. ૩૬
ઇંદ્રનાથી વૈભવ અધિકો, ધનદનાથી ધન્ય રે;
પ્રતાપે પાવકથી અધિકો, દીસે દશવદન રે. ૩૭

---

૩૬. કલત્ર—સ્ત્રી.

તેજે સૂર્યપ્રાય અધિકો, જમથી અધિક પરાક્રમ રે;
વિદ્યાએ બૃહસ્પતિથી અધિકો, બ્રહ્માથી અધિકો ધર્મ રે. ૩૮
સ્થિરપણે અવનિથી અધિકો, સાગરથી ગંભીર રે;
દેશ સઘળે વ્યાપી વરતે, અવનિએ એકજ વીર રે. ૩૯
મેં તે રાવણનો વૈભવ નિરખ્યો, આણીને [મન] નેહ રે;
હવે જોવું મારે રહ્યું નથી કંઇએ, લોચનખામી એહ રે. ૪૦
મેં જાણ્યું હું મારી આવું, લાવું સીતામાત રે;
પણ આજ્ઞા ઉલ્લંઘી થાશે, દુ'વાશે જગતાત રે. ૪૧
વાડીમાંહે સીતા દીઠાં, આસોપલ્લવ હેઠ રે;
ઘણી રાક્ષસીએ પરવર્યાં, ઠામ રહ્યું મેં ઠેઠ રે. ૪૨
જંઘાએ સ્તન ઢાંકી બેઠાં, પાગભણી વણપ્રીત રે;
આંખે આંસુની વહે ધારા, શિવલિંગ ગળતી રીત રે. ૪૩
શરીર અતિશે દુર્બળ દીસે, મંદપણે મલિન રે;
ઘણે પવને કમળની ડાળી, ત્યમ ઝૂરે અનુદિન રે. ૪૪
મુજ સાથે કહાવ્યું સીતાએ, અતિશે કરી રૂદન રે;
મુજવિણ અધક્ષણ નવ રહેતા, તે કઠિન થયું કેમ મન રે. ૪૫
એક અવગુણ મારો રઘુનંદન, જે મેં માગ્યો કનકકુરંગ રે;
ચરણ તમારા વીસારી વા'લા, લાગ્યો તેશું રંગ રે. ૪૬
તેનું ફળ હું પામી પૂરૂં, હવે મેં રહ્યું નવ જાય રે;
રાવણ નિંદા કરે તમારી, પોતાના ગુણ ગાય રે. ૪૭
રાક્ષસીઓ બીહાવે મને, હણવા ધાસે હામ રે;
મનમાંહે સંભારૂ તમને, ન લેવાદે નામ. રે. ૪૮
અવગુણ ક્રોડ મારા વીસારી, સંભારો ગુણ એક રે;
જેણે તમને સર્વસ્વ સોંપ્યું, કરીને મન વિવેક રે. ૪૯
તમવિણ કો બીજું નહિ મારે, એક રાખણહારો રામ રે;
સ્વામી તમને લાજ લાગશે, તો શું કીધું કામ રે. ૫૦

---

૪૧. થાશે-કહેવાશે. દુ'વાશે-દુભાશે. ૪૨. પરવર્યાં-અર્થાત્ વીંટાયલાં.
૪૩. પાગભણી ઘ૦-પગ ભણી દૃષ્ટિ રાખીને.

## કડવું ૨૮ મું.

### રાગ અંદુલ.

સ્વામીએ સાંભળો સત્યવચન એ, મન માને રે જેમ તમતણું રે;
સીતાજીએ કહાવ્યો એક સંદેશ એ, રામનરેશ સુણો વિનતિ રે. ૧

### ઢાળ.

વિનતિ વા'લા સાંભળો, મેં વિરહ નવ વેઠાય;
તમવિના જે અર્ધક્ષણુ તે, કલ્પ કોટિક થાય. ૨
અદ્ભુત થઈ છે આકળી, વારિ વિના જેમ મીન;
ટોળા વછોઈ મૃગલી, તમવિણુ તમ આધીન. ૩
સંભારો તમો શે નહિ, ચિત્રકૂટ રહેતા જેહ;
લક્ષ્મણકનેથી શીખ માગી, ગયાં રમવા બેહ. ૪
ત્યાં તમો મને દેખાડી, વૃક્ષે વીંટાણી વેલી;
તે દહાડા તમને વીસર્યા, કેમ રહ્યા મુજને મે'લી. ૫
વનફળ વીણી આપતા, ગુંથી કુસુમના હાર;
મારી કોટે ઘાલતા ને, મુખ નિરખતા ભરતાર. ૬
કંઠ મારે કર તમારો, મારો તમારે કંઠ;
તે સુખ નહિ સ્વર્ગમાં, નહિ જ્યાં વૈકુંઠ. ૭
આપણે બેઠાં ઝીલવા, હું તમો સાહી હાથ;
છાંટે બહુ વઢતાં હતાં તે, વિસર્યું ક્યાં નાથ? ૮
એક શિલા ઉપર તમો બેઠા, મને બેસારી ઉરછંગ;
વેણી મારી તમો ગુંથી, દેખી ભૂલે ભુજંગ. ૯
તમે લીધી નાના ગિરિની, રંગ રૂડી ધાત;
તિલક મારે ભાલ કીધું, તે વિસર્યા કેમ વાત. ૧૦
આપણ બેઉ ત્યાં એકલાં, અવર નહિ ત્યાં કોય;
એકલાં સુખ અનુભવ્યું, તે સંભારોજી સોય. ૧૧
પગલું એક પાછળ પડતી, ત્યારે ઉભા રહેતા રામ;
વિરહ સહી શકતા નહિ, તે તજી કાં આમ. ૧૨
જન્મોજન્મે હું તમારી, પ્રભુજી છું દાસ;
મને વિસરતા નથી, જે હળવે કરતા હાસ. ૧૩

---

૧. સંદેશ–સંદેશો. ૧૦. ધાત–ધાતુ (ગેરૂ, મનશિળ, વગેરે).

મુજ વિના તમે એકલા, કયમ શોભશો રઘુનાથ;
સાસુ મારી પૂછશે, સીતા હૂતી સાથ. ૧૪
લક્ષ્મણજીને વિનતિ, તું કરે મારા વીર;
કઠણ કહીને કાઢિયા તો, કષ્ટ પામી શરીર. ૧૫
અપરાધ મારા ક્ષમા કરજો, હું સેવકી છું શરણ;
તમો જો મૂકાવશો નહિ, તો હું પામીશ મરણ. ૧૬
એક વાર અહીં પધારો, ઉતરી સાગરતીર;
વાનરાના વૃંદ સાથે, સાથે શ્યામશરીર. ૧૭
રાક્ષસમાત્રને હણી, મુને બેસારી ઉચ્છંગ;
અયોધ્યાએ પધારોજી, મન આણી રંગ. ૧૮
એમ કહીને જાનકીએ, આરંભ્યું આક્રંદ;
હુંએ લાગ્યો વારવા, દામણો દીસુ મંદ. ૧૯
પછે પ્રશંસ્યાં જાનકી, અહીં આવશે શ્રીરામ;
ભૂનો ભાર ઉતારશે, સારશે સુરનાં કામ. ૨૦
રામ કહેછે અંજનીસુત, તારૂં જીવિત ધન્ય;
જે તેં ત્યાં જઇને કર્યું, સીતાનું દરશન. ૨૧
પાંખ હું પામ્યો નહિ, ને ભરી ન શકું ફાળ;
જાનકીને જોવાને, હું તો જાઉં તતકાળ. ૨૨
હ્રદે મારે પ્રકટ થઇ છે, વિરહે પાવકજ્વાળ;
આંસુએ કરી હોલાય છે, અતિક્રમું એમ કાળ. ૨૩
પ્રાણપ્રાયે જાનકી મુને, વલ્લભ છે અપાર;
જોવાને અલજો ઘણો, નયને વહે નીરધાર. ૨૪
એમ કહીને રામ આવ્યા, સુગ્રીવ કેરે પાસ;
હવે આપણે લંકા જઇએ, એમ ઉચર્યા અવિનાશ. ૨૫
સેના સઘળી સજ કરો, શૂરને કરી સાદ;
સીતાની શોધ સાંભળીને, ઉપન્યો ઉલ્લાદ. ૨૬
લંકાએ છે જાનકી, ભલી લાધી ભાળ;
હવે સહુકો સાગરતીરે, જઇ ઉતરીએ તતકાળ. ૨૭

---

૨૩. પાવક—અગ્નિ. અતિક્રમું—ઉલ્લંઘન કરૂં. અર્થાત્ એવી રીતે રડતાં રડતાં કાળ નિર્ગમન કરૂંછું. ૨૪. અલજો—ઉત્કંઠા. નીરધાર—પાણીની ધારા.

સુગ્રીવે તો સાદ કીધો, તેડચો જાંબુવાન;
ઋષભ રીંછ તેડાવિયો, પ્રૌઢ જે પ્રધાન. ૨૮
શરભ ને તો શતબળી, કુમુદ કેસરી ને તાર;
ગંધમાદન તેડિયો, જેને અધિક છે અધિકાર. ૨૯
દધિમુખને મયંદ તેડચો, ગજ ગવય ને ગવાક્ષ;
નલ નીલ ને દ્વિવિદ તેડચો, જે સાથે મન દે સાક્ષ. ૩૦
વિનત ને વીરજ તેડચા, યજ્ઞકોપને યજ્ઞકેતુ;
વજ્રમુષ્ટિ તેડિયો, જે જાણે યુદ્ધના હેતુ. ૩૧
અંગદ ને હનુમંતને, સુગ્રીવે કીધી સાન;
શૂર સહુકો સજ થાઓ, પરાક્રમી પ્રધાન. ૩૨
નીલ સેનાપતિ કરો, આગળ જે દળભાર;
ઉપર રહીને ચલાવે, કો ન નાસે નિરધાર. ૩૩
પાછલી પાસા રાખિયો, સુષેણ સસરો શૂર;
સબળ સેનને ચલાવે, પ્રલયનું જેમ પૂર. ૩૪
જમણી પાસા દધિમુખ, ડાબી પાસા તાર;
નાશી જાવા ન દેવું, ચલાવો દળભાર. ૩૫
અંગદ ઉપર રામજી, થયા છે આરૂઢ;
હનુમાન ઉપર લક્ષ્મણજી, જેની ગત છે ગૂઢ. ૩૬
સેન સઘળુ સાંચર્યું, જાણીએ સાગર સાત;
એકઠા થઈ ઉલટચા, ઉપજશે ઉતપાત. ૩૭
રામસેના રાજે ઘણું, મુખ્ય મંત્રી જેહ;
સમીપેથી સાંચરે, નિકટવરતી તેહ. ૩૮
થર ઉપર થર વળ્યા છે, ભારે થઇ છે ભીડ;
જાણે લંકા ઉપર ચાલ્યાં, ગુફામાંથી તીડ. ૩૯
આકાશ લગે આંબ્યા છે, મહીથકી માંડી જાણ;
દો દશે વ્યાપી વરત્યા છે, ઉલટી જેમ ખાણ. ૪૦
પાર કો પામે નહિ, સંખ્યા કહી ન જાય;
મર્યાદા મૂકીને વરતે, કોણે કેટલા કહેવાય. ૪૧
હાર દીસે હરિતણી, આગળ અસંખ્યાત;

---

૩૮. નિકટવરતી–પાસે રહેનારા. ૪૦. આંબ્યા છે–ઊંચા ગયા છે.

પાછળ છે પણ તેટલા, વચ્ચેતણી શી કહું વાત. ૪૨
બે પાસા પણ તેટલા, જપતા જય જય રામ;
મુખથકી મૂકે નહિ, રઘુનાથજીનું નામ. ૪૩
ગાજે છે પણ સઘળા સાથે, પ્રલયનો જેમ ઘન;
જાણ્યું પણ જાયે નહિ, નિશા છે કે દિન. ૪૪
કો વજાડે નફેરી, શરણાઇના નાદ;
નિશાન નાના વિધનાં ગડગડે, કો કરે કોને સાદ. ૪૫
કેટલા પર્વત પર્વતે હીંડે, કેટલા વૃક્ષે વૃક્ષ;
અંતરિક્ષ મારગ કેટલા, ઉડે જેમ હોય પક્ષ. ૪૬
કેટલાએક ગાઢે ગાજે, હુત હુત કરીને હાક;
કેટલાએક ઉછળે, કોને ચઢે નહિ થાક. ૪૭
રામ આગળ રમત કરતા, વાનરા સર્વ જાય;
નૃત્ય આગળ કરે કો એક, રઘુનાથના ગુણ ગાય. ૪૮
વજાડે કો બાકરી, માંહોમાંહે માંડે વાદ;
બળ દેખાડે રામને, અત્યંત જે ઉન્માદ. ૪૯
વાજાં સર્વે મોઢે વજાડે, ગાજતા ગંભીર;
એમ કરતાં આવિયા, સાગરકેરી તીર. ૫૦

---

## કડવું ૨૯ મું.

### રાગ મારૂણી.

રામચંદ્ર હેઠે ઉતરિયા, અંગદ આજ્ઞાકારી જી;
કરજોડીને આગળ ઉભા, જેને વા'લા દેવમુરારિ જી. ૧
લક્ષ્મણજી આદિ ઉતરિયા, આગળ ઉભો હનુમાન હાથી જી;
સુગ્રીવ સામો આવી ઉભો, સાથે સઘળા સાથી જી. ૨
સઘળે આરે વાનર વ્યાપ્યા, પર્વત ઉપર ચઢિયા જી;
વૃક્ષ ઉપર ને ડાળે ડાળે, અન્યો અન્યે અડિયા જી.
જ્યાં જોઇએ ત્યાં વાનર દીસે, એક એકથી બળિયા જી;
શરાતને કો સાહી ન શકે, કોણે ન જાયે કળિયા જી. ૪
સાગર સામો ગડગડ ગાજે, વાજે બહુ કલ્લોલ જી;

---

૪૯. વજાડે ઇ૦—બાકરી બાંધીને લડવા તૈયાર થાય.

ઉપર ઉપર લેહેરી વાજે, છાયે છૂટી છોળ જી. ૫
મદભર્યો ગાજે મેહેરામણ, વહી શકે નહિ વાંણ જી;
માંહે મગરમચ્છ છે મોટા, શીપ શંખ બહુ પાણ જી. ૬
કાચબા જ્યાં ક્રૂર વસે છે, જાદોગણ બહુ જાત જી;
વરૂણતણા સેવક છે સઘળા, સદા રહે સંઘાત જી. ૭
વડવાનળ ગાજે છે માંહે, બળિયો બહાર ન આવે જી;
નદી સઘળીનો જે નાયક, પ્રલયકાળે પ્લાવે જી. ૮
રામચંદ્ર કહેછે સુણ સુગ્રીવ, સાગર શતજોજન જી;
ઓળંગી જાશુ શી પેરે, મોહે મારૂં મન જી. ૯
સાગરને મારા પિતાને, પેહેલી હતી પ્રીત જી;
હવે વિનતિ કરી જોઇએ, ધરે યદ્યપિ ચિત્ત જી. ૧૦
જો આપણને એ દે મારગ, સહુકો સોંસરે જઇએ જી;
રાવણ સાથે યુદ્ધ કરવા, તત્ક્ષણ તત્પર થઇએ જી. ૧૧
પેહેલી પ્રશંસા કીજીએ, પૂરો આણી પ્રેમ જી;
ઓસરીને રહે એ અળગો, રઘુપતિ બોલ્યા એમ જી. ૧૨
કુશ અણાવીને પાથર્યાં, આસન કરવા કાજ જી;
સ્નાન કરી બેઠા રઘુનંદન, સેવાવિધિ કરી સમાજ જી. ૧૩
અર્ણવની તો સ્તુતિ આરંભી, ભાવ ધરી ભજન જી;
પ્રાણાયામ કરીને રઘુપતિ, પ્રણવે લલિતવચન જી. ૧૪
તું સુરજ ને તું ચંદ્રમા, તું પવન ને પાણી જી;
અવની ને આકાશ એક તું, તું વિદ્યા અવિચળ વાણી જી. ૧૫
દેશ વિદેશ ને કાળ કર્મ તું, તું યજ્ઞ ને યજમાન જી;
ઉત્પત્તિ સ્થિતિ ને લય તે તુજથી, તારૂં કો ન લહે માન જી. ૧૬
પૃથ્વી પાછળ તુંએ મેખળા, તેં પૂર્યો છે બ્રહ્માંડ જી;
અસંખ્યાત ઉપજે છે તુજથી, લય પામે છે ઈંડ જી. ૧૭
વડવાનળ રાખ્યો છે માંહે, જદ્યપિ શોષે વાર જી;
અંગીકાર કર્યા માટે, કાઢી નાંખે નવ બહાર જી. ૧૮
રત્ને તું સંપૂર્ણ ભર્યો છે, રત્નાકર તુજ નામ જી;

---

૫. કલ્લોલ–તરંગ. છાયે–છવાઈ જાય. ૭. જાદોગણ–જળજંતુઓના સમુદાય. ૮. બહાર ન આવે–મર્યાદા ન મૂકે. પ્લાવે–ડુબાડે. ૧૦. ધરે–'કરે' પ્ર. ૩–૪.

લક્ષ્મીતણો તો તું તાત છે, પૂરે પૂરણકામ જી. ૧૯
સઘળી નદીતણો તું નાયક, ન વહે તુજમાંહે વે'ણ જી;
અગાધ ઓઘ અતિ ઉંડો છે, કો પ્રીછે નહિ પ્રમાણ જી. ૨૦
મારા પિતાને ને તારે, પ્રેમતણો નહિ પાર જી;
એકેરથ બેશી યુદ્ધ કીધું, અસુરશું એકવાર જી. ૨૧
અમારા પૂર્વજે ખણ્યું હતું, સગરસુતે સાક્ષાત જી;
સાગર નામ ધરાણું તેણે, વેદ પુરાણે વાત જી. ૨૨
ભગીરથે ભર્યો આણીને, સુરસરિતા એ ગંગ જી;
જન્મકોટિનાં પાતિક બાળે, ના'તાં નિર્મળ અંગ જી. ૨૩
તારી ઉપમા તુંને દીજે, તુલના કીજે કોય જી ?
કહેવાજોગ બીજો કો છે નહિ, શું કરીએ તો સોય જી. ૨૪
અમને જો માર્ગ દે સાગર, પંથ પાધરે પળિયે જી;
રાવણ મારી સીતા પામી, પ્રેમે પાછા વળિયે જી. ૨૫
ત્રણ રાત્રી તે એકે આસન બેશી રહ્યા શ્રીરામ જી;
સાગર આગળ કરી વિનતિ, અવર ન કીધું કામ જી. ૨૬
લક્ષ્મણ પ્રત્યે કહે રઘુનંદન, સાંભળ રે તું વીર જી;
જેમ જેમ હું સ્તવું સાગરને, તેમ તેમ વાધે નીર જી. ૨૭
રૂડા માટે મેં એમ જાણ્યું, સામ કહી રીઝવિયે જી;
જેમ એ આપણને માર્ગ આપે, મહા મોટો કહી સ્તવિયે જી. ૨૮
પછી કાંઇએક દાન દીજીએ, સામા રહીને રંગીએ જી;
પછે ભેદ ભલી પેર કીજીએ, ઠગ જાણીને ઠગીએ જી. ૨૯
તોએ વશ ન આવે દુર્જન, તેનું બોલ્યું ખંડિયે જી;
પછે તેને પૂરો પીડિયે, દીનતણી પેરે દંડિયે જી. ૩૦
મૂર્ખને જેમ જેમ માનીએ, તેમ તેમ થાય વાંકો જી;
જાણે જે મુજ ભાગો બીહે છે, તો તો એ અતિ રાંકો જી. ૩૧
તે માટે પૂરો પીડીને, મનાવીને મન જી;
સરવસ્વ તેનું સાંભરી લીજે, કીજે તો નિર્ધન જી. ૩૨
દારિદ્ર રૂપિયું અંજન આંજે, તો તે સહુને દેખે જી;
શ્રીમદે અત્યંત આંધળા, કોને કાંઈ નવ લેખે જી. ૩૩

---

૨૦. વે'ણ–વહન–પ્રવાહ. ૨૮. સામ–સામ વચન. ૨૯. રંગીએ–રંજન કરીએ. ૩૩. શ્રીમદે–લક્ષ્મીના મદથી.

જોજે લક્ષ્મણ હું તે હમણાં, એનો ફેડું ઠામ જી;
પંથિક આવે તે એમ પૂછે, સિંધુ હતો આણે ઠામ જી! ૩૪
નિર્જળ દેશ કરૂં હું હમણાં, એકજ મેલી બાણ જી;
નાખું તે નિષ્ફળ નહિ જાયે, સબળ કરી સંધાણ જી. ૩૫
એમ કહી ધનુષ્ય તે લીધું, કીધો ત્યાં ટંકાર જી;
પડછંદો પ્રગટયો અતિ પ્રૌઢો, નાદ થયો નિર્ધાર જી. ૩૬
રામે પાવક તણી પ્રશંસા કીધી, સાધ્યું ત્યાં અગ્ન્યાસ્ત્ર જી;
કહે હવે હું બાળુંછું એને, પામે [જેથી] પ્રજ્ઞાસ્ત્ર જી. ૩૭
આકર્ષીને અતિ કોપે કરી, તાણી તીનું તીર જી;
સાગર સામું મૂકયું રામે, બળે બાંધવા નીર જી. ૩૮
કલકલ કલકલ થાવા લાગ્યું, અતિ ઉકળ્યું પાણી જી;
જળચર સઘળાં દાઝે દેહે, કરે ત્રાહ્ય ત્રાહ્ય વાણી જી. ૩૯
મચ્છ કચ્છપને શીપ શંખરે, બીજા જે જળજંત જી;
તે સઘળા દાઝવા લાગ્યા, હવે આવ્યો અંત જી. ૪૦
આકાશે તનખા ઉડે છે, પ્રગટી પાવકજ્વાળ જી;
પાણી તે અતિ બળવા લાગ્યું, પડી પૂરી ફાળ જી. ૪૧
ધુંબારવ થાયછે ઓળાં, દીસે દામણા દેહ જી;
ઉપદ્રવ ઉદય શો પામ્યો, આજ અવશ્યમેવ જી. ૪૨
કાંઈ કાન પડયું ન સુણાએ, બળતાં પ્રાણી બોલે જી;
આ ઉત્પાત ઉદય શો પામ્યો, દાઝતાં દેહે ડોલે જી. ૪૩
તોયે સાગર વાજ ન આવે, દેવા નહિ દે માગ જી;
પાણી પાછું ક્યમે ન થાયે, જુએ તે નહિ લાગ જી. ૪૪
અગ્ન્યાસ્ત્ર સંહર્યું પાછું, વળી કર્યો વિચાર જી;
હવે હું શોષાસ્ત્ર નાખું, રાખું નહિ લગાર જી. ૪૫
એમ કહી આકર્ષ્યું અતિશે, કર્યું શોષવા મન જી;
આગે અગસ્ત્યે જેમ શોષ્યો, ઠાલો રહ્યો બહુ દન જી. ૪૬
પ્રીછયું નહિ પડે જેમ કોને, અહીં કંઈ સાગર હતો જી;
એવું એકે બાણે શોષું, સાગર ખરો વગતો જી. ૪૭
એમ કહીને અતિ આકર્ષ્યું, બળે કરીને બાણ જી;

---

૩૭. પ્રજ્ઞાસ્ત્ર-જ્ઞાનરૂપી હથિયાર.

ત્રણલોકને ત્રાસ ઉપન્યો, પીડાણા સર્વ પ્રાણ જી. ૪૮
સાગરે જાણ્યું શોષાણો, મિથ્યા કીધું માન જી;
અજ્ઞાને કરી ઓળખ્યા નહિ, ભક્તવત્સળ ભગવાન જી. ૪૯
દિવ્ય દેહ ધરીને આવ્યો, રામચંદ્રને શરણ જી;
મેં બાણ તમારૂં સહ્યું ન જાયે, મૂકો તો પામું મરણ જી. ૫૦

---

## કડવું ૩૦ મું.

### રાગ વેરાડી.

મને રાખો રૂડા રામજી રે, તું છે દીનાનાથ રે;
હવે હું તો જોડુંછું હાથ રે, બળિયાશું શી બાથ.
રાખો રૂડા રામજી રે. ૧
મારો એ અપરાધ રે, અવગુણ એ અગાધ રે;
હવે સેવકછું હું સાધ, રાખો રૂડા રામજી રે. ૨
પ્રભુ તું કોણે જાણ્યો નવ જાય રે, કરતાં કોટિ ઉપાય રે;
બ્રહ્માદિક ગુણ ગાય, રાખો૦. ૩
હું છું દીન દામણો દાસ રે, અતિ પામું તમથી ત્રાસ રે;
મને આપો વસવા વાસ, રાખો૦. ૪
તમો છો જગજીવન રે, મોહે મારૂં મન રે,
દુર્લભ તુજ દર્શન, રાખો રૂડા૦. ૫
તમારી માયા અતિ અગાધ રે, તારો સેવક છું સાધ રે;
જે ભજે તજી ઉપાધ, રાખો૦. ૬
હું પાપી પામર પ્રાણ રે, હું અલ્પમતિ અજાણ રે;
હવે સંહર સ્વામી બાણ, રાખો૦. ૭
માયા માનુપ રૂપ રે, તું છે ત્રિભુવન ભૂપ રે;
તું અંગ ધરે અનુપ, રાખો૦. ૮
હું જાણું નહિ તારી યુક્તિ રે, એવી નહિ હુંમાં ઉક્તિ રે;
તમારે નામે પામું મુક્તિ, રાખો૦. ૯
તારૂં શર ભાંજે ત્રૈલોક્ય રે, હું સેહેજે પામું શોક રે;
મારૂં જીવિત થાયે ફોક, રાખો૦. ૧૦
મારો તો બહુ વાંક રે, અજ્ઞાને આડો આંક રે;
રાખો જાણી રાંક, રાખો૦. ૧૧

જો હું દેઉ તમને માગ રે, સહુ પળે પરઠી પાગ રે;
સૂર્યવંશીનો થાયે લાગ, રાખો૦. ૧૨
તેં ઉંડો સર્જ્યો શા માટ રે, તેં ત્યારે ન કીધી વાટ રે;
કાં નીચો નિર્મો નાટ, રાખો૦. ૧૩
તારૂં કર્યું મિથ્યા કેમ થાય રે, જો કો પાય પળીને જાય રે;
તો અગાધ કેમ કહેવાય, રાખો૦. ૧૪
તમો મોટા છો મહારાજ રે, જો બળે જાશો આજ રે;
પણ વણસશે મારૂં કાજ, રાખો૦. ૧૫
વળી બીજો આવે રાય રે, તે પળી એમજ જાય રે;
પછે મારગ સુજમાં થાય, રાખો૦. ૧૬
મને માર્યે મોટમ નહોય રે, તમને ભલા કહે નહિ કોય રે;
સરજી સંહારો સોય, રાખો૦. ૧૭
આદિ પુરૂષ તું એક રે, તું રૂપ ધરે અનેક રે;
હું શું જાણું વિવેક, રાખો૦. ૧૮
તું નિરંજન નિરાકાર રે, તારો કોય ન પામે પાર રે;
મારે એકજ તું આધાર, રાખો૦. ૧૯
વળતા વાણી બોલ્યા રામ રે, શર સાધ્યું શોષવા કામ રે;
તે હું મેલું કીએ ઠામ, સાગર સાંભળો રે. ૨૦
મારૂં સાધ્યું સંફળ થાય રે, નાખ્યું નિષ્ફળ ન જાય રે;
તું આવી લાગ્યો પાય, તુજને કેમ હણું રે. ૨૧
સ્વામી સાંભળ વાત રે, અમો છું સાગર સાત રે;
એક મીઠો જગતાત, તેને શોષીએ રે. ૨૨
ત્યાં રહેછે પાપી જન રે, કહીંએ પખાળે નહિ તન રે;
ઉચ્છિષ્ટ રહે અનુદિન, તેને શોષીએ રે. ૨૩
રામે તાણી મેલ્યું તીર રે, શોષ્યું સઘળું નીર રે;
ત્રાહ ત્રાહ રઘુવીર, જન કયમ જીવશે રે. ૨૪
મીઠો સમુદ્ર હતો જ્યાંય રે, સ્થળ સાગરકીધો ત્યાંય રે;
ક્રોધ ધરી મનમાંય, પ્રાણી કેમ રહે રે. ૨૫
રામ કહે સુણો શુદ્ધ રે, ત્યાં ઘણું નિપજશે દૂધ રે;

---

૧૨. પરઠી—અર્થાત્ મૂકીને.

ચારો એવડ બુદ્ધ, જળને શું કરે રે. ૨૬
સાગર કરે સ્તવન રે, જય જય જગજીવન રે;
કમળદળલોચન, હું હવે ઉગર્યો રે. ૨૭
સુખ પામ્યો સાંકણ સોય રે, જળચર પ્રાણી કોય રે;
સ્થળ સાગર તે હોય, જળ જઇ સૂકવ્યું રે. ૨૮
એક આંબલડાનું ફળ રે, કો લાવ્યા કપિ મહાબળ રે;
જ્યાં વાનરનું દળ, તેને દેખાડિયું રે. ૨૯
મુખમાં મેલો એમ રે, આવી સુગ્રીવ વળગ્યો તેમ રે;
તું એકલડો ખાઇશ કેમ, ફળ એ માહરૂં રે. ૩૦
કંઠ ગ્રહીને ચાંપ્યો પાણ રે, તે બોલી ન શકે વાણ રે;
મોઢામાંથી બાહેર આણ, સુગ્રીવે ગર્જ્યું રે. ૩૧
આવી બળિયા વળગ્યા બેહ રે, દારણ દીસે દેહ રે;
કંઠે સાહો તેહ, સુગ્રીવ શું કરે રે. ૩૨
કાઢી કીધું આહાર રે, અન્યોઅન્યે કરી પ્રહાર રે;
આવી વળગ્યા દશ બાર, કંઠથી કાઢિયું રે. ૩૩
ઉઠ્યો અંજનીકુમાર રે, અંગદ ઉઠ્યો અપાર રે;
એ હું કરીશ ફળ આહાર, બીજો કયમ ગ્રહે રે. ૩૪
નલ નીલ કુમુદ ને તાર રે, ઉલટિયું દળભાર રે;
મોકમ મારે માર, કો નવ ઓસરે રે. ૩૫
મુષ્ટિ પાટું કોણી પાણ રે, માર માર મુખવાણ રે;
કોય ન કરે કા'ણ, યુદ્ધ મહા માંડિયું રે. ૩૬
આવી વળગ્યા વીર રે, રવે પાડે રીર રે;
કોયે ન ધરે ધીર, ફળ એ તમતણું રે. ૩૭
માંડ્યો મહા સંગ્રામ રે, રોવા લાગ્યા રામ રે;
એ શું કરશે કામ, ચંચળ વાનરા રે. ૩૮
એક એક ઉપર આરૂઢ રે, ગાજે ઘન અતિ ગૂઢ રે;
દેખી દેવ થયા દિગ્મૂઢ, વિસ્મય પામિયા રે. ૩૯
કરડે મરડે મારે મૂઠ રે, એકએક ને કહે ઉઠ રે;
કોપે કરડે પૂઠ, કોને નવ ગણે રે. ૪૦

---

૨૮. સાં કણ—ત્યાં. ૩૬. કા'ણ—કહેણ, અર્થાત્ કોઇ કહ્યું માને નહિ.

ગધર ડસે ને આણે રીસ રે, વઢતાં પાડે ચીસ રે;
જપે શ્રીજગદીશ, આશ્ચર્ય પામિયા રે. ૪૧
હુત હુત કરે હાક રે, એક એકનું કરડે નાક રે;
મારે મન તું શાક, તારૂં શું ગજું રે. ૪૨
રાગને નયને ચાલે નીર રે, વારે લક્ષ્મણ વીર રે;
શું રૂઓછો શ્યામશરીર, એ સારૂં નહિ રે. ૪૩
વઢી વઢી આવ્યા વાજ રે, સુગ્રીવે વિચાર્યું મનમાંજ રે;
હવે ફળ કીજિયે તાજ, જળમાં નાખિયું રે. ૪૪
સુગ્રીવ આવ્યો રામની પાસ રે, હળવે હળવે કરતો હાસ રે;
કાં રૂદન કરો અવિનાશ, દેખી અમને રે. ૪૫
એ અમારી ટેવ રે, જાણે સઘળા દેવ રે;
અમો સાચી કરશું સેવ, દુઃખ તમો કાં ધરો રે. ૪૬
અમો પ્રકૃતિ ન મૂકીએ નાથ રે, જે સદાની છે સાથ રે;
જન્મ ધરે ધરી હાથ, એ અમને નવ તજે રે. ૪૭
એક કો એવો શૂર રે, શોષે સાગરપૂર રે;
રાવણને કરે ચૂર, ક્ષણ લાગે નહિ રે. ૪૮
ત્રિલોક પમાડે ત્રાસ રે, તમો કાં મૂકો નિશ્વાસ રે;
મને દૃઢ વિશ્વાસ, રૂડા રામજી રે. ૪૯
રામ થયા રળિઆત રે, વારૂ કહી તેં વાત રે;
ભેદ જણાવ્યો ભ્રાત, હદે શું ચાંપિયો રે. ૫૦

---

## કડવું ૩૧ મું.

### આડોતાલ.

એ કથા રહી એટલે, સુગ્રીવશુ કરી વાત;
વિભીષણ તેડાવિયો રે, કહેવા કૈકસી[1] માત. ૧
સાંભળ વીરા વિનતિ, ભૂર[2] થયો તુજ ભ્રાત;
જે લઇ આવ્યો જાનકી, જગતજનની સાક્ષાત. ૨
જઇને વારો વીરને, કોણ કર્યું એ કામ;
જગતપિતા જે દુહવિયો, રાજીવલોચન રામ. ૩

---

૧. કૈકસી માત–રાવણની માતા. ૨. ભૂર–સાધારણ–હલકો.

ત્યાર પેહેલી આપો જાનકી, આવે વાનર વીર;
સાગર ઉલ્લંઘી કરી, ફાળે આણી તીર. ૪
ત્યાર પેહેલી આપો જાનકી, વાનર માંડે વાદ;
કોશીસે ઉંચા ચઢી, કરે ગાઢે નાદ. ૫
ત્યાર પેહેલી આપો જાનકી, આવે રાઘવરાય;
મંત્રીને મારે સહી, વનિતા વિધવા થાય. ૬
ત્યાર પેહેલી આપો જાનકી, છેદે દશે શીશ;
રામજી રમે ગેડીદડે, આણી અતિ રીસ. ૭
ત્યાર પેહેલી આપો જાનકી, રાક્ષસમાત્રનો અંત;
આણે એ કોપે કરી, ભકતવત્સળ ભગવંત. ૮
કુમતિ કાં તને ઉપની, કે કોપ્યો છે કાળ;
સિંહ સંઘાતે શાભણી, અળવે કીધી આળ. ૯
શે ન સોંપે જાનકી, લાગી રામને પાય;
અભયપદ આપી કરી, જેમ અયોધ્યાએ જાય. ૧૦
તારે શું નથી તારુણી, જે તેં કીધું હરણ;
મસ્તક ચઢાવીને શાભણી, ઘેર આણ્યું મરણ. ૧૧
તેં એ ભોગવવી નથી, સતી શિરોમણિ નાર;
મન રમે જેનું રામશુ રે, જેને વા'લા દેવમુરાર. ૧૨
શું અદકું છે એ વિષે, જે અતિ મોહ્યું મન;
દેવકન્યા બહુ કિન્નરી, ભામિની ઘણીએ ભુવનં. ૧૩
કાં વાવી વિષની વેલડી, ખાવા થઇ છે ખાંત;
શીખામણ દેજે ઘણી, વારે જઇ એકાંત. ૧૪
જો તારૂં કહ્યું એ કરે નહિ, તો તું જાજે રામની પાસ;
અવિચળપદ તને આપશે, કરી રાવણનો નાશ. ૧૫
એકમનો તું આલિંગે, રામચંદ્રનાં ચરણ;
સરસ્વ સોંપીને રહે, સીતાપતિને શરણ. ૧૬
એથી કો અધિકો નથી, જોતાં ચૌદભુવન;
પુરૂષોત્તમજી પ્રગટ થયા, માયા માનુષ તન. ૧૭
સરજે પાળે સંહારે, અવિનાશી એ એક;

---

૯. અળવે-અળવીતરૂં કરતાં.

જોતાં કો બીજો નથી, નારાયણ વજ્રેક. ૧૮
વીરા વેહેલો આવજે, શીખામણ દેઈ સાર;
જો તારૂં કહ્યું ન કરે તો, એ થયો મરનાર. ૧૯
આજ્ઞા માગી ઉઠિયો, પ્રેમે કર્યો પ્રણામ;
રાવણભણી તે સંચર્યો, હૃદયકમળ શ્રીરામ. ૨૦
રાજસભામાં આવિયો, રાવણે દીધાં માન;
આસન આદર આપિયું, બેસાર્યો સંનિધાન. ૨૧
શે દીસેછે અણમણો, વીરા કહેને વાત;
કહે તું કોણે દૂભિયો, ભૂરપણે મુજ ભ્રાત. ૨૨
દુર્બળ દીસે શાભણી, નયને વહેછે નીર;
અતિશે થયુંછે આકળું, થર થર ધ્રુજે શરીર. ૨૩
કહે કોણે કહ્યું કર્યું નહિ, કે કોણે દીધી ગાળ;
એમ કાં દીસે અણમણો, ઉત્તર દે એક વાર. ૨૪
વળતો વિભીષણ બોલિયો, ભાઈ સાંભળ ભેદ;
તે દહાડાનું સહુકો, પામેછે અતિ ખેદ. ૨૫
અપશુકન થાયછે ઘણા, અદ્દભુત ઉલ્કાપાત;
ધ્વજાદંડ અવનિ પડે, વાય છે વસમા વાત. ૨૬
ભૂએ કંપ થાયે ઘણી, શોણિતનો વરસાત;
આફ્રણિયે અતિ ઉપજે, અવનિએ આઘાત. ૨૭
ઉત્રેવડો અતિ ઉછળે, પાણીઆરૂં કરે અતિ વાદ;
મુઆં મુઆં મુખથી કહે, સહુ સંભળાવે નાદ. ૨૮
આફ્રણિયે ઉતરી પડે, નારીના શણગાર;
ફેલાયેછે ચાંદલો, પીયળ ન રહે લગાર. ૨૯
ચૂડાચૂડી ઉતરે, નરના સરખા હાથ;
અચેત થઇ અવનિ પડે, નથી રે દીસતો નાથ. ૩૦
દર્પણમાંહે દેખે નહિ, રાક્ષસ કોયનાં રે શીશ;
ઉકાંટા અંગે ચઢે, ગાઢે પાડે ચીસ. ૩૧

---

૨૧. સંનિધાન–પાસે. ૨૨. ભૂરપણે–અધમતાથી–મૂર્ખતાથી. ૨૭. આફ્રણિયે–એની મેળે. ૨૮. ઉત્રેવડો–ઉતરેડો. ૨૯. ફેલાયેછે–'ફેસાએ છે' પ્ર. કા ૭.

ગુન ગુન વાજે કાનમાં, આણી ન દીસે નાક;
તાણે 'કો કેશે કરી, બોલી ન શકે વાક. ૩૨
પાડે ચઢીને આવતા, કોટે કરેણાની માળ;
તેલે તન તે ચોપડયાં, લોચન અતિ વિકાળ. ૩૩
કેશ કરહુઆને ઉભ્રા, દીસે છે અતિ પીત;
દંડ ઉગામી આવતા, દેખીને ભયભીત. ૩૪
મુખ મોટાં ને મોકળાં, કરશે જાણે ભક્ષ;
ઉંબાડાં જાણે ઓળવ્યાં, એવી દીસે ચક્ષ. ૩૫
સિંયાણા રે બોલે ઘણા, રાતના રાજા કરે નાદ;
હોલા મોભે મોકમ લવે, જાણે માંડયો રે વાદ. ૩૬
છોકરાં ત્રાઠે રે ગામમાં, બહોળા ખુંબાપાત;
આ માર્યો આ લુંટિયા, આ આણે કીધા ઘાત. ૩૭
તે દહાડાનું સહુકો, કરે છે રૂદન;
જ્યારની લાવ્યા જાનકી, દોહલા દીસે દિન. ૩૮
તમને કો કહી શકે નહિ, મોકલિયો છે માત;
જે તમો લાવ્યા જાનકી, વારૂ ન કીધી વાત. ૩૯
રાક્ષસ તારા રહેશે નહિ, કા'ણી કહેવાને કોય;
શે દૂહવ્યા રે સીતાપતિ, વીર વિમાશી જોય. ૪૦
હજી કાંઇએ વેઠયું નથી, જો મન રાખો ધીર;
રામજી આવી ઉતર્યા, સાગરકેરી તીર. ૪૧
સાર પેહેલી (તમે) આપો જાનકી, બાંધે સાગર પાજ;
વાનરદળને સાથ લઇ, ઉતરે શ્રી મહારાજ. ૪૨
ત્યાર પેહેલી (તમે) આપો જાનકી, કોશીસે કરે નાદ;
વાનર અતિ ઉન્મત થઈ, સંભળાવે સાદ. ૪૩
ત્યાર પહેલી આપો જાનકી, રાક્ષસમાત્રનો અંત;
રામજી રીસે કરે નહિ, અધર દેઈને દંત. ૪૪
ત્યાર પેહેલી આપો જાનકી, દશે તમારાં શીશ;
બાણે કરી છેદે નહિ, રામજી આણી રીસ. ૪૫

૩૨. વાક-વાણી. ૩૪. કરહુઆ-કરડા-બરછટ. ઉભ્રા-ઉભા. ૩૫. ઉં-બાડાં-બળતાં લાકડાં. ૩૬. રાતના રાજા-ઘૂડ. ૪૪. કરે નહિ-'કરીને' પ્ર. ૨-૪.

એ અવગુણ એક તમતણો, સહુનો ખૂટ્યો કાળ;
રાક્ષસ વો'ણી મેદિની, કરશે દીનદયાળ. ૪૬
જોગી જનને આવે નહિ, સ્વપ્નાંતર શ્રીરામ;
તે આફણિયે આવિયા, સીતાપતિ પૂરણકામ. ૪૭
જો જાણે રહું જીવતો, સહુ કુટુંબ સહિત પરિવાર;
સોંપો સીતા સુંદરી, ચરણે કરી નમસ્કાર. ૪૮
બીજું કાંઇ માગે નહિ, પ્રભુજી છે પૂરણકામ;
જોઇએછીએ એક જાનકી, જેને વલ્લભરામ. ૪૯
જો રહેશો તમે જીવતા તો, ઘણી ભોગવશો નાર;
મરવામાં છે શું ભલું, દૂહવીને દેવ મોરાર. ૫૦

---

## કડવું ૩૨ મું.

### એકતાળ.

વચન સુણી વીરનાં, રાવણને ચઢી રીસ રે;
ખડગ કાઢી ઉભો રહ્યો, હું છેદું તારૂં શીશ રે. ૧
ફટરે ભુંડા પાપિયા રે, તું મહામૂઢ અજાણ રે;
મારા ગુણ વીસારિયા રે, કરે મનુષ્યતણું વખાણ રે. ૨
અમારા વંશમાં ઉપન્યો, તું તો કુળઅંગાર રે;
મનુષ્યનું શું મારવું, જે આપણો આહાર રે. ૩
અછતા ગુણ એના કહે, રાજ્યભ્રષ્ટ જે રામ રે;
બાપે મારી કાઢિયો, કશે ન આવે કામ રે. ૪
સ્ત્રીરત્ન એક એહને હતું, તે મેં કીધું હરણ રે;
હવે જો અહીં આવશે, તો પમાડીશ મરણ રે. ૫
મારા કુળમાં કો એવો નહિ, તુજસરખો તો રાંક રે;
ગુણ ગાયે મનુષ્યના, કાઢી મારો વાંક રે. ૬
એમ કહી ઉભો થયો, ખડગ ઉઘાડું પાણ રે;
રોમ થયાંછે ઉફરાં, હવે કરીશ હું હાણ રે. ૭
જેટલે માંડયો મારવા, બોલ્યો પ્રહસ્ત પ્રધાન રે;
આડો આવી ઉભો રહ્યો, શું ટળી છે સાન રે. ૮
મારે કો નિજ ભ્રાતને, જો કોટિ કરે અપરાધ રે;

એક ઉદરથી ઉપન્યા, સહુકો જાણે સાથ રે. ૯
વેરીને પ્રીછ્યું પડે, ભુંડે માર્યો ભ્રાત રે;
બીજા કો પ્રત્યે ચાલતું નહિ, વારૂ નહિ એ વાત રે. ૧૦
રામચંદ્ર એ જાણશે, રાવણ તો છે રાંક રે;
કુટુંબમાં કળો કરે, અધમે આડો આંક રે. ૧૧
અકર્મી સુત અવતર્યો, માતા ઉપર રીસ રે;
બીજા કો પ્રત્યે ચાલે નહિ, પોતાનું ફૂટે શીશ રે. ૧૨
એમ કહીને વારિયો, બેસાર્યો બળવાન રે;
બીજી બહુ આસનાવાસના, દેઈને પ્રહસ્ત પ્રધાન રે. ૧૩
રાવણ કહે રીસે કરી, મારી મિટ આગળથી જાય રે;
હું સહી શકતો નથી, જે માનુષના ગુણ ગાય રે. ૧૪
જેવો અકર્મી તું અવતર્યો, તેવો નહિ કો દીન રે;
માનુષને જઇ કેમ મળું, લય પામિયે લીન રે. ૧૫
મહાનુભાવ તે નવ તજે, જે કીધો અંગીકાર રે;
રૂડું અથવા પાડવું રે, સર્વે માને સાર રે. ૧૬
મહાદેવજી જો વિષ તજે, સાગર વડવાનળ રે;
તો હું મે'લું જાનકી, મીન તજે જો જળ રે. ૧૭
પ્રાણથકી અધિકી ઘણી, જીવતણું જીવન રે;
મરૂં પણ મેલું નહિ, મોહ્યું મારૂં મન રે. ૧૮
જે વિના જીવું નહિ, વિરહે જાયે પ્રાણ રે;
તેને હું તો કેમ તજું, અરે મૂઢ અજાણ રે. ૧૯
દેવ દૈત્ય મેં જીતિયા, જક્ષ કિન્નર વિદ્યાધર વીર રે;
એ મનુષ્યનું શું મારવું, વિરહે શિથિલ શરીર રે. ૨૦
શાખામૃગનું શું ગજું, તાળિયે ત્રાસે તેહ રે;
બળ પ્રીછ્યું મેં રામનું, વાનર સાથે નેહ રે. ૨૧
ભક્ષ સ્વભાવે આપણું, તેને કરૂં પ્રણામ રે;
જીવીને હું શું કરૂં, નિર્ગમીને નિજ મામ રે. ૨૨
કલંક લાગે કુળને, જો હું નામું શીશ રે;

---

૧૧. કળો-કલહ. ૧૪. મીટ-નજર. ૧૬. પાડવું-ભુંડું (?) ૧૮. અધિકી ઘણી-'અધિકે ઘણે.' પ્ર. ૩ જી.

કાયરપણું તો ક્યમ કરૂં, જો મૂર્તિવંતી રીસ રે. ૨૩
થોડુંએ જીવ્યું ભલું, માન સહિત તો જેહ રે;
સુઆ પ્રાયે માટું સહી, માન વિના તો તેહ રે. ૨૪
મેં જન્મ ધર્યો જહીંનો, જે કીધો અંગીકાર રે;
તેને હવે હું કેમ તજું, અહંકારે અપાર રે. ૨૫
મનુષ્ય વો'ણી મેદિની, કરવા થયુંછે કોડ રે;
વાનર વસુધામાં મળે તો, મને લાગે ખોડ રે. ૨૬
આવવા દે એને અહીં, ઉદ્યમ કરીને આજ રે;
રાક્ષસ ભૂખ્યા ઘણું, ભક્ષ કરવાને કાજ રે. ૨૭
એમ કહીને અણબોલ્યો રહ્યો, બોલ્યો વિભીષણ ભ્રાત રે;
પરાક્રમ તારૂં પ્રીછિયું, જે તું મને કરેછે ઘાત રે. ૨૮
હું તો માએ મોકલ્યો, દેવા તુને શીખ રે;
સહુ સુઆ પછી રાક્ષસી, માગતી હીંડશે ભીખરે. ૨૯
પૂછ આપણી બેનને, મનુષ્યનાં પરાક્રમ રે;
નાક કાન જે વાઢિયાં, મારીને તે મર્મ રે. ૩૦
ખર દૂષણ ને ચૌદસહસ્ત્રનો, એકે બાણે આણ્યો અંત રે;
નિઃકંટક તે વન કર્યું, બાંધવ બે બળવંત રે. ૩૧
રામ લક્ષ્મણ જ્યારે ઘેર હતા, તેં ત્યારે ન કીધું હરણ રે;
માથે ચઢાવી આણિયું, મૂર્તિવંતુ મરણ રે. ૩૨
વાનર એક અહીં આવિયો, તેણે ઉભેળ્યું વન રે;
રાક્ષસ તો માર્યા ઘણા, અક્ષકુંવર જે તન રે. ૩૩
લંકા બાળી એકલે, કાં ન કીધો ભક્ષ રે;
વીશે આંખે થયો આંધળો, ફૂટી હૈયાની ચક્ષ રે. ૩૪
મરણ આવ્યું ઢુંકડું, કોપ્યો દીસે છે કાળ રે;
સન્નિપાત સાચે થયો, તું લવે આળપંપાળ રે. ૩૫
ઉઠયો રાવણ કોપે કરી, કીધો પાદપ્રહાર રે;
મોકમ માંડયો મારવા, રહે નહિ લગાર રે. ૩૬
ફટ રે ભુંડા પાપીઆ, શું થયો છે મૂઢ અજાણ રે.
પરાક્રમ તારૂં પ્રીછિયું, કરે નહિ વખાણ રે. ૩૭
વણ જાણે ગુણ તેહના, વર્ણવે વારો વાર રે;
તું જાને તે કને, રખે રહેતો આણે ઠાર રે. ૩૮

મારે મન તું તો મુઓ, જાણે જણ્યા હતા એહ રે;
તુજવિના મારે ચાલશે, જો તુંને વલ્લભ તેહ રે. ૩૯
મને શીખામણ કહેવી કશી, હું ચૌદવિદ્યા ગુણ જાણુ રે;
ચૌદલોક વશ માહરે, મારી સઘળે વર્તે આણ રે. ૪૦
હું કોથી બીહું નહિ, મુજથી બીહે કાળ રે;
રીસે થયોછે રાતડો, ભૃકુટી ચઢાવી ભાળ રે. ૪૧
વિભીષણ માર્યો ઘણું, અહીંથકો તું જાય રે;
મારે તારો ખપ નથી, જે મનુષ્યના ગુણ ગાય રે. ૪૨
વિભીષણ વળતો વદે, મારો નહિ કાંઈ વાંક રે;
મૃત્યુ તારૂં આવિયું, દેવ થયો તુજ રાંક રે. ૪૩
મારૂં કહ્યું નથી માનતો, પથ્ય ઉપર નહિ પ્રીત રે;
મહારોગ તને વ્યાપિયો, દીસે છે વિપરીત રે. ૪૪
તારે કો વહાલું નથી, જે કડવો ઘૂંટડો પાય રે;
મહારોગ મનથી ટળે, કામજ્વર જે જાય રે. ૪૫
મીઠાબોલા મળે ઘણા, વેરી તારા તેહ રે;
મરાવે આગળ રહી, મિથ્યા માંડી નેહ રે. ૪૬
ત્યારે તું જાણીશ સહી, સંભારીશ મુજવચન રે;
જ્યારે બાણ વાજશે રામનાં, છેદશે દશે વદન રે. ૪૭
મને માર્યા માટે બાધ નહિ, ચેતે જો તું ચંત રે;
સીતા સોંપે રામને, તો કૃપા કરે ભગવંત રે. ૪૮
જો તું ત્યાં જાયે નહિ, મુજ સાથે મોકલ માત રે;
હું જઈ સમરપું જાનકી, સંતોખું જગતાત રે. ૪૯
રામને મળ્યા માટે તને, ભુંડો નહિ કહે કોય રે;
સામું અમર તુંને માનશે, કીર્તિ સઘળે હોય રે. ૫૦

---

૪૮. મને ૦૦—તેં મને માર્યો. માટે રામ પાસે જઈને સીતા આપવામાં કાંઇ બાધ (અડચણ) નથી. અર્થાત્ તે રીસ હું નહિ રાખું.

## કડવું ૩૩ મું.

### રાગ સોરઠી.

રાવણ કોપે કરવા લાગ્યો, પુનરપિ પાટુ પ્રહાર;
મારા મોઢા આગળથી જા મૂરખ, નહિતો કરીશ સંહાર. ૧
કો એને વારો રે વારો, નહિતર ખૂટ્યો કાળ;
મૂરખને જેમ જેમ મોઢે ચઢાવ્યો, હળુવે શું દેઈ ગાળ. ૨
તારે જે કરવું હોય તે, મળી રામને કરજે;
રાંક થઇને પાસે રહેજે, અનુચર થઇ ઉગરજે. ૩
મરૂં તો હું માન ન મેલું, હવે સીતાને ન આપું;
ભાઇ માટે નથી મારતો, નહિતર મસ્તક કાપું. ૪
ત્યારે પ્રહસ્ત કહેછે વિભીષણને, તારે શું છે કામ?
દૂભણ મનાવો શામાટે, જો એ વારે આમ;
મંત્રી બોલે રે બોલે, સુણ વિભીષણ વાત. ૫
સરજ્યું કો કયમે નવ છૂટે, જો કરે કોટિ ઉપાય;
તારે કહે કાંઇએ નવ હોયે, જો કોટી કરે ઉપાય;
તો શું ચાલે રે ચાલે, સરજ્યું તે સહી થાય. ૬
આટલા દહાડાનું ઉપાજ્યું, મને કરીને માન;
તે મનુષ્યને મસ્તક કેમ નામે, જે મોટા રાજાન;
વીરા વારૂં રે વારૂં, એ વિના કીજે વાત. ૭
સંપાતિ કહેછે રે કહેછે, સાંભળ પ્રહસ્ત પ્રધાન;
ગમતું બોલી ગુણ કરેછે, પણ લંકા થાશે રાન;
પ્રભુને પ્રેરો રે પ્રેરો, લાગે રામને પાય. ૮
જેના જેવા સ્વામી હોય, મંત્રી તેના તેવા;
પાસે રહીને પાપ કરાવે, સાચી માને સેવા;
તમો એના વેરી રે વેરી, સહી છેદાવો શીશ. ૯
અંતરિક્ષ માર્ગે ઉભો રહીને, બોલ્યો વિભીષણ વાણ;
હજી લગે હું હાકી કહુંછું, જોડીને બે પાણ;
વીરા મારા માનો રે માનો, માનો મારો બોલ. ૧૦
રાઘવને મનુષ્ય માનો છો, મોટી એ મૂરખાઇ;

---

૫. દૂભણ ઇ૦–દૂભણ અને મનાવો શામાટે કરવો? એક દૂભાય તેને બીજાએ શા માટે મનાવવો? ૮. સંપાતિ–વિભીષણના પ્રધાન.

પુરૂષોત્તમજી પ્રગટ થયા છે, સેવકજન સુખદાઈ;
વીરા તું વાહ્લો રે વાહ્લો, મરણ માને માંડ. ૧૧
જનકનંદિની તે મહાલક્ષ્મી, લક્ષ્મણ તે શેષ;
માયાએ મારવા મૂરખ, માંડ મનુષ્ય વેષ;
વીરા તને વારૂં રે વારૂં, માનો સત્ય વચન. ૧૨
રામ કને હવે હું જાઉંછું, કહી સઘળો ભેદ;
રાક્ષસમાત્રને મરાવીશ, કરાવીશ શિરચ્છેદ;
હવાં જોજો રે જોજો, મારો નહિ કાંઇ વાંક. ૧૩
મુઆમાં શું મોદ કરેછે, ખાવા થઇછે ખાંત;
મસ્તક દશ દડા દોડાવશે, ભૂરપણે થઇ ભ્રાંત;
મિથ્યા મરશો રે મરશો, કોપ્યો તમારો કાળ. ૧૪
મને અખિલ રાજ્ય આપશે, લંકાનું શ્રીરામ;
સેવક થઇને શરણે હું જાઇશ, પ્રેમે કરીને પ્રણામ;
મને અતિ વા'લું રે વા'લું, સીતાપતિનું નામ. ૧૫
તમારી નાતમાંથી હવે હું નીસર્યો, રામનાતમાં ભળિયો;
મૃત્યુથકી હવે હું ઉગર્યો, આનંદે અનુસરિયો;
મનડું મોહ્યું રે મોહ્યું, રૂડા મારે રામ.
નિર્મળ જેનું નામ, મારે કો સાથે નહિ કામ. ૧૬
રામ પિતા ને રામ માતા, ત્રાતા ભ્રાતા રામ;
રામ વિધાતા ને રામ ધાતા, દાતા ભુક્તા રામ;
હવે હું જાઉં રે જાઉં, રામચંદ્રની પાસ.
આગળ રહીને હું કરાવું, નિશાચરનો નાશ. ૧૭
કહેશો કુટુંબ કદન કરાવ્યું, ઉપન્યો રે કુળ અંગાર;
મારૂં કહ્યું જો નથી માનતો, સહુનો થયો સંહાર;
મેં શું ચાલે રે ચાલે, રૂઠયા તુને રામ. ૧૮
રાવણ કહેછે જારે પાપી, જે ચાલે તે કરજે;
તાળિયે ત્રાસે તે બીજા, સહુનું સરવસ્વ હરજે;
અહીંથી જારે જા, કરતો મિથ્યા વાદ;
વડી વારનું મોટું બોલે છે, હું ઉતારીશ નાદ. ૧૯

---

૧૨. મારવા—(તને).

એમ કહીને આજ્ઞા માગી, ચાલ્યો વિભીષણ ભ્રાત;
કૈકસીની કને તે આવ્યો, કહેવા સઘળી વાત;
મારી માતા રે માતા, શી દોછો શીખ. ૨૦
જનની કહેછે જારે કુંવર, રામચંદ્રને પાસ;
આમે હું જાણુંછું એનો, નિશ્ચે થાશે નાશ;
તો શું કીજે રે કીજે, ખૂટચો એનો કાળ. ૨૧
એકમનો થઇ ઓળગે, રામચંદ્રના ચરણ;
બ્રહ્માદિક સરખા વાંચ્છે છે, જે ચરણનું શરણ;
તે તું સેવે રે સેવે, સેવે સુધે મન. ૨૨
આપણા આખા કુળમાં, તું ઉગીશ એક;
જો કપટ વિના ભજીશ ભૂધરને, કરીને મન વિવેક;
વીસ તું ચેતે રે ચેતે, ચિતમાં ચિંતવે ચરણ. ૨૩
એકવાર આસનવાળીને, બેઠો તારો બાપ;
આસનવાળીને ઉપાસન, જપતો હુતો જાપ;
તાળી લાગી રે લાગી, દમતાં દારૂણ દેહ. ૨૪
ત્યારે તમો રમતા હતા, ત્રેવડે તેડચા ભ્રાત;
ઉછળતા ઉન્મત્ત ત્યાં અતિશે (અનુપમ), અનેક કરતા ઘાત;
હું દુઃખ પામી રે પામી, આવી પિયુડા પાસ. ૨૫
મેં પૂછ્યું વા'લાજીને, પ્રેમે કહો મુજ પ્રાણાધાર;
કુંવર આગળ કેવા નિપજશે, ઉચ્છૃંખલ દીસે અપાર;
મારા સ્વામી રે સ્વામી, ઉચ્છૃંખલ દીસે અપાર. ૨૬
વળી વિશ્રવા વાણી એમ બોલ્યા, સાંભળ સાચુ નાર;
સંધ્યાકાળે આવી કામાતુર, તું તો આણે ઠાર;
તે ફળ પામી રે પામી, પાપી પ્રગટચા પુત્ર. ૨૭
આ જયેષ્ટતણે અપરાધે કરીને, થાશે સર્વ સંહાર;
ત્રિલોકકંટક એ અવતર્યો, કપટી કુળ અંગાર;
સાંભળ શ્યામા રે શ્યામા, મિથ્યા નહિ મુજ બોલ. ૨૮
દેવ દૈત્ય સર્વને દુઃખ દેશે, લેશે તેના દંડ;
એને પ્રભાવે પીડાશે, ભયભીત બ્રહ્માંડ;

---

૨૨. ઓળગે—ઓળગ કરે.

એ અતિ રે ઉન્મત ઉન્મત, જીત્યો કોણે ન જાય. ૨૯
પછે દેવ મળીને જાશે, સઘળા બ્રહ્મા પાસ;
રાવણ આગળ રહ્યું ન જાયે, ક્યમ થાય એનો નાશ;
મારા સ્વામી રે સ્વામી, એ દુઃખ સહ્યું ન જાય. ૩૦
બ્રહ્મા સર્વ દેવને તેડી, આવશે સાગર ક્ષીર;
આસનવાળી કરે ઉપાસન, સમર્થો શ્યામશરીર;
સ્વામી રાખો રે રાખો, સહુ આવ્યા શરણ. ૩૧
અવનિ ધેનુરૂપ ધરી આવી, દુર્બળ દીસે દેહ;
આંખેથી આંસુ ચાલે, જાણે વરસે મેહ;
શી પેરે સહીએ રે સહીએ, દુષ્ટતણો જે ભાર. ૩૨
એવે આદવિષ્ણુ ત્યાં આવ્યા, ગરૂડે થઈ આરૂઢ;
બ્રહ્માને પૂછે પુરૂષોત્તમ, કાં દીસો દિગ્મૂઢ;
કોણે દુહવ્યા રે દુહવ્યા, પીડાણાછો પર્મ. ૩૩
બ્રહ્મા કહેછે રાવણ ભાગા, કોણે રહ્યું ન જાય;
આદ્ય પુરૂષ કહેછે હું મારીશ, સહુકોને સુખ થાય;
તમો જાઓ રે જાઓ, ઉતારીશ ભૂભાર. ૩૪
તે માટે સાં એ બે કુંવર, હરિના માર્યા મરશે;
લઘુ કુંવર વિભીષણ ત્રીજો, એકલડો ઉગરશે;
હું દુઃખ પામી રે પામી, કરતી હવી રૂદન. ૩૫
મેં મારૂં મન વળી વાર્યું, વારૂં થાશે વાત;
પુત્રને પુરૂષોત્તમ પોતે, કોપે કરશે ઘાત;
તે અતિ રૂડું રે રૂડું, હરિને હાથે મરણ. ૩૬
તે માટે તું જારે ભાઈ, ઉગરવાને આપ;
તે સર્વ સાચું થાતું દીસે, જે બોલ્યો તારો બાપ;
રાવણ મરશે રે મરશે, ખૂટ્યો એનો કાળ. ૩૭
આજ્ઞા માગીને ઉત્પત્યો, સાથે ચાર પ્રધાન;
અનલ સંપાતિ પનસ પ્રમતિ, એવાં છે અભિધાન;
સાથે ચાલ્યા રે ચાલ્યા, ચતુર મંત્રી ચાર. ૩૮
આકાશમાર્ગે આવે છે, પર્વત સરખા પાંચ;
વાનર દેખી વિસ્મય પામ્યા, થઈ રહ્યા રોમાંચ;

એ શું આવે રે આવે, અભ્રતણો આકાર. ૩૯
આવ્યા આવ્યા એટલે દીઠાં, રાક્ષસકેરાં રૂપ;
શિખર શિલા લેઇને ધાયા, વઢવા વાનર ભૂપ;
એને હણીએ રે હણીએ, કપટી દીસે કોય. ૪૦
માર માર કરતાં તે ધાયા, વઢવા વાનર વીર;
વિભીષણે જાણ્યું એ વધશે, દીસેછે રણધીર;
ત્યારે બોલ્યો રે બોલ્યો, ત્યાં રે વિભીષણ દાસ;
હું તો રામતણો છું સેવક, આણો દૃઢ વિશ્વાસ. ૪૧
રાવણનો છું લઘુભ્રાતા, વિભીષણ મુજ નામ;
રાવણથી રીસાવી આવ્યો, કરવા પ્રેમે પ્રણામ;
મુજને વહાલા રે વા'લા, રાજીવલોચન રામ;
કુટુંબ પરિવાર સહુને મે'લી, આવ્યો આણે ઠામ. ૪૨
લંકાનો ભેદ સર્વ આપીશ, સ્થાપીશ ચરણે મન;
પાસે રહીને રાક્ષસકુળનું, કરાવીશ કદન;
મને રાખો રે રાખો, સેવક આવ્યો શરણ;
રામચંદ્રને સરસ્વ સોંપી, સેવીશ પ્રભુના ચરણ. ૪૩
વાનર ઉજાઇને આવ્યા, સીતાપતિની પાસ;
વિભિષણ મળવા આવેછે, કહો તો કીજે નાશ;
પ્રભુને પૂછે રે પૂછે, વાનર વેગે વાત;
મળવાને આવેછે રાક્ષસ, રાવણનો લઘુભ્રાત. ૪૪

---

## કડવું ૩૪ મું.

### રાગ કેદારો.

વાનરનાં સુણી વચન, એણીપેરે બોલ્યા જગજીવન;
સાંભળ રે સુગ્રીવ વાત, તને વચન કહું સાક્ષાત. ૧
એ રાવણનો લઘુભ્રાત, સેવક થઇને સાક્ષાત;
એ મુજને મળવા આવે, જો તારે મન ભાવે. ૨
તો તો એને મળિયે, એકભાવ થઇ ભળિયે;

---

૩૯. અભ્ર–વાદળું. ૪૧. વધશે–મારશે.

તું મોટો છે રાજાન, તને રાજ્યનીતિનું જ્ઞાન. ૩
એ વેરીનો છે વીર, અહીં આવે ધરીને ધીર;
કહેછે લંકાનો કહું ભેદ, એ વાણી માનો વેદ. ૪
એને ગમે સાધુનો સંગ, એને નહિ રાક્ષસશુ રંગ;
તું કહે તો એને તેડું, નહિતર એને ફેડું. ૫
શામ દામ ભેદ ને દંડ, તેં જોયું છે એ બ્રહ્માંડ;
તું સંધિ વિગ્રહ સર્વ જાણ, તારૂં કશું કીજે વખાણ. ૬
તું ભાઇ કહે રે ભેદ, તારી છે વાણી વેદ;
સુગ્રીવ કહે રે સાચું, હું તારે બોલે રાચું. ૭
વળતો સુગ્રીવ બોલે, જે વાણી અમૃત તોલે;
એ રાવણનો લઘુભ્રાત, કૈકસી જેની માત. ૮
આપણને આવે મળવા, કોણ જાણે કાંઇ કળવા;
એનું કપટ કળ્યું ન જાય, એ રાક્ષસ રૂપે થાય. ૯
ભલે આવ્યો છે તો મળિય, પણ એક ભાવ નવ ભળિયે;
જ્યારે કીજે મંત્રવિચાર, ત્યારે અલગો રાખિયે અપાર. ૧૦
ભેદ એનો લીજે, પણ વાત આપણે ન કીજે;
બા'ર એશુ વળગ્યા, પણ મનમાંહે અતિ અલગા. ૧૧
કાયરપણું ન કહિયે, નિઃશંકપણે નહિ રહિયે;
આવ્યો તો ભલે આવ્યો, મારે મન એ ભાવ્યો. ૧૨
અંગદને પૂછે શ્રીરામ, શું કરવું હાવે કામ;
ભાઇ તારી જેવી બુદ્ધિ, કહે રે સુધી શુદ્ધિ. ૧૩
એ વેરીનો છે ભાઇ, એ માંડે નવી સગાઈ;
એ સ્વજન સહુને મે'લી, તજે પ્રીત જે પે'લી. ૧૪
તું કહેતો એને મળિયે, નહિતર અલગા ટળિયે;
તું યુવરાજ છે બળિયો, કોણે ન જાયે કળિયો. ૧૫
કપટ રહિત તું મળિયો, પિતાનો શોક ટળિયો;
અંગદ કહેછે એમ, અંતર આણી પ્રેમ. ૧૬
શર્ણાગતવત્સલ રામ, સ્વામી પાવન તારૂં નામ;

૭. સુગ્રીવ ૪૦—હે સુગ્રીવ! તું સાચું કહે. ૧૦. એકભાવ ૪૦—એક પણે થઇને એની સાથે ભળી જવું નહિ.

નિજ ભ્રાતાનો નવ હુઓ, જેથી પડિયો જુઓ.. ૧૭
તે આપણો શું થાશે, ભેદ જોઇને જાશે;
વેરીનો જે વા'લો, તેશું મળીને શું મા'લો. ૧૮
એનો કરવાનો નહિ વિશ્વાસ, દુષ્ટનો એ દાસ;
પછે તમો છો ચતુરસુજાણ, અમો કીજે કશું વખાણ. ૧૯
આધો તેડચો જાંબવાન, જે છે વૃદ્ધ પ્રધાન;
પ્રધાન દેઇ બહુ માન, બેસાડચો સંનિધાન. ૨૦
કહો કેમ કરવું હાવે, જે મન તમારે ભાવે;
રાવણનો લઘુભ્રાત, તે મળવાની કરે વાત. ૨૧
તેડીશું કયમ તેને? અતિ પ્રેમ છે એને;
વળતો બોલ્યો મંત્રિ મર્મ, એહ તમારો ધર્મ: ૨૨
શર્ણાગત સહુને રાખો, ભલું કહીને ભાખો;
એક ઉપર મે'લું દૂત, ગતિ જોવા અદ્ભુત. ૨૩
અહીંથી અલગો એને રાખી, જ્યાર લગે મન દે સાખી;
કપટ એનું કળિયે, આકસ્માત એને નવ મળિયે. ૨૪
ત્યારે હનુમંતને કર્યો સાદ, આણીને અતિ ઉલ્લાદ;-
તું લંકા ગયો હતો વીર, ઉલ્લંઘી સાગરતીર. ૨૫
તું સહુને લાગે છે મીઠો, તેં વિભીષણને દીઠો;-
એ રૂડો છે કે ભુંડો, છે છળછળિયો કે રૂડો. ૨૬
કે કપટી છે કે કૂડો, કે રંગે છે રૂડો;
તું કહે તો એને રાખું, નીકર નિભ્રંછી નાખું. ૨૭
એમ બોલ્યો હનુમંત હાથી, એ છે સુધો સાથી;
એને અખિલ આપો રાજ, એ ઘણે આવશે કાજ. ૨૮
હું (જેવાર) લંકા ગયો હુંતો, ત્યાં હું ખરો વગુત્યો;-
હું બોલે લોકને બળિયો, જ્યમ કો કાદવ કળિયો. ૨૯
જ્યાં નિંદા તમારી થાય, તે મેં સુણી ન જાય;
પછે હું આવ્યો એને ઘેર, જોતો રૂડી પેર. ૩૦
જપતો હતો નામ, જયજય રાજીવલોચન રામ;
એ ગાતો હતો ગુણગ્રામ, અવર તજીને કામ. ૩૧

---

૩૧. રાજીવ-કમળ.

એ મને અતિ ગમિયો, તાપ તનનો સમિયો;
એ ભલે મને મળિયો, દીઠે શોક સઘળો ટળિયો. ૩૨
હું સુણતાં સફળ ફળિયો, ઉપર અમૃત કૂપો ઢળિયો;
એ એક તમારો દાસ, મને દૃઢ વિશ્વાસ. ૩૩
જો કપટ એમાં જાણીશ, તો તો અંત એનો આણીશ;
રાંક હુએ તે રૂએ, પેહેલી પરીક્ષા એની જુએ. ૩૪
જે બળિયા બાવનવીર, જેના મને અતિ ધીર;
તે માટે તેડાવો, કહીએ એને આવો. ૩૫
લક્ષ્મણને પૂછે પ્રીત, ભાઇ તું સર્વ જાણે રીત;
કહીશ મને પૂછ્યા પાખે, જેતે તેને ભાઈ રાખે. ૩૬
તું કુહવાઇશ ભાઇ, તું સાથે સાચી સગાઇ;
લક્ષ્મણ કહે સુણો રઘુનાથ, તમારો કોણે નથી સાલ્યો હાથ. ૩૭
જો રાવણ મળવા આવે, જો ચરણે શીશ નમાવે;
તમો તેને રાખો શરણ, તે કંઇએ ન પામે મરણ. ૩૮
ભક્તવત્સળ તમારૂં નામ, રાજીવલોચન રામ;
સુણી લક્ષ્મણતણાં વચન, પ્રભુજી થયા પ્રસન્ન. ૩૯
ભલો ભલો તું વીર, છે વીરા હૈયાનું હીર;
વાનર જ્યારે પ્રેર્યા, જાણે જવદાણા વેર્યા. ૪૦
તમો તેડી આવો તેને, અતિ આદરશું એને;
વાનર અતિ ઉજાણા, સઘળા છે સપરાણા. ૪૧
આવ આવ ઉજાઇ, ભાવ ધરીને ભાઈ;
તને તેડે અશરણશરણ, આવી લાગ રામને ચરણ. ૪૨
તને રાજ્ય લંકાનું આપે, સ્થિર કરીને સ્થાપે;
આવ કરતો પ્રેમે પ્રણામ, જપતો જય જય રામ. ૪૩
રાઘવજીએ દીધાં માન, આવો લંકાના રાજાન;
સારે સુવર્ણ ગાંઠડી બાંધી, સેવકજન શર સાંધી. ૪૪
આવીને લાગ્યો પાય, જય જય રાઘવરાય;
પ્રભુએ સાલ્યો પાણ, હૈયાશું ચાંપ્યો ઉમંગે આણ. ૪૫
કરી મસ્તકનું આઘ્રાણ, ભાઈ તું છે મારા પ્રાણ;

---

૪૫. આણ–આણીને.

મને સહુથી વા'લો લાગે, એવો નહિ કો આગે. ૪૬
તું મારો પ્રાણજીવન, તુજ ઉપર માન્યું મન;
અખિલ લંકાનું રાજ, મેં તુજને આપ્યું આજ. ૪૭
જ્યાં લગે મારૂં નામ, દ્વિ અક્ષર રહે રામ;
જ્યાં લગી તપે સૂર્ય ને ચંદ્ર, તું અવનિ રહે આનંદ. ૪૮
અવિચળપદ તને આપું, વીરા સ્થિર કરી સ્થાપું;
પ્રભુજીએ મસ્તક મેલ્યો પાણ, અંતર આનંદ આણ. ૪૯
આવી પગે લાગ્યા પ્રધાન, તેને રામે દીધાં માન;
અંતર પુષ્પવૃષ્ટિ ત્યાં હોય, તારી તુલા ન કીજે કોય. ૫૦

---

## કડવું ૩૫ મું.

### આડોતાલ.

સુનો મેરી સજનીની ચાલ.

રામજી બોલ્યા એણીપેરે વાણી રે, સેવક ઉપર કરૂણા આણી રે;
કલ્પી કીધું સિંહાસન રે, છત્ર ચામર બે દીધાં ધન્ય રે. ૧
સૂર્ય સ્થંભ્યો ત્યારે કીધો રે, અભિષેક કરવા પરમ પ્રસિધ્યો રે;
મંત્રી ચારે રહ્યા તે ઝાલી રે, કીર્ત્તિ તેની નવખંડ ચાલી રે. ૨
લીધું સાગર કેરૂં પાણી રે, ધાતુ ગિરિની બહુ વિધિ આણી રે;
તિલક કર્યું તે પ્રભુજીએ પાણ રે, વાનર બોલે જયજય-વાણ રે. ૩
વાજે વિવિધ પેરે ત્યાં નિઃશાણ રે, સહુકો કરતા હવા વખાણ રે;
અક્ષત ચોઢી દે આશિષ રે, અવિચળપદ આપ્યું જગદીશ રે. ૪
વાનર પ્રત્યે કહેછે રામ રે, કહેશો રૂડું કીધું કામ રે;
સાગર શતજોજન હજી તરવો રે, રાવણ કેરો નાશજ કરવો રે. ૫
આગળથુ એને આપ્યું રાજ રે, કીધા પાછે સુરનાં કાજ રે;
રાવણ કોણે જીત્યો ન જાય રે, ત્રૈલોક્ય જો ટોળે થાય રે. ૬
માર્યો માનજો રાવણ પાપી રે, મેં એને પદવી અવિચળ આપી રે;
મારૂં બોલ્યું મિથ્યા ન હોય રે, ડગમગ કરશો મા વાનર કોય રે. ૭

---

૪૬. આઘ્રાણ-સુંઘવું. ૫૦. અંતર-અંતરિક્ષમાં. ૨. સ્થંભ્યો-અટક્યો-અર્થાત્ મધ્યાન્હ કાળે. પ્રસિધ્યો-પ્રસિદ્ધિવાળો.

આપું તેને એકજ વાર રે, જાચવું ન પડે બીજી વાર રે;
મારૂં તેને એકજ મારૂં રે, જન્મમરણનો ફેરો નિવારૂં રે. ૮
એક વાર બોલું વચન પ્રમાણ રે, હું તો મૂકું એકજ બાણ રે;
ભાંજવું હોય જો ત્રૈલોક રે, મારી વાણી ન હોયે ફોક રે. ૯
વચન માનજો અતિ સાચું રે, હું કામ કંઇ ન કરૂં કાચું રે;
જ્યાં લગે કથા મારી રહેશે રે, રાજ્ય વિભીષણનું સહુ કહેશે રે. ૧૦
એમ કહી દીધો પટાભિષેક રે, આશિર્વચન વદી અનેક રે;
વાનર સઘળા કરે વિનોદ રે, અંતર્ગત અતિ પામ્યા મોદ રે. ૧૧
દાસ વિભીષણ બોલ્યો વાણ રે, સાંભળો સ્વામી શારંગપાણ રે;
લંકાનો આપું સહુ ભેદ રે, જે બોલીશ વાણી વેદ રે. ૧૨
રાવણને તમો પાસે મરાવું રે, રાક્ષસમાત્રનો નાશ કરાવું રે;
જેમ તમો સીતા પામો સ્વામી રે, આનંદ ઉપજશે અંતરજામી રે. ૧૩
બોલ બંધ ત્યાં બહુ દેઈ રે, મિત્ર કીધો હૃદે ચાંપ્યો લેઇ રે;
હવે વીશ કહે સુજને વાત રે, કેવો છે તો તારો ભ્રાત રે. ૧૪
કેવું છે લંકા ગામ રે, તેને પૂછે છે શ્રીરામ રે;
કેવાં છે તે પોળ પગાર રે, કેવો પ્રૌઢો છે પ્રાકાર રે. ૧૫
હનુમંતે કર્યા શાં શાં પરાક્રમ રે, માંડીને કહે સુજને મર્મ રે;
વળતાં વિભીષણ વદે વચન રે, સાંભળો સ્વામી જગજીવન રે. ૧૬
અંજનગિરિ ઓપે જેવો રે, ભ્રાત મારો છે ત્યાં તેવો રે;
દશ મસ્તક ને ભુજ છે વીશ રે, જાણે મૂર્તિવંતી રીસ રે. ૧૭
લંકા નગરી જોજન ત્રીશ રે, છતી ન શકે બ્રહ્મા ઇશ રે;
અહીંથી લંકા શત જોજન રે, આડો સાગર ગાજે ઘન રે. ૧૮
ત્રિકૂટાચળ ગિરિ ઉંચો અપાર રે, શત જોજનની સંખ્યા સાર રે;
મણિતણાં છે ત્રણજ શૃંગ રે, કનકતણો ગિરિ રૂડે રંગ રે. ૧૯
ચાર દિશની ચારે પોળ રે, કનક કોશીસાં ઓળાઓળ રે;
છજાં જાળિયાં મણિમય જાળી રે, વિશ્વકર્માએ રચિયાં વાળી રે. ૨૦
હનુમંતે આખું ઉભેળ્યું વન રે, રખવાળાનું કરી કદન રે;
રાક્ષસ માર્યા એંશી લક્ષ રે, આયુધ ધારી શૂર સમક્ષ રે. ૨૧
પછી સંહાર્યા સાત પ્રધાન રે, અક્ષકુંવર માર્યો મતિમાન રે;

---

૧૫. પગાર–રસ્તો. પ્રાકાર–કોટ–કિલ્લો.

ઇંદ્રજિતે કીધું પછે યુદ્ધ રે, કોપ્યો કાળ સરીખો શુદ્ધ રે. ૨૨
એણે આપોપું બંધાવ્યું રે, બ્રહ્માએ કહ્યું તે મનમાં આવ્યું રે;
લંકા આખી એણે બાળી રે, નગરતણી સર્વ શોભા ટાળી રે. ૨૩
રાવણે ક્ષણમાં નવી રચાવી રે, વિશ્વકર્માએ તતક્ષણ આવી રે;
હનુમંતે સહુ હાર મનાવ્યું રે, વચન કહ્યું તે મનડે ભાવ્યું રે. ૨૪
હનુમંતનો હરિએ સાહ્યો હાથ રે, દીધું આલિંગન ભીડી બાથ રે;
ભલો ભલો તું હનુમંત હાથી રે, સાહ્ય કરે તું સબળો સાથી રે. ૨૫

---

## કડવું ૩૬ મું.

### રાગ રામશ્રી.

રામજી કહેછે હુંતો શું કરૂં, વીરા મારા તારૂં વખાણ રે;
પોતાના ગુણ તેંતો કહ્યા નહિ, એવો તું તો ચતુરસુજાણ રે. ૧
એ કથા રહી એટલે, સાગરને કહે શ્રીરામ રે;
માગ મને દેવો નહિ, કાંઇ તેં તો કરવું નહિ કામ રે. ૨
કરજોડીને મિથ્યા તું કરગરે, કપટ કળ્યુ ન જાય રે;
કટક તે કેઈપેરે ઉતરે, કીજિયે કવણ ઉપાય રે. ૩
સાગર કરે સારે વિનતિ, જો હું તમને દેઇશ માગ રે;
પરાક્રમ તો શું પ્રભુજી તમતણું, જુઓ વિચારીને લાગ રે. ૪
જો કોઇ કરી ન શકે તે, તમે કરો શ્રીરામ રે;
લોક તો તમને જાણે સહી, એ કર્યું અલૌકિક કામ રે. ૫
રામજી કહેછે હું શું કરૂં, તે તું કહે મને વાત રે;
કિયે પ્રપંચે હું ઉતરૂં, સાયર જે સાક્ષાત રે. ૬
વળતો સાગર ઉચરે, હું એક કહું ઉપાય રે;
જે કો કરી નવ શકે, તે તમો એકજ થાય રે. ૭
પાજ બાંધો રે પાષાણની, તે તરશે તમારે નામ રે;
વાનર જે જે નાખશે, રસનાએ રટી નામ રે. ૮
રઘુપતિ પુછે છે સુગ્રીવને, સાગર કહેછે સત્ય રે;
પાજ બંધાશે પાષાણની, તારી કહે તું મત્ય રે. ૯
વળતો સુગ્રીવ એમ ઉચરે, માનેછે મારૂં મન રે;

પા'ણ પાણીમાં તારિયે, માનજો સત્ય વચન રે. ૧૦
નળ વાનર આ અવતર્યા, વિશ્વકર્માતણું તેજ રે;
સાંભરે વર એને આપિયો, હેતે આણી હેજ રે. ૧૧
જમુનાની તીરે નિત્ય કરે ને, પૂજે શાલગ્રામ રે;
સ્નાન કરવાને જાય સહી, નળ તે આવ્યો તેણે ઠામ રે. ૧૨
પાટલો ઊંધો એણે વાળિયો, નીર મધ્યે નિરધાર રે;
શાલગ્રામ સઘળા તે બુડિયા, સાંભર આવ્યો તેણીવાર રે. ૧૩
સાંભર કહે તેં શું કર્યું, ક્યાં ગયા મારા દેવ રે;
હમણાં હું કરતો હતો, સુખેમને સેવ રે. ૧૪
ડુબકી ખાઈને કાઢિયા, વળી નાખ્યા બીજી વાર રે;
વારે વારે પડેછે કાઢવા, સાંભર કહેછે સાર રે. ૧૫
નળ વાનર તને શું કહું, શી પેર દેઉં તને શાપ રે;
આશ્રમ આણે સદા રહું, વલ્લભ લાગેછે આપ રે. ૧૬
તારે હાથે તરશે સહી, પાણીમાં પાષાણ રે;
તે માટે એને આપો આજ્ઞા, એછે ચતુરસુજાણ રે. ૧૭
પાણ ધરશે રે પોતાતણો, પાથરા થાશે પા'ણ રે;
પ્રતાપ તમારે તરશે સહી, જેમ જળે મેલિયાં વા'ણ રે. ૧૮
રામજી કહેછે અતિ ભલું, નળને ત્યારે કર્યો સાદ રે;
પાજ મોટી પણ બાંધવી, તેં કંઈ કરવો નહિ પ્રમાદ રે. ૧૯
સાગરને આપી આગન્યા, તું તારે સ્થાનક જાય રે;
પગે લાગીને પરવર્યો, હૈડે હરખ ન માય રે. ૨૦
રામ કહેછે સુગ્રીવને, બાંધવા માંડો પાજ રે;
ઉતાવળ અધિકી કરો, આરંભ કરવો આજ રે. ૨૧
સુગ્રીવે વાનર તેડિયા, હવે વેહેલા આવો વીર રે;
શત જોજન જળે બાંધવી, પાજ તે પરમ ગંભીર રે. ૨૨
ચાળીશ જોજન મોટી સહી, શીઘ્ર થઈ તમો કરવું કામ રે;
સહુને આપી છે આજ્ઞા, રાજીવલોચન રામ રે. ૨૩
એવાં વચન સુણી ઊઠ્યા, પર્વતે કર્યાં પ્રયાણ રે;
આળસુ થઈને ઊભો રહે,તેના લેઈશ પ્રાણ રે. ૨૪

૧૨. નિત્ય–નિત્ય કર્મ–સંધ્યાવંદનાદિ. ૧૮. પાણ (પ.હિ)-હાથ. પા'ણ (પાષાણ)–પથરા.

શિલા ને શિ[illegible] સામટાં, નાખિયાં નીર મોઝાર રે;
વળી વાનર લેવા ગયા, જાણિયાં જેણે ઠાર રે. ૨૫
હનુમંત લાવે રે સામટા, ઉપરા ઉપર હાર રે;
અંતરિક્ષ રહી નાખે સહી, સઘળાએ સિંધુ મોઝાર રે. ૨૬
માંહોમાંહે એમ ઉચરી, વીરા લેવા ધાય રે;
નાંખીને પર્વત નીરમાં, વળી તેમ લવાય રે. ૨૭
પાછે પાગેરે પરવરે, શ્વાસ લગારે ન ખાય રે;
એકએક પે ઉતાવળા, રામ કહીને ધાય રે. ૨૮
કાઢિયા પર્વત મૂળથી, કકડા કરીને બેહ રે;
વેંચી લેછે બે જણા, આણીને નાંખે તેહ રે. ૨૯
સુગ્રીવ કહેછે શીઘ્ર થઈ, પર્વત નાખો પ્રૌઢ રે;
દિવસ થોડામાં બાંધવો, સાગર જે અતિ ગૂઢ રે. ૩૦
મોઢે શ્વાસ સમાયે નહિ, શરીર વળે છે સ્વેદ રે;
અતિશે થાયછે આકળા, પરમ પામેછે ખેદ રે. ૩૧
શિલા નાખેછે સામટી, શૃંગતણો નહિ પાર રે;
ઉખેડીને કરેછે એકઠા, નાખવા નિરધાર રે. ૩૨
અમારો ગિરિ કો લેતું રખે, કાઢી મૂકયોછે મેં કોડે રે;
મેં ખોટચો રે મેં ખોટિયો, ઓ પેલા ગિરિની જોડે રે. ૩૩
માંહેમાંહે વઢેછે વાનરા, મારો કાઢચો છે એહ રે;
પાછો મૂક રે ત્યાં જઇ, નહિતર કરીશ છેહ રે. ૩૪
હનુમંત લાવેછે અતિઘણા, ને ખભા ઉપર ધર્યા છે એહ રે;
બે રે લીધા સહી હાથમાં, ત્રણ મસ્તકે ધર્યા તેહ રે. ૩૫
સાત પર્વત લેઈ સામટા, નાંખેછે આણી નેહ રે;
સુગ્રીવ કહેછે શૂરને, ભલો ભલો પરાક્રમી એહ રે. ૩૬
રામજી રીઝે છે અતિઘણું, પરાક્રમ પેખીને પર્મ રે;
ભલો ભલો હનુમંત હાથિયો, ક્રૂર કરેછે કર્મ રે. ૩૭
દશમને દહાડે કર્યો, પાજતણો પ્રારંભ રે;
એક દહાડે થઇ એટલી, ચૌદ જોજન અવલંબ રે. ૩૮

---

૨૭. વળી ધ૦.–'વળી તે મલાઓ વાર રે.' પ્ર. ૩ જી. ૩૮. અવલંબ–અર્થાત્ લાંબી.

ચાળીશ જોજન પો'ળી ખરી; વળી તે બીજે દિન રે;
વળી માંડી તે બાંધવા, ઉતાવળી અતિ ઘન રે. ૩૯
રાત્રે તે જઈ વાસો રહ્યા, કાઢિયા અદ્રિ અનેક રે;
ઈંધાણ તે ઉપર કર્યાં, કરી તે મન વિવેક રે. ૪૦
અધવચ કોરે આવી રહ્યા, વા'ણામાં વેહેલા જવાય રે;
શૃંગ ઉપર સૂતા સહી, રખે કો લઇને જાય રે. ૪૧
કોણે કો ઉપર કર ધર્યા, જાગતા રહ્યા કો રાત રે;
કેટલાએક કાઢે છે કર ધરી, અતિ શ્રમ કરીને જાત રે. ૪૨
અંતરિક્ષ રહી નાખે સહી, નળ તે ઉપર દેછે હાથ રે;
અહીં નાંખો રે અહીં નાંખો, સઘળા વાનર સાથ રે. ૪૩
પાજ થાય રે પાધરી, પેહેલો ચઢિયો છે પો'ર રે;
નાખેછે હનુમંત હડે ચઢયો, સહુથી માંડીને મોર રે. ૪૪
પર્વત ઉપર પાદપ ઘણાં, તેણે વળગી છે વેલ રે;
કુસુમ ઉપર ભમરા ભમે છે, ગુણ ગાય કરે ગેલ રે. ૪૫
વાદે નાંખે છે વાનરા, એવે સમે થયા છે મધ્યાન રે;
તડકે દાઝે છે દેહડી, રડવડતું વન વન રે. ૪૬
પર્વત મોટો માથે ચડ્યો, આકળા થાય છે કોય રે;
મેં રે એવડો નવ ઉપડે, રીર કરીને રોય રે. ૪૭
હનુમંત અતિ કરુણા કરી, તેના શીશનો ભાર રે;
આપોપે અંતરિક્ષ રહી, ગ્રહે છે તેણીવાર રે. ૪૮
જેવડો જેણે રે ઉપડે, તેવડો મેલે છે શીશ રે;
ખોટાઇ જો કો કરે, તે ઉપર ચઢે રીસ રે. ૪૯

---

## કડવું ૩૭ મું.

### રાગ દેશાખ.

કો કાઢીને કરે એકઠા, કો લેઇને જાય રે;
નાખીને પાછા વળે રે, મોઢે શ્વાસ ન માય રે. ૧
ત્રીજે પહોર તે તો થયો રે, આકુળવ્યાકુળ અપાર;

---

૩૯. ઘન-કઠણ. ૪૫. પાદપ-વૃક્ષ.

વાદે નાખે પા'ણિયા રે, વહે સ્વેદની ધાર. ૨
જય રામ જય રામ જય રામજી રે, જય જય જય જય રામ,
ગાઢે કરેછે ગર્જના રે, રઘુપતિનું લેતા નામ. ૩
સાયંકાળનો સમો થયો રે, થકિત થયાં સર્વ ગાત્ર;
શાખામૃગ તો શું કરે રે, શ્રમ કરવો દિન રાત્ર. ૪
રાધવજી રીઝે ઘણું રે, રીઝે લક્ષ્મણ વીર;
અદ્રિ નાંખે ઊંચેથકી રે, અતિ ઉછળે નીર. ૫
હારે હારે વાનરા રે, ચાળીસ જોજન જાણ;
નાખે અતિ ઉતાવળા રે, ઉપરા ઉપર પાણ. ૬
બીજે દહાડે પૂરી કરી રે, લાંબી છત્રીશ જોજન;
ચાળીશ પણ પહોળી થઇ રે, ચાળીશ લાંબી ધન. ૭
વાનર જઇ વાસો રહ્યા રે, પર્વત પ્રૌઢા જયાંય;
રાતે માંડે કાઢવા રે, કરે એકઠા ત્યાંય. ૮
કાઢી આપે કો એકને રે, હાથીઓ જે હનુમાન;
તે આવડો ઉપડે રે, પૂછે પણ બળવાન. .
વા'ણે નાંખે અતિઘણા રે, પાણીમાં પાષાણ;
અંગદ આદિ લેઇ વાનરા રે, પ્રૌઢા પર્વત પ્રમાણ. ૧૦
હનુમંત દીસે નાંખતો રે, કાઢતો ન દીસે કોય;
આણતો દીસે નહિ રે, શું કરેછે એ સોય. ૧૧
નાંખો રે નાંખો અહીં રે, કાં લગાડો વાર;
નળ વાનર એમ ઉચરે રે, શીઘ્ર થાઓ સાર. ૧૨
નાખતાં ત્રાડે ઘણું રે, આક્રંદ કરે અપાર;
માથાં આવે દુઃખવા રે, ભારે વહેતાં ભાર. ૧૩
એક કહે કાં સરજ્યા વાનરા રે, વિધાતાનો વાંક;
ઉપડે કયમ આ પા'ણીઆ રે, અમો અતિશય રાંક. ૧૪
એક કહે એમ કાં કહે રે, સાંભળશે શ્રીરામ;
સુગ્રીવ સાંભળશે સહી રે, તો ફેડશે ઠામ. ૧૫
માંહોમાંહે વઢતા હવા રે, મારા કાઢ્યા એહ;
અહીંઆં કોણે આણિયા રે, મેં ઓળખ્યા તેહ. ૧૬

અંગદ નાખે અતિઘણા રે, નાદે પડિયો વીર;
લાવેછે કો હાથે કરી રે, ધરે નહિ કો ધીર. ૧૭
પહોર દિવસ પૂરો થયો રે, આકળા થયા અપાર;
સીતાપતિ કરજો તમે રે, સેવકજનની સાર. ૧૮
શ્વાસ ખાઇ શકે નહિ રે, ઉભા નવ રહેવાય;
ભૂખ્યા તરસ્યા થાકયા ઘણું રે, થર થર કાંપે કાય. ૧૯
ઉજાગરા છે રાતના રે, દહાડે કરવું કામ;
રહે લગારે સાંસતા રે, તો દુહવાયે રામ. ૨૦
મધ્યાને અતિ આકળા રે, માથે આવ્યો ભાણ;
પરશેવા પાયે ઉતરે રે, પીડા પામે પ્રાણ. ૨૧
હનુમંત નાખે સામટા રે, કુમુદ મયંદ ને તાર;
આરે આણીને કરે રે, પા'ણતણા અંબાર. ૨૨
નળ કહે અહીં નાખવો રે, પ્રૌઢો એક પાષાણ;
અસંખ્યાત આણિયા રે, નાંખ્યા તે નિરવાણ. ૨૩
ત્રીજે દહાડે પૂરી કરી રે, જોજન તે પંચાશ;
નેવું જોજનની ગણતી થઇ રે, સર્વે મળી સમાસ. ૨૪
દશ જોજન પૂરી રહી રે, વા'ણામાંહે વાત;
પર્વત કર્યા એકઠા રે, આણી અસંખ્યાત. ૨૫
વળી માંડયા નાખવા રે, વાનર ભરાણા વાય;
વકાર્યા યોધે ઘણું રે, વળી લેવા જાય. ૨૬
પહોર માંહે પૂરી કરી રે, જે રહી દશ જોજન;
સઘળી એ સમી કરો રે, સુગ્રીવ વદે વચન. ૨૭
નળ વાનર એમ ઉચરે રે, અહીંઆં નાંખો એક;
અહીંથી આ પાછા કરો રે, મળીને વાનર અનેક. ૨૮
અહીં પાટુ પ્રહારે કરી રે, ઉંડું કરો અપાર;
આ ટીંબો ટાળો સહી રે, ભારે મૂકી ભાર. ૨૯
એમ પાજ કીધી પાધરી રે, સમી શત જોજન;
ચાલી સેના પહોળી સહી રે, જોતાં મોહે મન. ૩૦
અમર આવ્યા નિર્ખવા રે, બેશીને વિમાન;

---

૨૪. ગણતી-'રતી' પ્ર. ૪ થી.

એ અલૌકિક પરાક્રમ કર્યું રે, ભલા શ્રી ભગવાન. ૩૧
જ્યાં તરે નહિ તુમડાં રે, ત્યાં તાર્યા પા'ણ;
બૂડે બૂડાડે સહી રે, એવા પ્રૌઢા પા'ણ. ૩૨
કો કહે ગુણ સુગ્રીવનો રે, સાગરનો કહે કોય;
કો કહે વાનરતણો રે, સર્વ મિથ્યા સોય. ૩૩
પ્રતાપ દશરથનંદનતણો રે, નામે કીધા નાવ;
જે પર્વત પ્રૌઢા નાખિયા રે, ભલો જણાવ્યો ભાવ. ૩૪
જાણે શું કો સુંદરી રે, માથે ઘાલી તેલ;
મનોહર વાળી મીડલી રે, તે માંહે નહિ મેલ. ૩૫
કાળી અતિશે તન તપે રે, વચ્ચે સેંથો જેમ;
પાજ પાણીમાં સહી રે, અતિશે રાજે એમ. ૩૬
પરિપૂર્ણ પૂરી કરી રે, સામી સમી દોર;
અનુપમ ઓપે સહી રે, નવી ને નકોર. ૩૭
સુગ્રીવ કેરી સંજ્ઞા રે, લંકા કરો પ્રયાણ;
વાજિત્ર માંડ્યું વાજવા રે, નફેરી નિશાણ. ૩૮
શરણાઇ તો સામટી રે, ઢમ ઢમ વાજે ઢોલ;
નાદ કરતાં નીસર્યો રે, બળિયો બોલે બોલ. ૩૯
જય જય વાણી ઓચરે રે, કરતા અતિ કલ્લોલ;
નાચે ને ગાયે ઘણું રે, હોય છાકમછોળ. ૪૦
હનુમંત ઉપર રઘુપતિ ચઢયા રે, નીલ ઉપર રઘુવીર;
વાજે ગાજે વાનરા રે, રવે પાડે રીર. ૪૧
પાજ પૂરી વાનરે ભરી રે રહ્યો નહિ કાંઇ માગ;
આણે આરે તેટલાં રે, રૂંધ્યો સર્વ ભૂભાગ. ૪૨
કેટલા પાણીમાં તરે રે, ભરે કેટલા ફાળ;
કેટલાએક સામા મળે રે, જઇ આવે તતકાળ. ૪૩
એમ કોકટ સહુએ કર્યો રે, પ્રૌઢી બાંધી પાજ;
અમો લંકાએ જઇ આવિયા રે, એકે ફાળે આજ. ૪૪
થર ઉપર તો થર પળ્યા રે, આંભ્યા જઇ આકાશ;
અંધારૂં તો અતિ થયું રે, દીસે નહિ અજુઆશ. ૪૫

---

૩૪ નામે ૪૦—જે પ્રૌટા પર્વત નાખ્યા હતા તેને પોતાના નામ માત્રે કરીને નાવ જેવા કરી દીધા—તાર્યા. ૩૫ કો—'લાઇ' પ્ર. ૪ થી. ૩૬ તન—'તપ' પ્ર. ૩ જી. ૪૫ દીસે—'અંધે' પ્ર. ૩ જી.

જ્યાં જોઇએ ત્યાં વાનરા રે, જપતા જયજય રામ;
મેઘની પેરે ગાજતા રે, ગાડે તે લે નામ. ૪૬
રાઘવજીને રીઝવે રે, કૌતુક કરતા કોડ;
રામચંદ્ર રળિયામણા રે, લક્ષ્મણજીની જોડ. ૪૭
પાજ ઉપર પરવરે રે, કૌતુક જુએ દેવ;
પુષ્પવૃષ્ટિ કરે ઘણી રે, આનંદે અશ્વમેવ. ૪૮
કો લંકાએ જઇ આવિયા રે, દેખાડે ઇધાણ;
કોશીસાં તે કોટનાં રે, કહ્યું રામને જાણ. ૪૯
સુવેલાચળ પર્વત જઈ રે, ઉતરિયા શ્રી રામ;
નયન ભરીને નિર્ખિયું રે, સુંદર લંકા ગામ. ૫૦

---

## કડવું ૩૮ મું.

### રાગ રામગ્રી.

રાઘવ લંકા સમીપે આવ્યા છ; વિનોદ કરતા વાનર ફાવ્યા છ. ૧

### ઢાળ.

વિનોદ કરતા વાનર ફાવ્યા, લાવ્યા વસ્તુ અનેક;
લંકામાંથી લુંટીને, કરે કરીને અનેક. ૨
કોટ આખે વેરાણા છે, કોશીશે કોડા કોડ;
માંહોમાંહે કરે ચેષ્ટા, નહિ તેને ખોડ. ૩
કેટલાએક પર્વત ઉપર, મહીમંડળ અસંખ્યાત;
પાજપૂરી ભરી છે, વાનરે કરી વિખ્યાત. ૪
પેલી પાસા કેટલા, કેટલા તરૂવર ડાળ;
પર્વત ઉપર તેટલા, અન્યો અન્ય કરેછે આળ. ૫
રામજી આવી રહ્યા ઉભા, સુવેલાચળ છે હેઠ;
વરૂણ ચાલી આવિયા, જાણીને તો ટેઠ; ૬
સાથે સમુદ્રને તેડીને, ઉતારવાને રીસ;
માગ સમુદ્રે દીધો નહિ, તે દુહવાણા જગદીશ. ૭
વરૂણે આવી વિનય કર્યું, પ્રદક્ષિણા કરી પ્રણામ;
સ્તુતિ કરવા માંડી ઘણી, તે જપી જય જય રામ. ૮
સ્વામીજી કરૂં વિનતિ, જો કરો નહિ કાંઇ કોપ;

પુછ્યા મારે પ્રભુને, જાણશો મા લોપ. ૯
વા'લા મારા માગુછું, તમ કને હું માન;
વચન માનો જો માહરૂ, જાણીએ દીધું જીવિતદાન. ૧૦
આ સિંહાસન છે સોનાનું, મણિ જડ્યું છે જાણ;
ગાદી સુડા મૂક્યા છે, એ ઉપર બેસો સારંગપાણ. ૧૧
મનોહર તે માંડિયું, બેઠા શ્રી રઘુનાથ;
વરૂણ આગળ રહ્યો ઉભો, જુગમ જોડી હાથ. ૧૨
લક્ષ્મણજીને કાજે માંડ્યું, સુંદર સિંહાસન;
જમણી પાસા જઇ બેઠો, જે સુમિત્રાનો તન. ૧૩
તે પેલી પાસા સુગ્રીવ બેઠો, તે પેલી પાસ યુવરાજ;
તે પેલી પાસ જાંબુવાન બેઠો, ઓળા ઓળે આજ. ૧૪
તે પૂઠે નળનીલ બેઠા, કેસરી કુમુદ ને તાર;
ગજ ગવાક્ષ બે બેઠા, અનુક્રમે અપાર. ૧૫
ડાબી પાસા વિભીષણ, કાનમાં કરે વાત;
ભેદ કહે લંકાતણો, ભ્રાતને કરવા ઘાત. ૧૬
વાનર સઘળા બેઠાછે, આપ આપણે અધિકાર;
કરજોડી આગળ ઉભોછે, અંજનીનો કુમાર. ૧૭
વળી વરૂણ કરેછે વિનતિ, સાંભળો શ્યામળવાન;
આજ્ઞા હોય તો કહું કાંઇએક, ભક્ત વત્સળ ભગવાન. ૧૮
સ્વામી આભ્રણ આપું ઓપતાં, તમો કરો જો અંગીકાર;
મણિ જડ્યાં મહા મનોહર, સોનાનાં શ્રીકાર. ૧૯
રાવણ સાથે રાઢ કરતાં, શોભો નહિ શ્રીરામ;
તેણે સર્વ શૃંગાર કીધા, તમો અમથા આમ. ૨૦
જટા વનફૂળ ધર્યાં તમો, કરતા ન શોભો યુદ્ધ;
આયુધ આભ્રણ ધરી ચઢો, સેના પ્રેરો શુદ્ધ. ૨૧
રાવણ સાથે યુદ્ધ કરવું, એ નથી નાની વાત;
કોણે વઢાએ તમ ટાળી, સ્વામી શ્રી જગતાત. ૨૨
વરૂણે આભ્રણ આપિયાં, રામે કર્યા પરિધાન;

---

૯. પુછ્યા મારે ઇ૦–હું તમને પૂછુંછું માટે મેં મર્યાદાનો લોપ કર્યો એમ જાણશો નહિ.

હવે મારૂં મન માન્યું, વારૂં દીસે વાન. ૨૩
અંગે તમે એવાછો જે, સ્વભાવે શૃંગાર;
આભ્રણ તમને શું ઓપાવે, સ્વામી જગદાધાર. ૨૪
વરૂણ કહેછે વા'લા મારા, આ સમુદ્ર છે અતિ દીન;
સ્વામી શરણ તમો રાખવો, અત્યંત છે આધીન. ૨૫
માગન દીધા માટે સ્વામી, હૃદે મ રાખશો રોષ;
બ્રહ્માદિક જો તમને ન જાણે, તો એનો શો દોષ. ૨૬
એમ કહીને સમુદ્રને, લગાડયો ત્યાં ચરણ;
સેવક જાણી સાધુને, તમો રાખવોજી શરણ. ૨૭
વરૂણે માગી આગન્યા, રામને કરી રળિયાત;
રામ કહે મારે રીસ નહિ, સમુદ્રની સંઘાત. ૨૮
એ કથા રહી એટલે, વાનર કરે છે વિનોદ;
રામજી આગળ રમેછે, તે મન પામી મોદ. ૨૯
લંકામાં જઇ એ વાનરા, સબળ કરેછે સોર;
રાક્ષસને મારી આવેછે, કરી કર્મ કઠોર. ૩૦
રાક્ષસીને વાનરડે, નગન કરી નિર્ધાર;
કાયા કરડે ને કરે કડકા, વિવિધ કરે વિહાર. ૩૧
રાવણ કને રોતા આવ્યા, નગરના વાસી લોક;
વાનરે અમો વાજ અણાવ્યા, સબળ પામ્યા શોક. ૩૨
કોશીસે કાટકા કરેછે, જાણીએ ઘન બાર;
નગરમાં પ્રવેશ પામે, હોય હાહાકાર. ૩૩
સ્વામી તમો સીતા હરી, તે અદ્ભુત કર્યો અન્યાય;
સીતા આપી સંતોખો, સ્વામી રાઘવરાય. ૩૪
અપરાધ સઘળા ક્ષમા કરશે, જ્યારે નામશો જઈ શીશ;
વચન સુણીને પ્રજાનાં, રાવણને ચઢી રીશ. ૩૫
મારી કાઢો રે મંદને, કરે મનુષ્યનું વખાણ;
સ્વભાવે જે ભક્ષમારે, લેઉં તેના પ્રાણ. ૩૬
પછે રાયે તેડાવ્યા તે, શુક સારણ પ્રધાન;
એકાંત જઇને કાંઇએક કહેછે, નિશાચર રાજાન. ૩૭

---

૩૩. કોશીસે ઇ૦—જાણે બારે ઘન (મેઘ) ચઢીને આવ્યા હોય તેમ વાનરો કોસીસાં ઉપર કાટકા કરે છે. ૩૭. નિશાચર—રાક્ષસ.

ભાઇ જોવા જાઓ કટકમાં, વાનરનો ધરી વેષ;
જેમ તમને જાણે નહિ, તેમ જોવા રેપે રેપ. ૩૮
વાર્તા સર્વ સાંભળજો, જે વાનર કરતા હોય;
ઉતાવળા અહીં આવજો, રખે જાણે કોય. ૩૯
મંત્રી વળતા ઉચરે, એ સર્વ કાચું કામ;
આપણે જીતાએ નહિ, રાજીવલોચન રામ. ૪૦
શા માટે સહુકોનો, કરાવોછો સંહાર;
અપરાધ કરીને એવડો, કાં કહાવો છો કુળઅંગાર. ૪૧
એક આણી સુંદરી, મરણ પામવા માંડ;
રાક્ષસી માત્રને શા ભણી, તમો કરાવોછો રાંડ. ૪૨
સ્ત્રી તમારે છે ઘણી, ભોગવવાનો ભોગ;
કુપથ્ય કરીને કાં ઉપજાવ્યો, શરીરે સૂધો રોગ. ૪૩
વિભીષણ ત્યાં જઈ મળ્યો, અવિચળ આપ્યું રાજ;
રામ નામ રહે જ્યાં લગે, ત્યાં લગે સરિયું કાજ. ૪૪
તમને કુમતિ કાં ઉપની જે કર્યું સીતાનું હરણ;
અપરાધ સઘળા ક્ષમા કરશે, જો જાશો શરણ. ૪૫
વચન સુણી પ્રધાનનાં, રાવણને ચઢી રીસ;
અણબોલ્યા તમો જોવા જાઓ, નહિતર છેદું શીશ. ૪૬
હરિ થઇને હેરવા તે, પરવર્યા પ્રધાન;
કટકમાં જઇ સાંભળે, રઘુનાથના ગુણગાન. ૪૭
કાયર નહિ કો વાનરામાં, દામણો નહિ દીન;
આળસુ કો એકજ નહિ, કો નહિ અધમને આધીન. ૪૮
માંહોમાંહ કહેછે રામજી, ક્યારે વઢવાની દેશે શીખ;
રાક્ષસ માત્રને મારીએ, રાક્ષસી માગે ભીખ. ૪૯
માંહો માંહે માર મારેછે, ઉન્મતપણે અપાર;
વચન સહી શકે નહિ, અતિ આવર્યો અહંકાર. ૫૦

---

## કડવું ૩૯ સું.

### રાગ ધનાશરી.

---

૪૭. હરિ–વાનર.

સેના સર્વ અવલોકતા રે, આવ્યા સુગ્રીવ પાસ;
થરથર લાગ્યા ધ્રુજવા રે, હવે એ કરશે નાશ. ૧

## ઢાળ.

હવે નિશ્ચય નાશ કરશે, ભયભીત થયા ત્યાં એહ;
વિભીષણ પાસે બેઠો છે, ટાળશે સંદેહ. ૨
આગળ થઇને ગયા ઉજાઈ, જેમ જાણે નહિ કોય;
વિભીષણ કહે સુગ્રીવને સુણ સેનાપતિ સોય. ૩
તું શાખામૃગ સઘળાને જાણે, નાત જાત ને ભાત;
તું તો ઓળખે છે આવડાને જેહ છે સંગાત. ૪
સુગ્રીવ કહે હું સર્વ જાણું, કુળ ગોત્ર ને ગામ;
શુદ્ધ પર્વત સર્વ જાણું, જે રહે જેણે ઠામ. ૫
આ પેલા બે વાનરા, મોં આગળ થઈ જાય;
તેને તું તો ઓળખે છે, ત્યારે બોલિયો કપિરાય. ૬
એ તો કો નૌતમ દીસે છે, નથી ઓળખતો નિરધાર;
સુગ્રીવે તો સાદ કર્યો, તેને તેણીવાર. ૭
તેને લાગ્યો પૂછવા, શાં તમારાં નામ;
કુળગોત્ર કહોજી તમતણાં, તમો રહો કીએ ઠામ. ૮
ઉતાવળું નવ ઉપજે, કહેતાં તે ગમકાં ખાય;
વિભીષણ કહે શું પૂછે છે, નથી જાણતો કપિરાય. ૯
મારા વડા ભાઇના, એહ બે પ્રધાન;
શુક સારણ એવે નામે, મોકલ્યા રાજાન. ૧૦
હેરૂં કરવા હરિ થઇને, એ આવિયા અહીં આજ;
વચન સુણીને વિભીષણનાં, કોપીઓ કપિરાજ. ૧૧
શીખ દીધી શાખામૃગને, મારો મોકમ માર;
જે રાવણે મોકલ્યા, એહ આણે હાર. ૧૨
વળગ્યા જઇને વાનરા, મોકમ માંડ્યો માર;
ઢીક પાટુ કોણી ઢીચણિયાં, પ્રહારના નહિ પાર. ૧૩
ખુંદ્યા ગુંદ્યા ચાંપ્યા ચોળ્યા, મસળ્યા કસણ્યા કાય;
ચુંથ્યા ચગદ્યા ભીંડ્યા ભીડ્યા, મોઢે શ્વાસ ન માય. ૧૪
અદ્ભુત કીધા આકળા, શોણિતને વમતા હવા;

મારવાને મોકલેછે, વાનરા તે નવ નવા. ૧૫
પછે મંત્રીએ મન વિમાસ્યું, હવે છુટવાની નહિ આશ;
મ મારીશ સુગ્રીવ અમને, અમો છું રામના દાસ. ૧૬
પેટને કાજે મોકલ્યા, અમો જાઉં ત્યાંય;
તુને કહાવ્યું છે કાંઇએક રાવણે, અમો કહેવા આવ્યા આંય. ૧૭
સુગ્રીવે કહ્યું રહો મારતા, સાંભળીએ એની વાત;
કહ્યામાં કાંઇ કૂડું પડે તો, તમો કરજો ઘાત. ૧૮
પ્રધાન કહે છે સાંભળો, રાવણે કહાવ્યું જેહ;
વાળીને મારે હતી મૈત્રી, પ્રાણ પ્રાયે નેહ. ૧૯
અણવેંચી મીરાત અમારે, ભાઇપણાં ભલાં હતાં;
માંહોમાંહે પ્રીત પૂરી, મેં ઘણાં કીધાં વતાં. ૨૦
તે માટે તું આવ અહીંઆં, ભ્રાત મારોછે ભલો;
જેમ વાળી અહીં આવતો, મળવાને મને એકલો. ૨૧
તું આજ આવી મળ મને, રામશું ધરી રીસ;
ઘટે નહિ એ રાજાને, રાંકને નામે શીશ. ૨૨
અરે અખિલ પદવી આપું તને, પરમ પાળું પ્રીત;
તને સરવસ્વ સોંપી સીતાશું, રમું હું રૂડી રીત. ૨૩
એ મનુષ્યને શું મળ્યો છે, રાજ્યભ્રષ્ટ ને રાંક;
બાપે મારી કાઢિયો, જાણીએ આડો આંક. ૨૪
એને એક સ્ત્રી રૂપિયું, રામા હતું રત્ન;
તેને હું હરી લાવ્યો, એ કરી શક્યો નહિ જત્ન. ૨૫
ન બાપો ને ન બૈરો, નબળ નિર્ધન નાટ;
તું મહારાજા એહને, મળ્યો છે શા માટ. ૨૬
મળ્ય આવી મને, તુજને અખિલ આપું રાજ;
સર્વે તને સમરપી, મારે શેર અન્નનું કાજ. ૨૭
વચન સુણીને શુક સારણનાં, સુગ્રીવને ચઢ્યો ક્રોધ;
મારવાને મોકલ્યા, બળવંત બીજા યોધ. ૨૮
વળી મોકમ માંડ્યા મારવા, પછાડિયા પાષાણ;

---

૨૦. મીરાત—અધિકાર. અમારો અધિકાર અને સંપત્તિ એકઠાં હતાં.
વતાં—અર્થાત્ એની વતીનાં કામ.

ત્યારે લાગ્યા ત્રાડવા, હવે જાશે પ્રાણ. ૨૯
મંત્રીએ મન વિમાસ્યું, હવે કો નથી રાખણહાર;
રામ ટાળી આપણને કો, નથી કરવી સાર. ૩૦
રાખો રાખો રામજી, અમે પ્રહાર સહ્યા ન જાય;
અમો તમારે શરણ આવ્યા, રક્ષા કરો રાઘવરાય. ૩૧
રામે શ્રવણે સાંભળ્યો, આર્ત્ત શબ્દે સાદ;
કોણ મારૂં નામ લે છે, કરી ગાઢે નાદ. ૩૨
મેલાવી મુજકને લાવો, આવો આણે દ્વાર;
કપિ લેવા મોકલ્યા, મ કરશો કો માર. ૩૩
રામકને ગ્રહી આણિયા, પૂછી પ્રેમે વાત;
કહોરે તમો ક્યાંથી આવ્યા, ભય પામશો મા ભ્રાત. ૩૪
સ્વામી સેવક રાવણના છું, પરવશ ભરવું પેટ;
આજ્ઞાકારી રાવણના, મોકલે ત્યાં જાવું નેટ. ૩૫
રામ કહેછે રૂડી પેરે, સેન જોયું સર્વ;
રાવણને તો જઇ કહેજો, જે કરેછે ગર્વ. ૩૬
જોયું ના હોય તો જઇ જુઓ, કાંઇ રહી હોયે જો ખાંત;
વિષમ દીઠા વાનરા, જે મળ્યા અહીં એકાંત. ૩૭
રાવણને કહેજો જઇ, શું થયું છે મરવા મન;
જે આપતો નથી જાનકી, જોવા જાઇશ જમસદન. ૩૮
મસ્તક તારાં સર્વ છેદીશ, મારીશ રાક્ષસ માત્ર;
કાગડા કૂતરા કરડશે, કુમતિ તારૂં ગાત્ર. ૩૯
જેવું દીઠું હોયે તેવું કહેજો, રાખશો મા લાજ;
જેવા હાય તમને અજા હોયે, વાનરાના આજ. ૪૦
પ્રધાન કહેછે પ્રભુ મારા, સર્વ કરશું વાત;
જીવશું ત્યાં લગે વીસરશે નહિ, જે કર્યા છે ઘાત. ૪૧
સ્તુતિ કરવા શ્રીરામની, પછે લાગ્યા પ્રધાન;
સ્વામી તમે રાખ્યા જીવતા, અમને આપ્યું જીવિતદાન. ૪૨
રામે દીધી આગન્યા, એને મારશો મા કોય;
જાવાદ્યો એહને જીવતા, જાણ કરે જઇ સોય. ૪૩
જાતાં કહેછે સુગ્રીવને, કાંઇ ઉત્તર પાછો આપ;
રાવણને જઇ કહું અમો, તું વચન કહીને વ્યાપ. ૪૪

સુગ્રીવ ઉત્તર પાછો આપે, રાવણ વાળી પ્રત્યે વિશેષ;
પ્રીત પૂરી પરસ્પરે, શેષ નહિ ત્યાં રેશ. ૪૧
તે માટે કાંઇ એક અધિક કરવું, ભ્રાત માટે ભેદ;
વાળી પ્રત્યે વિશેષ મારે, એહવાણી વેદ. ૪૬
તે મેં મરાવ્યો એકલો, તું સહકુટુંબ પરિવાર;
આગળ રહીને રામ પાસે, કરાવીશ સંહાર. ૪૭
આજ્ઞા માગી આવિયા, શુક સારણ બે પ્રધાન;
સભામાં આવી પડચા, જ્યાં બેઠોછે રાજાન. ૪૮
બોલાવ્યો બોલે નહિ, શરીરે નહિ સાન;
આંખથી આંસુ ઝરે, વિપરીત દીસે વાન. ૪૯
ઉત્તર કાં નથી આપતા, કોની કરોછો લાજ;
હેરૂં કરવા મોકલ્યા'તા, શું કરી આવ્યા કાજ. ૫૦

---

## કડવું ૪૦ મું.

### રાગ

સ્વામીજી હવે શું પૂછોછો, આ મોટું ઇંધાણ જી;
મરણ લગે અમો માર્યા છું, નથી નીસરતા પ્રાણ જી. ૧
વાનરતણી વાત શી કહીએ, તમો જાણોછો તેહ જી;
અહીં એકલે અનેક મારિયા, વણ આયુધ ઉઘાડે દેહ જી. ૨
અમારૂં મન જાણેછે, જે કીધાછે પ્રહાર જી;
હૈયું ટોટું ભારી ભાજ્યું, મોકમ મુષ્ટિ માર જી. ૩
રામ મૂકાવત નહિતો, નો'તી જીવવાની આશ જી;
નામ સાંભળી વાનરતું અમો, અતિ પામિએ ત્રાસ જી. ૪
તમો તો એક કૂડું કીધું, કર્યું સીતાનું હરણ જી;
માથે ચઢાવી મૂર્ત્તિવંતુ, લેઇ આવ્યા મરણ જી. ૫
મૂઢપણે માનવ માનોછો, તેતો અશરણ શરણ જી;
બ્રહ્માદિક સરખા વાંચ્છેછે, રામચંદ્રના ચરણ જી. ૬
માયાકરી માનુષ્ય થયાછે, એ તો અકળ સ્વરૂપ જી;
અજ્ઞાને અવલોકતા નથી, તરણે ઢાંકયો કૂપ જી. ૭

---

૧. રાગ-(કોઇ પ્રતમાં લખેલો નથી). ૩. હૈયું ઇ૦—"હૈયાટોટું" પ્ર. ૩ જી.

તે માટે તમે ચરણે લાગો, જઈને માગો માન જી;
કૃપા કરીને તમને દેશે, જાણો ઉચિતદાન જી. ૮
અમસાથે રામે કહાવ્યો છે, તમને તો સંદેશ જી;
જો તું જનકસુતા નહિ આપે, તો તુજ પ્રાણ હરેશ જી. ૯
કાગડા કૂતરા ને સિંચાણા, કરડશે તારી કાય જી;
મિથ્યા હઠ કરેછે મૂરખ, પાપી પ્રેરો પાય જી. ૧૦
વિભીષણ પાસે બેઠો છે, સર્વ શીખવે ભેદ જી;
રામે રાજ્ય આપ્યું છે અવિચળ, એ તો વાણી વેદ જી. ૧૧
આપણે એ પ્રત્યે નહિ ચાલે, જો સાહ્ય કરે ત્રિલોક જી;
શામાટે સહુકોને સ્વામી, સબળ પમાડો શોક જી. ૧૨
વાનરવેરી વસમા દીસે, કોણે કળ્યા ન જાય જી;
એ સાથે ક્યાં વેર વસાવ્યું, અણપૂછે અભિપ્રાય જી. ૧૩
રાવણ કહેછે અરે મૂરખો, થયાછો અતિ અજાણ જી;
મુજ આગળ માણસતણું, વળી વળી કરો વખાણ જી. ૧૪
દેખાડો તે સેના સઘળી, કેવો છે તે રામ જી;
ઉંચા ચઢીને જોવા લાગ્યા, તતક્ષણ તેણે ઠામ જી. ૧૫
મંત્રી કહેછે મહારાજાને, આ ઇંદિવર ઘનસ્યામ જી;
સિંહાસન સોનાને બેઠા, દેખી મોહે કોટિકામ જી. ૧૬
ચાપ બાણ ચઢાવી એ બાંધવ, તમ ઉપર અતિ રીસ જી;
કહેછે આણે એક બાણે, દશે છેદીશ શીશ જી. ૧૭
લક્ષ્મણજીની જમણી પાસા, બેઠો સુગ્રીવ શૂર જી;
ત્રણલોકને ત્રાસ પમાડે, કર્મ કરીને કૂર જી. ૧૮
તેની પેલી પાસા બેઠો, અંગદ જે યુવરાજ જી;
એમ કરી અનુક્રમે દેખાડ્યો, સઘળો સભાસમાજ જી. ૧૯
ડાબી પાસા ભંભેરે છે, વિભીષણ તુજ ભ્રાત જી;
મર્મ કહીને અમો મરાવ્યા, વાનર પાસે વિખ્યાત જી. ૨૦
આગળ કરજોડી ઉભો છે, અંજનીતણો કુમાર જી;
વાડી ઉજેળી લંકા બાળી, પ્રૌઢ હણ્યા પ્રધાન જી. ૨૧
એક એક પ્રાયે અધિકા છે, પરાક્રમનો નહિ પાર જી;
વઢવાને વિહ્વળ થયા છે, મોકળ કરવા માર જી. ૨૨

૧૦. પાપી ઇ૦—એ પાપી રાવણને અમારા ચરણને વિષે પ્રેરો—મોકલો.

તે માટે તમો સીતા આપી, જઇને લાગો પાય જી;
તને અખિલ રાજ્ય આપશે, રામ અયોધ્યાએ જાય જી. ૨૩
કર તમારા ભાંજી નાખશે, ભોગળ સરખા ભારે જી;
મસ્તક દશે ઉખેડીને, નાખશે એકે વાર જી. ૨૪
વાનરા તો વાટ જુએછે, સીતાપતિ દે શીખ જી;
ન રાક્ષસી પૃથ્વી કીજિયે, તેની નારી માગે ભીખ જી. ૨૫
એવું કહેતાં રાવણ કોપ્યો, પ્રધાનને કરે પ્રહાર જી;
મોકમ તે મારવા માંડયો, આક્રંદ કરે અપાર જી. ૨૬
રાવણ તો હેઠો ઉતરિયો, રાજસભામાં આવ્યો જી;
સિંહાસન ઉપર જઈ બેઠો; ભલો કાંએ ન ભાવ્યો જી. ૨૭
રામ કહેછે વિભીષણને, કહે લંકાનો ભેદ જી;
રાવણ કેવો ને લંકા કેવી છે, વાણી તારી વેદ જી. ૨૮
દશ મસ્તક ભુજ વીશ છે, કાયાએ છે કાળો જી;
અંજનાચળ પર્વત જેવો છે, જાણે જમનો માળો જી. ૨૯
રામ કહેછે લંકા જોયાનું, મારૂં થયું છે મન જી;
રાવણતણાં ભુવન કેવાં છે, તે કીજે અવલોકન જી. ૩૦
હનુમંત ઉપર રાઘવ ચઢિયા, નીલ ઉપર નિજ વીર જી;
વાનર સઘળા સાથે તેડયા, સ્વામી શ્યામશરીર જી. ૩૧
વનફળ વાનર ભક્ષ કરેછે, તરૂવરડાળી ભાંજે જી;
વડવાઇએ વળગી રહ્યા છે, મેઘતણી પેરે ગાજે જી. ૩૨
કૌતુક કોટિ કરેછે વાનર, વનફળના કરે પ્રહાર જી;
રામચંદ્રજી કૌતુક જુએ છે, પામે મોદ અપાર જી. ૩૩
વિભીષણ કહેછે આ લંકા, સોનાની શ્રીકાર જી;
સભામાં રાક્ષસ બેઠા છે, તેનો ન આવે પાર જી. ૩૪
રામે રાવણ દૂરથી દીઠો, આવરિયો અહંકાર જી;
રામ કહે હેઠા ઉતરિયે, વરસશે ઘનધાર જી. ૩૫
ચોપાસા વિદ્યુત ઝળકે છે, વળી વળી કરે ચમત્કાર જી;
એ કાળમેઘ આવ્યો દીસેછે, ગાજે છેઅપાર જી. ૩૬
ફોરાં પણ પડેછે કાંઇએક, અદ્‌ભુત એ ઉત્પાત જી;
વિભીષણ કહે એ શું કહોછો, વણ વિચારે વાત જી. ૩૭

એ ઉત્પાતજી–'ઉલ્કાપાતજી' પ્ર. ૩ જી.

નોંધે મેઘ એ મેઘાડંબર, છત્ર ધર્યું મુજ ભ્રાત જી;
અંધકાર તેણે દીસે છે, વિશ્વ વિષે વિખ્યાત જી. ૩૮
સ્વામીજી રાક્ષસ ગાજેછે, નોહે મેઘનો નાદ જી;
અન્યોઅન્યે ઉંચે સ્વરે કરી, સબળ કરેછે સાદ જી. ૩૯
કાનતણાં કુંડળ ઝળકે છે, વિદ્યુત્ નહિતો એહ જી;
કોરાં તે બાણ આવેછે, રખે જાણો મેહ જી. ૪૦
રામચંદ્રને લંકા સઘળી, વિભીષણ દેખાડે જી;
આ રાવણ સામો દીસે છે, બેઠો છે તન જાડે જી. ૪૧
જમણી પાસા જે બેઠા છે, તે પ્રહસ્ત પ્રધાન જી;
શુક સારણ ને જાંબુમાલિ, સુમાલિ માલ્યવાન જી. ૪૨
લંકા આખીએ દેખાડી, મણીમય મેહેલ અવાસ જી;
તે આગળ કાંઇએ ન પોસાએ, સ્વર્ગ ને કૈલાસ જી. ૪૩
દેખીને દિગ્મૂઢ થયા છે, સારે રાઘવરાય જી;
વૈભવ રાવણનો સર્વ જોયો, શોભા કહી ન જાય જી. ૪૪
રાવણ જેવો દીઠો નહિ, બીજો તો ત્રૈલોક જી;
આ વૈભવ મૂકીને મૂરખ, મરવા હીંડે ફોક જી. ૪૫
ધન્ય ધન્ય રે દશશિર તું, વૈભવનો નહિ આંક જી;
ત્રણ લોકની શોભા સઘળી, અહીં છે આડો આંક જી. ૪૬
સર્વે મૂકીને એ મરશે, મને દુ:ખ અતિ થાય જી;
શીખામણ દેવાને એને, અહીં થકો કો જાય જી. ૪૭
જનકનંદિની મને આપે, તો અહીંથી પાછા વળીએ જી;
વેર સઘળું વીસારીને, ભાઈની પેરે ભળીએ જી. ૪૮
એમ કહીને હેઠા ઉતરિયા, જોઇ પર્વત આખો જી;
સીતા આપે તો મેળ કીજીએ, વાત વઢવાની રાખો જી. ૪૯
વિષ્ટિ કરવાને મોકલીએ, જોઇને વાનર ડાહ્યો જી;
સુગ્રીવને કહેછે શોધી કાઢો, સેના સઘળી ગાહો જી. ૫૦

---

૩૮. રાવણના મેઘાડંબર છત્રને તથા બીજા સાહિત્યને જોઇને રામે કરેલા તર્કનો છેકાપન્હુતિથી વિભીષણ ખુલાસો કરેછે. નોંધે ઈ૦. ૫૦. ગાહો-પ્રવેશ કરો, અર્થાત્ સઘળી સેનામાં ફરીને જુઓ.

## કડવું ૪૧ મું.

### એકતાળી.

એટલા ગુણતો તેમાં જોઇએ, કુલિન હોયે કોય;
સદાચારી ને સત્યવાદી, ઉભયપક્ષ સુધી હોય. ૧
વળતો તેને ઉત્તર ઉપજે, ગાંજ્યો કોનો ન જાય;
આપણ ઉપર એકમન હોયે, પ્રાજે કયમે ન થાય. ૨
ધન દેખીને પલટાએ નહિ, લાલચ કશી ન લાગે;
બળિયા દેખી ભય નવ પામે, કો આગળ માન ન માગે. ૩
દીન દામણો દીસે નહિ, ને સભામાં બેહો સોય;
ઇંદ્રિ સઘળીએ વશ હોયે, મન તેનું ન મો'ય. ૪
આપણો હિતકારી હોયે, જેશું માને મન;
ત્યાં આગળ મોકલવો તેને, જે બોલે જુગતું વચન. ૫
પ્રધાનવટી પૂરી આવડે, જે હોય રાજકુમાર;
મોટાને મોઢે બોલતાં, ઓસરે નહિ લગાર. ૬
એટલા તો ગુણ અંગદમાં છે, સુગ્રીવ વાણી બોલે;
વાલિનંદન પરમ પરાક્રમી, નહિ કો તેને તોલે. ૭
જેને બાપે રાવણ રાખ્યો, કક્ષાપટ ખટમાસ;
તે અંગદ તો ઉત્તર આપતાં, પામે નહિ મન ત્રાસ. ૮
રામે સાદ કર્યો અંગદને, અરે વાલિકુમાર;
પિતાતણું તો વેર વીસાર્યું, પ્રેમતણો નહિ પાર. ૯
વેગે જાતું વિષ્ટિ કરવા, કર રાવણને જાણ;
જનકનંદિનિ જો નહિ આપે, તો તો લેશે પ્રાણ. ૧૦
રાક્ષસ માત્રને મારશે, સારશે સુરના કાજ;
વિભીષણને અખિલ આપશે, લંકાકેરું રાજ. ૧૧
આજ્ઞા માગી અંગદ ચાલ્યો, ઉત્પતિયો આકાશ;
દેખી રાક્ષસ દોદશ નાઠા, નિશ્ચે કરશે નાશ. ૧૨
લંકામાંહે પ્રવેશ પામ્યો, હવો હાહાકાર;
વળી વાનરો બીજો આવ્યો, પરાક્રમનો નહિ પાર. ૧૩

---

૧. ઉભયપક્ષ સુધી—માના તથા બાપના બન્ને પક્ષ સુધી કુળવાન વગેરે ગુણવાળો હોય. ૨. વળતો ઉ૦—પ્રશ્નનો જવાબ ઘટે તેવો તેને સૂઝી આવે એવા.

એક આગે આવ્યો હતો એવો, તેણે લંકા બાળી;
વાડી ઉભેળી મંત્રી માર્યા, શોભા સઘળી ટાળી. ૧૪
પોળે આવી રહ્યો ઉભો, જઇ કર્યું રાવણને જાણ;
રાવણ કે' એને આવવા મ દેશો, લેજો એના પ્રાણ. ૧૫
રાક્ષસ કહેછે રહેરે ઉભો, એ મોટો રાજદ્વાર;
વનચરને પ્રવેશ પામવા, અહીં નહિ અધિકાર. ૧૬
પરાણે પોળમાં પેઠો, લોપી રાયની આણ;
દ્વારપાળ સઘળા સંહાર્યા, ઉતાર્યા પણ ઘાણ. ૧૭
રાજા આગળ ઠાલે હાથે, ન જઇએ નિરધાર;
નાળિકેર મસ્તક મહા મોટાં, આગળ કર્યાં અંબાર; ૧૮
રાવણે રચી છે માયા, જેમ જાણ્યું ન જાય;
દશ મસ્તક વીશવીશ ભુજ,. સઘળે રાવણ રાય. ૧૯
સભામાં સહુ સરખું દીસે, કરે કો કોશુ વાત;
અંગદ ત્યારે વિસ્મય પામ્યો, આ મોટો ઉત્પાત. ૨૦
અંગદ કહેછે આવડા રાવણ, ક્યાંથી અસંખ્યાત;
ભૂંડી ભૂંડણી હતી કે કૂતરી, આ રાંક રાવણની માત. ૨૧
માંજારી હતી કે શિયાળણી, જે આવડા રાવણ જણિયા;
કુળને કલંક લગાડવા, તેહ જાણજો રણિયા. ૨૨
ધન્ય ધન્ય સિંહણી કૌસલ્યા, જેણે એક જણ્યો સિંહરામ;
સઘળાં કારજ કરવા સમર્થ, નિર્મળ જેનું નામ. ૨૩
મેં તો રાવણ ત્રણ સાંભળ્યા, એક મારે બાપે;
છ મસવાડા કક્ષાપટમાં, રાખ્યો પ્રગટ પ્રતાપે. ૨૪
બીજો રાવણ બાંધી મૂક્યો, શૂર સહસ્ત્રાર્જુન;
ત્રીજો ચોર સીતાનો સુણિયો, જેને હણશે જગજીવન. ૨૫
ત્યારે રાવણ લજ્જા પામ્યો, કીધું એક સ્વરૂપ;
અંગદ આગળ આવી ઉભો, દીઠો દશશીશ ભૂપ; ૨૬
અરે વનચર અતિશે ઉન્મત્ત, બોલે આળપંપાળ;
મને તું તો નથી જાણતો, જે હું કોપ્યો કાળ. ૨૭
સભામાંહે રહેતું શું જાણે, જેને રહેતું રાન;

૧૮. નાળિકેર ઈ૦–દ્વારપાળનાં મસ્તક રૂપી મહામોટાં નાલિયેરનો રાવણના આગળ ઢગલો કર્યો. ૨૨. માંજારી. ઈ૦–"સુઅરી હુતી કે શિયાલણી હુતી" પ્ર. ૩૭.

પશુજાતિ ઉછળતો હીંડે, જેને સહુ સમાન. ૨૮
કહેરે તું ક્યાંથી આવ્યો, શું તારૂં છે નામ;
કોણે તને અહીં મોકલ્યો, કરવાને શું કામ. ૨૯
વાળીનો સુત હું છું અંગદ, રામચંદ્રનો દાસ;
વિષ્ટિ કરવાને મોકલિયો, આણી દૃઢ વિશ્વાસ. ૩૦
કહાવ્યું છે જે સીતા સોંપી, જો તું લાગે પાય;
તો તને અખિલ લંકાનું રાજ્ય સોંપી, રામજી અયોધ્યા જાય. ૩૧
નહિતર તારાં દશ મસ્તક, ભુજ ભોગળે સરખા વીશ;
એકે બાણે રામ છેદશે, હૃદે ધરીને રીસ. ૩૨
કાળરાત્રી છે જનકનંદિની, રાક્ષસકુળની જાણ;
એણે મિષે કરી મારશે, સમર્થ શારંગપાણ. ૩૩
આ જોરે રાવણ અગ્નિહોત્રી છે, શ્રી રામચંદ્રનું તીર;
તાટકારૂપી સુંદર સરિતામાં, સ્નાન કર્યું શરીર. ૩૪
શૂર્પંણખાનું નાક છેદિયું, તે કીધું પ્રાણાયામ;
ચૌદ સહસ્ત્ર જે રાક્ષસ માર્યા, હોમ કર્યો તે ઠામ. ૩૫
બળે કીધું મારિચ મારીને, ઉદધિમાં આચમન;
મધ્યાન સમે પ્રાણ તારાને, કરશે પણ પ્રાશન. ૩૬
રાવણ કહેછે રે મૂરખા, મનુષ્ય કેઈ માત્ર;
સ્વભાવે અમો ભક્ષ કીજિયે, મનુષ્યતણાં તો ગાત્ર. ૩૭
રાજ્યભ્રષ્ટ એ રામ રાંકડો, મારી કાઢયો તાત;
સીતારત્ન ન છાજે એને, સુંદરી જે સાક્ષાત. ૩૮
ફટ રે મૂરખ મુજ આગળ કરે, મનુષ્યનું વખાણ;
વનચર માટે વિમાસું છું, નહિતર લેઉં પ્રાણ. ૩૯
દેવ દૈત્ય ને યક્ષ કિન્નર, ભૂત પ્રેત પિશાચ;
વૈતાળ વિદ્યાધર રાક્ષસ, જીત્યા મેં રણ રાચ. ૪૦
પુરૂપાર્થ પ્રીછ્યું મેં તારૂં, જેણે માર્યો બાપ;
તે તણી કરી તેં સેવા, તારે પોતે પાપ. ૪૧
પિતાતણો રહ્યો તું રણિયો, જો તેં વેર ન વાળ્યું;
નરકતણો અધિકારી થાશે, તે તેં કલંક ન ટાળ્યું. ૪૨
સામો દૂત થઈ તું આવ્યો, વાનરને શી લાજ;

---

૪૦. રણરાચ—રણમાં રાચીને.

રાજ્યભ્રષ્ટનો સેવક થઇને, તું આવ્યો છે આજ. ૪૩
મારે દશ મસ્તક ને વીશ ભુજ, મનુષ્યને ભુજ બેહ;
મારે સેના રાક્ષસની, અંતર મોટો એહ. ૪૪
ઇંદ્રિ વરૂણ વાયુ વિશ્વાનર, ધનદ રૂદ્ર દિગ્પાળ;
તે સેવા કરે સહુ મારી, મને માની કાળ. ૪૫
એકે વારે વાનર સઘળાનો, સહેજે કરૂં સંહાર;
ઘણા દિવસના રાક્ષસ ભૂખ્યા, હળવે કરશે આહાર. ૪૬
મનુષ્યમાત્રને મરણ પમાડું, તો હું રાવણરાય;
ત્રૈલોક કંટક જગત જાણે, કોણે કળ્યો ન જાય. ૪૭
જનકનંદિનીને ક્યમ આપું, જે મેં કીધું હરણ;
જેહતણે વિરહે કરીને, ક્ષણમાં પામું મરણ. ૪૮
મહાનુભાવ મૂકે નહિ કંઇએ, જે કીધા અંગીકાર;
પ્રાણ તજે પણ પ્રીત તજે નહિ, વીરતણો વહેવાર. ૪૯
રાંકતણે ઘેર રત્નજ છાજે? જે રાજે રાજદ્વાર;
અમ સરખાને એવી જોઇએ, સીતા સરખી નાર. ૫૦

---

## કડવું ૪૨ મું.

### રાગ મારૂ.

અંગદ કહેછે રે રે મૂરખ, શું વખાણેછે આપ;
દરે દરે દેડકાં ન હોયે, કંઇએક હોયે સાપ. ૧
સીતાને શું સ્ત્રી માને છે, જે જગતની માત;
રામને શું મનુષ્ય માને છે, જે જગજીવન જગતાત. ૨
ઐરાવત હસ્તી માને છે, ઉચ્ચૈઃશ્રવા તોખાર ?
ગંગાને નદી માનેછે, કલ્પતરૂ વૃક્ષ ડાળ ? ૩
વીશે આંખે થયો આંધળો, હૈયાની કાં ફૂટી?
તારો વાંક નહિ મહામૂરખ, દોરડી તુજ તૂટી. ૪
મહાનુભાવની મતિ પલટાએ, જ્યારે હોય ભુંડુ હોનાર;
સિંહ સાથે શા માટે મંદમતિ, આળ કરે નિરધાર. ૫
પિતા મારો મારી એણે, કીધો છે ઉપકાર;
નરકતણો અધિકારી હતો, મુક્તિ મોકલ્યો સાર. ૬
તને પણ તે તો મોકલશે, જ્યાં છે મારો બાપ;

ઘણા દિવસનો ઘડો ભરાણો, એકઠું કીધું પાપ. ૭
હમણાં હું તને હણું હેલામાં, ક્ષણ ન લાગે વાર;
રામચંદ્ર હણવા હીંડે છે, તને તો નિરધાર. ૮
તોએ તેવા ઉપર મારે, મન વિમાસું વાત;
તું છે ત્યાર લગે જીવતો, વાળી મારો તાત. ૯
તુંને જાતો દેખી દે છે, વાળીતણું ત્યાં નામ;
તું મુએ તેને શું સંભારે, થાય કૂડું કામ. ૧૦
કક્ષાપટ રાખ્યાની તને, કીર્ત્તિ છે સંસાર;
તે માટે હું નથી મારતો, મૂરખ તને આ ઠાર; ૧૧
રાક્ષસમાત્રને મરણ પમાડું, લંકા જળનિધિમાં બોળું;
તારાં દશે મસ્તક છેદી, પાગે કરી મહી રોળું. ૧૨
સુણતાં રીસ ચઢી રાવણને, અધર ડશીને દંત;
ખડ્ગ કાઢીને રહ્યો ઉભો, હમણાં આણું અંત. ૧૩
પ્રહસ્ત પ્રધાને રાખ્યો વારી, દૂત ઉપર શી રીશ?
તમો કરે કરીને એનું, છેદવું નહિ શીશ. ૧૪
સ્વસ્થ થઈ બેઠો સિંહાસન, ધીરજ ધરીને મન;
અંગદ પ્રત્યે એણીપેર બોલ્યો, રાવણ વળી વચન. ૧૫
વાળી મારો મિત્ર હતો, પ્રાણ પ્રાયે પ્રીત;
ભત્રીજો તું મારો થાએ, રહે તું રૂડી રીત. ૧૬
અખિલ રાજ્ય આપું લંકાનું, સોંપી તુજને ભાર;
હું સીતા સાથે અહરનિશ, કરૂં વિવિધ વિહાર. ૧૭
સુગ્રીવને મારી સોંપું તને, કિષ્કિંધાનું રાજ;
મારી પાસે જો તું આવે, સરે સઘળું કાજ. ૧૮
રાજ્યભ્રષ્ટની સેવા કરતાં, સામું દૂષણ લાગે;
તારો પિતા મહારાજા હતો, કપિ માત્રને આગે. ૧૯
મનુષ્યને તું શું મળ્યો છે, જે સુગ્રીવનો મહા મિત્ર;
જેણે તારો પિતા મરાવ્યો, કહીને વચન વિચિત્ર. ૨૦
આવ બેશ સિંહાસન આણે, પાળ તું ત્રિલોક;
મૂઢપણે મળી મનુષ્યને, શો પામે છે શોક. ૨૧

---

૯. તોએ ઇ—તું એવો છે તોય તને જોઇને હું મારા મનમાં વાત વિમાસું છું કે તું છે ત્યાં લગી મારો બાપ જીવતો છે. મારે—'મારૂં' પ્ર.૩ જી.

વચન સુણીને રાવણનાં, અંગદને ચઢ્યો ક્રોધ;
ફટ રે મૂરખ એ શું બોલ્યો, વચન વિષે વિરોધ. ૨૨
રામચરણ તજીને તુને, મળું કયમ મંદ;
તારો તો અંત આવ્યો છે, કોપ્યા શ્રી ગોવિંદ. ૨૨
મરતાં મૂરખ જેમ તેમ બોલેછે, થયો છે સન્નિપાત;
તારે કણે કાંઇએ નવ હોયે, જનકસુતા મુજ માત. ૨૪
કરી દીવો તું કૂપે પડેછે, જાણી પ્રીછી જેમ;
પતંગિયો પડે દીવામાં, તું મરવા ઇચ્છે છે તેમ. ૨૫
રાક્ષસમેધ માંડ્યો છે રામે, તું વડો પશુ મા'મૂઢ;
પૂર્ણાહુતી તારી તો કરશે, સ્વામી ગરૂડારૂઢ. ૨૬
પથ્યનો પાનારો તારે, વાલો નહિ તો કોય;
જે તુંને દે સાચી શીખામણ, સહુકોને સુખ હોય. ૨૭
કામ તારી કેડે પડ્યો છે, વળગ્યો છે થઇ ભૂત;
તને મરાવવાને મતિ ફેરવે, પાપ કરે અદ્ભુત. ૨૮
પેલા ભવનું પુણ્ય પ્રગટ્યું છે, જે ઘેર બેઠાં આવ્યા રામ;
બ્રહ્માદિક સરખા સમરે છે, સીતાપતિનું નામ. ૨૯
વૈદનું બોલ્યું વિષ લાગે, જેને આવ્યું મરણ;
રૂડા માટે કહુંછું તને, તું આવે રામને શરણ. ૩૦
તે તને વા'લું લાગેછે, જે બોલે છે ગમતું;
તેણે કરીને તન તારૂં, હીંડે દોદશ ભમતું. ૩૧
રાક્ષસકુળ વન વૃદ્ધિ પામિયું, ત્યાં તું ક્રૂર કુહાર;
અપરાધ એક તો તેં કીધો, ને સહુનો થાશે સંહાર. ૩૨
આગે એક વાનર આવ્યો હતો, તેનું કો ન જાણે નામ;
હુતકારીને મેં મોકલ્યો હતો, તેણે કેવાં કીધાં કામ. ૩૩
એથી અસંખ્ય આવશે અધિકા, કટકો નહિ આવે ભાગ;
તું મૂઢપણે મોહે પડ્યો છે, લગાડીને આગ. ૩૪
રીસ ચઢી રાવણને ત્યારે, સેવકને કરે સાન;
બળે કરીને બાંધો એને, આણે છે અભિમાન. ૩૫
દશ સહસ્ર રાક્ષસ ત્યારે ઉઠ્યા, ક્રૂર કરીને ક્રોધ;
વડીવારનો કરે વડાઇ, મારે સઘળા જોધ. ૩૬
સાથે સઘળા આવી વળગ્યા, વરૂતણી પેરે વીર;

કટકા કરીને વેહેંચી ખાઇએ, વાનરતણું શરીર. ૩૭
વળગવા દીધા સઘળાને, પ્રૌઢ કરીને પાણ;
એકે વારે સર્વ બંધાવ્યા, બોલો જય જય વાણ. ૩૮
મંડપ ફોડીને થયો મોટો, ઉત્પતિયો આકાશ;
રાક્ષસ જે કો વળગ્યા હતા, તેનો કીધો નાશ. ૩૯
રાઘવજી તો મુજને કહેશે, નગરથકી તું આવ્યો;
મારે કાજે વસ્તુ અનુપમ, ભેટ ભલી કાંઇ લાવ્યો. ૪૦
શરીર સઘળાં મળી ગયાં રે, રહ્યાં કર ઉપર શીશ;
નાળિયેર સરખાં સઘળાંએ, જાણે કમળ ચઢાવ્યાં ઇશ. ૪૧
જય જય રામ જય રામ જપીને, ચંચળ ચાલ્યો જાય;
રામચંદ્રને ચરણે લાગ્યો, હૈયે હરખ ન માય. ૪૨
આગળ ત્યાં આણીને કીધો, મસ્તકનો અંબાર;
સ્વામીજી એ મેળ થયાનો, સૂધો સમાચાર. ૪૩
કોનું કહ્યું ન માને મૂરખ, મરવા થયું છે મન;
જેમ રોગીને રૂચતું ન આવે, વૈદ્ય જમાડે અન. ૪૪
વૃદ્ધતણું તો બોલ્યું ન ગમે, નફ્ટ નાની નાર;
પંડિતનું બોલ્યું મૂરખને ન ગમે, ભગ્ન ઘડે જેમ વાર. ૪૫
રામ કહે આપણ શું કીજે, મેં રૂડા માટે કહાવ્યું;
એનો વૈભવ એ ભોગવે, મારા મનમાં આવ્યું. ૪૬
સુંદરકાંડ થયું પરિપૂરણ, સુણતાં પહોંચે આશ;
સુખ સંપત્તિ ધન ધાન્યજ પામે, અંતે વૈકુંઠ વાસ. ૪૭
જન્મકોટિનાં પાતિક બાળે, ટાળે જમનો ત્રાસ;
એકમનો થઈ સાંભળે, આણી દ્દઢ વિશ્વાસ. ૪૮
રામકથા રસ પાવન પીતાં, ઉપજે અતિ ઉલ્લાસ;
કર જોડીને વિનવે, ભાલણસુત ઉદ્ધવદાસ. ૪૯

## સુંદરકાંડ સમાપ્ત.

---

૪૩. સ્વામીજી ઇ૦–હે સ્વામીજી! રાવણ સાથે મેળ થયાનો સુધો (પ્રત્યક્ષ) સમાચાર એ (આ મસ્તક) છે. અર્થાત્ આ રીતે તેમને માર્યા વિના કાર્ય થવાનું નથી. ૪૫. ભગ્ન ઇ૦–ભગ્ન (ભાગેલે) ઘડે જેમ વાર (પાણી) ને નગમે તેમ.

# युद्धकांड.

## કડવું ૧ લું.

### રાગ કેદારો.

જનકસુતાપતિ ચરણકમળને, પ્રેમે કરૂં પ્રણામ;
શ્રીગુરૂ ગણપતિ સરસ્વતી સમરી, ગાવા હરિગુણ ગ્રામ. ૧
સુંદરકાંડ થયું પરિપૂરણ, યુદ્ધ કહેવા મુજ મન;
વાલ્મિકિને વંદી પહેલાં, કહું કથા પાવન. ૨
અંગદ વિષ્ટિ કરીને આવ્યો, લાવ્યો એ એંધાણ;
રાવણ કાંઈ કહ્યું ન માને, પાપી પામર પ્રાણ. ૩
મસ્તકનો આણીને કીધો, આગળ એક અંબાર;
શ્રીફળ મેલીને શ્રીહરિને, જાણે કર્યો નમસ્કાર. ૪
માર્યા વિણ મૈથિલી ન આપે, એ તો વાણી વેદ;
તે માટે દશે શિર એનાં, પ્રભુજી કીજે છેદ. ૫
જેમ વૃદ્ધ પુરૂષનું બોલ્યું ન ગમે, નાની હોયે નાર;
રોગીને જેમ વચન વૈદ્યનું, અંબુજપત્રે વાર. ૬
પંડિતનું બોલ્યું મૂરખને, સતીનું વ્યભિચારિણીને જેમ;
કાણે ઘડે પાણી થોભે નહિ, દુષ્ટને શીખામણ તેમ. ૭
એ અધમ હિતવચને નવ રાચે, મરવા થયું છે મન;
યુદ્ધતણી કરો સામગ્રી, સ્વામી જગજીવન. ૮
અંગદ ગયા પછી દશમસ્તકે, તેડાવ્યા સર્વ પ્રધાન;
હવે શું કરવું ઘટે, કહો મંત્રી મતિમાન.
પ્રહસ્તને તો પહેલું પૂછે, પરમ ધરીને પ્રીત;
મેં હરણ કીધું સીતાનું, એ વાત થઈ વિપરીત. ૧૦

---

૧. ગ્રામ-સમૂહ. ૨. સુંદરકાંડ પા૦.-સુંદરકાંડ થયું સંપૂરણ પ્ર. ૪ થી. પહેલાં-પહેલી પ્ર. ૪. પાવન-સંબંધ. પ્ર. ૧. ૩. રાવણ કાંઇ પા૦-રાવણ કાંઇ કહ્યું નવ માને પ્ર. ૪ થી. ૫. માર્યા પા૦.-રાવણ મૈથિલી નવ આપે પ્ર. ૪ થી. ૬. અંબુજ-કમળ. વાર-પાણી.

મનુષ્ય મેળી વાનરદળને, આવ્યો આણી તીર;
યુદ્ધ કરવું એ સાથે પડશે, ધારીને મન ધીર. ૧૧
પ્રહસ્ત કહેછે સ્વામીજી, તમે શે ધરોછો શોક;
શાખામૃગનું શું હણવું છે, જો જીત્યું છે ત્રેલોક. ૧૨
સીતાનું તમે મન મનાવો, શ્રમ સફળ જો થાય;
પછે માનવ માત્રને હણશું, શે શોક ધરોછો રાય. ૧૩
સ્વભાવે જે આહાર આપણો, તેનું તો શું હણવું;
તાળિયે જે નાઠા જાયે, તેને મન નવ ગણવું. ૧૪
એવું કહીને રહ્યો અણબોલ્યો, પછે પૂછ્યું જાંબુમાલી;
આતા! તેં શીખામણ દેવી, ઉત્તર મુજને વાળી. ૧૫
વાનરે સહુ વાજ અણાવ્યા, દૈવ દુર્બળ જાણી;
જનકનંદિની મેં ન આપવી, સત્ય સત્ય એ વાણી. ૧૬
જાંબુમાલી કહેછે જો તમો, જનકનંદિની ના'લો;
તો તો શો સંદેહ વઢવાનો, યુદ્ધ કરવાને ચાલો. ૧૭
ધૈર્ય ધરીને રહો રાજાજી, સીતાને સંતોષો;
વાનરશુ વઢે સ્વજન સહુકો, પ્રેમ ધરીને પોષો. ૧૮
વિદ્યુતમાલી પ્રત્યે વળતું, વદે વસુધાધીશ;
વાનરને ગાજતાં સાંભળીને, શું નથી ચઢતી રીસ? ૧૯
શાખામૃગ તો સાદ કરેછે, કરવાને સંગ્રામ;
રાક્ષસકુળ અવતાર ધરીને, શે નિગમશો નામ! ૨૦
તમસારૂં મેં અમર સંધાતે, ખાંત કરીને બોલ્યું;
રાક્ષસતણું રાજ્ય સોંપીને, ધન સઘળું એ ફોલ્યું. ૨૧
એક દિવસને કાજે સેવક, સઘળા સાથે રાખ્યા;
તે અવસર આજ આવ્યો છે, બોલ એવા ભાખ્યા. ૨૨
વળતો વિદ્યુતમાલી બોલ્યો, રાય કરો કાં રીસ?
કોણ આજ્ઞા ઉલંઘે તમારી, સહુકો નામે શીશ. ૨૩

---

૧૨. શાખામૃગ–વાનર. જો જીત્યું છે–જો જીતો. પ્ર. ૪ થી. ૧૪. આહાર–ભક્ષ પ્ર. ૪ થી. નાઠા–ત્રાઠા. પ્ર. ૪ થી. ૧૫. વાળી–આલી. પ્ર. ૪ થી. ૧૭. ના'લો–ન આલો. ૧૮. ધૈર્ય–ધીરજ પ્ર. ૧–૨. સંતોષો–સંતોખો. પોષો–પોખો. પ્ર. ૧ ૧૯. વસુધાધીશ–પૃથ્વીપતિ–રાવણ. ૨૦. નિગમશો–ખોશો. ૨૧. ખોળ્યું–(યુદ્ધ). ૨૨. એવા–સઘળા.

વાનરમાત્રને વેંચી આપો, અમો કરીશું આહાર;
મનુષ્યતણું છે શું એ મારવું, સેં'જે કરૂં સંહાર. ૨૪
શુક સારણને પૂછે પ્રેમે, વીરા કહોને વાત;
મનુષ્ય સંઘાતે વેર આપણે, વાનરશુ વિખ્યાત. ૨૫
શુક સારણુ કહેછે સ્વામીજી, કાં કરો છો કાંણ્ય;
જનમ તેને મરણુ સૂધું, સત્ય સત્ય એ વાણ્ય. ૨૬
જાણીને જો જાનકીનું, હરખે કીધું હરણુ;
મોટા આગળ મારીચ મામો, મૃગ પણુ પમાડ્યો મરણુ. ૨૭
સૂર્પણખાનાં સહેજે છેદ્યાં, એકે બાણે નાક ને કાન;
તેણે આવી તમો ભંભેર્યા, તોયે ન વળી સાન. ૨૮
આગે અમો ઘણુંએ કહ્યું છે, ત્યારે તમો કરી છે રીસ;
હવે કાંઇએ જો કહીએ તો, મોત ચઢે અમારે શીશ. ૨૯
ધીરજ રાખીને યુદ્ધ કરવું, સરજ્યું કોયે ન છૂટે;
નિમિત્તમાત્ર તે મનુષ્ય માનો, મરવું છે વણુખૂટે. ૩૦
એમ અનુક્રમે સઘળાને પૂછી, પેરે પેર પ્રધાન;
બુદ્ધિ આપ આપણી અનુસારે, પ્રીછવિયો રાજાન. ૩૧
પછે વૃદ્ધ પ્રધાનને પૂછ્યું, માનો કાકો માલ્યવાન;
આઘો તેડી આદર કરીને, બેસાડી સન્નિધાન. ૩૨
કહોજી ક્યમ કરવું હાવે, દૈવ દુબળો જાણી;
વાનર સાથે વેર આપણે, જે પણુ પામર પ્રાણી. ૩૩
આહાર આપણો આપણુ સાથે, સબળ કરે સંગ્રામ;
એ અમને આશ્ચર્ય લાગે છે, કાયર સાથે કામ. ૩૪
સાગર ઉતરી આપણે કાંઠે, કપટ કરી અહીં આવ્યા;
કોશીસે બેઠા ગાજે છે, મારે મન નવ ભાવ્યા. ૩૫
બુદ્ધિવંત જાણીને તમને, પૂછુછું પણુ પ્રીત;
વિચારીને ઉત્તર આપો, જાણો જેવી રીત. ૩૬
માલ્યવાન્ કહેછે સુણ્ય રાવણુ, શું પૂછે છે ભૂપ;
ચોપાસેથી ભુવન લાગ્યું, ખણુવા બેસે કૂપ. ૩૭

---

૨૭. મામો–માર્યો. મૃગપણુ–મૃગ પ્ર. ૪ થી. ૨૯. મોત ધ૦–ચઢે અમારે શીશ. પ્ર. ૪ થી. ૩૨. માનો–માતાનો. સન્નિધાન–પાસે.

પહેલું કાં પૂછયું નહિ અમને, જ્યારે કીધું હરણ;
મૂર્ત્તિવંતું માથે ચડાવી, મૂરખ લાવ્યો મરણ. ૩૮
દૂધ દીઠું પણ ડાંગ ન દીઠી, લોચનવીશ થયો અંધ;
કર દીવો ને કૂપે પડે છે, મિથ્યા માંડચો ધંધ. ૩૯
ભુવન તારે નાર નથી શું, પ્રથમ થયો જે યોગી;
અપશુકન તારે મરવાના, પથ્ય વિના જેમ રોગી. ૪૦
નકટી બૂચી તને મળી સામી, જ્યારે ચાલ્યો હરવા;
બીજાને પૂછી શું કરશો, જો મન થયું છે મરવા. ૪૧
વિષ સ્ત્રી ને જળ તે અગ્નિ, મરણ સમાગમે હોય;
પરનારી તે કુળ આખાને, નાશ કરે પણ સોય. ૪૨
એક માનુષી માટે સઘળી, રાક્ષસી થાશે રાંડ;
વેર એવડું સહુ સંઘાતે, જે મરણ પમાડે માંડ. ૪૩
હજી કાંઈ વણસ્યું નથી વીરા, સીતા સોંપી સંતોખો રામ;
વરાંસો પડચો કહી વા'લા, પ્રભુને કરો પ્રણામ. ૪૪
અમર કાજ અવતાર ધર્યો છે, આપણને દેવા દંડ;
જેને રોમકૂપ વસેછે, કોટિ કોટિ બ્રહ્માંડ. ૪૫
આગે અમશુ એવું યુદ્ધ કર્યું છે, ચક્રે કરી માર્યો માલી;
તને હણવા માયામાનુષ્ય, વેષ ધર્યો છે વાળી. ૪૬
કામ તારે વેરી વસમો, મારવા વસિયો મન;
તેને જો જીતે તો તારો, પ્રાણ અચળ રહે તન. ૪૭
કાળરાત્ર તે રાક્ષસકેરી, સીતા સાચી શક્તિ;
તેને માતા કરીને માનો, ભાવેશું કરી ભક્તિ. ૪૮
વૃદ્ધતણું કહ્યું નહિ માને, પછે પસ્તાઇશ તું આપ;
જાણજે જે ઘડો ભરાણો, થયું એકઠું પાપ. ૪૯
દશ કરીને દશે મસ્તક, દોડાવશે દીનબંધુ;
જો તું જઈ ચરણે નહિ લાગે, તો પ્રગટચો પ્રલયસિંધુ. ૫૦

---

૩૯. માંડ્યો–માને પ્ર. ૧–૩. ૪૦. યોગી– (સીતાને હરતી વખતે). ૪૨. સમાગમે–સ્પર્શે. પ્ર. ૩ જી. ૪૩. જે ૪૦ –સહેજે. પ્ર. ૧. ૪૪. વરાંસો–ભૂલ. ૪૫. રોમકૂપ–રુવાંટાંનાં છિદ્ર. ૪૬. વાળી–( વળી–ફરીને ). ૫૦. દોટાવશે–પ્ર. ૧–૨.

# કડવું ૨ જું.

## રાગ ગોડી.

વચન સુણીને મંત્રીતણાં, જે અર્થયુક્ત શોભે અતિ ઘણાં;
રાવણને ચઢી અતિ રીસ, કાઢયું ખડ્ગ છેદવા શીશ. ૧
રે મૂઢ મનુષ્યનું કરે વખાણ, મારા બળનો થઇ અજાણ;
હમણાં તારા લેઉ પ્રાણ, મારી અમર ન લોપે આણ. ૨
ક્રોધ લોભ મોહમાં મત્ત, રહે નહિ સાત્વિક ને સત્ય;
એવા કુળમાં થયો ઉત્પત્ય, તામસગુણી હોયે જે અત્ય. ૩
અમર થઇ લીધો અવતાર, કરવા રાક્ષસકુળ સંહાર;
તેને કયમ કરૂં નમસ્કાર, તજું કયમ અતિ અહંકાર. ૪
જનકનંદિની મુજ મન વશી, ઉત્તર હજી ન આપે હશી;
જાણે જુએ છે કસોટે કશી, હું થઈ ચકોર મુખ ઉગે શશિ. ૫
રામ માનુષ્યનું છે કોણ ગજું, કોટિ ઉપાય કરે નવ તજું;
અમરને અમો નહિ ભજું, તેને યજ્ઞમાં નહિ યજુ. ૬
છેદ્યાં મસ્તક પાછાં પડે, કોને ચરણે નવ અડે;
એવા કોણ છે જે ભીરૂભડે, માન્યા માનુષ્ય માથે ચડે. ૭
જા તું મૂરખ તેને પાસ, નહિતર તારો કરીશ હું નાશ;
વસીશ મા તું મારે વાસ, અમને તું દેઇશ મા આશ. ૮
વિભીષણ જેમ આગે ગયો, આજ્ઞાકારી અનુચર થયો;
તેને ચરણે નિશ્ચળ થયો, મેં પણ બોલ ન જાયે સહ્યો. ૯
રાક્ષસકુળમાં નહિ કો રાંક, તેં પણ વાળ્યો આડો આંક;
તારી જનનીનો કાંઇ વાંક, હું પણ ક્રોધ તજું નહિ ટાંક. ૧૦
શિવે વિષ હળાહળ ધર્યું, અંગથકી અલગું નવ કર્યું;
તેમ એણીએ મુજમન હર્યું, એના ગુણ સુણતાં ચિત્ત ઠર્યું. ૧૧
વડવાનળ વારિનિધિમાં વસે, અરો પરો અતિ ઉન્મત ધસે;
શોષે જળ કાયાને કસે, સાગર સામું મનમાં હસે. ૧૨

---

૧. શોભે–કલ્યાં પ્ર. ૨. જી. ૩. સાત્વિક–સત્વ ગુણ. પ્રત ચોથીમાં ત્રીજી કડીની લીટીઓ ઉલટ સુલટ છે. ૭. પડે–પાછાં ચોટે. ૯. બોલ–તોલ. પ્ર. ૨. ૧૧. એણીએ–એ રીતાએ.

મહા પુરૂષ જે અંગીકરે, પ્રાણ લગે તે નવ પરહરે;
તેને મૂકે નહિ જો મરે, મહાનુભાવ તે ધીરજ ધરે. ૧૩
મૂરખ મુખ આગળથી જાય, તું તો તેનો સેવક થાય;
મિથ્યા ગુણ માનુષના ગાય, મરતાં કાકા ખીચડી ખાય. ૧૪
મારી કાઢયો મા ને બાપ, અપરાધી એકલડો આપ;
અનુભવે પૂર્વભવનાં પાપ, જઇ તું તેને ચરણે શિર થાપ. ૧૫
રાજ્યભ્રષ્ટ અતિ દુર્બળ દેહ, શ્રીવો'ણો એકવચની એહ;
વાનર સાથે વાધ્યો નેહ, અતિ મલિન છે છારી છેહ. ૧૬
સીતા સરખી ન ઘટે નાર, તેણે આણી આણે હાર;
કોથી હું નવ ખાઉં હાર, મનુષ્ય તે મારે મન ચાર. ૧૭
તુજને જે આપ્યા ભંડાર, મંત્રીપણાતણો અધિકાર;
ગજ રથ સેન તીક્ષ્ણ તોખાર, ઉર્ણ થયો નહિ શિરભાર. ૧૮
વળતી બોલ્યો માલ્યવાન, તુનેં આવરિયું અજ્ઞાન;
તું ધરેછે જેનું ધ્યાન, તે રામ આગળ માગે છે માન. ૧૯
હું તો કહુંછું રૂડા માટ, કાં રાક્ષસકુળ વળાવે ડાટ;
વિભીષણ બેસશે પટા, એ વાત ઘાલી છે ઘાટ. ૨૦
ગુણ કે'તાં અવગુણ થાય, મૂરખ પોતાના ગુણ ગાય;
બીજો નથી જીવ્યાનો ઉપાય, સીતા અણઆપે રઘુરાય. ૨૧
જો તું લાગે રામને ચરણ, તો તો તું ન પામે મરણ;
દીનપણે મુખ લેઈ તરણ, 'મેં માતા માની કીધું હરણ.' ૨૨
વાનર નહિ એ સઘળા દેવ, પુરૂષોત્તમની કરેછે સેવ;
તુંને હણશે અવશ્યમેવ, જો ચરણે નહિ લાગે ખેવ. ૨૩
જળમાં કંઇ તરે પાષાણ ? જે વાટે વહી ન શકે વા'ણ;
જેમ અંધ ન દેખે ઉગ્યો ભાણ, બધિર આગળ વાજે નિઃસાણ. ૨૪
ખડ્ગ ધરીને રાવણ ધસ્યો, મનમાંહે અતિ ક્રોધજ વસ્યો;
બોલાવ્યો જાણી ભુંડો ભસ્યો, રાક્ષસકુળમાં કાયર કશો. ૨૫

---

૧૩. અંગીકરે–અંગીકાર કરે. ૧૫. અનુભવે–'પરભવે' પ્ર. ૪ થી. ૧૬. શ્રીવો'ણો ઇ૦–સ્ત્રી વોણો એકજ છે એહ. પ્ર. ૪. ૨૦. બેસશે–બેસાર્યો. પ્ર. ૪. ૨૨. મેં ઇ૦–(એ પ્રમાણે કહે.) ૨૪. જે વાટે ઇ૦–નહિ વહી શકે પ્ર. ૧. ૨૫. બોલાવ્યો ઇ૦–આચરણ પ્ર. ૧ લીમાં નથી, જસ્યો–વસ્યો પ્ર. ૧–૨ બોલાવ્યા ભણી ભુંડો ભસ્યો–જેણે તને બોલાવ્યો તેના તરફ તું ભુંડો ભસવા લાગ્યો.

કાં ઉપન્યો કુળ અંગાર, મિથ્યા ભૂમિ કરેછે ભાર;
હવે હું કરૂં તારો સંહાર, હણતાં ક્ષણું ન લાગે વાર. ૨૬
પ્રહસ્ત કહે પ્રૌઢો પ્રધાન, હણવા જોગ નહિ રાજાન;
ઉચરિયો અતિશે અજ્ઞાન, કાઢો દેઇને અપમાન. ૨૭
મારે મહીપતિ મહિમા જાય, જદ્યપિ જાણ રામને થાય;
માંહોમાંહે વઢે સમવાય, હવે હઠે હણાશે રાય. ૨૮
કુચ્છ મૂચ્છ ઉપાડી કરી, કઢાવો કર કંઠે ધરી;
વૃદ્ધપણે મૂઢ મત ફરી, બુદ્ધ તારી દૈવે હણી. ૨૯
પ્રધાન પોતાને ઘેર ગયો, અતિ ક્રોધે આકુળ વ્યાકુળ થયો;
અંતર શોક ન જાયે સહ્યો, રાવણવચને મનમાં દહ્યો. ૩૦
મંત્રીને પૂછે છે મર્મ, હવે કશું કો' કરવું કર્મ;
સાચવવો શૂરનો ધર્મ, સજ થઇ વપુ પહેરો વર્મ. ૩૧
વાઓ વઢવાનાં વાજીંત્ર, ધરો આયુધ વિધવિધ વિચિત્ર;
અવસર ખપ આવે તે મિત્ર, ભક્ષ કરો કપિ પરમ પવિત્ર. ૩૨
ઇંદ્રજીત તેડચો નિજ તન, બેસાર્યો આગળ આસન;
આતા પાળો સત્ય વચન, વાનરકુળનું કરો કદન. ૩૩
તેં મને જે આગે કહ્યું, વચન જે નવ જાયે સહ્યું;
જે મેં વાનરકુળ વન દહ્યું, આણબોલે એ અમથું કહ્યું. ૩૪
કોશીસે ચઢી ગાજે કપિ, રામે યજ્ઞ માંડચો જાપ જપી;
મારૂં મન રહ્યું છે તપી, ભક્ષ કરવાને હવે થાઓ ખપી. ૩૫
માનુષ્ય વિહોણી મેદિની કરો, કાયરપણું પરૂં પરહરો;
અંતરગત અતિ ક્રોધજ ધરો, સેનાપતિ થઈ રણ સંચરો. ૩૬
દક્ષિણપોળે જઇને વસો, રણે ત્યાંથી પાછા ખસો;
રામના દળ ઉપર જઇ ધસો, હાથીને જેમ મારે સસો. ૩૭
સાવધાન થઇ રહેજો શૂર, કર્મ અતિશે કરજો ક્રૂર;
મારીને કરજો ચકચૂર, પ્રગટ કરો પ્રલયનું પૂર. ૩૮
દક્ષિણ પોળે ધસ્યો દીકરો, ક્ષય કરવા ક્ષયંકર ખરો;
વાનર સાથે યુદ્ધ આદરો, રણે પગ કો પાછો ધરો. ૩૯
સેન સહિત ઇંદ્રજિત આવિયો, પ્રહસ્ત પછે બોલાવિયો;

---

૨૮. જદ્યપિ-જદિપ પ્ર. ૧લી. સમવાય-સમુદાય. ૨૯. કુચ્છ-કૂર્ચ (પછી). ૩૧. વર્મ-કવચ. ૩૫. ખપી-ખપવાળા. ૩૯. ક્ષયંકર-કપિનો પ્ર. ૪. થી,

ભાઇ તું મુજ મન ભાવિયો, માન દઇને મનાવિયો. ૪૦
ઉત્તરપોળે જઇ ઉતરો, વાનર સંઘાતે યુદ્ધ કરો;
કપિકેરા પ્રાણજ હરો, યમસદન તે પૂરૂં ભરો. ૪૧
સેન સહિત પ્રહસ્ત પ્રધાન, મોકલિયો મહીપતે દઈ માન;
આવ્યો ઉત્તરપોળ શુભસ્થાન, મહાબળિયો ભર્યો અભિમાન. ૪૨
વિધુન્માલી તેડાવ્યો વીર, પૂર્વપોળે પધારો ધીર;
તું છે બળિયો ગુણ ગંભીર, વેધો વાનરતણી તીર. ૪૩
પૂર્વપોળે કર્યું પ્રયાણ, જ્યાં વઢવાનાં નિશાણ;
લેવા વાનર કેરા પ્રાણ, અંધકારે જેમ ઉગે ભાણ. ૪૪
શુક સારણ તે મોકલિયા બેહ, પશ્ચિમપોળ ભણી તો તેહ;
વપુ વાનરને પાડો વેહ, વેંચી ખાઓ મેં આપિયા એહ. ૪૫
શુક સારણ સેના સહિત સાંચર્યા, વઢવા તેણે વાનર વર્યા;
પશ્ચિમપોળે જઇ ઉતર્યા, સેનાપતિ સઘળા સજ કર્યા. ૪૬
વિરૂપાક્ષ નામે એક યોધ, જાણે મૂર્તિવંતો ક્રોધ;
તેને તો દીધો પ્રતિબોધ, વાનર વધો ચઢાવી ક્રોધ. ૪૭
નગર મધ્યે રાખ્યો’તો તેહ, અતિશે દારૂણ દીસે દેહ;
સેનાતણો ન આવે છેહ, બાણવૃષ્ટિ કરે જેમ મેહ. ૪૮
કોશીસે મોકલિયા ક્રોડ, જગતમાં નહિ જેની જોડ;
જીતી જીવતા આવિયે હોડ, વઢતાં વીર ન લાગે ખોડ. ૪૯
એમ સઘળે મોકલિયા સહી, વઢજો રણઆંગણ દૃઢ રહી;
પાછા વળી આવવું નહિ, રાવણે એવી વાણી કહી. ૫૦

---

## કડવું ૩ જું.

### રાગ દોહરી.

માઘમાસમાં દ્વિતીયાને દિને, આરંભ્યું ત્યાં યુદ્ધ જી;
એમ કરતાં અષ્ટમી આવી, સાત દિવસમાં શુદ્ધ જી. ૧

---

૪૨. આવ્યો ઇ૦–અરધું ચરણ પ્ર. ૧ લીમાં નથી. ભર્યો–ધર્યો પ્ર. ૪થી. ૪૭. વધો–મારો. કડવું ૩ જું–(પછી) યુદ્ધકૃત પૂર્ણ. પ્ર. ૨. (એવું મથાળું છે).

સંકુલિત સંગ્રામ હોય છે, એવે રાવણના જે દાસ જી;
આવી તે ઊભા રહ્યા આગળ, એક વિનતિકેરી આશ જી. ૨
વાનરે તો નગર વીંટયું, રહેવાને નહિ ઠામ જી;
રીસ ચઢી સુણતાં રાવણને, ન રાખું કપિનું નામ જી. ૩
એક આજ આશ્ચર્ય ઉપન્યું મુજને, વળી ફિરણ મોકલ્યા દાસ જી;
શાખામૃગનો શો આશરો, અલવે કરજો નાશ જી. ૪
રાક્ષસ પ્રાકાર ચઢી અવલોકે, ઠામ ઠામ કપિ દીઠા જી;
પર્વત વૃક્ષે અસંખ્યાત છે, ખાતાં લાગશે મીઠા જી. ૫
શાખામૃગ સઘળા અવલોક્યા, ચિંતા પામ્યો ભૂપ જી;
વળી ધીરજ ધરી ચઢગો ઉંચો, નિરખ્યા અકળ સ્વરૂપ જી. ૬
રામતણે અર્થે યુદ્ધ કરવા, એકમના છે સર્વ જી;
ત્રાંબા જેવાં મુખ છે હેમવર્ણે, લેવા સીતા ગર્વ જી. ૭
આયુધ ગ્રહીને વાનર આવ્યા, શાલ તાલ તમાલ જી;
પાષાણ ભારે પાણ ગ્રહીને, કરવા લાગ્યા આળ જી. ૮
તોરણ તોડ્યાં કોશીસાં પાડ્યાં, અલવે આવે જાય જી;
હૂત હૂત કરીને બોલે, અને વળી ઉજાય જી. ૯
એણીપેરે નગરમાં આવ્યા, જાણીએ જે હાથી જી;
ગોખ અટારી અલવે પાડે, શોભતા સર્વ સાથી જી. ૧૦
મનોહર ખાઈ છે ઊંડી, વૃક્ષ નાંખે તે માંહે જી;
રેણુ પર્વત તૃણ ત્યાં તેણે, પૂરી આણી ત્યાંહે જી. ૧૧
પછે ચઢ્યા કોશીસે ઉંચા, બોલ્યા લલિતવચન જી;
જય લક્ષ્મણ જય સુગ્રીવ રાજા, જય જય જગજીવન જી. ૧૨
સુગ્રીવે સાંભળિયું જ્યારે, રાક્ષસ આવ્યા દ્વાર જી;
વીરબાહુ સુબાહુ નલ પનસ, પરાક્રમનો નહિ પાર જી. ૧૩
અનેક યોધ સહિત મોકલિયા, પૂર્વ પોળે એહ જી;
કુમુદ મોકલ્યો પશ્ચિમ પોળે, દશક્રોડ દારુણ દેહ જી. ૧૪

૩. સંકુલિત–બન્ને પક્ષના વીરો ભેગા થઇ જ્યાંને યુદ્ધ કરે એવો. ૪. આજ ઇ૦–એક આટલું આજ મને આશ્ચર્ય ઉપન્યું કે જેથી તમે વાનરના પરાક્રમની ખબર કહેવા આવો છો! અલવે–સહેજ–ગમન કરતાં કરતાં. ૫. પ્રાકાર–કિલ્લો. ૮. શાલ ઇ૦–શાલ, તાડ અને તમાલનાં ઝ.ડ હાથમાં લેઇને. ૧૩. પનસ–વનગોચર પ્ર. ૪ થી.

સુગ્રીવે શતબલી સામું, જોઈ કીધી સાન જી;
સાતકોટિ વાનર લેઇ જાઓ, દક્ષિણપોળે મતિમાન જી. ૧૫
શતબલી ગયો દક્ષિણપોળે, ત્રણ રૂંધિયાં દ્વાર જી;
ઉત્તર દેશે આવ્યા ત્યારે, સ્વામી જગદાધાર જી. ૧૬
સાથે સૌમિત્રિ ને સુગ્રીવ, અંગદ ને હનુમાન જી;
ગવાક્ષ કોડ એક લેઇ રહ્યા, મોટું લાંગૂલ ધરી અભિમાન જી. ૧૭
સહના પેહેરી ઉભા રહ્યા છે, વિભીષણ તે ભ્રાત જી;
જાણે છે યુદ્ધ કરૂં હમણાં, જો કહે જગતનો તાત જી. ૧૮
દધિમુખ પનસ કેસરી સરખા, ગજ ગવાક્ષ બળવંત જી;
ગંધમાદન શરભ દ્વિવિદ, અરિનો આણે અંત જી. ૧૯
એમ રાઘવની સેના જોઇને, કોપ્યો રાવણરાજ જી;
દશક્રોડ સહિત ધૂમ્રાક્ષ, મોકલિયો સજીને સાજ જી. ૨૦
ધૂમ્રાક્ષના રાક્ષસ લઢે છે, રાવણે મોકલ્યા જેહ જી;
જાણે સાગર વેળ સંઘાતે, એકજ થાશે એહ જી. ૨૧
વાનર બળિયા છે તે ઉપર, રાક્ષસ આયુધ મૂકે જી;
ત્રિશૂળ સાંગ ફરશી ને તોમર, નિશાચર નવ ચૂકે જી. ૨૨
કોપ કરીને વાનર ધાયા, હૂત હૂત કહી વાણી જી;
મુષ્ટિ મારે પર્વત નાખે, નાખે નગ બહુ આણી જી. ૨૩
નખે કરીને નિશાચરને, કોપે કરી વલૂરે જી;
પ્રાકાર ઉપર રહ્યા હતા રાક્ષસ, તેને ખાઇમાં પૂરે જી. ૨૪
તુમુલ યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે, સરિતા શોણિતની ચાલે જી;
મેઘતણી પેરે વાનર ગાજે, રાક્ષસદળમાં મા'લે જી. ૨૫
હસ્તી ઘોડા રથ ને પાળા, રાક્ષસનો નહિ પાર જી;
વાનર કહેછે રામ પ્રતાપે; સહી કરીશું સંહાર જી. ૨૬
દ્વંદ્વ યુદ્ધ મંડાણું ત્યારે, વાળીતણો જે તન જી;
ઇંદ્રજિત્ છે આણીમેરાં, કહે કરૂં કદન જી. ૨૭
વીર ને દુર્મુખ બે વળગ્યા, જાંબુમાલી ને હનુમાન જી;

---

૧૭. ગવાક્ષ–એ નામનો વાનર વીર. ૧૮. સહના ઇ૦–સેના પેરી પ્ર. ૪થી. ૧૯. દ્વિવિદ–મયંદ પ્ર. ૪ થી. ૨૧. વેળ–(વેળા–ભરતી). ૨૩. હૂત હૂત–હુક હુક પ્ર. ૩–૪. ૨૬. વાનર ઇ૦–રાગ કહેછે પ્ર. ૨ જી.

મિત્રઘ્ન વિભીષણ વળગ્યા બેહુએ, પરાક્રમ કરે બળવાન જી. ૨૮
તપન નલ નિકુંભ ને નીલ, સુગ્રીવ વાનર ભૂપ જી;
પ્રહસ્ત જે પ્રધાન તે સાથે, મહા ભયંકર રૂપ જી. ૨૯
વિરૂપાક્ષ ને લક્ષ્મણ સાથે, મંડાણો સંગ્રામ જી;
અગ્નિકેતુ દુર્દ્ધર્ષ સંઘાતે, રહ્યા એકલા રામ જી. ૩૦
તે ઉપર ધાઇને આવ્યો, રશ્મિકેતુ એક વીર જી;
યજ્ઞ કોપ ત્યાં બીજો આવ્યો, જે જે શ્યામશરીર જી. ૩૧
વજ્રમુષ્ટિ મૈંદ વળગ્યા, દ્વિવિદ અશનિ સોય જી;
ઇંદ્ર નમૂચિ જાણે વઢે છે, શિવ ત્રિપુર શું હોય જી. ૩૨
મકરાક્ષ ને જાંબુવાનર, ધૂમ્ર કુંભ વઢે મર્મ જી;
નરાંતક ને પનસ લાગ્યા, દેવાંતક ગવાક્ષ કરે શર્મ જી. ૩૩
ત્રિશીર્ષ શરભ એ આથડ્યા, ઋષભ સારણ પ્રધાન જી;
વિનત ને રંભ રણઆંગણ, યુદ્ધ કરે મતિમાન જી. ૩૪
ધૂમ્રાક્ષ સામો કેસરી ધાયો, હનુમંતનો જે તાત જી;
વેગદર્શી શુક સંઘાતે, આરંભે ઉત્પાત જી. ૩૫
મહાપાર્શ્વ ને ગંધમાદન, શતબલી ને વિદ્યુત્ આપ જી;
અનેક રાક્ષસ વાનર સાથે વઢે, કહું કેટલા આપ જી. ૩૬
દ્વંદ્વયુદ્ધ હોયે માંહોમાંહે, એક રાક્ષસ કપિ એક જી;
અસંખ્યાત અન્યોઅન્યે, કહેતાં ન આવે વિવેક જી. ૩૭
શોણિતની ત્યાં સરિતા ચાલી, અસ્થિતણી થઇ પાળ જી;
માંસ તણો કચરો દારૂણ છે, ત્યાં ભરી વાનરે ફાળ જી. ૩૮
મસ્તક મત્સ્ય સરીખાં દીસે, રથ ભાગ્યા જાણે વહાણ જી;
કર જાણે સર્પ મણિધર, પંચફણિના પ્રમાણ જી. ૩૯
ગદા ગ્રહીને અંગદે પડચો, ઇંદ્રજિત તે ઠામ જી;
ઇંદ્રે જાણે પર્વતનું, વજ્રે ન રાખ્યું નામ જી. ૪૦
સૈન્ય વિડારવા અંગદ ત્યારે, અતિ થયો સાવધાન જી;
રથ ભાંજ્યો સારથી માર્યો, ઊતાર્યું અભિમાન જી. ૪૧
શિલા શિખર ને પર્વતના, કપિ વરસાવે વરસાત જી;
પ્રલયકાળનો પાવક જાણે, ઉપજાવ્યો ઉતપાત જી. ૪૨
મહોદરને તો રીસ ચઢી અતિ, પાંચ મેલિયાં બાણ જી;

---

૨૮. મિત્રઘ્ન-'નૈત્રઘ્ન' પ્ર. ૩ છ. ૩૩. શર્મ-શ્રમ. ૩૯. મત્સ્ય-કછ પ્ર. ૪થી.

સુષેણને તે ત્રણ લલાટે, બે માર્યાં ઉર લેવા પ્રાણ જી. ૪૩
સુષેણ ત્યારે કોપે મેલે, શિલા શિખર નગ નાંખે જી;
રંડા કરૂં સર્વ રાક્ષસી, એકે તે નવ સાંખે જી. ૪૪
રથ ભાંજ્યો શિલાએ તેણે, હય મારિયા ચાર જી;
સારથી તો મારી નાખ્યો, જેવાં છે તેણે ઠાર જી. ૪૫
જાંબવાને મકરાક્ષને, મો'કમ દીધો માર જી;
શિલા નગ વૃક્ષ આવતા છેદ્યા, બાણે તેણે અપાર જી. ૪૬
મકરાક્ષને રીસ ચઢીને, બો'તેર મેલ્યાં બાણ જી;
શિલાએ તે સર્વે ભાંજ્યાં, સારથીના લીધા પ્રાણ જી. ૪૭
રથતણા તો કર્યાં કડકા, જાંબુવંત નવ રાજે જી;
ભલો ભલો રીંછનો રાજા, એહ ઉપમા છાજે જી. ૪૮
વિદ્યુજ્જિજહ્વે શતબલી બાંધ્યો, વળી હદે કર્યો (તેણે) પ્રહાર જી;
ગજને તપને માર્યો, ત્રિશૂળે તેણે ઠાર જી. ૪૯
ગજને કોપ ચઢયો તે અતિશે, રાક્ષસ ગાજ્યો જ્યારે જી;
કેસરીને જેમ ગજ મારે, તેમ તેણે હણ્યો ત્યારે જી. ૫૦
કુંભકર્ણકુંવર કુંભ રે, ગ્રહી આવ્યો કર દંડ જી;
કુંભકર્ણ એ જાણે આવ્યો, ગ્રસશે શું બ્રહ્માંડ જી ! ૫૧

---

## કડવું ૪ થુ.

### રાગ જીતમાન.

ધૂમ્ર વાનર આવ્યો ત્યારે, કુંભ સામો બળવાન જી;
પર્વત તણાં શિખર બહુ નાખી, હવે થાયે સાવધાન જી. ૧
ધૂમ્ર સાથે વાનર વસમા, જાણે ઉમટી ખાણિ જી;
વૃક્ષ નિશાચર ઉપર નાખે, ક્રોધ અતિ મન આણી જી. ૨
કુંભતણા રાક્ષસ તવ કોપ્યા, વાનર કેઇ માત્ર જી;
કહે રાક્ષસ કરી કડકા, ખાશું તમારાં ગાત્ર જી. ૩
દેવાંતક દારૂણ તે કોપ્યો, ગવાક્ષના લેઉં પ્રાણ જી;
પાંચ બાણ મેલ્યાં તેણે, આશીવિષ પ્રમાણ જી. ૪

---

૪૯. તપને–પ્રત્યને. પ્ર. ૧ લી. ૪. આશીવિષ–આશીવષ. પ્ર. ૧–૨. આશીવિષ—સર્પ.

ગવાક્ષે એક શિલા મે'લી, કડકા કીધી તીર જી;
સાત બાણ સુસવતાં મેલ્યાં, શિલા મે'લી ભાંજ્યા ગંભીર જી. ૫
નવ બાણ મે'લીને વેધ્યું, ગવાક્ષતણું શરીર જી;
વેગે તેણે સલાચળનું શિખર, મારી ઉતાર્યું નીર જી. ૬
દેવાંતકે સૈન્ય માર્યું, કીધું ચૂરાચૂર જી;
સારણને ને ઋષભ વાનરને, યુદ્ધ હોયે ઉરાઉર જી. ૭
વૃક્ષ સારણને હૃદે માર્યું, થયો મેદિનીપાત જી;
વળી તે ઉભો રહ્યો રીસે, હાથ ધનુષ્ય ગ્રહી કહે વાત જી. ૮
આઠ બાણ મે'લ્યાં તે તેણે, એમ વઢે છે એહ જી;
ગજ ચઢી ત્રિશીર્ષ આવ્યો, જાણે એવું મેહ જી. ૯
શરભના શીશમાં તોમર માર્યું, પામ્યો તે તો ખેદ જી;
સાદડકેરૂં વૃક્ષ ગ્રહીને, તેણે કીધો ભેદ જી. ૧૦
સાત પ્રહાર પરાક્રમે કીધા, માર્યો તેણે હાથી જી;
નરાંતક મારે પનસને, દેવાંતકનો સાથી જી. ૧૧
પનસે પ્રૌઢા પર્વત માર્યા, કીધો તેનો નાશ જી;
અકંપને કુંભને માર્યો જંઘામાં, સમર્યા શ્રીઅવિનાશ જી. ૧૨
ઘડીએક સાન વળી રે, મહોદર મારે મૂઠી જી;
અકંપન થયો આકળો, શક્યો નહિ તે ઉઠી જી. ૧૩
ધૂમ્રાક્ષે કેસરી સામાં, તીનાં મૂક્યાં તીર જી;
જાણે પર્વતથી ગેરૂ ચાલે, એમ ઓપે શરીર જી. ૧૪
શિલા શિખર સામટાં માર્યાં, સૈન્ય સર્વ સંહારે જી;
મહાપાર્શ્વ ને ગંધમાદન, હઠે ચઢ્યા નવ હારે જી. ૧૫
મહાપાર્શ્વ મેદિનીએ પડ્યો, મૂર્ખ મહા મતિમંદ જી;
અતિશે તે થયો આકળો, ઉપાગો પણ દૃઢ જી. ૧૬
શુકે વેગદર્શી વાનરને, બાણ મારિયાં મર્મ જી;
વેગદર્શીએ શિખર મારી, પ્રૌઢ કર્યું પરાક્રમ જી. ૧૭
તપન નલ કપિને મારે, બળે બાણ ત્યાં બહુ જી;
નળે તેનું નેત્ર નીગમ્યું, જોવા લાગ્યું સહુ જી. ૧૮

---

૬. સલાચળનું હ૦–સહિયાચળનું શીખરે પ્ર. ૧ લી. ૧૦. સાદડકેરૂં–સાદોડીને પ્ર. ૪ થી. ૧૪. ગેરૂ–ગેરુ નામની રાતી ધાતુ અર્થાત્ શરીરમાંથી લોહી વહેવા લાગ્યું. ૧૮. નીગમ્યું–ખોયું.

નળે તપનને પ્રાજે કીયો, ગાજ્યો એવે હનુમંત જી;
જાંબુમાલી રથ બેશી આવ્યો, હમણાં આણું અંત જી. ૧૯
કોપે સાંગ મારી તેણે, હનુમંત ઉપર પ્રૌઢ જી;
ઉછળીને તેને રથ બેઠો, તે થઈ રહ્યો દિગ્મૂઢ જી. ૨૦
પવનપુત્રે પ્રાજે કીધો, વેગે જાંબુમાલી જી;
મિત્રઘ્ન ને વિભીષણ વઢિયા, આયુધ કવચ સંભાળી જી. ૨૧
મિત્રઘ્ને વિભીષણને, બે સહસ્ર માર્યા બાણ જી;
આચ્છાદન આખોએ કીધો, જેમ આભલે ભાણ જી. ૨૨
તે ભાંજીને પ્રગટયો વિભીષણ, જાણે ઉગ્યો સૂર જી;
ગદા ગ્રહીને મિત્રઘ્નનું, ભેદે ભાંજ્યું ઉર જી. ૨૩
પ્રહસ્ત પોતે આવ્યો વઢવા, ત્યારે સુગ્રીવ રાય જી;
વૃક્ષ લેઇને તાલ કેરૂં, કોપેશું ઉજાય જી; ૨૪
સાદડિયો મેલ્યો સુગ્રીવે, મારી કીધો નાદ જી;
કીલકીલાટ શબ્દ કરે છે, જાણે માંડયો વાદ જી. ૨૫
લક્ષ્મણજી કરેછે ત્યારે, વિરૂપાક્ષશુ યુદ્ધ જી;
અનેક તેણે અસ્ત્રજ મૂક્યાં, નાનાવિધ આયુધ જી. ૨૬
એક બાણે પાડયો અવનિ, ભલો ભલો કહે શેષનાગ જી;
તમવિના કુણ મારે એને, એના બળનો ના'વે તાગ જી. ૨૭
અગ્નિકેતુ દુર્ધર્ષ આવ્યો, રશ્મિકેતુ તેણીવાર જી;
શત્રુઘ્ન જગત કોપ બંને, વીંટયા સ્યામશરીર જી. ૨૮
એકેએકે બાણે માર્યા, રામે રાક્ષસ પંચ જી;
વાનર સઘળા ગાજ્યા ત્યારે, જોઇને તે સંચ જી. ૨૯
વજ્રમુષ્ટિ મૈંદ માર્યો, મારીને ત્યાં મુષ્ટ જી;
દ્વિવિદે અશનિપ્રભને માર્યો, ગિરિશૃંગે તે દુષ્ટ જી. ૩૦
નિકુંભે નીલને માર્યો, જેમ સૂર્ય કિરણ જી;
મેઘને ભેદે છે ગાજી, ગયો રામને શરણ જી. ૩૧
રામે નીલને શરીરે, સઘળે ફેરવ્યો હાથ જી;
બાણ મેલ્યાં નિકુંભે, જો જેરે રઘુનાથ જી. ૩૨
રથતણે ત્યાં પૈડે માર્યો, નળે કુંભ તેણે ઠાર જી;
એમ અન્યોઅન્યે કરે વાનરા, રાક્ષસને ત્યાં પ્રહાર જી. ૩૩

ગાજે વાનર શિલા શિખરનો, સંચે મારે માર જી;
રાક્ષસ કે'છે શું ગાજો છો, હમણાં કરશું પ્રહાર જી. ૩૪
ગદા તોમર ત્રિશળ ભોગળ, સાંગ સંચે મૂકે જી;
વૃક્ષે વાનર કરે કડકા, શિલાએ નવ ચૂકે જી. ૩૫
રથ ભાંજ્યા તુરિ માર્યા, હસ્તિનો આણ્યો અંત જી;
પછે તે ત્યાં ગાજીઓ રે, હાથી જે હનુમંત જી. ૩૬
તુમુલ યુદ્ધ હોય છે દારૂણ, વાનર વસુધા પડિયા જી;
રાક્ષસ અસંખ્યાત ત્યારે, અવનિએ અડવડિયા જી. ૩૭
સાયંકાળ થયો તેણી વેળા, હવે રહ્યું દિવસનું યુદ્ધ જી;
ક્ષણું એક રહ્યા તે ત્યારે, વળી સજ્યાં આયુધ જી. ૩૮
રાત્રીતણું યુદ્ધ આરંભ્યું, વાનર રાક્ષસ બેહુએ જી;
સાવધાન થઇને આવ્યા, સ્વસ્થ થઇને સહુએ જી. ૩૯
વાનરને રાક્ષસ કરે, કોપે કરીને ભક્ષ જી;
માંસ મેદને ઊઠી વલૂરે, જે હોયે શૂર સમક્ષ જી. ૪૦
રાત્રે રાક્ષસ શ્યામ દીસે છે, સુવર્ણનાં છે વર્મ જી;
જ્યારે ઉજાય છે અતિશે, મારીને તે મર્મ જી. ૪૧
ભયંકર ભાસે નિશાએ, સૂઝે નહિ પણુ પા'ણુ જી;
વાનર ત્યારે વસમા બોલે, દૂત દૂત તે વાણ જી. ૪૨
રાક્ષસ ભયંકર કરે વાણી, હલ હલાટ તે ઘોર જી;
રીસ ચઢી રામ લક્ષ્મણને, સુણીને શબ્દ કઠોર જી. ૪૩
રામ રાક્ષસ સામાં મે'લે, કોપ કરીને બાણ જી;
સુસવતાં તે સાપણ સરખાં, આશીવિષ પ્રમાણ જી. ૪૪
રાક્ષસને કહે તમો સાચવજો, હું મે'લું છું અસ્ત્ર જી;
તમો તમારાં બળ સારૂં, સામાં મે'લો શસ્ત્ર જી. ૪૫
લક્ષ્મણ બાણુ એ'લે બો'ળાં, ઉરાઉર તે અત્ય જી;
રેણુ ઉડી આકાશ પ્રમાણે, વિપરીત થઇ ત્યારે ગત્ય જી. ૪૬
હય હણ્યા ને હાથી માર્યા, રથ કર્યા શતખંડ જી;
ખડ્ગે ક્ષય કીધા રાઘવે, રાક્ષસ કેશ પંડ જી. ૪૭
પિશિતાશનને પાડ્યા પ્રૌઢા, ધડ તેનાં ધાય જી;
વાનર સર્વને વદતા જોઇ, રીઝ્યા રાઘવરાય જી. ૪૮

---

૩૭. વસુધા–પૃથ્વી. અવનિ–પૃથ્વી. ૪૦. માંસમેદને–મસમાંસ પ. ૨ જી.
૪૮. પિશિતાશન–માંસભક્ષક–રાક્ષસ.

રામે તીરે માર્યા મોટા, રાવણના પ્રધાન જી;
દુર્ધર્ષ મહોદર પાડ્યો, શુક સારણ બળવાન જી. ૪૯
વજ્ર મુષ્ટિ મહાપાર્શ્વ પડિયા. રામે માર્યા મર્મ જી;
તીર તેના શરીરે વાગ્યાં, વિડારીને વર્મ જી. ૫૦

---

## કડવું ૫ મું.

### રાગ રામગ્રી.

રાક્ષસ પામ્યા ત્યારે ત્રાસ જી, સહી કરશે એ સહુનો નાશ જી. ૧

### ઢાળ.

નાશ કરશે સહુનો હવે, જઇએ કોને શર્ણ;
એક ભાગના નાશી ગયા, ત્રણ ભાગ પડિયા ધર્ણ. ૨
ન જાઓરે ન જાઓ રે, વઢવા વળી આવો અહીં;
વકાર્યા ને વળ્યા પાછા, હવે છત્યા વણ વળવું નહીં. ૩
રામે રોપે રાક્ષસ ઉપર, મહા મે'લ્યાં અસ્ત્ર;
નિશાચર નાંખે ઘણાં, સુસવતાં તે શસ્ત્ર. ૪
બાણ સામાં જઇ અથડાયે, તેણે અજવાળું અતિ થાય;
તણખા સરખાં ભાસે બોમે, જાણે આગિયા ઊજાય. ૫
તેણે વાનર ગાજે રણમાંહે, પડછંદા થાયે પ્રૌઢ;
ત્રિકૂટાચળની ગુફાએ તે, દેખિયે દિગ્મૂઢ. ૬
રાક્ષસ તે કીલકીલ કરી, શબ્દ કરે હલહલાટ;
અંગદને અતિ કોપ ચઢયો, હવે વાળું દાટ. ૭
રથ કડકા કરી નાખ્યા, ઇંદ્રજિત્ નાશી ગયો;
મંદિર જઇ મજ્જન કરે, હોમ દેવા તત્પર થયો. ૮
સમિધનો સર્વ સાજ કર્યો, બહુ અજા હણ્યા સહી;
રક્ત વસ્ત્ર પહેર્યાં પોતે, મનસાપૂર્વક દ્દઢ રહી. ૯
દક્ષિણાવત વન્હિં વહે, રળિયાત થઇને સાર;
વેદ પાઠક બ્રાહ્મણ પાસે, વિવિધ કરે પ્રકાર. ૧૦
રથ એક પ્રગટ થયો, સુવર્ણનો શીકાર;

---

૧૦. દક્ષિણાવત-દક્ષિણાગ્નિ.

હય હેમે શણગાર્યો, મહા મનોહર ચાર. ૧૧
રાક્ષસ સર્વ સંતોષ્યા, વાડવને આપ્યાં દાન;
રથ ઉપર ચઢી બેઠો, વેગે યુવરાજાન. ૧૨
હસ્તિ ધ્વજાએ છે સહી, જાણે એ તો ભાણ;
હવે જીતી આવશે, એમ વદે સહુકો વાણ. ૧૩
સ્ત્રીઓ આવી પગે લાગે, મ કરશો સંગ્રામ;
રીસભેર તે ઉચર્યો, કોણ લક્ષ્મણ રામ. ૧૪
સંગ્રામની વાર્તા શું જાણે, સેજે કરૂં સંહાર;
શાખામૃગ તે માત્ર કેથી, મારે મન એ ચાર. ૧૫
સુગ્રીવ વિહોણી કરૂં વસુધા, પછે પિતા સીતાશુ રમે;
રાનમાંહે રામડો, દિવસ દોહલે નિર્ગમે. ૧૬
એમ કહીને આકાશમારગ, ઉત્પતી આવ્યો રણભોમ;
આકાશથી તે અસ્ત્ર મૂકે, વરસે જાણે વ્યોમ. ૧૭
અસ્ત્ર મેલ્યાં અવિનાશ ઉપર, આચ્છાદન કીધા હરિ;
રામે રોપે બાણ મેલ્યાં, ક્રોધ મનમાંહે ધરી. ૧૮
ગગનથી ગડગડતાં મેલે, તોમર ત્રિશૂળ તીર;
આકાશથી રાક્ષસીમાયાએ, નવ દેખે શ્યામશરીર. ૧૯
પછે આકાશ છાયો આખો, નવ વાજે રાક્ષસને અંગ;
રામ લક્ષ્મણ ભર્યા બાણે, જે કા'વે અભંગ. ૨૦
શિશોળિયા યુત સોહે જાણે, વળી વપુથી વહે રૂધિર;
પર્વતથી જાણે ઝરે, વર્ષાકાળે નીર. ૨૧
સુવર્ણ પીછયુત બાણ મૂકે, કોપ્યા ક્રોધે વાનરા;
આકાશે અસંખ્યાતા, પર્વત નગ નાખ્યા ખરા. ૨૨
રામ વિરથી થયા ત્યારે, બકોરિયા જાણે એહ;
સૈન્ય આખું અવગાહ્યું, પડ્યા વાનરદેહ. ૨૩
લક્ષ્મણ ત્યારે કોપ્યો અતિશે, હવે આણું સહુનો અંત;
તમ દેખતાં બ્રહ્માસ્ત્ર મેલું, સ્વામી શ્રીભગવંત. ૨૪
રામ કહેછે લક્ષ્મણને, અન્યાય કરે એ એક;

૧૭. ઉત્પતી–ઉડીને–કૂદીને. વ્યોમ–અર્થાત્ મેઘ. ૨૩. બકોરિયા–કૂ અવગાહ્યું–પ્રવેશ્યું.

તો સહુને કેમ મારીએ, વીર જુઓ વિવેક. ૨૫
નાસતા ને સુતાને, છાનો રહે જે જન;
તેહનું કરવું નહિ કદી, અહો ભ્રાતજી કદન. ૨૬
વાનરને આપો આગન્યા, આણશે એનો કાળ;
હરિ હારે ત્યારે તમો, કરજોજી સંભાળ. ૨૭
રામજીએ વચન કહી, વારીઓ ત્યાં વીર;
અકર્મી એ અનાચારી, તું છે ગુણગંભીર. ૨૮
એવે રામે મોકલ્યા, મહા બળિયા પ્લવંગ;
જાઓ રે તમે નિશાચરનો, કરોને જઇ ભંગ. ૨૯
સુષેણકેરા પુત્ર મોકલ્યા, નલ ને વળી નીલ;
વાલીસુતને આજ્ઞા આપી, મૈંદ શૂર દારણ દીલ. ૩૦
ઋષભ દ્વિવિદ ગજ સાથે, હાથિયો હનુમાન;
એટલાને આજ્ઞા આપી, જઇ મારો યુવરાજાન. ૩૧
તે તો ત્યારે રીઝિયા, આનંદ અતિ પામ્યા કપિ;
શિલા શિખર સામટાં ગ્રહી, આકાશે ખોળે ખપી. ૩૨
રાક્ષસે વાનર માર્યા, પૃથ્વીએ પોઢયા પર્મ;
રીસભર્યો તે આવિયો, લક્ષ્મણને મારે મર્મ. ૩૩
રાક્ષસે રોષે માર્યા, મહા મોટાં અસ્ત્ર;
યૂથપતિને પાડે છે, મેલી મહા તે શસ્ત્ર. ૩૪
રામ કહેછે રાક્ષસને, હું નહિ પામું ખેદ;
વનદેવતાને તમારાં, તન કરૂં નૈવેદ. ૩૫
અંધકાર તે થયો અતિશે, જાણે મેઘે છાયો સૂર;
નિશાચરે મહી પાડ્યા, કરી કપિ ચકચૂર. ૩૬
રામજી રોષે ભરાણા, લક્ષ્મણ મેલે તીર;
રાવણી ત્યાં રામને કહે, હવે રહેજો ખે ધીર. ૩૭
ઓ'ળે બાણે રામને, ધારાં પાડ્યાં તન;
જાણે કેશુ ફૂલ્યો છે, વળી વદે વીર વચન. ૩૮
રામને ને લક્ષ્મણને, મોકલું જમસદન;

---

૨૭. હરિ–વાનર. ૨૯. પ્લવંગ–વાનર. ૩૨. ખપી–ખપવાળા. ૩૪. પાડે છે–મારે છે. પ્ર. ૧. ૩૭. રાવણી–રાવણનો પુત્ર–ઇંદ્રજિત્.

માયાએ પેખે નહિ, શું કરે જગજીવન. ૩૯
રામને શરીરમાંહે, સબળે ભેદ્યાં શસ્ત્ર;
સ્વામીને સૂઝે નિશાએ, નહિ એકે અસ્ત્ર. ૪૦
ધરા ધ્રૂજે ગિરિ ડોલે, સાગર મેલે મરજાદ;
દેવ સરવે પામિયા, વ્રેહે કરી વિષાદ. ૪૧
એ માનવનો શો આશરો, એમ કહે મેઘનાદ;
રામકેરા સૈન્યમાંહે, સબળ પડિયો સાદ. ૪૨
નાગપાશ બાણ મેલ્યાં, બાંધિયા ભગવાન;
લક્ષ્મણને શરીરે, રહી નહિ કાંઇ સાન. ૪૩
હાથ ન હાલે પગ ન ચાલે, શિથિલ થઇ અવનિ પડયા;
રાક્ષસ કહે છે બે ભલા, ઇંદ્રજિતે એ નડયા. ૪૪
વાનરા ત્યારે વિસ્મય પામ્યા, દામણા દીસે દેહ;
રામ લક્ષ્મણ શું સૂતા છો, તજીને તો નેહ. ૪૫
માઘ માસ ને શુક્લપક્ષ, નવમી કેરે દિન;
નાગપાશ રામ લક્ષ્મણને બાંધ્યા, રાવણ કેરે તન. ૪૬
બાણ સબળાં આવે છે, વાનર કરે વિલાપ;
આકાશ સઘળું અવલોકી, કહે કંઠ ઘાલશું કાપ. ૪૭
એવે અવનિએ અવલોકયા, બાણ સેજાએ બાંધવ બેય;
સાન શરીરે નથી, આચ્છાદ્યો અતિ દેહ. ૪૮
પાસે આવ્યા સઘળા કપિ, સુગ્રીવ જાંબુવાન;
ગજ ગવય ગવાક્ષ ગંધમાદન, હાથિયો હનુમાન. ૪૯
સુષેણ શરભ ને કેસરી, દુઃખ ધરે અપાર;
સાન વો'ણા કાં સૂતા, એમ શ્રીજગદાધાર. ૫૦

---

## કડવું ૬ ઠું.

### રાગ જીતમાન.

અંગદ આલાપે અતિ ઘણું, દ્વિવિદ અતિ રૂએ;
નાગપાશ પ્રભુ પોઢિયા, સામું કુણ જુએ. ૧

---

૪૨. સબળ—સઘળે પ્ર. ૧ લી. ૪૪. ઇંદ્રજિતે ઇ૦—ઇંદ્રજિતત એમને નડયો. ૪૭. કાપ—અર્થાત્ ફાંસો ખાઇને મરીશું.

ઉઠો રૂડા રામજી, એમ ઘટે નહિ તાત;
મારણહારો ક્યાં ગયો, કરીને ભૂપાત. ૨
વાનર તે પેખે નહિ, એવે વિભીષણ આવ્યો;
પડ્યા દેખી પ્રભુને, દુઃખસાગર ઝંપાવ્યો. ૩
વાનર કહે કો પાડી ગયો, જોઇ જોઈ થાક્યા;
રાક્ષસની માયા રચી, તમો છો પાકા. ૪
માયા માંડીને જોયું, વિભીષણ વીર;
ભત્રીજો દીઠો સહી, ગાજતો ગંભીર. ૫
બીજા રાક્ષસ બહુ પ્રત્યે, ઇંદ્રજિત એમ બોલે;
બળિયો બીજો છે નહિ, કો મારે તોલે. ૬
ખર દૂષણ જેને મારિયા, તે સૂતા આમ;
લક્ષ્મણ પેલો પેખજો, પડ્યો પાસે રામ. ૭
હવે કો એવું નથી, ગણ ગંધર્વ દેવ;
જક્ષ કિન્નર કો નથી, એને ઉઠાડે એવ. ૮
સાલ સે'જે ગયું તાતનું, એ વેરી વ્યાધ;
પિતાપસાયે કરી, ટળ્યું દુઃખ અગાધ. ૯
હવે હું જો જે વળી, કરૂં પરાક્રમ;
રાક્ષસને આપું અતિઘણા, વાનર જે નરમ. ૧૦
એમ કહીને પાડિયા, ત્રાડિયા પ્લવંગ;
હવે કહિયે કોને, જો પડયા શ્રીરંગ. ૧૧
વળી તે તો બોલિયો, મેં માર્યા એહ;
રાક્ષસ આનંદ પામે છે, ધરીને નેહ. ૧૨
પૂજ્યો ત્યારે અતિ ઘણું, રાવણનો તન;
માને માંહોમાંહી એ, પામ્યા જમસદન. ૧૩
બે બાંધવ માર્યા સહી, રહિત થયા પ્રાણ;
લંકામાં પછે આવિયો, વાહી સુસ્વર નિઃસાણ. ૧૪
રાક્ષસ રીઝ્યા અતિઘણું, ઘનની પેરે ગાજે;

---

૮. ગણ–દેવોના સમૂહ. ૯. વેરી વ્યાધ–વેરી રૂપી વ્યાધિ અથવા વેરી રૂપી પારધિ. ૧૦. નરમ–સુકોમળ (ખાવાને). ૧૩. પૂજ્યો–(રાક્ષસોએ). એ–રામ લક્ષ્મણ.

પરાભવ સુગ્રીવ પામિયો, એ એમ ન છાજે. ૧૫
વિસાર્યા અમો શાભણી, તમો માર્યો વાળ;
તમે ઉઠી અવિનાશ જી, આણો એનો કાળ. ૧૬
વિભીષણ એમ ઓચર્યો, સુણ સુણ રાજાન;
દુઃખ એવડું કાં ધરો, શું ટળી છે સાન. ૧૬
વહાણે જય થાશે આપણો, જાશે રામનો મોહ;
પછે કરીશું કોપશુ, પાપીકેરો દ્રોહ. ૧૮
હીન દીન થઇ કાં રહ્યો, આપણું છે ભાગ્ય;
આપણ જય અતિ પામશું, મેં જોયો છે લાગ. ૧૯
આપમેળે કાં અલ્પધિ, રામને છે સત્ય;
સર્વ સિદ્ધ તેને હોયે, જેની નિર્મળ મત્ય. ૨૦
દાતાને તૃણ લક્ષ્મી, બ્રહ્મચારીને નાર;
જ્ઞાનીને જગત્ તે તણખલું, ત્યમ શૂરને મર્ણ સાર. ૨૧
ધીર ધરો તમો કપિપતિ, શોક સર્વે મૂકો;
તમદેખતાં એના સાયને, કરીશું આપણ ભૂકો. ૨૨
નેત્ર લોહ્યાં સુગ્રીવનાં, એકાકી વિકળતા નાંખો;
રક્ષા કરો શ્રીરામની, તમો સર્વે જાણો. ૨૩
ઊઠશે અવિનાશજી, લક્ષ્મણજીની જોડ;
તમો જો પ્રીછવો નહિ, તો લાગે મોટી ખોડ. ૨૪
આજ્ઞા આપો મુજને, વિભીષણ કહેછે;
વિનયવચન વાનરપતિ, શ્રવણે સર્વે ગ્રહે છે. ૨૫
વાનર પાસે આવિયા, જ્યાં સુગ્રીવ ભૂપ;
મૂર્છા ખાઇ લક્ષ્મણ પડ્યા, અને અકળસ્વરૂપ. ૨૬
ઇંદ્રજિત્ ગામમાં આવિયો, લંકા અતિ ઓપી;
રાજા રાવણ ત્યાં સહી, રહ્યો છે કોપી. ૨૭
કુંવર પાસે આવિયો, દીધું આલિંગન;
શીશ સુંઘે સુતતણું, બોલ્યો લલિતવચન. ૨૮

---

૧૫. એ એમ ઇ૦–તમે આમ મૂર્છા પામી પડ્યા છો તે છાજતું . ૧૮. કોપશુ–કોપ સહિત. ૨૦. આપમેળે ઇ૦ આપમેળે–(વસ્તુતઃ) મૂર્છા તે ક્યારે સત્ય છે?–૨૩. એકાકી–એકાલી. પ્ર. ૧–૨. વિકળતા–ગાંડપણ.

કુંવર કયમ કીધો તમો, રામજીનો નાશ;
કુંવર કહેછે તાતજી, હું વધામણી ખાશ. ૨૯
લક્ષ્મણ બાણે મારિયો, પાડચો પણ રામ;
પ્રાણ રહ્યા નહિ કાયમાં, તમારૂં સાંભળી નામ. ૩૦
વાનર વલખાં કરે ઘણું, જાણે જેમ તેમ જાગે;
સુણી રાક્ષસ રીઝિયા, તેને પાગે લાગે. ૩૧
ઈંદ્રજિત્ અધિકો સહી, સહુ નામે શીશ;
ઈંદ્ર સામે જીતિયો, અને પડાવી ચીસ. ૩૨
વળી આ અદ્ભૂત કર્યું, રામ લક્ષ્મણ માર્યા;
રાંક જાણે એણે સહી, વાનર ન વિડાર્યા. ૩૩
આજ ભાગ્ય રાવણતણું, જે આવો કુમાર;
દશરથસુત પ્રાજે કર્યા, વાર લાગી નહિ લગાર. ૩૪
મહારથિ પુત્ર માહરો, અતિ રીઝયો રાય;
વાનર રક્ષા કરે ઉપરે, જ્યાં પડ્યા બે ભાય. ૩૫
સુષેણ શરભ ને કેસરી, અંગદ બલવાન;
નલ નીલ ને ગજ ગવય, હાથિયો હનુમાન. ૩૬
સાનુપ્રસ્થ પનસ ને, વળી જાંબવાન;
પૃથુ ઋષભ ને શતબલી, વળી વળી ધરી અભિમાન. ૩૭
રાક્ષસને નવ લેખવે, રાક્ષસ કેઈ માત્ર;
એકવાર ઊઠે એ બે, આપું પૂજા પાત્ર. ૩૮
એ રામની રક્ષા કરે, શિલા શિખર ગ્રહી પાણ;
રાવણ રળિયાતજ થયો, પુત્રનું પરાક્રમ જાણ. ૩૯
અતિશે તે આનંદિયો, મન પામ્યો મોદ;
પરાક્રમ જુઓ પુત્રનું, એણે કર્યો વિનોદ. ૪૦
એવે સીતાએ સાંભળી, સંગ્રામની વાત;
ઈંદ્રજિતે મારિયા, રણમાંહે બે ભ્રાત. ૪૧
જો સીતા સાચી હશે, તો તજશે શરીર;
નહિ તો વશ થાશે માહરે, મૂકીને તે ધીર. ૪૨
એક વાનું થાશે હવે, વારૂ થઇ પેર;
પાસે છે જે રાક્ષસી, તે તેડાવું ઘેર. ૪૩

૨૯. ખાશ-ખાઇશ.

રાક્ષસી તેડી તે પછે, વૃદ્ધ ને વળી ડાહી;
ત્રિજટા ત્યારે ઊચરી, મુને શું વાહી? ૪૪
રામ લક્ષ્મણ સાચે પડ્યા, સાંભળો સહુ દાસી;
રાવણ કહે રાક્ષસીને, ગયા વાનર નાશી. ૪૫
હવે ત્રિજટા તું સાંભળે, લેઇ પુષ્પકવિમાન;
સીતાને બેસારો તેમાં, કરીને સાવધાન. ૪૬
રામ લક્ષ્મણ સાચે પડ્યા, હવે કાંઇ (નથી) આશ;
એકમની કરી લાવજે, એને અહિંયાં દાસ. ૪૭
કહેતાં ખેવ તે ત્યાં ગઇ, જ્યાં પુષ્પકવિમાન;
સીતા બેસારી પછે, તેણે તે સ્થાન. ૪૮
અંતરિક્ષ તે આવિયાં, ત્રિજટાને સંગ;
સીતાએ અવલોકિયા, સ્વામી શ્રીરંગ. ૪૯
બાણશય્યાએ પોઢિયા, દીઠા અવિનાશ;
શરીર તો સૂઝે નહિ, ત્યારે થઈ નિરાશ. ૫૦

---

## કડવું ૭ મું.

### રાગ એકતાલી.

હા! હા! હવે હું શું કરૂં રે, રામજી પ્રાણજીવન;
સાદ હવે કરશો નહિ રે, વૈદેહી કહી વચન. ૧
ગુણ કહું હું કેટલા રે, જો રસના મુખ એક;
ત્ર્યંબક ચાપ ચઢાવિયું રે, જીત્યા રાય અનેક. ૨
બોલ પાળિયો બાપનો રે, વન વસ્યા બે વીર;
ચિત્રકૂટ પર્વત આવિયા રે, મંદાકિની તીર. ૩
અનુદિન આનંદિયા રે, ત્યાં બેસારી ઉત્સંગ;
કૌતુક કોડ કર્યા તમો રે, વેણી ગુંથી શ્રીરંગ. ૪
પંચવટીમાં પરવર્યા રે, રહ્યા કેટલા દિન;
સોનાનો મૃગ આવિયો રે, કપટી કીધું તન. ૫

---

૪૪. મુને ઇ૦–શું રામ લક્ષ્મણ પડ્યા એમ કહીને મને છેતરી કે? ૪૭. હવે ઇ૦–હવે તેમની આશા છોડો. કડવું ૭ મું રાગ એકતાલી–દરેક લીટીને છેડે પ્ર. ૨–૩ માં 'રે' મૂકેલો છે.

મૃગ મારવા મોકલ્યા રે, માન્યો મારો બોલ;
સારપૂઠે આજ પેખિયા રે, હું ભૂંડી નિઠુર નિટોલ. ૬
મારે કાજે મહારાજજી રે, વાનર કીધા મિત્ર;
વાલી વાનરો મારિયો રે, કહું કેટલાં ચરિત્ર. ૭
સાગર પાજ બાંધી કરી રે, આવ્યા આણી તીર;
જનકસુતા કહી મુને રે, સાદ કર્યો રઘુવીર. ૮
પ્રાણતો જાતા નથી રે, હૃદે થયું પાષાણ;
પિયુજી સાથે તેડિયે રે, તમો છો ચતુરસુજાણ. ૯
વાંક મારો એટલો રે, જે મારવા મોકલ્યા કુરંગ;
કનકતણો તે કારમો રે, કરવા ગયા ભંગ. ૧૦
વા'લા વા'રે આવજો રે, રામ રામ કહી રોય;
પછે પીડાણી ઘણું રે, લક્ષ્મણ સામું જોય. ૧૧
ઉઠો દિયર મારા રે, રામ કરેછે સાદ;
મેં કહી કઠણને મોકલ્યા રે, તોય ન પામ્યા વિષાદ. ૧૨
વનફળ વીણી આવતા રે, મુખ કહીને માત;
ભાભી કહીને મને રે, એકવાર કરો વાત. ૧૩
નાર તજીને આવિયા રે, ઘરતણા સુખભોગ;
તે આજ પામી હું પાપણી રે, વીરા તારો વિજોગ. ૧૪
પાક કરીને પીરસતા રે, કહેતા મધુરી વાણ;
તે પડ્યો દેખી આમ તને રે, મારા પાપી ન જાયે પ્રાણ. ૧૫
ટીટોડીની પેરે ટળવળું રે, દૈવ દૂબળો આજ;
રોતી રાખો રામજી રે, મોટા છો મહારાજ. ૧૬
શ્યામસુંદર હરિ શોભતા રે, મારા મનતણા હરનાર;
મુખ દેખી મોહ પામતા રે, એક પત્નીવ્રત મોરાર. ૧૭
મુને કહેતાં નાથજી રે, તુજ ઉપર છે પ્રીત;
તે વીસારી શાભણી રે, વાત થઇ વિપરીત. ૧૮
સરખાસરખી મળી હતી રે, આપણુ બેહુએ જોડ;
સર્વ સ્ત્રીમાં હું શોભતી રે, નહિ લગારે ખોડ. ૧૯
વેણીએ વાસુકી વશ કર્યો રે, મુખઈંદુ થયો મંદ.

૬. નિઠુર–નિષ્ઠુર–નિર્દય. નિટોલ–નક્કી. ૧૧. વા'લા વા'રે–વાલા આંણે. પ્ર. ૨ જી.

શરીર સમરપુ શ્યામજી રે, ભેટો કુળના ચંદ. ૨૦
આલિંગન ઘો રામજી રે, હરખેશુ હરિ આપ;
સાન રહિત સીતા થઇ રે, પરમ પામી તાપ. ૨૧
વળી સાન વૈદેહીને રે, બોલી એમ વચન;
સતી સાધવી ધર્મ રહ્યો નહિ રે, પ્રાણ રહ્યો જો તન. ૨૨
મુઆનું મુને દુઃખ નથી રે, સતી તે હું ફોક;
રાવણ મુને રાખશે રે, હસશે સઘળા લોક. ૨૩
રામ વિના ચળ્યું નથી રે, મારૂં કહીં મન;
કૌશલ્યા જાણતાં હશે રે, જે આવશે બે તન. ૨૪
તેનું દુઃખ છે મુને રે, શી વધામણી જાશે ઘેર;
ત્રિજટા ત્યારે ઉચરી રે, શી કરેછે પેર. ૨૫
જીવે છે ત્યાં રામજી રે, લક્ષ્મણને છે પ્રાણ;
રોતી રહે મૃગલોચની રે, કાં થઈ અજાણ. ૨૬
શામાટે થઈ શણમણી રે, યોધ નથી ભયભીત;
તે માટે રોઇએ નહિ રે, મ કરીશ ચિંતા ચિત્ત. ૨૭
એ વિમાન તુંને રાખે નહિ રે, વિધવા થઇ જો હોય;
પતિ પ્રાજે પામ્યા નથી રે, એના મુખ સામું જોય. ૨૮
હરિ હસે છે જાણીએ રે, નથી શબ આકાર;
દશન હીરા તગતગે રે, વળી કહું તે વિચાર. ૨૯
યોધા સર્વ શોભે સહી રે, હર્ષિત છે વદન;
વિમાન તુંને નથી નાખતું રે, તો ઊઠશે દશરથ તન. ૩૦
સીતા કહેછે તગતણી રે, સાચી થાજો વાત;
જૂઠું તમો બોલો નહિ રે, ધન ધન મારી માત. ૩૧
સુવર્ણગાંઠ વાળી સહી રે, સીતાએ તે ઠામ;
વિમાન તે તો વળ્યું રે, વદે વિનતા સ્વામ. ૩૨
આગે જ્યાં હતું સહી રે, ત્યાં મેલ્યું પુષ્પકવિમાન;
સીતા કહેછે ઊઠજો રે, લક્ષ્મણ ને ભગવાન. ૩૩
તે સમે કાંઇક જાગિયા રે, સ્વામી શ્રીજગદીશ;
વાનર પાસે જોઇ છે રે, (હવે) છેદશે રાવણનાં શીશ. ૩૪

---

૨૭. યોધ-સુગ્રીવ વગેરે યોદ્ધા ભયભીત નથી, માટે અનુમાન થાય છે રામ લક્ષ્મણ મુઆ નથી.

મૃગ મારવા મોકલ્યા રે, માન્યો મારો બોલ;
સારપૂકે આજ પેખિયા રે, હું ભૂંડી નિઠુર નિટોલ. ૬
મારે કાજે મહારાજજી રે, વાનર કીધા મિત્ર;
વાલી વાનરો મારિયો રે, કહું કેટલાં ચરિત્ર. ૭
સાગર પાજ બાંધી કરી રે, આવ્યા આણી તીર;
જનકસુતા કહી મુને રે, સાદ કર્યો રઘુવીર. ૮
પ્રાણતો જાતા નથી રે, હૃદે થયું પાષાણ;
પિયુજી સાથે તેડિયે રે, તમો છો ચતુરસુજાણ. ૯
વાંક મારો એટલો રે, જે મારવા મોકલ્યા કુરંગ;
કનકતણો તે કારમો રે, કરવા ગયા ભંગ. ૧૦
વા'લા વા'રે આવજો રે, રામ રામ કહી રોય;
પછે પીડાણી ઘણું રે, લક્ષ્મણ સામું જોય. ૧૧
ઉઠો દિયર મારા રે, રામ કરેછે સાદ;
મેં કહી કઠણને મોકલ્યા રે, તોય ન પામ્યા વિષાદ. ૧૨
વનફળ વીણી આવતા રે, મુખ કહીને માત;
ભાભી કહીને મને રે, એકવાર કરો વાત. ૧૩
નાર તજીને આવિયા રે, ઘરતણા સુખભોગ;
તે આજ પામી હું પાપણી રે, વીરા તારો વિજોગ. ૧૪
પાક કરીને પીરસતા રે, કહેતા મધુરી વાણ;
તે પડયો દેખી આમ તને રે, મારા પાપી ન જાયે પ્રાણ. ૧૫
ટીટોડીની પેરે ટળવળું રે, દૈવ દૂબળો આજ;
રોતી રાખો રામજી રે, મોટા છો મહારાજ. ૧૬
સ્યામસુંદર હરિ શોભતા રે, મારા મનતણા હરનાર;
મુખ દેખી મોહ પામતા રે, એક પત્નીવ્રત મોરાર. ૧૭
મુને કહેતાં નાથજી રે, તુજ ઉપર છે પ્રીત;
તે વીસારી શાભણી રે, વાત થઇ વિપરીત. ૧૮
સરખાસરખી મળી હતી રે, આપણુ બેહુએ જોડ;
સર્વ સ્ત્રીમાં હું શોભતી રે, નહિ લગારે ખોડ. ૧૯
વેણીએ વાસુકી વશ કર્યો રે, મુખઈંદુ થયો મંદ.

૬. નિઠુર-નિષ્ઠુર-નિર્દય. નિટોલ-નક્કી. ૧૧. વા'લા વા'રે-વ્હાલા આંણે. પ્ર. ૨ જી.

શરીર સમરપું શ્યામજી રે, ઊઠો કુળના ચંદ. ૨૦
આલિંગન દ્યો રામજી રે, હરખેશું હરિ આપ;
સાન રહિત સીતા થઇ રે, પરમ પામી તાપ. ૨૧
વળી સાન વૈદેહીને રે, બોલી એમ વચન;
સતી સાધવી ધર્મ રહ્યો નહિ રે, પ્રાણ રહ્યો જો તન. ૨૨
મુઆતું મુને દુઃખ નથી રે, સતી તે હું ફોક;
રાવણ મુને રાખશે રે, હસશે સઘળા લોક. ૨૩
રામ વિના ચળ્યું નથી રે, મારૂં કદી મન;
કૌશલ્યા જાણતાં હશે રે, જે આવશે બે તન. ૨૪
તેનું દુઃખ છે મુને રે, શી વધામણી જાશે ઘેર;
ત્રિજટા ત્યારે ઉચરી રે, શી કરેછે પેર. ૨૫
જીવે છે ત્યાં રામજી રે, લક્ષ્મણને છે પ્રાણ;
રોતી રહે મૃગલોચની રે, કાં થઈ અજાણ. ૨૬
શામાટે થઈ શણમણી રે, યોધ નથી ભયભીત;
તે માટે રોઇએ નહિ રે, મ કરીશ ચિંતા ચિત્ત. ૨૭
એ વિમાન તુંને રાખે નહિ રે, વિધવા થઇ જો હોય;
પતિ પ્રાજે પામ્યા નથી રે, એના મુખ સામું જોય. ૨૮
હરિ હસે છે જાણીએ રે, નથી શબ આકાર;
દશન હીરા તગતગે રે, વળી કહું તે વિચાર. ૨૯
યોધા સર્વે શોભે સહી રે, હર્ષિત છે વદન;
વિમાન તુંને નથી નાખતું રે, તો ઊઠશે દશરથ તન. ૩૦
સીતા કહેછે તમતણી રે, સાચી થાજો વાત;
જૂઠું તમો બોલો નહિ રે, ધન ધન મારી માત. ૩૧
સુવર્ણગાંઠ વાળી સહી રે, સીતાએ તે ઠામ;
વિમાન તે તો વળ્યું રે, વદે વિનતા સ્વામ. ૩૨
આગે જ્યાં હતું સહી રે, ત્યાં મેલ્યું પુષ્પકવિમાન;
સીતા કહેછે ઊઠજો રે, લક્ષ્મણ ને ભગવાન. ૩૩
તે સમે કાંઇક જાગિયા રે, સ્વામી શ્રીજગદીશ;
વાનર પાસે જોઇ છે રે, (હવે) છેદશે રાવણનાં શીશ. ૩૪

---

૨૭. યોધ–સુગ્રીવ વગેરે યોદ્ધા ભયબીત નથી, માટે હનુમાન [illegible] છે રામ લક્ષ્મણ મુઆ નથી.

ઘોર જે બાંધ્યા હતા રે, નાગકેસ પાશ;
દુઃખે પીડાણા ઘણું રે, સ્વામી શ્રીઅવિનાશ. ૩૫
વાનર વીંટીને વળ્યા રે, સુગ્રીવ આદે સર્વ;
વે'લા એ ઘણા જાગિયા રે, આણે તેણે ગર્વ. ૩૬
સાનવળી જુએ સહી રે, પોતાનું શરીર;
બાણ વાગ્યાં અતિ ઘણાં રે, અત્યંત વહે રૂધિર. ૩૭
દીનબંધુ નામ જેહનું રે, તે બોલ્યા બોલ દીન;
મહાનુભાવ દુઃખ કરે ઘણું રે, તે થાશે આધીન. ૩૮
લક્ષ્મણને પેખીને રે, રૂએ છે મંદમંદ;
પ્રવાહ ચાલે આંસુતણો રે, સીતા માટે થયો દૂંદૂ. ૩૯
હવે વૈદેહીનો છે નહિ રે, મારે તો કાંઇ અર્થ;
લક્ષ્મણ વિના જીવિત કશું રે, જો એ પડ્યો સમર્થ. ૪૦
ધને નારી પામિએ રે, નારીએ તો પુત્ર;
કહીં ભાઇ નવ પામિયે રે, કોટિ કીજે જો સૂત્ર. ૪૧
વર્ષાએ અન્ન નિપજે રે, એમ ઊચરે વેદ;
કહીં ભ્રાતા મળે નહિ રે, જો અનેક કીજે ભેદ. ૪૨
સુમિત્રાશુ માહરે રે, કૌશલ્યા જે માત;
અંતર મારે છે નહિ રે, તેને શી કહું વાત. ૪૩
ઉત્તર અપાશે નહિ રે, અનેક જે છે માય;
લક્ષ્મણ મરાવી આવિયા રે, તે કેમ વચન સહેવાય. ૪૪
કામધેનુ ક્યમ જીવે વત્સ વિના રે, જાણે કરગરે કિંકરી એહ;
કેમ પ્રીછવું માતને રે, ત્યારે લક્ષ્મણની ગત એહ; ૪૫
સૌમિત્રિ મુઓ કહેતાં રે, પડશે ત્યારે સૂર;
સાગર તે ત્યાં સૂકશે રે, વન્હિ શીત થાશે ઊરાઊર. ૪૬
કે વાયુ સ્તંભશે સહી રે, કે કોપે કાઢશે પ્રાણ;
મુઓ મારો દીકરો રે, ત્યારે કહીશ શી વાણ. ૪૭
[illegible]મિત્રાસુત સોહામણો રે, પરાક્રમનો નહિ પાર;
[illegible]વાની શોધતા રે, ભારે ભયંકર હાર. ૪૮
[illegible]કરૂં રે, પામું નહિ પતન;
[illegible] રે, એમ કહે જગજીવન. ૪૯

---

[illegible]. પ્ર. ૧ લી. ૩૯. દૂંદૂ—દૂંદ્વ યુદ્ધ—અર્થાત્ સંગ્રામ.

શત્રુઘ્નને શું કહું રે, કેમ કહું ભરતને મર્મ;
સાથે બેઉએ સાંચર્યા રે, સત્ય ને જાણે ધર્મ. ૫૦

---

## કડવું ૮ મું.

### રાગ વેરાડી.

રામચંદ્ર રૂએ અતિઘણું, કેમ સહુ દુ:ખ એ તણું;
ગુણ કેટલા એના ભણું, એને અતિશે અધિકો ગણું. ૧
સુમિત્રા પૂછશે વાત, કહાં ગયો રામ તારો ભ્રાત;
ત્યારે શું કહીશ વિખ્યાત, એમ કહી કરે આંસુપાત. ૨
અપરાધ એ કર્યો સહી, રામે એવી વાણી કહી;
હવે પ્રાણ હું ધરીશ નહિ, જ્યારે લક્ષ્મણ પડિયો અહીં. ૩
હું જ્યારે પામતો ખેદ, ભલો ભાઇ ભાંજતો ભેદ;
તેહતણો થયોછે છેદ, જે કરતો મુને નવ નૈવેદ. ૪
જેને હમણાં રાક્ષસ હણ્યા, મોટા મોટા તો અવગણ્યા;
તે કાં સૂતો મારા વીર, શરીરથી સ્ત્રવે રૂધિર. ૫
ક્યમ હું પ્રાણ ધરૂં શરીર, રાક્ષસનાં વાગ્યાં છે તીર;
ચૂંટી નાખ્યો જાણે ચંદ, ભાસ્કર અસ્ત થયો થઇ મંદ. ૬
જાણે ઇંદ્રજીત ગાજ્યો ધન, મુઓ કેસરીકેરો તન;
પરમ પીડાણા છે અંગ, પાપીએ કીધો છે ભંગ. ૭
સદા હીંડતો એતો સાથ, ધનુષ્ય બાણ ધરીને હાથ;
હું પ્રાણ તજું કહે રઘુનાથ, મોટી મારી ગઇ એ આથ. ૮
મુજમાટે મુઓ મા'રથિ, કોને હું દેખાડું કથી;
હવે તો જીવવું નથી, રાવણતન મળ્યો અનરથી. ૯
જેહ મારે તો હતો ઇષ્ટ, તે ગયો હું રહ્યો પાપિષ્ટ;
જે જીવતો જોઇએ ભાય, સ્નેહ તજીને તે તો જાય. ૧૦
કોએક તો મૂકતો બાણ, બે હાથ પણ સહસ્ત્ર પ્રમાણ;

---

૨. સુમિત્રા-સૌમંત્ર. પ્ર. ૧-૨. ૫. તે કાં સૂતો ઇ૦-તે કાં સૂતો મારા વીર, ક્યમ હું પ્રાણ ધરૂં શરીર પ્ર. ૧ લી. ૬. ક્યમ હું ઇ૦-રાક્ષસનાં વાગ્યાં છે તીર, શરીરથી સ્ત્રવે રૂધિર. પ્ર. ૧ લી. ૮. આથ-અર્થાત્ ઓથ. ૧૦. ભાય-અર્થાત્ ભાઇ.

સહસ્ત્ર હાથે કરે જે સહસ્ત્રાર્જુન, તે બે હાથે કરતો કદન. ૧૧
ઇંદ્રનાથી અધિક પરાક્રમ, તે ભાઈ આમ પડ્યો છે ભ્રમ;
હું મિથ્યા કરૂંછું વિલાપ, લાગ્યું પેલા ભવનું પાપ. ૧૨
મિથ્યા કરૂં સીતાની આશ, રાવણનો કરીશ હું નાશ;
વિભીષણને આપીશ હું રાજ, એહ આશથી ફોકટ કાજ. ૧૩
જો લક્ષ્મણ પામ્યો પતન, સાંભળો સુગ્રીવરાજન;
જો થઇ એવી એની પેર, તો પાછા પરવરો ઘેર. ૧૪
આજે વળો પાધરા સહી, હવે અહીં રહેવાએ નહિ;
લક્ષ્મણને લેઇને સ્કંધ, જાઓ નહિ તો થાશે ધંધ. ૧૫
લક્ષ્મણસરખો પામ્યો નાશ, હવે જીતતણી શી આશ;
નળ નીલ ને જાંબવંત, રાક્ષસ બહુનો આણ્યો અંત. ૧૬
ગજ ગવય સંપાતિ સત્ય, ઘણું વઢ્યા હાથી હનુમંત;
સુગ્રીવે મારે કાજે કર્યો અનર્થ, તોએ જીતાયો નહિ સમર્થ. ૧૭
સુગ્રીવ તારો છે નહિ વાંક, નથી ઓસર્યો તું તો ટાંક;
તમો પરાક્રમ ઘણુંએક કર્યું, કેટલા ગુણ મનમાંહે ધરૂં. ૧૮
જે કરે સહોદર સહાય, તે ગુણ તો ન વીસરી જવાય;
એટલા માટે જાઓ તમો, રૂડા માટે કહુંછું અમો. ૧૯
નહિતો રાવણ કરશે અંત, એણીપેરે બોલ્યા ભગવંત;
વાનર સરવે અતિશે રૂએ, સાન વિહોણા થઇને સૂએ. ૨૦
અરાપરા થાય વાનરા, કરે સા'ય પણ દુઃખે ભર્યા;
એવે વિભીષણ આવ્યો ત્યાંય, ગદા ગ્રહી રાઘવ છે જ્યાંય. ૨૧
શ્યામશરીર જાણે યુવરાજાન, વાનર નાઠા તજી અભિમાન;
બાણસજ્યાએ પડ્યા દીઠા બેય, છારી અતિ વળી છે દે'ય. ૨૨
કયાએ પામ્યો ક્લેશ, આમ પડ્યા ક્યાંય નરેશ;
વ્યથા પામ્યો વિભીષણ દેહ, (પણ) સુગ્રીવશુ બોલ્યો આણી નેહ. ૨૩
કાં કપિ પામોછો વ્યથા, માંડીને કહો મુને કથા;
જાણે પૂરે ભાગ્યું વહાણ, વસાણાં વેરાણાં થઇ હાણ. ૨૪
તમ સેના વેરાણી જાય, કાં મુજને નવ કહો ઊપાય;
અંગદ એણીપેરે કહે કથન, ભોમ પડ્યાછે જગજીવન. ૨૫

---

૧૨. ભ્રમ-ભ્રમમાં-મૂર્છામાં ૧૫. ધંધ-દ્વંદ્વ પ્ર. ૧ લી. ૧૭. ઘણું વઢ્યા ઇ૦-ઘણું વર્જીત નહિ. સમર્થ. પ્ર. ૨ જી.

જે રાખતા આપણું માન, તે થઇ સૂતા અવસાન;
વળી ચપળ કપિની કાય, સ્વભાવે સહજે વેરાય. ૨૬
ત્યારે સુગ્રીવ ધૂમ્રાક્ષ પ્રત્યે વદે, વીરા દુઃખ મ ધરશો હ્રદે;
વાનર મોટા નાઠા આજ, જાણેછે આવ્યો જે રાજ. ૨૭
રહો રે ન નાસો પ્લવંગ, એ નહિ ઈંદ્રજીત કાં થાઓ ભંગ;
એ હોય વિભીપણ વીર, ત્યારે કપિએ રાખી ધીર. ૨૮
વિભીપણ નિરખ્યા શ્રીરામ, સ્વામી તારૂં નિર્મળ નામ;
લૂએ રૂધિર ને ખેહ, સ્વામીજી તજો કાં નેહ? ૨૯
મને લંકાનો આપ્યો અધિકાર, તે વચન જાશે જગદાધાર;
એમ કહી વિભીપણ રડે, રામ રામ કહી અવનિ પડે. ૩૦
સુગ્રીવ આવી શીખામણ કહે, વિભીપણ તે શ્રવણ ગ્રહે;
રામ લક્ષ્મણ ઉઠશે બેહ, વીરા કાં દુઃખ આણે દેહ. ૩૧
રાવણ કુંભકર્ણને હણી, કરશે તુંને લંકાધણી;
સીતાને સ્વામી પામશે, વેદના સર્વે ત્યાં વામશે. ૩૨
એમ વિભીપણ સ્વસ્થજ કર્યો, વિનય વચન સુગ્રીવ ઊચર્યો;
પછે અંગદને કીધો સાદ, સુષેણ સસરાને ઉલ્હાદ. ૩૩
તમો કિષ્કંધા જાઓ સહી, રામ લક્ષ્મણને તે ગ્રહી;
હું રહીશ ને હનૂમંત વીર, રાવણનું ઉતારશું નીર. ૩૪
કુટુંબ સહિત કરીને કદન, સીતાને પમાડીશ જગજીવન;
તો તો હું આવીશ સદન, નહિતો ત્યાં પામીશ પતન. ૩૫
અને રામે આપ્યું રાજ, મારાં કીધાં કઠણ બહુ કાજ;
તેને હું જો ન આવું કામ, તો રૈ રૈ નર્કમાં ન હોયે ઠામ. ૩૬
એમ અનેક વચન ઊચરે, સુષેણ સસરો મનમાં ધરે;
રાવણ મારીશ કહે સુગ્રીવ, ઈંદ્રજીત કુંભકર્ણ વિદ્યુજ્જિહ્વ. ૩૭
રામ ઊઠશે સુણીને વાત, થઇ રાવણ કેરી ઘાત;
આવી અહીંયાં સીતામાત, સાંભળી જાગશે લક્ષ્મણ ભ્રાત. ૩૮
કોસીસાં કોટતણાં અનેક, તેમાંનું નહિ રાખું એક;
સાંભળશો સર્વે વિવેક, જે રાક્ષસની ચૂકાવી ટેક. ૩૯

---

૨૬. સ્વભાવે સેહજે—વરાણાં સહજે. પ્ર. ૧લી. ૨૭. વીરા દુઃખ ઇ૦—પીનીકાય નામણી હારદે. પ્ર. ૨૭. જાણે છે ઇ૦— જાણે છે આવ્યો કપિરાજ. પ્ર. ૨ જી.

લંકામાંહે રાક્ષસ ઘણા, અતિ કાળા ને બિહામણા;
અંજનાચળ જેવા અસંખ્યાત, તેને પૃથ્વી પમાડીશ પાત. ૪૦
ઇંદ્ર વરૂણ ને કુબેર વાય, તેણે જે કારજ નવ થાય;
એવું કામ કરીશું અમો, અતિ આનંદ પામશો તમો. ૪૧
એ ઘણાં શું કરશે કામ, અનેક મળ્યાંછે આણે ઠામ;
એ સહુને તેડી જાઓ ઘેર, પછે લંકાની કરીશું પેર. ૪૨
નિષ્કંટક કરી આપશું, વિભીષણ સ્થિર કરી સ્થાપશું;
અનેક એવા કરીશ ઉપાય, તોએ ગુણ રામના વિસર્યા ન જાય. ૪૩
ત્યારે સુષેણ વદે વચન, સાંભળશો સુગ્રીવ રાજન;
એ કહી તેં સૂધી વાણ, તમો એવા છો સુજાણ. ૪૪
ઊઠ્યા જોઇએ બે બળવંત, તે કથા કહું હું તંત;
એક સમે દૈત્ય ને દેવ, યુદ્ધ કરેછે તે ત્યાં એવ. ૪૫
દેવ ત્યારે થયા ત્યાં દીન, પડ્યા ભય પામી થઇ હીન;
ત્યારે ગયા બૃહસ્પતિ સાગરક્ષીર, ઔષધિ લાવી ઉઠાડ્યા વીર. ૪૬
તેમ તમે મોકલો ત્યાં બેય, પનસ સંપાતિ જાણેછે તેય;
વૃદ્ધને વન વિષે રહ્યા, સર્વ ઓળખે સાચા સહ્યા. ૪૭
વિશલ્યા નિરમી દેવતા, ચંદ્ર દ્રોણ ગિરિ પર્વતા;
એ બે પ્રત્યક્ષ ઔષધી જેહ, શલ્ય વિશલ્યા સાચી તેહ. ૪૮

---

## કડવું ૯ મું.

### રાગ સામેરી.

દેવે તે ત્યાં નિર્મિયો છે, દ્રોણાગિરિ પર્વત ચંદ્ર રે;
આશ જેની કરેછે, અનુદિન તે ત્યાં ઇંદ્ર રે. ૧
ત્યાં અંજનીનંદન મોકલો, ઔષધી લાવે આજ;
સુષેણ એવું કહી રહ્યા, એમ સરે સહુનાં કાજ. ૨
કોને કાંઇ નવ ઉપજે, દુઃખી દીસે સર્વ કપિ;
બાણે બાંધવ બે બંધાણા, રામ રામ રહ્યા જપી. ૩

---

૪૮. વિશલ્યા–શલ્ય (શાસ્ત્ર વગેરેનો કાંટો) શરીરમાં કાઢી નાખનારી વનસ્પતિ. બે–શલ્યા અને વિશલ્યા. એખોધર અને મીંઢળ, એ ત્રણેનું નામ શલ્યા છે; અને ગળો, બધુંદભ, ત્રિપુટા, વગેરેનું નામ વિશલ્યા છે. ૩. ઉપજે–સૂઝે.

કોટિ કોટિ સહસ્ત્ર રહ્યા છે, રામને વીંટી હરિ;
તેણે સમે શબ્દ થયો, વાણી કોલાહળી વિસ્તરી. ૪
રામને ઉઠ્યા તણો, ઉપજે નહિ ઉપાય;
અંગદ હનુમંત વિભીષણ, વિમાસે સુગ્રીવ રાય. ૫
ત્યાં આણી આવિયા વેગે, નારદ તેણીવાર;
પ્રદક્ષિણા દઈ રામને, પ્રેમે કર્યા નમસ્કાર. ૬
દુઃખી દીઠા અતિઘણું, નારદ વદે વચન;
વિકળતા શી આવડી, સ્વામી જગજીવન. ૭
ધર્મધરતા જગતકર્તા, સીતાભર્તા રામ;
તું ધાતા વિધાતા ત્રાતા, તે પડ્યા કાં આમ. ૮
સરજે પાળો સંહરો, સ્વામી શ્રીજગદીશ;
પરમાત્મા પૂરણ પુરુષ, અખિલ તું અધીશ. ૯
તારે પિતામાતા કો ? કરો, સેવકની સંભાળ;
અજ્ઞાનની પેરે શું સુતા, સ્વામી દીનદયાળ. ૧૦
ગરુડગામી અંતરજામી, પામી રહ્યા કાં બંધ;
નાગઅરિ ધ્વજ તમારે, સંભારો શે ન સંબંધ ? ૧૧
વૈકુંઠવાસી શ્રીઅવિનાશી, કાકુત્સ્થ ને કોશલેંદ્ર;
બ્રહ્મા શંકરથી અપરંપર, આશ કરે તારી ઇંદ્ર. ૧૨
પદ્મનાભ પરમાનંદસ્વામી, તમો શ્રીકપિકેશ;
કૌસ્તુભમણિ હૃદે ધર્યો, પાર ન પામે શેષ. ૧૩
વરાહરૂપે વસુધા રાખી, હિરણ્યાક્ષને તમો હણ્યો;
પ્રહ્લાદપિતાને નૃસિંહ રૂપે, અતિ બળિયો તે નવ ગણ્યો. ૧૪
ઇંદ્રઅર્થે અદિતિસુત, વામન ધરિયું રૂપ;
છળ પાડી પાતાળ ચાંપ્યો, બલિ બળિયો ભૂપ. ૧૫
મધુકૈટભ મારિયા, બ્રહ્માને ઉગારિયા;

---

૯. પરમાત્મા છ૦–માંને પૂરણપુરુષ પ્ર. ૧. ૧૦. કરો–'કરે' પ્ર. ૪ થી. ૧૧. બંધ–બંધન (નાગપાશનું). નાગઅરિ–ગરુડ. તમારી ધ્વજ ઉપર ગરુડ છે, તે સંબંધ કેમ સંભારતા નથી કે જેથી ગરુડને દેખીને નાગ એની મેળે નાશી જશે. ૧૨. કાકુત્સ્થ–કકુત્સ્થના વંશના. ૧૩. પદ્મનાભ–જેની નાભિમાંથી કમળ ઉગ્યું છે એવા. કપીકેશ–કપિઓના સ્વામી. ૧૪. પ્રહ્લાદપિતાને–હિરણ્યકશિપુને.

પરશુરામ પરશીધરી, ક્ષત્રી બહુ સંહારિયા.
કાર્ત્તવીર્યનું કદન કીધું, કશ્યપને આપી ધરા;
સાગર મથન કરાવિયું, કર્મરૂપ થયા ખરા. ૧૭
બદ્રિકાશ્રમ તપ કીધું, તમો દેવાધિદેવ;
કૃષ્ણ કૃપાળ કેશવ, કરે સુરીનર સેવ. ૧૮
મહેંદ્ર તે તું આઠમો, વસુ પાંચમો તે તું વાય;
વૃષભાનંદ તમો રૂદ્રમાં, કપાલી કહેવાય. ૧૯
અશ્વિનિકુમાર કાન તમારા, ચક્ષ ચંદ્ર ને સૂર;
લલાટે તો પ્રજાપતિ, ધર્મ તમારૂં ઊર. ૨૦
આકાશ મસ્તક તાહરૂં, પાતાળે તો ચરણ;
ઉદર સાગર અનુપમ, વાહન પ્રાણ તે શરણ. ૨૧
દિશા કર્ણ રૂપ તારે, વાસવકટિએ વાસ;
જંઘા મિત્રાવરૂણ છે, ઋષિબળ તારૂં ઉલ્લાસ. ૨૨
પિંડીએ અશ્વિનીકુમાર સ્વામી, વનસ્પતિ રોમરાય;
દેવતા કંઠે વસે, હૃદે ગાયત્રી કહેવાય. ૨૩
સ્વર્ગ ગ્રીવા તાહરી, જીહ્વા તે તો સરસ્વતી;
સનાતન સમર્થ શ્રીધર, અનુદિન આરાધે જતિ. ૨૪
સ્વયં ધરતા સર્વ તમો, ભૂત ભવિષ્ય વર્ત્તમાન;
યુગને અંતે એક રહે, સમર્થ શ્રીભગવાન. ૨૫
આદિત્ય વાસવ રૂદ્રને વળી, મરૂત્‌ગણ લોકપાળ;
વિશ્વદેવા ઇંદ્રિ બ્રહ્મા, દિક્‌પાળ તું દયાળ. ૨૬
દેવઋષિ બ્રહ્મઋષિ તુને, બ્રહ્મા આદિ દેવ;
અંતરિક્ષ વિમાન બેશી, અવલોકે અવશ્યમેવ. ૨૭
જય તમારો વાંચ્છે છે, હરે તમો શ્રીરામ;
સરજો પાળો સંહરો, તુંવણ ન ઠાલો ઠામ. ૨૮
માનુષ્ય તો તમો થયાછો, સારવા સુરનાં કાજ;
રાક્ષસમાત્ર રાવણ આદે, મારવા મહારાજ. ૨૯

---

૧૯. રામને વિશ્વરૂપ રૂપે કહીને સ્તુતિ કરે છેઃ મહેંદ્ર ૮૦-આમો ઇંદ્ર જે મહેંદ્ર તે તું છે; પાંચમો વસુ જે વાયુ તે તું છે. "मारिचिरुतामस्मि देवानामस्मि वासवः"-ભગવદ્‌ગીતા. ૨૨. મિત્રાવરૂણ-મિત્ર અને રૂણ નામે બે દેવો. ૨૩. રોમરાય-રોમરાજી-રૂવાંટાંની પંક્તિ.

જાણતાં અજાણ થયા, સહિત લક્ષ્મણ ભ્રાત;
સ્મરણકરો ગરૂડનું, જે વાહન વિખ્યાત. ૩૦
વિનતાસુત સખા એ સાચો, સાંભળો સ્વામી શુદ્ધ;
ગરૂડ વિના નથી કોમાં, મૂકાવાની બુદ્ધ. ૩૧
મહાબળિયો પરાક્રમી, મૂકાવશે નાગપાશ;
એમ કહી નારદ ચાલ્યા, દેઇ રામને આશ. ૩૨
નારદ વાણી હૃદે આણી, સાવધાન થયા શ્રીરામ;
નાગપાશ તોએ નવ છૂટે, શરીર આવ્યું તે ઠામ. ૩૩
વાયુ કહેછે વિશ્વંભર, અવિગત ગત અપાર;
ગરૂડને સંભારો સ્વામી, નારદે કહ્યું તે સાર. ૩૪
રામજીએ સમર્યો ખગપતિ, એવે વાયો ઘોર પવન;
વૃક્ષ સમૂળાં પડે, દામણા કપિજન. ૩૫
લવણ સાગર લે'ર જાયે, જળ અરૂપરૂ થાય;
વાનર વિસ્મય પામિયા, અરાપરા ઉજાય. ૩૬
મુહૂર્ત્તમાત્રમાં અવલોક્યો, ગરૂડ ગતિ ગંભીર;
આગે અમૃત લાવ્યો'તો, હવે શું કરશે વીર. ૩૭
આકાશ રખે ઉતરડે, શોષે સાગર સાત;
અવનિ ઉંધી મારશે, કે મેરૂને મહીપાત. ૩૮
એટલે આવ્યો ઢુંકડો, દશરથસુત છે જ્યાંય;

૩૧. વિનતાસુત–ગરૂડ. ૩૭. આગે ઇ૦–એ આગળ (પૂર્વે) ઈંદ્રને જીતીને અમૃત લાવ્યો હતો, તે છે. અમૃત લાવવાની કથા આ પ્રમાણે છે. વિનતા અને કદ્રુ બન્ને કશ્યપની પત્નીઓ હતી. વિનતાનો પુત્ર ગરૂડ અને કદ્રુના પુત્ર બધા સર્પ. કદ્રુએ કપટથી સરત બકીને વિનતાને દાસી કરી હતી; તેમાંથી છૂટવાનો ઉપાય ગરૂડે સર્પોને પૂછ્યો, ત્યારે તેમણે પોતાની માતાની અનુમતિથી કહ્યું કે અમને અમૃત આણી આપે, તો તારી માતા દાસીપણામાંથી છૂટે. ગરૂડે દેવોની સાથે મોટું યુદ્ધ કરી અમૃત આણ્યું. અને સર્પોને સોંપ્યું તથા માતાને દાસીપણામાંથી છૂટી કરી, નાહી ધોઈ અમૃત પીવાના વિચારથી સર્પો નાહાવા ધોવા ગયા, એટલામાં તાકી રહેલો ઈંદ્ર તે લેઈ ગયો, અને સર્પો અમૃત વગરના રહ્યા. ગરૂડનું આ પરાક્રમ જોઇ વિષ્ણુએ તેને વગર અમૃત પીધે અમર કર્યો ત્યારે ગરૂડે તેના વાહનરૂપ થવાનો અંગીકાર કર્યો–મહાભારત.

નાગ સર્વ નાશી ગયા, ભય આણી મનમાંય. ૩૯
વાનર મધ્યે આવિયો, રામને નામ્યું શીશ;
નાગપાશથી મૂકાણા, અયોધ્યાના અધીશ. ૪૦
શરીર રામ લક્ષ્મણને, ગરૂડે ફેરવ્યો પાણ;
દિવ્યદેહ થઇ છિદ્ર પૂરાણાં, બોલ્યા મધુરી વાણ. ૪૧
ધન્ય ખગપતિ ભલે આવ્યો, કરવા સૂધી સાર;
એવું કહીને આલિંગન, દીધું જગદાધાર. ૪૨
પિતાનું પિતામહનું, પામિયે દર્શન;
તેમ તુજને દીઠે વીરા, થયો પરમ પ્રસન્ન. ૪૩
તેજ બમણું બળ બમણું, અને બમણી બુદ્ધ;
તેં પાણ ફેરવ્યો અંગ મારે, તેણે થઈ અતિ શુદ્ધ. ૪૪
ઇંદ્રજિતે પીડચો હતો, નાગપાશ મે'લી વીર;
સુંદર ને સોહામણો, કેમ આવ્યો તું ધીર. ૪૫
ગરૂડ કહેછે રામજી, મેં જાણ્યું થઈ સત્ય ઘાત;
કોએ સમર્થ ન બીજો, ઉઠાડે બે ભ્રાત. ૪૬
દેવ થઇ રહ્યા દામણા, નવ જીતાએ સૂઝે ઉપાય;
રાવણીએ નાગપાશે, બાંધિયા બે ભાય. ૪૭
ઇંદ્રજિત્ નવ જીતાએ, હું આવ્યો જોઇ લાગ;
સુખ તમને થયું સ્વામી, નાશી ગયા સર્વ નાગ. ૪૮
આગળથી શું કહું આતા, જાશે ઇંદ્રજિત્‌ના પ્રાણ;
સાચું સખાપણ ત્યારે, જાણશો પુરૂષપુરાણ. ૪૯
હવે યુદ્ધ કરો જગજીવન, તજીને પ્રમાદ;
રાક્ષસ વો'ણી કરો વસુધા, જે કરેછે ઉન્માદ. ૫૦

---

## કડવું ૧૦ મું.

### રાગ આશાવરી.

ગરૂડ કહેછે વાત જી, સાંભળોને જગતાત જી;

---

૪૩. પ્રસન્ન—પવિત્ર. પ્ર. ૨ જી.

અસંખ્યાત કપટી રાક્ષસ, અહીં આવશે રે. ૧

ઢાળ.

અસંખ્યાત રાક્ષસ અહીં વસે, કપટ કરશે એહ;
તે માટે જેમ તેમ એનો, પાડજો પ્રભુ દેહ. ૨
માયાએ નાગપાશ મે'લે, તેમ કપટ કરશે પ્રૌઢ;
રાવણ હણાણા વિના સીતા, ન આપે ગરૂડારૂઢ. ૩
આજ્ઞા આપો હરિ મુને, તવ દીધું આલિંગન;
શીશ નામી સાંચર્યો, કહીને વિવિધ વચન. ૪
રામ લક્ષ્મણ દીઠા જ્યારે, તેવાને તેવા તન;
વાનરા આનંદિયા, ગાજ્યા જાણે ઘન. ૫
વાજીંત્ર વજાડે બહુ, નફેરી નિઃસાણ;
શરણાઇ રણતૂર ઝાલરે, વાદી વદે જય જય વાણ. ૬
કપિ કહે સોણું કે સાચું, આશ્ચર્ય પામ્યા અતિ;
અસંખ્યાત આયુધ લીધાં, યુદ્ધ કરવા મહામતિ. ૭
કુલાહલ તે કરે અતિશે, સબળ પાડે સોર;
રાવણ સાંભળતો હવો, જે શબ્દ કર્યો કઠોર. ૮
પ્રધાન રાવણને કહે, આવડો શો નાદ;
શોક એનો ક્યાં ગયો, જે પામ્યા છે વિપાદ. ૯
રાવણ કહેછે જઇ જૂઓ, એવડો શો આનંદ;
નાગપાશ બાંધ્યા બે જણા, પાડિયા પણ ફંદ. ૧૦
પ્રધાન ચઢ્યા કોશીસે, મંદિર ઉપર જોય;
રણાંગણે રામ લક્ષ્મણ, ઊઠયા દીઠા સોય. ૧૧
શોભે સિંહસરખા સુંદર, પેખિયા પૂરણકામ;
રાવણને તે જાણ કીધું, શું બેઠા છો સ્વામ. ૧૨
ભાઇ એ બે નાગપાશથી, મૂકાણા ત્યાં આપ;
એવું કહેતાં મૂછીઓ, લંકેશ પામ્યો તાપ. ૧૩
વદે વલખે વદન વાણી, બેઠા'તા નિશ્ચંત;
નાગપાશથી કયમ મૂકાણા, બાંધ્યા'તા બળવંત. ૧૪

---

૧. ગરૂડ કહેછે-'ગરૂડ કહેછે વિનતિ જી, સાંભળોને વિશ્વાપતિ જી'. પ્ર. ૨ જી. આવશે રે-વસે રે. પ્ર. ૨ જી. ૭. સોણું-શમણું. ૮. રાવણ હ૦-રાવણે સાંભળ્યો હુઓ પ્ર. ૨ જી. ૧૪. વલખે-વિલક્ષ થયેલે-ખીસીઆણે મોઢે.

શોકે સામું જોઇને, બોલાવ્યો ધૂમ્રાક્ષ;
વીરા ચઢ વેગે કરી, વચન મારૂં રાખ. ૧૫
વાનરમાત્રનો નાશ કરજે, મારે લક્ષ્મણ રામ;
અપાર ભૂપતિ કાં નહિ, બોલિયો કરી પ્રણામ.' ૧૬
ધૂમ્રાક્ષે કહ્યું બલાધ્યક્ષને, જે બળતણો લઘુ ભ્રાત;
કટક કરતું એકઠું, રાવણે કહ્યું વિખ્યાત. ૧૭
અપાર કરીને એકઠા, આગળ કીધા જોધ;
આવીને ઊભા રહ્યા, ક્રૂર કરીને ક્રોધ. ૧૮
ધ્વજા રથ ત્યાં ફરહરે, હય ગજનો નહિ પાર;
ગર્ધવ ને મહિષે ચઢયા છે, બોલે મારોમાર. ૧૯
દદામાં તે દરદડે, ભુંગળ વાજે જોર;
ધૂમ્રાક્ષ સાથે પરવર્યો, જઇ રામને તું ઘેર. ૨૦
અનેક પાળા પળે રાક્ષસ, આયુધ ધરી અનેક;
પશ્ચિમપોળે પરવર્યો, ધૂમ્રાક્ષ ધરીને ટેક. ૨૧
સહનાટોપ હથરોટા પે'રે, ખડ્ગ તોમર હાથ;
હનુમાન સામો રહ્યો, અનેક કપિ છે સાથ. ૨૨
અપશુકન થાયે રાક્ષસને, બોલે ગર્ધવ પંખી કાગ;
સૂર્ય તેજહીણ દીસે, ઊતરે આડે નાગ. ૨૩
કંક પંખી ઉચરે, વાયે ઘોર પવન;
ધરા ધ્રૂજે યોધ દીસે, દામણા સહુ તન. ૨૪
સેના દીઠી રામની, ધૂમ્રાક્ષ થયો અતિમંદ;
વાનર દેખી રાક્ષસોને, પામ્યા અતિ આનંદ. ૨૫
હરિ મૂશળ ગ્રહીને, વરસાવે વરસાત;
રાક્ષસે તવ સામાં તેને, માર્યાં અસંખ્યાત. ૨૬
ચકચૂર કીધા નિશાચર, વાનર વાધ્યા અત્ય;
શિલા શિખરના માર મારે, ભાજી સઘળી ગત્ય. ૨૭
પિશિતાશન થઇ સાંસતો, ગ્રહી આયુધ હાથ;

---

૧૫. રાખ–દાખ. પ્ર. ૨૭. ૧૬. બોલિયો–ચાલિયો. પ્ર. ૧લી. અપાર ભ૦–ભલે તે રામ જેવા અપાર ભૂપતિ કાં નથી ચઢી આવતા! ૧૭. બલાધ્યક્ષ–સેનાપતિ. ૨૪. કંક પંખી–એ નામનાં પક્ષી. ૨૬. હરિ—વાનર.

ખડ્ગ તોમર પરશુ પટ્ટિશ ગ્રહી, આવ્યો અસુરનો નાથ. ૨૮
બાણુનો વરસાત વરસે, વાનર માર્યા વીર;
પ્રલયકાળનો મેહ વરસે, એમ મે'લ્યા તીર. ૨૯
પડ્યા વાનર વિડાર્યા, તવ કોપિયા બીજા બહુ;
અરે પ્લવંગમ શું સૂતાછો, વકાર્યા બળિયા સહુ. ૩૦.
શાળકેરાં દ્રુમ લેઈ, પરમ પ્રૌઢાં પાણ;
વાનરા વાધ્યા અતિ, મુખ મારમાર કહે વાણ. ૩૧
રાક્ષસ તે કીધા સહી, હરિએ ચૂરાચૂર;
પડ્યા પૃથ્વી પર્વત સરખા, ધૂમ્રાક્ષ પેખે શૂર. ૩૨
સેનાપતિએ સાથ સઘળો, પડ્યો દીઠો સર્વ;
વઢવા લાગ્યો એકલો, ધરીને ત્યાં ગર્વ. ૩૩
ભાલાના ને ભુંગળના, વરસાવ્યા ત્યાં મેહ;
સેના વાનરતણી પાડી, કહેતાં ન આવે છેહ. ૩૪
હનુમાને તે પડતા દીઠા, પ્રૌઢા પ્રૌઢા પ્લવંગ;
ઉછળીને આવિયો, થયો રીસે રક્તરંગ. ૩૫
વૃક્ષ માર્યો હનુમાને, ધૂમ્રાક્ષ પામ્યો શોક;
આવા વાનર ન જાણું, અહીં આવ્યો તે હું ફોક. ૩૬
એવું કહીને ગદા લીધી, ક્રૂર કરીને કોપ;
હનુમંતને હઠે મારી, અને કીધો લોપ. ૩૭
હનુમાન આકુળવ્યાકળો, નહિ શરીરે સાન;
વાનરે વકારિયો, વળી ઊઠિયો બળવાન. ૩૮
શિખર નાંખ્યાં સામટાં, મહા મંડાણું યુદ્ધ;
ગાંજ્યો કો જાયે નહિ, ઘટે નહિ બળબુદ્ધ. ૩૯
અંજનીનંદન અતિ કોપ્યો, શલ્યા ઉખેડી એક;
મહા મોટી રાક્ષસ ઉપર, મારી કરી વિવેક. ૪૦
પર્વતનીપેરે પડ્યો પૃથ્વી, પ્રાણ રહિત તે યોધ;
રૂધિરની તે નદી ચાલી, માર્યા શોધે શોધ. ૪૧
અધમુઆ ને અદસસ્તા, લંકામાં નાશી ગયા;

---

૨૮. પિશિતાશન–રાક્ષસ ધૂમ્રાક્ષ. ૩૦. પ્લવંગમ–વાનર. ૩૧. શાળ–શાળવૃક્ષ. ૪૦. અંજનીનંદન–અંજનીનો નંદન (પુત્ર).

પ્રધાન ધૂમ્રાક્ષ મર્ણ પામ્યો, શિથિલ સર્વ ગાત્રે થયા. ૪૨
રાવણે તે સાંભળ્યું, ધૂમ્રાક્ષ પામ્યો પતન;
બળાધ્યક્ષને કહે રાજા, યુદ્ધે જા તું ધન્ય. ૪૩
અકંપનને તેડીને, દુર્ધર્ષ લેઇ સંગ;
વાનરને કરડજો કાચા, રામનો કરજો ભંગ. ૪૪
હાંજી કહીને હીંડિયા, શણગાર્યા બહુ રથ;
પાળા પણ બહુ પરવર્યા, અશ્વ ગજ રથ ચઢી સમર્થ. ૪૫
નીસરતાં તેને નગરમાંથી, અપશુકન અતિ હોય;
આજ જાયે તે મર્ણ પામે, એવું કહેછે કોય. ૪૬
મંઝાર આડે ઊતરે, મળે વિધવા નાર;
અશ્વ તે આખડિયા, વિમાસે તે ઠાર. ૪૭
ક્ષણુંએક રહીને ચાલિયા, શુકનને માન્યા નહિ;
એ ઉપર શા શુકન કરો, મારીને આવશું અહીં. ૪૮
ઢોલના ઢમકા વજાડે, નફેરી નગારાં વાજે;
વાનર ચકિત થઇ રહ્યા, શું ભાઇ એ ઘન ગાજે. ૪૯
સૈન્ય દેખી આવતું, વાનર થયા દિગ્મૂઢ;
અર્ણવ આખો શોષશે, એવા વાનરે દીઠા પ્રૌઢ. ૫૦

---

## કડવું ૧૧ મું.

### રાગ મારૂણી.

રાક્ષસ અવલોકિયા આવતા, વાનર સોંઢ્યા સોય જી;
પાણે પર્વત પ્રૌઢ ગ્રહીને, અજમાવી તે જોય જી. ૧
સામા સર્વે રહ્યા ઊભા, માર માર મુખ બોલે જી;
આવ્યા અલ્પમતિ અહીં મરવા, નહિ કો રામને તોલે જી. ૨
રાક્ષસ બળાધ્યક્ષને સૈન્યે, દીસે નહિ સૂર્ય દેવ જી;
રેણુ ઉડે આકાશ પ્રમાણે, ગાજે કપિ અવસ્યમેવ જી. ૩
રાવણ નિમિત્ત સઘળે શૂરે, સંકલ્પ્યા છે પ્રાણ જી;
કુલાહલ થયો યુદ્ધ મંડાણું, ઉતરશે શું ઘાણ જી. ૪

---

૪૨. અદસ્રસ્તા-(અર્ધશસ્ત્ર)-અરધા મારેલા. ૪૯. ચકિત-ગાકત પ્ર. ૧-૩. ૫૦. અર્ણવ-સમુદ્ર. શોષશે-શોકશે. પ્ર. ૧ લી.

હાથે હાથ સૂઝે નહિ ને, મૂકે અસ્ત્ર અનેક જી;
વૃક્ષ શિખર શિલા મૂકે છે, મહા કપિ માંહોમાંહે ટેક જી. ૫
માંહોમાંહે એકએકશુ, અતિ હોય સંગ્રામ જી;
મયંદ નલ વાનર ત્યાં આવ્યો, કુમુદ તેણેઠામ જી. ૬
શિલ્લાતણા વરસાદજ વરસે, વાનર વાધ્યો અત્ય જી;
અકંપન કહેછે ત્યારે, સાંભળ સારથી સત્ય જી. ૭
એ પશુ પમાડશે પ્રાજે, તો તો જીત્યું ફોક જી;
સારથીએ ફરી રથ ચલાવ્યો, વાનરનો જ્યાં થોક જી. ૮
અનેક આયુધ ઊર ભર્યાં, મે'લ્યાં તે બળવંત જી;
વાનર સર્વે ગયા નાશી, તવ આવ્યો હનુમંત જી. ૯
પર્વત સરખા સર્વે શોભે, વાનર બળિયા વીર જી;
અકંપને અવિલોકયો કપિપતિ, પર્વત પ્રાય શરીર જી. ૧૦
શિલા વૃક્ષ હનુમંત લેઇ, ફેરવે અપાર જી;
અકંપનને માથે માર્યાં, ક્રોધ કરી તે ઠાર જી. ૧૧
અકંપને આયુધ મે'લી, ઢાંકયો અંજનીનંદન જી;
શિખર એક મે'લી તેનું, ક્રૂર કર્યું કદન જી. ૧૨
અસ્ત્ર મે'લી શિખર ભાંજ્યું, કર્યાં કટકા તેહ જી;
વૃક્ષ મેલી મહીએ પાડયો, થરથર ધ્રુજ્યો દેહ જી. ૧૩
પડતાં પડછંદો થયો પ્રૌઢો, દેવ થયા રળિયાત જી;
ફૂલોતણી વૃષ્ટિ ત્યાં કીધી, ભલો કહીને ભ્રાત જી. ૧૪
વાનરે અતિ અરચા કીધી, શોણિત ચાલે શરીર જી;
રામ કહે તુજ વિના એનું, કોણ ઉતારે નીર જી. ૧૫
વળી વાનરે રણમાંહે, રાક્ષસ ખોળી માર્યા જી;
ઉગર્યા તે જઇ કહે રાજાને, સ્વામીજી [સહુ] હાર્યા જી. ૧૬
રાવણ તે મેહેલ માંહેલી, અવલોકે છે વાડી જી;
અકંપન વાનરે માર્યો, સર્વ કહેછે ત્રાડી જી. ૧૭
સુણી શોક ધરે મનમાંહે, મુખ આંગળી ઘાલે જી;
પ્રહસ્ત પ્રધાનને તે પૂછે, એ પ્રત્યે નહિ ચાલે જી. ૧૮
જો રે સચિવ! વાનરે વીંટયો, કોશીસાં પ્રાકાર જી;

---

૫. ટેક–ટેક ધરીને. ૬. મયંદ–મૈંદ વાનર. ૯. ઊરભર્યા–છાતીના બળથી બળવાન કરેલાં. ૧૨. અંજનીનંદન–પ્રત ૧–૩ માં અંજનીકુમાર એવો પાઠ છે. ૧૬. રાજાને–રાજ્યમાં પ્ર. ૨ જી.

નગરમાં કરે અલુરાઇ, નહિ હીંડવા ઠાર જી. ૧૯
હવે તો હું પોતે જાઉં, કે જગાડું કુંભકર્ણ જી;
ઈંદ્રજિત કે નિકુંભ મોકલું, પમાડવા એને મર્ણ જી. ૨૦
અથવા તું જાઇશ યુદ્ધ કરવા, અન્ય કોણે નવ ચાલે જી;
વાનર વસમા વેરી વાધ્યા, લંકામાંહે મા'લે જી. ૨૧
પ્રહસ્તને રાવણ કહે, હવે જા તું શૂર જી;
અમરને આછેટે એકલો, તો કેઇમાત્ર એ ભૂર જી. ૨૨
શુક્ર અસુરને દે શીખામણ, તેમ પ્રહસ્ત વાણી બોલે જી;
આગે મેં તમને કહ્યું છે, તણખલાને તોલે જી. ૨૩
સીતા આપી રામ મનાવો, યુદ્ધતણું કુણ કાજ જી;
કહેતાં જીહ્વા ઘટી સ્વામી, શું કહું હું આજ જી. ૨૪
તમો કહો તો જાઉં સ્વામી, કરવાને સંગ્રામ જી;
તમઅરથે પ્રાણ સંકલ્પ્યા, પડવું તેણે ઠામ જી. ૨૫
રૂડીપેરે મારૂં બળ જોજો, તમ સારૂં રે'નાર જી;
વાનરનાં આમિષ કરાવું, કાગ શ્વાન પાસે આહાર જી. ૨૬
એવું કહીને બહાર આવ્યો, હવે જો જો લંકેશ જી;
પરાક્રમ કરૂં કટકમાંહે, કપિ પામશે ક્લેશ જી. ૨૭
સેના કરો સૌ એકઠી, રખે લાગે વાર જી;
એવું સુણી ઉજાણા, રાક્ષસ ઠારોઠાર જી. ૨૮
આપઆપણે મંદિર આવી, હોમ કરેછે જગ્ન જી;
વાડવને કહે વિશેષે, કપિ તો થાશે ભગ્ન જી. ૨૯
વાડવ કહે કલ્યાણ પામશો, વળી દેછે આશિર્વાદ જી;
સજ થઇ સેનાપતિમંદિર, આવે અતિ ઉલ્હાદ જી. ૩૦
પ્રહસ્ત તે પરવર્યો પોતે, સુંદર આણ્યો રથ જી;
સહુ નારી વધાવે છે, જીતી આવજો સમર્થ જી. ૩૧
પૂર્વપોળે પળિયો પ્રેમે, સૈન્ય બહુ સંઘાત જી;

---

૧૯. સચિવ–હે પ્રધાન ! અલુરાઇ–(?) ૨૩. શુક્ર–દૈત્યના ગુરૂ. તણખળાને ઇ૦–તે મારૂં કેહેવું તમે તણખલાને તોલે–તુચ્છ ગણ્યું છે. ૨૪. ઘટી–ઘસાઇ ગઇ. ૨૬. રે'નાર જી છે નારજી પ્ર. ૧–૨. આમિષ–માંસ. ૨૯. કપિ તો ઇ૦—કપિ થાશે ભંગ જી. પ્ર. ૨જી. ૩૦. વાડવ ઈ.–તેમને બ્રાહ્મણો કહેછે કે તમે કલ્યાણ પામશો–પરલોકમાં જશો.

લોક સહુ કહેછે કપિ મરશે, પશુ પામર જાત જી. ૩૨
નિશાન વાજે જાણે ઘન ગાજે, હથિયાર અનેક જી;
બીજું કાંઇ દૃષ્ટે ન આવે, નિશાચર વત્રેક જી. ૩૩
જાણે ઈંદ્ર ચઢ્યો અવગણવા, તેમ ઓપે પ્રધાન જી;
ભયંકર રાક્ષસ ભાસે છે, મોટા મહા બળવાન જી. ૩૪
અપશુકન અતિ હોવા લાગ્યા, શોણિતની હોય વૃષ્ટ જી;
તારા પડે પશુ અતિ બોલે, આવરિયુ અરિષ્ટ જી. ૩૫
યોધદૃષ્ટિ ભયભીત દીસેછે, અશ્વ ન ચાલે પાગ જી;
શિયાળ સામાં બહુ બોલે, પતાકાએ કાગ જી. ૩૬
એવું અવલોકીને ઉચર્યો, પ્રહસ્ત જે પ્રધાન જી;
આમે અમો મરણ આગમ્યું, સુણો સહુ બળવાન જી. ૩૭
તે માટે રાવણ નિમિત્તે, સાવધાન થઇ વઢજો જી;
એકને મારતાં દેખો તેવે, તેની વહારે ચઢજો જી. ૩૮
એવું કહી અપશુકન લોપ્યા, સાથે ચાલે સહુએ જી;
ગજ રથ અશ્વ બહુ દીસે, પળે પાળા બહુગે જી. ૩૯
કુલાહલ ત્યાં અતિ હોયે, યોધ મહા વિકાળ જી;
વાનરે આવતા દેખી, ગ્રહ્યાં તાલતમાલ જી. ૪૦
શિલા ને શિખર બહુ લીધાં, ગ્રહી પર્વત પાણ જી;
ઉચ્છૃંખલ ઉછળીતા હીંડે, દૃઢ દૃઢ મુખ વાણ જી. ૪૧
પ્રહસ્ત પેખી પ્લવંગમ પ્રૌઢા, પર્વતપ્રાય શરીર જી;
રાક્ષસો જુએ યોધ નરખે, નવ ધરે ત્યાં ધીર જી. ૪૨
સજ કર્યાં હથિયાર શૂરે, સઘળે કીધા હાથ જી;
તુમુલ યુદ્ધ મંડાણું ત્યારે, રાક્ષસને હરિ સાથ જી. ૪૩
ખડ્ગે મારે હઠે ન ત્યારે, મેલ્લે તીક્ષણ તીર જી;
ભાલા ને ભોગળ ભયંકર, મથાયાં કપિ શરીર જી. ૪૪
હઠી હરિએ વૃક્ષ લીધાં, ફળ ફૂલ સહિત જી;
વારે વારે વાનર મારે, ક્રૂર કર્યા ભયભીત જી. ૪૫
કોએકનું ત્યાં મુસ્તક પાડે, કોના હાથ ને ચરણ જી;
કોઇના કાન કોઈનાં નેત્ર નીસર્યા, કોએક પામ્યા મરણ જી. ૪૬

---

૪૧. ઉચ્છૃંખલ–બંધન વગરના–મરજીમાં આવે તેમ વર્તનારા. ૪૪. મથાયાં–અટવાયાં.

કોએક થંભી રહ્યા સ્થિર થઈ, શિલા નગે દાટયા કોય જી;
વાનરનું પરાક્રમ પેખી, વિમાસીને જોય જી. ૪૭
વિમાસીને મોકમ માર્યા, ભાલા ફરશી મારે જી;
રીસ ચઢી રાક્ષસ થયા રાતા, સામટા સહુ સંહારે જી. ૪૮
ગદાએ તે મારી પાડયા, બળહીન થઇ નાઠા જી;
ફરશીએ ને ખડ્ગે હણિયા, લાંગૂલ યુદ્ધ કરી ત્રાઠા જી. ૪૯
થરથર ધ્રુજે કાંઇ ન સૂઝે, રાક્ષસ થયા પ્રસન્ન જી;
હરિ કહે રામને અરથે, નિવેધાં છે તન જી. ૫૦

---

## કડવું ૧૨ મું.

### રાગ દેશી ફેર.

વાનર તે તો કોપ્યા અતિ, વૃક્ષ લેઇ મારે મહામતિ;
શીશ અમારે સીતાપતિ, તમો આવ્યા રાવણની વતી. ૧
આવ્યો'તો તું અંજનીતને, અક્ષયકુમાર પામ્યો પતન;
હવે કુટુંબ સહિત થાશે કદન, એમ કહી મારે કપિજન. ૨
પ્રહાર પ્લવંગ કરેછે જદા, પ્રહસ્ત પ્રધાન મોકલ્યો તદા;
નરાંતક કુંભહનુ બલવાન, મહાનાદ બળે સમાન. ૩
સમુન્નત આદે એ પંચ, હરિને હણવા કીધો સંચ;
પ્રહાર કરી પ્રૌઢા પ્રચંડ, ભાંજશે જાણે બ્રહ્માંડ. ૪
દ્વિવિદને ચઢયો અતિ ક્રોધ, પર્વતે નરાંતક માર્યો યોધ;
દુર્મુખે સમુન્નત હણ્યો, તૃણમાત્ર તેને નવ ગણ્યો. ૫
શિલા ગ્રહીને જાંબવાન, મહાનાદ હૃદે માર્યો બળવાન;
તારે કુંભહનુને હણ્યો, વૃક્ષે મારીને અવગણ્યો. ૬
પ્રહસ્ત જ્યાં બેઠો રથ, એક પરાક્રમ દીઠું સમર્થ;
ત્યારે ચઢી તેને રીસ, વાનર ત્યાં માર્યા દશ વીશ. ૭
અનેક વાનર પાડયા ભોમ, ઊકાંટો ચઢયો અતિ રોમ;
આચ્છાદન થઇ આખી મહી, રાક્ષસ વાનર બહુ પડિયા સહી. ૮
કેસુકેરી પેરે સોય, જાણુ વસંત માસ શું નો'ય;

---

૪૯. લાંગૂલ-પૂંછડું. અર્થાત્ પુંછડાવાળા-વાનર. ૨. કદન-નાશ. ૩. મહાનાદ-એ નામનો રાક્ષસ. ૬. તારે-તાર નામે વાનરે.

પ્રહસ્તે પરાક્રમ કીધું જ્યાંહાં, નીલ વાનર આવિયો ત્યાંહાં. ૯
રૂધિરની નદી તે તર્યો, લેઇ વૃક્ષને પરવર્યો;
જાણે મદોન્મત્ત બેય, સાંઢ સરીખા દીસે તેય. ૧૦
પ્રહસ્ત નાખી રહ્યો બહુ બાણ, નીલ કહે હું લેઉં પ્રાણ;
વૃક્ષે ભાંજી રથ કર્યો બહુ ચૂર, હેઠો ઉતરી ધાયો શૂર. ૧૧
ખપ્યાં બાણ ભોગળ લેઇ પડ્યો, જાણે વૃત્રાસુર હરિ મળ્યો;
શું જાણે સિંહને વાઘ, દીસંતા તે એવા ડાઘ. ૧૨
માંહોમાંહે મારે પાડે રીર, એક વાનર વૃક્ષે મારે વીર;
ભોગળ મારે રાક્ષસ રોપ, એકેકને ન દેવાયે દોપ. ૧૩
એક રાવણકેરો દાસ, બીજાને વાહાલા શ્રીઅવિનાશ;
સ્વામીને સંકલ્પ્યા પ્રાણ, મારમાર મુખ બોલે વાણ. ૧૪
પ્રહસ્ત તોમર મારતો હવો, ભોગળે મારીને તે લવ્યો;
નીલતણું ભાંજ્યું લલાટ, વાનર અતિ પામ્યો ઉચાટ. ૧૫
આવતું તે મૂશળ ગ્રહ્યું, શિલા લેઇને વાયક કહ્યું;
ઉગામી મારી અતિ રીસ, પ્રહસ્તતણું ભાંજ્યું શીશ. ૧૬
પ્રાણ ગયા તે પડિયો મહી, તોએ શિલા ઊંડી જઇ રહી;
પછે સેના રાક્ષસની વળી, એકએકને ન શકે મળી. ૧૭
નીલ વળી કરી પ્રરાક્રમ, આવિયો જ્યાં સ્વામી પરબ્રહ્મ;
ચતુર્દશીએ પ્રહસ્ત આવિયો, પડવે એ મહી રવડાવિયો. ૧૮
સેના તે તો નાઠી જાય, એકએકને તો શ્વાસ ન માય;
રાવણને કહે પ્રહસ્ત પડ્યો, નીલ સંઘાતે આથડ્યો. ૧૯
ત્રણ દિવસ તે ત્યાં આથડ્યો, સિંહ સરીખો મહીએ પડ્યો;
રાવણ વાણી સુણીને ઢળ્યો, મા'રો વા'લો પાછો ન વળ્યો. ૨૦
રાવણે એમ વાણી કથી, મોકલવા સરખા કો નથી;
ગયા વિના મારે નવસરે, રાવણ એવી ચિંતા કરે. ૨૧
હવે સજ કરાવો મારો રથ, ધનુષ્ય લાવો મોટું પડીઓ અર્થ;
કરૂં વિના વાનર મેદિની, ન જાણે વાત તે યુદ્ધ ભેદની. ૨૨
મારૂં લક્ષ્મણને વળી રામ, હું આગળ શું કરે સંગ્રામ;

---

૧૧. રથ-'વૃક્ષ' પ્ર. ૪ થી. ૧૫. લવ્યો-લવારો કર્યો—હોંકારો કર્યો. ૧૬. મારી-(શિલા). ૧૮. ચતુર્દશીએ ઇ૦-ચૌદશને દિવસે પ્રહસ્ત યુદ્ધ કરવા આવ્યો તેને પડવાને દિવસે ભૂમિપર પાડ્યો-માર્યો.

વાનરને રૂધિરે કરી મહી, આજ હવે હું રંગુ સહી. ૨૩
અવર કોણ ઘાલી શકે હામ, હવે હું જોઉં તે ઠામ;
મંદોદરીએ શ્રવણે સુણ્યું, ત્યારે દુઃખ કર્યું અતિ ઘણું. ૨૪
ઊઠી નારી તે ઉઘડકી, અનેક સાથે લીધી સખી;
માલ્યવાન યૂપાક્ષ પ્રધાન, મંદોદરીએ તેડાવ્યા દઇ માંન. ૨૫
અતિ ઉમંગથી તે જાય, વારી રાખવા રાવણ રાય;
જોષ્ટિકા લેઇ કામિની, લડથડતી ચાલે ભામિની. ૨૬
નુપૂરનો પાયે ઘમકાર, કટિ મેખળા સોહે સાર;
નાકે નથ છબી અદ્ભુત સોય, શ્રવણે ઝાલ દેખી મનમોય. ૨૭
કંઠ નગોદર કાઢી હાર, કંકણ કિંકિણી અતિ શ્રીકાર;
ચરણાં ચોળી નૌતમ ચીર, સુગંધ બહુ એ'કે શરીર. ૨૮
ચંદ્રવદની મૃગલોચની, આવી રાયભણી એકમની;
જાણે ઇંદ્રભણી ઇંદ્રાણી જાય, સ્તને નમી રહીછે કાય. ૨૯
મયદાનવની તનયા ગઇ, રાવણને ચંચળગત થઇ;
ઊઠીને આલિંગન દિયું, ભુજપટ ભીડીને હઇયું. ૩૦
પ્રેમે બેસારી પર્યંક, પોતે પણ પાસે નિઃશંક;
નેત્રે નેત્ર નિમિષ નવકરે, મંદોદરી પ્રત્યે ઊચરે. ૩૧
કહે કારણ કયમ આવી આંય, કાંઇક કહેવું છે મનમાંય;
એવી વાણી બોલ્યા નાથ, મંદોદરીએ જોડ્યા હાથ. ૩૨
કહેતાં કાંઇ મ કરશો રોષ, શાને તમો કરો દિલ શોષ;
પ્રહસ્ત સરખા માર્યા શૂર, ધૂમ્રાક્ષ અકંપન કીધા ચૂર. ૩૩
બળિયા છે ત્યાં વાનર ગૂઢ, ગઢ કોશિસાં રૂંધ્યાં પ્રૌઢ;
લંકા આખી રૂંધી રહ્યા, શૂરાતને નવ જાયે સહ્યા. ૩૪
સીતા સોંપી સંતોષો સ્વામ, સુખ કરો તમો આણે ઠામ;
આમે નહિ જીતો સંગ્રામ, તે માટે જઇ કરો પ્રણામ. ૩૫
ત્રણલોક જો ટોળે થાય, તોએ રામ જીત્યા નવ જાય;
જુઓને એનું પરાક્રમ, શૂર્પણખા મારી પે'લું મર્મ. ૩૬
કાન નાક વો'ણી તે કરી, સુબાહુના પ્રાણ લીધા હરી;
તાડિકા મારી એકે બાણ, વિરાધ કબંધના લીધા પ્રાણ. ૩૭

---

૨૮. નગોદર—એ નામનો કંઠનો અલંકાર. કિંકિણી—ઘુઘરી. ૩૦. દિયું—'દીધું'ના અર્થમાં.

ચૌદ સહસ્ર જે મોટા યોધ, ખર દૂષણ ત્રિશિરા માર્યા રણરોધ;
એક મૂકી તીક્ષણ તીર, ચૌદ સહસ્ર માર્યા મહાવીર. ૩૮
એક શરે માર્યો વાળ, જાણે એશું કીધી આળ;
એવાં કંઇ કીધાં પરાક્રમ, તોએ તમને આવે ભ્રમ. ૩૯
રાક્ષસે કો વાનર નવ હણ્યો, કોએ એક સોહ્લામણો;
તેવાને તેવા છે કપિ, તમો બળિયા છો યદ્યપિ. ૪૦
પણ તે પ્રત્યે ચાલે નહિ, તે માટે રહો પ્રભુ અહીં;
વાનર પડ્યા નથી ભોમ, સઘળાએ જાણીએ સોમ. ૪૧
શાખામૃગના માર્યા જશો, નિશ્ચે નાથ તમો હારશો;
તે માટે આપો જાનકી, સુખ પામશો એ શીખામણથકી. ૪૨
રામને નમો કૂડું નહિ થાય, નિગમ ચતુર્મુખ એને ગાય;
ભેળ્યું નગર રૂંધિયો કોટ, ગઢ કોશિસાં પાડ્યાં દેઇ દોટ. ૪૩
નહિ માનો બોલ મુજતણો, તો હેલામાં મુજને હણો;
પુત્રક્ષય ધનક્ષય થાશે નાથ, સખા બાંધવ સર્વે પડશે સાથ. ૪૪
જઇને મનાવો જગદીશ, નહિતર દશે પાડશે શીશ;
કારણ પુરૂષ છે એ રૂપ, તે માટે દૂભી કહું તમને ભૂપ. ૪૫
ઘણુંએ કહ્યું મુજ ગાઢ્યા દંત, હવે કરો જે આવે ચંત;
વળતો બોલ્યો રાવણરાજ, નીસાસો મૂકી કહે કાજ. ૪૬
તેં કહ્યું તે સૂધું આજ, એને પ્રણમ્યે જાએ મુજ લાજ;
દેવને સ્વપ્ને નવ નમું, તો એને ચરણે કેમ ભમું? ૪૭
તેં કહી તે ન કરૂં પેર, તે માટે જા નારી ઘેર;
સાગરકેરી બાંધી પાજ, આણી પાસા આવ્યો આજ. ૪૮
મોટા પણ માર્યા પ્રધાન, તેને જઇ દેઉં હું માન;
ઇંદ્રજિતને એ મારશે, કુંભકર્ણ એથી હારશે. ૪૯
જીવતાં એવું નવ કરૂં, અથવા જીવું અથવા મરૂં;
જેની હું હરી આવ્યો નાર, તેને જઇ કરૂં નમસ્કાર. ૫૦

---

૩૮. રણરોધ–રણ જે રોધનારા અથવા રણમાં રોધીને (અટકાવીને). ૪૦. કોએ–કોઇએ. ૪૧. સોમ–ચંદ્ર સરખા, અથવા સૌમ્ય આકારના, અથવા અમૃતપાન કરેલા. ૪૩. નિગમ ઇ૦.–ચતુર્મુખ (બ્રહ્મા) અને નિગમ (વેદ), એને ગાય છે–એની સ્તુતિ કરે છે.–અર્થાત્ એ પરમેશ્વર છે. ૪૪. તો ઇ૦–'સો હેલામાં તુજને હણ્યો' પ્ર. ૪થી. ૪૫. દૂભી–દૂભવીને–ખોટું લગાડીને.

વાનરને મારીશ તો ઠાર, રામ લક્ષ્મણ તે મારી ચાર. ૫૧

---

## કડવું ૧૩ મું.

### રાગ મેવાડો. આડાતાલ.

રાવણ એણી પેર ઉચર્યો રે, સુણ મંદોદરી નાર;
એને હું નમું નહિ રે, એ મારો વિચાર. ૧

### ઢાળ.

મારો એ વિચાર મોટો, સાંભળ સાચું કામની;
લંકામાંહેનું સહુ મરે તોએ, ન આપું સીતા ભામની. ૨
તેં કહ્યું રામ મારશે, તેણે ચઢી મુજને રીસ;
સ્ત્રી માટે સાંખું છું, નહિતો છેદું શીશ. ૩
વિભીષણ મળ્યો રામને, તમે જાઓ ખપ હોય તેહ,
મંદોદરી ગઈ મંદિરમાંહે, અતિ ઊચાટે જ્યાં ગેહ. ૪
પરમ પામી આપદા, હવે ન જીવે નાથ;
શીખામણ માની નહિ મારી, એમ કહી ઘસે હાથ. ૫
પછે રાવણે કહ્યું સભામાંહે, ઇચ્છિત આવ્યો સંગ્રામ;
અંબુજ અડચે જેમ ગજ બીહે, તેમ બાણે લક્ષ્મણ રામ. ૬
સુને એ નથી જાણતો, અણપ્રીછચે આવ્યો આ ઠાર;
પરોણાગત કરૂં પૂરી, અનેક લઈ હથિયાર. ૭
રથ ઉત્તમ અણાવ્યો, જોતર્યા બહુ તોખાર;
પવનવેગે પરવર્યો, સાથે સૈન્ય અપાર. ૮
સાથે રાક્ષસ પર્વતસરખા, પળે છે અનેક;
વાજિંત્ર વાજે ઘન ગાજે, શોભાએ છે છેક. ૯
જાણે રુદ્રરણમાં પરવર્યા, પ્રેત યક્ષ પિશાચ;
એવા સાથે રાક્ષસ દીસે, મહા મોટા ભયંકર વાચ. ૧૦

---

૪. મંદિરમાંહે–મંદિર મોટે પ્ર. ૭૭. ઉચાટે–ઉર પ્ર. ૪ થી. ૬. અંબુજ ઈ૦–જેમ અંબુજ (કમળ) અડકચે ગજ બીહે અર્થાત્ ન બીહે. તેમ લક્ષ્મણ અને રામના બાણે હું પણ ન બીહું.

જાણે સાગર રાક્ષસનો, આવે ઊરાઊર;
એટલે વાનર નિરખિયા, મહા મોટા શૂર. ૧૧
સૈન્ય આવ્યું સમીપે, દીઠું દળ વાદળ;
રામ પૂછે વિભીષણને, આ અદ્‌ભુત અનળ! ૧૨
ધ્વજાદંડ આકાશ છાયો, રાક્ષસ જાણે ઘન;
અસ્ત્ર જાણે વીજળી, એ ઓળખાવ તું ધન્ય! ૧૩
વિભીષણ શુક સમાન બુધ્ધે, સુણો રાઘવરાય;
હસ્તી ઉપર ચઢ્યો છે એ, અકંપન યોધાય. ૧૪
ધ્વજાદંડે સિંહ છે, ધનુષ્ય ફેરવે પાણ;
હસ્તી સરખા દંત લાંબા, એણે ઇંદ્રનું મૂકાવ્યું માન. ૧૫
ઇંદ્રજિત એ રાવણનંદન, ગર્વિત થયો અસ્વાર;
મહોદર પ્રધાન એ તો, અત્યંત છે ઝુંઝાર. ૧૬
અશ્વ ઉપર ચઢ્યો છે, દેવાન્તક તો એહ;
હાથ ભાલો વીજ દીસે, ડીલ જાણે મેહ. ૧૭
ત્રિશૂળ મણિ હેમે જડ્યું, ગજે થયો આરૂઢ;
ત્રિશિર એ તો અવલોકો, પરાક્રમ એનાં પ્રૌઢ. ૧૮
ધ્વજાએ પન્નગ રાજેછે, ધનુષ્ય કરી ટંકાર;
કુંભ મેપ સરીખડો, પરાક્રમનો નહિ પાર. ૧૯
ભોગળ ગ્રહી છે હાથમાં, નિકુંભ એનું નામ;
પર્વતસરખો વિધુતપ્રભ, આવ્યો છે સંગ્રામ. ૨૦
પર્વતસરખો પેખિયો, ગજ ચઢ્યો મકરાક્ષ;
કુમતિ કૂડું કાજ કરતાં, પાપી એ દે સાક્ષ. ૨૧
છત્ર ઉજ્વળ દળ મધ્યે, જાણે પૂરણ ચંદ્ર;
એહ રાવણ અવલોકો, રાક્ષસનો જે ઇંદ્ર. ૨૨
નાનાવિધની સનાહ, દીઠી દશરથતન;
રાવણ આજે ઓળખો, જાણે કશ્યપનંદન. ૨૩
દિનકર સરખો દીસે છે, દેહ દેદીપ્યમાન;
રાક્ષસ ભયંકર બીજા, આ તો સુર સમાન. ૨૪

---

૧૨. આ ૬૦—આ અદ્‌ભુત અનળ (અગ્નિ) જેવું શું આવે છે? ૧૪. યોધાય—અર્થાત્ યોધ. ૧૯. પન્નગ—સર્પ. કુંભ ૬૦—એ કુંભ નામે અસુર મેપ (મેંઢા) સરખો પરાક્રમી છે. ૨૦. વિધુતપ્રભ—વિજળી જેવી કાંતિવાળો. ૨૩. કશ્યપનંદન—સૂર્ય.

એમ કહીને આનંદ્યા, સ્વામી શ્રીરઘુનાથ;
ધનુષ્ય તે ત્યાં ચઢાવિયું, લક્ષ્મણે પણ સાથ. ૨૫
સાંઢ્યા સિંહ સરીખા, રામ લક્ષ્મણ બેય;
રાવણે ત્યાં ધનુષ્ય ચઢાવ્યું, વચન બોલ્યો તેય. ૨૬
ગોખ અટારિયે બેઠા રાક્ષસ, તેને કહેછે રાય;
નિશ્ચિંત બેશી રહો અહિયાં, ન બી'શો સખાય. ૨૭
એવું કહીને રાવણે, મેલ્યાં બાણ અનેક;
જાણે સાગર ઉલટયો, જળચર વહ્યું ધરી ટેક. ૨૮
સેનાપતિ સુગ્રીવ તે સાંઢયો, દેખીને પરાક્રમ;
શૃંગ ઉખેડતો હવો, કરી અતિશે શ્રમ. ૨૯
વૃક્ષ અનેક વળગ્યાં છે, એવું નાખ્યું શૃંગ;
આવતું રાવણરાયે, બાણે કીધું ભંગ. ૩૦
વજ્ર સરખું બાણ નાખ્યું, સુગ્રીવ સામું શૂર;
શિલા નાખી કર્યું કટકા, ગાજ્યો ભીરાભીર. ૩૧
પછે રાક્ષસરાજ કોપ્યો, માર્યું મર્મે તીર;
સુગ્રીવ ભમર ખાઈ પડ્યો, શિથિલ થયું શરીર. ૩૨
રાક્ષસ ગાઢે ગાજિયા ત્યારે, ધાયા વાનર વીર;
ગવાક્ષ ગવય સુદંષ્ટ્ર મયંદ, નલ પરનાં ઉતારે નીર. ૩૩
જ્યોતિર્મુખ આદે ધાયા, શિલા ગ્રહીને મારતા;
એક બાણે પાંચ પાડ્યા, એ અસંભવ વારતા. ૩૪
બીજા બહુ નાશી ગયા, જ્યારે પ્રહાર કર્યા પ્રચંડ;
રામજીને શરણ આવ્યા, શરીરે થયા અતિખંડ. ૩૫
રોષે રાઘવ રાવણ સામા, સાંચરે જેણી વાર;
સૌમિત્રી કહે હું છતાં જતાં, શોભો નહિ લગાર. ૩૬
વિનય કરીને વીરને, રામ કહેછે ભેદ;
માયા મોટી માંડશે, તું રખે પામે ખેદ. ૩૭
જેમ તેમ તું જાળવજે, એ કરશે કપટ અનેક;
શીખ માગી ચરણે લાગી, ચાલ્યો કરી વિવેક. ૩૮

---

૨૮. જાણે ઇ૦–જાણે સમુદ્ર ઉલટયો હોય અને તેના પ્રવાહની સાથે અનેક જળચર વહેતાં હોય, તેમ રાવણનાં બાણ વેહેવા લાગ્યાં. વહ્યું–'યું' પ્ર. ૪ થી. ૨૯. શૃંગ–શિખર. ૩૩. પરનાં–શત્રુનાં.

ઊજાતો ઉતાવળો, આવ્યો સુમિત્રાપુત્ર;
ધનુષ્ય ગ્રહ્યું છે રાવણે, હરિનાં ભાંજ્યાં સૂત્ર. ૩૯
લક્ષ્મણ જોઇ વિસ્મય પામ્યા, એવે આવ્યો અંજનીતન;
બાણ ભાંજે રાવણનાં, ક્રૂર કરી કદન. ૪૦
રાશ તોડે જોતર છોડે, ફોડે કોની ચક્ષ;
રાવણ પ્રત્યે બોલિયો, હનુમાન શૂર સમક્ષ. ૪૧
અરે રાવણ તારો હવણાં, થાશે નિશ્ચે નાશ;
દેવ યક્ષ ઋષિ પણ ગાંધર્વ, પામશે મન હાસ. ૪૨
પ્લવંગ પાડશે પાપિયા, દશમસ્તક ભુજ વીશ;
મારે હાથે પાંચ આંગળાં, દૂત સહી નશકે રીસ. ૪૩
નેત્ર તરડાવ્યાં રાવણે, વેગ્લો થા તું વીર;
મુને મારે મહાબળિયા, ક્યાં રહ્યો છે સ્થિર. ૪૪
મુને માર્યા પૂઠે હનુમંત, રહેશે તારી ખ્યાત;
પછે તારા પ્રાણ લેઇશ, મળ્યો છે એકાંત. ૪૫
હનુમંત કહેછે આગે માર્યો, મેં તારો અક્ષયકુમાર;
લંકા બાળી ભસ્મ કરી, તે હવે દેઉં હાર. ૪૬
રાવણ કોપ્યો વાત સુણી, કર્યો મુષ્ટિ પ્રહાર;
મુહૂર્તમાત્ર મૂર્ચ્છા સરખો થયો, હનુમંત તેણે ઠાર. ૪૭
મૂર્ચ્છા વળી હનુમંતને, રાવણને મારી મુષ્ટ;
દેવ દેવી મોદ પામ્યાં, મૂર્ચ્છા પામ્યો દુષ્ટ. ૪૮
રાવણ થયો સાંસતો, બોલ્યો હનુમંત પ્રત્યે વાણ;
મુજ સામો શત્રુ સોહે, તુજ ચતુરસુજાણ. ૪૯
હનુમંત કહે વાત રાખ્ય, તવ રાવણ માર્યો હદે;
મુષ્ટિ મારી વજ્ર સરખી, ગાજીને ગાઢે વદે. ૫૦

---

૩૯. હરિનાં ઈ૦–વાનરનાં સૂત્ર (આયુધ જાળ) ભાગી નાંખ્યાં. ૪૩ મી કડી. પ્ર. ૨૭ માં નથી. મારે ઈ૦–મારે હાથે આંગળાં તો પાંચ છે, પણ જ્યારે રીસ ચડે ત્યારે હું રામનો દૂત સહન કરી શકતો નથી. અર્થાત્ પાંચ આંગળાં વિના બીજું હથિયાર મારી પાસે નથી. પણ તે વડે તને મારીશ. ૪૪. મારે–અર્થાત્ માર–પ્રથમ ઘા કર. ૫૦. વાત રાખ્ય–એ વાત ખરી કર–આવ, પ્રહાર કર અથવા વાત રાખ્ય–છાનો રહે.

## કડવું ૧૪ મું.

### રાગ દેશાખ આડોતાલ.

મૂર્ચ્છા પામ્યો રે અંજનીકુમાર;
એ હાર ખાઇને હરિ પડ્યો એ. ૧

### ઢાળ.

હાર ખાઇને હરિ પડ્યો, તવ આવ્યો વાનર નીલ;
વૃક્ષ લેઇ રહ્યો સામો, પર્વતપ્રાય છે ડીલ. ૨
રાવણે બહુ બાણ માર્યાં, પર્વત કીધા છેદ;
રાવણે ગિરિ શરે ભાંજ્યા, ભલા પાડે ભેદ. ૩
નીલે શિખર માર્યો મોટો, રાવણે કીધો ચૂર;
હનુમંત સુગ્રીવ મૂર્ચ્છાથી, ઊઠ્યા ત્યારે શૂર. ૪
હનુમંતે નીલનું યુદ્ધ દીઠું, અવરનું નહિ કામ;
રાવણ એકલો અમો બે, કેમ કરૂં સંગ્રામ. ૫
એવું વિમાશી જુએ હનુમંત, નીલે વૃક્ષ લીધો પ્રૌઢ;
શિખર મારૂં ભાંજિયું, અરે રાવણ મૂઢ. ૬
ધવનાં શાલ તાલનાં ફળ, સહિત વૃક્ષ અનેક;
રાવણને માર્યાં આવતાં, ઉડાડ્યાં અસ્ત્ર એકેએક. ૭
અન્ય આયુધ અસંખ્ય માર્યાં, જાણીએ ઘનધાર;
નીલે પાવકનંદને, માયા રચી તે ઠાર. ૮
નાનું રૂપ કરીને બેઠો, ધ્વજા દંડે તેહ;
ત્યાં જુએ રાવણ રાય, વળી દીઠો આગળ દેહ. ૯
ધનુષ્ય બાણને અગ્રે દીસે, ઘોડા ઉપર એકરૂપ;
રથ ઉપર પાસે દીસે, અનેક વેશ અનુપ. ૧૦
રામ દેખી મોદ પામ્યા, અને આનંદ્યા પ્લવંગ;
નીલે નાનું રૂપ કરી, રાવણ કર્યો મનભંગ. ૧૧
રાવણે સાંધ્યું સુસવતું, અગ્ન્યાસ્ત્ર ત્યાં બાણ;
હવે નીલના લેશે શેષે, નિશાચર તો પ્રાણ. ૧૨
નીલને માર્યું મરમે, હદે વાગ્યું તીર;
મૂર્ચ્છા ખાઇ પડ્યો ઢીંચણભર, શિથિલ થયું શરીર. ૧૩

---

૫. અવરનું ઇ૦–નીલ યુદ્ધ કરેછે, તે વખતે બીજાએ એને મદદ કરવા જવું એ ઠીક નહિ. 'અપત્યનું' પ્ર. ૨૭. ૭. ધવનાં–ધાવડાનાં.

પછે રાવણ ગાજિયો, દીઠો લક્ષ્મણ વીર;
હવે તુંને હુંજ મારૂં, ઉતારૂં પણ નીર. ૧૪
લક્ષ્મણ કહે તુજબળ ન ચાલે, લેઉં તારા પ્રાણ;
અસ્ત્રે કરી કરૂં આકળો, રહે રે મૂઢ અજાણ. ૧૫
રાવણ કહે તારે એક મસ્તક, મારે દશ માથાં ભૂજ વીશ;
ઘણે દહાડે હાથ આવ્યો, આજ છેદું શીશ. ૧૬
લક્ષ્મણ કહેછે મોટે બોલે, મોટા તો ન થવાય;
હુંએ સજ થઇ રહ્યો, વઢવા વહેલો થાય. ૧૭
જાનકીનું હરણ કીધું, માથે ચઢાવ્યું મરણ;
તે માટે તું માર્યં પહેલું, પછે પાડું ધરણ. ૧૮
એવું કહેતાં રાવણે, સાઠ મેલ્યાં બાણ;
એક શરે ઉડાડ્યાં, લક્ષ્મણ કરે પ્રમાણ. ૧૯
અનેક બાણના બેય બળિયા, વરસાવે ત્યાં મેહ;
સિસોળિયાંવત સોહે જાણે, બેઉના એવા દેહ. ૨૦
પછે રાવણે કીધો આકળો, સુમિત્રાનો તન;
ક્ષણું એકે સંમોહ્યો, હવે કરૂં કદન. ૨૧
એમ કહીને ધનુષ્ય છેદ્યું, રાવણનું તેણીવાર;
ત્રણ બાણ માર્યાં રે, તવ ખાધી રાવણે હાર. ૨૨
પછે સાંગ કાઢી કુમતિએ, બ્રહ્માએ આપી છે ભેટ;
ધૂમ્રસુત જાણે પાવક પૂરો, પાણ તે લીધી નેટ. ૨૩
લક્ષ્મણને તે હ્રદે મારી, પડ્યા દશરથપુત્ર;
રામ રામ જપતો હવો, હવે રાખું સૂત્ર. ૨૪
લેઈ ભાઇને શરીરમાં, રાઘવે સમપ્યું તેજ;
પછે લક્ષ્મણને મૂર્છા વળી, ઉઠ્યો આણી હેજ. ૨૫
રાવણના હ્રદેમાંહે, મોકમ મારી મુષ્ટ;
મૂર્છા ખાઇ દીંચણભેર પડ્યો, દીન થયો અતિ દુષ્ટ. ૨૬
અમર આનંદ પામિયા, ઉલળ્યો હનુમંત;
લક્ષ્મણને ઉપાડી લાવ્યો, જ્યાં છે શ્રીભગવંત. ૨૭
રામે લેઇ ભ્રાતને, દીધું આલિંગન;

૧૫. લક્ષ્મણ ઇ૦–'લક્ષ્મણ કહેછે મૂઢ સુજને ચાલે બળ પ્રાણ.' પ્ર. ૧ લી, ૨૨. તવ ખાધી–સો ખાધી પ્ર. ૧ લી.

સુગ્રીવ આદે સ્તુતિ કીધી, સૌમિત્રીને ધન્ય. ૨૮
પરાક્રમ જોઇ તારૂં, હું રળિયાત થયો ભાય;
એમ કરેછે વારતા, પછે જાગ્યો રાવણરાય. ૨૯
રાક્ષસ સર્વ રોતા હતા, તેને વાર્યા લંકેશ;
આજ એને ઓળખ્યો, જે સિંહ હોશે શેર. ૩૦
રાક્ષસને કહી રથ અણાવ્યો, બેઠો ત્યાં રણધીર;
મોટું ધનુષ્ય ને મોટા ભાથા, લેઇ ગાજ્યો ધન ગંભીર. ૩૧
રામ કહે હવે હું જાઉં, ત્યારે બોલ્યો હનુમંત વીર;
મુજ ઉપર અસવાર થઈ, સંચરો શ્યામશરીર. ૩૨
એ રથ બેઠો રાવણો, પાળા તમો મહારાજ;
ઐરાવત સરખો એમ કહી, થયો કરવા કાજ. ૩૩
ઉપર ચઢીને આવિયા, સામો અવલોક્યો દશસ્કંધ;
એણીપેરે ઉચર્યા, સ્વામી અનાથ કેરા બંધ. ૩૪
આજ મારે હાથ ચઢ્યો, કર્યો અતિશે ધંધ;
દશે દિશ વેંચાઇશ, મૂઢ મારે સ્કંધ. ૩૫
ભૂત પ્રેત પિશાચ તારૂં, આમિષ કરશે આહાર;
પછે રાક્ષસ તું મુઓ, કે નાશી જાશે નિરધાર. ૩૬
એવું સુણી રાક્ષસ કોપ્યો, બાણના કરી પ્રહાર;
મોકમ માર્યાં મર્મસ્થાનક, અંજનીનો કુમાર. ૩૭
રામ ત્યારે કોપિયા, મારૂં વાહન હણે એહ;
એવું કહી શરધાર છોડી, જાણે બાર આવે મેહ. ૩૮
રથ ભાંજ્યો સારથી હણ્યો, ધનુષ્ય કર્યું શતખંડ;
હદે બાણ માર્યાં ઘણાં, પાડ્યો ધ્વજાનો દંડ. ૩૯
તોયે માન મૂકે નહિ, પછે ખાધી હાર;
તેણે સમે ઉચર્યા, સ્વામી જગદાધાર. ૪૦
હો હો રાવણ મારે અસ્ત્રે, આજ પામ્યો ખેદ;
નાશી જા હું નહિ મારૂં, એ તો વાણી વેદ. ૪૧

---

૨૮. ધન્ય–ધન પ્ર. ૧–૨ ૩૪. બંધ–બંધુ. ૩૫. મૂઢ ૪૦–હે મૂઢ મારે કરીને તું દશસ્કંધ (ખભા) વડે દશે દિશાએ વહેંચાઈશ–તારાં દશ-માથાં દશ દિશામાં ઉડી જશે.

તું રાંક થયો મુજ આગળ, આજ ન લેઉએ પ્રાણ;
તોયે બોલી શકે નહિ, રાક્ષસદળ પડયું ભંગાણ. ૪૨
પછે રાવણ નાશી ગયો, લંકાનગરી મોઝાર;
માનુષે હું મારિયો, પરાક્રમનો નહિ પાર. ૪૩
વાનર આનંદ પામિયા, હરિએ જીવાડયા હરિ;
ઊઠીને બેઠા થયા, આનંદે જય જય કરી. ૪૪
પુષ્પની તો અમરગણે, અત્યંત કીધી વૃષ્ટિ;
રાવણ તો નાશી ગયો, તેણે આનંદ પામી સૃષ્ટિ. ૪૫
માધવદ દ્વિતીયા થકી, ચતુર્થી પર્યંત;
ત્રણ દિવસ યુદ્ધ કરી નાઠો, જાણ્યું આણશે અંત. ૪૬
આવી આસન બેઠો રાવણ, સુવર્ણનું છે જ્યાંય;
નિશ્વાસા મૂકે ઘણા, દુઃખ ધરી મનમાંય. ૪૭
ગરૂડ મારે સર્પને, બગ મારે જ્યમ મીન;
ત્યમ રામે રાવણ માર્યો, ચંચળ બોલ્યો દીન. ૪૮
અરે પ્રધાનો બ્રહ્માનો, સાચો થયો આજ બોલ;
કો થકી બીતું નહિ મારે, કો નહિ મુજ સમતોલ. ૪૯
બ્રહ્મા કહેછે વર માગ્ય રાવણ, ત્યારે બોલ્યો હું વાણ;
કોયથી જાયે નહિ, સ્વામી મારા પ્રાણ. ૫૦

---

## કડવું ૧૫ મું.

### રાગ એકતાલી.

બ્રહ્મા કહેછે સુણ રાવણ વાત, દેવ દાનવથી ભય નહિ ભ્રાત;
વિદ્યાધર કિન્નર ને યક્ષ, સાગર પૃથ્વી પર્વત વૃક્ષ. ૧
ગુણી ગંધર્વથી બીહું નહિ, માનવનો ભય તુંને સહી;
ત્યારે હું સુખ પામ્યો ગાત્ર, મારે મન માનુષ્ય કિંચિતમાત્ર. ૨
લેખામાંહે તો નવ ગણું, સેંજે મારીને તો હણું;
તેણે રામે પમાડયો હાર, બ્રહ્માનો બોલ આવ્યો આહાર. ૩
એવડી જો હું જાણત પેર, તો માગત બ્રહ્માકને ઘેર;

---

૪૪. વાનર-રાક્ષસ પ્ર. ૧લી. ૪૫. વૃષ્ટિ-વૃષ્ટ. સૃષ્ટિ-સૃષ્ટ. પ્ર. ૧-૨.
૪૯. કો ૪૦-કો નહિ તમ સમતોલ. પ્ર. ૧લી..

જે માનવથી બીશું નહિ, તે મૂરખ એ આવ્યો અહીં. ૪
નંદી જે મહાદેવનો દાસ, તેણે કહ્યું માનવથી થાશે નાશ;
તે સમય તો આવ્યો આજ, એણી પેરે ઉચર્યો રાવણરાજ. ૫
જેમ સિંહે હસ્તી હણ્યો હોય, રાવણ એવો દિસે સોય;
હવે કોને મોકલશું ત્યાંય, હું હારીને આવ્યો આંય. ૬
નગર રાખી રહો રે શૂર, વાનર વસમા વાધે પુર;
કોઇ તો હવે ન મોકલાય, હવે હારી આવ્યો રાય. ૭
પોઢચો છે કુંભકર્ણ ભાય, તેને જગાડવાનો કરો ઉપાય;
આગળ જો થાયે તે વીર, આપબળે મારે રણધીર. ૮
અતિ નિદ્રા કરે સુખ શરીર, માસ તેત્રીશ સૂએ થઇ સ્થિર;
પછે કામ શે આવશે ભ્રાત, જગાડો જઇને વિખ્યાત. ૯
ચંદન પુષ્પ ને ભક્ષ અનેક, લઇ જાઓ ત્યાં કરી વિવેક;
શીખ માગી સેવક જાય, જ્યાં પોઢચો કુંભકર્ણ ભાય. ૧૦
જોજન એકતણું ભુવન, ઠામ ઠામ બહુ જડયાં રતન;
નસકોરામાં વાય પવન, તેણે તણાય રાક્ષસજન. ૧૧
આઘા આવી પાછા વળે, નિદ્રામાંહે કો નવ ગણે;
દોહલે બળ કરીને તેહ, ગાઢે દોહલે પામ્યા ગેહ. ૧૨
વિંધ્યાચળ પડચો જાણે એહ, મહા ભયંકર દીસે તેહ;
મુખ તે જાણે પાતાળ, (ત્યાં) રાક્ષસ જગાડે તે કાળ. ૧૩
આગળ જંતુ રાખ્યા અપાર, જાણે ઉઠી કરે આહાર;
શૂકર પાડા ને કુરંગ, અજા પંખી આમિષ બહુ રંગ. ૧૪
રુધિરતણા કુંભ આણ્યા અનેક, મદ્યનો કે'તાં ન આવે વિવેક;
ચંદને કરે લેપન, અનેક ગંધે ચરચે તન. ૧૫
આરોપી પુષ્પની માળ, વસ્ત્ર ઓઢાડચાં અતિ વિશાળ;
પછે સ્તુતિ કરે તેતણી, જાગો રે લંકાના ધણી. ૧૬
નિદ્રા સદાએ છે અતિ ઘણી, આજ આવો ઊઠી રામને હણી;
એમ કહી ધંધૂણ્યો અપાર, તેના મનમાં નહિ લગાર. ૧૭
પછે ગાથા ગાઇ જાણે ઘન, તોયે જાગે નહિ રાજન;
બે કાનમાં શંખના કીધા નાદ, તોયે ન જાગ્યો કર્યો પ્રમાદ. ૧૮
તાળી પાડે વાહવા કરી, તોયે નિદ્રા ન થાયે પરી;

૧૭. ધંધૂણ્યો–ઢંઢોળ્યો.

ઉંટ વૃષભ અજ-બહુ ત્યાંય, વેગે હાંકયાં નાસિકામાંય. ૧૯
મોગરી મુસલના માર, ચઢી ખુંદે હદે મોઝાર;
પર્વત પ્રૌઢાં માર્યાં વૃક્ષ, વાંસ લઇ કો ઉઘાડે ચક્ષ. ૨૦
કો રાક્ષસ પોહોળા કરેછે શ્રવણુ, તોયે જાગે નહિ કુંભકર્ણું;
પછે મળ્યા દશ સહસ્ર યોધ, મારે સ્નેહે ધર્યો તન ક્રોધ. ૨૧
પર્વત સરખાં પ્રૌઢાં અસ્ત્ર, રાવણુ ભ્રાતને મારે શસ્ત્ર;
ત્યમ ત્યમ નિદ્રા ઘણેરી થાય, જાણે બાળક બાળકે હાલરૂં ગાય.૨૨
પછે વજાડયાં વાજિંત્ર, અમરનાં જે લીધાં વિચિત્ર;
દુંદુભિ શરણાઇ કાંશી સાર, રવ ઘણા પણવના ન આવે પાર.૨૩
સાથે જાનકી સહસ્ર ભેર, રણતૂર વજાડે સાથે તેર;
વીણા વંશ અને મૃદંગ, કંઠ તાલ ને ઉપંગ ચંગ. ૨૪
લોક લંકામાં એનો સાંભળે સોર, તોય જાગે નહિ કઠોર;
પછે ઉપર યોધ ઉજાય, મોકમ મરડે ભાંજે કાય. ૨૫
સર્વને ધાક પડિયા કાન, તોય જાગે નહિ તે સ્થાન;
કાનમાં કહે કુંભકર્ણું સુઆ, દેહથકી પ્રાણુ થયા જુઆ. ૨૬
હસ્તિ ગાજે રાક્ષસ કરે સિંહનાદ, જાગ્યો નહિ પામ્યા વિષાદ;
કીજે રાવણુને જઈ જાણુ, નવ જાગ્યો ઘણું કીધું પ્રાણુ. ૨૭
વળી વિચારી તેડી કિન્નરી, રાક્ષસી આનુપી ઘણી ખરી;
ગંધર્વી આદે પાસે ગાન, કરાવે તે તેણે સ્થાન. ૨૮
મૃદંગ રબાબ તાલ સુઘરા, કરે અલાપ ને સ્વરધારા;
થેઈ થેઈ કરે અપાર, કટિ મેખળાએ ઘમકાર. ૨૯
નાદે તેને મોહ્યો નાગ, કોકિલાપ્રાયે શરવા સાદ;
રૂપ જોઇ મોહ્યા રાક્ષસા, મનમાંહે મોહ્યા અતિવશા. ૩૦
ચંદ્રવદની મૃગલોચની, ચંપકવરણી ગાય એકમની;
નમીરદી છે કુચ અતિ સ્થૂળ, મોટે સ્વરે ગાયે અનુકૂળ. ૩૧
સ્ત્રીનાં ગાન સુણ્યાં મહામોહ, નિદ્રાનો તવ થયો વિછોહ;
આળસ મોડી ઊઠ્યો વીર, સ્ત્રીના નાદ સુણી ગંભીર. ૩૨

---

૨૧. મારે ઇ૦–મનમાં સ્નેહ રાખીને અને તનમાં ક્રોધ આણીને મારે, ૨૩.૨૨ ઇ૦–રવણુ ગાવણુવના પ્ર.૧લી. ૨૪.જાનકી–(?) ૨૭.પ્રાણુ–બળ(?)
૨૮. ગંધર્વી ઇ૦–ગંધર્વી આદે ગેળાય ગાન પ્ર. ૧. ૩૦. અતિવશા–અર્થાત્ અત્યંત. ૩૧. ચંપકવરણી–ચંપકકરણી પ્ર. ૧. સ્થૂળ–મોટા.

ફુફુવાડા નાખે બહુ મુખ, જાણે જગતનો કરશે ભક્ષ;
જૂંભા ખાઇ ઉંચા કર્યા હાથ, જાણે તક્ષક વાસુકિ ઉઠયા સાપ. ૩૩
દંત જાણે પર્વતનાં શૃંગ, ગુફા જેવું મુખ શ્યામ અતિ રંગ;
મુખમાંથી મૂકે નિશ્વાસ, જાણે પ્રલયકાળનો હુતાશ. ૩૪
જીવ્હા મુખમાંથી જાણે ભાણુ, અધર જાણે વિજળી પ્રમાણુ;
બીહામણાં દીસે લોચન, અને ઓપે ઉંચુ અતિ તન. ૩૫
બેઠો જહાં રાવણ રાજન, ત્યાં વધામણી ખાધી ધન;
કુંભકર્ણ જાગિયો ભ્રાત, અહીં તેડો એમ કહ્યું વિખ્યાત. ૩૬
પાછા વળ્યા જ્યાંહાં કુંભકર્ણ, પ્રેમે પાસે પડિયા પણ ધર્ણ;
સ્વામી તેડે રાવણરાય, વાક્ય સુણીને ઉઠી નહાય. ૩૭
અનેક કુંભે કીધું સ્નાન, આભૂપણ પેહેર્યાં મતિમાન;
જે મુકયાં'તાં અનેક ભક્ષ, આમિષ મદ્ય આરોગ્યાં સમક્ષ. ૩૮
મનમાંહે અતિ થયો પ્રસન્ન, મનગમતાં પામ્યો ભોજન;
ત્યારે વળી કહેછે દાસ, ભાઇ તેડેછે જી પાસ. ૩૯
મારૂં તો શું પડિયું કાજ, જે નિદ્રામાંથી જગાડયો આજ;
કુશળ છે સ્વજન સહુ કોય, ઉત્તમ કારજ કહેવાં હોય. ૪૦
થોડે કામે જગાડવું નહિ, મેં પરઠયું છે સૂતો તહીં;
શે કારણ જગાડયા અમો, તેનો અર્થ કહોને તમો. ૪૧
અથવા ભય ઉપન્યો કોથકી, ઊઠાડયો જે હું હબકી;
કાંઇ કઇ પડયું હોશે વીર, તો મુજને ઊઠાડયો ધીર. ૪૨
કહોતો સાગર શોષું સાત, પાવક પૂરો ગળું વિખ્યાત;
કહોતો ભક્ષ કરૂં ત્રિલોક, તે માટે તમને શાને શોક? ૪૩
યૂપાક્ષ કહે સુણો મહામતિ, કરજોડીને કરૂં વિનતિ;
દેવ યક્ષ રાક્ષસથકી ભય નથી, કિન્નર વિદ્યાધર મહારથી. ૪૪
વ્યાઘ્ર સિંહથી ભય નહિ આપ, માનવથી ઉપન્યો પરિતાપ;
વાનર પર્વતસરખા પ્રૌઢ, મેળી આવ્યો રામ ગતિગૂઢ. ૪૫
લંકા આણી રૂંધી રહ્યા, સીતાને વિરહે અતિ દહ્યા;
રાવણ લાવ્યો રામની નાર, સીતા પંચવટીથી સાર. ૪૬

---

૩૩. જૂંભા—બગાસું. ૩૪. હુતાશ—અગ્નિ. ૩૭. પ્રેમે ઇ૦—તેની પાસે જઇને પ્રેમથી ભૂમિપર પડી પગે લાગ્યા. ૪૪. વિદ્યાધર—એક જાતના દેવ. ૪૫. ગતિગૂઢ—જેની ગતિ સમજવામાં ન આવે એવો.

તેણે માર્યો અક્ષયકુમાર, આવ્યો'તો એક વાનર ઝુંઝાર;
લંકા બાળી પાડચો પ્રાકાર, પછે પાજ બાંધી આવ્યો આ ઠાર. ૪૭
પ્રૌઢા પણ માર્યા પ્રધાન, લક્ષ્મણ બળિયા ને ભગવાન;
રાવણ પડતો'તો તે સ્થાન, અતિશે ઉતરિયું અભિમાન. ૪૮
રામનાં પરાક્રમ કહ્યાં યૂપાક્ષ, કુંભકર્ણ કહે વિનતિ દાખ;
વાનર સર્વેનો આણીશ અંત, કોણમાત્ર લક્ષ્મણ બળવંત. ૪૯

---

## કડવું ૧૬ મું.

### રાગ સોરઠી.

રામને હું હણીશ હમણાં, રાક્ષસ કરશે આહાર;
માનવનું શું મારવું મૂર્ખો, વાંનર તે વળી ચાર. ૧
રાવણ હાર્યો રે હાર્યો રે, લગાડી અતિ લાજ;
ચાલો જઈ મારીએ હમણાં, દશરથતન મહારાજ. ૨

### ધ્રુપદ.

રાવણ પાસે પછે આવશું, કુંભકર્ણ એમ બોલે;
મહોદરકેરી પાસે આવ્યો, નહિ કોઇ તમારે તોલે. ૩
એવે ઉઠચો રે ઉઠચો રે, સુણી વાયક કુંભકર્ણ;
મસ્તક મુકુટ જાણે કોટિ સૂરજ, પદપ્રહારે ધ્રુજે ધર્ણ. ૪
પીધા પ્રેમે રે પ્રેમે રે, સહસ્ત્ર કુંભ મદ્યપાન;
આઠસેં પશુ એકવીશ પુરૂપ રે, આરોગી બળવાન. ૫
એવે આવ્યો રે આવ્યો રે, મારૂતવેગે ત્યાંય;
વાનરે દીઠો ગયા નાશી, રામચંદ્ર છે જ્યાંય. ૬
સ્વામી રાખો રે રાખો રે, આજ આવિયા શર્ણ;
કોએક રાક્ષસ ઊઠચો ગિરિસરખો, ભારે ધ્રુજે ધર્ણ. ૭
કેટલા વાનર મૂર્છા પામી, દેખી પડિયા ભોમ;
ચારે દહાડે દોહલે જાગ્યો, નાદ સંભળાણો વ્યોમ. ૮
પાંચમ થકી રે થકી રે, આઠમે ઊઠચો શૂર;
રામચંદ્રે અવલોક્યો ત્યારે, કુંભકર્ણ જે ક્રૂર. ૯

---

૩. મહોદર ક૦–મહોદર કહે એ પાસે આવો. પ્ર. ૨૭. ૬. મારૂતવેગે–પવનવેગે.

અંગ બેરખા બાંહ્યે સોહે, મસ્તક મુકુટ આકાશ;
જાણે બળી છળવા ભોમ ભરવા, રૂપ ધર્યું અવિનાશ. ૧૦
રામ વિમાસે રે વિમાસે રે, આ તો અદ્‌ભુત અંગ;
રાક્ષસ એને પ્રતાપે દીપે, ઝાંખા થયા પ્લવંગ. ૧૧
તો શું કરવું રે કરવું રે, એ આવ્યો કુણ આજ;
વિભીષણને પૂછે પોતે, સ્વામી શ્રીમહારાજ. ૧૨
મેઘસરીખું શરીર દીસે, વિદ્યુત્ સરખી ચક્ષ;
એ કોણ લંકામાંહે ઊઠયો, દેવ દાનવ કે યક્ષ. ૧૩
વાનર સરખા પેખી પડિયા, મેં દીઠો નથી એવો;
મુખ કર્ણ જાણે દ્વાર ગુફાનાં, અંજનાચળ ગિરિ જેવો. ૧૪
કારણ કે'વું રે કે'વું રે, બોલ્યા વિભીષણ વીર;
વિશ્વશ્રવાપુત્ર કુંભકર્ણ જાણો, પ્રાક્રમ એમાં ગંભીર. ૧૫
એક સમે આવ્યો રે આવ્યો રે, જમની વા'રે સુરરાજ;
એણે ઇંદ્રને હરાવ્યો અતિશે, કેટલાં કીધાં કાજ. ૧૬
દેવ દાનવ યક્ષ કિંનર, રાક્ષસ ને ભુજંગ;
ગંધર્વ વિદ્યાધર આદે, એણે અનેક કીધા ભંગ. ૧૭
હાથે ત્રિશૂળ ધરેછે કોપે, અમરે એશુ નવ ચાલે;
મારી મો'કમ મહા મોટાને, અંતકને કર આલે. ૧૮
રામ કહેછે એવડી નિદ્રા, ક્યમ પામિયો ગાત્ર;
વિભીષણ કહે સંદે' પૂછો, સર્વ પૂજાપાત્ર. ૧૯
તો મેં કહેવું રે કહેવું રે, પૂછ્યો માટે મર્મ;
જ્યારે એ જન્મ્યો માતાએ, પ્રૌઢ કર્યું પરાક્રમ. ૨૦
ભૂખ્યો ભારે રે ભારે રે, સહસ્ર ખાધા જંત;
પ્રજા સૌ ઇંદ્રિકને જઇ કહે, એહ આણશે અંત. ૨૧
બાળક બળિયો રે બળિયો રે, પરાક્રમ એનાં પ્રૌઢ;
ઇંદ્ર તે ત્યાંકણે આવ્યો, થઇ ઐરાવત આરૂઢ. ૨૨
ઇંદ્ર વજ્રવડે તે કીધો, બાળકને તો પ્રહાર;
ત્યારે આક્રંદ કર્યું એણે, રીસ ચઢી અપાર. ૨૩
ત્રણલોકને ત્રાસ ઉપન્યો, હવે શું કરશે એહ;

---

૧૬. સુરરાજ–ઇંદ્ર. ૨૨. ત્યાંકણે–તે તરફ.

હસ્તિના દંતુશળ કાઢી, ભાંજ્યો ઇંદ્રનો દેહ. ૨૪
દુઃખ તે પામ્યો રે પામ્યો રે, સુરનાયક તે ઠામ;
દેવ સહુ ઇંદ્ર આદિ ચાલી, આવ્યા બ્રહ્માધામ. ૨૫
કારણ માંડી કહ્યું સઘળું, એ બાળકનું વૃત્તાંત;
સહસ્ર બાળક એણે ખાધાં, બ્રહ્મા પામ્યા ભ્રાન્ત. ૨૬
તેડ્યો વેગે રે વેગે રે, કુંભકર્ણ જાણે કાળ;
પૌલસ્ત્યે ખાવા ઉપાયોઃ એ શી કરેછે આળ. ૨૭
જો તેં જન્મતાંમાત્ર એમ કીધું, (તો) નિદ્રા પામો નિરધાર;
તપોવનમાં પડ્યો ત્યારે, જાણે શ્વાસ નથી લગાર. ૨૮
રાવણ બાઇ પડ્યો જોઇ, બોલ્યો એવી વાણ;
વૃક્ષ વાવી સોનાનો સુંદર, ફળકાળે છેદે પાણ. ૨૯
એ નહિ રૂડું રે રૂડું રે, કૂડું થયું બ્રહ્માભૂપ;
અવધ એહની પરઠો, આટલે દહાડે જાગે અનુપ. ૩૦
બ્રહ્મા રાવણ પ્રત્યે બોલ્યા, એનો તારો ભાય;
એ જો જાગતો રહે સદા તો, સમસ્ત જંતુને ખાય. ૩૧
તે માટે તેં કહ્યું તો, ઊઠશે છઠ્ઠે માસ;
ભક્ષને સામગ્રી ઘણી કરજો, નહિતર કરશે નાશ. ૩૨
એટલા માટે રે માટે રે, એવડી નિદ્રા પ્રૌઢ;
તે એ રાવણકને જાયે, વાનર થયા દિગ્મૂઢ. ૩૩
દીઠે વાનર મૂર્ચ્છા પામ્યા, કેટલાએક ગયા નાશી;
તે એ આગળ કેમ યુદ્ધ કરશે, પૂછો સહુને પ્રકાશી. ૩૪
રામજીની વાયેક તેનું એ, કહે નીલને મર્મ;
જઇ દ્વાર રૂંધો લંકાનું, ક્રૂર કરી પરાક્રમ. ૩૫
એ છે બળિયો રે બળિયો રે, જોયો એ નવ જાય;
શિલા શિખર વૃક્ષ લઇને, જય પામશો નહિ કાય. ૩૬
એવું સુણી નીલ એમ બોલ્યો, કરશું એવું કર્મ;
એમ કહી સાંઢ્યા શાખામૃગ, જોતાં જગજીવન. ૩૭
એવા ઓપે રે ઓપે રે, જાણે સાંઢ્યા દેવ;
ઋષભ શરભ ને નીલ અંગદ, નળ ચાલ્યા તે તત્ખેવ. ૩૮
હનુમંત એ આદિ અનેક રે, આવી રૂંધે દ્વાર;

૨૭. પૌલસ્ત્યે-પૌલસ્ત્ય ઋષિએ.

શિલા વૃક્ષ ફળયુત લેઇ, યોદ્ધા નાદ કરે અપાર. ૩૯
રાવણની સભામાં જાયે, કુંભકર્ણ જે વીર;
ડોલંતો ડોલંતો જાયે, નિદ્રાભર્યું શરીર. ૪૦
સહુ વધાવે રે વધાવે રે, પ્રેમે કરે જુહાર;
વધાવે મોતી લાજાએ, તરિયા તોરણ દ્વાર. ૪૧
સહુએ બાંધ્યાં રે બાંધ્યાં રે, જાગ્યા કુંભકર્ણ યોધ;
રામને મારશે વાનર ટાળશે, પાળશે ભાઇ પ્રતિબોધ. ૪૨
સહુએ શણગાર્યું રે શણગાર્યું રે, છાંટયાં શે'રે શે'ર;
ઊંચો અતિ જોયો નવ જાયે, જાણે બીજો મેર. ૪૩
એવે આવ્યો રે આવ્યો રે, રાવણની સભા મોઝાર;
દેવ પરવર્યો ઇંદ્ર જાણે, પુષ્પવિમાન બેઠો સાર. ૪૪
દિનકર જેવો રે જેવો રે, દીઠો તે નિજ ભ્રાત;
ઊઠવા ઉદ્યમ કરતો, ઘટે નહિ વિખ્યાત. ૪૫
નાજી ! એમ ઘટે નહિ રે, તમો જયેષ્ઠ છો વીર;
પ્રણામ કરવા પડે પડે, તવ દશસ્કંધ ગ્રહ્યું શરીર. ૪૬
આસન આપ્યું રે આપ્યું રે, બેઠો ત્યાં કુંભકર્ણ;
બીજા યોધા તેણે સહુ આવી, લાગ્યા તેને ચર્ણ. ૪૭
રાવણો હર્ખ્યો રે હર્ખ્યો રે, નિર્ખ્યો જ્યારે ભાય;
કુંભકર્ણ અદઊખા બોલ્યો, સાંભળ સાચું રાય. ૪૮
શાને કાજે હું ઉઠાડયો, શું છે મારૂં કામ?
કહોતો આકાશ ઉતરડું, સુર સહુ મારૂં ઠામ. ૪૯
તમને આપું રે આપું રે, ચૌદલોકનું રાજ;
પાતાળનું ને વરુણનું, સહુનું તુંને તે કાજ. ૫૦
દેખી દેવ સુને મૂઢ થાયે, જક્ષ કિન્નર વિદ્યાધર રક્ષ;
ગણ ગાંધર્વ ભૂત પ્રેત પિશાચ રે, માનવ મારૂં ભક્ષ. ૫૧
તો ભય કોથી રે કોથી રે, તુને ઉપન્યો આપ;
રાવણ કહેછે કહુંછુ તમને, સર્વ ટાળી શોક સંતાપ. ૫૨
દશકંધ કહેછે રે કહેછે રે, અનુજ પ્રત્યે વચન. ૫૩

---

૪૧. લાજા–ડાંગરની ધાણી. ૪૩. છાંટયાં–છાંટયાં શેરશેર. પ્ર. ૨. જાણે ૪૦–જાણે વાજી ભેર. પ્ર. ૨. ૪૮. અદઊખા–(?). ૫૩. આ લીટી પ્ર. ૨ જીમાં નથી.

## કડવું ૧૭ મું.

### રાગ ધનાશ્રી.

રાવણ કહેછે કુંભકર્ણને, દશરથ નામે રાય;
તેના પુત્રથી ભય ઉપન્યો, માનવ કળ્યો નવ જાય. ૧
દેવ સહુનો નાશ કરૂં, અવર કેઇ માત્ર;
રામ લક્ષ્મણ ને સુગ્રીવ વાનર, વઢવા આવ્યા ગાત્ર. ૨
શતયોજનનો સાગર બાંધ્યો, આણી પાસે આવ્યો;
તું કહીશ વેર શું તેશું, તેની તારૂણી લાવ્યો. ૩
શૂર્પણખા ભગિની આપણી, છેદ્યાં નાક ને કાન;
સીતા નામે તેની સુંદરી, હું લાવ્યો તે માટે આ સ્થાન. ૪
અક્ષકુમાર એક વાનરે માર્યો, વળી બીજા યોધ;
નિદ્રામાં તેં કાંઇ નવ જાણ્યું, તો શો પામે ક્રોધ? ૫
પ્રહસ્ત સરખો પ્રધાન પડિયો, મર્ણ પામ્યો ધૂમ્રાક્ષ;
એ આદે અનેક બળિયા પાડ્યા, ઘણું શું કહું ભાખ. ૬
માનવથી ભય મુને ઉપન્યો, જુઓ કોશીસાં ગઢ સોય;
વાનર તરવરી રહ્યા છે, હો હો વાણી હોય. ૭
અનેક યોધ આપણા પડિયા, વાનર ન મૂઓ એક;
ધન સર્વે ખરચ્યું ભાઈ, કશો કહું વિવેક. ૮
મૂને પીડ્યો અતિશે એણે, ઉપાયો અનર્થ;
તે માટે તુને જગાડ્યો, સારવાને અર્થ. ૯
તે માટે તું ત્રિશૂળ લેઇ, જાને તેણેઠાર;
મારે રામ લક્ષ્મણ બે મૂરખ, વાનર કરજે આહાર. ૧૦
આગે અનેક તેં તો જીત્યા, કહેતાં ના'વે પાર;
આજથી હું દીન ગણો જે, મુઓ જીવાડ્યો કરી સાર. ૧૧

---

૨. ગાત્ર-અંગ. અર્થાત્ પોતાના અંગ સાથે વઢવા આવ્યા છે;-પોતાની જાતે વઢવા આવ્યા છે. ૧૧. આજથી ઇ૦-આજથી હું દીન છું એમ ગણો; કેમકે તમે સાર (સહાય) કરીને મને મુઓ-છતાં જીવાડ્યો મરતાં બચાવ્યો. અથવા આજથી હું નવે અવતાર આવ્યો, માટે મારા આયુષ્યના આજથી નવે નામે દિવસ ગણવા.

રામ લક્ષ્મણનાં દેખી હૃદે ફાટશે, વાનર પડશે ઘણું;
ભાવે તેટલા ભક્ષ કરી, પમાડજોજી મર્ણ. ૧૨
તુંટાળી નથી કહ્યું કોને, કરો મારી સંભાળ;
માન મૂકી દીન ન ભાખ્યું, માનિતાંગ ભૂપાળ. ૧૩
તુજશું મારે પ્રીત પૂરી, તે માટે રાખો વીર;
આજ પાખે એમ કો આગળ, ઉચર્યો નથી તજી ધીર. ૧૪
તારો વિશ્વાસ મને આવે, જે પરાક્રમે છે પૂરો;
મહા મોટાને મન ન આણે, મારીને કરે ચૂરો. ૧૫
વચન સુણીને અગ્રજ કેરાં, કુંભકર્ણ એમ બોલે;
તમે કહ્યું તે સર્વ પ્રીછ્યું, મારે નહિ કો તમતોલે. ૧૬
પણ વાંક તમારો વીરા, મંત્રણ કીધું કેકું;
પરનારી હરવા ગયો તે, કારજ ન થયું રહું. ૧૭
પ્રધાને પ્રતિબોધ ન દીધો, સરજ્યું તે થયું આપ;
દુષ્કર્મ આપણે કીધું, પ્રૌઢું કીધું પાપ. ૧૮
પરનારીનું હરણ કર્યું તે, નરક પડ્યાની પેર;
પ્રધાને ન વાર્યો પોતે, ન સંભાળ્યું બળે કરીને ઘેર. ૧૯
વણ વિચારે કાંઈ નવ કરવું, હોય બળવંત ધનવંત;
સહસા કાંઇ કાજ ન કરવું, જેવું ઉપજે ચંત. ૨૦
દેહ રાખવો સમય પેખવો, જોવો કાળ ને દેશ;
વણ વિચારે પેહેલું કીજે, કાયે પામશે ક્લેશ. ૨૧
સામ દાનવિધિ ભેદ ને નિગ્રહ, સમય ન્યાય અન્યાય;
ધર્મ અર્થ જુએ ન મંત્રી, તેનું દુઃખ રાયને થાય. ૨૨
સચિવ સાચો અર્થ વિચારે, ઉત્તમ કર્મ કરાવે;

---

૧૩. માનિતાંગ–માન પામેલા અંગવાળો. 'માનતંગ' પ્ર. ૧ લી. ૧૪. પાખે–'પાછું' પ્ર–૧ લી. ૧૬. અગ્રજ–મોટા ભાઇ. ૧૭. મંત્રણ–વિચાર. ૨૨. સામ–સલાહથી કાર્ય કરવું તે. દાનવિધિ–કાંઈ આપીને કાંઇ કરવું તે. ભેદ–શત્રુ પક્ષમાંના વીરને ફોડવા તે. નિગ્રહ–શત્રુને કબજે કરવો તે. સમય ઇ૦–અમુક કાર્ય કરવાને આ સમય અનુકૂળ છે કે નહિ તે પણ વિચારવું, અને તેજ રીતે આ કાર્ય ન્યાય ભરેલું છે કે અન્યાય–વાળું છે તે પણ જોવું. ધર્મ ઇ૦–આ કાર્ય કરવાનો મારો ધર્મ છે કે નહિ અને તેમાંથી કાંઈ અર્થ સિદ્ધિ છે કે નહિ, તે પણ જોવું.

કાર્ય અકાર્ય અવળું સવળું, જોઈએ રાય બોલાવે. ૨૩
હેતવંત જે દુહવી મનાવે, ઉત્તમ કહે પ્રધાન;
નહિતર તે તો પશુ જાણવો, જે નવ કહે રાયને જ્ઞાન. ૨૪
ન્યાય ન જાણે તે શત્રુ સરખો, એવા મળ્યા પ્રધાન;
લૂગડામાં અગન ઘલાવી, દુઃખી કર્યો રાજાન. ૨૫
પંડિતે અશાસ્ત્ર અકાર્ય, અને અહિત વચન;
એટલાં વાનાં અણુવિચારે, કરવાં નહિ મહાજન. ૨૬
વણ વિચારે ઉત્તમ ફીટી, થાય મધ્યમ કામ;
અગ્રેશુ વિચારે ભૂંડું, ઉત્તમ હોયે નામ. ૨૭
શત્રુ જાણે વિચારે નહિ, આપે ન કરે જતન;
સાગર બાંધી અહિંયાં આવ્યા, તો તો પામ્યા પતન. ૨૮
આજ પાખે નહોતું સાંભળ્યું, જે બંધાયે અર્ણવપૂર;
એવું થયું તો તમો અમો, નિશ્ચે થયા ચૂરાચૂર. ૨૯
ભમર ચઢાવી ઊંચી અતિશે, સુણી વીરની વાણી;
એણીપેરે ઉચર્યો અગ્રજ, રોષ હૃદેમાં આણી. ૩૦
મુજને તું તો મતિ શીખવે, પણ હું ભાઇ જયેષ્ઠ;
મિથ્યા માથું શું ચઢાવે, જા જુદ્ધ કરજે શ્રેષ્ઠ. ૩૧
હવાં તું મુજને મૂર્ખ કહેછે, સમય જોયા પાખે;
મેં જાણ્યું તું સ્વજન છે સાચો, તો કઠણ કાં ભાખે. ૩૨
વિચારે અણુવિચારે લાવ્યો, રામચંદ્રની નારી;
ભાવે કભાવે દુઃખે સુખે, કષ્ટ પડયું એ ભારી. ૩૩
પણ તુજ આગળ હું તો હેતે, વચન બોલ્યો દીન;
શામાટે શરણે આવ્યાને, કરી નાખેછે હીન. ૩૪
વિભીષણ જઇ મળ્યો રામને, હવે તારી આશ;

---

૨૩. સચિવ–પ્રધાન. જોઇએ ઇ૦–જેમ જોઇએ તેમ–ઘટે તેમ રાયની પાસે બોલાવે. ૨૪. દૂહવી–દૂભવીને. 'કહવ'પ્ર. ૧ લી. ૨૬. અશાસ્ત્ર–શાસ્ત્રમાં ન કહ્યું હોય તેવું. અકાર્ય–ન કરવા જેવું. ૨૭. અગ્રે ઇ૦–જે આગળથી ભૂંડું કામ કરતાં વિચારે, તેનું નામ ઉત્તમ થાય. 'પુગ્રેશુ વિચારે ભૂંડું' પ્ર–૧ લી. ૨૮. શત્રુ ઇ૦–જે શત્રુ છે એમ જાણે, તે છતાં પોતે જતન (રક્ષણનો યત્ન) ન કરે, તેની આ દશા થાય. કેવી ? સાગર ઇ૦.

તું એ સમે સારૂં નવબોલે, બે વીરા ન વિમાશ. ૩૫
ઘણું મેં અતિ કર્યું કુહું, તોયે કરવી વા'ર;
વડો વીર તે પિતા સ્થાનક, કષ્ટે કરવી સાર. ૩૬
પ્રધાન ભૂંડા હું એ ભૂંડો, તું છે બળવંત ભ્રાતા;
હનાર હતું તે શું સંભારે, મારવા નર મદમાતા. ૩૭
ક્રોધે કુંભકર્ણને રાવણે, વચન કહ્યાં ભૂપાળ;
અરે ભાઇ એ શું બોલ્યો, મન ઓળખ્યું તતકાળ. ૩૮
શામાટે તમો શોક ધરોછો, કુંભકર્ણ કહે વાણ;
મોઢે શું તે રાવણ પ્રત્યે, કાંઈ મ કરશો કાણ. ૩૯
તાપ ન પામ્યો વેદના વામ્યો, આનંદ આણી મન;
મુજ જીવતે હીણાં ન કહીએ, એવાં આતુર વચન. ૪૦
જેથી તમો દુઃખ પામોછો, આણીશ તેનો નાશ;
તે માટે એમ ઓછું ન કહીએ, નવ થાવું નિરાશ. ૪૧
અહર્નિશે ઉત્તમ ઉચરવું, જો જો કરૂં કલ્પાંત;
રામ લક્ષ્મણ વાનર સર્વે મારૂં, રાજકરો સુખ શાંત. ૪૨
તમો આનંદ પામો રાજા, જે મૃત્યુ પામ્યાછે વીર;
વેર તેનું વાળું વેગે, છેદું એનાં શિર. ૪૩
સીતા અતિશે દુઃખણી થાશે, રણે એકલો જાઉં;
સુગ્રીવ ભાણ પરવ મેઘ સરખો, તે પણ હેલામાં ખાઉં. ૪૪
મુજવિના કો જઈ નવ આવે, શત્રુ તારા ને જીતું;
રાક્ષસ દુઃખ પામ્યા નિદ્રામાં, હનાર હતું તે વીત્યું. ૪૫
વાયુ યમ અગ્નિ કુબેર, બીહે મુજથી ઈંદ્ર;
સહુ મહામોટા મુજને માને, એનું એહજ છિદ્ર. ૪૬
ગાઢ નાદ કરૂં જવ કોપે, પ્રાણ જાયે પડે એ અસ્ત્ર;

---

૩૫.સમે-સમય આવ્યે.બે ઇ૦-હવે આપણે બે વીરા (ભાઇ) રહ્યા છીએ, માટે વિમાશણ કરીશ નહિ-વિમાશણનો આ વખત નથી. ૩૬. કર્યું-'કહ્યું' પ્ર. ૨ ૭. ૩૯. મોઢે ઇ૦-ઉપલી કડી સાથે અન્વય. કાણ-ખરખરો. ૪૨. કલ્પાંત-કલ્પને અંતે જેવો પ્રલય થાયછે તેવું કર્મ. ૪૪. સુગ્રીવ ઇ૦-સુગ્રીવરૂપી ભાણ (ભાનુ-સૂર્ય) પર્વના મેઘ સરખો છે. પર્વ ઉપર મેઘ વિશેષ વરસે છે એ સહુ જાણે છે.પરવ-'પાવક'પ્ર. ૪થી. ૪૬.છિદ્ર-'અલિંદ.' પ્ર. ૧લી.

સાંગ ગદા વજ્ર બાણે ન મરૂં, વાજે નમુને શસ્ત્ર. ૪૭
દાંત દીઠે દેવ દુ:ખ પામે, મારીશ રામ હનુમાન;
પછે સીતા વશ આવશે, સુખ ભોગવો આ સ્થાન. ૪૮
એકલો અવગણું વાનરને, બીજાનું નહિ કામ;
મહોદર કહે કયમ હણે તું એકલો, મહાબળિયો છે રામ. ૪૯
મોટમ બોલે મોટા ન થઇએ, તું બળિયો છે કુંભકર્ણ;
તોયે હણે એકલો કયમ, તેના ભાગ્યા હાથ ને શું ચર્ણ. ૫૦
એક બાણે ચૌદ સહસ્ર, રામે રાક્ષસ માર્યા;
અનેક અહીંથી મોકલિયા પણ, હેલામાત્રે હાર્યા. ૫૧

---

## કડવું ૧૮ મું.

### દેશીફેર.

રામને મનુષ્ય માનેછે, બેનનાં છેદ્યાં કાન ને નાક જી;
ક્રૂર કુઠાર કાં છંછેડે, અકર્મી તું આંક જી. ૧
રામબાણ મૂકશે મોટાં, પડશે તુંને ધાક જી;
શરીર તારૂં ફરશે પ્રહારે, જાણે પ્રજાપતિનું ચાક જી. ૨
કુંભકર્ણે મંત્રી ઉવેખ્યો, કર્યું આપ વખાણ જી;
પણ મુજને સાથે મોકલો, રાવણ ચતુરસુજાણ જી. ૩
કુંભકર્ણ સાથે ત્યાં જાઇશ, બોલ્યો બાળકતણી પેરે વાણ જી;
હું જઇ આગળ કરી એને, અતિ ઉતારીશ ઘાણ જી. ૪
પછે રામ લક્ષ્મણ મારીશ, રાક્ષસ કરશે આહાર જી;
અહીં બેઠાં તમો સાંભળશો, શત્રુનો થયો સંહાર જી. ૫
પછે તમને આવી કરશું, અમો તો નમસ્કાર જી;
પછે તમો હસ્તિએ ચઢી, વિચરજો નગરમોઝાર જી. ૬
રામ લક્ષ્મણ મૂઆ વાનર પડિયા, અનેક આપજો આહાર જી;
ભૂષણ વસ્ત્ર સુગંધ શોભિત, આપજો અપાર જી. ૭
પછે સીતાને જઇ કહેજો, મુઓ તુજ ભરતાર જી;
હવે મુજને ભજ માનિની, વિવિધ કર વિહાર જી. ૮

---

૧. કુઠાર–કોહોવાડો. ૩. કર્યું–'કર્શું' પ્ર. ૩ જી. ૪. બોલ્યો ઇ૦–અતિ ઉતારીશ ઘાણ જી પ્ર. ૧ લી.

ત્યારે તેતો દુઃખ પામશે, વધ સાંભળી નાથ જી;
ત્યારે તમો રોતી રાખી કહેજો, ગ્રહે મારો હાથ જી. ૯
દીન હીન નારી દુઃખ પામી, રમશે તમારે સાથ જી;
પછે મુજને આલિંગન દેજો, ભુજ ભીડી બાથ જી. ૧૦
તે માટે હું સાથે જાઉં, એકલાનું નહિ કામ જી;
એકએકને હું સાથેથી, સાહ્ય કરૂં સંગ્રામ જી. ૧૧
મહોદરને નિભ્રંછી બોલ્યો, કુંભકર્ણ તે ઠામ જી;
ત્રિશૂળ ગ્રહીને ભૃકુટી ચઢાવી, જેની પ્રકૃતિ તામ જી. ૧૨
સર્વનો હું કાળ કહાવું, સૂર્ય જેવું શૂળતેજ જી;
સુવર્ણતણાં આભૂષણ તેણે, જાણે ઇંદ્રશું એજ જી. ૧૩
દેવ યક્ષ હણે રક્તવસ્ત્ર વીંટયું, રક્ત પુષ્પ વીંટી ગ્રહ્યું હેજ જી;
રૂધિરે રંગ્યું પાવક જેવું, રણે દિસે શત્રુને સેજ જી. ૧૪
એવું ગૃહે રાવણને કહે, ભાઈ તે કુંભકર્ણ જી;
કટક તારૂં રહેવા દે અહીં, હું એકલો પમાડીશ મર્ણ જી. ૧૫
પછે તું ઉલ્લાસ પામીશ, પડશે પ્લવંગ રામ ધર્ણ જી;
જળવોંણો જ્યમ મેધગાજે,ત્યમ(ગાજ્યોપણ)આવશેઆપેશર્ણ જી.૧૬
એ મૂરખ આગળથો બોલ્યો, કર્યો અતિ અગાજ જી,
પણ ત્યાંથી હું જીતી ગાજીશ, તે સાંભળશો અવાજ જી. ૧૭
તુજસરખો મહોદર આગળથી, કહી દેખાડે કાજ જી;
લંકા પીડાણી રાજા દુઃખ પામ્યો, હવે હું જઇ રાખું લાજ જી. ૧૮
એવાં વચન સુણી રાવણ રીઝયો, હશી કહે કથન જી;
મહોદરને ગયું નથી ગમતું, હું કરીશ એકલો કદન જી. ૧૯
ઊઠી માથે મણિ બાંધ્યો કુંભકર્ણને, મનોહર દશવદન જી;
અંગદ બેરખા બાંહે પહેરાવ્યા, દીવ્ય દીપે તન જી. ૨૦
વીંટી હાથે હદે હાર રે, કુંડળ સુંદર કાન જી;
મસ્તક મુકુટ ને પટા કટિએ, જાણે જગતનો રાજાન જી. ૨૧
હોમ્યો હુતાશન જાણે હોયે, સંધ્યાકાળના પર્વત સમાન જી;
ચંદરવા ધન સર્વ સાથે, ચલાવે તે સ્થાન જી. ૨૨

---

૧૨. તામ–ક્રોધ–તમો ગુણવાળી. ૧૪. હણે–(ત્રિશૂળ). ૧૭. અગાજ–ખોટી ગર્જના. ૧૯. ગયું નથી ગમતું–જવું નથી ગમતું. ૨૦. દશવદન–દશવદને–રાવણે. અંગદ–બાજુબંધ.

સહસ્ત્રના ટોપ હથરોટા પેહેર્યા, જાણે જગત કરશે પ્રાજે જી;
'સર્વ શણગાર શોભતા પહેર્યા, હાથ ત્રિશૂળ વિરાજે જી. ૨૩
નારાયણ સરખો નહિ ત્રિશૂળે કરી, રૂદ્ર ઉપમા છાજે જી;
રાવણને આલિંગન દીધું, આજ દુઃખ હવે ભાજે જી. ૨૪
પ્રદક્ષિણા દેઇ અગ્રજને, પ્રેમે કર્યો પ્રણામ જી;
આઠ પૈડાં સહસ્ત્ર ખર જોતરી, રથ આણ્યો તે ઠામ જી. ૨૫
ધ્વજાદંડ ઓપે અતિ ઉંચો, શત્રુભંજન રથ નામ જી;
જય જયકાર કરે સહુ કોયે, વેધી આવજો રામ જી. ૨૬
રાવણ રીઝયો રણ જાતો જોઈ, એ હવે લેશે પ્રાણ જી;
શંખ મૃદંગ ઉપગ ઝાલરી, નાનાવિધ નિઃશાણ જી. ૨૭
સાથે વ્યાઘ્ર સિંહ ચિતરા, ગજ રથ કેકાણ જી;
અનેક વિધિની અનેક સજાઇ, બંદી કરે વખાણ જી. ૨૮
મુક્તાફળે વધાવે માનિની, મધુરાં મંગળ ગાય જી;
મેઘ સરખો નાદ તેનો, સુણી રહ્યું નવ જાય જી. ૨૯
અનેક મોટા રાક્ષસ સાથે, આગળથી પળાય જી;
રામ લક્ષ્મણને શાખામૃગને, સહી સઘળાને એ ખાય જી. ૩૦
સો ધનુષ્ય રથ લાંબો તેનો, ઊંચો છસો વામ જી;
પૈડાં પાખણાં અતિ અનુપમ, સુંદરતાનું ધામ જી. ૩૧
જાણે પર્વત રથ ઉપર બેઠો, શૃંગ એક એ ઠામ જી;
નગર બાહેર જઇ ઉતર્યો, કહે ક્યાં ગયો રામ જી. ૩૨
વાનરરૂપિયાં વનફળ પૂર્યાં, હું શુક થઇ કરૂં આહાર જી:
પતંગ જેમ પાવકમાં શોભે, (તેમ) મારે મન દશરથકુમાર જી. ૩૩
બીજા રાક્ષસ આવી કરે, પ્રેમે રાજાને નમસ્કાર જી;
ગર્ધવમુખા ઉષ્ટ્રમુખા, ત્યાં નાદ કરે નિરધાર જી. ૩૪
જાણે એ શું જગત લેશે, એવો કર્યો રાયે નાદ જી;
તેણે સમે અપશુકન હોયે, અદ્ભુત સુણિયો સાદ જી. ૩૫
પૂર્વ દિશે સાવજ બોલે, પામ્યા અતિ વિષાદ જી;

---

૨૭. ઉપંગ–એ નામનું વાદ્ય. ઝાલરી–ઝાલર–વાદ્ય. ૨૯. તેનો–'મેનો' પ્ર. ૧ લી. ૩૧. પાખણાં–(?) ૩૨. શૃંગ ઇ૦–માથું એ એક પર્વતનું શૃંગ (શિખર) જાણવું. એક–'એ' પ્ર. ૧ લી. ૩૩. મારે ઇ૦–હું પાવકરૂપી અને દશરથકુમાર એ પતંગરૂપી.

પંખી સર્વ અવળાં ઉતરે, મનથી ગયો ઉલ્લાદ જી. ૩૬
ગૃધ્રપંખી રથે બેઠો, ફરક્યું વામલોચન જી;
અંગ ધ્રુજે ને વાન ન સૂઝે, કાંપ્યું અતિશે તન જી. ૩૭
ઉલ્કાપાત હોયે વિપરીત આદિત્ય, અવળો વાય પવન જી;
વાનર એવા વસમા દીઠા, જપતા જગજીવન જી. ૩૮
કોએક કહેછે આજ જાયે, તે જીવતો નવ આવે જી;
અપશુકન માન્યા નહિ જાણે, દૈવ દોટ ચલાવે જી. ૩૯
મનમાંહે અભિમાન આવર્યો, કોય લેખે કપિ ના'વે જી;
વાનરે દીઠો જવ રાક્ષસ, એ તો સિંહ હરાવે જી. ૪૦
ઉંચાં પૂછ ઉજાતા નાઠા, સઘળા વાનરયોધ જી;
હાથ ભોગળ કુંભકર્ણને, જાણે મુર્ત્તિવંતો ક્રોધ જી. ૪૧
પ્રલયકાળે શંકર જાણે, કરશે એ સર્વ શોધ જી;
નવ નાસો નવ નાસો વાનર, એમ દે પ્રતિબોધ જી. ૪૨
ઘનની પેરે હરખો ગાજ્યો, નાઠા દીઠા પ્લવંગ જી;
મૂળમાંથી વાઢિયો વૃક્ષ, એમ થયા કપિ ભંગ જી. ૪૩
તેણે સમે અંગદ બોલ્યો, શું બી'ના દેખી અંગ જી;
પાષાણ પ્રૌઢો શા કારજનો એ, તમો છો નાનાં અંગ જી. ૪૪
નલ નીલ કુમુદ ગવાક્ષ ને, કહે વાળીસુત શૂર જી;
નાશીને કાં જાઓ કુમતિ, ઊજાઈ ઊરાઊર જી. ૪૫
પાછા વળો પ્રાણ શું રાખો, ભૂમિ પડયો એ ભૂર જી;
ગાઢે દોહ્યલે થોભ્યા તે, અંગદે રાખ્યું નીર જી. ૪૬
પછે શિલા શિખર લેઇને, સામા સોંઢ્યા વીર જી;
કેટલાએક ધેસુએ છાંટે, નાદ કરે ગંભીર જી. ૪૭
શાલે તાલે શિખરે છેદે, કુંભકરણનાં શરીર જી;
તોયે કાંઇ મન નવ આણે, ધરી રહ્યા મન ધીર જી. ૪૮
દ્વિવિદે પર્વત પ્રૌઢો લેઇ, કુંભકરણને માર્યો જી;
શરીર ભાજે ભૂકો થાયે, (પણ) લગારે ન વિડાર્યો જી. ૪૯
વાનરને તે પ્રહાર કરેછે, નવ જાયે તે વાર્યો જી;
જાણે વન્હિ તૃણવન બાળે, એકે નવ ઉગાર્યો જી. ૫૦

---

૩૬. સાવજ–'શાહા' પ્ર. ૧ લી. 'સસા' પ્ર. ૨ જી. ૩૮. વિપરીત આદિત્ય–પશ્ચિમમાં સૂર્ય દેખાયો. ૪૬. ભૂમિ ઇ૦–એ ભૂર ભૂમિ પડયો એમ જાણો. ૪૭. ધેસુ–ધૂળ.

## કડવું ૧૯ મું.

### રાગ આંદોલ.

વાનર કોપ્યા એ, મારેછે પ્રહાર એ;
હાર ખાએ નહિ રે, રાક્ષસા એ. ૧

### ઢાળ.

હાર ખાએ નહિ રાક્ષસા, પ્રહાર કરે પ્રચંડ;
અસ્ત્રે કરી માર્યા અતિ, જાણીએ જમદંડ. ૨
અસંખ્યાત રાક્ષસ માર્યા, કોપ્યા વાનર વીર;
વજ્રે જેમ પર્વત ભાજે, તેમ નિશાચરનાં શરીર. ૩
રાક્ષસે વાનરનાં, છેદિયાં બહુ ત્યાં શીશ;
દ્રુમની પેરે પડ્યા પૃથ્વી, ત્રાહ્ય ત્રાહ્ય જગદીશ. ૪
નાઠા સઘળા સામટા, અને ખાધી હાર;
કેટલા વૃક્ષે કેટલા ગિરિએ, કેટલા અર્ણવવાર. ૫
કેટલા મોહ પામી રહ્યા, રહ્યો ન ઊભો એક;
તેણે સમે અંગદ બોલ્યો, કરી મન વિવેક. ૬
ન નાસો રે ન નાસો રે, રામનું છે કામ;
નાઠે નહિ છૂટો તમો, સુખી નહિ થાઓ ધામ. ૭
હાર્યે હાર ન દેખીએ, જીત્યે જીત ન હોય;
નાઠે નિશાચર સાથે આવે, રહીએ ક્યાં જઇ જોય. ૮
મોટે કુળે ઉપન્યા, આપણ એ ભાગા નાશિયે;
કહેણુ ચાલશે રાક્ષસ ભોએ હાર્યા, વીરા વાત વિમાશિયે. ૯
ધીર ધરી રાવણનો ભ્રાતા, આવી રહ્યો છે આંય;
તે માટે રહો શૂર સાચા, વિમાશી મનમાંય. ૧૦
રામને કામે પડીશુ તો, પામીશું સ્વર્ગલોક;
એ હરજી આગળ નહિ ઉગરે, હમણા પામશે શોક. ૧૧
જીત્યે રામ પ્રસન્ન થાશે, મુએ પામીશુ મુક્ત;
તે માટે નાસવું નહિ, ભલી કહી એ યુક્ત. ૧૨
સ્વામી હવે રહું ન જાયે, કરે કદન એ ક્રૂર;
જીવ્યાની ઇચ્છા છે અમારે, એમ કહી ઉજાણા શૂર. ૧૩

---

૬. પામી–'ટાળી' પ્ર. ૪ થી.

ગાઢે દોઘલે થોભાડ્યા, અંગદે તે કાળ;
એને હમણાં હું હણીશ, જાણે હળવે કીધી આળ. ૧૪
વિકાર્યા તે વળ્યા પાછા, વૃક્ષની કરે વૃષ્ટ;
કુંભકર્ણને મન નહિ, વદન છે અતિ અરિષ્ટ. ૧૫
પછે મો'કમ માર્યા વાનર, જાણ્યું કરૂં આહાર;
સેનાપતિ દશવાનરશુ આવ્યો, અંગદ અતુલ અપાર. ૧૬
એક અંગદ કુમુદ બીજો, ત્રીજો તે ગવાક્ષ;
નલ ચોથો નીલ પાંચમો, ચંદ્ર મયંદ બળિયા ઋક્ષ. ૧૭
વિનત જાંબવાન વેગે, પર્વત મારે પ્રૌઢ;
કુંભકર્ણનું હૈયું ભાંજ્યું, ભાગી ન શકે ગૂઢ. ૧૮
સહસ્ર ખર મારિયા રથના, પૈડાં કીધાં ભંગ;
ધ્વજાદંડ ભાંજ્યો અંગદ ગાજ્યો, રીઝયા અતિ પ્લવંગ. ૧૯
રથ ભાગ્યો જાણી હેઠો, ઉતર્યો કુંભકર્ણ;
જાણીએ પર્વત પંખાળો, આવિયો એ ધર્ણ. ૨૦
હાથમાંહે ગદા મોટી, ઘોર ગ્રહ્યું ત્રિશૂળ;
વાનરને હું એમ ઉરાડું, અર્કનાં જેમ તૂર. ૨૧
ગદાએ માર્યા વાનર વસમા, આઠ સહસ્ર સેં સાત;
પરાક્રમ પ્રૌઢું કર્યું કોપે, માન્યાની નહિ વાત. ૨૨
ચોરાસી વાનર બાથે ભીડયા, પીડિયા તે પર્મ;
વાનરને વલખા થયા, મોટો માંડ્યો ભર્મ. ૨૩
રથ મારો ભાંજ્યો ભૂરો, તેણે રોષે મારિયા;
ઉછળતા અતિ ઘણું, હવે હરિ સર્વ હારિયા. ૨૪
તે સમે હનુમાને જાણ્યું, સહુએ ખાધી હાર;
પર્વતનાં તે શૃંગ નાખે, ક્રૂર અંજનીકુમાર. ૨૫
ત્રિશૂળે આવતાં ભાંજ્યાં, શૃંગને બળવાન;
ત્રિશૂળે કરી હતદે મધ્યે, મારિયો હનુમાન. ૨૬
જેમ પર્વતમાંહે વજ્ર માર્યું, જાણે જાયે ઘાત;

---

૧૫. વિકાર્યા–શૂરત્વ નામના વિકારથી યુક્ત કર્યા–ઉશ્કેર્યા. અરિષ્ટ–અરિષ્ટ ૨૫. ૧૭. ઋક્ષ–રીંછ. ૨૩. વલખા–વિલક્ષ–ખીસીઆણા.

તેમ શોણિત ચાલ્યું હૃદેમાંથી, મુખથી વમ્યું વિખ્યાત. ૨૭
રામ રામ રામ કહી, હનુમંતે પાડી ચીસ;
રાક્ષસ ગાજ્યા અતિ ઘણું, મોટો આપણો અધીશ. ૨૮
વાનર શોક પામ્યા ઘણું, પડિયો પવનતન;
વાનર નાઠા દશો દિશે, તવ નીલ ધાયો ધન્ય. ૨૯
નાખ્યું નીલે શૃંગ મોટું, મુઠિયે ભાંજ્યું રાવણવીર;
ઋષભ શરભ ગવાક્ષ ગંધમાદન, ધાયા પાડી રીર. ૩૦
શૈલે શૃંગે નખે વૃક્ષે, વિદારી તેની કાય;
કુંભકર્ણ મન ગણે નહિ, દેહે દુખિત થાય. ૩૧
વળી વાનર વસમા વાધ્યા, જઇ વળગ્યા ડીલ;
ગજ ગવાક્ષ ને વિનત ઋષભ શરભ, જઇ વળગ્યો નીલ. ૩૨
જાણે વૃક્ષ બાંઠુઆં, ઉગ્યાં છે અપાર;
મો'કમ માથે સ્કંધે હાથે, કરે વાનર પ્રહાર. ૩૩
મનમાંહે તે નવગણ્યા, રીસ ચઢી તેણીવાર;
કરડી મરડી ભચરડી, વાનર કીધા આહાર. ૩૪
આનંદ પામ્યો આરોગી, રૂધિર કીધું પાન;
ઉતાર્યા આખા અદકચરા, વાનર ઘણા બળવાન. ૩૫
માંસના કચરા કર્યા, અરો પરો પળાય;
હાથ ત્રિશૂળ વજ્ર સરખું, જાણે સુરનો રાય. ૩૬
પાશ હસ્ત જમરા જાણે, એવો દીસે રાવણ ભાય;
સૂકા વનને પાવક પીડે, તેમ કર્યો કપિનો ઉપાય. ૩૭
મુઆરે મુઆ કહેતા વાનર, આવ્યા રામને શર્ણ;
સુગ્રીવે દીઠો પૂઠે, આવ્યો જે કુંભકર્ણ. ૩૮
વાલિઅનુજે ઉપાડ્યો, વૃક્ષ ત્યાં એક શાલ;
કુંભકર્ણને મ્રોડાવ્યો, ભરી ભારે ફાળ. ૩૯
વાનરને રૂધિરે રંગ્યો, પ્રૌઢો પર્વતપ્રાય;
કેટલા વાનર ખાધા છે, બિહામણી અતિ કાય. ૪૦

---

૨૭. ધાત–ગેરૂ વગેરે ધાતુ. ૩૩. કુંભકર્ણને શરીરે વાનરો વળગ્યા હતા તેને કવિ ઉત્પ્રેક્ષે છે. ૩૩. જાણે ઇ૦–બાંઠુઆં–નાનાં ઝાડ. ૩૫. ઉતાર્યા–(પેટમાં.) ૩૯. વાલિઅનુજે–વાલિના નાના ભાઇ સુગ્રીવે.

તે પ્રત્યે સુગ્રીવ બોલ્યો, તેં માર્યા મારા પ્લવંગ;
હવે માર સહે મારો, કરૂં તારો ભંગ. ૪૧
તુંને બળિયો સાંભળ્યો છે, શું કરેછે સો'ર,
પ્રહાર કર રે ખાંત રહેશે, જવ હું હણીશ કઠોર. ૪૨
રીસ ચઢી સુગ્રીવને, સાલે ભાંજ્યું ઊર;
અરધો હૃદેમાં રહ્યો પેશી, પરાક્રમ કીધું કૂર. ૪૩
ધરી ક્રોધને ત્રિશૂળ મૂક્યું, કર્યો ગાઢે નાદ;
ઉછળી કટકા કર્યું સુગ્રીવ, ને શાલે પામ્યો ઉલ્લાદ. ૪૪
સહસ્રભાર સુવર્ણનું, મણિએ મનોહર જડયું;
સુગ્રીવે મરડી ભાંજ્યું, જાણે અર્કતૂર અડવડયું. ૪૫
કુંભકર્ણને કોપ ચઢયો, ભાંજ્યું હથિયાર;
પર્વત શૃંગ ઉખાડી, માર્યો મો'કમ માર. ૪૬
હૃદેમાંહિ મારિયો, મો'કમ વાનરરાય;
વાનર પડયો રાક્ષસ ગાજ્યા, પ્લવંગ પરા ઉજાય. ૪૭
કુંભકર્ણે પાસે આવી, ઉપાડયો સુગ્રીવ;
ઉજાણો જાયે અતિ આઘો, જઇ કાઢું જીવ. ૪૮
રાક્ષસ કહેછે ભલો રાજા, એ ઘટે તમ શૂર;
નાદ સુણી હનુમાન જાગ્યો, સુગ્રીવ ગ્રહ્યો એ કૂર. ૪૯
હવે હું જઇ મુષ્ટિ મારી, મૂકાવું રાજાન;
વાનરને કહેતો હવો, હાથિયો હનુમાન. ૫૦

---

## કડવું ૨૦ મું.

### રાગ ગોડી. ચાલ ઠામણી.

સુગ્રીવ છે આપણો ભૂપ, ઉપાડી ગયો એહ કરૂપ;
મૂકાવિયે વેગે હણીય. ૧
તો લાગે સુગ્રીવને ખોડ, જગતમાં નહિ જેની જોડ;
કહેશે હનુમાને મૂકાવિયોય. ૨
મૂર્છા હમણાં એની જાય, બળે કરી મૂકાવે રાય;
તે માટે ચોભું સહીય. ૩

---

૪૪. શાલે–શાલ વૃક્ષવડે.

એમ હનુમંત રહ્યો તે ઠાર, વાંનર સર્વને રાખ્યા વાર;
હમણાં હણી આવશે અહીંય. ૪
દુઃખધરતા વાર્યા હનુમાન, આવશે એ અહીંયાં બળવાન;
મૂર્ચ્છા વળશે જેટલેય. ૫
લંકામાં સુગ્રીવને લેઇ જાય, કુંભકર્ણ જે રાક્ષસરાય;
ગાયે ગીત તે માનનીય. ૬
એક માનિની મોતી વધાવે, તમટાળી કુણ એ અહીં લાવે;
પુષ્પવૃષ્ટ કરે ઘણીય. ૭
એવે વળી સુગ્રીવને સાન, કુંભકર્ણે ઉપાડ્યો રાજાન;
આ લંકામાં હું ક્યાં થકોય. ૮
શું ભાઇ મને સોણું લાધ્યું, મનમાંહે રાઘવ આરાધ્યું;
એ મૂર્ચ્છામાં મુને લાવિયોય. ૯
હવે હું કરૂં પરાક્રમ પ્રૌઢ, આશ્ચર્ય પામે ગરૂડારૂઢ;
મૂઢ પડે એ મેદિનીય. ૧૦
હાયથી વછુટ્યો કરી પ્રપંચ, હવે કરૂં એક સાચો સંચ;
નાક કરડી નકટો કર્યોય. ૧૧
કોપે કટકા કીધા બે કાન, કુંભકર્ણ પામ્યો અપમાન;
જે સૂર્પણખાને રામે કર્યુંય. ૧૨
ભાઇ ભગિની સરખાં બેય, નાક કાન વિણ થયા દે'ય;
વળી સુગ્રીવે વલૂરિયોય. ૧૩
(પાછું) આડા નખે ચીર્યું આખું અંગ, રૂધિર ચાલ્યું રંગાણો રંગ;
ભંગ થયો વાટ વચ્ચેય. ૧૪
સુગ્રીવ ગયો રામને પાસ, કરી કુંભકર્ણનો નાશ;
ચીસ ગાઢે પાડતો હવોય. ૧૫
ભોમ પડ્યો રાવણનો ભાય, લોક હસારત કરતા જાય;
સાન વળી ઊઠ્યા સહીય. ૧૬
હવે વીર કને ન જવાય, માનભંગ છું ગયો મહિમાય;
રણ વિમાશી આવિયોય. ૧૭
વાનરનો કરવા લાગ્યો આહાર, ભક્ષ કરતાં ન લાગે વાર;
રામે તે દીઠો સહીય. ૧૮

નાક કાન છેદ્યાં છે એહ, રૂધિરે રાતો રાજેછે દેહ;
વાનર ગ્રહી ખાયે ઘણુાય. ૧૯

રામે કર્યો ધનુષ્યટંકાર, ઉજાણા મારૂં નિરધાર;
મારા માર્યા વાનરાય. ૨૦

ત્યારે લક્ષ્મણને ચઢયો ક્રોધ, ધનુષ્ય ચઢાવી ઊઠયો યોધ;
સાત બાણ માર્યા સહીય. ૨૧

વળી બીજાં કાઢયાં તીર, સામાં માર્યો રાવણવીર;
રામ લક્ષ્મણ દ્રવાડિયાય. ૨૨

નાદ કર્યો ત્યારે કુંભકર્ણ, જાણે વૈશ્વાનર વાયે આવર્ણ;
રામ બોલ્યા બળિયા પ્રત્યેય. ૨૩

સાંભળ રાક્ષસરાજ વચન, હવે હું કરૂં તારૂં કદન;
પાણ ધનુષ્ય મેં સાધિયુંય. ૨૪

હમણા મૃત પામી થાઇશ પ્રેત, હું આવ્યો બાંધિને સેત;
ચેત ચેત રે પાપીયાય. ૨૫

ત્યારે સુણી રામની વાણ, અદ્ભુત ઇહાં શું કરૂં નિરવાણ;
જાણે મેઘ શું ગાજિયોય. ૨૬

રામ રાંક નહિ હું તેહ, આગે માર્યા મૂરખ જેહ;
માનવ મારે મને નહિય. ૨૭

નહિ વિરાધ કબંધ પ્રવાલ, જે માર્યા તેં તો તતકાળ;
મારીચની પેરે અહીં ન થાય. ૨૮

હુંતે કુંભકર્ણ હો રામ, જોયો તેં નહિ આ ઠામ;
હામ ધાલી હણવા તણીય. ૨૯

મારે મુદ્દગળ જોને હાથ, સુર અસુર જીતું સુરનાથ;
બ્રહ્માના કુળમાં અમોય. ૩૦

કાન નાસિકા છેદ્યાં માટ, હું નથી જાણતો ઉચાટ;
મન બી'ક નહિ મારેય. ૩૧

હવે પરાક્રમ કરો રઘુવીર, મેલી અસ્ત્ર છેદો શરીર;
પછે ખાંત રહેશે ખરીય. ૩૨

---

૨૦. ઉજાણા–ઉત્સુક થયેલા (રાક્ષસો)ને. ૨૨. દ્રવાડિયાય–(શરીરમાંથી લોહી) ઝરતા કર્યા (?)

હમણાં હઠે કરૂં હરિ આહાર, માર્યો જાઇશ દશરથકુમાર;
સારે કોપે રામજીય. ૩૩
બાણવૃષ્ટ આરંભી ઘોર, ક્રૂરકાય કુંભકર્ણ કઠોર;
ક્ષોભના તે પામ્યો નહિય. ૩૪
જેણે બાણ મારી વેધ્યો વાલ, સાત તાલસમા કીધા દયાળ;
તે તેણે મન ગણ્યા નથીય. ૩૫
તીર તીક્ષ્ણ માર્યા રઘુવીર, તોયે ધરી રહ્યો મન ધીર;
નીરની પેરે પીધાં સહીય. ૩૬
પછે રામે આચ્છાદ્યું અંગ, કીધા મુદ્દગર્ મો'કમ ભંગ;
રંગ રંગ્યો જાણે ચોળનોય. ૩૭
આખો રૂધિરમાં ખરડચો દેહ, બીહે દેખી વિશ્વ સહુ તેહ;
એવે જીતવો નથીય. ૩૮
રૌદ્ર રામે કાઢિયું અસ્ત્ર, કુંભકર્ણ હદે તે શસ્ત્ર;
સામો આવ્યો અતિ બળેય. ૩૯
હદેમાંહે સામટાં વાગ્યાં, જાણે બાંટુઆં પર્વતે લાગ્યાં;
પીડાણો તે પાપીયોય. ૪૦
પછે પર્જંત પેઠાં ઉરમાંય, પીડાણો ધ્રુજ્યો તે ત્યાંય;
હાથથકી આયુધ પડચાંય. ૪૧
પછે બાથે વળગ્યા બે યોધ, મનમાં જાણે કરૂં નિરોધ;
ક્રૂર ક્રોધ કરી અતિય. ૪૨
વળગ્યા તે મારે મહામાર, કુ'ણી પાટુના પણ પ્રહાર;
ઢીચણીઆં મુષ્ટિ બહુય. ૪૩
રામે ચૂરણ કીધો દેહ, ઉઠચો હળવે અળગો તેહ.
છેહ લઉં હવે એહ તણોય. ૪૪
વાનર વસમા ખાધા જ્યાંય, સુમિત્રાસુત બોલ્યો ત્યાંય;
રે રે હણુશે સહુનેય. ૪૫

---

૩૪. ક્ષોભના–ક્ષોભ. ૩૭. મુદ્દગર–'મોગર' પ્ર. ૧લી. ૩૮. એવે–એવે પ્રકારે–સાધારણ બાણના પ્રહાર કર્યે. ૪૧. પર્જંત–પર્યંત–સુધી. ઉર સુધી શરીરની માંય પેઠાં. ૪૨. નિરોધ–અટકાવ. જાણે યુદ્ધ કરતાં મારીને અટકાવું. 'નિષેધ' પ્ર. ૪થી.

મરતાં થયો એને સન્નિપાત, આપણો અન્યાયે કરેછે ઘાત;
વાત કંઈ જાણતો નથીય. ૪૬
રક્ષા કરો વાનર કેરી, મારો એને દહોદશ ઘેરી;
મુખ્ય મુખ્ય મળી તે પ્રત્યેય. ૪૮
લક્ષ્મણકેરાં સુણી વચન, આનંદ પામ્યા કપિ અતિ મન;
આનંદભેર તે ઉઠિયાય. ૪૯
ગજ ગવાક્ષ ગંધમાદન, શરભ નીલ વાલીનો તન;
જાંબવત કુમુદ વળીય. ૪૯
કુંભકર્ણ ઉપર તે ચઢ્યા, મદમાતા તે મો'કમ વઢ્યા;
ક્ષુંક્ષુણીને પડિયાય. ૫૦

---

## કડવું ૨૧ મું.

### રાગ પરજીયો.

જેમ હસ્તિ મા'વતને મારીને પાડે, ધ્રુજાડીને અંગ;
તેમ વાનર પાડ્યા કુંભકર્ણે, કપિ કાયે થયા ભંગ; રામે નિરખિયો રે. ૧
રામે નિરખિયો કુંભકર્ણ, તે મારે મારા યોધ;
વાયવાસ્ત્ર સાધ્યું વિશ્વંભર ક્રૂર કરીને ક્રોધ; કોપે મારિયું રે. ૨
મુદ્‌ગર મોટો હાથમાં હુતો, તે સહિત કર કાપ્યો રે;
વાનર ઉપર આવી પડિયો, જાણે પર્વત થાપ્યો; ચંપાયા ઘણું રે. ૩
કોનો હાથ ભાગ્યો હૃદે કોનું, નેત્ર નાસિકા કર્ણ રે;
કોની કટિ કટકા થઇ અતિશે, કોના કચરાણા ચર્ણ; ભાઇઓ શું પડ્યું રે. ૪
કો આકાશ કે મેરૂ મંદરાચળ, (એવો) પડ્યો મોગરા સહિત પાણ રે;
વાનર ચંપાણા રાક્ષસ પીડાણા, ગાઢે બોલ્યો વાણ; એવે ત્રાડિયો રે. ૫
એવે ત્રાડ્યો રે ત્રાડ્યો રે, જાણે ગાજ્યો મેહ;
બીજે હાથે વૃક્ષ લેઇને, માર્યો રામને દેહ; ત્યારે કોપીને રે. ૬
ત્યારે કોપી રે કોપી રે, રામે માર્યાં તીર;
બીજે હાથે ઉરાડી નાખ્યાં, સ્વામી શ્યામશરીર; અતિશય ગાજીને રે. ૭
અતિશે ગાજી રે ગાજી રે, વાનર દેખી રૂપ;
હાથવિના વળી વઢવા લાગ્યો, રાક્ષસકાય કરૂપ; કાંઈ ન ઉપજે રે. ૮

કોઈ ન ઉપજે રે ઉપજે રે, કરે પગે પાદુપ્રહાર;
અર્ધચંદ્રબાણુ તે કાઢયું, વેગે તેણીવાર; પાગ તે છેદવા રે. ૯
આકર્ષિ મેલ્યું અવિનાશી, છેદ્યા તેના પાગ રે;
મુખ વાંકુ કીધું મહાપાપી, અદ્ભુત વિકાશ્યું લાગ; સર્વ એ ગળે રે. ૧૦
સૂર્ય ચંદ્રને ગ્રસવા આવે, મુખ મોકળું કરે રાહુ રે;
તેમ રામ લક્ષ્મણની પાસે, કુંભકર્ણ આવેછે મહાબાહુ; વાનર ધ્રુજિયા રે. ૧૧
રામે મુખ ભર્યું બાણે કરી, તેણે નવ બોલાય રે;
કષ્ટે કરી કુંઇણવા લાગ્યો, કોપ્યા રાઘવરાય. હઠયે હણું સહી રે. ૧૨
રામે બ્રહ્માંડ કાળદંડ સમુ, કાઢયું તીનું તીર રે;
મણિજડિત હેમમય અદ્ભુત, વેગે જાણે સમીર; વેગે મેલિયું રે. ૧૩
અરિ હણે માત્ર જે આપે, આકર્ષિને માર્યું રે;
ઇંદ્રે આગે આપ્યું હતું, ઉરવેધી પાતાળ પધાર્યું; પીડાણો ઘણું રે. ૧૪
બીજું બાણ કાઢયું રઘુનંદન, રત્નહીરા બહુ રાજે રે;
ઇંદ્ર વજ્રસમું તેજે તરણિ, તેણે થયો અતિ પ્રાજે; જ્યારે મારિયું રે. ૧૫
રામપાણિથી જ્યારે છૂટયું, શબ્દ થયો અતિ ક્રૂર રે;
તેજે સૂર્ય હુતાશન કોટિક, પ્રલયનું જાણે પૂર; કંઠે જઇ અડયું રે. ૧૬
મસ્તક પાડયું મહા બળિયાનું, જેમ ઇંદ્રે વૃત્રાસુર માર્યો રે;
તેમ રાઘવે કોપે તેને, હેલામાંહે વિડાર્યો; સૂતો શબ થઇ રે. ૧૭
બે સહસ્ર વાનર પડતાં પીલ્યા, ને અરધું લંકા ગામ રે;
ગઢતણાં કોશિસાં પાડ્યાં, અનેક જનનાં ધામ; જાણે ગિરિ પડ્યો રે. ૧૮
કોની ખીટણી અભરાઇ અટાલી, કોનાં બાળક નાર રે;
મૂઓ સાંભળી શોક ધરે, જાણે હારોહાર; દુઃખ અતિ ઉપન્યું રે. ૧૯
સમુદ્ર અતિશે વલોવાણો, જળજંત ચાંપ્યા ચર્ણ રે;
ધડે પૃષ્ઠે લંકાને, વાનર પામ્યા મર્ણ; દેવ આનંદિયા રે. ૨૦
રામચંદ્રની સ્તુતિ કરે, સહુ પ્રેમે તેત્રીસ ક્રોડ રે;
વાનરનાં થયાં મુખ વિકાસિત, સ્તવે રહ્યા કરજોડ; દુઃખ સર્વ ટાળિયાં રે. ૨૧
એણીપેરે વાણી સર્વે બોલ્યા, ધન્ય ધન્ય રઘુવીર રે;

૧૪. અરિ હ૦—"અરે હણે મિત્ર જે આપે" પ્ર. ૧ લી. ૧૫. તરણિ—સૂર્ય. ૧૯. ખીટણી—ખીંટી. અભરાઇ—છાજલી. ૨૦. વલોવાણો—ડોહોળાયો. ધડવડે અને પીઠવડે લંકાને ચાંપી નાંખી.

તમ વિના કોણ એને મારે, પર્વતપ્રાય શરીર; તે આમ મહી પડયો રે. ૨૨
રાક્ષસ ગાઢે ગાઢે રોતા, ગામમાંહે તે જાય રે;
લોક કહે મારતો ગયો, પર્વતપ્રૌઢી કાય; મંદિર પાડિયાં રે. ૨૩
કો કહે પડતાં પિતા ચાંપ્યો, પુત્ર કલત્ર પરિવાર રે;
એમ સાંભળ્યું મારગમાંહે, આવ્યા સભાને દ્વાર; ગાઢે આરડયા રે. ૨૪
ભારે ભારે સહુ પોક મૂકે, લઈ કુંભકર્ણનું નામ રે;
ભાઇ રણમાં માર્યો રામે, શું બેઠા છો આમ; બાંધવ પાડિયો રે. ૨૫
નવમીથી કુંભકર્ણ વઢિયો, ચતુર્દશી પર્યંત રે;
છ દહાડા યુદ્ધ દારૂણ કીધું, તોયે આણ્યો અંત; રાવણ ધ્રુજિયો રે. ૨૬
પૃથ્વીએ પાષાણતણી પેરે, સુણતાં ખેવ એ સૂતો રે;
હા હા બાંધવ હા હા બાંધવ, હવે હું ખરો વગૂતો; જાણે શું મુઓ રે. ૨૭
દેવાંતક નરાંતક ત્રિશિરા, અતિકાય અતિ રૂએ રે;
મહોદર મહાપાર્શ્વ અતિ કષ્ટિ, રાવણરાયને જુએ; દુઃખ અતિ ઉપન્યું રે. ૨૮
રાવણ મૂર્ચ્છામાંથી જાગ્યો, ગાઢે કરે વિલાપ રે;
હવાં મુને મેલી જાશો, પરમ પામીશ તાપ; રહી કયમ શકું રે. ૨૯
તું માટે હું અતિ, ગાજતો, મારી જમણી બાંય રે;
તે આજ છેદાણી માટે, શોક ધરૂં મનમાંય; ગુણ કહું કેટલા રે. ૩૦
દેવ સહુ ત્રાસ પામતા, ગણ ગંધર્વ ને નાગ રે;
તે આજ માર્યો કેમ માનુ, કુંભકર્ણ મહાભાગ; કેમ જાયે કળ્યો રે. ૩૧
હવે જો રામે એ માર્યો, તો મારે નહિ આશ રે;
વાનર મોદ પામશે મનમાં, થાશે મારો નાશ; હવે નથી જીવવું રે. ૩૨
સુર સહુ મેં જીતિયા, તે તારા બળ સારૂં રે;
હવે સહુ મને હાસ્ય કરશે, પાસું નિવાર્યું તારૂં; એકલો હું પડયો રે. ૩૩
વિભીષણનું વાર્યું ન કર્યું, મરીશ સહિત પરિવાર રે;
તે બોલ આજ મારે ભાઈ, આવ્યો એ તો ઠાર; કોને પૂછિયે રે. ૩૪
જો પોતે અધર્મ કરૂં તો, કાહું કોનો વાંક રે;
સીતાનો ને લંકાનો, અર્થ નથી મારે ટાંક; વિરહે વલવલે રે. ૩૫
અંગિઠીમાંહે અંગ ઓઢવ્યું, પાવક વિરહ લાગ્યો રે;
વીરવિરહે હૃદેમાંહે, પીડા પામી ભાગ્યો; ત્યારે ઉચર્યો રે. ૩૬

૩૨. મારે ઇ૦—તો મારે પણ જીવવાની આશા નથી. ૩૬. ઉચર્યો—ત્રિશિરા ઉચર્યો

રાવણની પાસે આવીને, ત્રિશિરા તેહ વચન રે;
રાંકની પેરે રોવું ન ઘટે, તમો તો રાજન. એમ ઘટે નહિ રે. ૩૭
વિભીષણે કહ્યું જઈ મળિયે, લાગો રામને ચર્ણ રે;
તે માટે દીન ન ભાખો તમો, રાખો સહુને શર્ણ. બીહો શા ભણી રે. ૩૮
આગે યુદ્ધ કર્યું દેવશુ, રથે બેશી રણધીર રે;
ત્યાં આયુધ એકે નવ હતું, સહેના નહિ શરીર. તોયે જીતિયા રે. ૩૯
ત્યાર પૂઠે તમો પામિયા, સાંગ ગદા ને શૂળ રે;
રથે બેશી તમો સાંચરશો, જાશે વાનર જાણે તૂળ. વાનર શું વદે રે. ૪૦
રામ લક્ષ્મણ તે માત્રજ કેઇ, તમ આગળ મહારાજ રે;
તે માટે ભાઈ મૂએ એમ, શું લવોછો આજ. એનું શું ગજું રે. ૪૧
સહસ્ર ગંધર્વે રથ તમારે, મેઘતણી પેરે ગાજે રે;
તમ આગળ દેવ સર્વ નાસે, તો માનવ શું રાજે. તમ અસ્ત્ર આગળે રે. ૪૨
આજ્ઞા આપો અથવા મુજને, રણમાં હું જાઉં રે;
ગરુડ સર્પ હણે બગ મીન મારે, તેમ વાનર સર્વને ખાઉં. આજ્ઞા આપિયે રે. ૪૩
જેમ મહાદેવે ત્રિપુર માર્યા, તેમ દશરથસુત મારૂં રે;
રાવણ સુતનાં વચન સુણી કહે, કુંવર કારજ સારૂં. તું ભલે જન્મીઓ રે. ૪૪
ત્યારે દેવાન્તક નરાન્તક, અતિકાય કહે સ્વામી રે;
ત્રિશિરા સાથે અમો જાઉં યુદ્ધે, આજ્ઞા દ્યો અંતરજામી. ગાંજ્યા જાઉં નહિ રે. ૪૫
કોએથી ત્રાસ ન પામે, રાવણના સુત ચાર રે;
સ્વામી રણમાં જઇ કપિ માનવને, કરશું અમો આહાર. વાર લાગે નહિ રે. ૪૬
ઇંદ્રનાથી અતિશે પરાક્રમી, અંતરિક્ષ મારગ ચાલે રે;
માંહે માયા મોટી કાયા, ઘણાનાં ઘર ઘાલે. કોણ કળી શકે રે. ૪૭
એવા સુત રાવણ રાજાના, રાજે અતિશે ભૂપ રે;
જાણે કિરણે દિનકર બીજો, પાવક સુર ઇંદ્ર અનુપ. એવા ઓપિયા રે. ૪૮
રાવણે તે કુંવરને, દીધું આલિંગન રે;
આયુધ આભરણ આપ્યાં અદ્ભુત, વલાવ્યા તે તન. આશિષ દઈ ઘણી રે. ૪૯
જીતી યુદ્ધે વહેલા આવજો, મદોન્મત ચડ્યા હસ્તી રે;
જાણે પર્વત ઉપર દિનકર, સહુ કહેછે સ્વસ્તિ. ચડવા ચાલિયા રે. ૫૦

---

૩૭. "રાવણની પાસે આવીને" આ વાક્ય પ્ર. ૧લી તથા પ્ર. ૩જી-માં નથી. ૩૮. તે માટે–વિભીષણે કહ્યું માટે. ૫૦. સ્વસ્તિ–કલ્યાણ થાઓ.

# કડવું ૨૨ મું.

## રાગ મારૂ.

ત્રિશિરા તે ત્યાં અશ્વ ચઢીને, ચાલ્યો ચતુરસુજાણ;
મેઘસરિખો ઓપે અદ્ભુત, ધરી ધનુષ્યને બાણ. ૧
ત્રણશિરે ત્રણ મુકુટ રે, ત્રણ શૃંગ જાણે જેમ;
રાવણસુત અશ્વથી ઉતરી, રથ બેઠો હેમ. ૨
બે પાસે બે યોધ ચાલેછે, ચંચળ ચઢી તોખાર;
ઉચ્ચૈઃશ્રવાથી અતિ અનુપમ, ઓપે છે અપાર. ૩
મનવેગી મારૂતસમ અદ્ભુત, ભોગળ ભાલા હાથ;
દિનકરથી અતિ દીપતો, ચાલે અસુરનો સાથ. ૪
માંહોમાંહે એમ કહેછે, રાક્ષસ રણમાં જાતા;
વાનર માનુષ્ય માત્ર કેઇ, એવા અતુલ મદમાતા. ૫
ગદા સાંગ હથરોટા સહના, પરિઘ પ્રાસ ને પાશ;
એમ આયુધ લેઇ વનમાં આવ્યા, કરવા કપિનો નાશ. ૬
બાંધે બાકરી બળ દેખાડે, વાયે બહુ વાજિત્ર;
એવે સમે સર્વ સેના દીઠી, રાઘવની વિચિત્ર. ૭
વાનર રૂપિયો સાગર જાણે, ઉલટિયો અતિપૂર;
દેખી રાક્ષસ સૌએ લીધાં, આયુધ ઊરાઊર. ૮
રથ ઘોડે હસ્તીએ બેઠા, કોએક આવે પાળા;
અંજનાચળ પર્વતથી અતિશે, દીસે રાક્ષસ કાળા. ૯
વાનરની સમીપે આવ્યા, મંડાણો સંગ્રામ;
વૃક્ષ પર્વત વાનર વરસાવે, હણવા ઘાલે હામ. ૧૦
મોકમ મારે હઠે નહિ રે, કોપ્યા વાનર વીર;
શિલા આવતી રાક્ષસ ભાંજે, મેલી તીનાં તીર. ૧૧
વાનર વઢતા વાધ્યા વારૂ, પાડ્યા રાક્ષસ અનેક;
સેના ભાગતી જોઇ નરાંતક, આવ્યો કરી વિવેક. ૧૨
રીસે ભાલો લઈ હાથમાં, સત્તર વેધ્યા પ્લવંગ;
મૂર્ચ્છા ખાઇ પડ્યા મેદિની, કપિ કીધા બહુ ભંગ. ૧૩
અરેપરે ઉછળતો હીંડે, ક્ષણું રહે નહિ ઠાર;
નરાંતકે નાશજ કીધો, વાનરનો અપાર. ૧૪

દિનકરથી દીપે નિશાચર, જાણે જગતનો નાથ;
જાણે વીજળી ભાલો તેનો, એવો ઓપે હાથ. ૧૫
વાનર માર્યા મહા મનોહર, ભણ્યા એ નવ જાય;
એક ઠામ રહે નહિ રે, પવનવેગે પળાય. ૧૬
કુંભકર્ણે વાનર હણિયા, તે ઉઠ્યા બળવાન;
સુગ્રીવની પાસે જઇ ઉભા, સ્તુતિ કરે મતિમાન. ૧૭
એવે અસંખ્યાત વાનર આવ્યા, નરાંતકે જે માર્યા;
સુગ્રીવને આવી સંભળાવે, એ આગળ અમો હાર્યા. ૧૮
ત્યારે અવલોકે નરાંતક, સુગ્રીવ વાનરનાથ;
જેમ ગોવાળ ગાયને હાકે, ગ્રહી જેષ્ટિકા હાથ. ૧૯
અતિશે વાનર બી'તા આવે, પૂઠે બળિયો ધાય;
તેણે સમે અંગદને પ્રેમે, સુગ્રીવ જે કપિરાય. ૨૦
એણે આપણા વાનર વેધ્યા, હવે તમે જઇ હાકો;
અંગદ એવું કહેતાં ઊઠયો, જ્યારે બોલ્યો કાકો. ૨૧
મારે મન એ માત્ર કેઇ, વાળીપુત્ર કહેવાઉં;
તેમાં તમો આજ્ઞા આપી, તેણે હમણા જાઉં. ૨૨
એવું કહી ઉજાતો આવ્યો, નરાંતક છે જ્યાંય;
રે'જે રે રાક્ષસ તું ઉભો, હવે જાઇશ ક્યાંય. ૨૩
એવું કહેતાં નરાંતકે, ભાલો હદેમાં માર્યો;
વાળીસુત વસુધાએ પડિયો, મનમાં જાણ્યું હાર્યો. ૨૪
અર્ધે ભાલો ભાંજ્યો કાઢતાં, એક મુષ્ટિ તેને મારી;
શીશ ફૂટયું રસના બા'ર કાઢી, પડયો અશ્વ મહીમોઝારી. ૨૫
અશ્વ પડયો પાળો થયો પાપી, અંગદને ગડદા મારે;
વળી વસુધા ઉપર પડિયો, સાન વળી તેને ત્યારે. ૨૬
રીસે મુક્કી મો'કમ મારી, નરાંતકને ઉર;
હૈયું ફાટયું શોણિત ચાલ્યું, પ્રાણરહિત થયો ભૂર. ૨૭
પડયો પર્વતપ્રાયે પ્રૌઢો, દેવ થયા રળિયાત;
વાનર સૌ આનંદ પામિયા, ભલું કર્યું તેં ભ્રાત. ૨૮
રામચંદ્ર રીઝયા અતિ મનમાં, પણ આશ્ચર્ય નહિ એહ;
વાળીપુત્ર એને તો મારે, એમાં શો સંદેહ. ૨૯
તેણે સમે દેવાંતક ત્રિશિરા, મહોદર ત્યાં શૂર;

આપણો વીરો એણે માર્યો, હવે કીજિયે ચૂર. ૩૦
હસ્તીએ તો દેવાંતક રે, થયો છે આરૂઢ;
ત્રિશિરા તો રથ ઉપર બેઠો, પરાક્રમી જે પ્રૌઢ. ૩૧
ત્રણે મળીને કર્યા આકળો, વાલીતણો તો તન;
અંગદે એક શિલા લીધી, વિમાશીને મન. ૩૨
મર્મસ્થાનક મારી તેણે, નરાંતકને તેહ;
વીર તારો વાટ જુએ છે, મળવા જા તું નેહ. ૩૩
પર્વત માર્યો ત્રિશિરા ઉપરી, આવતો બાણે છેદ્યો;
પછે અતિ અંગદને માર્યો, અનેક અસ્ત્રે ભેદ્યો. ૩૪
પછે પાડયો પ્લવંગ પૃથ્વી, સતે મુષ્ટિ મારી;
હસ્તીનું કુંભસ્થળ ભાંજ્યું, દેવાંતક રહ્યો હારી. ૩૫
ઉઠીને હસ્તીના કાઢયા, દંતુશળ તો એહ;
તેણે રાક્ષસ માર્યો મો'કમ, કર્યા કડકા દેહ. ૩૬
પછે ત્રિશિરા કોપ્યો કુમતિ, હવે હું છેદું શીશ;
અસ્ત્ર વડે વિડારી વસુધા, પાડયો અંગદઇશ. ૩૭
ઢીંચણ ભેર પડયો વીરને, નહિ શરીરે સાન;
તે નિરખીને વેગે આવ્યા, નીલ અને હનુમાન. ૩૮
આવીને વેગે વરસાવ્યા, વૃક્ષતણા વરસાત;
માંહોમાંહે યુદ્ધ કરે રે, એક એકને ઉપઘાત. ૩૯
શોણિત કેરી સરિતા ચાલે, ઘોર પ્રવર્ત્યું યુદ્ધ;
શિલા શિખરે હઠે હણે હરિ, નિશાચર નાખે આયુધ. ૪૦
નીલને એક ભોગળ મારી, નાશ કરવા પ્રૌઢ;
નીલ તે નિઃશ્વાસ થયો, દેવાંતકે માર્યો ગતિ ગૂઢ. ૪૧
હનુમાનને કર્યા આકળા, ત્રણે રાક્ષસ બળિયા;
હનુમાનને હાર મનાવ્યા, અકળ ન જાયે કળિયા. ૪૨
નીલ મૂર્છા પામ્યો જાણી, કોપ્યો હનુમંત હાથી;
માથામાંહે ગડદો માર્યો, દેવાન્તક જે સાથી. ૪૩
મુકુટ મસ્તકમાંહે પેઠો, છુટ્યો નીસરી બા'ર;
દંત પાડયા પ્રાણ રહિત થઇ, પડિયો મહી મોઝાર. ૪૪
દેવ જીત્યા માટે દેવાંતક, રાવણ કેરો તન;

૪૧. નિઃશ્વાસ–શ્વાસ રહિત–મૂર્છિત.

હેલા માત્રે હનુમાને રે, તેહનું કર્યું કદન. ૪૫
નીલ સંજ્ઞા પામ્યો એવે, ત્રિશિરા કરેછે યુદ્ધ;
સુસવતાં બાણ તો મારે, કાળ સરિખાં શુદ્ધ. ૪૬
પછે નીલને તેણે માર્યો, મર્મસ્થાનકે માર;
મહોદરને માર્યો મોટો, પરમ પ્રૌઢો પ્રા'ર. ૪૭
માથે પર્વત મોટો માર્યો, મહોદર પામ્યો મર્ણ;
ઉપાડી પાકુ મારીને, ઢાળ્યો તેને ધર્ણ. ૪૮
પડ્યો પેખી દેવાન્તક મહોદર, ત્રિશિરાને ચઢ્યો ક્રોધ;
હામ હણ્યાની ધાલી તેણે, મારું શોધે શોધ. ૪૯
અંજનીસુતને અસ્ત્ર મારિયાં, ઉછળિયો આકાશ;
નખે આવી વળગ્યો, જાણે કરશે નાશ. ૫૦

---

## કડવું ૨૩ મું.

### રાગ રામગ્રી.

ત્રિશિરે લીધી સાંગ એક હાથ જી, આવતી ભાંજે વાનરનાથ જી. ૧

### ઢાળ.

વાનરનાથે આવતી ભાંજી, તવ ખડ્ગ લીધું પાણ;
આવતું ઉડાડી નાંખ્યું, બોલી ન શકે વાણ. ૨
વળી મુષ્ટિ મારી મો'કમ, પ્રાણ રહિત પડિયો દેહ;
વૃત્રાસુરને ઇંદ્રે માર્યો, તેમ હનુમંતે એહ. ૩
વાનર આનંદ પામિયા, રિપુદળ પડ્યું ભંગાણ;
મહાપાર્શ્વ વિસ્મય પામ્યો, અને થયો અજાણ. ૪
દેવાન્તક નરાન્તક મહોદર, વળી માર્યો ત્રિશિરા;
હવે હું તો યુદ્ધ કરૂં પણ, વાનર બળિયા ખરા. ૫
ગદા લેઇ ચાલિયો, હેમમય અમૂલ્ય;
પરશુરામની પરશી જાણે, શંકરનું ત્રિશૂળ. ૬
શત્રુ સર્વને ત્રાસ પમાડે, હેમના શત ચાપડા;
દેવ ઋષિ ને ગંધર્વ શુલ્લક, તે ગદાએ બહુ નડ્યા. ૭
તે મહાપાર્શ્વ મહાબળિયો; ગદાએ માર્યા પ્લવંગ;
ઋષભ વાનર સામો આવ્યો, પર્વત સરખું અંગ. ૮

તે દેખીને ગદા મારી, વાગી હૈયા બા'ર;
મૂર્ચ્છા ખાઇને પડ્યો, રે તે મેદિની મોઝાર. ૯
ઊઠીને ઉભો થયો, રીસ ચઢી અપાર;
ગદા લઇ તેની ને, તેને કીધો પ્રહાર. ૧૦
ઉગામી ઋષભ કપિએ, મહાપાર્શ્વ માર્યો ઠાર;
રાક્ષસ નાશીને ગયા, કરતા હાહાકાર. ૧૧
ફાગણ સુદ પડવાથકી, ચતુર્થીનો દિન;
ચાર દિવસ પાંચ રાક્ષસ-તણું થયું કદન. ૧૨
બીજા રહ્યા તે રાવણરાયને, જઈ સંભળાવે વાત;
દેવાન્તક નરાન્તક ત્રિશિરા, થયા ત્યાં મહીપાત. ૧૩
મહોદર ને મહાપાર્શ્વ માર્યા, પરહર્યા પાંચે પ્રાણ;
બીજા રાક્ષસ હણ્યા ઘણા, વાનરે ઉતાર્યો ઘાણ. ૧૪
એવું સુણતાં રાવણને, પડી પેટમાં ફાળ;
અતિકાય સામું જોઇ કહે, તેણે સમે ભૂપાળ. ૧૫
હવે કુંવર તમો જાઓ, રામ રૂપિયો વૃક્ષ જેહ;
સીતા મૂળ ને ફળ સુગ્રીવ, પત્ર પ્લવંગમ દેહ. ૧૬
કર્મે ફૂડું કરી વાવ્યો, વૃક્ષ એ તો ગૂઢ;
તું વિના તો કુણ છેદશે, રામ લક્ષ્મણ મૂઢ. ૧૭
એવું કહેતાં કુંવર રીઝ્યો, હમણાં જાઉં તાત;
મહોદર મહાપાર્શ્વ માર્યા, તેહ મારા ભ્રાત. ૧૮
વળી બાંધવ મારા હણિયા, તેનો મુજને ક્રોધ;
સેના સજ કરી વાજાં વાઇ, આવ્યો રણમાં યોધ. ૧૯
અતિ અનુપમ રથ બેઠો, અંગ પર્વત પ્રાય;
વાનર દેખી બી'વા લાગ્યા, એ તો સૌને ખાય. ૨૦
ત્યારે રામ પૂછે વિભીષણને, એ કોણ આવ્યો આજ;
નિશાન વાજિત્ર બહુ વાજે, ઘણો દીસે સાજ. ૨૧
રથે ઘોડા સહસ્ર જોતર્યા, મુકુટ કુંડળ કાન;
દીપતો દિનકરથી અતિ એ, કોણ આવ્યો આ સ્થાન. ૨૨
ચાપ બાણ ગદા એ શી! રાક્ષસ કરે બહુ સેવ;
એવો એ કુણ આવેછે, જાણે ભૂર ભૂત સહિત મહાદેવ. ૨૩
બેઉ પાસા બે ખડ્ગ શોભે, ધનુષ ધર્યાં બહુ ઇશ;

મુજ સાથે આથડીને, ક્યાં રે આણે કાળ. ૩૮
તેં કાંઇ દીઠું નથી, કર્યું નથી પરાક્રમ;
તું બાળકને મારતાં, નહિ રહે મારો ધર્મ. ૩૯
તારા બાપને એક મસ્તક, દશમસ્તક મારો તાત;
તને માર્યા માટે મારો, જશ નહિ વિખ્યાત. ૪૦
મારાં બાણ મણિ જડયાં, સાપણ સરખાં જેહ;
રૂધિર પીશે તાહરૂં, વિડારીને દેહ. ૪૧
રૂડા માટે વારૂછું, કાં ચઢાવે ચાપ;
મુજઆગળ રહીશ તો મર્ણ પામીશ, જો વિમાસી વાત. ૪૨
યુદ્ધ કરીશ તો સહી મરીશ, ત્યારે લક્ષ્મણ બોલ્યો વાણ;
તેં કહ્યું તે સર્વ સાચું, તારાં એવાં બાણ. ૪૩
પણ બાણ તારાં આવતાં, કરીશ નિશ્ચે ભંગ;
મોઢે બોલ્યે મોટા ન થઇએ, ક્યારે મળે કો સંગ. ૪૪
નાનો અથવા હું તો મોટો, લેઇશ તારા પ્રાણ;
તારૂં પરાક્રમ દેખાડ ભાઇ, મેલ્ય પહેલાં બાણ. ૪૫
એવું વચન સાંભળી, કોપ્યો રાવણકુમાર;
બાણ એક તો નાંખિયું, લક્ષ્મણને કીધો પ્રહાર. ૪૬
આવતું લક્ષ્મણે ભાંજી, કર્યું કટકા ત્રણ;
સાંઠાની પેરે નાખિયું, તે ધનુષ્યધારી ધર્ણ. ૪૭
ત્યારે બાણ કેરી વૃષ્ટિ કીધી, રામ લક્ષ્મણ ઉપર અત્ય;
વાનર તે વ્યાકુળ કીધા, લક્ષ્મણે વિમાસી મત્ય. ૪૮
બાણ માર્યાં મહાકાયને, ન આવે કે'તાં પાર;
અત્યંત કીધો આકળો, રાવણનો કુમાર. ૪૯
પછે પાંચ શર તેણે મારિયાં, સૌમિત્રિ માર્યું અર્ધચંદ્ર;
આવતાં ઉરાડી નાખ્યાં, ત્યારે કોપિયો રાક્ષસેંદ્ર. ૫૦

---

## કડવું ૨૪ મું.

### રાગ જીતમાન.

અતિકાયે મારિયાં, લક્ષ્મણને તે તીર;

---

૫૦. રાક્ષસેંદ્ર—રાક્ષસનો રાજા—મોટો રાક્ષસ.

બીએ નહિ કાંઇ મનમાં, સુમિત્રાસુત વીર. ૧
લક્ષ્મણને તેણે મારિયું, એક તીનું શૂળ;
એક બાણે ભાંજિયું, જેમ અર્કનું તૂલ. ૨
માંહોમાંહે વઢે ઘણું, બાણ બેઉએ મારે;
ભાગે નહિ કો યુદ્ધથી, એકે ત્યાં નવ હારે. ૩
ત્યારે બાણ એક સૂર્યસમુ, કાઢ્યું દશરથતન;
રીસે માર્યું મહાકાયને, જાણ્યું પામ્યો પતન. ૪
નિલવટમાં વાગ્યું ઘણું, અતિતીનું તીર;
ત્યારે તે ત્યાં બોલિયો, ભલો રામનો વીર. ૫
બાણ ભલું મુજને હણ્યું, હવે જોજે મારૂં;
નિશ્ચે તો વેધું સહી, હૃદે હમણાં તારૂં. ૬
એવું શર એક મારિયું, ભેધું હૈયું તેનું;
લક્ષ્મણ આકળો અતિ થયો, મોટું પરાક્રમ એનું. ૭
સાવધાન થઇ ઉઠિયો, સૌમિત્રિ જે શૂર;
અગ્ન્યાસ્ત્ર ત્યાં મેલિયું, કરવાને ચકચૂર. ૮
સામું તેણે સૂર્યાસ્ત્ર માર્યું, વછ્યાં બાણેબાણ;
જાણે દિનકર ઉગિયો, આકાશ વઢે નિર્વાણ. ૯
બાણે બાણ તે આથડી, પડ્યાં પણ તે ભોમ;
બાણવિના બેઉએ થયા, ચઢ્યા ઉકાંટા રોમ. ૧૦
અતિકાયે ઐપીકાસ્ત્ર મેલ્યું, ત્યારે લક્ષ્મણ ભ્રાત;
ઇંદ્રાસ્ત્રે મારી અને, કર્યો તેનો ઘાત. ૧૧
ત્યારે વાયવાસ્ત્ર મારિયું, મોટો અતિ મહાકાય;
વાયવાસ્ત્ર ત્યારે સાંધિયું, લક્ષ્મણ લઘુ બાય. ૧૨
તેણે તો આકળો અતિ થયો, વાયવાસ્ત્ર મારે;
દશ સહસ્ત્ર બાણ માર્યા, વળી લઈ લક્ષ્મણને ત્યારે. ૧૩
એકે તેને વાગ્યું નહિ, એવી સેના સારી;
લક્ષ્મણને કાંઇ ન સૂઝે, રહ્યો હૃદે વિચારી. ૧૪
આર્ત્તનાદ અંતર કરી અતિ, આવ્યો અંજનીતન;
ચિંતા અતિશે કાં ધરો, લક્ષ્મણજી મન. ૧૫

---

૫. નિલવાટમાં—લલાટમાં. ૧૨. વાયવાસ્ત્ર—'યામાસ્ત્ર' પ્ર. ૪ થી.
૧૫. આર્ત્તનાદ—પીડાનો શબ્દ.

સેના એની જેદાશે નહિ, કહેછે હનુમાન;
બ્રહ્માએ આપિયું એવું, વર એને વરદાન. ૧૬
બીજે આયુધે નહિ મરે, મેલો બ્રહ્માસ્ત્ર;
વચન સુણી તેહતું, તેહ સાંધ્યું શસ્ત્ર. ૧૭
જમદંડ બ્રહ્મદંડ સહી, હેમમય અતિ સોય;
તેજે સૂરજ અગ્નિથકી, અતિશે મન મોય. ૧૮
મહાકાય ઉપર મેલિયું, સૂસવતું સાપણ સરખું;
રાવણસુત તે સાંધિયો, આવતું તે નિરખ્યું. ૧૯
સામાં બાણ માર્યાં ઘણાં, વળી ભોગળ ભાલા;
વાનર ઉછળે અતિઘણું, ન રહે તે ઝાલ્યા. ૨૦
સાંગ ને ઈંટિ આવે ઘણી, બ્રહ્માસ્ત્ર તે જ્યાં માર્યું;
મસ્તક મહીએ પાડિયું, કંઠથી વિડાર્યું. ૨૧
પડિયો પૃથ્વી વિષે, મહાકાય મરાણો;
દેવ ગંધર્વ જક્ષ વાનરા, કહે ઘડો ભરાણો. ૨૨
લક્ષ્મણ વણ કોણ હણે, વાનરા અતિ ગાજે;
પાંચમથી સાતમ લગે વઢ્યો, ત્રણ દહાડે થયો પ્રાજે. ૨૩
કેટલાએક જીવતા રહ્યા, તેહ નાઠા જાય;
સભા મધ્યે તે આવિયા, જ્યહાં રાવણરાય. ૨૪
સ્વામી સાચું સાંભળો, મહાકાયને માર્યો;
રામથકી લક્ષ્મણ લઘુ, તેણે રે વિડાર્યો. ૨૫
રાવણ ત્યારે ધ્રુજિયો, ભાગી તો ગત્ય;
મહાકાય કુંવર મારિયો, એહ વાણી સત્ય. ૨૬
હાય હાય હવે શું કરૂં, કયમ સહું એ શોક;
લોક હસે હમણાં સહી, જો મૂકું પોક. ૨૭
મારા યોધા મારિયા, કુંભકર્ણ મહોદર ભ્રાત;
મહાપાર્શ્વ વીર મારો, તેની કીધી ઘાત. ૨૮
દેવાન્તક નરાન્તક ત્રિશિરા, આઘે અતિકાય;
ચાર પુત્ર ત્રણ વીર હણ્યા, જીતિયો મહિમાય. ૨૯
કયાં જાઉં કોને કહું, કોણ વા'રે ધાશે;

---

૧૬. વર.-ઉત્તમ. એને-'મને' પ્ર. ૨ જી.

માન મૂકશે માહારૂં, જો સીતા લેઇ જાશે. ૩૦
પ્રાણ તજું તોયે આપું નહિ, સીતા હું એને;
એક આરત મુને ઉપની, હવે મોકલું કેને. ૩૧
ત્યારે ઇંદ્રજિત એમ ઓચર્યો, અમ સરખા તન;
તો ચિંતા તમને શી વાતની, સુણો દશવદન. ૩૨
રામ રાંકનું શું ગજું, લક્ષ્મણ કેઇ માત્ર;
વાનર તે વળી શું વઢે, પશુ પામર ગાત્ર. ૩૩
અમર યક્ષ રક્ષ અવલોકશે, ગણ ગાંધર્વ નાગ;
એ ભાગા તમો શું બીઓ, છો તમો મહાભાગ. ૩૪
એવું કહીને આવિયો, તે ત્યારે બહાર;
રથે ખર જોતરાવિયા, ઉજ્વળ અશ્વથી સાર. ૩૫
ઉપર બેઠો તે સહી, છત્ર રૂપાનું શીશ;
આભ્રણ પેર્યાં ઓપતાં, આયુદ્ધ ત્યાં છત્રીશ. ૩૬
હસ્તી અશ્વ ઉપર થયા, રાક્ષસ અસવાર;
આગળ પાછળ ચાલિયા, આપ આપણા અધિકાર. ૩૭
પાડા ઉપર કો ચઢ્યા, પરશુ લઈ પાણ;
શૂળ ગદા ભાલા ગ્રહી, ચાલે ચતુરસુજાણ. ૩૮
શંખ મૃદંગ ભેરી ઘંટા, નિશાનના નાદ;
રાવણસુત રણ સાંચરે, વેગે મેઘનાદ. ૩૯
રાવણ કહે તેં જીત્યો સહી, કુંવર સુરરાજ;
તે માટે માનવનું શું ગજું, ફરી આવીશ કાજ. ૪૦
વા'લા વે'લો આવજે, બહુ દીધી આશિષ;
શુકન શીશ ચઢાવિયા, ચાલ્યો બુદ્ધિ અધીશ. ૪૧
નિકુંભ નામે સહી એક, હેમમયી હોમશાળ;
ત્યાં સેના રાખી અને, ચાલ્યો તત્કાળ. ૪૨
હોમ કરે હરખે સહી, એક અજાકંઠે છેદ;
શરવે શોણિત હોમે ઘણું, મંત્રે બહુ વેદ. ૪૩

---

૩૧ આરત—ગરજ. ૩૪. રક્ષ—રાક્ષસ. ગણ—દેવોના ગણ. ૩૭. આપણા અધિકાર—પોતપોતાના અધિકાર પ્રમાણે. ૪૧. બુદ્ધિ અધીશ—મોટો બુદ્ધિમાન.—બુદ્ધિવિમાશી પ્ર. ૪ થી. ૪૨. હેમમયી—સુવર્ણમય—સોનાની. ૪૩. મંત્રે ઈ૦—બહુ વેદ મંત્રથી.

સમિધ લાજા હોમિયાં, ને અનેક ઉપહાર;
બ્રહ્માસ્ત્ર અરાધિયું, રાવણતણે કુમાર. ૪૪
સમરતાં આવ્યું સહી બ્રહ્માસ્ત્ર તો હાથ;
હવે કો ભાગો બીઉં નહિ, મારૂં શ્રીરઘુનાથ. ૪૫
ધૂપ સઘળે આયુધે દેઇ, અતિ જાગ તો કીધો;
સુરીનર સહુ બીન્યા ત્યારે, જ્યારે અસ્ત્ર લીધો. ૪૬
રથ સુત લેઇ ઉતપત્યો, એકલો આકાશ;
બાહુ બળે બાણ મેલે, હરિ પમાડયા નાસ. ૪૭
દશો દિશથી છૂટે ઘણાં, અતિ તીનાં તીર;
દીસે નહિ યોધ કહીંએ, જાણે મેહનાં નીર. ૪૮
હું હું હરિ હુત હુત કરે, નાસેછે નિરધાર;
તોયે તે પેખે નહિ, જે વાગે છે પ્રહાર. ૪૯
ઉંચું અવલોકયું વાનરે, બાણે ભરાણી ચક્ષ;
મહીએ પડયા મૂર્ચ્છા ખઇ, વળી શૂર સમક્ષ. ૫૦

---

## કડવું ૨૫ મું.

રાગ ગોડી. ગીરજાદેવીની ધાત.

સુગ્રીવને માર્યો ઘણું રે, અંગદ જે બળવાન;
મયંદ ગંધમાદન હણ્યા રે, જાંબવાન હનુમાન. ૧
સુષેણ વેગવંત પ્રાજે કર્યા રે, દ્વિવિદ ને મયંદ;
નીલ ગજ હણ્યા અતિ રે, અસ્ત્રે પાડયા વૃંદ. ૨
ગવય ગવાક્ષ કેસરી ભલો રે, વિનત વાનર ને તાર;
હરિલોમા સૂર્યાનન સહી રે, સહુને માર્યા માર. ૩
દધિમુખ જ્યોતિમુખ તો હણ્યા રે, પાવકાક્ષ અસંગ;
હર પનસ ઉલ્કામુખ રે, તે સર્વ કીધા ભંગ. ૪
એ આદે માર્યા વાનરા રે, ના'વે તેનો પાર;

---

૪૪. સમિધ-હોમવાનાં કાષ્ટ-ખાખર વગેરેનાં લાકડાં. લાજા-ડાંગરની ધાણી. ઉપહાર-બલિદાન. ૪૭. રથ સૂત-રથ અને સારથી. અથવા સારથી રથ લેઇ-આકાશમાં ઉડયો. ૨. વૃંદ-ટાંેળામાં.

સબળાને પહોંચે એટલો રે, રાવણતણો કુમાર. ૫
બાણે બોહોળા બળિયા હણ્યા રે, ખડ્ગ ખેટક ત્રિશૂળ;
ગોફણ ગોળે હરિ હાંકિયા રે, નાઠા જાણે અર્કનાં તૂલ. ૬
એક એક પૂંઠે પળિયા સહી રે, નાઠા વાનર વીર;
ઉભો એકે નવ રહ્યો રે, ઉગારે શ્યામશરીર. ૭
રણમાં હણતો હણતો હરિ રે, રાવણ કેરો તન;
બાણ મારતો આવી રહ્યો રે, જ્યાંકણે જગજીવન. ૮
લક્ષ્મણ બાણે વેધિયો રે, હણ્યા અતિ અવિનાશ;
સૌમિત્રિ પ્રત્યે ઉચર્યા રે, વીર વિનતિ ધરી આશ. ૯
પામ્યો છે બ્રહ્માસ્ત્ર એ રે, વિરંચી વરદાન;
માયા યુદ્ધ માંડે ઘણું રે, ઘોજે નહિ કંઇ સ્થાન. ૧૦
અગ્ન્યાસ્ત્ર એને ઓપતું રે, ક્ષણમાત્રમાં વ્યોમ;
ક્ષણમાં અલોપ થાયે સહી રે, ક્ષણમાં આવે ભોમ. ૧૧
વાનર માર્યા સબળા ખરા રે, એશુ કેમ વઢાય ?
દેવ દાનવ જીત્યા ઘણું રે, એ તો કળ્યો ન જાય. ૧૨
એક ઠામે ઉભો જો રહે તો રે, એ તમથી જીતાય;
વાનર વાજ અણાવિયા રે, જે હુતા રણરાય. ૧૩
ચિંતા મોટી છે એહની રે, સુણ સુમિત્રાતન;
દુઃખ કરે વઢવા તણું રે, લક્ષ્મણ જગજીવન. ૧૪
ઇંદ્રજિતે વાનર હણ્યા રે, જેમ ગૌધન હાંકે ગોવાળ;
પૂછ ઉંચાં કરી હરિ ગયા રે, એહ આણશે કાળ. ૧૫
શોણિત ચાલે શરીરથી રે, વાનર થયા તે ભંગ;
વેગે રામલક્ષ્મણ પેખિયા રે, દુઃખે આતુર અંગ. ૧૬
હવે એને શું હણું રે, સેના મારી સર્વ;
ત્યાંથી પાછો પરવર્યો રે, મનમાંહે અતિ ગર્વ. ૧૭
લંકામાંહે આવિયો રે, વાયી વાજિત્ર વીર;
રાજસભામાં સંચર્યો રે, ગાજતો ગંભીર. ૧૮
જન સહુ બેઠા થયા રે, રાવણે દીધાં માન;

૬. ખેટક–એક જાતનું હથિયાર. ૮. જ્યાંકણે–જ્યાં આગળ. ૧૮. વાયી–વગાડીને.

કહોજી કેમ કરી આવિયા રે, કહે બેસારી સન્નિધાન. ૧૯
સુત કહે સાંભળો તાતજી રે, ગયો એકલો ત્યાંય;
વાનર વાધ્યા બળે બહુ રે, ગણે નહિ મનમાંય. ૨૦
ત્યારે મેં માર્યા ઘણા રે, નાખ્યા મરડી ચોધ;
નાશીને ગયા ગુફાએ કેટલા રે, હણ્યા કેટલા શોધ. ૨૧
રામ રોવા સરખા થયા રે, લક્ષ્મણ તેનો ભ્રાત;
પૂરૂં કોતું નવ કીજિયે રે, મેં વિમાસ્યું તાત. ૨૨
જીવતાએ મુઆ સહી રે, એહ વિમાશી મન;
જીતીને અહીં આવિયો રે, તમ પાસે રાજન. ૨૩
અતિ આનંદ લંકા વિષે રે, ભલો કર્યો એણે ભેદ;
પેરે વાનર વિકળ થયા રે, પરમ પામ્યા ખેદ. ૨૪
ફાગણ વદ દ્વિતીયા દિને રે, ઇંદ્રજિત જે વીર;
વિડારી મારી વળ્યો રે, વાનર જે રણધીર. ૨૫
ગતમત શુદ્ધબુદ્ધ ટળી ગઈ રે, વાનરની ટળી છે સાન;
વિભીષણ કરે સાંસતા રે, કહી કહીને જ્ઞાન. ૨૬
એ અતિ તમને પીડી ગયો રે, બ્રહ્માના વરમાટ;
રામજી વિકળ થયા નથી રે, કરશો મા ઉચાટ. ૨૭
વર બ્રહ્માનો સાચો કર્યો રે, જીતાડ્યો એને રામ;
તે માટે તમને પાડિયા રે, ગયો જીતીને ગામ. ૨૮
એમ કહી વાનર પ્રીછવ્યા રે, વિભીષણ બળવંત;
શોક સહુના ટાળિયા રે, તવ બોલ્યો હનુમંત. ૨૯
સાચી કહી ભ્રાતા તમો રે, વિભીષણ એ વાણ;
એને આપણ ઊઠાડિયે રે, ઉંબાડિયાં લ્યો પ્રાણ. ૩૦
એવું કહીને ઉઠિયા રે, વિભીષણ હનુમંત;
ઉંબાડિયાં કરી નિરખતા રે, નિશાએ બળવંત. ૩૧
પડ્યા દીઠા અતિ ઓપતા રે, શરીર નહિ સાવધાન;
હાથ પગ પડ્યા નાસિકા રે, નેત્ર ને કોના કાન. ૩૨
કોને બાણ કોને ભાલા ભલા રે, કોને ખડ્ગ કોને શૃંગ;

---

૧૯. સન્નિધાન–પાસે. ૩૦. ઉંબાડિયાં–બળતાં લાકડાં. "અખુઆડાં," પ્ર. ૨ જી.

એમ પડ્યા પેખ્યા બે જણા રે, ઠામ ઠામ પ્લવંગ. ૩૩
સુગ્રીવ સૂતો દીઠો સહી રે, નહિ શરીરે સાન;
ગજ ગવય ગવાક્ષ અવલોકિયા રે, બળિયો પડ્યો જાંબવાન. ૩૪
વિનત વીર દધિમુખ રે, પડ્યો પેખ્યો ધૂમ્રાક્ષ;
અંગદ આદિ અતિ ઘણા રે, શકે નહિ કાંઇ ભાખ. ૩૫
એ આદિ બીજા બહુ રે, માર્યા અડસઠ ક્રોડ;
એટલા પડ્યા પેખિયા રે, વિભીષણ હનુમંત જોડ. ૩૬
રાતે ઉંબાડિયાં લઇને રે, જાણે સાગર સામું સોય;
એમ જોતા આવી રહ્યા રે, જાંબવાન વજ જોય. ૩૭
બાણ બો'જે વાગ્યે પડ્યો રે, જાંબવાન જે ઠાર;
ત્યાંકણે આવી ઉભા રહ્યા રે, વિભીષણ અંજનીકુમાર. ૩૮
વિભીષણે બોલાવિયો રે, યોધો જાંબુવંત;
તમો રહ્યા છો જીવતા રે, પૂછે છે બુદ્ધિવંત. ૩૯
ગાઢે કષ્ટે બોલિયો રે, કરાંઝીને અપાર;
બાણે કરી દીઠો નહિ રે, તું આવ્યો આ ઠાર. ૪૦
તીનાં વાગ્યાં અતિ ઘણાં રે, નેત્ર માંહે પણ તીર;
સાદે કરી મેં ઓળખ્યો રે, જે તું રાવણનો વીર. ૪૧
રામ માટે બાણ વાગે વળી રે, નથી હું સાવધાન;
તે માટે તુજને પૂછું સહી રે, કુશળ છે હનુમાન. ૪૨
વિભીષણ વળતો વદે રે, અંગદ સુગ્રીવ રાજાન;
તે આદિ બહુ વાનરા રે, લક્ષ્મણને ભગવાન. ૪૩
કોનું નામ લેતો નથી રે, વહાલો અંજનીકુમાર;
શોધ પૂછે છે તેહની રે, સંદે' એહ અપાર. ૪૪
કૌતક કરવા કારણે રે, બોલે નહિ પવનપુત્ર;
વિભીષણ પ્રત્યે બોલ્યો સહી રે, કંઈ જાંબવાન સૂત્ર. ૪૫
વીરા શે જાણતો નથી રે, એણે જીવતા રાખ્યા સર્વ;
શોધ લાવ્યો એ એકલો રે, તોયે નહિ મન ગર્વ. ૪૬
એના ગુણ કેટલા કહું રે, જો રસના મુખ એક;
વિભીષણ વળતો વદે રે, સત્ય કહો તે વિવેક. ૪૭

---

૩૫. ભાખ-ભાખી. ૩૭. વજ-(?)

એવો એ તો છે સહી રે, પરાક્રમનો નહિ પાર;
એમ કહેતાં આવી નમ્યો રે, અંજનીતણો કુમાર. ૪૮
જાંબવાન ઉઠયો સહી રે, લેશ આજ થયો દંન;
હું જન્મ્યો ને તું જણ્યો રે, જાણે આજ થયો ઉત્પન્ન. ૪૯
રાવણસુત મારી ગયો રે, મહાબળિયો બળવંત;
એવું કહીને પ્રેમે મળ્યા રે, જાંબવંત ને હનુમંત. ૫૦

---

## કડવું ૨૬ મું.

### રાગ દેશાખ જીતમાન.

પવનપુત્ર પ્રત્યે એમ બોલે, જાંબવાન જે વીર;
હવે કારજ કરો કહું તે, તું છે ગુણગંભીર. ૧
બ્રહ્માસ્ત્રે પીડાણા છે, લક્ષ્મણ ને રઘુરાય;
વાનર મૂર્ચ્છા પામી પડિયા, પ્રાણ રહત તે કાય. ૨
ઔષધી લઇ આવો વેગે, તો જીવશે સહુ કોય;
તુજવના નથી કો સમરથ, વીરવમાસી જોય. ૩
આગે કારજ મોટાં કીધાં, ન આવે તેનો પાર;
એમ કહીશ જે નથી જાણતો, તો તે કહું હું ઠાર. ૪
સાગર ઓળંગીને જાજે, માચળ ગર જ્યાંય;
અનેક ઔષધી છે અનુપમ, ચાર શ્રેષ્ઠ તે માંય. ૫
શિખર સોનાનાં છે સુંદર, અદ્‌ભુત ઔષધી ત્યાંય;
મૃતસંજીવની વિશલ્ય કરણી, સુવર્ણસંધાની જ્યાંય. ૬
એક તારે અદ્‌ભુત થાશે, ત્યાંથી સમીપ કૈલાસ;
ત્યાંથકી દેખીશ તું અદ્‌ભુત, અતિશે તેજ પ્રકાશ. ૭
વાનર ગાજે રાઘવ જાગે, ઉઠે લક્ષ્મણ ભ્રાત;
તુજવિના કોણે નવ થાયે, અંજનીસુત સાક્ષાત. ૮
જાંબવાનનાં વચન સાંભળી, હનુમંત થયો પ્રસન્ન;
મેં કાંઈ થાશે જેહ કહ્યું તે, પ્રતાપ જગજીવન. ૯
એવું કહીને પાષાણ એકઠા, કીધા સાગર તીર;

---

૪૯. લેશ-(?) ૬. વિશલ્ય કરણી-બાણ વગેરેનાં શલ્યને દૂર કરનારી. સુવર્ણસંધાની-સુવર્ણ (સારાવર્ણ)નું સંધાન કરનારી.

પર્વત પ્રૌઢો પ્રેમે કીધો, સમર્થો શ્યામશરીર. ૧૦
તે ઉપર ચઢચો આનંદે, જાણે ગિરિ ઉપર ગિરિ એહ;
પર્વત ચંપાણો પડ્યા પાણિયા, નગથી મોટો દેહ. ૧૧
નગ ચંપાણો વૃક્ષ બહુ ભાગ્યાં, પ્રૌઢ થયો દુમદુમાટ;
લંકામાંહે ખડભડ પડી અતિ, સહુ પામ્યું ઉચ્ચાટ. ૧૨
પોળ પડી મોટાં કોશીશાં, પડછંદો થયો પ્રૌઢ;
ભૂ કંપી ગિરિ ચળ્યા અતિ, દેવ થયા દિગમૂઢ. ૧૩
ભુજ વિષે ભાર ધરીને, ચાલ્યો ચતુરસુજાણ;
અંગ આકર્ષી કર્યું એકઠું, મારમાર મુખવાણ. ૧૪
જાણે એ તો ગરૂડ ઉત્પત્યો, જાણે એ તો રાહુ;
જાણે એ તો સિંહ સંચર્યો, અંજનીસુત આજાનબાહુ. ૧૫
અનેક દેશ અવલોકયા અતિશે, વાટ ઘાટ બહુ શે'ર;
હિમાચળ આવ્યો અતળિબળ, શીશ પૂછડું ફેર. ૧૬
તપોવન દીઠાં ઘણાં, અમરના બહુ ઠાર;
ઈંદ્રિનું સ્થાનક અવલોક્યું, પ્રેમતણો નહિ પાર. ૧૭
ઈંદ્રિલોક યમલોક તે ઉપર, ઓપે અજલોક રમ્ય;
તરૂવર છે તે વિવિધ પેરનાં, ફળભારે રહ્યાં નમ્ય. ૧૮
નદી નદ સરોવર સુંદર, દીર્ઘકાય અનેક;
અનુપમ અમરનાં સ્થાનક, જોતાં ના'વે વિવેક. ૧૯
સ્ફાટિક મણિ ને ધાતુ અતિ ત્યાં, ગેરૂ મનશીલ આદે;
તે ઠામ સુત મારૂત આવ્યો, નિશ્ચે સુખેસમાદે. ૨૦
વાડી વન ઉપવન અતિ મોટાં, નગતણી બહુ હાર;
જાઇ જુઇ ને વેલ મોગરા, ચંપકના નહિ પાર. ૨૧
ઉપમા કહું કેટલી તેની, શંકરનો જે સસરો;
શીતળ મંદ સુગંધ સમીર વહે, ગંધ તેનો પ્રસર્યો. ૨૨
હિમાચળનાં હનુમંતે રે, શોધ્યાં સઘળાં શૃંગ;

---

૧૨. નગ–પર્વત. ૧૫. આજાનબાહુ–ઘુંટણ સુધી લાંબા હાથવાળો. ૧૬. અતળીબળ–અતુલ બળવાળો. ફેર–ફેરવીને. ૧૮. અજલોક–બ્રહ્મલોક. રમ્ય–રમણિક. નમ્ય–અર્થાત્ નમીને. ૨૦. સુખેસમાદે–સુખથી અને સમાધિ (એકાગ્રતા)થી–વિઘ્ન વગર.

સહસ્ર જોજન અવલોક્યો આખો, એવો અતિ અભંગ. ૨૩
પછે પસ્તાણો પવનપુત્ર, ભૂર ક્રૂર તું હેમ;
ઔષધી અલોપ કરી, નથી ઇચ્છતો રામને ક્ષેમ. ૨૪
લીધા વિના નથી જાવું, હું કરી આવ્યોછું નેમ;
તારે મન કપટ છે કૂડા, મારે રામશું પ્રેમ. ૨૫
પછે મનમાં મતિ વિમાસી, નથી બોલતો ગિરિ વાણ;
નથી ઓળખતો તે ઔષધી, દુખિયા શારંગપાણ. ૨૬
તો હવે હું ઉખેડીને, શૃંગ લેઇને જાઉં;
પરભવું પર્વતને પૂરો, જઇ ઓશિંકળ થાઉં. ૨૭
હાક પાડી હઠે હનુમંતે, લેઇ રામનું નામ;
પૂછ વિંટીને શૃંગ ઉખેડે, બળતણું એ કામ. ૨૮
હળવે ઉપાડી ઉંચો, ચાલ્યો તે આકાશ;
આકૃણિયે ઓળખશે વિભીષણ, જાઉં તેની પાસ. ૨૯
સહુ આશ્ચર્ય પામીને કહેછે, જાણે બીજો સૂર;
પર્વત હેમ ને હનુમંત હેમવર્ણું, આવ્યો ઉરાઉર. ૩૦
વાટ જુએ છે વાનર તેની, પેખ્યો પરમ પવિત્ર;
ઓ આવ્યો શૃંગ લેઇ હનુમંત, એ અદ્દભુત ચરિત્ર. ૩૧
નાદ કરે તે વાનર સામા, લેઇ નામ રઘુનાથ;
સીતાપતિ કહી આવ્યો હનુમંત, પર્વત લેઇને હાથ. ૩૨
વિભીષણ કહે હર્ષે ભરી, ઔષધી મેં નવ નીરખી;
શૃંગ ઉખાડી તે માટે લાવ્યો, હવે લ્યો તમે પરખી. ૩૩
ભ્રાત રાવણનો આનંદ પામ્યો, ભલો ભલો હનુમંત હાથી;
વિશલ્યા એક લેઇ ઔષધી, જીવાડયા સહુ સાથી. ૩૪
મૃત સંજીવની વિશલ્યા, સુવર્ણસંધાની જ્યેષ્ઠ;
નાસિકાએ સુગંધ કરાવી, ઉઠાડયા કપિ શ્રેષ્ઠ. ૩૫
સુગ્રીવ અંગદ કુમુદ કેસરી, ગવય ગજ ગવાક્ષ ગંધમાદન;
નાસિકાએ અડાડી ઉઠડયા, લક્ષ્મણ જગજીવન. ૩૬
એ આદિ નાકે સુગંધ દઇ ઉઠયા, અડસઠ કોટિ બળવંત;
વળી શૃંગ હેમનો ઠામ મેલીને, આવ્યો ત્યાં હનુમંત. ૩૭

---

૨૪. હેમ–હે હિમાચળ ! ૩૫. સુવર્ણસંધાની–'સુવર્ણ ચતુર્થી સંધાની' પ્ર. ૨ ૭.

સુગ્રીવ રામ બેઠા બેહુ મળી, બીજા બહુ બળવાન;
આજ આપણ તો ઉગર્યા, જો હતો હનુમાન. ૩૮
તૃતીયા ફાલ્ગુન વદીથી, સપ્તમી લગે દિન પંચ;
વિફળ રહ્યા ઔષધી આણી, વળી વિમાસે સંચ. ૩૯
રાવણ કેરો ભ્રાતા માર્યો, વિડાર્યો કુંભકર્ણ;
પ્રધાન માર્યા સુત સંહાર્યા, મહોદર પમાડયો મર્ણ. ૪૦
સુગ્રીવ કે' ઇંદ્રિજિત મા' યોધો, ઢળશે નહિ ત્યાં ધરણ;
મુજ સરખા લક્ષ્મણ સરખા, બ્રહ્માસ્ત્રે પાડયા અશરણશરણ. ૪૧
હવે વે'લા થાઓ જાઓ, લંકામાં તતકાળ;
રાત્રી છે માટે ઉંબાડિયાં લેઇ, અનેક કરજો આળ. ૪૨
પ્રણામ કરી પ્લવંગમ પળિયા, કર્યો લંકામાં પ્રવેશ;
રાક્ષસીને પીડે મો'કમ, સુગ્રીવનો ઉપદેશ. ૪૩
રાક્ષસ મારે હઠે ન હારે, ઉતારે પણ નાદ;
હુત હુત કરી વાણી બોલે, સંભળાવે તો સાદ. ૪૪
બાળક માર્યા સુતાં હુતાં, જે માતાની પાસે;
વાનર વસમા વેરી દેખી, જોતાં રોતાં નાસે. ૪૫
કો નારીના ચૂડા ભાંજી, નાંખે ભિરાભિર;
શોણિત ચાલે પ્રહાર સાલે, ઝાલે વાનર શૂર. ૪૬
મંદિર પાડે નારી ઉપાડે, ત્રાડે તે વાનર વીર;
ચઢી આડે સર્વ વણસાડે, રમાડે નારીશરીર. ૪૭
નાગા નકટા રાક્ષસ રાતે, ધાયા કરવા યુદ્ધ;
નિદ્રામાંહે મંદિર બાળ્યા, પશુ પામરની બુદ્ધ. ૪૮
રાક્ષસે વાનર પછે માર્યા, સંહાર્યા અસંખ્યાત;
કપટ કરી નિશાએ આવ્યા તો, હવે જો જો અમારી વાત. ૪૯

---

## કડવું ૨૭ મું.

### રાગ મલ્હાર.

સુણી રાક્ષસકેરાં વચન, વાનર કહે કરશુ કદન;
વળી પ્રેર્યો હુતાશન, બાળ્યાં મહા મોટાં ભવન. ૧

ચઢ્યા અતિ ઉંચા અવાસ, શ્રમે કરી ભરાયે શ્વાસ;
ઉંબાડિયાંયે પ્રેર્યો હુતાશ, અતિશે આવ્યો અગ્નિ આકાશ. ૨
સૂતાં હુતાં સ્ત્રી ભરતાર, અગ્નિ આવ્યો અદ્ભુત તેઠાર;
પતિ બળ્યો ને નાઠી નારય, થઇ રહ્યો ત્યાં હાહાકાર. ૩
વસ્ત્ર વિના તે નાઠી જાય, માંટી મુઓ ને લાગી લાય;
બાળક બળિયાં બળતા માંય, બળ્યો રે એ રાવણરાય. ૪
બળિયાં કો નારી ને નાથ, સૂતાં'તાં ભીડીને બાથ;
એણી ગતે મૂઆ બહુ લોક, વિરહે વગુત્યા મેલે પોક. ૫
બાળો રે રાવણનું રાજ, સીતા લાવ્યાનું કુણ કાજ;
સહુ એને બાળે છે આજ, (જે) મરણ પમાડયો સાજસમાજ. ૬
વળતાં લાગ્યાં ધામેધામ, નાસવા નહિ એકે ઠામ;
શાને દુભવ્યા લક્ષ્મણ રામ, બીજી વાર થઇ અગ્નિ ગામ. ૭
ઓ'ળા થાયે બુંબાપાત, વ્યાપ્યા હરિ અરિ અસંખ્યાત;
કોઇ કે'વા રે' નહિ વાત, નાઠું સૌ જાયે વિખ્યાત. ૮
ભડકો ગગને આંબ્યો જઈ, સાગરતીરે રાક્ષસી ગઈ;
ઓછાંહિયો દીઠો તે માંય, જાણું પાવક આવ્યો આંય. ૯
નાઠું નગરનિવાસી સહુ, જ્યારે બળતું લાગ્યું બહુ;
કળહળાટ શબ્દ બહુ થાય, વસ્ત્ર વિના તે નગન પળાય. ૧૦
એક પાણુ બળ્યો એક પાગ, કોને મુખે લાગી આગ;
જાણે કપિએ માંડયો જાગ, રાક્ષસ બળ્યા બહુ મંદભાગ. ૧૧
ગોખ મેડી મે'લ બહુ પડયાં, નારી નર બહુ બળી રડયાં;
જવ ભડકા બહુ ભડભડયા, તવ રાવણના યોધ બહુ ચઢ્યા. ૧૨
સહુના ટોપ હાથરોટા પાણુ, મારય મારય મુખ કે'છે વાણુ;
વાનર સામા કરે સંગ્રામ, નાદ કરે બહુ તેણે ઠામ. ૧૩
રાક્ષસ વઢવા આવ્યા જદા, રામે ધનુષ્ય ચઢાવ્યું તદા;
રામ ધનુનાદ રાક્ષસ કપિસાદ, દશ જોજન સંભળાણો ઉલ્હાદ. ૧૪
વાનર રાઘવને કે'છે ભેદ, તમો શા માટે ધરો ખેદ;
શે અર્થે ચઢાવ્યું ચાપ, જીતશુ અમો તમારે પ્રતાપ. ૧૫
એમ કહીને વાનર ગયા, રૂંધી દ્વાર નગરનું રહ્યા;
રાવણે બળતું દીઠું ગામ, તેડયો કુંભ નિકુંભ તે ઠામ. ૧૬

---

૯. ઓછાંહિયો–પડછાયો. ૧૫. ખેદ–'છેદ' પ્ર. ૧–૨.

કુંભકર્ણના કુંવર તેહ, પરાક્રમનો નવ આવે છેહ;
રથે હસ્તી જોતર્યા વીર, પોળ્યે પણ આવ્યા રણધીર. ૧૭
રાક્ષસ રાત્રે સમે આવિયા, કપિને નાદે બિહાવિયા;
કુંભ ને કુંડળ મણિજડયો, ધ્વજાદંડ આકાશે અડયો. ૧૮
વાનરતેજ પાવક પ્રકાશ, સુગ્રીવ લક્ષ્મણ રામ તેજ ઉજાસ;
કે જાણે કોટિક ઉગ્યા ભાણ, નિશા દીસે દિન સમાન. ૧૯
એક રાક્ષસ એક વાનર યોધ, સંકુલિત વળગ્યા ધરી ક્રોધ;
અકંપન અંગદ બે વીર, છેદે ભેદે રદે શરીર. ૨૦
અંગદે અકંપન હણ્યો, મહીએ પાડીને અવગણ્યો;
વાનરે રાક્ષસ માર્યા અતિ, ઊભા ન રહ્યા તે મહામતિ. ૨૧
કુંભે તે તો રાખ્યા વાર, શું એ ભાગા ખાઓ છો હાર ?
હમણાં હું કરૂં સંહાર, વાનર તે મારે મન ચાર. ૨૨
દ્વિવિદને એક માર્યું બાણ, મહી પમાડયો ચતુરસુજાણ;
મયંદ તે તો તેનો ભ્રાત, શિલા (એક) સામી મારી સાક્ષાત. ૨૩
જાણ્યું મારૂં હદે મોઝાર, પાંચ શરે પાડી તે ઠાર;
પછે એક તીર માર્યું મયંદ, વાળીપુત્ર આવ્યો જાણે ચંદ. ૨૪
મામા મારી પાડયા બેહ, આવ્યો અંગદ અદ્ભુત દેહ;
શિલા એક નાખી સુચંગ, ત્રય બાણે તે કીધી ભંગ. ૨૫
અંગદને પાડે જેટલે, ધૂમ્ર વાનર આવ્યો તેટલે;
સુખ વેગદર્શી જાંબવાન, રાક્ષસપર પડવા ઇચ્છે બળવાન. ૨૬
બાણે વારી રાખ્યો તે વાર, જયમ વા વાઇ ઉતારે ઘનધાર;
(જ્યમ) સાગરવેલ સામે ન જવાય, તેમ રાખ્યા રૂંધી વાનર રણરાય. ૨૭
ત્યારે આવ્યો સુગ્રીવ ભૂપ, મહાયોધ દીસે સ્વરૂપ;
તેણે પર્વત વરસાવ્યા અતિ, પૂઠે રાખ્યો અંગદ જતી. ૨૮
વૃક્ષતણા નવ આવે પાર, મહા માર્યા રાક્ષસ રણ ઠાર;
પછે કોપ્યો કુંભ કરે સંહાર, બાણમેહ વરસાવે ધાર. ૨૯
યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે ઘોર, પ્રહારે પાડિયા પરમ કઠોર;
રાવણભ્રાતસુત વાધ્યો જોર, વાનર પાડે સબળ સો'ર. ૩૦

---

૨૦ સંકુલિત—એકઠા થઇને. રદે—દાંતથી. ૨૨. વાર—વારી. ૨૫. મામા—(અંગદના). સુચંગ—અર્થાત્ ઘણી મોટી. ૨૬. સુખ—સુષેણ (?) વેગદર્શી—એ નામનો વાનર. ૨૭. સાગરવેલ—સમુદ્રની ભરતી.

ત્યારે બોલ્યો સુગ્રીવરાય, તારૂં પરાક્રમ કળ્યું ન જાય;
ઇંદ્રજિત જેવો કહેવાય, કુંભકર્ણ સમતોલે કાય. ૩૧
ચરિત્ર ચાતુરી રાવણ સમાન, મહામોટાના તમો સંતાન;
અમો પશુ પામર અજ્ઞાન, અમારે માથે શ્રીભગવાન. ૩૨
એવું કહેતાં થયો રળિયાત, સુગ્રીવ વારૂ કહી તેં વાત;
સુગ્રીવે શિલા મારી પ્રૌઢ, ધનુષ્ય તેહનું ભાંજ્યું ગૂઢ. ૩૩
ધનુષ્ય પડયું કોપ્યો તે શૂર, અતિ ઉન્મ્રણો ઊરાઊર;
જઇ સુગ્રીવ ઉપર તે પડયો, જાણે પર્વત પર્વતપર ચઢયો. ૩૪
સુગ્રીવને એક મુષ્ટિ હણી, પડિયો પૃથ્વી વાનરધણી;
પ્લવંગ પીડા પામ્યા ઘણી, દીસે સેના સર્વ દામણી. ૩૫
ફાટયું હ્રદે રાય સુગ્રીવતણું, રક્ત નીસર્યું અતિશે ઘણું;
ઊઠયો વીર કહે હમણાં હણું, એને લેખામાં નવ ગણું. ૩૬
માર્યો એક મુક્કીએ કરી, બોંજુ બળ ભૂજાએ ધરી;
અવનિ ઉપર પાડયો અરિ, સેના શોકે નાઠી ખરી. ૩૭
કુંભ થયો અવનિએ પાત, રક્ત આકાશ જાણે ચઢયો વરસાત;
સૂતો રાજે રાજકુમાર, પ્રાણ રહિત થયો તે ઠાર. ૩૮
રાક્ષસ રોતા રોતા જાય, વાનર કહે છે સુગ્રીવરાય;
તમ વિના કોણે જીતાય, મનમાં રીઝયા મોદ ન માય. ૩૯
નિકુંભે તેની જાણી વાત, ભાઇની કીધી ત્યાં ઘાત;
કુંભકર્ણ પડયો મુજ તાત, હવે હું ચઢું વિખ્યાત. ૪૦
અનેક આભ્રણ ઓપે દેહ, આયુધ કેરા નાવે છેહ;
ભોગળ લેઇ ફેરવતો તેહ, હનુમંત કહે મેં વારિયો એહ. ૪૧
નિશ્ચે મારૂં એને આજ, એટલું એ આગમિયું કાજ;
એવે આવ્યો રાક્ષસ રાજ, મારૂં હમણાં સાજ સમાજ. ૪૨
પરિઘ હણી હનુમંતને હ્રદે, અંજનીસુત વળતો એમ વદે;
પરિઘ તેં મારી તો જેહ, મારે ઉર વાગી ચૂર થઇ તેહ. ૪૩
જાણે તણખા અગ્નિતણા, એમ ભોગળના ઉડયા ઘણા;
પછે હણી હનુમંતે મુષ્ટ, હ્રદેમાંહે છેદ્યો પાપિષ્ટ. ૪૪
હૈયું ફાટયું શોણિત નીસર્યું, વળી યુદ્ધ વીસર્યું આદર્યું;
વળી કરે હનુમંતને પ્રહાર, રાજપુત્ર હરખ્યો અપાર. ૪૫
હનુમંતે ધરિયો મનમાં ક્રોધ, વડી વારનો વઢે એ યોધ;

જાઇ જોતો હોશે વાટ, ચલાવું એને તે ઘાટ. ૪૬
એમ કહીને તે ઉછળ્યો, રાક્ષસ પાસે તે તો પળ્યો;
જઇને તે ઉપર ચઢ્યો, જાણે પર્વત પર્વતશું વઢ્યો. ૪૭
જઇ બે હાથે ચાંપ્યો કંઠ, મોકલવા ઇચ્છે વૈકુંઠ;
કરડી મરડી ચાંપ્યો ભોમ, પડછંદો સંભળાણો વ્યોમ. ૪૮
શિથિલ શરીર થયું ગયા પ્રાણ, પૃથ્વી પડિયો હુઇ હાણ;
વાનર બોલ્યા જયજય વાણ, કુંભ નિકુંભ હણાણા જાણ. ૪૯
વદી અષ્ટમી ફાલ્ગુણતણી, બે ભાઇને નાખ્યા હણી;
દ્વાદશી લગી દિન પંચ પ્રમાણ, તે બે વઢી મુઆ નિર્વાણ. ૫૦

---

## કડવું ૨૮ મું.

### રાગ દોહોરા.

સેવક જઇને કહે રાવણને, કુંભ નિકુંભ હણ્યા બે વીર જી;
દશસ્કંધ ચિંતા અતિ પામ્યો, નયણે ચાલ્યાં નીર જી. ૧
કુંભકર્ણનું દુઃખ હતું, હણ્યા વળી સુત એના જી;
હવે હું મોકલું કોને, ભાગી સઘળી સેના જી. ૨
ખરતણો કુંવર બોલાવ્યો, મકરાક્ષ તેનું નામ જી;
વીર તેં હવે વઢવા જાવું, પરાક્રમી પ્રધાન જી. ૩
તારો બાપ એણે માર્યો'તો, તે સંભારો આજ જી;
એવું કહીને રહ્યો અણબોલ્યો, રાવણ જે મહારાજ જી. ૪
મકરાક્ષ કહે મહારાજા, કહેવાની જોતો'તો વાટ જી;
રામ લક્ષ્મણ પ્લવંગ મારવા, એનો શો ઉચ્ચાટ જી. ૫
પિતાતણું વેર હું વાળું, ટાળું દુઃખ તમારૂં જી;
તમારે પ્રતાપે રાજાજી, હઠે ચઢ્યો નવ હારૂં જી. ૬
એવું કે'તાં રાવણ રીઝયો, તારો છે વિશ્વાસ જી;
અતિશે તેની પૂજા કીધી, આનંદે ઉલ્હાસ જી. ૭
પુષ્પ સમર્પ્યાં આસન આપ્યાં, મકરાક્ષ ચરણે લાગે જી;
કર જોડીને આગળ ઊભો, રહ્યો આજ્ઞા માગે જી. ૮
એવે રાવણે આશિષ દીધી, વે'લો આવજે ઘેર જી;

બહાર આવી રથ અણાવ્યો, સેના તેડી બહુ પેર જી. ૯
અશ્વ ગજ રથ પાળા આવ્યા, ના'વે તેનો પાર જી;
સહના ટોપ હથરોટા પે'રી, આવ્યા બહુ તે ઠાર જી. ૧૦
રાવણ બોલાવે છે તેને, આવીને તો બહાર જી;
રખે મનમાં બીક આણતો, ઇંદ્રિજિત આવશે વહાર જી. ૧૧
રથ બેશીને તેને સંચરતાં, અશ્વ કરે રૂદન જી;
અપશુકન અધિકા થાયે તેને, વાયે ઘોર પવન જી. ૧૨
અપશુકન અભિમાને મૂરખ, માને નહિ લગાર જી;
વાહી નિશાન વાનરની પાસે, આવે નિશાચર જુઝાર જી. ૧૩
વાનરબાણે માર્યા નાઠા, રાક્ષસ સઘળા ઓપે જી;
વાજ આવી શાખામૃગ ભાગ્યા, ત્યારે રાઘવ કોપે જી. ૧૪
રામે બાણ મેલી નિવાર્યાં, તેહતણાં તો અસ્ત્ર જી;
રાઘવ પ્રત્યે રાક્ષસ બોલ્યો, ભાજ્યાં ત્યારે શસ્ત્ર જી. ૧૫
રાક્ષસ અસંખ્યાત ભયંકર, કાળી કાયા ક્રૂર જી;
રામ લક્ષ્મણ જો પડે નેત્રે, મારીને કરૂં ચૂર જી. ૧૬
મારો પિતા જેણે માર્યો, પંચવટીએ પ્રૌઢ જી;
તે રામ ઠેર મારૂં હું જો, દેખું તે મૂઢ જી. ૧૭
તેના રૂધિરમાંહે સારૂં, પિતા કેરૂં શ્રાદ્ધ જી;
મૂરખે મારો બાપ મારિયો, એ તો દોષ અગાધ જી. ૧૮
રામે તે તો સર્વ સાંભળ્યાં, વચન ગ્રહ્યાં તે મન જી;
અનેક વાનર મધ્યે છે, તવ બોલ્યા જગજીવન જી. ૧૯
તારો તાત એકલો નથી માર્યો, ખર દૂષણ ત્રિશિરા વીર જી;
ચૌદ સહસ્ર મેં તો હણ્યા, હઠે મેલી એક તીર જી. ૨૦
કુંભકર્ણ ને હણિયા બીજા, એકેકપે બળવંત જી;
હવે અહીં આવ્યો મરવા, જઈ મળો તાતને ખંત જી. ૨૧
મંદમતિ તું આપ વખાણે, આજ આવિયો કાળ જી;
આમિષ આહાર કરશે તારૂં, સસા ને શિયાળ જી. ૨૨
રાવણ મારૂં હવે ન હારૂં, સારૂં સુરનાં કામ જી;
વિભીષણને આપું લંકા, તો અવતર્યો હું રામ જી. ૨૩
સીતા હરી ગયોછે રાવણ, નથી વિસર્યું મુજને જી;

વચને વળી ક્રોધ ચઢાવી, કેમ મે'લું હવે તુજને જી. ૨૪
વાનર મનુષ્યનું શું હણવું, માયા માંડુ મોટી જી;
જેને તેને પ્રકારે મારૂં, મીથ્યા થાયે ખોટી જી. ૨૫
એવું કહીને માર્યો મો'કમ, અન્યો અન્યે તીર જી;
ગાંજ્યા જાયે નહિ કો રણમાં, બાણે ભર્યા શરીર જી. ૨૬
રામને અતિ અસ્ત્ર મારિયાં, મકરાક્ષ મહાઘોર જી;
વાનર દેખીને મોહ પામ્યા, રવ ભર પાડે સોર જી. ૨૭
રાઘવજીએ આઠે બાણે, ધનુષ્ય નાખ્યું ભાંજી જી;
બીજી સુંદર શ્રીગણ આપી, અતિ અનુપમ તાજી જી. ૨૮
વળી એક બાણ મૂકીને, ભાંગી તે રઘુનાથ જી;
રથ ભાગ્યો સારથી માર્યો, પેખે છે સહુ સાથ જી. ૨૯
કરિયા ભાલા આડા આવી, જુએ તેત્રીશ કોડ જી;
જય રામ જય રાજીવલોચન, રખે લગાડો ખોડ જી. ૩૦
ઘોર યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે, વિના રથ ખરતન જી;
શૂળ ફેરવ્યું માથા ઉપર, એહ વિમાસ્યું મન જી. ૩૧
રીસે રઘુનંદનને માર્યું, હેમરૂપમય શૂળ જી;
રામજીએ બાણે ભાગિયું, પામ્યો દુઃખનું મૂળ જી. ૩૨
ગદા તોમર ખડ્ગ મારિયું, પરિઘ પ્રાસ ને પાશ જી;
આવતાં વચમાંથી ભાગ્યાં, સ્વામી શ્રીઅવિનાશ જી. ૩૩
અસ્ત્ર વિના થયો તે પાપી, ઉલળિયો ગગન જી;
આવી ઉપર પડતો પેખી, જોયું જગજીવન જી. ૩૪
અગન્યાસ્ત્ર બાણ મેલી હ્રદેમાં, પાડ્યો પૃથ્વી મોઝાર જી;
ઉક્રાટો અતિશે દુઃખ પામ્યો, માર્યો મો'કમ માર જી. ૩૫
એક બાણે મકરાક્ષનું, રામે છેદ્યું શીશ જી;
ઇંદ્રિજિત તે પડ્યો પેખ્યો, પૂઠે મોકલ્યો'તો અધીશ જી. ૩૬
રામસેનમાં રીસે કરીને, બાણે હણ્યાં બહુ અંગ જી;
સામાં બાણ રામે અતિ માર્યાં, અન્યોઅન્ય કરે ભંગ જી. ૩૭
રૂદ્રતણી જાણી એ ક્રીડા, પ્રલયકાળે પશુપાળ જી;

---

૨૮. બીજી ઇ૦–વળી રામને બીજી સુંદર શ્રીગણ (શક્તિ ?)આપી–મારી. ૩૦. કરિયા ઇ૦–ત્યારે તેણે આડા આવીને ભાલા કર્યા–ભાલા માર્યા. ૨. હેમરૂપમય–સોનાનું તથા રૂપાનું. ૩૫. ઉક્રાટો–આડો–ત્રાંસો (પડીને).

બહાર આવી રથ અણાવ્યો, સેના તેડી બહુ પેર જી. ૯
અશ્વ ગજ રથ પાળા આવ્યા, ના'વે તેનો પાર જી;
સહુના ટોપ હથરોટા પે'રી, આવ્યા બહુ તે ઠાર જી. ૧૦
રાવણુ બોલાવે છે તેને, આવીને તો બહાર જી;
રખે મનમાં બીક આણુતો, ઇંદ્રિજિત આવશે વહાર જી. ૧૧
રથ બેશીને તેને સંચરતાં, અશ્વ કરે રૂદન જી;
અપશુકન અધિકા થાયે તેને, વાયે ઘોર પવન જી. ૧૨
અપશુકન અભિમાને મૂરખ, માને નહિ લગાર જી;
વાહી નિશાન વાનરની પાસે, આવે નિશાચર જુઝાર જી. ૧૩
વાનરબાણે માર્યા નાઠા, રાક્ષસ સઘળા ઓપે જી;
વાજ આવી શાખામૃગ ભાગ્યા, ત્યારે રાઘવ કોપે જી. ૧૪
રામે બાણુ મેલી નિવાર્યાં, તેહતણાં તો અસ્ત્ર જી;
રાઘવ પ્રત્યે રાક્ષસ બોલ્યો, ભાજ્યાં ત્યારે શસ્ત્ર જી. ૧૫
રાક્ષસ અસંખ્યાત ભયંકર, કાળી કાયા ક્રૂર જી;
રામ લક્ષ્મણુ જો પડે નેત્રે, મારીને કરૂં ચૂર જી. ૧૬
મારો પિતા જેણે માર્યો, પંચવટીએ પ્રૌઢ જી;
તે રામ ઠેર મારૂં હું જો, દેખું તે મૂઢ જી. ૧૭
તેના રૂધિરમાંહે સારૂં, પિતા કેરૂં શ્રાદ્ધ જી;
મૂરખે મારો બાપ મારિયો, એ તો દોષ અગાધ જી. ૧૮
રામે તે તો સર્વ સાંભળ્યાં, વચન ગ્રહ્યાં તે મન જી;
અનેક વાનર મધ્યે છે, તવ બોલ્યા જગજીવન જી. ૧૯
તારો તાત એકલો નથી માર્યો, ખર દૂષણુ ત્રિશિરા વીર જી;
ચૌદ સહસ્ર મેં તો હણ્યા, હઠે મેલી એક તીર જી. ૨૦
કુંભકર્ણુ ને હણિયા બીજા, એકેકપે બળવંત જી;
હવે અહીં આવ્યો મરવા, જઇ મળો તાતને ખંત જી. ૨૧
મંદમતિ તું આપ વખાણે, આજ આવિયો કાળ જી;
આમિષ આહાર કરશે તારૂં, સસા ને શિયાળ જી. ૨૨
રાવણુ મારૂં હવે ન હારૂં, સારૂં સુરનાં કામ જી;
વિભીષણુને આપું લંકા, તો અવતર્યો હું રામ જી. ૨૩
સીતા હરી ગયોછે રાવણુ, નથી વિસર્યું મુજને જી;

વચને વળી ક્રોધ ચઢાવી, કેમ મેલું હવે તુજને જી. ૨૪
વાનર મનુષ્યનું શું હણવું, માયા માંહુ મોટી જી;
જેને તેને પ્રકારે મારૂં, મીથ્યા થાયે ખોટી જી. ૨૫
એવું કહીને માર્યો મો'કમ, અન્યો અન્યે તીર જી;
ગાંજ્યા જાયે નહિ કો રણમાં, બાણે ભર્યા શરીર જી. ૨૬
રામને અતિ અસ્ત્ર મારિયાં, મકરાક્ષ મહાઘોર જી;
વાનર દેખીને મોહ પામ્યા, રવ ભર પાડે સોર જી. ૨૭
રાઘવજીએ આઠે બાણે, ધનુષ્ય નાખ્યું ભાંજી જી;
બીજી સુંદર શ્રીગણ આપી, અતિ અનુપમ તાજી જી. ૨૮
વળી એક બાણ મૂકીને, ભાંગી તે રઘુનાથ જી;
રથ ભાગ્યો સારથી માર્યો, પેખેછે સહુ સાથ જી. ૨૯
કરિયા ભાલા આડા આવી, જુએ તેત્રીશ ક્રોડ જી;
જય રામ જય રાજીવલોચન, રખે લગાડો ખોડ જી. ૩૦
ઘોર યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે, વિના રથ ખરતન જી;
શૂળ ફેરવ્યું માથા ઉપર, એહ વિમાસ્યું મન જી. ૩૧
રીસે રઘુનંદનને માર્યું, હેમરૂપમય શૂળ જી;
રામજીએ બાણે ભાગિયું, પામ્યો દુઃખનું મૂળ જી. ૩૨
ગદા તોમર ખડ્ગ મારિયું, પરિઘ પ્રાસ ને પાશ જી;
આવતાં વચમાંથી ભાગ્યાં, સ્વામી શ્રીઅવિનાશ જી. ૩૩
અસ્ત્ર વિના થયો તે પાપી, ઉછળિયો ગગન જી;
આવી ઉપર પડતો પેખી, જોયું જગજીવન જી. ૩૪
અગન્યાસ્ત્ર બાણ મેલી હૃદેમાં, પાડ્યો પૃથ્વી મોઝાર જી;
ઉદ્દરાટો અતિશે દુઃખ પામ્યો, માર્યો મો'કમ માર જી. ૩૫
એક બાણે મકરાક્ષનું, રામે છેદ્યું શીશ જી;
ઈંદ્રિજિત તે પડ્યો પેખ્યો, પૂઠે મોકલ્યો'તો અધીશ જી. ૩૬
રામસેનમાં રીસે કરીને, બાણે હણ્યાં બહુ અંગ જી;
સામાં બાણ રામે અતિ માર્યાં, અન્યોઅન્ય કરે ભંગ જી. ૩૭
રૂદ્રતણી જાણી એ ક્રીડા, પ્રલયકાળે પશુપાળ જી;

---

૨૮. બીજી ઈ૦—વળી રામને બીજી સુંદર શ્રીગણ (શક્તિ ?)આપી—મારી. ૩૦. કરિયા ઈ૦—ત્યારે તેણે આડા આવીને ભાલા કર્યા—ભાલા માર્યા. ૨. હેમરૂપમય—સોનાનું તથા રૂપાનું. ૩૫. ઉદ્દરાટો—આડો—ત્રાંસો (પડીને).

એમ ઇંદ્રજિતે માર્યો, આણ્યો કપિનો કાળ જી. ૩૮
પછે હરિએ હઠે હણિયા, શિલા સામટી નાખે જી;
પ્લવંગે પ્રા'ર કર્યા પ્રૌઢા, મારય મારય મુખે ભાખે જી. ૩૯
હદે ભાંજી પૃથ્વી પૃષ્ટ ભાંજી, અત્યંત તે અવગણિયા જી;
પર્વત શિખર વૃક્ષ બહુ માર્યા, નિશાચર બહુ હણિયા જી. ૪૦
મુખમાં માર્યા રાક્ષસ હાર્યા, પ્રહાર કર્યા પ્રચંડ જી;
ઇંદ્રજિતે અડવડતા દીઠા, રાક્ષસ કાય કર્યા ખંડ જી. ૪૧
રાવણસુતે રૂપતણું, એક મણિમય કાઢયું તીર જી;
એકવીશ વાનર વેધિયા, મેલ્યું જવ ધરી ધીર જી. ૪૨
નવ બાણ તવ નળને માર્યા, પાંચ ગજને પ્રાહાર જી;
સાત બાણ નીલતે માર્યા, ગંધમાદનને અઢાર જી. ૪૩
સાત શરે સાત શાખામૃગ સહી, પાડયા રાવણતન જી;
એક એક બાણે એક એક કપિ, હણ્યા કર્યું કદન જી. ૪૪
નાઠા વાનર સઘળા ચઢિયા, વૃક્ષ પર્વતે પળિયા જી;
ઇંદ્રજિતે શોભા લીધી, લંકા પાછા વળિયા જી. ૪૫
રાવણની સભામાં આવ્યો, અપાર રૂડો ભાવ્યો જી;
રીઝીને રાવણે પુત્રને, પ્રેમેશુ બોલાવ્યો જી. ૪૬
સુત શું કારજ કરી આવિયા રે, કહોને મુજને સાચું જી;
ઇંદ્રજિત તાતને કહેછે, કામ નથી કર્યું કાચું જી. ૪૭
સૌ વેધ્યા વેરી વાનરા, ભર્યા છે ભારે દેહ જી;
વળી મળવા આવ્યો તમને, મનમાં આણી નેહ જી. ૪૮
રાવણ કહેછે કુંવર કાલા, એવું ન કીજે કામ જી;
સુગ્રીવ આદે વાનર જીવે, જીવે લક્ષ્મણ રામ જી. ૪૯
વિના માર્યે આવ્યો અહિંયાં, આતા એવું ન કીજે જી;
વે'લા થાઓ વઢવા જાઓ, શોભા સુતજી લીજે જી. ૫૦

---

## કડવું-૨૯ મું.

### રાગ કેદારો. ધટગઈ રજનીની ધાત.

કુંવર કહેછે તાત, એકાં લઇ રહ્યા વાત;

---

૪૨. રૂપતણું-રૂપાનું.

એ મારૂં સહુ વિખ્યાત, ફરી આવીશ હવણાં ધ્રાત: ૧
તમો સીતાને સંતોષો, એ વેરીનો શો ધોખો;
એવું કહી ઉઠયો તત્કાળ, આવ્યો નિકુંભ હોમશાળ. ૨
આવી નાહ્યો નેહે, રક્ત વસ્ત્ર ધર્યું દેહે;
એક અજને કંઠે કર્યો વેહ, સમિધ્ રક્તે ચોપડી તેહ. ૩
પછે કીધું લેપન ગોમ, સામગ્રી બહુ હોમ;
ભણી ભણી ભારે મંત્ર, આગમોક્ત જે જંત્ર. ૪
પાવક પ્રસન્ન વહેછે, પ્રીતેશુ સર્વે ગ્રહે છે;
ઉભા છે અનેક દાસ, પૂર્ણાહુતિ કરી પ્રકાશ. ૫
પછે અણાવ્યો એક રથ, બેઠો ત્યહાં સમરથ;
બ્રહ્માસ્ત્ર ગ્રહી હાથ, સર્વે આયુધ લીધાં સાથ. ૬
અશ્વ અનુપમ ચાર, જાણે ઉચ્ચૈઃશ્રવા અવતાર;
ઉત્પતિયો આકાશ, આવ્યો જ્યાં અવિનાશ. ૭
નાખે ઉંચેથી અસ્ત્ર, વાગે વાનરને શસ્ત્ર;
ઉંચાં મુખ કરી જોય, પેખે નહિ પણ કોય. ૮
રથથી અળગો વહી તેહ, અળગો ઓલપાવી દેહ;
બાણતણા નહિ નાદ, હરિ પામ્યા અતિ વિષાદ. ૯
ત્યારે રોષે ભરાણા રામ, હવે મારૂં એહને ઠામ;
બહુ બાણ મારે રઘુનાથ, સૌ નમે સુંદર સાથ: ૧૦
બાણે છેદાણાં બાણ, છાઇ અવનિ આકાશ પ્રમાણ;
ઇંદ્રિજિતનાં આયુધ વાજે, રાવણસુત અતિ રાજે. ૧૧
રાઘવનાં વાજે તીર, તવ બોલ્યા લક્ષ્મણવીર;
કહોતો એને મારૂં, બ્રહ્માસ્ત્રવડે વિડારૂં. ૧૨
આજ્ઞા આપો રાય, તો પાડું એને આંય;
ત્યારે રાઘવ બોલે વાણી, એ પશુ પામરપ્રાણી. ૧૩
બ્રહ્માસ્ત્રે સહુને હણિયે, એને બીજે વિધિ અવગણિયે;

---

૩. એક ૪૦–અજને (બકરાને) કંઠે (કંઠમાં) એક વેહ કર્યો. અને તેના રક્તવડે કરીને સમિધ્ (હોમ કાષ્ઠ) ચોપડી. ૪. ગોમ–ગોમય. આગમોક્ત–શાસ્ત્રમાં કહેલો. ૫. પાવક–અગ્નિ. પ્રસન્ન–નિર્મળ. વહેછે–પ્રજળે છે. ૭. ઉચ્ચૈઃશ્રવા–સૂર્યનો અશ્વ. ૯. ઓલપાવી–છુપાવી.

એ નાઠો મારે મંદ, એને પાડિયે નહિ ફંદ. ૧૪
નર જોડે જે પાણ, સૂતો બાળક અજાણ;
તેને મારે દોષ, લક્ષ્મણ રહો કરી સંતોષ. ૧૫
એને મારવા વાનર ચલાવો, યોધ્ધ બહુ મોકલાવો;
એવાં રામતણાં વચન, સાંભળ્યાં રાવણને તન. ૧૬
વળી લંકામાંહે જાય, ક્ષણું રહીને રણમાં ધાય;
મનમાં મતિ વિમાસે, વળી મારી પુરીમાં નાસે. ૧૭
ફરી આવે વિરહે વન, માયા માંડી પમાડે પતન;
એક કરી કારમી સીતા, ઘણા દિવસ અહીં વીત્યા. ૧૮
ના આવી પિતાને કામ, હવે મારૂં હું ઠામ;
વેણી ગ્રહીને હાથ, છે જ્યાં વાનર રઘુનાથ. ૧૯
વલવલતી રોતી રોતી, ચાલે છે જોતી જોતી;
છેહ વળી શરીર, લેઈ ચાલ્યો આકાશે વીર. ૨૦
પર્વત ગ્રહી પુત્રપવન, ચાલ્યો ચતુર ગગન;
એ સીતા તો નિરધાર, એમ વિમાસે અંજનીકુમાર. ૨૧
વેણી ગ્રહી રાવણતન, રાખો રાખો જગજીવન;
રામ રામ મુખ બોલે, સ્વામી નહિ કો તારે તોલે. ૨૨
વારિ વિના જેમ મીન, તેમ તમ વિના હું આધીન;
મેં કીધા હોય અન્યાય, તે ક્ષમા કરો રઘુરાય. ૨૩
કૃપા તો હવે કીજે, પૂરૂં કોનું ન લીજે;
સહુ દેખતાં ગ્રહ્યો હાથ, તે કાં વિસારો નાથ. ૨૪
એમ બોલે અંબુજનેણી, તેમ તાણે મોકમ વેણી;
રથ ઉપર સીતા રૂએ, તે અંજનીનંદન જુએ. ૨૫
ગાઢે કરે કલ્પાંત, હનુમાન મન પામ્યો ભ્રાંત;
તવ બોલ્યો સુતસમીર, ઇંદ્રિજીત પ્રત્યે વીર. ૨૬
ધિ:ક ધિ:ક ઇંદ્રજિત મંદ, પડ્યો મરણ પાશનો ફંદ;
કર્મ કરેછે અનાર્ય, નથી જોતો કાર્ય અકાર્ય. ૨૭
એ નારી નિર્બળ દેહ, વળી વિયોગ રામનો તેહ;

---

૧૮. કરી ઇ૦-(?) એક કારમી સીતા કરીને પછી તે સીતાને કહ્યું કે, ઘણા ઇ૦-૨૪. પૂરૂં ઇ૦-કોઇનું પૂરેપૂરૂં પાણી જોવું નહિ. ૨૫. અંબુજનેણી-કમળલોચની-સીતા. ૨૬. સુતસમીર-વાયુપુત્ર-હનુમાન.

રામધામથી થઇ એ અળગી, તેને તું રહ્યો છે વળગી. ૨૮
બ્રહ્મઋષિથી તમ અવતાર, યોનિ રાક્ષસી સાર;
એ પાપ વિના છે નારી, દુ:ખ દેછે તેને ભારી. ૨૯
તે માર્યે કંઇ નહિ પામે, ક્યાં ભૂર પડ્યો છે ભામે;
તેં પીડી નારી એહ, હવે આવ્યો તારો છેહ. ૩૦
મૂક્ય મૂક્ય રે મંદ, કયમ ઉપજાવે દૂંદ;
આ નારીવધ કરે જાણ, જો નહિ મૂકે નિરવાણ. ૩૧
તો મરીશ મારે હાથ, સહિત કુટુંબ સહુ સાથ;
જે વધ્યા જોગ નહિનાટ, તું હણે તેને શામાટ. ૩૨
સ્ત્રીહત્યારો પામે ગતિ, તે તું પામીશ રાક્ષસપતિ;
તે માટે મૂરખ તું ચેત, થઇશ પાપી પ્રેત. ૩૩
ત્યાં એવું કહી હનુમંત, સાથે બહુ વાનર બળવંત;
ઉજાણા અવગણવા, રાવણસુતને હણવા. ૩૪
હાકી મેલ્યાં બાણ, અરે પ્લવંગો અજાણ;
મરવા થયું છે મન, સાંભળ્ય પુત્ર પવન. ૩૫
તેં કહ્યું તે હું વિચારૂં, નારીને નવ મારૂં;
યોગ્ય નહિ હણવા એહ, હું જાણુંછું તેહ. ૩૬
મરણ એ માટે અસંખ્યાત, તે માટે કરૂં એને ઘાત;
પછે મારૂં લક્ષ્મણ રામ, વાનરનું ન રાખું નામ. ૩૭
સુગ્રીવને મારૂં ઠાર, હણું તને અંજનીકુમાર;
જે સીતા માટે આવ્યા યોધ, તે સહુને મારૂં શોધ. ૩૮
એવું કહી ઇંદ્રજિત વીર, માયારૂપિણી સીતાનું શરીર;
તીની ખડ્ગની ધાર, તે પાણે ગ્રહી તેઠાર. ૩૯
હવે જો જે હરિ હનુમાન, કહી એવું અતિ બળવાન;
સીતા રામ રામ કહે વાણી, મને રાખો શારંગપાણિ. ૪૦
એમ જપે છે જગદીશ, કોપ્યો કુમતિ છેદું શીશ;
સીતાનું શિર દીસે જેહ, જાણે ચંદ્રમા ચૂંટ્યો એહ. ૪૧
જો જે રે તું હનુમંત, સીતાનો આણ્યો અંત;
રાઘવને હુતી નારી એક, તે મારી મેં વિવેક. ૪૨
એવું કહીને સમર્થ, બેઠો સુંદર રથ;
નાદ કર્યો ત્યારે પ્રૌઢ, વાનર થયા દિગ્મૂઢ. ૪૩

વાનર કરે વિલાપ, એણે પ્રૌઢું કીધું પાપ;
રળિયાત રાવણસુત શૂર, પરાક્રમ કીધું ક્રૂર. ૪૪
કરે ગાઢે સ્વરે હાસ, કર્યો સીતાનો નાશ;
વાનર મનમાં વિચારે, એ પાપી સહુને મારે. ૪૫
એવું વિમાસતાં પેખી અરિષ્ટ, આવ્યો હનુમંત જ્યાં બળિષ્ટ;
અંજનીસુત પૂછે ભાઈ, કયાં અહીં આવ્યો ઉજાઈ. ૪૬
એ પ્રત્યે નવ ચાલે, હામ વઢવાની ઘાલે;
પવનપુત્ર એમ બોલે, નથી કો રામને તોલે. ૪૭
એ ભાગા નાશી જઇએ, કાયર કાયાએ ન થઇએ;
આવો સહુ મારે સાથ, હું મારૂં એને હાથ. ૪૮
એવું કહી કપિ ઉજાણા, શૂર થયા અતિ સપરાણા;
શિલા શિખર બહુ મારે, નિશાચરનો નાદ ઉતારે. ૪૯
વૃક્ષ ગિરિ હણ્યાં અપાર, રીઝતો'તો રાવણકુમાર;
તે પામ્યો મન વિષાદ, માંડયા હરિએ નાદ. ૫૦
હુત હુત કરે વાણ, શિલા નાંખી હનુમાન સુજાણ;
તે દેખી સુત ભૂપાળ, નાશી ગયો તતકાળ. ૫૧

---

## કડવું ૩૦ મું.

### રાગ કાલેરો.

હનુમંતે શિલા એક નાંખી, તે પેઠી પાતાળ રે;
નાઠો નિશાચર તેણે ન વાગી, નહિતર આણત કાળ રે; ૧
સારથીને સુતરાવણ કહેછે, તેં કીધાં ઉત્તમ કાજ રે;
રથ વાળ્યો તેણે શિલા ન વાગી, નહિતર મારત આજ રે. ૨
પછે રણમાં યુદ્ધ કરે અતિ, વરસાવે વાનર મેહ રે;
શિલા શિખર પર્વત વૃક્ષ માર્યાં, નાવે તેનો છેહ રે. ૩
રાક્ષસે માર્યા હરિ ન હાર્યા, સંહાર્યા સંગ્રામ રે;
ઇંદ્રજિત વઢે પછી પોતે, હવે હું મારૂં ઠામ રે. ૪
બાણ બળિયે બોળાં નાખ્યાં, તવ બોલે હનુમાન રે;
શાલ તાલ તમાલ મારે, છે વાનર બળવાન રે. ૫

---

૨. સુતરાવણ-રાવણસુત-ઇંદ્રજિત.

પછે માર્યા નિશાચર અતિશે, શિલા હણી અત્યંત રે;
પરિઘ પટ્ટિશ પાશે બહુ પીડ્યા, બળનો નાવે અંત રે. ૬
હનુમાન કહે હરિ પ્રત્યે, સીતા મારી ઠાર રે;
જેને અરથે યુદ્ધ કરતા'તા, તે પડી પૃથ્વી મોઝાર રે. ૭
તો હવે જીવી શું કીજે ભાઇ, યુદ્ધ કરોને ઘોર રે;
માંહોમાંહે મોકમ મારે, પ્રહાર કરે કઠોર રે. ૮
ઇંદ્રજિત વળી તવ પાછો, હોમશાળાએ આવ્યો રે;
જપ જાગ યુક્તે તો કીધા, અપાર રૂડો ભાવ્યો રે. ૯
રામે શબ્દ શસ્ત્રના સુણિયા, બોલાવ્યો જાંબવાન રે;
વડી વારના યુદ્ધ કરેછે, વાયુપુત્ર મતિમાન રે. ૧૦
જારે ભાઇ તેની પાસે, સેન લેઇ સંગ્રામે રે;
રીંછરાજ આવ્યો ઉલટશુ, જ્યારે મોકલ્યો રામે રે. ૧૧
પશ્ચિમપોળે પ્રેમે આવ્યો, જ્યાં છે હનુમંત હાથી રે;
રામકને પાછા વળી આવ્યા, શોભતા બે સાથી રે. ૧૨
રાઘવ કહે કયમ યુદ્ધ કીધું, મને કહેને મર્મ રે;
અંજનીનંદન કહે અમો કીધું, અતિશે પરાક્રમ રે. ૧૩
તો એ કામ કર્યું એણે કૂડું, માર્યા સીતા માત રે;
પછે અમો પસ્તાણા પ્રભુજી, કે'વાની નહિ વાત રે. ૧૪
કહેતાં ખેવ પડ્યા રઘુનંદન, છેદ્યો મૂળથી દ્રુમ રે;
ઠામઠામથી વાનર આવ્યા, રાઘવ પડિયા જ્યમ રે. ૧૫
આસનાવાસના દે સૌમિત્રિ, દેઇ આલિંગન રે;
એમ ન શોભે અવનિ સૂતાં, સ્વામી જગજીવન રે. ૧૬
ધર્મ ધરો કરો કારજ સુરનાં, અવિનાશી તું એક રે;
સ્થાવર જંગમમાં તું વ્યાપક, ન લહે વેદ વિવેક રે. ૧૭
અધર્મી એ અલ્પ જીવ છે, સત્યવંત તેજીપે રે;
તો સંદેહ શો મનમાં સ્વામી, તમ આગળ કયમ દીપે રે. ૧૮
સ્થાવર જંગમમાં તું વ્યાપક, સત્યવંત રઘુરાય રે;
અલ્પમતિ એ અતિ પાપી છે, પિશિતાશન કે'વાય રે. ૧૯
તાતતણું તમો વચન પાળિયું, ધન ધાન્ય ને રાજ રે;

---

૧૮. તેજીપે-(?) ૧૯. પિશિતાશન-પિશિત (માંસ)નું અશન (ભક્ષણ) કરનાર-રાક્ષસ.

તે તજી તમો વન પધાર્યા, કીધાં મોટાં કાજ રે. ૨૦
ધન વિના તે કોઈ ન માને, ધન વિના શબ સમતોલ રે;
ધન વિના હીન આધીન, ધનવિણ ધન્વી નિટોલ રે. ૨૧
ધને રાજા માને મોટા, ધને માને નાર રે;
ધને સગું થાયે સહુએ, ગોત્ર કલત્ર પરિવાર રે. ૨૨
ધને તપ તીર્થ તો થાયે, ધને વશ છે સંસાર રે;
રાજ્ય મેલ્યું ધનહીન થયા, તો મારી સીતા ઠાર રે. ૨૩
રાજકાજનું તાત મુઆનું, નથી દૂષણ ભારી રે;
ઈંદ્રજિતે અતિ આપદા આપી, જે વૈદેહી મારી રે. ૨૪
ભાઈ કહે ઊઠો ભૂધરજી, વેર સીતાનું વાળો રે;
લંકા બાળો ને ઉચાળો, શોભા સઘળી ટાળો રે. ૨૫
ઈંદ્રજિત હણું સહી, મારૂં ગજ તોખાર રે;
એમ કહે સુત સુમિત્રાનો, આંખે આંસુધાર રે. ૨૬
સીતાને વિરહે પડ્યા છે, રામચંદ્ર રણધીર રે;
વૃક્ષવેલી જ્યાં લાખો લતા, ત્યાં આવ્યા વિભીષણવીર રે. ૨૭
લક્ષ્મણના અંગ ઉપર છે, રામચંદ્રનું શીશ રે;
વાનર સહુ વીંટાણા પાસે, સુગ્રીવ આદિ અધીશ રે. ૨૮
શબસરખા સૂતા દેખી, વિભીષણ કરે રૂદન રે;
ગદ ગદ કંઠે પૂછે પ્રેમે, કયમ પડ્યા જગજીવન રે. ૨૯
કહે લક્ષ્મણ ઇંદ્રજિતે, મારી સીતા સુંદરી જાણ રે;
રામને કહ્યું હનુમંતે, તેણે પડિયા શારંગપાણ રે. ૩૦
વિભીષણ કહેછે હણી ન જાયે, સીતાનું મન ઠામ રે;
દ્રવ્યે ન ચળે ભેદે ન ચળે, વા'લા તેને રામ રે. ૩૧
સીતા માયાએ માંડ કરી હશે, હું નવ માનું એહ રે;
સાનવળી સુણી વાયક સુંદર, સ્વામી શ્યામળ દેહ રે. ૩૨
વિભીષણ કહે વિઠ્ઠલને, વૈદેહી ન મરાય રે;
તેહ જગતતણી જનેતા, એ કપટતણો ઉપાય રે. ૩૩
નિકુંભિલા નામે હોમશાલા, ઈંદ્રજિતની એક રે;
માયા માંડવા હવિદ્રવ્ય હોમે, કરીને મન વિવેક રે. ૩૪

---

૨૧. ધન્વી–ધનુષ્યધારી–ધનુષ્યધારી પણ ધન વિના હીન છે. ૩૪. હવિદ્રવ્ય–હોમવાના પદાર્થ.

તે માટે એણે માયા સીતા, પમાડી તો મરણ રે;
તમો જે માયાએ મોહ્યા, સ્વામી અશરણશરણ રે. ૩૫
તે હમણાં ગયો હોમ કરવા, રાવણસુત બળવાન રે;
અભંગ થઇ અહીંઆં આવેછે, ત્યાં જઇએ ભગવાન રે. ૩૬
હોમ કરતાં માંહે જઇને, કીજિયે તેને ઘાત રે;
તમો જો ના આવો તે ઠામે, મોકલો લક્ષ્મણ ભ્રાત રે. ૩૭
રામચંદ્ર કહે નવ પ્રીછ્યો, જે કહ્યાં વચન રે;
વળી મુજને સંભળાવો, સાવધાન થયો તન રે. ૩૮
વળી વિભીષણ કહેવા લાગ્યો, એણે માયાસીતા મારી રે;
તેતણું તમો દુઃખ પરહરો, સ્વામી દેવસુરારિ રે. ૩૯
વાનર ઠામઠામ મોકલિયા, વહેંચી વઢવા વીર રે;
રાવણી જેજે પામે છે, કારણ તેનું ગંભીર રે. ૪૦
નિકુંભલા હોમશાલા છે, ત્યાં કરે જપતપ જાગ રે;
પછે દેવ દાનવ વિદ્યાધર પીડે, એહતણો એમ લાગ રે. ૪૧
તેણે સ્થાનક હોમ કરેછે, હમણાં આપણે જઇએ રે;
તેનો જાગ ભાગીને આવીએ, વેગે તત્પર થઇએ રે. ૪૨
તમો ના આવો તો સાથે મોકલો, સુમિત્રાસુત શૂર રે;
મખ ભાંજિયે તો એ જીતાએ, થાયે ચૂરાચૂર રે. ૪૩
સીતા પામિયે દુઃખ વામિયે, જઇએ હોમશાલા રે;
ઇંદ્રજિત ને રાવણ બળિયો, બીજા યોધ છે ભલા રે. ૪૪
હોમ કરતાં પેહેલું જવાએ, તો એ તો મરાય રે;
વિભીષણનાં વચન સાંભળી, (રીઝ્યા) ઉલટ અંગ ન માય રે. ૪૫
રામ કહે તેં કહ્યું તે વારૂં, જીત્યાનો વિધિ એહ રે;
હોમ કરે વીર વિરંચિનો, બ્રહ્માસ્ત્ર ધરતો તેહ રે. ૪૬
અંતર વિચરે છાનો યુદ્ધ કરે, તે પ્રત્યે ક્રમ ચાલે રે;
પાપીનાં પરાક્રમ પ્રૌઢાં, મુજમનમાંહે સાલે રે. ૪૭
વિભીષણ હનુમંત ને, જાંબવંત રીછરાજ રે;

૩૮. નવ પ્રીછ્યો–તમે જે વચન કહ્યાં તે મેં ચિત્તની અસ્વસ્થતાને લીધે સાંભળ્યાં નહિ, માટે મને ફરીને કહો. ૪૦. રાવણી–રાવણનો પુત્ર ઇંદ્રજિત. ૪૬. હોમ કરે ઇ૦.–ઇંદ્રજિત વર વિરંચિનો (બ્રહ્માનો–બ્રહ્માને પ્રસન્ન કરવાને) હોમ કરેછે.

વાનર રીંછ બહુ તેડી જાએ, આજ્ઞા આપું આજ રે. ૪૮
લક્ષ્મણજી તમો ત્યાં જાઓ, તેડી વિભીષણ સાથ રે;
સુખ પામ્યો સુણી સૌમિત્રિ, ધનુષ્ય બાણ ધર્યાં હાથ રે. ૪૯
સેના પ્રેરી પરમ મનોહર, તોમર ત્રિશૂળ પાણ રે;
સજી સાજને રાઘવ પ્રત્યે, એણી પેરે બોલ્યો વાણ રે. ૫૦

---

## કડવું ૩૧ મું.

### રાગ વેરાડી.

લક્ષ્મણ ચરણે લાગ્યો રામને, પ્રદક્ષિણા દેઈ પ્રેમે રે;
સીતાપતિ કહે કારજ કરીને, આવે કુશળક્ષેમે રે. ૧
સહસ્ત્ર વાનર સહસ્ત્ર રીંછ લઈ, નિકુંભલાએ આવ્યો રે;
હોમ કરી રહ્યો રાવણસુત, એવે જઈ બોલાવ્યો રે. ૨
લક્ષ્મણે બ્રહ્માસ્ત્ર લેઈને, ઇંદ્રજિત ઝૂરાવ્યો રે;
અધવચ હોમ તજી સારથી પાસે, રોષે રથ જોતરાવ્યો રે. ૩
નિશાચર નાદ કોપે કરી, સામા સૌંઢયા જ્યારે રે;
અંજનીસુત અતલીબળ આગળ, વઢવા આવ્યો ત્યારે રે. ૪
શાલ તાલ સામટાં માર્યાં, હાર્યા રાક્ષસ વીર રે;
વળી વઢવા વેગે આવે, પર્વતપ્રાય શરીર રે. ૫
તોમર ત્રિશૂળ ગદા મોગરી, સાંગ સુભટ બહુ મારે રે;
અંજનીનંદન તોયે ન ભાગ્યો, નિશ્ચે નાદ ઉતારે રે. ૬
એવે ઇંદ્રજિતે અવલોક્યો, વાયુપુત્ર વિખ્યાત રે;
વડી વારનો યોધા મારે, હવે કરૂં હું ઘાત રે. ૭
વિભીષણ કહે સૌમિત્રિને, આવ્યો રાવણતન રે;
હનુમાન સાથે વળી બાણે, યુદ્ધ કરેછે ઘન રે. ૮
ઇંદ્ર એણે એકલે જીત્યો, પરાક્રમે છે પૂરો રે;
હોમ અધવચ રહ્યા માટે, થાશે આજ એ ચૂરો રે. ૯
હું વઢું એ સાથે ત્યારે, તમો રહેજો શીશ રે;
લડથડતો પડતો મુજ દેખો, તવ એને હણજો અધીશ રે. ૧૦
વિભીષણવાણી હ્રદેમાં આણી, જાણી સર્વે યુક્ત રે;

---

૧૦. શીશ–મારા માથા આગળ–મારી પછવાડે.

વઢવા જાઓ વાર મ લાઓ, ધાઓ મોકલવા મુક્ત રે. ૧૧
પ્રેર્યા રઘુનાથે આવ્યા સાથે, સાથે મેં તો રહેવું રે;
એશું વઢજે અતિ આથડજે, લઢતે મુજને કહેવું રે. ૧૨
આજ્ઞા માગી ચરણે લાગી, વિભીષણ ગયો વેગે રે;
વડ વૃક્ષ વિષે રહી મારે, બોલ્યો ઈંદ્રજિત ઉદ્વેગે રે. ૧૩
કાકા કુમતિ કૂડું કીધું, મળ્યો માનવને મૂઢ રે;
રાક્ષસકૂળ ગયો તજી તું તો, મહામોટું જે પ્રૌઢ રે. ૧૪
રાવણ સરખો ભ્રાત સ્વજન તજી, મળ્યો શત્રુને મંદ રે;
સહોદર તજી મળ્યો અન્યને, પડ્યો પરને ફંદ રે. ૧૫
સગો મૂરખ તોયે વારૂ, રહેવું તેને સંગ રે;
પરજન ચતુરને નવ મળિયે, નિશ્ચે હોયે ભંગ રે. ૧૬
મારે તાતે કહ્યું કઠણ કાંઇ, તારે તે તો જ્યેષ્ઠ રે;
છાંડીને નવ જવું જોઇતું, કહાવત અતિશે શ્રેષ્ઠ રે. ૧૭
વીર વિભીષણ વળતો બોલ્યો, વૃદ્ધ તે તારો તાત રે;
તેનું વચન હું શિર ચઢાવું, જો ઘટતી કહે વાત રે. ૧૮
પરધન પરનિંદા પરદારા, આદિ કરે પરદ્રોહ રે;
કાળ કૃત્યા એને પીડેછે, પામ્યો તેણે મોહ રે. ૧૯
દેવ સંઘાતે સંત સંઘાતે, સદા એને દ્વેષ રે;
રાક્ષસગુણ મુજમાંહે નથી રે, કરમે કરીએ ખેવ રે. ૨૦
લંકા બળશે રાવણ મરશે, હરશે તારા પ્રાણ રે;
લક્ષ્મણ સંગે વઢે રંગે, અંગે અસ્ત્ર પ્રમાણ રે. ૨૧
વડમાં રહેતો તો મેં લીધો, હવે હોશે નાશ રે;
જમસદન જોવાને જાશો, અમ જોતાં ઉલ્લાસ રે. ૨૨
વચન સુણીને કાકાકેરાં, બોલ્યો તે બળવંત રે;
તેં કહી કઠણ અતિ વાણી, તેનો આણું અંત રે. ૨૩
રથ મનોહર મારો જોજે, અને અનેક હથિયાર રે;
મારીને મોકલું સહુને, સૂર્યસુતને દ્વાર રે. ૨૪

---

૧૫. પરને–'પામ્યા' પ્ર. ૨–૪. ૨૦. રાક્ષસગુણ નથી તેનું કારણ કહેછે. કરમે કરી ૪૦–મારાં સત્કર્મે કરીને મારામાં એ રાક્ષસગુણ નથી. ખેવ–નિશ્ચય. ૨૪. સૂર્યસુત–યમ 'સૂરયસુત' પ્ર. ૪ થી.

સૌમિત્રિ કહે શું લવે છે, બળ્યો તારો અવતાર રે;
તેં પરાક્રમ કર્યાંછે કિયાં, જે ફૂલે છે આહાર રે. ૨૫
નાઠો વઢે જે નહિ તે યોધો, કાયરનાં એ કામ રે;
વાનર મારે વીર કહેવાશો, એમ રાખશો નામ રે. ૨૬
બળિયો હોય તે નવ બોલે, પોતાના ગુણ ગ્રામ રે;
રાવણસુત રણ વઢવા લાગ્યો, ક્રોધ ધરી તે ઠામ રે. ૨૭
બાણતણા સમૂહ મારિયા, અસ્ત્રતણા નહિ પાર રે;
રામ સહિત સુમિત્રાસુત, અહીં મારીશ ઠાર રે. ૨૮
માનવ તે તો મૂઢમતિ હોયે, અમો રાયના તન રે;
વાનર સાથે લક્ષ્મણ હાથે, હણું આજ હું ધન્ય રે. ૨૯
લક્ષ્મણ કહેછે લવ કરતો રહે, રે રે મૂઢ અજાણ રે;
જો જીવતો તું તો જાયે, શ્રીરામચંદ્રની આણ રે. ૩૦
પોતાના કો ગુણ ન ભાખે, જે હોયે અધિકારી રે;
મરતાં સન્નિપાત થયો મૂરખ, મતિ પલટાણી તારી રે. ૩૧
અગ્નિ બાળે તે નવ બોલે, નવ દિનકર કાંઇ ભાખે રે;
સ્વભાવે જે શૂર હોય તે, આપ ક્ષમાવી રાખે રે. ૩૨
લક્ષ્મણજીએ બાણ મેલિયું, ક્રૂર કરીને કોપ રે;
રાવણીયે સામાં ત્રણ મારી, કીધો તેનો લોપ રે. ૩૩
હાહાકાર થયો છે અતિશે, ઘોર પર્વતનો નાદ રે;
રાજપુત્ર બે સિંહ સરિખા, ન પામે વિષાદ રે. ૩૪
ધરતી ધ્રૂજે કાંઇ ન સૂઝે, સરખાં છે પરાક્રમ રે;
એકે આપે નહિ ઓસારો, મારે મો'કમ મરમ રે. ૩૫
ધનુષ્ય આકર્ષીને કીધો, શેષે તે ટંકાર રે;
ખેદ મનમાં પામ્યો ત્યારે, રાવણતણો કુમાર રે. ૩૬
વિભીષણ કહે સુમિત્રાસુત, શિથિલ થઇ તેની કાય રે;
ધનુષ્યટંકાર સહી શક્યો નહિ, જીવતો એ નવ જાય રે. ૩૭
સુખ પામ્યો સુણી સૌમિત્રિ, કરી બાણની વૃષ્ટ રે;
મુહૂર્તમાત્ર તે વિકળ થયો, આવ્યો અતિ અરિષ્ટ રે. ૩૮
તજી વિકળતા તે બોલ્યો, રાવણપુત્ર એમ વાણી રે;
શું કરેછે શા ઉપર, જો વાત મારી જાણી રે. ૩૯

---

૩૬. શેષે–લક્ષ્મણે. (લક્ષ્મણ શેષનો અવતાર છે માટે તેને શેષ કહ્યો છે).

વાનર સહિત ને રામ સહિત, તુંને બાંધ્યો દો આગે રે;
શું સામો આવ્યો વઢવાને, વૈર દીઠે જાગે રે. ૪૦
એવું ભાખી લક્ષ્મણને, સાત મારિયાં તીર રે;
વિભીષણને દશ હનુમંતને દશ, મારે દશ દશ બળિયા વીર રે. ૪૧
સેના સઘળી ત્રાસ પમાડી, ભમાડી આકાશ રે;
રાવણનંદન રોષે ભરાણો, કરે સહુનો નાશ રે. ૪૨
લક્ષ્મણ પરાક્રમ પેખી પ્રૌઢું, મન પામ્યો આનંદ રે;
ભલો રાવણસુત વીંધ્યા વારૂ, હવે રહેજે રાક્ષસ ચંદ રે. ૪૩
તારે શસ્ત્રે ને વિદ્યાએ, હું થયો રળિઆત રે;
ધરી ધનુષ્ય ઉચરે એવું, કરવા લાગ્યો ઘાત રે. ૪૪
બાણ બહુ માર્યાં સૌમિત્રિ, સેના ત્રોડી આખી રે;
તીર તીક્ષણ તેણે તેજે, અંગથી અળગી રાખી રે. ૪૫
મારે મો'કમ અતિશે તેને, દશરથતણો કુમાર રે;
માંહોમાંહે મર્મસ્થાનકે, કરે કોટિ પ્રહાર રે. ૪૬
લઘુલાઘવી વિદ્યા દેખાડે, ગાંજ્યો કોય ન જાય રે;
લક્ષ્મણ જાણે કેશુ ફૂલ્યો, એવા ભાસે કાય રે. ૪૭
શીબલ સરખો સુત રાવણનો, એવા રાક્ષસ રાજે રે;
સિંહ સરિખા શૂર શિરોમણી, રંગે રાઢે છાજે રે. ૪૮
લેઈ તીરે શરીર ઢાંકે, પરમ પ્રવર્ત્યું યુદ્ધ રે;
વિદ્યા વયે ગુણે છે પૂરા, શૂર શિરોમણિ શુદ્ધ રે. ૪૯
એમ આથડતા ભડ ત્યાં વઢતા, વીત્યો છે બહુ કાળ રે;
બેહુએ તે તો શિથિલ થયા રે, વાગ્યાં અસ્ત્ર વિશાળ રે. ૫૦
લક્ષ્મણની તે વા'રે આવ્યો, વિભીષણ બળવાન રે;
હવે હું તો હમણાં એનું, ઉતારૂં અભિમાન રે. ૫૧

---

## કડવું ૩૨ મું.

### ઢાળ.

એવું કહી વિભીષણ વઢે, લક્ષ્મણજીની વા'રે ચઢે;
ગજયૂથ મધ્યે ગજપતિ હોય, અતિશે ઓપે એવો સોય. ૧

---

૪૩. વીંધ્યા–'વિધ્યા' પ્ર. ૧–૨. રહેજે–સાવધ રહેજે. ૪૭. લઘુલાઘવી –ચપળતા. ૪૮. શીબલ–(?)

બાણતણા વરસાવ્યા ઘન, કોપે કીધું ક્રૂર વદન;
સેન મધ્યે બોલ્યો રે વચન, મરે આજ તો માને મન. ૨
એ મુએ મુઓ પરિવાર, રાવણ તે પણ ખાશે હાર;
એને સહુકો મારો માર, પાડો પૃથ્વીતળ મોઝાર. ૩
એનામાંહે એ જુંઝાર, બીજા બહુતો માર્યા ઠાર;
પ્રહસ્ત કુંભકર્ણ ને કુંભ, અકંપન કંપન ને નિકુંભ. ૪
દેવાન્તક નરાન્તક હણ્યા, મહોદર મહાપાર્શ્વ અવગણ્યા;
મકરાક્ષ અને લંબકર્ણ, યૂપાક્ષ વિરૂપાક્ષ પમાડ્યા મર્ણ. ૫
જાંબમાલિ ને ત્રિશિરા, યજ્ઞકેતુ યજ્ઞકોપ માર્યા ખરા;
એ આદે બહુ બળિયા હણ્યા, સેન સહિત સઘળા અવગણ્યા. ૬
ગોપદની પેરે સાયર તર્યા, પાજ બાંધી પ્રભુ ઉતર્યા;
કરનારો તરનારો રામ, તાર્યા પ્રાણ રાખવા નામ. ૭
તે માટે તમો સહુ એને હણો, નામ મુખે રામનું ભણો;
હું કુંવર ભાઇનો ક્યમ હણું, પણ સ્નેહ રામનો મનમાં ગણું. ૮
સહોદર માર્યે લાગે પાપ, રામકામ તે કરવું આપ;
તમો સહુ વઢો એ સંગ, હુંએ ત્યાં વઢું ધરી રંગ. ૯
લક્ષ્મણ એને મારશે ઠાર, હું કહું સાચો પ્રતિકાર;
એવું કહેતાં વાનર રીંછ, શિલા વૃક્ષ લેઇ ધાયા ભીંછ. ૧૦
મારે શાલ તાલ તમાલ, રાવણસુતનો આણે કાળ;
હૂક હૂક કરેછે હરિ, મારે માર ઊંચાં પૂછ કરી. ૧૧
વિભીષણ લઇ આવ્યો ગદા, ઇંદ્રજિત ઓસરિયો તદા;
લક્ષ્મણ પાસે રાઢે ગયો, સુત સુમિત્રા તત્પર થયો. ૧૨
ધનુષ્ય સાંધિયું બળવંત યોધ, મનમાંહે પણ આવ્યો ક્રોધ;
જાણે ત્રિપુર ને ત્રિપુરાર, વૃત્રાસુર ને ઇંદ્ર અપાર. ૧૩
તેમ દશરથસુત રાવણ મન, માંહોમાંહે કરે કદન;
સામસામાં બહુ મારે બાણ, બળિયા છે તે યોધ પ્રમાણ. ૧૪
રાવણસુત વરસાવે મેહ, સુત સુમિત્રા ઢાંક્યો દેહ;
દેવ સહુ થયા દિગ્મૂઢ, હણશે લક્ષ્મણને પ્રૌઢ. ૧૫
ઇંદ્ર વરૂણ વૈશ્વાનર વાય, ઢાંક્યો દેખી દુખિયા થાય;
ત્રાહ ત્રાહ રે રાઘવરાય, એને બળ આપજો કાય. ૧૬

---

૧૦. પ્રતિકાર–ઉપાય. ભીંછ–ભીછરા કેશવાળા(?) ૧૨. રાઢે–વઢવાને.

દીસે દુખિયા વાનર વીર, કૃપા કરજો શ્યામશરીર;
શરજાળનાં ભાજ્યાં તીર, લક્ષ્મણ સ્વસ્થ થયો ધરી ધીર. ૧૭
ધનુષ્ય બાણ ગ્રહીને હાથ, ચાર બાણ મારિયાં સાથ;
ચો બાણે માર્યા હય ચાર, ધડક્યો રાવણતણો કુમાર. ૧૮
લક્ષ્મણ બહુ દેખાડે ભેદ, તેણે તેતો પામે ખેદ;
વાનર સૌંઢ્યા તે સમર્થ, પડ્યા ઉછળી ભાંજ્યા રથ. ૧૯
કરી કાનમાં નાદ અપાર, આવ્યા લક્ષ્મણ છે જે દ્વાર;
લક્ષ્મણે એક બાણે કરી, લીધા પ્રાણ સારથિના હરી. ૨૦
પાળો ચાલ્યો પાડી ચીસ, રથ ભાંજ્યો તે મનમાં રીસ;
હવે હું એનું છેદું શીશ, પાણે રક્ત એનું હું પીશ. ૨૧
માંહેમાંહે અસ્ત્રે કરી, કરે પ્રહાર ક્રોધ મન ધરી;
બાણતણા વરસે વરસાદ, છાયો રવિ જાણે થઇ રાત. ૨૨
ઈંદ્રજિતે ત્રણ શર પ્રચંડ, હણિયો લલાટ જાણે યમદંડ;
લક્ષ્મણનું રક્ત રાજે અંગ, જાણે પ્રગટ્યાં માથે શૃંગ. ૨૩
સાવધાન સૌમિત્રિ થયો, કાઢી બાણને સામો ગયો;
બાણ મુખ માર્યાં તેને પંચ, રીઝ્યો જોઇ તેનો સંચ.' ૨૪
માનવકેરૂં જોજો કાજ, માર્યા બાણ તે લાગી લાજ;
વાનર જય જય જય ઉચરે, કૌતુક કોડે કપિજન કરે. ૨૫
મેઘનાદે ત્રણ માર્યાં તીર, આશ્ચર્ય પામ્યો લક્ષ્મણવીર;
વિભીષણને માર્યા શર ત્રણ ક્રોધ, બાણે કીધા આકળા યોધ. ૨૬
એક એક બાણ વાનરને મુખ, જાણે સઘળા શૃંગી રૂખ;
સુમિત્રાસુતને શોણિત વહે, નીરઝરણની પેરે નવ રહે. ૨૭
માર માર મુખ વાણી કે'ય, વઢે વિભીષણ ઈંદ્રજિત બેય;
માંડે માયા અસ્ત્રે ઘણી, બીજી બહુ વિદ્યા તેતણી. ૨૮
વિહ્વળ કર્યો વિભીષણ વીર, લક્ષ્મણ સામાં મારે તીર;
લક્ષ્મણે માંડ્યો રણસંગ્રામ, હવે હું દેહું તારો દામ. ૨૯
બાણતણો વરસાવે મેહ, પર્વત વૃક્ષતણી પેરે દેહ;
કુબેરે આપ્યું'તું જે બાણ, ઈંદ્રજિતે કાઢ્યું નિરવાણ. ૩૦

---

૧૭. શરજાળ–તીરનો સમૂહ. ૨૧. પાણે—પાણિએ–હાથવતી. ૨૭. શૃંગીરૂખ– શૃંગી ઋષિ–(શૃંગીને માથે એક શીંગડું હતું,) તેમ અહીં વાનરને માથે એક એક તીર છે. ૩૦. પર્વત ઈ૦–વૃક્ષ અને પર્વતની પેઠે દેહ ઉપર બાણનો વરસાદ વરસે છે.

રાક્ષસ એવાં વાયક ભસે, ઇંદ્રજિત એ બાણ તાણશે;
ત્યારે લક્ષ્મણ પ્રાણ છાંડશે, કોણ યુધ પછી માંડશે. ૩૧
મેઘનાદે ચઢાવ્યું ચાપ, લક્ષ્મણે તાણ્યું ધનુષ્ય આપ;
મારય મારય ભાખે નિરવાણ, સાથે મેલ્યાં બહુ બાણ. ૩૨
એકનું એકને વાગ્યું અંગ, ધરા ઢળ્યા થઇ બે ભંગ;
વાનર લક્ષ્મણને જુએ પડચો, રણમાં રાક્ષસપતિ આડવડચો. ૩૩
સેન બે રહ્યાં ખળભળી, બળિયા બેને સાનજ વળી;
ભયંકર કર્યું વળી યુદ્ધ, સરખા શૂરા સરખી બુદ્ધ. ૩૪
લક્ષ્મણ પૂઠે રહ્યા સર્વે દેવ, રક્ષા અર્થે અવશ્યમેવ;
ધન્ય ધન્ય બોલે ઋષિ સહુ, વીરા જય પામે તું બહુ. ૩૫
અમર સહુ કહે કરજોડ, રખે લક્ષ્મણ લાગે ખોડ;
સુરપ્રત્યે સુમિત્રાતન, એણીપેરે બોલ્યો વચન. ૩૬
મસ્તક એનું પાડું મહી, તો પાછો વળું સહી;
અમર અતિ પામ્યા આનંદ, ભલો ભલો લક્ષ્મણ કુળચંદ. ૩૭
તમ વિના એ કોણે મરે, જેહ દુઃખ જગતને કરે;
લક્ષ્મણજી વારતા કરે જદા, ઇંદ્રજિતે મારી એક ગદા. ૩૮
બાણે તે તો ભાજી તદા, સુખ પામ્યા સુર ત્યારે મુદા;
ઇંદ્રજિતને અપશુકન થાય, થરથર ધ્રુજે અતિશે કાય. ૩૯
કાગ શિયાળ સિંચાણા લવે, જાણે જે હું ભીખ્યો ભવે;
ગુહું ગુહું વાણી સુણો કાં નહિ કાન, નાકઅણી ન દેખે તે સ્થાન.૪૦
મન માંહે મનેછે શોક, મુઓ હું મુઆ સર્વે લોક;
નિકુંભલાએ થયો નહિ હવન, તેણેકરી મારશે માનવતન. ૪૧
લક્ષ્મણજી શોભે જાણે ભાણ, સાંધી ધનુષ્ય કાઢિયું બાણ;
ઇંદ્રે જે આપ્યું હતું તીર, વેગે તે જાણે સમીર. ૪૨
અગ્નિસમું સુવર્ણમય સાર, મારે તેનો ફેડે ઠાર;
વર્જ સરિખું છે અપાર, સુત દશરથ કોપ્યો નિરધાર. ૪૩
બાણને કહે લક્ષ્મણ ઇશ, જઈ છેદે શત્રુનું શીશ;
આટલા દહાડા રાખ્યું જેહ, આજ કાર્ય આવ્યું તેહ. ૪૪
તાણી તે મેલ્યું જેટલે, રાવણસુત હણ્યો તેટલે;
મસ્તક પડિયું મહી મોઝાર, કુંડળ કાન મુકુટ શ્રીકાર. ૪૫

૩૯. મુદા-હર્ષથી.

કમળ ચૂંટી નાખે જેમ, માથું તેનું પડિયું તેમ;
ચંદ્રમા ચૂંટયો જાણિયે, વળી વળી શું વખાણિયે. ૪૬
શોણિત ચાલે સેનાપતિ પડ્યા, છાંટા જઇ લક્ષ્મણને અડ્યા;
ધડ શિર પડ્યું તે ભોમ, અમર આનંદ પામ્યા વ્યોમ. ૪૭
ધન્ય ધન્ય લક્ષ્મણજી ધન્ય, અતિ આનંદ પામ્યા સુરમન;
દેવનો શબ્દ જયજય હુઓ, એ મરતે હવે રાવણ મુઓ. ૪૮
વાનર ગાજ્યા હરખ્યા અપાર, લક્ષ્મણને કર્યો નમસ્કાર;
ભલા ભલા સૌમિત્રિ તમો, આજ આનંદ પામ્યા અમો. ૪૯
વિભીષણ હનુમંત રીંછરાય, સહુ ગુણ લક્ષ્મણના ગાય;
અનુપમ એ કાર્ય કર્યું, સે'જે સહુનું દુઃખ હર્યું. ૫૦
શેષ વિના એવું કોણ કરે, જે અવનિ ફેણ ઉપર ધરે;
ક્ષુધા તૃષા નિદ્રા પરહરે, તે વિના ક્યમ એવો મરે ? ૫૧

---

## કડવું ૩૩ મું.

### રાગ જીતમાન.

રાવણસુતનું સેન વેરાણું, જાણે ભાગ્યું વા'ણ;
વસાંણાં સર્વે વેરાએ, તેમ પડ્યું ભંગાણ. ૧
સાગરમાંહે નાઠા નિશાચર, અધમુઆ અધસસતા;
પર્વતમાંહે પેઠા નાશી, દેખે નહિ તેમ ખસતા. ૨
કુંવર કેરા રક્તતણા, લક્ષ્મણને લાગ્યા છાંટા;
વાનર કહે કેસરી ગજ હણે, તેમ તમો અહિંયાં ખાટયા. ૩
વિભીષણ કહે હવે સહુ આપણ, સીતાપતિ કને જઇએ;
સમાચાર સમર્પો સુધો, આજ ઓશિંકળ થઇએ. ૪
હનુમંત જાંબવાનને ગમિયું, લક્ષ્મણને તે વચન;
વેગે ત્યારે વહીને આવ્યા, જ્યાંકણ જગજીવન. ૫

---

૫૧. ક્ષુધા ઇ૦—લક્ષ્મણે ક્ષુધા, તૃષા અને નિદ્રા જીતી હતી. બીજી જગોએ એમ સાંભળ્યું છે કે જેણે ચૌદ વરસ સુધી બ્રહ્મચર્ય રાખી નિદ્રા જીતી હોય તેનાથી ઇંદ્રજિત મરે. લક્ષ્મણ એવો હતો માટે તેનાથી ઇંદ્રજીત મુઓ. ૩. ખાટયા—લાભ પામ્યા. ૫. જ્યાંકણ—જ્યાં આગળ.

ગાઢે તે ગાજતા આવ્યા, જ્યાં બેઠા રઘુનાથ;
મરજાદાએ વાનર ઊભા, રહ્યા જોડી હાથ. ૬
લક્ષ્મણ પાસે સહુએ જઇને, સામો વિભીષણ વીર;
રામ પૂછે રાવણભ્રાત કહે, સાંભળો શ્યામશરીર. ૭
લક્ષ્મણજી સાથે ગયા અમો, નિકુંભલા હોમશાળ;
અધવચ હોમ રહ્યો એનોજી, તેણે આવ્યો કાળ. ૮
લક્ષ્મણજીએ પછે કીધું, પરાક્રમ તેણે ઠામ.
તે કહ્યું કોણે નવ જાયે, ભયંકર સંગ્રામ. ૯
બાણે કરીને મસ્તક પાડ્યું, હણ્યો રાવણસુત શૂર;
શેષ વિના કોણે જીતાએ, જેણે હર્યું ઇંદ્રનું નૂર. ૧૦
એવું કહેતાં આનંદ પામ્યા, રીઝયા રાઘવરાય;
લક્ષ્મણ અંક ઉપર બેસાર્યો, ભલો ભલો કહી ભાય. ૧૧
શીશ સુંઘી સૌમિત્રિનું, દીધું આલિંગન;
ઠામ ઠામ તે વહે બાણનાં, શોણિત ચાલે તન. ૧૨
રાઘવજી તે જોઇને રે, શોક કરેછે મન;
વળી કહે વારૂં થયું જે, પામ્યો એ પતન. ૧૩
એ માર્યો તે મોટું કીધું, પરાક્રમ પરમ પવિત્ર;
વીરા મારા શું વખાણું, તારી વાત વિચિત્ર. ૧૪
રાવણ કેરી જોડજ ભાગી, હણ્યો પેહેલો કુંભકર્ણ;
તેં વળી એ કુંવર બળિયો, પમાડ્યો ત્યાં મર્ણ. ૧૫
સીતા પામશુ દુઃખ વામશુ, થાપશું વિભીષણ ઠામ;
હવે રાવણ નોધારો છે, હણું હું સંગ્રામ. ૧૬
રાવણસુતના પ્રા'ર પડ્યા છે, લક્ષ્મણતણે શરીર;
શલ્ય તેને ત્યાં પીડે છે, તવ બોલ્યા શ્રીરઘુવીર. ૧૭
સુષેણને કે' વિશલ્યા ઔષધી, લક્ષ્મણ અર્થે લાવો;
વિભીષણે સુગ્રીવ સોંપડ્યો, વેગે કરી વળાવ્યો. ૧૮
ઓળખી ઔષધિ લેઈ આવ્યો, વિશલ્ય કરણી જેહ;
સુમિત્રાસુતને ગંધાવી, દિવ્ય થઈ તવ દેહ. ૧૯
વાનર જે જે વિકળ થયા'તા, તે તેને ગંધાવી;
સહુ તે તો આનંદ પામ્યા, સેના અતિ સોહાવી. ૨૦

---

૨૦ ગંધાવી–સુંઘાડી.

હવે રાવણ પાસે રાક્ષસ રોતા, આવી કરે આક્રંદ;
ઈંદ્રજિત લક્ષ્મણે માર્યો, જે હુતો કુળચંદ. ૨૧
એવું કે'તાં થયો અણમણો, સાચે સુતને માર્યો;
સેવક કે'છે સ્વર્ગલોક તો, નિશ્ચે દેહ પધાર્યો. ૨૨
અચેત થઇ અવનિએ પડિયો, વલખું વિપરિત અંગ;
પ્રધાને જ્ઞાન કહીને ઉઠાડયો, તમો થયા કાં ભંગ. ૨૩
અધમુઓ એમ ઓચરે આતુર, કુંવર મારા આવો;
મુજને સદા ઉપજાવતો આનંદ, આજ કાં રોવરાવો. ૨૪
આંખે વીશે રીસે આંસુ, ચાલે છે તે પાણી;
સભામાં સહુ રોવા લાગ્યું, હા હા વરતી વાણી. ૨૫
મારી પે'લાં તું મૃત્યુ પામ્યો, અનુક્રમ નહિ એહ;
લક્ષ્મણ રહ્યો રામ રહ્યા સુગ્રીવ, તારો પડિયો દેહ !! ૨૬

## રાગ પરજીઓ.

કુંવર આવો રે કુંવર આવો રે, મુજને કહી તાત આજ બોલાવો રે. કું૦
તુજ મરતે દેવ સુખ પામ્યા, આગે જીત્યો જે સુરરાય;
વા'લા મારા માનવ મંદે, તું માર્યો કેમ જાય. કુંવર૦ ૨૮
યુવરાજ પદવી કોણ પાળે, કોણ ટાળે તું વિણ શોક;
તું મરતે હવે હરખ હણાણું, હું જીવું તે ફોક. કુંવર૦ ૨૯
તારી માતા કેમ જીવશે, વારિ વિના જેમ મીન;
વધૂનું મુખ જોયું કેમ જાશે, તુજ વિના થાશે હીન કુંવર૦ ૩૦
હવે હું તો સીતા મારૂં, જે નિમિત્ત તું હણિયો;
મુજ માટે તું મરણ ગયો, હવે હું રહ્યો તારો રણિયો. કુંવર૦ ૩૧
કાલાવાલા કરે ઘણેરા, રક્ત થયાં લોચન;
ધારા ચાલે કુંવર સાલે, હાથે કૂટે તન. કુંવર૦ ૩૨
શિખામણ સદા સુત દેતો, લેતો સહુના દંડ;
કાળતણો કાળ તો હુતો, વશ કર્યું બ્રહ્માંડ. ૩૩
શોકસાગરમાંહે પડયો, ઊર અંગીઠી લાગી;

---

૨૬. રામ ઇ૦—રામ અને સુગ્રીવ પણ જીવતા રહ્યા અને તારો દેહ પડયો, એ શું આશ્ચર્ય છે! ૨૯. હણાણું—(હરખ). હરખ શબ્દ નરજાતિ છતાં કવિએ અહીં સુખ દુઃખની પેઠે નાન્યતર ગણ્યો છે.

તુજ વિના હું કેઇ પેરે છુટું, ગત્ય મત્ય સઘળી ભાગી. ૩૪
અંગ ધ્રૂજે કાંઇ ન સૂઝે, અરપરૂ નિહાળે;
નેત્રે અવલોકે સભામાં, દાસ જાણે રખે બાળે. ૩૫
પાવક સરખી ચક્ષુજ દીસે, લોહી આંસુડાં ખોલે;
કુંવર માર્યો તો શું કીજે, નહિ કો મારે તોલે. ૩૬
પ્રધાન પ્રત્યે રાવણ કે'છે, મેં તપ કીધું સહસ્ર વર્ષ;
બ્રહ્મા પ્રસન્ન થઇને આવ્યા, હૈડામાંહે હર્ષ. ૩૭
દેવ દાનવ વિદ્યાધર કિન્નર, તેથી ભય નહિ તુજને;
વળી એક સહના આપુંછું, જો આરાધ્યો મુજને. ૩૮
તે સહના પે'રીને જાઊં, મારૂં લક્ષ્મણ રામ;
અંગ છતાં આયુધ નહિ વાગે, જઇને ફેડું ઠામ. ૩૯
ધનુષ્ય વિરંચિએ આપ્યું છે, સૂરજ સમોવડ તેજે;
તે ખેહું કરો વઢવા જાઊં, કુંવર કેરે હેજે. ૪૦
પે'લો જઇને સીતા મારૂં, જે માટે સુત મરાણો;
ખડ્ગ લેઇને અશોકવનમાં, રોષે રાય ઉજાણો. ૪૧
રાક્ષસ કે'છે માંહોમાંહે, રામ સીતા ઉગરશે;
નિરાધાર એ રાજા આપણો, રામને હાથે મરશે. ૪૨
સીતાએ શીશ ઉઘાડે, દીઠો રાવણરાય;
સુતશોકે મારશે મુજને, થર થર ધ્રુજે કાય. ૪૩
અભાગિણી હું અતિ પાપિણી, અનાથની પેરે હણશે;
મુજમારયે મરશે નહિ રે, રામ લક્ષ્મણને અવગણશે. ૪૪
મરણ સુણી માતા રાઘવની, તજશે તે ત્યાં દેહ;
મંથરા દાસી અને કૈકેયી, સુખ પામશે બેહ. ૪૫
અયોધ્યા આખુંએ મરશે, રામને શોકે ગામ;
કોને કહું જે મૃગ દેખીને, મન રહ્યું નહિ ઠામ. ૪૬
હનુમંતે મુજને કહ્યું માતા, તેડી રામને સમર્પું;
રાવણ મારૂં હઠે ન હારૂં, રાજ એનું અન્યને અર્પું. ૪૭
તેનું કહ્યું કર્યું નહિ તો, હવે મારશે પાપી;

---

૩૫. દાસ ઇ૦–સેવક જાણે કે રખેને ક્રોધથી સહુને બાળી નાખશે એવું રાવણ જોતો હતો. ૩૮. સહના–કવચ. ૪૦. ખેહું કરો–નાખી મૂક્યું છે તેને તૈયાર કરો.

શું કરું જો સત્ય જાય નહિતર, ભસ્મ કરું એને શાપો. ૪૮
સુપાર્શ્વે રોતી દેખી, રાવણનો સાહ્યો હાથ;
નારી માર્યે લજ્જા જાશે, અઘટતું એ નાથ. ૪૯
ખોડ તમને ઉપજશે જી, એ માર્યે ઇંદ્રિજિત ન આવે;
સર્વ ગુણે સંપૂરણ છો તો, એવી મતિ કાં આવે ? ૫૦

---

## કડવું ૩૪ મું.

### રાગ ધન્યાશ્રી આડોતાળ.

સુપાર્શ્વ કહે રાયજી રે, અબળા અવધ્ય કહેવાય;
સહુથકી મોટા તમો રે, માર્યે મહિમા જાય. ૧

### ઢાળ.

માર્યે મહિમા જાયે રાયનો, સહુકો કાઢે વાંક;
હત્યા લાગે ભરમ ભાગે, કહે રામ જો એ રાંક. ૨
રૂપવંત એ કામિની, પ્રેમે કીધું હરણ;
અંગિકાર કરીને લાવ્યા, તેને ઢાળિયે કેમ ધરણ. ૩
નીતિ ન્યાય જાણો તમો, અનેક વિધવા ધર્મ;
રણમાં રામને રીસે મારો, ક્રૂર કરીને કર્મ. ૪
વચન ગમ્યાં પ્રધાનનાં, હવે દશરથસુત હણું સહી;
વેરી મારો કેમ રહેશે, ક્રૂર કરીને મારીશ તહીં. ૫
એવું કહી ખડ્ગ સંવર્યું, આવ્યો સભા મોઝાર;
સુતમુઓ સુણી રહ્યો પોતે, જાણ્યું રખે જાણે નાર. ૬
સેવકને દીધી આગન્યા, રણમાં જાગો શૂર;
પૂઠેથી હું આવુંછું, તમો મારો માનવ ભૂર. ૭
હસ્તી રથ અશ્વ ઉંટે, રાક્ષસ થઇ આરૂઢ;
રણમાંહે તે આવિયા, જ્યાંકણ ગરડારૂઢ. ૮
રૂધિરની નદી વહેછે, જ્યાં વઢયો મેઘનાદ;

---

૧. અવધ્ય–નહિ મારવા યોગ્ય. ૫. ક્રૂર કરીને–ક્રૂર કર્મ કરીને. ૬. સંવર્યું–પાછું મ્યાન કર્યું.

આ માર્યો છે તેહનું, વેર વાળીએ આહ્‌લાદ. ૯
રાક્ષસ આવ્યા ઉરભર, તવ ધસ્યા રઘુનાથ;
હવે હું મારૂં સહી, સર્વને એકે હાથ. ૧૦
બાણે ઢાંકયા રામને, રાક્ષસનો નહિ પાર;
શરજાળ ભાંગી પ્રકટયા રે, સ્વામી જગદાધાર. ૧૧
હસ્તી રામે મારિયા, સહસ્ર ને પંચવીશ;
બે ક્રોડ પાળા અશ્વ પાલખી, વેગે હણ્યા આણી રીસ. ૧૨
સાઠ સહસ્ર જે રથ ભાગ્યા, સુત જોધ માર્યા ઠામ;
વાનર આનંદ પામિયા, જુઓ પ્રભુ કેરાં કામ. ૧૩
રૂધિર ચાલે અતિ ઘણું, માંસના કર્દમ થયા;
અધમુઆ ને અતિશે પીડયા, રાવણની પાસે ગયા. ૧૪
સ્વામી સુતની પાસે પધાર્યા, મોકલ્યા'તા જેટલા;
અમો કહેવા કારણ મૂકયા, જીવ્યા આવ્યા એટલા. ૧૫
નીચું જોઇ રાય કહે, માનવનાં જુઓ કાજ;
કુંવર સેન પ્રધાન માર્યા, ગઇ અમારી લાજ. ૧૬
ઘરમાંહે નારીએ, સાંભળી સર્વે વાત;
કુંવર માર્યો નાદ ઉતાર્યો, જઈ મળ્યો વિભીષણ ભ્રાત. ૧૭
તેણે ભેદ કહીને ભંજાવ્યું ઘર, મળ્યો માંહે મંદ;
રામની નારી લઈ આવ્યો, મૂઢ પડવા ફંદ. ૧૮
રૂએ ને કરે વારતા, લંકામાંહે નાર;
રામને જઇ મનાવત તો, મરત નહિ પરિવાર. ૧૯
જેણે રામે તાટકા મારી, તારી અહલ્યા કામિની;
સુબાહુ માર્યો જાગ કરાવ્યો, લાવ્યો સીતા ભામિની. ૨૦
તાતવચને વન વસ્યા, વિરાધ રાક્ષસને હણ્યો;
પંચવટીએ પછે રહ્યા, મહિમા વધાર્યો તેતણો. ૨૧
રાવણની ભગિની ત્યારે કહે, રાખો મુજને રામ;
નાક કાન વાઢયાં તેનાં, ચૌદ સહસ્ર માર્યા ઠામ. ૨૨
નાસિકા વિના કાન વિના, ભગિનીએ ભંભેર્યો ભ્રાત;

---

૯. આહ્‌લાદ–આહ્‌લાદથી–ઉમંગથી. ૧૦. ઉરભર–છાતીએ હામ રાખીને. ૨૦. જાગ–(વિશ્વામિત્રનો) લાવ્યો–(સ્વયંવરમાંથી).

સીતા હરી રાવણ આવ્યો, કીધી કૂડી વાત. ૨૩
રામ લક્ષ્મણ રોયા ઘણું, પછે મળ્યા સુગ્રીવરાય;
વાલી મારી આપી નારી, ઉલટ અંગ ન માય. ૨૪
પાજ બાંધી પધાર્યા, માર્યા રાક્ષસ અતિ ઘણા;
વાનરની સેના ઘણી પણ, રામ લક્ષ્મણ એ જણા. ૨૫
કુંભકર્ણ માર્યો ઇંદ્રજિત માર્યો, હવે મરશે રાવણરાજ;
દૈવ દીસે દૂબળો, એનું વણસશે સર્વે કાજ. ૨૬
બ્રહ્માએ ને મહાદેવે, વર આપ્યાં હતા જેહ;
દસ સહસ્ર વર્ષે તપ કર્યું, રાવણે આણી નેહ. ૨૭
માગ્ય માગ્ય રે રાવણ તું તો, કહ્યું નહિ કોથી મરણ;
દેવ દૈત્ય યક્ષ રક્ષ કિન્નર સહુ, રહે મારે શરણ. ૨૮
કો તુજને છતશે નહિ, વિરંચિ કહે સત્ય;
માનવથી મૃત્યું તાહરું, વિચારી જો ગત્ય. ૨૯
રાવણે કહ્યું ભલું, જીવ માનવ કેઇ માત્ર!
જેને હું તો હઠે મારું, શિથિલ હોયે ગાત્ર. ૩૦
તે માનવ એ રામ આવ્યા, ઇંદ્રજિતનો કર્યો નાશ;
રૂવે કૂટે એમ કહી, કો કરે રાક્ષસી હાસ. ૩૧
હવે એક રાવણ રહ્યો, તે તજશે પ્રાણ;
મંદોદરી સુત મુઆ સુણીને, નહિ જીવે નિરવાણ. ૩૨
એમ નગરમાં ઇંદ્રજિતને, શોકે નર ને નાર;
રૂવે છે તે અતિઘણું, અત્યંત વરણ અઢાર. ૩૩
રાવણે તે સભામાંહે, જોયા સઘળા જન;
નેત્ર જાણે બાળશે, એવો દીસે દશવદન. ૩૪
મહોદર ને મહાપાર્શ્વ, ત્રીજો ત્યાં વિરૂપાક્ષ;
રણમાં જાઓ વાનર ખાઓ, એ વચન મારૂં રાખ. ૩૫
અપાર કહીને ઉઠિયો, જુઓ અમારાં કાજ;
ઇંદ્રજિતનું વેર વાળી, આવશું અમો આજ. ૩૬
રાવણ મનમાં મોદ પામ્યો, તમારી તે આશ;
કહોછો તેમ સહી એ કરશો, પામશે તે ત્યાં ત્રાસ. ૩૭
ત્રુએ સાથે આલિંઘું, સુપાર્શ્વ સુણ વાયુ;

---

૩૬. અપાર–એવું એવું ઘણું.

રાક્ષસ લંકામાંહે જીવતા હોયે, કરો તેને જાણ. ૩૮
હવે રાજા પોતે રણમાં, જાય છે નિરધાર;
સહથિયાર સહુ આવજો, નહિતર મારીશ ઠાર. ૩૯
રથ મારો સજ કરો, ઉગર્યા તે આવો સહુ;
આટલા દિનનું ઉરણ થાઓ, ધાન જે ખાધું બહુ. ૪૦
સુપાર્શ્વે નર સહુને, તેડ્યા બાળ ગોપાળ;
રથ આયુધ સજ કરી, આવિયો તે તત્કાળ. ૪૧
અશ્વ આઠ તે જોતર્યા, સારથિ બેઠો શુભ લાગ;
રાય આવી પીંજણિયે, પરઠિયો જવ પાગ. ૪૨
છીંક ખાધી રથે બેસતાં, અપશુકન થયા અપાર;
કોઇ કહેછે આજ જાયે, તે નિશ્ચે પામે હાર. ૪૩
સુપાર્શ્વ સર્વ સાજ સજી, રહ્યો રાયને સંગ;
મહોદર મહાપાર્શ્વ અશ્વે ચઢી, રહ્યા આણી રંગ. ૪૪
વિરૂપાક્ષ પાડે ચઢ્યો, ગર્ધવ ચઢ્યો છે કોય;
ઉંટે વેસર હસ્તી વાઘે, સિંહે ચઢિયા સોય. ૪૫
ધનુષ્ય ઉંચાં કર્યાં છે, કો રાક્ષસ રાક્ષસ ઉપર ચઢ્યા;
કાળમેઘ સરિખા ઉપરા ઉપરી, જઇ આકાશે અડ્યા. ૪૬
સહના ટોપ હથરોટા પે'ર્યા, ખડ્ગ ખેટક પાણ;
સાંગ તોમર ભાલા ભોગળ, અનેક મૂકે બાણ. ૪૭
લંકામાં જન જે હતા, તે નીસર્યા સંઘાત;
નગરમાંથી નીસરતાં, આવ્યો રૂધિરનો વરસાત. ૪૮
સૂર્યે ઝાંખો થાવા લાગ્યો, દિશ ન સૂઝે એક;
વીજળી ઝળકે નાગ સળકે, વાટમાંહે વિવેક. ૪૯
અશ્વ તે તો આખડે, મંદ દીસે રાક્ષસા;
ધ્વજાએ કાગ સિંચાણા બેસે, શિયાળ ને લવે સસા. ૫૦

---

૪૦. ઉરણ—ઋણ ફેડવાપણું. અર્થાત્ મારૂં અન્ન ખાધું છે તે ઋણમાંથી તમો આજ મારે અર્થે સંગ્રામ કરીને મુક્ત થાઓ. ૪૫. વેસર—ખચ્ચર.

સ્વામી સઘળા રાક્ષસ માર્યા, સાંભળ્યું રાવણરાય રે. ૬
રાવણ કહેછે એ સેનાનું, મૂળ છે રઘુનાથ રે;
લક્ષ્મણ સુગ્રીવ થઇ તો એ છે, સીતા વાનર ડાળી સાક્ષાત રે. ૭
તે માટે મૂળ રામને છેદું, શત્રુવૃક્ષ સૂકાશે રે;
પછે સીતા મારી નારી, નિશ્ચે તો ત્યાં થાશે રે. ૮
એવું કહીને નાદ કરીને, ચલાવ્યો તે રથ રે;
રામસેન સમીપે આવ્યો, રાવણ જે સમરથ રે. ૯
નાનાવિધનાં વાજિંત્ર વાજે, નફેરી નિશાણ રે;
વિભીષણને પૂછે પ્રેમે, સ્વામી શારંગપાણ રે. ૧૦
દશ મસ્તક ભુજ વીશ મનોહર, પ્રૌઢો પર્વત સરખો રે;
એ તો અતિશે અદ્ભુત દીસે, નવ જાયે તે નરખ્યો રે. ૧૧
વિભીષણ કહે વિશ્વંભરજી, એ તે રાવણ રાણો રે;
ભ્રાત અમારો સુરનો વેરી, અધિપતિ એ વખાણો રે. ૧૨
મણિમય મુકુટ મનોહર દશશિર, રથ બેઠો રાજાન રે;
એ મરે તો કોય નહિ જે, આવે આણે સ્થાન રે. ૧૩
રામ પ્રસન્ન થયા મનમાંહે, હવે કરૂં હું અંત રે;
ચોર સીતાનો વેરી મારો, સંતાપે છે સંત રે. ૧૪
એવું ભાખી રાવણ ઉપર, ચાપ ગ્રહી હણ્યું બાણ રે;
ત્રણ ભાસે રાવણે ભાંગ્યું, માર માર કહે વાણ રે. ૧૫
રામને તે કરે આકળા, આવ્યો લક્ષ્મણ યોધ રે;
હું વડું ભાઇજી એનું, પેહેલું કરૂં નિષેધ રે. ૧૬
લક્ષ્મણ તું તો જારે જીવતો, એમ બોલ્યા લંકેશ રે;
હઠે હણશે તુને હમણા, કાય પામશો ક્લેશ રે. ૧૭
લક્ષ્મણ કહેછે રે'રે મૂરખ, મરવા મન છે તારૂં રે;
અમો રાજા અયોધ્યાના, હઠે ચઢ્યા નવ હારૂં રે. ૧૮
તું મોઢે બોલે મોટાઇ, નાદ ઉતારૂં આજ રે;
કર રે પરાક્રમ રાવણ પે'લું, જોવું તારૂં સાજ રે. ૧૯
એવું કહેતાં લક્ષ્મણને તેણે, અસંખ્ય માર્યા તીર રે;
ઢાંક્યા સુગ્રીવ હનુમંત અંગદ, જાંબવાન વિભીષણ વીર રે. ૨૦

---

૧૬. પેહેલું ઇ૦—હું એનું પ્રથમ નિષેધ કરૂં—નિષેધ કરવા રૂપ કર્મ કરૂં. અર્થાત્ એને વાર કે મારૂં.

અસ્ત્રે ઢાંકયા અતિશે બળિયા, ભાજ્યાં સઘળાં બાણ રે;
લક્ષ્મણે તે અતિશે હણિયા, ઇંદ્રિવજ પ્રમાણ રે. ૨૧
વાનર માર્યા લંકાપતિએ, સહસ્ર ને પંચાસ રે;
ઉંચાં પૂછ કરી કપિ નાઠા, પરમ પામિયા ત્રાસ રે. ૨૨
લક્ષ્મણે એક ત્યાં સાંગજ મારી, રાવણને લલાટ રે;
સીતાતસ્કર ક્યમ મેલું પાપી, કાપી શિર વાળું ડાટ રે. ૨૩
વૃક્ષનાં ફળ પડે કવાયે, તેમ મસ્તક તારાં કાપું રે;
આજ હવે રહેજે ઊભો, અંતકને કર આપું રે. ૨૪
એમ કહીને બાણ મારિયાં, રાવણ સામાં સાર રે;
એકે ઓસારો નવ આપે, હઠે ચઢ્યા નવ હાર રે. ૨૫
રામે જાણ્યું વડી વારનો, વઢે ત્યાં મુજ ભ્રાત રે;
આવી આયુધ માર્યો મોકમ, રાવણને વિખ્યાત રે. ૨૬
રાવણે બાણ માર્યો અતિશે, જાણે આવ્યો ઘન રે;
જાણે તારા પડેછે ત્રુટી, વિપરીત દીસે દન રે. ૨૭
રામજીએ મંત્ર ભણીને માર્યો, અત્યંત અસ્ત્ર અનુપ રે;
આકળો કીધો અતિ પાપી, લંકાનો જે ભૂપ રે. ૨૮
વાનર કે'છે ધન્ય રામજી, તેમ તેમ તાણી મૂકે રે;
સેના ત્રોડી શોણિત ચાલ્યું, રાઢે અસ્ત્ર નવ ચૂકે રે. ૨૯
ધનુષ્ય જાણે ઉંમાડિયું તે તો, વિ ત્ સરખાં તીર રે;
રાવણ રામ વઢે છે વસમા, ઢાંકે બેય શરીર રે. ૩૦
જાણે ઇંદ્ર વૃત્રાસુર વઢે છે, સરખે સરખા સાથી રે;
કે જાણે હાથણી અરથે, વળગ્યા છે બે હાથી રે. ૩૧
રાવણે ભોગળ બહુ નાખી, રામે ભાજી તેહ રે;
સામા ભાલા મારી વેધ્યો, મહાપાપીનો દેહ રે. ૩૨
રૂધિરની તે ધારા ચાલે, વૈતરણી સરખું દીસે રે;
કાગ કૂતરા કાયા કરડે, તેહતણાં મન હીસે રે. ૩૩
રામને એક મુદ્ગર માર્યું, એવે આવ્યો લક્ષ્મણ ભાઇ રે;
સાથે સુગ્રીવ ને વિભીષણ, આવ્યા તે ઉજાઇ રે. ૩૪

---

૨૪. કવાયે—ક વખતના પવનના ઝપાટાથી. અંતક કાળ. ૨૫. હાર હારખાય નહિ. 'હારે' એવો પાઠ છે. ૨૭. દન—દિન.

લક્ષ્મણે તે એકે તીરે, ધ્વજાદંડ ઉડાડ્યો રે;
આઠ બાણે હણ્યા આઠ ઘોડા, સાતે સારથીને પાડ્યો રે. ૩૫
દશે રથને પૂરો ભાંજ્યો, છેદ્યું પાંચે ચાપ રે;
પાળો તે ત્યાં રાવણ કીધો, ઉકાંટો ચઢ્યો આપ રે. ૩૬
સાંગ એક ત્યાં મારી મોટી, વીર વિભીષણ હણવા રે;
શરણ રહ્યું જઈ સૌમિત્રિને, લાગું રામ લક્ષ્મણ ભણવા રે. ૩૭
ત્રણ બાણે આવતી સાંગ તે, ભાંગી લક્ષ્મણ વીર રે;
વિભીષણની રક્ષા કીધી, સુમિત્રાસુત રણધીર રે. ૩૮
રાવણ કહેછે અરે લક્ષ્મણ, મારૂં નહિ હું તુંને રે;
વિભીષણનું મસ્તક છેદું, આપ્ય અળગો કરી મુને રે. ૩૯
તું તો તાત વિના વનવાસી, વેર નહિ તુજ સાથે રે;
રામચંદ્ર તો શત્રુ મારો, તુંને નહિ મારૂં હાથે રે. ૪૦
બળિયો હોયે તે સંઘાતે, હું કરૂં સંગ્રામ રે;
વિભીષણ કાઢી આપીશ તો, નહિ લેઉં તારૂં નામ રે. ૪૧
નહિતર મારીશ હમણા મો'કમ, પાડીશ પૃથ્વી મોઝાર રે;
એવું વાયેક શ્રવણે સાંભળી, બોલ્યો દશરથકુમાર રે. ૪૨
રહે રે મૂરખ રાવણ રાંક, (અમો) ન આપું વિભીષણ કાઢી રે;
લંકા એને અચળ આપશું, દશે શિર તારાં વાઢી રે. ૪૩
શરણ આવે તેની સહાય કીજિયે, મેલ્યાં અસ્ત્ર હું ભાંજુ રે;
બીહાવ્યો બીહું નહિ કોનો, કોથકી નવ ગાંજું રે. ૪૪
રાવણ રથ ઉત્તમ આણાવી, ઉપર બેઠો રાજન રે;
લક્ષ્મણ (તેં) કહ્યું નથી માન્યું, હવે જોઇશ જમસદન રે. ૪૫
એવું ભાખી સાંગ નાખી, સૂરજતેજ સમાન રે;
સૌમિત્રિએ કડકા કીધા, મા'બળિયા બળવાન રે. ૪૬
લક્ષ્મણે પ્રહાર કર્યા તેને, અસ્ત્રતણા કઠોર રે;
માંહોમાંહે અસ્ત્ર આથડે, સર્પ અને જાણે મોર રે. ૪૭
રાવણને તન રૂધિર ચાલે, લક્ષ્મણને પણ ચાલે રે;
શસ્ત્રે તેનાં શરીર છાયાં, ચાપ બેનાં હાલે રે. ૪૮
(અસ્ત્રે) અનેક વાનર અનેક રાક્ષસ, ભોમ પડ્યા થઇ ભંગ રે;
રૂધિરનદી વહે પૂરે પ્રૌઢી, તેણે તાણ્યા પ્લવંગ રે. ૪૯

૩૯. અળગો કરી—જૂદો કાઢીને.

ધાક પડી ધીરજ સહુ છાંડે, મારે લક્ષ્મણ માર રે;
વિભીષણ વાનર તે રીઝયા, સ્વામી દેવ મુરાર રે. ૫૦

---

## કડવું ૩૭ મું.

### રાગ ગોડી.

રાવણને રીસ ચઢી અતિશે, માનવ મારે અત્ય;
તેણે સમે સાંગ એક કાઢી, કોપ્યો લંકાપત્ય. ૧
મણિજડી હેમમય અદ્‌ભૂત, ઘંટ ઘુઘરા વાજે;
સૂરજ સરખી તેજમય, તે હાથ રાવણને છાજે. ૨
અમર સહુ તે જોવા આવ્યા, બેશી દિવ્ય વિમાન;
વાનર સઘળા વિસ્મય પામ્યા, જાણે બીજો ભાણ. ૩
મયદાનવે આપી'તી તે, બ્રહ્મદંડ જાણે એહ;
ઈંદ્રિવજ્ર સરખી ઉગામી, લક્ષ્મણ ઉપર તેહ. ૪
પાડય પૃથ્વી શત્રુ મારાને, જે મારે છે મુજ;
આજ અર્થ આવ્યું છે મારે, કહુંછું તેણે તુજ. ૫
ગડગડતી ગાજીને મારી, સૌમિત્રિને સાંગ;
અતિશે તે તો વાગી વેગે, શિથિલ થયું સર્વ અંગ. ૬
પડયો વૃક્ષતણી પેર વસુધા, છેદ્યું જાણે મૂળ;
રૂધિર વહે સહે નહિ કાયા, સબળ સાંગનું શૂળ. ૭
પ્રાણ રહિત પડયો તે જાણિયે, એવો થયો અચેત;
દંત બંધાણા ગતમત ભાગી, મુખ થયું અતિ શ્વેત. ૮
દૈત્યે જાણ્યું દેવ મારિયા, પાસે રહ્યા પ્લવંગ;
રામચંદ્ર દુઃખ ધરતા આવ્યા, સુણી ભ્રાતનું નામ ભંગ. ૯
સમીપે આવી શોક ધરેછે, વીરા બોલો વાણી;
રાવણ રોતા રાઘવ જોઇ, તીર મૂકેછે તાણી. ૧૦
રામે જાણ્યું આણે અવસર, શોક ધરૂં તે ફાંસુ;
સાંગ શરીર માંહેથી હું કાઢું, બળે કરી ઉકાંસુ. ૧૧
વાનરને કહે વિશ્વંભર, સાંગ કાઢોને ભ્રાતા;
અનેક વાનર આકર્ષે, અતિ મા'બળિયા મદમાતા. ૧૨

---

૫. રાવણ તે સાંગને કહેછે પાડય ઈ૦.

## કડવું ૩૫ મું.

### રાગ આશાવરી.

વલખું થયું વદન છે, ફરક્યું વામ લોચન છે;
તન તે ધ્રુજ્યું અતિશે રાયનું રે. ૧

### ઢાળ.

તન ધ્રુજ્યું રાયનું, નિસરતાં રણમાંય;
કાનમાં ઘુઘવાડા વાજે, ગત્ય ભાગી ત્યાંય. ૨
ઉલ્કાપાત તે થાય અતિશે, આકાશથી તારા પડે;
સામી વિધવા નાર આવે, તોય વઢવા તે ચઢે. ૩
અપશુકન માન્યા નહિ, માનવ વાનરનું શું ગજું;
મરૂં તોયે સીતા નવ આપું, કર્યો અંગીકાર તે કેમ તજું. ૪
હળાહળ વિષ મહાદેવે, કર્યું અંગીકાર;
વડવાનળ સાગરે રાખ્યો, બળે યદ્યપિ વાર. ૫
ભાઇ પુત્ર પ્રધાન માર્યા, અપશુકન મને થાય;
મુજ જીવતાં એ સીતાને, માનવ કેઇ પેરે લેઇ જાય. ૬
કાળ જાણે ઠેલી કા'ઢું, માંડ મરવા પરવરે;
હનાર હોય તે હોય પાછું, ઉપાય જો કોટિક કરે. ૭
નિઃશાણ નાનાવિધનાં વાજે, શરણાંઈ સોહામણી;
રણતૂર ઝાલર દુંદુભિ, ભેર ભોગળ વાહે ઘણી. ૮
રબાબ નરઘા ને મૃદંગ વાજે, શંખ પણવના નાદ;
અપશુકન લોપી સંચર્યો, રાવણ ધરી આહ્લાદ. ૯
મો'રે આવી આયડિયું, પૂછે રાજન;
વાનર તે ત્યાં વઢવા લાગ્યા, મહાબળિયા મતિમાન. ૧૦
શાખામૃગ મારે સહી, વૃક્ષ ને પાષાણ;
રાક્ષસ તે ઉરાડી નાખે, સામાં મેલી બાણ. ૧૧
રાવણ તે તીર મારે, હારે નહિ ત્યાં એહ;
વાનર બાણે પીડિયા, ઠામઠામ કીધા વેહ. ૧૨
દશ માર્યાં નીલને, ગંધમાદનને અઢાર;
સાત બાણ મયંદને, પંચ ગજને પ્રહાર. ૧૩
દશ નલને હણ્યાં તીનાં, હનુમંતને ત્યાં વીશ;

૫. બળે ઇ૦—જોકે વડવાનળથી વાર (પાણી)બળે છે તોપણ.

ગવાક્ષને પંચવીશે પીડચો, આણી સુતની રીસ. ૧૪
૭ દ્વિવિદને પાંચ પનસને, જાંબવાનને તે સાત;
તારને ત્રણ આઠ વિનતને, એંશી અંગદને ઘાત. ૧૫
ઋષભને ત્રણ ભાલા લલાટે, શરભને ત્યાં એક;
એમ વાનર વાજ અણાવ્યા, રાવણે ધરી ટેક. ૧૬
કો વાનરનાં મસ્તક પાડયાં, પાગ કોના પાણ;
કો પૃથ્વીએ ઢાળિયા, જાણિયે નાખ્યા પા'ણ. ૧૭
કોનાં પસવાડાં ફાડયાં, કાઢી કોની ચક્ષ;
કો એકને રૂધિર ચાલેછે, આવ્યું ઉપર વૃક્ષ. ૧૮
રૂધિર ચાલે વાનરને, કરે રાવણ હાક;
રાવણ કહેછે કરડી ખાઓ, કપિનો કરી આપિયો મેં પાક. ૧૯
ધડકયા રાક્ષસ કટકા કરીને, વાનરને ત્યાં ખાય;
નાશીને વાનરા આવ્યા, જ્યાંછે રાઘવરાય. ૨૦
પૂછે રાક્ષસ રાય આવ્યો, મારૂં લક્ષ્મણ રામ;
જેણે પુત્ર ભ્રાતા હણ્યા મારા, તેનું ન રાખું નામ. ૨૧
સુગ્રીવે જાણ્યું રામને, રાવણ મારશે ઘાય;
એવું વિમાશી દશક્રોડ વાનર, લેઇ સામો જાય. ૨૨
વિરૂપાક્ષે વિમાશ્યું, સુગ્રીવ રાવણ બે મળ્યા;
તેણે આડે પાસે આવી યુદ્ધ કીધું, જાણિયે અડદ ને જવ ભળ્યા. ૨૩
વાનરને ત્યાં પીડિયા રે, વિરૂપાક્ષ જે વીર;
સુગ્રીવ તે ત્યાં સોંઢિયો, હવે રહેજે ઊભો ભીર. ૨૪
એવું કહીને વરસાવ્યો તે, વૃક્ષનો વરસાત;
સાગ શીશમ સમૂળિયાં, નાખિયાં અસંખ્યાત. ૨૫
વિરૂપાક્ષે આવતાં તે, કર્યાં ત્યાં શતખંડ;
સુગ્રીવે તવ કોપ કર્યો, હવે પાડું એનો પંડ. ૨૬
ઉરભર્યો ઉજાતો આવ્યો, રથ કેરે પાસ;
પાદુ પ્રહારે રથ ભાંજ્યો, કર્યો અશ્વ સારથીનો નાશ. ૨૭
ધ્વજાદંડ મરડી નાખ્યો, નિશાચર હણ્યા અનેક;
વિરૂપાક્ષ વળગ્યો સુગ્રીવને, બાહુ યુદ્ધ કરી વિવેક. ૨૮

---

૨૩. અડદ—કાળા રાક્ષસ. જવ—જવવર્ણા વાનર. ૨૪. ભીર—ભીરૂ—સામાવાળિયો.

બાથેબાથે બહુ મારે મો'કમ, ઢીંચણ પાટુ અપાર;
કુણી મુક્કી માથે માથાં, હઠે કરે તે પ્રહાર. ૨૯
સુગ્રીવને કર્યો આકળો, રીઝયો રાવણરાજ;
વિરૂપાક્ષને હાથી ચઢાવ્યો, જોઈ તેનું કાજ. ૩૦
સુગ્રીવે તેના હસ્તીના, કાઢયા ક્રોધે દંત;
મુક્કી મારી ગજનો, આણિયો તેણે અંત. ૩૧
શિલા મારી સુગ્રીવે, કીધો કચ્ચરઘાણ;
વિરૂપાક્ષ વસુધા પડયો, પરહર્યા તેણે પ્રાણ. ૩૨
સેના સર્વ સાથે સુવારી, રીઝયા વાનર માત્ર;
રાવણ દેખી દુઃખ પામ્યો, થર થર ધ્રુજે ગાત્ર. ૩૩
કોનું કહ્યું કર્યું નહિ તે, લાગી મુજને ખોડ;
રામ લક્ષ્મણ બળિયા છે, વળી કપિ ક્રોડા કોડ. ૩૪
મહોદરને બોલાવ્યું, આજ અવસર એહ;
વિરૂપાક્ષનું વેર વાળું, મારૂં સુગ્રીવ તેહ. ૩૫
કહેતાં એવ તે ધસ્યો, સુગ્રીવ સામો સાંચરે;
વદન દેખી તેહનું, વાનર આક્રણિયે મરે. ૩૬
વાલીભ્રાતાએ પર્વત નાખ્યો, તેણે મેલ્યાં તીર;
બે મારે કો ન હારે, ચાલે શોણિત શરીર. ૩૭
મૂશળ માર્યા મોગરા, સુગ્રીવરાયે ભાંજિયા;
એકએકને નવ લેખવે, જાય નહિ તે ગાંજિયા. ૩૮
સુગ્રીવને તે ક્રોધ ચઢિયો, કાઢયું વૃક્ષ સમૂળું એક;
મહોદરના મારિયા, રાક્ષસ બળિયા અનેક. ૩૯
પાસે આવી રથ ભાગ્યો, મહોદર પળ્યો આકાશ;
સુગ્રીવ પૂઠે ઉડિયો, ન જાણિયે હુતો પાસ. ૪૦
બાથે વળગ્યા બે જણા, પડયો તે તો ભોમ;
ગ્રહણ એવું જણાયે, રાહુ ને જાણે સોમ. ૪૧
સુગ્રીવે તે શિથિલ કીધું, પછાડયો પાષાણ;
તોયે તે મારે ઘણું, રાક્ષસ ચતુરસુજાણ. ૪૨
વાનરપતિએ વિમાસ્યું, એ મારે છે ભર્મ;
ખડ્ગ તો ખાંતે લેઈ, કરૂં હું તો પરાક્રમ. ૪૩

---

૪૩. ખાંતે-'ખળે' પ્ર. ૨-૪.

તેને ખડ્ગે તેહનું, મસ્તક કીધું છેદ;
સેન માર્યું સર્વે તેનું, કરીને ત્યાં ભેદ. ૪૪
સચિવ સહોદર મરણ પામ્યો, વરતિયો હાહાકાર;
રાવણસેન માર્યું ઘણું, ઓછું થયું રે અપાર. ૪૫
હસ્તી ઘોડા રથ પાળા, સુગ્રીવે માર્યા સામટા;
સુણીને તે તુંગા થયા રે, ઠામઠામ પડ્યા કટા. ૪૬
વાનર કહેછે ધન્ય સુગ્રીવ, કર્યું મોટું કામ;
તમ વિના એવડાનો, પ્રભુ કોણ ફેડે ઠામ. ૪૭
મહોદર પડ્યો જેટલે, મહાપાર્શ્વ આવ્યો શૂર;
સુગ્રીવિયા તું રહેજે ઊભો, રખે નાસે ભૂર. ૪૮
વાલીપુત્રે વિમાસ્યું, ઘણીવારનો કાકો વઢે;
અયુત દશ વાનર લેઇ, અંગદ આવી આથડે. ૪૯
મહાપાર્શ્વે સેન માર્યું, તારાસુતનું અતિ ઘણું;
ફળ પડે નગથી તેમ શીશ પડ્યાં, શું પરાક્રમ કહીએ તેતણું. ૫૦

---

## કડવું ૩૬ સું.

### રાગ મારૂણી.

અંગદે જાણ્યું એણીપેરે મનમાં, એણે સેના મારી રે;
મહિમા મારો મેં રાખવો, હું વાલીપુત્ર અધિકારી રે. ૧
એમ કહી અતિ કોપ કરીને, માર્યા પર્વત સાત રે;
આવતા તે ભાલે ભાગ્યા, અતિ હોયે ઉત્પાત રે. ૨
અંગ ગદા મારી અંગદને, પડ્યો તે મહી મોઝાર રે;
મુહૂર્તમાત્રે સાન વળી પણ, વહે શોણિતધાર રે. ૩
શિલા મારી સુતવાલીને, રથ ભાંજ્યો હય માર્યા રે;
મહાપાર્શ્વે સાત સહસ્ત્ર, તવ વાનર વિડાર્યા રે. ૪
ટૂક ટૂક કરે કપિ અતિશે, અંગદ ગયો તે પાસ રે;
મુષ્ટિ મારી હૈયામાંહે, કીધો તેનો નાશ રે. ૫
પ્રાણ રહિત પૃથ્વીએ સૂતો, સેના નાઠી જાય રે;

---

૪૬. સુણીને-સૂજીને. તુંગા-જાડા-ફૂલેલા. કટા(?) ૫૦. તારાસુતનું-અંગદનું. ૪. સુતવાલીને-વાલીના સુતે.

સાંગ તે ત્યાં શરીર ફાડી, પેઠી મહીમાં ગાઢી;
વાનર સઘળા વાજ આવ્યા, પણ શક્યો નહિ કોઇ કાઢી. ૧૩
રામે આકર્ષવા માંડી, તત્ર રાવણ મારે તીર;
લક્ષ્મણને ત્યાં શોણિત ચાલે, શબ સરીખું શરીર. ૧૪
તાણીને ત્યાં બળે કરીને, કાઢી શ્રીરઘુનાથ;
લક્ષ્મણને ઉપાડી ચાલ્યા, સુગ્રીવ હનુમંત સાથ. ૧૫
એકાંતે ઉપાડી મેલ્યા, સુમિત્રાના તન;
રામે તેને હાથ ફેરવી, અતિ કર્યું રુદન. ૧૬
સૂતો મુજમાટે તું બળિયા, વન આવ્યો સંઘાત;
એક તુજ પ્રતાપે મુજને, વીસર્યાં માત ને તાત. ૧૭
પંચવટીમાંહે રહ્યાં ત્રણે, હરી ગયો રાવણ નારી;
તુજ પ્રતાપે વાનર મળિયા, વાલી નાખ્યો મારી. ૧૮
પાજ બાંધી વાનરદળ લેઇ, આવ્યા લંકા સમીપ;
અનેક માર્યા રાક્ષસ એણે, કુળતણો એ દીપ. ૧૯
હવે શોક હું એનો પાળું, દુઃખતણો સમૂહ;
આજ હવે જોજો રે હરિઓ, રાવણનો કરું દ્રોહ. ૨૦
જે રામ મેં નામ ધરાવ્યું, તે આ કરવા કાજ;
રાવણ મરે કે રામ મરે રે, નવ રાખું હું લાજ. ૨૧
જેણે મૂર્ચ્છા ભાઇ પાડ્યો, સુમિત્રાસુત શૂર;
એને મારૂં મર્મસ્થાને, ચગદીને કરૂં ચૂર. ૨૨
એવું કહીને રામ આવિયા, દશમસ્તકની પાસ;
માંહોમાંહે ચાપ ચઢાવી, મેલ્યાં અસ્ત્ર પ્રકાશ. ૨૩
રામે માર્યાં તીર તીક્ષણ, રાવણ ઢાંક્યો રાય;
શોણીતની ત્યાં ધારા ચાલે, મોંહે શ્વાસ ન માય. ૨૪
રાવણ તે તો માન ન મેલે, સામાં મારે બાણ;
લક્ષ્મણની પેરે પાડું હમણાં, જો જે રામ સુજાણ. ૨૫
રાઘવજીએ ભંગ કર્યાં રે, રાક્ષસનો રાજાન;
જર જર શરીર કીધો નિશાચર, પરાક્રમ છે સમાન. ૨૬
ધનુષ્ય પડ્યું તવ રામચંદ્રનું, થર થર ધ્રૂજે દેહ;

૨૦. હરિઓ-વાનરો.

રાવણનું પણ ચાપ પડયું રે, વિકળ થયા અતિ ખેહ. ૨૭
રામ કહેછે સુષેણ સુગ્રીવ, પડિયું મારૂં ચાપ;
હવે હું તો પેર કરૂં શી, મેલી સુઆ બાપ. ૨૮
જો લક્ષ્મણની ગત થઈ, એ તો જીવ્યું ફોક;
હવે જીતી જય વાંચ્છું, તે હસાવવા લોક. ૨૯
સીતાનો અર્થ નથી મારે, સહોદર જો એ મરશે;
યુદ્ધ તજ્યું મેં બળ સર્વે હાર્યું, રાવણિયો ઉગરશે. ૩૦
ભ્રાત વિના તનમન ધન મિથ્યા, નાર મિત્ર ને રાજ;
સઘળાં કાજ કરૂં હું હમણાં, જો લક્ષ્મણ ઉઠે આજ. ૩૧
રાવણ માર્યાનો ઉલટ શો, જો ભાઇ મેલી જઇએ;
અંધને મન ચંદ્ર જેવો, વીરા વણ તેવા થઇએ. ૩૨
સુતસુમિત્રા જો નહિ જીવે, તો તો મારે મરવું;
ઉઠયા વિણ મેં શત્રુ સંઘાતે, નિશ્ચે યુદ્ધ ન કરવું. ૩૩
સુષેણ કહે શોક ન કીજે, સ્વામી જગજીવન;
નિશ્ચે એ ઉઠશે સ્વામી, સુમિત્રાનો તન. ૩૪
શબ સરખું મુખ થયું નથી, એનાં લોચન પદ્મવિશાળ;
અંગ અનુપમ સઘળાં એનાં, નિરખું દીનદયાળ. ૩૫
તે માટે એ ઉઠે હમણાં, શલ્ય વિશલ્યા અણાવો;
બીજો કો છે નહિ એવો, અંજનીસુતને બોલાવો. ૩૬
રામચંદ્રે તે શૂર બોલાવ્યો, અંજનીતણો કુમાર;
વીરા કરો કારજ લક્ષ્મણનું, પરાક્રમનો નહિ પાર. ૩૭
મંદરાચળને દક્ષિણ શિખરે, હાહા હુહુ ગાંધર્વ બેહ;
અપ્સરા સંગે રહેછે રંગે, મન આણી નેહ. ૩૮
વિશલ્ય કરણી રક્ષા અરથે, રહે આણી રંગ;
પીળાં પુષ્પ ફળ તે નીલાં, કમળસરખાં પત્ર સુચંગ. ૩૯
પ્રવાળી સરખી વેલડી, દીપે વિદ્યુત સરખું વાન;
બળ બુદ્ધિ કરી વિશલ્ય કરણી, લાવ્ય તું હનુમાન. ૪૦
હનુમંત કહેછે શલ્ય વિશલ્યા, લાવું તો ધરૂં પ્રાણ;
લક્ષ્મણ જીવે તો હું જીવું, સત્ય સત્ય એ વાણ. ૪૧
રામચંદ્રને ચરણે લાગ્યો, સુગ્રીવને પણ નમિયો;

---

૩૨. ઉલટ–ઉત્સાહ

દ્રોણગિરિ પર્વત પરવર્યો, સહુકોને મન ગમિયો. ૪૨
અતિશે બળ કરીને ચાલ્યો, આકાશમારગ જાય;
લંકા ઉપર થઇને જાતાં, નિરખ્યો રાવણરાય. ૪૩
આજ અંજનીસુત ઔષધી, વિશલ્યા જાયછે લેવા;
કાળનેમિને રાવણ કે'છે, સદા કરી તેં સેવા. ૪૪
ચાર મુખ ને આઠ ભુજ રે, અષ્ટ અનુપમ ચક્ષ;
એવા કાળનેમિને કહે રાવણ, ત્યારે શૂર સમક્ષ. ૪૫
જા ભાઈ તું હનુમંત પહેલો, ઉન્મારગ થઇ આજ;
ગંધમાદનની દક્ષિણ તળેટીએ, જા તું રાક્ષસરાજ. ૪૬
તાપસ થઇને ત્યાં તું બેસે, આશ્રમ કરીને અનુપ;
સરોવર એક છે ઉત્તમ ત્યાં, ફેરવજે તું રૂપ. ૪૭
તે સરોવરમાંહે મગરી રે'છે, ત્યાં પીએ જે નીર;
તેને તે તો ગ્રાહી ગ્રસીને, ભક્ષ કરે શરીર. ૪૮
જતી થઇ હનુમંતને કે'જે, પીઓ પ્લવંગમ પાણી;
પીવા જાશે મગરી સા'શે, માને મારી વાણી. ૪૯
હનુમંત મરશે કારજ સરશે, કરવું તેહ કામ;
ઔષધી વિણ લક્ષ્મણ નવ જીવે, તેને વિરહે મરશે રામ. ૫૦

---

## કડવું ૩૮ મું.

### રાગ ગોડી.

રામચંદ્રને વિરહે કરી, નિશ્ચે મરશે સુગ્રીવ હરિ;
પછે વાનર સઘળા નાશી જશે, સીતા શોકે દુઃખણી થશે. ૧
વરશે મુજને કે તજશે પ્રાણ, જે ગમે તે તું કર સુજાણ;
તે માટે ત્યાં સરશે કાજ, મારૂં કહ્યું કરોને આજ. ૨
કાળનેમિ બોલ્યો તે વચન, ગંધમાદને જઈ કરૂં વિઘન;
જળ પાઇ મારૂં હનુમંત, તમે રાજ્ય કરો નિશ્ચંત. ૩
એટલા કામતણું શું ગજું, વેષ જતીકેરો હું સજું;

---

૪૬. ઉન્મારગ—ઉનમારગે (વેહેલો પોહોચવા માટે). ૪૮. ગ્રાહી—મગરી. ગ્રસીને—ગળીને. ૩. જઇ કરૂં વિઘન—'જાઉં ઘન' પ્ર. ૧-૨.

કાળનેમિ નમી નિસર્યો, ગંધમાદન આવ્યો ખરો. ૪
સરોવર સુંદર અપાર, નમી રહ્યાં તરૂફળ ભાર;
વેલી વીંટાણી છે અનેક, સરોવરની શોભા છે વિશેક. ૫
હંસ ચકોર કીર ને મોર, કારંડવ કોકિલા કરે છે સોર;
સદા વસંત વાસો વસે, મુનિજનને કંદર્પ જ્યાં ખસે. ૬
એવું સરોવર છે જ્યાં રમ્ય, કાળનેમિએ કીધો આશ્રમ;
બેઠો જાપ કરેછે જ્યાંય, જપમાળ ગ્રહી કરમાંય. ૭
એવે આવ્યો હરિ હનુમંત, સામો ચાલ્યો તે મહંત;
જટાજૂટ દીસે દિગંબર, દેહ, એણીપેરે બોલ્યો તેહ. ૮
આવોજી કીજે વારતા, ક્યાંથી આવ્યા ક્યાંકણ હતા;
હનુમંત કહે કારજ છે શીઘ્ર, નહિ કહેવાય હું છું વિગ્ર. ૯
તાપસ કહે સંક્ષેપે કહો, તમો વાત સત્ય માની લહો;
હનુમાને તે ઋષિ જાણિયો, મનમાંહે તે વખાણિયો. ૧૦
પૂછે મહાનુભાવ કરગરી, એને કથા કહું હું ખરી;
પવનપુત્ર એમ કહે વચન, સુગ્રીવ વાનરનો રાજન. ૧૧
તેનો દાસ હનુમંત સુજનામ, સુગ્રીવને મિત્ર એક રામ;
તેને એક સીતા સુંદરી, લંકા રાવણ ગયો તેને હરી. ૧૨
સાગર બાંધ્યો શત યોજન, લંકા સમીપે રહ્યા પ્રભુ ધન્ય;
રાવણે રામનો ભ્રાતા હણ્યો, પાડયો પ્રહાર કરીને ઘણો. ૧૩
વિશલ્ય કરણી ઔષધી જેહ, હું જાઊંછું લેવા તેહ;
એવે તમારૂં થયું દરશન, આજનો મારે લેખે દન. ૧૪
હવે આજ્ઞા આપો રૂખ, બોલ્યો વાનર અસુર સન્મુખ;
અદ્ધપડિયાળી આંખે કરી, મહાનુભાવે વાણી ઓચરી. ૧૫
વચન માને વાનર મારૂં, કાજ આજ સરે તારૂં;
સરોવર સુંદર આ અતિ, અમસરિખા વસે જ્યાં જતી. ૧૬
એનું જળ પીને જો તું પરવરે, મળે ઔષધી કારજ સરે;
પછે આવજે અહીંઆં વીર, ભાવે એટલું પીજે નીર. ૧૭
સત્ય માનિયું સુતસમીર, આવ્યો સરોવર કેરે તીર;

૬. કારંડવ–એક જાતનું જળચર પ્રાણી. કંદર્પ ખસે–કામ શરીરમાં ચલાયમાન થાય. ૯. ક્યાંકણ–કયી તરફ. વિગ્ર–વ્યગ્ર. ૧૫. અસુર સન્મુખ–'સુર સમક્ષ' પ્ર. ૨–૪.

આવીને જવ બોળ્યો પાગ, મગરીએ ગ્રહ્યો તે લાગ. ૧૮
અંજનીસુત ઉછળ્યો અપાર, કરી પાટુકેરો પ્રહાર;
તોયે નવ છૂટ્યો તેહ, પછે નખે કરી વલૂરે દેહ. ૧૯
પ્રાણરહિત પડી તે ભોમ, થઈ અપ્સરા ચાલી વ્યોમ;
બેશી તે ત્યાં દિવ્ય વિમાન, બોલી સુંદરી રૂપનિધાન. ૨૦
ધન્ય ધન્ય તું હનુમંત વીર, ધન્ય ધન્ય શ્રીશ્યામશરીર;
ધન્ય ધન્ય હો લક્ષ્મણ ભાઇ, ધન્ય ધન્ય હો સુગ્રીવ રાઇ. ૨૧
હનુમંત કહેછે કામિની, કારણરૂપ તું ભામિની;
મગરી કેરૂં તજીને અંગ, કેમ થઈ નારી સુચંગ. ૨૨
કેમ ઓળખે જાણે નામ, સુણવા પ્રીત છે અભિરામ;
પૂર્વે હું અપ્સરા હતી, વિમાન બેશીને ચાલતી. ૨૩
યક્ષસેન એક બેઠા મુન્ય, જાણે મૂર્ત્તિવંતુ પુણ્ય;
તેણે દીઠી રૂપ વિશાળ, ક્રોધ ઉપજ્યો તેણેકાળ. ૨૪
માલિની કહી મુજ નામ, ઋષિ કહે આવી આ ઠામ;
આશ્રમ પાસે લાવી વિમાન, શાપ દેઊંછું આણે સ્થાન. ૨૫
આ સરોવરમાં થાજે ગ્રાહણી, જે આવે તેને નાંખે હણી;
મેં પૂછ્યું કરી નમસ્કાર, ક્યારે મારો થાશે ઉદ્ધાર. ૨૬
રાવણ લાવશે સીતા યદા, યુદ્ધે પડશે લક્ષ્મણ તદા;
ત્યાં ઔષધી લેવા અંજનીસુત જશે, જળમાંહે પાગ બોળશે. ૨૭
ત્યારે તું વળગજે પાય, ત્યારે ઉદ્ધાર તારો થાય;
તેમાટે જોતી'તી વાટ, તમ આવ્યે ટળ્યો ઉચ્ચાટ. ૨૮
ઋષિવચને જાણતી'તી નામ, તમો હનુમંત લક્ષ્મણ જ્યાં રામ;
તમપસાય થયો ઉદ્ધાર, એવું કહી ગઇ તે નાર. ૨૯
હનુમંત આવ્યો આશ્રમ જ્યહાં, તે તાપસ બેઠો છે ત્યહાં;
અતિશે તેણે દીધાં માન, કાં છો જળ પીધું હનુમાન? ૩૦
લ્યોછો હું પખાળું પાય, તમો ભલે આવ્યા કપિરાય;
ફળમૂળ કરો આ ભક્ષ, એણીપેરે કહેછે રક્ષ. ૩૧
હનુમંતને મન ધોખો વસ્યો, આદર દેખી અતિમુખ હસ્યો;
એણે મોકલ્યો પીવા વાર, ત્યાં કઠણ થયું અપાર. ૩૨

---

૩૦. કાં છો–કેમ છો!

ફળમૂળ આપેછે જેહ, કારણ સરીખું દીસે એહ;
તાપસ હોયે તે નવ નમે, એનાં લક્ષ્મણ તો નવ ગમે. ૩૩
હનુમંતે કાંઇ નવ ગ્રહ્યું, કોપે એવું વાચક કહ્યું;
મેં ઓળખ્યો રાક્ષસ સહી, માંડ આશ્રમ કર્યો છે અહીં. ૩૪
કાળનેમિ તવ રૂપે થયો, હનુમંત સામો કોપે ગયો;
કાળનેમિ તું મુજને જાણ, હમણા લેઇશ તારા પ્રાણ. ૩૫
માંહોમાંહી કરેછે પ્રા'ર, અતિકોપ્યો અંજનીકુમાર;
સમૂળાં વૃક્ષ મારે હનુમાન, કાળનેમિ ઢાંક્યો રાજાન. ૩૬
કાળનેમિ અસ્ત્ર નાંખી રહ્યો, વઢવા કારણ વૃક્ષજ ગ્રહ્યો;
વૃક્ષ માંહોમાંહી માર્યાં ઘણાં, બળિયા સરખા છે બે જણાં. ૩૭
જેટલાં હુતાં વૃક્ષ તે ઠામ, એકેનું નવ રાખ્યું નામ;
વૃક્ષ વિના કીધું તે વન, બેઉએનાં પણ લાગ્યાં તન. ૩૮
બાથોબાથ બળે બે વઢે, એકએકને માથે ચઢે;
ઢીકા પાટુ કૂણી ઘણી, હનુમંત કે' હવે નાખું હણી. ૩૯
કાળનેમિ જાજરો કર્યો, કાયર થઇને તે ઓચર્યો;
મેલમેલ મુને હનુમાન, હવે હું માગુંછું માન. ૪૦
અર્ધ આપતું પરઠ્યું રાજ, રાવણે કહ્યું'તું કાજ;
મેલને મુને જીવતો, રાવણ આગળ થાઉં છતો. ૪૧
તાપસ થઈ કપટ જે કર્યું, કહે હનુમંત નથી વીસર્યું;
તેં કપટ કીધું જે આપ, તારૂં તુંને લાગ્યું પાપ. ૪૨
હું જીવું તે રાઘવ નામ, તેં ઘણીએ ઘાલી'તી હામ;
કાળનેમિને ચઢી રીસ, શિલા તે મારી ચાળીસ. ૪૩
હનુમાને તે ચૂરણ કરી, પાસે ગયો ક્રોધ મન ધરી;
એક હાથે ચાંપી કંઠ, મોકલવા કારણ વૈકુંઠ. ૪૪
બીજે મુષ્ટિ મારી પ્રૌઢ, હૈયું ભાંજી પાડ્યો મૂઢ;
રૂધિર નિસર્યું દાનવ પડ્યો, છાંટે છાંટો હનુમંતને અડ્યો. ૪૫
મરણ પામિયો તે મહામંદ, અમર અંતર પામ્યા આનંદ;
પુષ્પવૃષ્ટિ કરે સાથિયા, ભલું ભલું હનુમંતહાથિયા. ૪૬
સ્તુતિ કરી સંતોષ્યો સાર, પ્રસન્ન થયો તે પવનકુમાર;

૪૫. છાંટો—(રૂધિરનો). ૪૬. સાથિયા—સોબતી (દેવના) અર્થાત્ બધા દેવ સાથે આવીને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.

આપી પડતાં થયો જે નાદ, ગંધર્વે સાંભળિયો સાદ. ૪૭
હાહા હૂહૂના છે દાસ, ત્રણક્રોડ આવ્યા ઉલ્લાસ;
વાનરે માર્યો કાળનેમ, તે પ્રત્યે તો બોલ્યા એમ. ૪૮
ક્યાંથી આવ્યા ને શું કામ, શે અર્થે ઘાલી આ હામ?
હનુમંત નામ સુગ્રીવ મુજ નાથ, તેને મૈત્રી છે રામ સાથ. ૪૯
સીતા રામચંદ્રની નાર, રાવણ હરી ગયો છે સાર;
તે માટે રામનો લક્ષ્મણ ભાઇ, મહી પાડ્યો તેને રાવણરાઈ. ૫૦

---

## કડવું ૩૯ મું.

### આડો તાલ–તે ધન ધનની ધાત.

રાવણ મહીએ પાડી ગયો, પડ્યો પેખ્યો રઘુવીર;
વિશલ્ય કરણી લેવા મોકલ્યો, એ મુજને શ્યામશરીર. ૧
તે દેખાડો મુજને તમો, નથી ઓળખતો આજ;
ગંધર્વ કહે કો કપટી સહી, કરીએ નહિ એવું કાજ. ૨
નહિ દેખાડિયે ઔષધી, હાહા હૂહૂના અમો જન;
તારા દાસ અમો નથી, લે તો કીજે કદન. ૩
એવું કહેતાં સામો ધસ્યો, સબળ કરે સંગ્રામ;
દંતે ચીર્યા નખે વલૂર્યા, પૂંઠે પાડ્યા ઠામ. ૪
પ્રાણ રહિત પૃથ્વી પડિયા, ગંધર્વ છપન ક્રોડ;
મંદરાચળ ઉપર ચડ્યો, જેની નહિ કો જોડ. ૫
વૃક્ષે નગરાજે ઘણું, પંખી કલરવ થાય;
દક્ષિણ શિખરે આવિયો, ઔષધી નવ ઓળખાય. ૬
જળ વહે છે અતિ ઘણાં, ગેરૂ મનશીલ ધાત;
વ્યાઘ્ર સિંહ ને સાબરા, નાનાવિધની જાત. ૭
વળી વૃક્ષ સોહામણાં, ફળ પત્રે અતિ સોહ્ય;
ઔષધી ત્યાં લાધી નહિ, દેખીને મન મોહ્ય. ૮
મંદરાચળનું શિખર સાહી, દક્ષિણ પાસાનો દ્રોણ નામ;
ઉપાડી જાઉં એહને, ઓળખશે શ્રીરામ. ૯
પૂછવાને જો પરવરૂં તો, થાયે અતિ કાળ;
દ્રોણશિખર ઉખેડિયું, માંહે મોટા વ્યાળ. ૧૦

---

૬. કલરવ–મધુર શબ્દ.

દશ જોજન ઉંચો અતિ, પહોળો જોજન પંચ;
આઠ જોજન લાંબો એ છે, કાઢયો કરીને સંચ. ૧૧
દ્રોણશિખર ગ્રહી સાંચર્યો, ઉડયો તે આકાશ;
આનંદ પામ્યો અતિ ઘણું, મનમાંહે ઉલ્લાસ. ૧૨
અમર આશ્ચર્ય પામિયા, ધન્ય ધન્ય હનુમંત વીર;
પરાક્રમ પ્રૌઢ કર્યું ભલું, ધરીને ધરથી ધીર. ૧૩
વાટમાંહે કાળનેમિ મારિયો, મહેંદ્ર પર્વત પાસ;
માલિની તારી ગંધર્વ મારિયા, ત્રણ ક્રોડ કર્યા નાશ. ૧૪
દ્રોણગિરિ લઇ પરવર્યો, કીજે કશું રે વખાણ;
સૌમિત્રાસુત ઊઠશે, હનુમંતે સાંભળી વાણ. ૧૫
પ્રસન્ન થઇને પરવરે, દેવનાં સુણીને વચન;
લંકા ઉપર આવિયો, વાનર થયા રે પ્રસન્ન. ૧૬

---

૧૬. આ કડીથી પંદર લીટી પ્ર. ૧ લીમાં નથી. બીજી પ્રતમાં નીચે પ્રમાણે છેઃ—
"પ્રસન્ન થઇને પરવરે, દેવનાં સુણીને વચન;
લંકા ઉપર હનુમંતે તવ ગર્વ કર્યો મનમાં.
રામચંદ્રને સેવક નહત તો, કરત કુણ આટલું કામ;
આકાશ મારગે ઉડતો દીઠો, ભરતરાયે જાણિયું જે કોઇ અસુર.
પહાડ ઉપાડી જાયછે તે રામની, સેના કરશે ચૂર;
એવું જાણી એક બાણ મૂકયું, તવ લાગ્યું જંઘાસ્થળ.
તવ હનુમંત રામ રામ કરતો, પડયો ભરતને પાસ;
ભરતે જાણ્યું જે સેવક રામચંદ્રનો, હીસેછે મુખ રામ રામ તેહ.
ત્યારે ભરતે સમાચાર, પૂછયા સઘળા;
ત્યારે હનુમંત કહે છે જે, લક્ષ્મણ મૂર્છાગત થયાછે અંગ.
(મને) રામે ઔષધિ લેવા કારણ, મોકલિયો છું હુંય;
મહારાજ મારી વાટ જોતા હશે, ત્યારે ભરત કહે વીરા ઊઠો તત્પર તેહ.
હનુમંત કહેછે મહારાજ મેં, ઉડયું નવ જવાય;
હુંજ મહારાજ તમારે પાયે પડિયો, મેં ગર્વ કીધો મનમાંય.
ભરત કહેછે હનુમંત તું. બેશ બાણ ઉપર;
હનુમંત પાહાડ સહિત તવ બેઠો, ભરતે તવ બાણ સાંધી ઉડાડયો આકાશ." બીજી કોઇ પ્રતમાં એ ભાગ ન હોવાથી અને કવિતા અતિ અસંબદ્ધ હોવાથી અમે તે લીધો નથી.

રાવણ આદે પામિયા, રાક્ષસ સઘળા શોક;
એ લઇ આવ્યો ઔષધી, હવે ચડતું તે ફોક. ૧૭
લક્ષ્મણ તો હવે ઉઠશે, હણશે રાક્ષસ સોય;
હનુમંતે પર્વત મૂક્યો, જ્યાં વાનર વાટજ જોય. ૧૮
સુગ્રીવ સુષેણને જઇ નમ્યો, રાઘવને નામ્યું શીશ;
શિખર ઉખેડી આણિયો, કારણ કહ્યું જગદીશ. ૧૯
અહીંયકી હું પરવર્યો, મહેંદ્ર તળેટીવાટ;
રાવણદૂત કાળનેમિ જાણજો, તેણે રોક્યો ઘાટ. ૨૦
તાપસરૂપે મુજને કહ્યું, સરોવરનું કરે જળપાન;
પીવાને હું પરવર્યો, મગરી વળગી તે સ્થાન. ૨૧
મગરી મારી કાળનેમિ હણ્યો, તેણે થયો અતિકાળ;
ગાજતો ત્યાંથી હું ગયો, મંદરાચળ રસાળ. ૨૨
ગંધર્વે જાવા નવ દે રે, ત્રણ કોડ માર્યા ઠામ;
ઔષધી ઓળખી જાયે નહિ, વિશલ્યકરણી અભિરામ. ૨૩
પાછો આવું જો પૂછવા, તો તો લાગે વાર;
દ્રોણશિખર ઉખેડિયો, આણ્યો છે આણે ઠાર. ૨૪
પસાય તે સુગ્રીવનો, રામ નામ આધાર;
હું પામરનું શું ગજું, એમ કહી કર્યો નમસ્કાર. ૨૫
રામચંદ્ર રીઝયા ઘણું, ભલો ભલો તું પવનકુમાર;
અમરે એ નવ નીપજે, પરાક્રમનો નહિ પાર. ૨૬
સહુએ સ્તુતે સંતોખિયો, ધન્ય ધન્ય રે હનુમાન;
સુષેણને સુગ્રીવ કહે, ઔષધી આણો આ સ્થાન. ૨૭
સુણી શૃંગ ઉપર ચઢયો, વૈદવિદ્યાનો જાણ;
ઔષધી લેઇને ઉતર્યો, વાટી તે પાષાણ. ૨૮
લક્ષ્મણ પાસે લાવિયો, પાઇ પ્રેમે પર્મ;
ગંધાવી નાસિકા વિષે, અતિ નીલ ને નર્મ. ૨૯
શલ્ય સઘળે ચોપડી, વિશલ્ય થયું સર્વ અંગ;
શલ્ય વિશલ્યા સાચી સહી, ઊઠયો આણી રંગ. ૩૦
રામચંદ્ર રીઝયા ઘણું, ઔષધી ઉત્તમ એહ;

૨૭. સ્તુતે-સ્તુતિએ.

સુષેણની પૂજા કરી, અંતર આણી નેહ. ૩૧
વૈદ્ય વડો વીર ઉઠાડિયો, કારજ કર્યું અનુપ;
વાનર આનંદ પામિયા, ઉઠ્યો લક્ષ્મણ ભૂપ. ૩૨
નાનાવિધ નાચે ઘણું, વાહે સુખે વાજિંત્ર;
રામ હૃદે ચાંપિયા, લક્ષ્મણ પરમ પવિત્ર. ૩૩
ભ્રાતા ભલે તું ઉઠિયો, પૂર્વજ કેરે પૂણ્ય;
તુજવિણ હું થયો હતો, શબ સરિખો શૂન્ય. ૩૪
આંસુએ અંઘોળાવિયો, શીશ સુંઘ્યું રે સ્વામી;
પ્રેમે પાસ બેસારિયો, સહુએ મસ્તક નામી. ૩૫
વાનર દ્રોણશિખરે ચઢ્યા, પત્ર ફળ ફૂલ ખાય;
રામે રુહુ જાણ્યું નહિ, એ વિધ યુધ ન થાય. ૩૬
ખાતાં એ વઢશે નહિ, સુગ્રીવને કરી સાન;
દ્રોણશિખર હવે મોકલો, હુતો જેણે સ્થાન. ૩૭
કહેતાં તતખેવ તેડિયો, સુગ્રીવે હનુમાન;
લક્ષ્મણજી વિજયી થયા, સાંભળને બળવાન. ૩૮
મંદરાચળનું શિખર વડું, ઉખેડ્યો દ્રોણ નામ;
તુજ વિના સમર્થ કો નથી, થાપે જઇને ઠામ. ૩૯
હરખે વચન માની કરી, શિખર ગ્રહ્યો હનુમંત;
આવ્યો'તો તેમ પરવર્યો, ઉંચો આકાશ પર્યંત. ૪૦
રાવણે તે તો નિરખિયું, હનુમંતનું પરાક્રમ;
તાલજંઘ રાક્ષસ બોલાવિયો, રાવણ કહેછે મર્મ. ૪૧
શોધ સીતાની લેઇ ગયો, ઔષધી લાવ્યો મેલવા જાય;
તાલજંઘ તુજને કરૂં વિનતિ, એને હણ તું ધાય. ૪૨
વાયુપુત્ર વેરી વડો, એનો આણે અંત;
રાજકાજ આપું તુંને, જો મારે હનુમંત. ૪૩
સિંહસુખ સુધો સદા, તારાં પરાક્રમ પર્મ;
તાલજંઘ કહેછે કપિને હણું, મારી આવું મર્મ. ૪૪
એવું કહીને ઉડિયો, આકાશ મારગમાંય;
અંજનીસુત અવલોકિયો, અદ્રિ લઇ જાતો ત્યાંય. ૪૫
હાથ એકે નવરો નથી, પર્વત ગ્રહ્યો છે ગૂઢ;

---

૪૪. મર્મ—'સમર્મ' પ્ર. ૧ લી. ૪૫. અદ્રિ—પર્વત.

તાલજંઘ કહે વાનરા હું, હવે મારીશ મૂઢ. ૪૬
ત્યારે હનુમંતે મારિયા, મોકમ પદપ્રહાર;
મસળ્યો કસળ્યો અતિ ઘણો, સેન માર્યું સર્વ ઠાર. ૪૭
હાથમાંહે દ્રોણુશિખર ગ્રહે, લાંગૂલે મુખે કરડે કાય;
પૂછડે બાંધી દાઢે ચગદિયા, નિશાચર નાઠા જાય. ૪૮
સેન સૂતું તે નિરખિયું, તવ આવ્યો તાલજંઘ;
પૂછડે મારી પાડિયો, હનુમંત વાનરસંઘ. ૪૯
પૃથ્વી પાડ્યો પાટુ હણી, અધમૂઓ કર્યો તે દુષ્ટ;
પર્વતશૃંગ જઇ ચોઢિયો, ઉપર મારી મુષ્ટ. ૫૦

---

## કડવું ૪૦ મું.

### રાગ ધનાશ્રી. જીતમાન.

દ્રોણુશિખર તે ઠામ થાપિયું, ઉડ્યો તે તો વ્યોમ રે;
રામચંદ્રની પાસે આવ્યો, મુહૂર્ત્તમાત્રમાં ભોમ રે. ૧
આવીને તે ચર્ણે લાગ્યો, રામચંદ્રને તેહ રે;
કથા કહી વાટની સઘળી, તાલજંઘની જેહ રે. ૨
રામ પ્રસન્ન થયા પરાક્રમે, સુગ્રીવ પામ્યો મોદ રે;
હનુમંત હાથી સબળો સાથી, વારૂ કર્યો વિનોદ રે. ૩
કહોજી કુશળ ક્ષેમે આવ્યા, સહુએ પ્રીછ્યું પ્રીત રે;
હાજી હું અહીં સુખે આવ્યો, સર્વ કહી તે રીત રે. ૪
પાસે તે પ્રેમે બેસાર્યો, હરખે હનુમંત વીર રે;
લક્ષ્મણુ પ્રત્યે એણીપેર બોલ્યા, સુંદર શ્યામશરીર રે. ૫
લક્ષ્મણુ આટલી આશા નહોતી, પડ્યો'તો મહીમોઝાર રે;
ત્યારે નાખી દીધાં હતાં, સર્વ તો હથિયાર રે. ૬
તુજ વિના સીતા તે મિથ્યા, નહિ મારૂં રાવણુરાજ રે;
તુજ વિના તન ધન તે મિથ્યા, કશે નહિ મારે કાજ રે. ૭
સુતસુમિત્રા વિના તે મિથ્યા, ઉઠે તો કરૂં યુદ્ધ રે;
દ્રોણુગિરિ તે હનુમંત લાવ્યો, ઔષધી કાઢી શુદ્ધ રે. ૮

---

૪૯. સંઘ–સિંહ.

તે માટે તું ઉઠચો ભ્રાતા, પ્રતિજ્ઞા થઇ સત્ય રે;
વળતો લક્ષ્મણ એણીપેર બોલ્યો, સાંભળો સીતા પત્ય રે. ૯
હવે પ્રભુ રાવણને મારો, આજ દિવસ છે એહ રે;
મુજને એ ગમે છે ભાઇ, કરો મસ્તક વો'ણો દેહ રે. ૧૦
તમારે હાથે મરણજ એનું, તે મેં માર્યો કેમ જાય રે;
આજ દિવસ એનો છેલ્લો, સ્વામી રાઘવરાય રે. ૧૧
ઘણા દિવસ થયા સીતા તે, શોક ધરે અપાર રે;
કાયર થયાનું કારજ છે નહિ, કાં લગાડો વાર રે. ૧૨
તમો કહ્યું'તું જો ઉઠે એ, તો કરૂં સંગ્રામ રે;
તે ઊઠો પ્રતિજ્ઞા થઇ સાચી, થાઓ વેહેલા રામ રે. ૧૩
રામજીએ તે વાયક માન્યું, લીધાં આયુધ નાથે રે;
દોટ દીધી દશમસ્તક સામી, હવે હણું હું હાથે રે. ૧૪
રાવણે રામ સજ થયા દીઠા, રથ અણાવ્યો અનુપ રે;
કનકતણો ને મણિ જડચા છે, સારથી સુંદર રૂપ રે. ૧૫
પાડચો હુતો લક્ષ્મણને જ્યમ, ત્યમ પાડું રામ સમર્થ રે;
એવું ભાખી ક્રોધજ રાખી, બેઠો રાજા રથ રે. ૧૬
નાનાવિધ નિશાનજ વાજે, ગુણીયલ ગાયે ગીત રે;
રાવણ કહેછે જીવતાં ન આપું, નારી એની સીત રે. ૧૭
તાલજંઘ હણ્યો'તો હનુમંતે, તે આવ્યો તેણેઠાર રે;
વાનર એના વિકટ સ્વામી, મેં ચાલ્યું નહિ લગાર રે. ૧૮
રાવણ કહે વાત રાખ્ય તારી, કશું ન સીધ્યું કામ રે;
હું નહિ કે રામ નહિ રે, પેખ તું સંગ્રામ રે. ૧૯
એવું કહીને ધનુષ્ય ગ્રહીને, બાણતણી કરે વૃષ્ટ રે;
મુખમાં માર્યાં વાનર મસ્તક, કોનાં ભાજે પૃષ્ઠ રે. ૨૦
રામને પણ બાણ મારિયાં, રથ બેઠો રાવણરાય રે;
દેવ સર્વે વિમાસ્યું મનમાં, સમોવડ યુદ્ધ ન થાય રે. ૨૧
રથે નિશાચરનાથ બેઠો છે, પાળા છે રામચંદ્ર રે;
તે વિમાસી રથ મોકલ્યો, રામ સમીપે ઇંદ્ર રે. ૨૨
સૂરજથી તે તેજે બમણો, (રથ) અશ્વ અનુપમ ચાર રે;
મનવેગી આકાશે ઉડે, જાણે ઉચ્ચૈઃશ્રવા અવતાર રે. ૨૩
મનોહર સારથી બેઠો, માતલિ તેનું નામ રે;

પાસે રથ લાવી બોલાવ્યા, ઈંદિવર ઘનશ્યામ રે. ૨૪
ઈંદ્રિ સ્વામી રથ મોકલ્યો, બેસો શ્યામશરીર રે;
સહના ટોપ હથરોટા છે, પે'રો ધરીને ધાર રે. ૨૫
ધનુષ્ય બાણ જે કંચનમય છે, તે ગ્રહોને હાથ રે;
આયુધ આભરણ રથ ભર્યાં, તે સજી વઢો એ સાથ રે. ૨૬
રાજા સામાં રાજાની પેરે, કર્યો મનોહર સાજ રે;
હું સારથી સંગ મોકલ્યો, પ્રેમે તો સુરરાજ રે. ૨૭
ઘણા દિવસ થયા સ્વામીજી, રાવણના લ્યો પ્રાણ રે;
સીતા લેઇ અયોધ્યા ગયાનાં, પ્રભુ કરો પ્રમાણ રે. ૨૮
રામે તે તો બોલ માનિયો. મનમાં થયા પ્રસન્ન રે;
ધનુષ્ય ગ્રહ્યું ને રથ બેઠા, નેહે, સહના પે'રી તન રે. ૨૯
શૃંગાર ધર્યા શ્રીવરે, શોભે સુંદર રૂપ રે;
રાવણથી કોટિ ઘણા રાજે, દશરથસુત જે ભૂપ રે. ૩૦
ઇંદ્રે આ શોભા અતિ કીધી, વાનર કહેછે એમ રે;
રાવણ મુઓ હવે રામ જીતશે, લેઇ જાશે સીતા ક્ષેમ રે. ૩૧
ગંધર્વ ગંધર્વ સાથે વઢે રે, તેમ રાવણ ને રામ રે;
દેવ દેવ સંઘાતે બોલે, તેમ સમોવડ સંગ્રામ રે. ૩૨
જે જે તીક્ષણ આયુધ મૂકે, રામ તે ભાગી નાખે રે;
રાવણે તીર વરસાવ્યાં વસમાં, કો કોને નવ સાંખે રે. ૩૩
સર્પ સરીખાં માર્યાં શરીરે, ઉભાડિયાં જાણે એહ રે;
રામતણો તે તીરે કીધો, સહના સરખો દેહ રે. ૩૪
ભાંજ્યો રથ અશ્વ ચાર હણિયા, માતલિ પાડ્યો ભોમ રે;
અમરગણ સહુ દુઃખ પામિયા, ચઢયો ઉકાંટો રોમ રે. ૩૫
રામચંદ્ર રથ ભાગો જાણી, શોક કરે અપાર રે;
જાણે રાવણ રાહુ રામ સોમ ગ્રહે, દુઃખ ધરે હરિ તેહાર રે. ૩૬
રામ નિફળ દેખી સુગ્રીવ આદિ, શોક ધરે વિભીષણ ભ્રાત રે;

---

૨૪. ઇંદીવર–કાળું કમળ. ૨૮ સીતા ઈ૦–સીતાને લેઇને અયોધ્યા ગયાનાં (જવાનાં (કથન) પ્રમાણ કરો–અયોધ્યા જવું તો સીતા લેઇને જવું, એ વાત પ્રમાણ કરો. ૩૪. રામતણો ઈ૦–અર્થાત્ એટલાં બધાં તીર રામના શરીરમાં લાગ્યાં કે તેથી જાણે કવચ પેહેર્યું હોય તેવો દેહ દેખાવા લાગ્યો.

લક્ષ્મણ હનુમંત રૂદન કરેછે, રખે કરે એ ઘાત રે. ૩૭
ભૂ કંપે ને શોણિત વરસે, જાણિયે હોય ઉલ્કાપાત રે;
મૈનાક સરખો શોભે રાવણ, હઠે હણે વિખ્યાત રે. ૩૮
રામે વેર સંભાર્યું પૂરૂં, વળી થયા સાવધાન રે;
ભ્રમર ચઢાવી રક્ત નેત્ર થયાં, કાળાગ્નિ કોટિ સમાન રે. ૩૯
અપશુકન થાયે રાવણને, બોલે સસા શિયાળ રે;
ખરના નાદ સુણાયે સબળા, જાણે કોપ્યો કાળ રે. ૪૦
રામ ઓપે એણીપેરે ત્યારે, જાણે પ્રલય કાળે પરશુપાળ રે;
રાજા રાવણ મનમાં કાંપ્યો, દીઠા દીનદયાળ રે. ૪૧
દેવે દીનબંધ તે દીઠા, ક્રોધ ચઢચો છે ગાઢો રે;
ઘણા દા'ડાનું વેર વાળવાતો, દીસે છે આજનો દાડો રે. ૪૨
પન્નગ ઉરગ યક્ષ તે જુએ, મંડાણો સંગ્રામ રે;
દેવ જય બોલે તેણીવેળા, ધન્ય ધન્ય શ્રીરામ રે. ૪૩
ધન્ય ધન્ય રે રાવણ રાજા, એમ અસુર તે બોલે રે;
મહા ભયંકર યુદ્ધ મંડાણું, સિંહ શાર્દૂલ તોલે રે. ૪૪
રાક્ષસ જય રાવણનો વાંચ્છે, વાનર જાણે જીતે રામ રે;
અન્યો અન્યે અસ્ત્રે વઢિયા, સેનતણા જે સ્વામ રે. ૪૫
નિશાચરનાથે હાથે લીધું, ત્રિશૂળ તીક્ષ્ણ તીનું રે;
અનેક અમર તેણે સંહાર્યા, તેને રક્તે ભીનું રે. ૪૬
અજવાળું થયું અતિ તેણે, વીજ સરીખું રાજે રે;
રામ સામું સુસવતું નાખ્યું, તવ તીર માર્યા મહારાજે રે. ૪૭
તીર વાગ્યાં ને ત્રિશૂળ ભાગ્યું, કોપ્યો નિશાચર નાથ રે;
તેથી ત્રિશૂળ બમણું કાઢયું, હણવાને રઘુનાથ રે. ૪૮
હવે રામને મારૂં શૂલે, સુગ્રીવ લક્ષ્મણ સંગ રે;
એમ કહીને ગાઢે ગાજ્યો, મનમાં આણી રંગ રે. ૪૯
આજ મરૂં કે મારૂં એને, જે તેં પાડું નીવેડો રે;
માણસ પાજ બાંધીને આવ્યો, લીધો એણે કેડો રે. ૫૦

---

૪૧. પશુપાળ-શંકર રૂદ્ર. ૪૩. પન્નગ—સર્પ દેવો. ઉરગ—સર્પની જાતિના દેવ. ૫૦. નીવેડો પાડું-નીર્ણય કરી નાખું.

## કડવું ૪૧ મું

### રાગ સામેરી આડો તાળ.

રામજીએ સાંગ મેલી, ઇંદ્રે મોકલી'તી પ્રેમે;
માતલિ સારથિ સંઘાતે, જડી જુક્તે હેમે. ૧
ઘંટ ઘુઘરા ઘમઘમે, સૂરજ કોટિ સમાન;
રાવણે તે શૂળ નાખ્યું, સાંગ નાખી ભગવાન. ૨
અજવાળું અતિશે થયું, સરખાં બેનાં તેજ;
ત્રિશૂળ ભાંગ્યું સાંગ ભાંગી, રામ પામ્યા હેજ. ૩
રામે બાણ તે મારિયાં, ત્રણ તે લલાટ;
ત્રણ માર્યાં હ્રદે માંહે, પામ્યો તે ઉચ્ચાટ. ૪
શોણિત ચાલે અતિ ઘણું, થરથર ધ્રુજે દેહ;
પૂછડે જાણે સાપ ચાંપ્યો, એમ ક્રોધ્યો તેહ.
ચાપ ગ્રહીને બાણ માર્યાં, રામને ઢાંક્યા ઘણું;
રામ બાણ મૂકે ઘણાં, અન્યો અન્ય જાણે હું હણું. ૬
પછે રાવણને ચઢી રે, મનમાંહે રીસ;
એક બાણે હ્રદયે મારી, ભેદિયા શ્રીજગદીશ. ૭
હૈયામાંહે સાલે છે, રામને તે તીર;
કાઢી કષ્ટે રાવણ સામા, ચાલ્યા પાડી રીર. ૮
રાવણકેરા અશ્વ માર્યા, ચાર મેલી બાણ;
ધ્વજા દંડ તે ભાંજિયાં ને, ઉચર્યા મુખ વાણ. ૯
આજ રાવણ તારો, નિરધાર આણું અંત;
સીતા નારી હરી મારી, વિમાશ્યું નહિ ચંત. ૧૦
પરાક્રમ તેં એ કર્યું કપટી, મૃગ મામો તું જોગી થયો;
અમો એકે આશ્રમ નો'તા, ચૌર કર્મ કરી ગયો. ૧૧
એમ છતાં આશ્રમે આવત, તો વારૂં તું યોધ;
છેતરી ગયો એકલી, થાશે તેણે નિષેધ. ૧૨
નાથ વો'ણી નાર એકલી, હર્યે જશ ન હોય;
આજ અસ્ત્રે ઠાર મારૂં, વેર વાળું સોય. ૧૩

---

૯. ચાર–'ચાર' પ્ર. ૧–૨. ૧૨. નિષેધ–અર્થાત્ જગતમાંથી તારો નિષેધ થશે–તું જીવીશ નહિ. 'નિંષેધ' પ્ર. ૧ લી.

એમ કહીને કૌશલ્યાસુતે, કરી ગાઢે હાક;
રાવણ સરવે ફરતું દેખે, જાણે પ્રજાપતિનું ચાક. ૧૪
રે રે રાવણ આજ આવ્યો, મૂઢ મરવા માંડ;
એક સીતા આણ્યે થઇ, અનેક રાક્ષસી રાંડ ! ૧૫
કુંભકર્ણ માર્યો ભાઇ તારો, ઇંદ્રજિત્ આદે સુત ઘણા;
પ્રધાન પ્રાણથકી જે વા'લા, મનોહર માર્યા ઘણા. ૧૬
હવે બાણે દશે મસ્તક, પાડું પૃથ્વીમાંય;
સીતા લાવ્યતણું ફળ રે, આજ પામીશ આંય. ૧૭
એમ ભાખી ક્રોધ રાખી, નાખિયાં બહુ બાણ;
અનેકપેરે બળે બુદ્ધિએ, શર કરે સંધાણ. ૧૮
હૈયું ભરિયું માન ઉતરિયું, સરિયું સુરનું કાજ;
થરથર ધ્રુજે અતિ અમૂઝે સૂઝે નહિ કાંઈ સાજ. ૧૯
સારથિયે રાવણનું દીઠું, બાણે શિથિલ શરીર;
રથ તેણે પાછો વાળ્યો, નયણે ચાલે નીર. ૨૦
બળે બમણે મારિયું, સુંદરશ્યામ બળવાન;
નાસતે વાનર ગાજ્યા, કહ્યું ભલા શ્રીભગવાન. ૨૧
હવે રાવણ વધારશે, નાઠો થઇ નિટોલ;
નિશાચરનાથે સાંભળ્યો, તે વાનર કેરો બોલ. ૨૨
સારથી પ્રત્યે એ કહેછે, રથ વાળ્યો શા માટ ?
મૂઢ મુજને વિના પુછ્યે, વાળિયો કાં ડાટ ? ૨૩
દેવ દાનવ વિદ્યાધરથી, દીધી નહોતી પૂઠ;
વાનર રીઝે માનુષ્ય મારે, એની બેઠી મૂઠ. ૨૪
સહુ મુજથી ધ્રુજતું, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
મારો રથ તેં પાછો વાળ્યો, કાળનો હું કાળ. ૨૫
લજ્જા જાએ માહરી, વાળ્ય પાછો રથ;
સારથી કહે સાંભળોજી, રાય તમે સમરથ. ૨૬
મૂઢ નહિ હું સ્નેહ રહિત નહિ, નહિ હું અજાણ;
વિકળ દેખી રથ પાછો, વાળ્યો મેં નિવારણ. ૨૭

---

૧૪. પ્રજાપતિનું–કુંભારનું. ૨૪. એની મૂઠ બેઠી–એણે મને મૂઠ મારી તે લાગી. અથવા મૂઢરૂપી કલંક લાગ્યું.

સમય જોઈને મેં વિમાસ્યું, વિસામો રાય પાય;
સારથી સમય ન ઓળખે તો, હરકત અતિ થાય. ૨૮
હવે કહો તો ઘેર જઈએ, કહો તો રામને પાસ;
આજ્ઞા આપો તે કરૂંછ, હું તમારો દાસ. ૨૯
રાવણ તેનાં સુણી વાયક, અતિ થયો રળિયાત;
રામ પાસે રથ ખેડો, હું કહું વિખ્યાત. ૩૦
કહેતાં ખેવ એ રથ ખેડ્યો, જ્યાંકણ જગદાધાર;
આવતો દીઠો નાથ નિશાચર, સ્વામી દેવ મુરાર. ૩૧
ઈંદ્રે રથ મોકલ્યો છે જે, સૂત માતલિ સાથ;
તે પ્રત્યે ત્યારે ઉચર્યા, સમર્થ શ્રીરઘુનાથ. ૩૨
માતલિ તું અવલોકે, આવિયો રાવણ રાય;
બજે કરીને તાહરે, આજ એ છતાય. ૩૩
ઇંદ્રનો તું સારથી, જાણે સર્વ પ્રયોગ;
સીતાહર્ણ કર્યાતણો, પોંચાડીએ તો જોગ. ૩૪
આડે પાસે રથ ખેડો, એને ભાંજું આજ;
તુજથકી સરે સહી રે, વીર મારૂં કાજ. ૩૫
માતલિએ રથ હાંક્યો, અહી યુક્તે રાશ;
રાવણનો રથ બાણે વેધ્યો, સમરથ શ્રીઅવિનાશ. ૩૬
રાવણને તે રીસ ચઢી, જાણે પૂછે ચાંપ્યો સર્પ;
ધનુષ્ય લેઇને હું રામનો, આજ ઉતારૂં દર્પ. ૩૭
કાયા ધ્રુજે કાંઇ ન સૂઝે, તામ્ર થયાં લોચન;
ધનુષ્ય ફેરાળી બાણ મૂકે, જ્યાંકણ જગજીવન. ૩૮
રામે ધનુષ્ય પાણ લીધું, ઈંદ્રે મોકલ્યું'તું જેહ;
બાણ તેણે સાંધીને, રાવણનો વેધ્યો દેહ. ૩૯
માંહોમાંહે યુદ્ધ ચાલ્યું. જાણે માતા માતંગ;
અસ્ત્રે કરી એકએકનાં, અત્યંત ભાંજે અંગ. ૪૦
દેવ ઋષિ યક્ષ મુનિ આવ્યા, વિદ્યાધર કિન્નર ઘણા;
ગંધર્વ અપ્સરા આવિયાં, આથડે છે બે જણા. ૪૧

---

૩૭. પૂછે-પૂંછડે. ૩૮. તામ્ર-રાતાં. ફેરાળી—અફાળીને—પણછનો [ટં]કાર કરીને. ૪૦. માતા—મત્ત. માતંગ—હાથી. ૪૧. વિદ્યાધર-દેવની એક [જા]તિ. કિન્નર-દેવની એક જાતિ.

લઘુલાઘવી વિદ્યા દેખાડે, અસ્ત્રે અસ્ત્ર અથડાય;
તણખા સરખાં તેજ ઝળકે, નાદ અતિશે થાય. ૪૨
આકાશ તે તો આચ્છાદ્યું, એમ મેલ્યાં શસ્ત્ર;
પાર કહી શકે નહિ, અનેક વિધિનાં અસ્ત્ર. ૪૩
રામના તો જય અર્થે, રાવણને ઉત્પાત;
રથ ઉપર રૂધિરના વરસે, આવીને વરસાત. ૪૪
વંટોળ રથ સમીપે આવ્યો, રાહુ રથ ઉપર ભમે;
લંકા દીસે રૂધિર વરણી, રાવણ રણમાં રહી શમે! ૪૫
સંધ્યા થઇને દીસે એવાં, શબ સરખાં થયાં મુખ;
રથ સમીપે અપશુકન દેખી, રાક્ષસ પામ્યા દુ:ખ. ૪૬
ધરા ધ્રુજે દિનકરકેરાં, કિરણ દેખી પ્રીત;
કંક શિયાળ અતિ બિહાવે, થઇ રહ્યું ભયભીત. ૪૭
ધ્વજાદંડે કાગ બેસે, વિપરીત વાયે પવન;
અંગ દક્ષિણ ધ્રુજિયાં, ફરક્યાં તે લોચન. ૪૮
રાવણ જાણે બળી લંકા, મુઓ સર્વ પરિવાર;
હવે હું તો હણાઇશ, મારે કો નથી સંસાર. ૪૯
મનુષ મુજને મારશે, બ્રહ્માએ કહ્યું'તું જેહ;
વચન તેનું ન હોયે મિથ્યા, એનો શો સંદેહ. ૫૦

---

## કડવું ૪૨ મું.

### રાગ જીતમાન.

અકાળે ગાજે ઘન, દીસે નિશા સરખો દિન;
વીજ વસમી ઝબૂકે, અધર રાયના સૂકે. ૧
આડાં ઉતરે બિડાલ, કંકે પ્રહાર કર્યો ભાલ;
કાંકરા ધેરુ ઉડે, તે વાયે લાગ્યાં મુંઢે. ૨
એવા અપશુકન અનેક, તે કે'તાં ના'વે વિવેક;
પરમ શુકન રામને થાય, જેવા શાસ્ત્રોક્ત કહેવાય. ૩

૪૫. રાહુ-'ગ્રહું' પ્ર. ૨-૪. શમે-મૃત્યુ પામે. ૪૭. પ્રીત-પ્રીત ધરીને.
૨. કંકે-કંક પક્ષીએ. મુંઢે-મોઢે.

શુકન દીઠા રઘુનાથે, તવ બાણ સાંધિયું હાથે;
બળ થયું દીસે વિશેષ, દીસે છે વાર વેશ. ૪
ધનુષ્યે કરી સંધાણ, માર્યાં સહસ્ત્ર ત્રણ તે બાણ;
ધ્વજાદંડ કર્યો ચૂર્ણ, રથ ભાંજિયો પૂર્ણ. ૫
રાવણને ચઢ્યો રોષ, કરવા લાગ્યો દિલ શોષ;
હવે ભાંજુ એનો રથ, તો હું રાવણ સમરથ. ૬
માર્યાં મોટાં તીર, રામજીને અશ્વતણે શરીર;
તે બીન્યા નહિ લગાર, વાગ્યા ગાઢા પ્રહાર. ૭
જાતવંત તે એવા, જેણે કરી ઇંદ્રની સેવા;
રાજા રાવણ તે જુએ, અશ્વ દીસે એ સૂએ. ૮
રથ બીજે પછે બેઠો, રોષ મનમાં પેઠો;
ઘોડા એના હણાય, હવે વેધું રામની કાય. ૯
પછે માર્યાં તીર અપાર, એક હાથે મૂસળના માર;
એક હાથે અસ્ત્ર વરસાવે, એક મુખે ત્યાં ગાવે. ૧૦
એક મુખે ત્યાં રૂએ, એક મુખે તો સામું જુએ;
એમ એક મુખે ગુંજાવે, બળિયાને તે બિહાવે. ૧૧
મોગળ ભાલા મારે, અતિશે ખડ્ગે વિદારે;
થાય બાણતણા વરસાત, તેણે અંબર છાયું વિખ્યાત. ૧૨
રામે કહ્યું એને હણીશ, તમો મારો બીજા રીસ;
બીજા લાજે જોધ, તેને વળગ્યા વાનર ક્રોધ. ૧૩
એક રાક્ષસ એક પ્લવંગ, તે વળગ્યા અંગે અંગ;
અડગ ગજ જેવા દીસે, કહે અન્યોઅન્ય વધીશે. ૧૪
મારે ત્રાડે ને પછાડે, વાનરડા રે વિદારે;
વાનરે રાક્ષસ માર્યા, કાંઈ રહ્યા હતા તે સૂવાર્યા. ૧૫
પછે રથે રથ અથડાવે, અતિ ધ્વજાદંડ અડકાવે;
અશ્વ સામા અશ્વ વઢિયા, તવ રાઘવ વા'રે ચઢિયા. ૧૬
ચાર બાણે વેધ્યા ચાર, પાછે પગે ઠેલાણા તેહાર;
કળા કરી બેહુએ બો'ળી, ધનુષ્ય મોટાં મહા ફેરાળી. ૧૭

---

૭. રામજીને અશ્વતણે–'રામજીતણે' પ્ર. ૧ લી. ૧૦. એક હાથે અ-સ્ત્ર–'એક બાણે ચત્ર' પ્ર. ૧ લી, ૧૩. રીસ–રીસે. ૧૪. વધીશે–વધ કરીશું.

દેવ સિદ્ધ ઋષિ વિમાસે, પડિયા તે ત્યાં સાંસે;
સરખું પરાક્રમ જાણી, ચિંતા મનમાં આણી. ૧૮
રખે એ ન હણાય, તમો છો મોટા રાય;
પ્રેરે લક્ષ્મણ ભાય, સુગ્રીવ કહે ઉપાય. ૧૯
વિભીષણ હનુમંત કે'છે, લક્ષ્મણ શ્રવણે સહુ ગ્રહેછે;
રામને કહિયે જે પાડો, હવે વાર કાં સ્વામી લગાડો. ૨૦
લક્ષ્મણ આગળ કરિયો, પૂઠે સાથ સહુ પરવરિયો;
શેષે જોડ્યા હાથ, સાંભળો શ્રીરઘુનાથ. ૨૧
આ સાથ સહુ કહે વાણી, સાંભળો શારંગપાણિ;
હવે મારો રાવણ રાજા, તારા સાથ માંહે સહુ સાજા. ૨૨
એના ત્રણ ભાગના પડિયા, એક ભાગ રહ્યા તે મડિયા;
હવે હણો એને અવિનાશ, પછે ખાજો પરબ્રહ્મ શ્વાસ. ૨૩
લીલા ધણીએ કીધી, તમો શોભા મોટી લીધી;
હવે મારી પાડો સ્વામી, તમો છો અંતરજામી. ૨૪
રામ થયા રળિયાત, વારૂ કહ્યું તેં ભ્રાત;
મારા મનની કહી વાત, સોળ બાણ ગ્રહ્યાં વિખ્યાત. ૨૫

## આડોતાલ.

એક બાણે રાવણનું રે, પણછ કીધું છેદ;
તે બાણે ધનુષ્ય ભાંજ્યું, કરી ભારે ભેદ. ૨૬
ધનુષ્ય બીજું ધર્યું દશશિર, તવ હઠ્યા રઘુનાથ;
ચારે તીરે અશ્વચારે, મારિયા તે સાથ. ૨૭
છઠ્ઠું બાણ તે કાઢિયું, અર્ધચંદ્ર વિશાળ;
હ્રદે તેણે ભેદિયું, જાણિયે પેઠો વ્યાળ. ૨૮
સાતમે ત્યાં સાંગ ભાગી, મુકુટ કીધો ચૂર;
આઠમે અવનિ પડ્યો તે, અડવડીને દૂર. ૨૯
એક મસ્તક ઉખેડ્યું, મુકુટ કુંડળ યુક્ત;
તીર ત્રૈણે ત્રણ શિર તે, ભૂમિ પડિયાં ઉક્ત. ૩૦
ષટ્ મસ્તક નિરખિયાં, ને રામને ચઢી રીસ;
પાંચ બાણ તે પરમ તીનાં, કાઢિયાં જગદીશ. ૩૧

---

૨૩. મડિયા–મડા જેવા,

કોપે કરીને મેલિયાં રે, સમો જોઇને સંચ;
મનોહર મસ્તક તેહનાં રે, પાડિયાં તે પંચ. ૩૨
શીશ પાડ્યું સારથીનું, મસ્તક પાડયાં ભોમ;
રથ ભાંજ્યું લોપું એને, ચઢયો ઉકાંટો રોમ. ૩૩
સાંગ લીધી હાથમાંહે, વેગે રાક્ષસ રાય;
વજ્ર સરીખી વીજ સરીખી, શોભાથી કહેવાય. ૩૪
નાખવાને આંગમી રે, રામ ઉપર સોય;
આડે પાસે લક્ષ્મણ આવ્યો, અમરગણ તે જોય. ૩૫
સરતે કરી સાંસતી, લક્ષ્મણે તેણે ઠાર;
દશ શર હૃદેમાં માર્યા, સૌમિત્રે તે વાર. ૩૬
રાવણે તે સાંગ નાખી, લક્ષ્મણ ઉપર કોપ;
આવતી તે કડકા કરીને, કીધો તેનો લોપ. ૩૭
અસ્ત્ર માર્યાં અનેક વિધનાં, ક્રોધ કરીને રોષ;
શાલ તાલ તમાલ મારે, વાનરા વિશેષ. ૩૮
હંસ મધ્યે કાગ પડિયો, તેમ દીસે તેહ;
કાષ્ટ પાષાણ ઈંટ મારી, કર્યો જર્જર દેહ. ૩૯
મૂર્ચ્છા ખાઇને મહી પડ્યો, વાનરે માર્યો માર;
એક મુહૂર્ત્તે સાન વળી, ઉઠિયો નિરધાર. ૪૦
રામ સનમુખ રહ્યો ઊભો, રૂધિર ચાલે અંગ;
વળતી કહે રાઘવજી, હવે કરો એનો ભંગ. ૪૧
અગસ્ત્યે આવતાં આપ્યું, ધનુષ્ય જેહ પ્રચંડ;
દેહ એનો બ્રહ્માસ્ત્ર મેલી, કરોને શતખંડ. ૪૨
અવસર એનો સાચવો, અસુર થાય છે રામ;
જે અરથે તમો અવતર્યા, તે કરો વહાલા કામ. ૪૩
માતલિનાં સુણી વાયક, રામ થયા પ્રસન્ન;
રથ પાસે હકાવ્યો, કરવા કારણ કદન. ૪૪
કહે માતલિ એહ અરથે, વિધાતાએ નિર્મ્યું બાણ;
અસ્ત્ર બ્રહ્માએ આપિયું, નિર્ઝરકેરે પાણ. ૪૫
પીંછા વિષે પવન એને, ફળ વિષે અર્ક ને અગ્ન;

---

૩૩. 'લોપું એને–'લાપું નાગુ' એવો પાઠ છે. ૪૫. નિર્ઝર–દેવ.

આકાશમાં શરીર શરનું, જાણે મેરૂ સરખું પ્રજ્ઞ. ૪૬
સિંધુ વિષે જેમ વરૂણ વાસે, ત્રીજું તો કુબેર;
તેજમાં જાણે કોટિ તરણિ, હેમે રચ્યું ચોફેર. ૪૭
કાળાગ્નિ જાણે ધૂમ્રમય, રથ ગજ પાડે જોધ;
દ્વાર ભોગળ પર્વત ભાંજે, દુષ્ટ મારે શોધ. ૪૮
સોહામણું શોણિત સિંચ્યું, બીહે રાક્ષસ કાગ;
યમરૂપ સરખું જાણિયે, મારે મરમે લાગ. ૪૯
રઘુવંશનો ભય નાશ કરે, વાનરને કલ્યાણ;
મેલ્યા પૂંઠે નાદ થાયે, નિશાચરની હાણ. ૫૦

---

## કડવું ૪૩ મું.

### રાગ મારૂ જીતમાન.

શત્રુતણી કરે કીર્તિ નાશ, વેદ મંત્રે (મંત્રને) કરે પ્રકાશ;
પછે રાવણનું મસ્તક પાડો, પાપી પ્રાણી નાખો આડો. ૧
તમને શીખામણ શી દીજે, વેગે એ તો કારજ કીજે;
સુણી માતલિકેરી વાણ, વેદમંત્ર ભણી સાધ્યું બાણ. ૨
અતિ તાણ્યું તે આકર્ણાંત, મેલ્યું તે તો દેવ અનંત;
નખ દંત થયા તેના કાળા, મૃત્યુ કાળકેરા જાણે બાળા. ૩
હૃદે આવીને વાગ્યું બાણ, ઉર ફાડી ગયું લીધા પ્રાણ;
પગ ઘસડીને પડિયો ત્યાંય, ગયું તીર મેદિની માંય. ૪
હાથમાંથી ધનુષ્ય પડ્યું ત્યારે, પ્રાણ નીસરી ગયા જ્યારે;
પડ્યો પેખે રાક્ષસસ્વામી, નાઠા નિશાચર ખેદ તે પામી. ૫
દશોદિશે તે નાઠા જાય, થર થર અતિશે કાંપે કાય;
ઇંદ્રે વૃત્રાસુરને માર્યો, તેમ રામે રાવણને વિડાર્યો. ૬
વાનર અતિશે થયા પ્રસન્ન, ધન્ય ધન્ય કહ્યું જગજીવન;
અમર સ્તુતિ કરે અપાર, દેવે દુંદભિ વાજ્યાં સાર. ૭

---

૪૬. ફળ વિષે—બાણના ફળમાં—ભાલોડામાં. અર્ક—સૂર્ય. અગ્ન—અગ્નિદેવ, પ્રજ્ઞ—જ્ઞાનવાન અથવા હેજ્ઞાની! ૪૭. ત્રીજુ પં૦—ત્રીજું રૂપક કહું તો તે શર જાણે કુબેર સરખું બળની સમૃદ્ધિવાળું હતું. તરણિ—સૂર્ય. ૪૯. કાગ—રાક્ષસ રૂપી કાગડા. ૩. મૃત્યુ પં૦—"મૃત્યુકાળકરાજેબાળા" પ્ર. ૧ લી.

અને કરી પુષ્પની વૃષ્ટ, સ્વામી ટાળ્યું સહુનું કષ્ટ;
તમો વિણ રાવણને કોણ મારે, જે આગળ જગત તો હારે. ૮
બ્રહ્માનો બોલ તમો થાપ્યો, માનુષ થઇ અંતક કરે આપ્યો;
અતિશે ઉત્તમ મારૂત વાય, પડી જય રાવણની કાય. ૯
દિશા સઘળીએ ઉત્તમ દીસે, નાસે નિશાચર દંત પીસે;
લંકામાં ઉતરતા ત્રાહા, રામતણો ભય આણી નાહા. ૧૦
તેગ તેમ વાનર કેડો લેછે, નદી શોણિતની પૂર વે'છે;
પડયા ગજરથ અશ્વને પાળા, માંહે જાણે પર્વત કાળા. ૧૧
ઉંટ વેસરના ન આવે પાર, જમસદન એ જાણે દ્વાર;
મસ્તક મીન અસ્થિની પાળ, ત્યાં વાનર ચાલે વિકરાળ. ૧૨
રણભૂમિ તે શોધન કીધી, રામે સહુને આશિષ દીધી;
વિભીષણ ત્યારે પસ્તાય, માર્યો મેં તો રાવણરાય. ૧૩
એમ કહી આલિંગન દીધું, હવે સહુનું કારજ સિધ્યું;
માંહોમાંહે સહુએ મળિયા, એક એકમાં વાનર બળિયા. ૧૪
સુગ્રીવ અંગદ હનુમંત હાથી, લક્ષ્મણ ને વિભીષણ સાથી;
નળ નીલ ને જાંબવાન, માંહોમાંહે મળ્યા મતિમાન. ૧૫
મહાબળિયાને પૂછે મર્મ, કહો કેવું થયું પ્રાક્રમ;
એક એકને ઉપમા આપે, એ થયું સર્વ રામપ્રતાપે. ૧૬
આદિપુરૂષ અવતર્યો એહ, બ્રહ્મા અસ્ત્રે માનુષદેહ;
સહુ રામને દેછે આશ, વિભીષણ આવ્યો રાવણ પાસ. ૧૭
પડયો પેખ્યો પોતાનો વીર, આવ્યાં નયણે ત્યારે નીર;
પડયો આમ કાં મારા ભ્રાત, ઉઠો તો કીજીએ વાત. ૧૮
મસ્તક દશ અળગાં દીસે, તારે વિરહે તો મરીશે;
સમાચાર ભાભીને જાશે, ત્યારે ત્યાં મેં કેમ ખમાશે. ૧૯
સભા માંહેલી શોભા જોતાં, આજ આમ મેલ્યાં કાં રોતાં?
તું ભાગા બી'તા સર્વ જન, આ યુક્ત રહે કેમ મારૂં મન. ૨૦
તું પોઢંતો પર્યંક પ્રેમે, આજ ભૂમિ પડયો કાં એમે;
મારો બોલ ન માન્યો ભાઇ, તો તો સર્વે તજી સગાઈ. ૨૧
હું ગયો રામને ચરણ, તેણે તું પમાડયો મરણ;
કેટલું વખાણ કીજે તારૂં, કહ્યું કર્યું નહિ તેં મારૂં. ૨૨
તું વૈશ્વાનર પાણી રામ, તેણે તું ઓલવિયો સ્વામ;

વૃક્ષ રાવણરૂપી પડ્યો વિશાળ, ધીરજ તે તેના પ્રવાળ. ૨૩
ફળ તપ હઠ તે ફૂલ, સુરમૂળ તે અતિ અમૂલ;
એવો વૃક્ષ અનુપમ રાય, પાડ્યો રામઋષિએ વાય. ૨૪
રામસિંહે તું માર્યો નાગ, રામ કોંડી ને તું સાગ;
શો એ યોધતણો તેં રાખ્યો ધર્મ, ભાઇ માર્યો ભૂંડાં કર્મ. ૨૫

---

## કડવું ૪૪ મું.

### રાગ વેરાડી.

વીર વિભીષણ પડિયો મહી, રાવણ રાવણ વાણી કહી;
રાક્યો નહિ વિરહ તે સહી, રામચંદ્ર ત્યાં આવ્યા વહી. ૧
વિભીષણને ચાંપ્યો હૃદે, રાઘવજી તે વાણી વદે;
તું રૂદન કરે શે મદે, એ મુઓ તે સહુને સદે. ૨
જક્તકેરો કંટક એહ, સનમુખ વઢ્યો ન નાઠો જેહ;
ક્ષત્રીથી તો અધિકો તેહ, નવ એણે નસાડ્યો દેહ. ૩
કાયર થયો નહિ રે લગાર, અંત લગે આથડ્યો નિરધાર;
એણે ભોગવ્યા ભોગ અપાર, એવો હુઓ ન હોશે જુંઝાર. ૪
રામવચને મન આવ્યું ઠાર, વિભીષણનું તેણીવાર;
ધન્ય ધન્ય પ્રભુ પ્રાણ આધાર, તમો કહ્યું તે સૂધું સાર. ૫
એવો સનમુખ કો નવ રહે, તીર તમારાં એહજ સહે;
(એ) ભાઇ માટે મુજને દહે, વિભીષણ રામને કહે. ૬
ઘણું ઘણું શું કહીએ કથી, કોથી કંઇએ ભાગ્યો નથી;
તમો આજ માર્યો મદ મથી, રથિ માંહે હુતો મા'રથિ. ૭
અમર માત્ર નાસતા ઘણું, ચઢતું જદા કટક એતણું;
જાણતો જે (હું) જગતને હણું, શા શા ગુણ એના હું ભણું. ૮
જો આજ્ઞા આપો રામ, કરૂં દહનકેરૂં હું કામ;
મસ્તક ધડ કીજે એમ ઠામ, તજી પ્રેતગત ત્યાં રહે નામ. ૯
રાઘવ કહે તું વહેલો થાય, વીરા બાળને તારો ભાય;
એ વાતની કયમ ના કહેવાય, પડ્યા પૂઠે તો વણસે કાય. ૧૦

---

૨૩. વૈશ્વાનર—અગ્નિ. ૨. સદે—માફક આવે—અનુકૂળ છે. ૪. જુંઝાર—રણમાં ઝૂઝનારો.

હોય કુળ તમારે રીત, તે સર્વે કરો દહનની નીત;
રાજા જાણી રામે કરી ચિત, પૂરવની સંભારી પ્રીત. ૧૧
લંકામાં રાક્ષસ પરવર્યા, નાઠા બી'તા રૂધિરે ભર્યા;
રાવણને ઘેર જઇ ઉચર્યા, સકુટુંબ રામે માર્યા ખરા. ૧૨

દોહરા.

સેવકકેરાં વચન સાંભળી, મળી એકઠી નાર રે;
એમ કહેછે રાજા રાવણ, ખાય નહિ ત્યાં હાર રે. ૧૩
કૈકસી માતા રાવણની, શૂર્પણખા તે ભગિની રે;
સહુએ તે તો રૂએ કૂટે, ચતુરા તે ચંદ્રવદની રે. ૧૪
મંદોદરીએ સ્વપ્નમાંહે, પડતા દીઠા શણગાર રે;
તે ઝૂરણ કરતામાં જાઈ કહ્યું, મુઓ તુજ ભરતાર રે. ૧૫
કહેતાં એવ તે પડી મેદિની, જાણે વાઢી વેલી રે;
પ્રીત તજી પિયુજી પધાર્યા, આજ એકલી મેલી રે. ૧૬
એક કહે એ મરે નહિ રે, માન્યાની નથી વાત રે;
વારૂ ત્યાં જોવાને જઇએ, કેમ થયા ભૂપાત રે. ૧૭
કો કહે ન મરે કો કહે મુઓ, જોવા ચાલી નારી સાથ રે;
કોટે વળગીને કરગરતી'તી, હૈયાં કૂટે હાથ રે. ૧૮
મંદોદરી આદે સુંદરી, અવર નાર બહુ ટોળે રે;
નગર તજીને રણમાં આવ્યાં, પોતાનો પતિ ખોળે રે. ૧૯
ઠામ ઠામ તે યોધ પડ્યા છે, કુંવર ને પરધાન રે;
રોતાં જોતાં આવ્યાં સહુએ, પડિયો જ્યાં રાજાન રે. ૨૦
અંજનાચળપર્વત શો પડિયો, અવલોક્યો તે રાય રે;
મસ્તક અળગાં અંગ ન વળગ્યાં, ઠામ ઠામ બહુ ઘાય રે. ૨૧
સ્વામીજી શામાટે સૂતા, ઉત્તર આપો આજ રે;
નખ કોયે નવ દેખતું તે, અહીં આવ્યાં લોપી લાજ રે. ૨૨
શણગાર સોનાના આપો, અમો પે'રીએ અંગે રે;
ઊઠી આલિંગન ઘો અંગે, રમાડોને રંગે રે. ૨૩
જાઇને કોએક કંઠે વળગી, અળગી તે નવ થાય રે;
કોએક સ્તનને તળાંસે છે, પેહેલી પ્રીતે પાય રે. ૨૪
કોએક મસ્તક ગ્રહી હાથમાં, ગાલ કરે ચુંબન રે;
કોએક નારી ચરણે લાગી, ઉઠોજી રાજન રે. ૨૫

એક કેહે આવો ઘેર મારે, આજ વારો હુતો રે;
ઘણે દિવસે આશા પો'ચત, તે આમ કયાં સૂનો રે. ૨૬
સર્વ રિદ્ધિસ્વામી અંતરજામી, પામ્યા ગત કાં આવી રે;
શોકસિંધુ માંહે બૂડતાં, તમોજ બાંહે સા'વી રે. ૨૭
કામિની કાલાવાલા કરતી, ઉપર પડતી અનેક રે;
માતા ભગિની સખી સાહેલી, આશપાશ પડી અનેક રે. ૨૮
મંદોદરી આદે બહુ નારી, કે'તાં ન આવે પાર રે;
શોકે સર્વ ઉપર સર્વ સૂતાં, વસ્ત્ર ભૂષણ નહિ હાર રે. ૨૯
વિભીષણ દે આશ્વાસનાં, ભાભીને ઉઠાડે રે;
હનાર હોય તે ન હોય પાછું, એમ કાં ચઢયાં આડે રે. ૩૦
વૃક્ષવિના જેમ લતા ન શોભે, ચંદ્રવિના તો રાત રે;
તેમ રાવણવિણ વરવી દીસે, નારી અસંખ્યાત રે. ૩૧
એક કહે સીતાને બાળો, રાવણની સંઘાત રે;
એ નિમિત એનો દેહ પડિયો, રાક્ષસની કાળરાત રે. ૩૨

## શોક સોહામણી ધાત.

મંદોદરી કહે નાથજી રે, ઉઠોને એક વાર રે;
વિરહિણી હું તો વલવલું રે, સાદ કરો કહી નાર રે. ૩૩
ઉઠો મારા નાથજી રે, હું અકરમણ અનાથ રે;
ઉભા રહો આવું સહી રે, પિયુડા તારી સાથ રે. ઉઠો૦ ધ્રુવપદ. ૩૪
કહેતા જે વા'લી ઘણું રે, તે તો મેલી આમ રે;
આનો આપણુ પોઢિયે રે, આગે તે તો ઠામ રે. ઉઠો. ૩૫
ધનદ કનેથી લાવિયા રે, પુષ્પક એહ વિમાન રે;
તપ તીવ્ર તમો કર્યું રે, જીત્યા સુરરાજાન રે. ઉઠો. ૩૬
શત્રુ સહુને મારતા રે, કોણે સનમુખ નવ રહેવાય રે;
મિત્રજનને પાળતા રે, કરીને બહુ પસાય રે. ઉઠો. ૩૭
પણ કહ્યું કરતા સર્વ માહરૂં રે, કર્યું નહિ તો એક રે;
સીતા લાવ્યા રામની રે, એહ કર્યું અવિવેક રે. ઉઠો. ૩૮
મસ્તક મુકુટ હીરે જડયો રે, નિલાંજનશી કાય રે;
એવો કો જોડો નહિ રે, રાણો ને વળી રાય રે. ઉઠો. ૩૯
બીજી બેરી ઉચરી રે, મળ્યો માંહલો મંદ રે;

૩૦. એમ ઇ૦—આડાપણું શું કરોછો ? ૩૯. નીલાંજન—કાળું કાજળ

વિભીષણે મરાવિયો રે, મળી ઉપજાવ્યો દ્વંદ્ર રે. ઉઠો. ૪૦
ભેદ કહી ભંજાવિયું રે, સુંદર લંકા ગામ રે;
કપટી કો તેવો મળ્યો રે, રડવડતો રામ રે. ઉઠો. ૪૧
સરજ્યું તે તો એ થયું રે, આપણા કર્મનો વાંક રે;
કોણે છેકાયે નહિ રે, એ વિધાતાનો ટાંક રે. ઉઠો. ૪૨
વિભીષણ કહે મેં કહ્યું રે, જે આપો રામને સીત રે;
સગાં સંબંધી પુત્ર ત્રિયા રે, જીવે એણી રીત રે. ઉઠો. ૪૩
દેવકન્યા ને નાગણી રે, અનેક અપ્સરા નાર રે;
મંદોદરી તારે સુંદરી રે, તેથી નહિ માનુષી સાર રે. ઉઠો. ૪૪
મંદોદરી એમ ઉચરી રે, નહિ દિયરનો અપરાધ રે;
એણે એનો ધર્મ સાચવ્યો રે, સૌ થકી એ સાધ રે. ઉઠો. ૪૫
એને ઉપર મારિયો રે, દીધા માટે ખુદ્ધ રે;
પછે રામ પાસે ગયો રે, જાણું છું હું શુદ્ધ રે. ઉઠો. ૪૬
મુજથી સીતા સુંદર નહિ રે, જર્જર માનુષી દેહ રે;
હું ખેદ કહીંએ પામું નહિ રે, રંગે રમતી નેહ રે. ઉઠો. ૪૭
દૂષણ તો દેવું નથી રે, લાગ્યાં પેલા ભવનાં પાપ રે;
સદા જાણે આવી હતી રે, શમે નહિ સંતાપ રે. ઉઠો. ૪૮
સુંદર મુખ દશ દીપતાં રે, સોનાની સહના સાર રે;
વીશે ભુજ ગ્રહેતા સદા રે, અનેક તો હથિયાર રે. ઉઠો. ૪૯
કહીંએ તો નવ દેખિયે રે, બળ્યો મારો અવતાર રે;
ટીટોડીની પેરે ટળવળે રે, આંખે આંસુ ધાર રે. ઉઠો. ૫૦
થર થર ધ્રૂજે દેહડી રે, ઢળી ધરણી મોઝાર રે;
વા'લા આણાં મોકલો રે, હું રહી ન શકું લગાર રે. ઉઠો. ૫૧
પ્રાણ જો નવ નીસરે રે, સ્નેહ તો સઘળો ફોક રે;
પડયા પેખી હૃદે ફાટે નહિ રે, એ સ્વામીજી શાનો શોક રે. ઉઠો. ૫૨

---

૪૮. આવી–આવા દુઃખવાળી.

## કડવું ૪૫ મું.

### તાલ જીતમાન.

મયદાનવથી ઉતપત મારી, પરણ્યો રાવણરાય;
દેવ દાનવ યક્ષ વિદ્યાધર, કિન્નર જેના ગુણ ગાય. ૧
તેની નારી આજ હું હારી, અનાથણી થઇ અતિશે;
ઊભી થઇને અતિશે રામા, જટિયાં તોડે રીસે. ૨
રાવણ આવો રે રાવણ આવો, ઇંદ્રજિતની કહી માત;
મુજને બોલાવો રે. ધ્રુવપદ. ૩
ગૌહત્યા બ્રહ્મહત્યાથી, મોટું પાપ એ લાગ્યું;
સ્વામીવિના સંસારજ સૂનો, એવાતનજ ભાગ્યું. રાવણ આવોરે રાવ૦.૪
અપુત્રીને પિયુડા પાખે, રે કો પાસે બેસું ?
વિષ ખાઉં હિમાચળ હીંડું, કે પાવકમાં પેસું. રાવણ. ૫
ઉઠી તે મુખ જોઇએ કોહોનું, સર્વ રાક્ષસી થઇ રાંડ;
એને પ્રાયે એમજ જોઇએ, સીતા હરી કાં માંડ ? રાવણ. ૬
પરનારી તે વિષ વેલડી, કહેતાં કીધું હર્ણું;
સરજ્યું ત્યારે તેહ ઉપજી, લખ્યું હોયે જેમ મર્ણું. રાવણ. ૭
મંદોદરીને રૂદને રોયાં, સ્થાવર જંગમ પંખી;
ત્રાહે ત્રાહે રામ સાર કરો એની, આ વેશે કાં નાંખી. રાવણ. ૮
રામ વિભીષણને કહે ભાઇ, ઘેર મોકલો નારી;
એને દુઃખે વચને દાઝું, રૂએ ભાભી તારી. રાવણ. ૯
વળાવી વનિતાને આવો, કહીને પેરે પેર;
આશ્વાસના દેઇને વાળો, કહીએ જાઓ ઘેર. રાવણ. ૧૦
દહન દે પછે જ્યેષ્ઠ ભ્રાતને, વહેલો થા રે વીર;
વદે વિભીષણ વળતો વાણી, સુણિયે શ્યામશરીર. રાવણ. ૧૧
એને તો દેન નહિ દઉં, એણે મુજને માર્યો;
મેં કહ્યું જે સીતા આપિયે, ભાઇ જાણી વાર્યો. રાવણ. ૧૨
એહ છે સંતનો દ્વેષી, સતીનો હરનાર;
તેને તો શી પેરે કીજે, સ્વામી અગ્નિસંસ્કાર. રાવણ. ૧૩
રામ કહેછે રે રે મૂરખ, એ શાં વાયક ભાખે;

---

૬. ઊઠી પ્ર૦—'ઊઠી તે જોયે કોહાની' એવો પાઠ છે.

મહાપાપી મૃત પામ્યાકેરું, વેર મનમાં શાને. રાવણ. ૧૪
જ્યેષ્ઠ ભ્રાત તાતને સ્થાનક, તેને દેન નવ દીજે;
જ્ઞાત માંહે જે શબ હોયે, સંસ્કાર તેને કીજે. રાવણ. ૧૫
અનાથ પ્રેતનું કારજ કીધે, હોયે અતિશે ધર્મ;
તો ભાઇને નહિ બાળો કયમ, જોને વિમાસી મર્મ. રાવણ. ૧૬
વિભીષણે મનમાં વિમાસ્યું, ચઢી રામને રીસ;
સ્વામીકેરાં વચન ચઢાવ્યાં, વેગે ત્યારે શીશ. રાવણ. ૧૭
આશ્વાસન દેઇને વાળી, વિભીષણે તે નારી;
ભરણપોષણ ભાઇ પેરે આપીશ, દુઃખ કરતી તેને વારી. રાવણ. ૧૮
રામચંદ્રને રીસ ચઢી છે, એવડું રૂદન ન કરવું;
કેડાવેડે સહુનો વારો, નેટ નિશ્ચે મરવું. રાવણ. ૧૯
એમ ભાખી રોતી રાખી, ઈંધણ પછે અણાવી;
કાષ્ટ ધરી પાવક ધરી વેગે, રાવણને પોઢાવી. રાવણ. ૨૦
દહન દેઈ રાવણને વેગે, વિભીષણે મન જાણ્યું;
સઘળા રાક્ષસ સગા સહોદર, સાચવું અંતનું ટાણું. રાવણ. ૨૧
કુંભકર્ણ બાળ્યો ઇંદ્રજિત બાળ્યો, બીજા પુત્ર પ્રધાન;
અનુક્રમે રાક્ષસ રાક્ષસો પાસે, બળાવ્યા તેણે સ્થાન. રાવણ. ૨૨
સહુને ત્યાં સંસ્કાર કરાવ્યો, વિભીષણે ક્રીયા સારી;
દ્વાદશાનું કારજ કર્યું પૂરણ, દાન પુણ્ય કર્યાં છે ભારી. રાવણ. ૨૩
ઉદ્ધાર્યો બાંધવને અતિશે, રામબાણે પામ્યો મરણ;
રામનામ લેતાં જે દેહ છાંડે, તેને નહિ અવતરણ. રાવણ. ૨૪
રામને હાથે મૂઓ તેને, ઉદ્ધારનું શું કહેવું;
ધરી બાણ તાર્યો ધરણીધર, પામ્યો કીધું જેવું. રાવણ. ૨૫
પછે રાઘવે અસ્ત્ર ઉતાર્યો, સહુના સર્વ હથિયાર;
મનના મનોરથ પૂરણ પામ્યા, જે રાવણ નાખ્યો માર. રાવણ. ૨૬
ચૂડા ભાગ્યા સહુએ સાથે, જે જેના મૂઆ નાથ;
સ્નાન કરી લંકામાં રેડા, પેઠી સઘળી સાથ. રાવણ. ૨૭
વિભીષણ ચાલીને આવ્યો, જ્યાં છે લક્ષ્મણ રામ;
બાળ્યા સહુ ક્રિયા સારી મેં, કહ્યું તે કીધું કામ. રાવણ. ૨૮

---

૨૪. અવતરણ–જન્મ. ૨૬. નાખ્યો માર–મારી નાખ્યો.

કહે રામજી રૂડું કીધું, મનમાં થયા પ્રસન્ન;
આયુધ ઉતાર્યાં રીસ ઉતરી, નિરમળ દીસે તન. રાવણ. ૨૯
દેવ ગંધર્વ જે જે દીઠા, વિદ્યાધર વૈતાળ;
અપ્સરા ઋષી યક્ષ કિન્નરી, સહુ ચાલ્યાં તે કાળ. રાવણ. ૩૦
જે જે આવ્યા તે તેમ જાયે, કો વાહન કો વિમાન;
વાર્તા સહુએ કરતા પળિયા, ભલું કર્યું ભગવાન. રાવણ. ૩૧
એક કહે લક્ષ્મણ ભલો યોધો, એક કહે અંજનીતન;
એક કહે રાવણ વઢચો વારૂ, ચાલ્યું નહિ તો મન. રાવણ. ૩૨
એક કહે સુગ્રીવ તો અધિકો, જેના વાનર વઢિયા;
એક કહે સીતા ભલી સાધવી, તેને સત્યે વા'રે ચઢિયા. રાવણ. ૩૩
એક કહે સર્વે ભલાપણ, રાવણકેરૂં ભાગ્ય;
જેનું મરણ રામને હાથે, એ તો મોટો લાગ. રાવણ. ૩૪
મુખે એણી પેરે વારતા કરતા, યુદ્ધ જોઇ સર્વ વળિયા;
માતલિકેરી પૂજા કીધી, શોક સર્વ હવે ટળિયા. રાવણ. ૩૫
માતલિને તો આજ્ઞા આપી, રથ અસ્ત્ર ગ્રહી પરવરિયો;
ઇંદ્રને જઇ સર્વે તે સોંપ્યું, ભારે રથ જે ભરિયો. રાવણ. ૩૬
સુગ્રીવને આલિંગન દીધું, પછે ત્યાં રઘુનાથે;
તેં તો તારૂં વચનજ પાળ્યું, આજ લગી રહ્યો સાથે. રાવણ. ૩૭
હવે તમારે સ્થાનક જાઓ, ઘણું રહ્યા મુજપાસ;
એમ કહી આલિંગન દેઇ, વળાવે અવિનાશ. રાવણ. ૩૮
વાનર સર્વ સંઘાતે લીધા, સુગ્રીવે તેણીવાર;
વેગે તે તો સ્થાનક ચાલ્યા, કરી રામને જુહાર. રાવણ. ૩૯
હનુમંત રહ્યો રામની પાસે, તવ ન ગયો સુગ્રીવનાથ;
વિભીષણ રહ્યો એક પાગે, સામો જોડી હાથ. રાવણ. ૪૦
તેનું વદન જોઈ બોલાવ્યા, લક્ષ્મણ તેતો ભાઇ;
લંકામાં એને જઇ સ્થાપો, કરીને સર્વ સજાઇ. રાવણ. ૪૧
આગે મેં તો એને આપ્યું, લંકાકેરૂં રાજ;
તે તમો આસન બેસારો, ઉત્તમ છે દિન આજ. રાવણ. ૪૨
કહેતાં ખેવ લંકામાં આવ્યા, વિભીષણ લક્ષ્મણ સંગ;
પ્રધાન માન દેઇને તેડયા, તે આવ્યા આણી રંગ. રાવણ. ૪૩
હેમતણા કળશ અણાવ્યા, સિંધુ ચારનું પાણી;

મળસ્નાન કરીને બેઠા, બોલ્યા લક્ષ્મણ વાણી. રાવણ. ૪૪
મંદોદરીનો શોક મેલાવ્યો, સિંહાસનની પટરાણી;
આગે વાળી વધી તારા સુગ્રીવે લીધી, તેમ એ તો રાણી. રાવણ. ૪૫
મંદોદરી તેડી તે સ્થાનક, વિભીષણ ભૂપતિ પાસ;
રાવણ ત્યમ વિભીષણ જાણો, લક્ષ્મણે દીધી આશ. રાવણ. ૪૬
સ્ત્રીજનને તે સ્વામી પાખે, જન્મ અવસ્થા જાણ;
વળી જે સિંહાસન બેસે, તેનો સહાવો પાણ. રાવણ. ૪૭
એહ વાતમાં કૂડું છે નહિ, સહુએ કહ્યું તે ન્યાય;
પછે પ્રીત ધરી તે ઉપર, અવિચળ થાપ્યો રાય. ૪૮
લક્ષ્મણજીએ તિલક તે કીધું, વિભીષણને ભાળ;
હવે મંદોદરી સૌભાગ્યવતી કહી, પિયળ કીધી ગાલ. રાવણ. ૪૯
નિશાન વાજે નાનાવિધનાં, વિપ્રે કર્યો અભિષેક;
અતિશે દાન આપિયાં ત્યારે, કરીને મન વિવેક. રાવણ. ૫૦
મંદોદરીની આશા પો'તી, પુનરપિ પાવન સ્વામી;
સર્વ સાથ પ્રધાન પ્રસંન થયા, પ્રજા આનંદ પામી. રાવણ. ૫૧

---

## કડવું ૪૬ મું.

### રાગ ધનાશ્રી.

વિભીષણ છત્ર ધરાવી બેઠો, સહુકો જોવા આવે;
મંદોદરીનું ભાગ્ય મોટું, એ પાસે ભલી ભાવે. ૧
એક કહે એણીએ કર્યું કૂડું, રાવણવિરહ ખમિયો;
રોતી'તી તે તો લોક રીતની, એ માંટી કેમ ગમિયો? ૨
જે કો બીજા જોવા આવે, વદે એમ વચન;
સિંહાસનકેરો એ અધિપતિ, તેણે માન્યું મન. ૩
સિંહાસનની એ છે રાણી, તે માટે નહિ દોષ;
રામે રાજ્ય આપ્યું છે અવિચળ, કોય ધરે નહિ રોષ. ૪
વાનર ગાજે રાક્ષસ રાજે, વરત્યો જયજયકાર;
લક્ષ્મણજીની સેવા કીધી, વિભીષણે અપાર. ૫
લક્ષ્મણ સાથે વિભીષણ આવ્યો, સહુ લંકાના લોક;
ફળ પત્ર પુષ્પ ગ્રહી હાથે, ઊભા થોકે થોક. ૬
વિવિધ ભેટ આણી ભૂધરને, વિભીષણે તેણીવાર;

લક્ષ્મણે ભાઇને સંભળાવ્યો, સઘળો સમાચાર. ૭
આસન થાપ્યો એને સ્વામી, મેં જઈ લંકા મોઝાર;
રામ કહે તેં વારૂ કીધું, સુમિત્રાના કુમાર. ૮
વિભીષણ રાજે છે રૂપે, પહેર્યાં બહુ શણગાર;
તે તણી ભેટ ગ્રહી રામે, પૂજાના ઉપચાર. ૯
લંકાના લોકે વીસાર્યો, રાવણ જે રાજન;
ઊભા રહ્યા સહુ એમ ઓચરે, ધન્ય ધન્ય દશરથતન. ૧૦
કૌશલ્યાકુંવર કહે સાંભળ, હનુમંત મારી વાણી;
વેગે જોઇ આવ્ય લંકામાં, સીતા સુંદર રાણી. ૧૧
સકળ વાત સુણે સુણાવે, કુશળ લક્ષ્મણ રામ;
સમાચાર સૂધો લેઇને, આવે આણે ઠામ. ૧૨
વારૂ કહી વાયુસુત આવ્યો, વૈદેહીની પાસ;
માતાજી કુશળ ક્ષેમ છે, લક્ષ્મણ ને અવિનાશ. ૧૩
રાવણ રામે મરણ પમાડ્યો, કુંવર ભ્રાત સંગાત;
સુગ્રીવ મિત્ર તમઅરથે કીધો, કરી વાલીની ઘાત. ૧૪
સાગર (પાજ) બાંધી રાવણ હણ્યો, વિભીષણ આપ્યું રાજ;
થોડા દિવસમાં તમો પામશો, સમર્થ શ્રીમહારાજ. ૧૫
સીતાએ તે વચન સાંભળ્યાં, જાણે લાધે સ્વપ્ન;
લજ્જા પામી પ્રેમ ઉપન્યો, હર્ષાશ્રુ વહે લોચન. ૧૬
હનુમંત કહેછે ઉત્તર આપો, માતા મુજને કાંય;
ઉત્તમ પ્રેમ ધર્યો તમસાથે, સમરથ રાઘવરાય. ૧૭
એવું જોઈ હરિણનયણી કહે, સાંભળ હનુમંત વીર;
તુજને ઉત્તર હું શું આપું, તારા ગુણ ગંભીર. ૧૮
આગે તેં મુદ્રિકા આપી, કાપી આખી વાડી;
અક્ષકુંવર હણ્યો તેં હનુમંત! પુરી બાળી ને વણસાડી. ૧૯
પછે રામને તેડી આવ્યો, પાજ બંધાવી સિંધુ;
રાવણની વાત મૃત્યુ કેરી, સુણાવી તેં તો બંધુ. ૨૦
તો તુજને ઉત્તર શો આપું, વધામણી તેં ખાધી;
તેં તો મોટાં કારજ કીધાં, પૂર્વજન્મની બાંધી. ૨૧

---

૧૬. હર્ષાશ્રુ–હરખનાં આંસુ.

તુજને આપી ઓશિંકળ થાઉં, એવું નથી કાંઈ આજ;
હનુમંત કહે હું તન તમારો, પિતા રામ મહારાજ. ૨૨
માતા એક વરદાનજ આપો, માગું તે કહોને સત્ય;
રાક્ષસીઓ તમ પાસે છે, પીડાદાયક અત્ય. ૨૩
સાડીત્રણ્ કોડ રાક્ષસીને, કહો તો મારૂં ઠાર;
જો તમને સંતાપ્યાં હોય તો, બોલ્યો પવનકુમાર. ૨૪
સીતા કહેછે એ તો સઘળી, રાક્ષસી રામની દાસ;
વાંક એનો શો તું કાઢે, વીરા વાત વિમાસ. ૨૫

આડોતાળ.

જનકસુતા એમ ઓચરે રે, સાંભળ હનુમંત વીર;
દાસ દાસીનું શું ગજું રે, પરવશ તેનાં શરીર. ૨૬

ઢાળ.

શરીર પરવશ તેહનાં, રાવણ કહે જે વાણ;
રૂડું ભૂડું કરે કારજ, બીંક મનમાં આણ. ૨૭
આપ્યું તેનું આહાર કરવું, તો ન પીડે કેમ ?
તે વારતા મન નાણીએ રે, ભાવિ લખિયું એમ. ૨૮
વાલ્મીકિએ લખ્યું સીતા પીડાશે, રાવણ કેરે ઘેર;
તે વચન મિથ્યા ન હોયે, જોને પેરે પેર. ૨૯
દાસીને અડીશ મા તું, વાંક નથી કોઇતણો;
રાવણે કીધું તેવું પામ્યો, હરિએ હેલાં હણ્યો. ૩૦
હનુમંત કહે તમો કહ્યું વારૂ, માન્યું મારૂં મન;
તમવિના તે વેર વીસારે, કોણ બીજું ધન્ય. ૩૧
હવે કહાવો છો કંઇ રામને, તે જઇને કહું આપ;
સીતા કહે શું ઓચરૂં, જો તન પામું તાપ. ૩૨
દેહ મારી દેખે છે, છારી વળી શરીર;
રામદરશન કરવા ઇચ્છું, સુંદર લક્ષ્મણ વીર. ૩૩
બૈરાંની બુદ્ધિ પાનીએ, જે માગ્યો કનકકુરંગ;
તે માટે ઘણું સીદાણી, હવે સાર કરો શ્રીરંગ. ૩૪
જીવતી જે રહી છે, તમ નામને આધાર;

---

૩૪. સીદાણી–દુઃખ પામી.

હવે કૃપા કરી એને, દરશન દ્યો મોરાર. ૩૫
અંતરગત તે રામદરશન, વિના મારે પીડ;
તુજને બીજું શું કહું, હવે ભાંજે મારી ભીડ. ૩૬
હનુમંત કહેછે માતાજી, હમણા આવું તેડવા;
રામને કહી વળીશ વેગે, દુઃખ તમારાં ફેડવા. ૩૭
એમ કહીને શીખ માગી, ચરણે લાગી સંચર્યો;
આજ્ઞા આપી વિભીષણને, પુરીમાં તે પરવર્યો. ૩૮
રામે વિભીષણ વાળિયો, એવે વીર હનુમંત આવિયો;
એકાંતે તે રામને કહેછે, સમાચાર જે લાવિયો. ૩૯
તેં નિરખી મારી મૈથિલી, સમાચાર કહે મુજને;
જે કાંઇ કહ્યું હોયે વીરા, આવતાં અહીં તુજને. ૪૦
હરિ પ્રત્યે હરિ ઉચરે, સીતાએ કહ્યું જેહ;
હીન દીન મલીન થઇછું, તમ નામે આ દેહ. ૪૧
તમો રાવણ મારિયો, તે કહ્યું હનુમાન;
હવે મેં નથી રહેવાતું, બેસારો સન્નિધાન. ૪૨
બીજું તમને મળ્યા પૂઠે, કહીશ મારા સ્વામ;
ક્ષણ વરસો સો થાયેછે, હવે સાર કરો શ્રીરામ. ૪૩
મુજમાટે તમો કષ્ટ પામ્યા, લક્ષ્મણ ને રઘુવીર,
અનાથણીના નાથ છો, સુંદર શ્યામશરીર. ૪૪
દીન જાણી લેઇ પધારો, ક્ષમા કરજો વાંક;
અપરાધ મારા અતિઘણા, તોયે તમારી રાંક. ૪૫
એમ કહેતાં રામને, આંસુ આવ્યાં અપાર;
દીન વચન શાં કહ્યાં છે, ધન્ય ધન્ય સાધવી નાર. ૪૬
એ નારીને નિરખવા, હનુમંત મુજને ખાંત;
જાણું કહીં મેં નિરખી નથી, રમ્યો નહિ એકાંત. ૪૭
સીતાનાથી શોક મુજને, શત ઘણો હનુમંત;
ભાંજવા તુજ વિણ સમરથ, નથી કો બળવંત. ૪૮
વિભીષણને જઇ કહો, સીતા હરી તુજ ભ્રાત;
સાજ કરીને હવે વોળાવો, માનીને ભગિની માત. ૪૯

૪૨. સન્નિધાન-પાસે.

સુણી વાયક રામનાં, હનુમંત લંકામાં ગયો;
સભામધ્યે આવિયો, તવ વિભીષણ બેઠો થયો. ૫૦

## કડવું ૪૭ મું.

### રાગ રામગ્રી.

પૂજા કીધી પરમ વિશાળ જી, મનમાં હરખ્યો તે ભૂપાળ જી;
ભલે પધાર્યા પવનકુમાર જી, કારજ કહો કાંઇ એકવાર જી. ૧

ઢાળ.

કારજ કહો જી દાસને કાંઇ, રામે કહાવ્યું હોય;
હાથ જોડી હું કરૂં, સત્ય વાણી સોય. ૨
કેસરીકુંવર કહે વિભીષણ, વૈદેહી આપો આજ;
સીતાનું સર્વ દુઃખ ભાંજે, રામનું સરે કાજ. ૩
મુજ સંઘાતે કહાવ્યું છે, સીતા મળવા કોડ;
શ્યામસુંદર સીતા પાસે, સુંદર સરખી જોડ. ૪
વિભીષણ વાયક સુણી, દાસી લેઇ બહુ સંગ;
અશોકવનમાં આવિયા, હનુમાન સાથે રંગ. ૫
જઇ પાસે કહેછે, હનુમંત સીતાને વાણ;
રાવણે હરણ કર્યું તેનું, ભાઈ વોળાવે નિરવાણ. ૬
રામની આજ્ઞા છે, નાહો આણી નેહ;
સાસરવાસો કરે વિભીષણ, બોલાવે છે એહ. ૭
સીતા મનમાં મોદ પામ્યાં, દાસી બહુ સંઘાત;
એકાંત સ્થાનક દિયે કોડે, જઈ નવરાવે વિખ્યાત. ૮
પછે વેણી ગુંથી વનિતાની, માંગ ભર્યો સિંદૂર;
વિભીષણે મોકલ્યા, શૃંગાર ઉરાઉર. ૯
ફૂલે સેંથી પદુકડી, ઝૂમણું ને ઝાલ;
વિભીષણ કહે જાનકી જી, જે માગે તે આલ. ૧૦
અંગ બેરખી કિંકિણી, મુક્તાફળના હાર;
કટિમેખળા ચરણે અણવટ, ઝાંઝરનો ઝમકાર. ૧૧
ગેરૂ મનસીલ કેસર કંકુ, તિલક કર્યો લલાટ;

---

૧૦. પદુકડી—'પદુકડી' નામનો કાનનો અલંકાર.

અંજન નેત્રે દર્પણ જોઇ, કર્યું બેશી પાટ. ૧૨
કુસુમકેરા હાર લેઇ, ધરે આગળ દાસ;
ચીર ચરણાં ચોળી પે'રી, પછે પુષ્પ રાખ્યાં પાસ. ૧૩
શૃંગાર સર્વ પે'ર્યાં શરીરે, કહેતાં ન આવે છેહ;
જાણે એ હિમાચળતનયા, પોસાયે નહિ તેહ. ૧૪
શિબિકા સુંદર શૃંગારી, માંહે બેઠી સુંદરી;
ઉપર અંબરનું આચ્છાદન, સેવકે તે સ્કંધે ધરી. ૧૫
નાનાવિધિ વાજિત્ર વાજે, આગળ અનેક દાસ;
જેષ્ટિકા ગ્રહી હાથમાં, ચાલે ધરી ઉલ્લાસ. ૧૬
વિભીષણ તે પાલખી, પૂઠે ચઢયો માતંગ;
આગળ હનુમંત વાનર લેઇ, ચાલ્યો આણી રંગ. ૧૭
લંકામાંહે સાંભળ્યું, હવે સીતા રામ પાસે પળે;
ટોળેટોળાં તારુણી, ઠામઠામ જોવા મળે. ૧૮
એકઠી મળી માનિની એવે, આવી સીતાની પાલખી;
ઉપર વસ્ત્ર અવલોકી નહિ તવ, સાથે ચાલી સહુ સખી. ૧૯
જેને મોહે રાવણ રોળાણો, સાયર બંધાણી પાજ;
તે સીતાને રામ પાસે, જોવા જઇએ આજ. ૨૦
નગર લંકાથી આવ્યાં, વેગે સહુએ બા'ર;
હનુમાને કહ્યું રામને જે, આવ્યાં સીતા સાર. ૨૧
રામ સામા જાણિયા, પાળો વિભીષણ તવ થયો;
પ્રણામ કરતો સૈન્ય સહિત તે, વેગે તે પાસે ગયો. ૨૨
સ્વામી સીતા આવિયાં, તમો કરો મજ્જન;
વસ્ત્ર આભૂષણ ધરી અંગે, મનાવો મુજ મન. ૨૩
વિભીષણનાં સુણી વાયક, રામે કીધું સ્નાન;
વસ્ત્રાભૂષણ પે'રાવ્યાં બહુ, વિભીષણ રાજાન. ૨૪
ભોમ છંટાવી સુગંધ બેકાવ્યો, વસ્ત્રનાં મંદિર કર્યાં;
ગલીચા જાજમ શેત્રંજી, પાથરણાં ત્યાં પાથર્યાં. ૨૫
લોકકેરા થોક મળિયા, જોવા અતિ નરનાર;
વિભીષણ સુગ્રીવ જેષ્ટિકાએ, કરેછે ઓસાર. ૨૬
રામ કહેછે જનને, અવલોકવા દ્યો વીર;
સીતાને નિરખવા આવ્યા, નગરમાંથી ધીર. ૨૭

---

૨૩. મજ્જન–સ્નાન. ૨૬. ઓસાર કરેછે–લોકની ભીડમાં મારગ કરેછે.

એ સહુ સીતાના પુત્ર છે, મારા તો તે તન;
તેની શી મરજાદા વીરા, જો વીમાસી મન. ૨૮
શિબિકામાંથી સાંચરી, સીતા તે તો ભામિની;
રામ પાસે જઈ ઊભાં, જાણે મેઘે સહિત દામિની. ૨૯
રૂપ નિરખી સહુ થયાં, જાણે લખ્યાં ચિત્રામ;
મૂર્ચ્છા ખાઇને મોહ્યા, મહીએ પડ્યાં તે ઠામ. ૩૦
એક કહેછે રાવણ મોહે, રૂપે સુંદર નાર;
એક કહે આજ મેં અવલોકી, ક્ષણું રહી આ ઠાર. ૩૧
વિભીષણ આદે અવલોકે, રાક્ષસ તેનું રૂપ;
સુગ્રીવ વાનર પેખે છે, સીતા અકળ સ્વરૂપ. ૩૨
માતા માને મનશું, સહુએ જુએ છે સાથ;
સીતા તે નિરખી રહી, સમિપે રઘુનાથ. ૩૩
રામે સનમુખ ન જોયું, મનમાં હરખ ને શોક;
સીતા મનમાં કષ્ટ પોમ્યાં, તેડી તે હું ફોક. ૩૪
સ્વામી શા માટે તજી, એમ કહી કરે રૂદન;
હવે તો સનમુખ જુઓ, વાળોને વા'લા મન. ૩૫
રામજી સામું ન જુએ, ત્યમ કરે તે આંસુપાત;
થરથર ધ્રુજે સુંદરી, સૂઝે નહિ કાંઇ વાત. ૩૬
લાજ લોપી લોકની, ધાડે પાડે રીર;
સૌ કહેછે હવે જુઓ સામું, સુંદર વર રઘુવીર. ૩૭
મૃત્યુથી એ મૂકાવી જાણે, આજ જન્મ્યાં એહ;
તે માટે તમો ક્ષેમ આણો, ધરો અતિ સનેહ. ૩૮
રામ સનમુખ જોઇ કહેછે, દુર્બળ થયું છે અંગ;
અમ મારો સફળ થયો જે, મિત્ર કર્યા પ્લવંગ. ૩૯
સુગ્રીવ હનુમંત લક્ષ્મણનાં, પરાક્રમ આવ્યાં ઠાર;
વિભીષણ જે રાજ બેસાર્યો, રાવણ નાખ્યો માર. ૪૦
વળી આવ્યાં જાનકી, એ મોટું થયું કામ;
મારે સરવે થયું સાચું, ઉચર્યા એમ રામ. ૪૧
લોકના અપવાદ જાણી, વળી બોલ્યા એમ;
સીતા મારે કાજ ન આવે, કયમ ધરીએ પ્રેમ. ૪૨
રાવણે ઓછંગે બેસારી, રહી તેણે ધામ;

કામાંધ રાક્ષસકેરડાં રે, રહે નહિ મન ઠામ. ૪૩
તો કહેશે જે કાં મૂકાવી, અર્થે વો'ણી નાર;
એમ કહેત જે રાવણભાગા, બી'ના દશરથકુમાર. ૪૪
મેં તો મારૂં પરાક્રમ રાખ્યું, મેળવી તો સુંદરી;
ગમે તેને જાઓ મંદીર, મુખ આગળથી પરી. ૪૫
લક્ષ્મણકેરે પાસ જા કે, ભરત શત્રુઘ્ન જ્યાંય;
સુગ્રીવ કેરૂં વતું કરકે, વિભીષણ છે જ્યાંય. ૪૬
એટલે ઠામે કામ કરીને, ઉદર ભરયને આપ;
ગમે ત્યાં તમે જાઓ પરહરી, જ્યાં ટળે તુજ સંતાપ. ૪૭
મારા કુળને લાજ લાગે, સૂરજવંશમાં આજ;
કોય તો મુજને ના માને, જો કરે સીતા કાજ. ૪૮
સીતા રાવણને ઘેર રહી, તો બીજે ઠામે શી બાધ;
મન મારૂં નથી માનતું, એણીયે કર્યો હશે અપરાધ. ૪૯

ઉથલો.

અપરાધ એણિયે કર્યો હોશે, રાક્ષસ ઘેર રહી કામિની;
વણસતાં વાર ન લાગે સ્ત્રીને, રૂપ સુંદર ભામિની. ૫૦

---

## કડવું ૪૮ મું.

### રાગ જીતમાન.

સ્વામીનાં વાયક સુણી, દુઃખ પામી સીતા;
મેં જાણ્યું મૂકાવ્યે થશે ભલું, દુઃખના દહાડા વીત્યા. ૧
એવું ન કહિયે રામ જી, સીતા એમ ભાખે;
તમો તજો જો નારને, તો બીજા કોણ રાખે? એવું ન કીજે રામ જી. ૨
ધ્રૂજે થરથર દેહડી, કેળની પેરે;
જીવ્યું ફોક મારૂં થયું, પ્રભુ બોલ્યા વેરે. એવું૦ ૩
નયણે તે ચાલે ઘણી, આંસુની ધારા;
લગાર હું ચૂકી નથી, ગાયા અવગુણ મારા. એવું૦ ૪
ન્યાય નીતિ તે ક્યાં ગયાં, જે બોલ્યા કૂડું;

---

૪૬. વતું—સેવા.

વિષ ખાઉં પાવકમાં પડું, સાગરમાં બૂડું. એવું૦ ૫
સ્વામી આળ જ્યારે દેઇએ, ત્યારે કોણ માને;
લાંછન લલિતા કયમ ખમે, નહિ પોથે પાને. એવું૦ ૬
ભૂમિ પડી લાધી નથી, તાત નહિ મુજ નાનો;
પાવક સાથે પરણતાં, તો સંદેહ શાનો? એવું૦ ૭
ત્ર્યંબક ચાપ ચઢાવિયું, અયોધ્યા આવ્યા;
તો તજી જાવું કયમ કરી, જોકષ્ટે લાવ્યા. એવું૦ ૮
તાત વચને વન પરવર્યા, પચવટીએ રહેતાં;
રાવણ મુજને હરી ગયો, મૃગ માગ્યો અલહેતાં. એવું૦ ૯
બળે મુજને ગ્રહી ગયો, તેના અડિયા હાથ;
દૂષણ છે નહિ તેહનું, સાંભળો સહુ સાથ. એવું૦ ૧૦
બીજી તો કરી નથી, કંઇએ અલૂરાઇ;
મુદ્રિકા મોકલી હતી, લાવ્યો હનુમંત ભાઇ. એવું૦ ૧૧
પૂછો તેને પેરે કરી, જેણે મુજને એવી દીઠી;
રામે જે વાયક કહ્યાં, તે લાગી અંગીઠી. એવું૦ ૧૨
કૌસલ્યા જ્યારે પૂછશે, જનક મુજ તાત;
ઉત્તર શો તેને આપશો, કયમ કહેશો વાત. એવું૦ ૧૩
એમ કહી અતિશે કરે, તે તો આક્રંદ;
સહુ સાથ રોયે ઘણું, એને દેખી મંદ. એવું૦ ૧૪
વિભીષણ સુગ્રીવ બહુ રૂએ, લક્ષ્મણ જે ભ્રાતા;
રીસ ન ઉતરે રામની, થયા અતિ રાતા. એવું૦ ૧૫
ચક્ષ ત્રાંબા સરખી થઇ, ક્રોધે પણ ધ્રૂજે;
શ્વાસોશ્વાસ કરે ઘણું, અતિ અંગે અમૂઝે. એવું૦ ૧૬
તાપ સહ્યો જાયે નહિ, તો તો કોણ વારે;
કઠણ રામ અતિશે થયા, ક્રોધ કોણ ઉતારે? એવું૦ ૧૭
સીતાજી વળી ઉચર્યાં, જો રામે મૂકી;
મનસા વાચા કર્મણા, હું તો નથી ચૂકી. એવું૦ ૧૮
બળે રાવણ હરી ગયો, મારા મન પાખે;
ખોડ દીધી હું કયમ ખમું, બોલ બાળી નાખે. એવું૦ ૧૯
તેવી હોયે તે ખમે, વ્યભિચારિણી નારી;

૯. અલહેતાં–નાદાનીથી–અજ્ઞાનપણે.

પ્રાણ આપું હવે સ્વામીજી, બાળું દેહ મારી. એવું૦ ૨૦
લક્ષ્મણ તમને વિનવું, દિયર અવિધારો;
વચન એક વેગે કરો, છે વહાલો મારો. એવું૦ ૨૧
બળી મરૂં હવે હું અહીં, ચિતા કરૂં મોટી;
પ્રીછું પંડે સહુ દેખતાં, ખરી કે ખોટી. એવું૦ ૨૨
પિયુ કહે ગમે ત્યાં જા, પરપુરૂષને મળવા;
છેડા એણે છોડિયા, તો દેશે બળવા. એવું૦ ૨૩
લક્ષ્મણ દુઃખ પામ્યા સુણી, હવે બળશે ભાભી;
રામ કહે ચિતા કરૂં, પણ કષ્ટે લાભી. એવું૦ ૨૪
નેત્રે તે ત્યાં પ્રીછવ્યા, રાઘવજીએ ભ્રાત;
કશ્યા વિના પીતળ સોનું, કયમ જાણીએ વાત. એવું૦ ૨૫
લઘુ ભ્રાતે ઈંધણ આણિયાં, પાવક પ્રકટાવ્યો;
સીતા તે પાસે રહ્યાં, દિનકરને બોલાવ્યો. એવું૦ ૨૬
કશ્યપસુત કરૂણાનિધે, સૂરજ દેજે સાખી;
સ્વપ્ને મન ડગ્યું નથી, એમ રામે રાખી. એવું૦ ૨૭
પાવક પ્રત્યે ઊચરી, અગન ઉગારે;
મન ડગ્યું હોયે માહરૂં, તો મુજને મારે. એવું૦ ૨૮
સ્વાહાપતિ તમને શું કહું, જો જાણો સાચી;
તો સોનાની પેરે કરે, સહુ રીઝે રાચી. એવું૦ ૨૯
વાનર રાક્ષસે સાંભળ્યું, લક્ષ્મણને રામ;
અગન હવે મૂજ બાળશે, જુઓ આ ઠામ. એવું૦ ૩૦
દેવ સહુ અવલોકવા, આવ્યા આકાશ;
તાપ થયો છે અતિઘણો, સીતા ગયાં તે પાસ. એવું૦ ૩૧
પ્રદક્ષિણા પ્રીતે કરી, વળી અર્ઘ અનેક;
પાવકમાંહે તે પડયાં, ધરી મન ટેક. એવું૦ ૩૨
હાહાકાર તે અતિ થયો, રૂએ નરનારી;
વાંક કાઢે સહુ રામનો, એ નિઠુર મુરારિ. એવું૦ ૩૩
સીતાજી તે તો સતી, કુવચન કેમ સાંખે;
શોક સહુ કરે ઘણો, કેશ તોડી નાખે. એવું૦ ૩૪

---

૨૬. દિનકરને—સૂર્યને.

હૈયું કો હાથે હણે, સીતાનો શોક;
કો મુખ મૂકી મોકળાં, ને મૂકે પોક. એવું૦ ૩૫
એમ પાવક તે ટાઢો થયો, ગંગાજળ સરખો;
સીતાને તાપ અડે નહિ, સાથ સહુએ હરખ્યો. એવું૦ ૩૬
રૂઓ મા સીતા જુઓ, કપિ કપિને કહેછે;
સતી શિરોમણિ એહને, પાવક ક્યાં દહે છે? એવું૦ ૩૭
વસ્ત્રાભૂષણ પેર્યાં છે, તે ન બળ્યું કાંઇ;
સુવર્ણ તાપે દીસે યથા, તેમ દીપે બાઇ. એવું૦ ૩૮
અરૂંધતી ઉભયાથકી, અતિશે સીતા તે શુદ્ધ;
હવે ભેદ કાંઇ રહ્યો નહિ, પાણી કે દૂધ. એવું૦ ૩૯
દેવ અંતરિક્ષ જુએ મળી, જેમ ઘી હોમાય;
પાવકજ્વાળા ઊછળે, અતિ ઉંચી થાય. એવું૦ ૪૦
સીતા તેવી દીસે સહી, જ્વાળાના સરખી;
દશ દિગ્પતિ જોવા આવિયા, મનમાંહે હરખી. એવું૦ ૪૧
ઈંદ્ર અગ્નિ યમ નિર્ઋતિ, વરુણ ને વાય;
કુબેર શંકર જગતપિતા, રામ નિરખે કાય. એવું૦ ૪૨
વિમાન બેશી આવિયા, ત્યાં દશરથરાય;
આગળ કીધો ઈંદ્રને, કહેવા મહિમાય. એવું૦ ૪૩
સુરપતિએ પાણ ગ્રહ્યા સહી, રામે જોડયા જેહ;
એણીપેરે તે ઉચર્યો, સ્વામી શ્યામળદેહ! એવું૦ ૪૪
સીતા તજો તું શા ભણી? તમે જાણો ધર્મ;
માણસની પેરે તમે, શા માટે કરો કર્મ. એવું૦ ૪૫
આત્મબુદ્ધિ ચિંતવી જુઓ, તારે વશ બ્રહ્માંડ;
અમારે અરથે તમો, આ ધરિયો પંડ. એવું૦ ૪૬
રામચંદ્ર કહે સુરપતિ, સાચું તમે કહો છો;
તમને તો હું ઓળખું, તમે સુજને સહો છો. એવું૦ ૪૭
માનવ વેશ ધર્યો માટે, મેં કીધું એમ;
જાણવા કારણ જનને, પીતળ કે હેમ. એવું૦ ૪૮
સીતા હુતી સાધવી, તે લોક કેમ જાણે?

---

૪૨. નિર્ઋતિ–એ નામે દેવ. ૪૭. સહોછો–મારાં કૃત્ય સહન કરોછો.

તે માટે દિવ્ય કરાવિયું, મેં આણે ટાણે. એવું૦ ૪૯
કહેત જન જે જાનકી, રાક્ષસ ઘેર રહી'તી;
તે માટે ધીજ ધરાવિયું, સતી મેં લહી'તી. એવું૦ ૫૦

---

## કડવું ૪૯ મું.

### રાગ ચોડી-દોહરી.

શચીપતિએ સ્તુતિ કરી તેણીવેળા, ધન્ય ધન્ય રઘુનાથ જી;
તમો લોકથી બીન્યા સ્વામી, ન ગ્રહી સીતા હાથ જી. ૧
વિશ્વપાળક અક્ષર અવિગત, તું પૂરણ પરબ્રહ્મ જી;
સરજો પાળો ને સંહારો, લહે નહિ કોઇ મર્મ જી. ૨
મહાવ મધુસૂદન મનમોહન, પૃશ્નિગર્ભ તુજ નામ જી;
પદ્મનાભ પરમાનંદ પાવક, નહિ ઠાલો કહીં ઠામ જી. ૩
ઋગ્ યજુર્ સામ અથર્વ તું છે, સ્વામી અશરણશરણ જી;
યજ્ઞ પરમ તપ વસુ પ્રજાપતિ, ગગન મસ્તક પાતાળ ચરણ જી. ૪
ઇંદ્ર આઠમો સાધ પાંચમો, અશ્વિનીકુમાર તુજ કાન જી;
સૂરજ ચંદ્ર નેત્ર તે તારાં, આદ્ય અંત ભગવાન જી. ૫
આકાશ પૃથ્વી સ્થાવર જંગમ, સર્વ વિષે તુજ રૂપ જી;
અસંખ્ય અંગ અનોપમ તારાં, સ્વામી અકળ સ્વરૂપ જી. ૬
વાગ્વાદિની જીહ્વા તારી, હૃદે તે મુજને કહિયે જી;
દેવ રોમ તારાં સ્વામી! દિન-રાત્ર નિમેષ ન મેલિયે જી. ૭
વાસ વસુધાએ બ્રહ્માંડ કહિયે, સ્વામી તુજ શરીર જી;
અગ્નિ કોપ તું શશી શિતળતા, ગુણ તારા ગંભીર જી. ૮
બલિ બાંધી રાજ્ય મુજ રાખ્યું, પરમ જ્યોતિ પરમ ધામ જી;
સ્થિતિ ઉત્પતિ સ્વર્ગ મોક્ષ તું, ન લહું તારાં નામ જી. ૯
યજ્ઞ હોમ હોમનાર તું, તું ગુરૂ ને યજમાન જી;
યજ્ઞફળ આખું ભોગવો, સર્વ તમો ભગવાન જી. ૧૦

---

૪૯. દિવ્ય-ધીજ. ૫. સાધ-સાધ્યા દેવ(માંનો). ૭. વાગ્વાદિની-સરસ્વતી. નિમેષ-આંખ મીંચકારા-નિમેષ અને ઉન્મેષ. ૮. અગ્નિ ક૦-અગ્નિ એ તારો કોપ છે; શશિ એ તારી શીતળતા છે.

સીતા લક્ષ્મી વિષ્ણુ તે તમો, ધરિયો માનવદેહ જી;
રાવણ નાશ કરવા કારણ, બ્રહ્માએ કહ્યું હતું જેહ જી. ૧૧
તે માટે તો સીતા ઉપર, કરવો ન ઘટે ક્રોધ જી;
સર્વેને શીખામણ દ્યો તમો, કોણ તમને કહે પ્રતિબોધ જી. ૧૨
શ્રમ સફળ થયો શત્રુ મરાણો, સદા સફળ તુજ નામ જી;
દર્શન સફળ સદા સ્વામી તુજ, કરે દાસનાં કામ જી. ૧૩
તારા દાસને દુર્ગમ છે નહિ, સર્વ થાયે કાજ જી;
સીતાને ઉચ્છંગે બેસારી, જઇ કરો અયોધ્યા રાજ જી. ૧૪
એ સ્તુતિ જે શ્રવણે સુણશે, આનંદે ઇતિહાસ જી;
તે સર્વ પદારથ પામશે, અંતે વૈકુંઠ વાસ જી. ૧૫
ઇંદ્ર કહી રહ્યા કેડે બોલ્યા, બ્રહ્મા લલિત વચન જી;
સીતાને તમો અગ્નિકુંડથી, કાઢો જગજીવન જી. ૧૬
વૈશ્વાનર કહે નારાયણ! એણે-નથી કીધું પાપ જી;
રાવણ ઘેર રહ્યાં પણ એણિયે, રાખ્યું છે આપ જી. ૧૭
અમો છાતું પ્રકટ પાતક, જાણું અશરણશરણ જી;
તે માટે તમો વાણી માનો, સર્વ સાંભળો કરણ જી. ૧૮
રામ કહે તમો સત્ય કહ્યું, પણ દોહલા પર અપવાદ જી;
તમો કહ્યું તે મારે કરવું, આનંદે આલ્હાદ જી. ૧૯
લોક કહેત જે બાળબુદ્ધિ કરી, નારી દીઠે મોહ્યો જી;
રાવણઘેર રહી કાંઈ ન પૂછ્યું, મહિમા સઘળો ખોયો જી. ૨૦
હુંતો જાણતો હુતો પહેલું, નથી ચળ્યું એનું મન જી;
તે માટે તમો સાક્ષી થયા, ઇંદ્ર બ્રહ્મા હુતાશન જી. ૨૧
એમ કહીને અગ્નિમાંથી, સીતા સાહ્યાં હાથ જી;
જય જય શબ્દ હુવો તેણીવેળા, શોભ્યા શ્રીરઘુનાથ જી. ૨૨
સુવર્ણની પેરે સીતાનું, થયું અનુપમ અંગ જી;
વસ્ત્રાભૂષણ પુષ્પની માળા, રાજે તેવો રંગ જી. ૨૩
દિનકરથી નિર્મળ રાજે છે, સીતાનું શરીર જી;
પ્રેમ ધરી ખોળે બેસારી, નેહે રાઘવ વીર જી. ૨૪
તાપ અડયો નથી અંગે એને, શોભે સીતા રામ જી;

૧૪. દુર્ગમ છ૦—અર્થાત્ તારા દાસને કોઈ સ્થળ અગમ્ય નથી કે કોઇ વસ્તુ અપ્રાપ્ય નથી.

લક્ષ્મીનારાયણથી સુંદર, અનુપમ અભિરામ જી. ૨૫
તુજ વિના વૈદેહી મારે, દિન થયો જુગ પ્રમાણ જી;
મોટાં વિઘ્નથકી મૂકાણી, આશ નો'તી નિરવાણ જી. ૨૬
સીતા કહે શું કહું સ્વામી, સ્નેહતણી તો વાત જી;
વાટ તમારી જોતી'તી જેમ, ચંદ્ર ચકોર વિખ્યાત જી. ૨૭
આજ નવી હું પામ્યો નારી, મૃત્યુથકી મેલાણી જી;
પાવકમાંહે પેશી નીસરી, કાયા નવ કરમાણી જી. ૨૮
એમ કહીને આપ્યાં રામે, વાડવને બહુ દાન જી;
સીતા રામ મળ્યે સુખ પામ્યાં, અતિશે તેણે સ્થાન જી. ૨૯
તેણેસમે રામને કહેછે, અંતરિક્ષથી મહાદેવ જી;
ધર્મ ધર્યો તમે સત્ય સાચવ્યું, અતિશે અવશ્યમેવ જી. ૩૦
અંતરિક્ષ સ્વર્ગથી આવ્યા, વિમાને બેશી તાત જી;
તે દશરથને ચરણે લાગી, કરોને કાંઇક વાત જી. ૩૧
પિતા તે પ્રાણદાતા છે, અધિક સહુથી અત્ય જી;
શંકરકેરાં વચન સાંભળી, વેગે સીતાપત્ય જી. ૩૨
ઉંચું અવલોકયું વિમાન બેઠા, દીઠા દશરથરાય જી;
સીતા રામ ને લક્ષ્મણ લાગ્યાં, પૂજ્ય પિતાને પાય જી. ૩૩
દશરથરાયે સામું જોયું, બોલ્યા મધુરી વાણી જી;
રામચંદ્ર સીતા મેં દીઠાં, શું કહું સુખ વખાણી જી. ૩૪
સ્વર્ગમાંહી હું રહુંછું રાઘવ, (પણ) અહીં સુખ અધિકું લાગે જી;
એવું સુખ સહુ રે પામજો, જે વાંચે ને માગે જી. ૩૫
મારે વચને વનમાં વશિયા, રાખી લજ્જા મારી જી;
સીતા નાર હરી રાવણે, તે તમે નાખ્યો મારી જી. ૩૬
તેં તો મોટાં કામજ કીધાં, ચૌદ વરસ થયાં જાણ જી;
અવધ થઇ અયોધ્યામાં જાઓ, સીતા ગ્રહીને પાણ જી. ૩૭
ભરત પૂજે પાદુકા તારી, તેને તું પ્રીતે પાળે જી;
શત્રુઘ્નને સુખજ દેજો, સૌમ્યદૃષ્ટિ નિહાળે જી. ૩૮
વડા ભાઇ તે પિતા સ્થાનક, જ્યેષ્ઠ શ્રેષ્ઠ છે રામ જી;
કૌશલ્યાની આશા પૂરો, જઇ અયોધ્યા ગામ જી. ૩૯
કૈકેયીનું કહ્યું કરજો, પહેલો બોલ વીસારી જી;
વન ગયા તે રાવણ અરથે, જોજો તેહ વિચારી જી. ૪૦

લોક સહુને સુખે પાળજે, સીતાને સુખ દેજે જી;
સતીશિરોમણિ એહ સુંદરી, આભ્યંતર સહુ તજે જી. ૪૧
એ માંહે દૂષણ નથી કુંવર, એક મની છે નાર જી;
મારો બોલ માનજે કુંવર, સફળ કરે અવતાર જી. ૪૨
રામ હાથ જોડી કહે વાણી, તમો કહ્યું તો જેહ જી;
તે સરવે કારજ મેં કરવું, એમાં નહિ સંદેહ જી. ૪૩
લક્ષ્મણ પ્રત્યે પછે ઉચર્યા, દશરથ તે ભૂપાળ જી;
રામનાં કામ કર્યાં તેમ કરજે, ધન્ય ધન્ય મારા બાળ જી. ૪૪
વનમાંહે તું સંગ ચાલિયો, સેવા કીધી સાચી જી;
રામ સંતોષે હું સંતોષ્યો, રહેજે રંગે રાચી જી. ૪૫
ભરત શત્રુઘ્ન ને ત્રીજો તું, કરજો રામની સેવા જી;
ઇચ્છા હોય તે માગી લેજો, જોઇએ વિભોગ જેવા જી. ૪૬
લક્ષ્મણ કહે તે સરવે કરવું, જે તમો બોલ્યા બાપ જી;
એ માંહી ઓછું જો કીજે, તો તો દેજો શાપ જી. ૪૭
વૈદેહીને દશરથ કહેછે, સાંભળ પુત્રી વાત જી;
તેં તો ધીરજ રાખી અતિશે, આદ્ય અંત વિખ્યાત જી. ૪૮
રામજીને રંગે રાચી, સદા રહે સંઘાત જી;
રૂડા કુળનીને શું કહિયે, જનકરાય તુજ તાત જી. ૪૯
રામે જે ધીજ કરાવ્યું, તે ધરશો મા મન જી;
વિનય વચન સુણી શ્વસુરનાં, સીતા થઇ પ્રસન્ન જી. ૫૦

---

## કડવું ૫૦ મું.

### રાગ મારૂની દેશી.

વૈદેહી કહે દશરથ રાય, અગ્નિએ ન બળી મારી કાય;
રામે મુજને કર્યો પસાય, એ વાતનું દુઃખ ન થાય. ૧
તમે જે મુજને વાણી કહી, તે વારતા કરશું સહી;
સદા રહીશ રામને સંગ, મનમાંહે ધરીને રંગ. ૨
હવે ધીજ કર્યો ઉપર ભગવાન, કૂડું કાંઇ કહેશે રાજાન;
ત્યારે તો હું આપીશ પ્રાણ, સત્ય સત્ય એ મારી વાણ. ૩

૪૧. આભ્યંતર.-ભિન્ન ભાવના અર્થમાં.

દશરથરાય થયા રળિયાત, વારૂ એ તો વહુજી વાત;
તારે હજો શુભ સંતાન, એમ કહી ચાલ્યા રાજાન. ૪
પછે રામને દઇ આશિષ, સ્વર્ગે ચાલિયા દશરથ ઇશ;
વિમાન બેશીને પરવરે, કુંવરને જોતા સાંચરે. ૫
જાણે ચંદ્ર અમૃત સિંચતો જાય, સ્વર્ગ ગયા એમ ત્યારે રાય;
એણીપેરે ચાલ્યા દશરથ ભૂપ, ઇંદ્રિ આવ્યો જ્યાં અકળસ્વરૂપ. ૬
ઇંદ્રાણીપતિ કહેછે રામ, રાવણનો તમો ફેડ્યો ઠામ;
સીતાને તો શુદ્ધજ કરી, પાવકમાં પેશી નીસરી. ૭
દશરથરાયે શીખામણ દીધી, તે વાણી તમે મસ્તક કીધી;
તે માટે હું થયો રળિયાત, કાંઇ એક વર માગો વિખ્યાત. ૮
તમો પૂરણ છો પરબ્રહ્મ, તોયે વા'લા માગો મર્મ;
રામ કહે શું માગું આજ, મારે સરવે છે સુરરાજ. ૯
તોયે વર માગુંછું એક, તમને તેનો કહું વિવેક;
સીતા અરથે વાનર મૂઆ, રણમાં વઢી મૂઆ જુજવા. ૧૦
તે સઘળા જીવાડો તમો, એટલું તો માગુંછું અમો;
વનફળ મૂળ અકાળે થાય, તે તો વાનર ઊઠી ખાય. ૧૧
નદી નિર્મળ કરો રાજાન, એટલું હું માગું વરદાન;
વચન સુણીને હરખ્યો ઇંદ્ર, વારૂ એ માગ્યું નરેંદ્ર. ૧૨
સુરપતિએ મન અનુકંપા કરી, નિર્મળ નદી કરી તે ખરી;
અમૃત સિંચી બનફળ કર્યાં, ઋતુ વિણ મૂળ પત્ર પુષ્પ ધર્યાં. ૧૩
જાણે વસંત અકાળે વરયો, દશરથનંદન દેખી હસ્યો;
વાનર રાક્ષસ રીંછ એકઠા, પાસે સહુ પડ્યા સામટા. ૧૪
અમૃતનો અભિષેકજ કરી, હરિએ ઊઠાડ્યા સહુ હરિ;
માંકડાં રીંછ ઊઠયાં તેણીવાર, અમૃતની તો નામી ધાર. ૧૫
રાક્ષસને ચડ્યું નહિ સુધા, સર્વે રહ્યા પડ્યા વસુધા;
ધાયા મૂઆ કપિ જેટલા, ઇંદ્રે ઊઠાડ્યા તેટલા. ૧૬
ઊઠી રામને ચરણે નમ્યા, સુગ્રીવ આગળ સહુએ ભમ્યા;
માંહોમાંહે મળિયા સહુ, મનમાં આનંદ પામ્યા બહુ. ૧૭
ફળફૂલ પત્ર કર્યાં ભક્ષ, આનંદ પામ્યા સર્વે સમક્ષ,
સીતાજીને કહે અવિનાશ, આજ મહારી પો'તી આશ. ૧૮

૧૩. અનુકંપા—દયા. ૧૬. ધાયા—ઘવાયલા.

ઈંદ્ર આદે આવ્યા હતા દેવ, વિમાન બેશી વળ્યા તે બેવ;
વાનરનાથ બેઠો સુગ્રીવ, રામસીતા બેઠાં દેહે દિવ્ય. १८
લક્ષ્મણવિભીષણ બેઠા પાસ, બીજા બહુ ઊભા છે દાસ;
એવે નિશા થઇ તેણીવાર, શયન કર્યું સહુએ તે ઠાર. २०
બ્રહ્મચર્યપણે રહ્યા શ્રીરામ, પ્રાતઃ થયું તેણેઠામ;
દંતધાવન કરી કીધું સ્નાન, સંધ્યા નિત્ય કર્યું ભગવાન. २१
તવ બોલ્યો વિભીષણ ભૂપ, સાંભળો સ્વામી અકળસ્વરૂપ;
હવે તમે રાજવેશ ધરો, આ વેશ પરહરો પરો. २२
નહાઓ વસ્ત્ર પે'રો શૃંગાર, સીતાને કરો હરખ અપાર;
વિભીષણનાં વાયક સાંભળી, રામચંદ્ર તે બોલ્યા વળી. २३
તેં કહ્યું તે કરવું સહી, એ વાતમાં સંદેહ નહિ;
એક કારણ તુજને કહું, વસ્ત્રાભૂષણ કયમ એકલો ગ્રહું. २४
ભાઈ ભરત ને શત્રુઘન, નંદિગ્રામ રહે છે ધન્ય;
તેણે મારી પાદુકા લીધ, તે પૂજે છે પરમપવિત્ર. २५
તે ધરી રહ્યો છે તાપસવેશ, તો પૂજા કેમ ગ્રહું રાક્ષસેશ;
ત્યારે વિભીષણ બોલ્યો વાણ, પુષ્પકવિમાન આપશું આણ. २६
વળતાં પંથ ન લાગે વાર, ભરતકને જાશું નિરધાર;
તે માટે તો પૂજા ગ્રહો, પરોણાગત કરૂં અહીં રહો. २७
સીતા લક્ષ્મણ વાનરતણી, સેવા સ્તુતિ કરૂં હું ઘણી;
વળતા રાઘવ વાણી વદે, અતિશે પ્રેમ ધરીને હૃદે. २८
મેં પૂજા માની અતિ આજ, હું કહું તે કરજે કાજ;
કૈકેયી કૌશલ્યા માત, સુમિત્રા ગુરૂને બે ભ્રાત. २९
અને અયોધ્યાકેરા જન, જોવાને છે મારૂં મન;
પુષ્પક આણો અહીં વિમાન, એટલું મુજને દ્યોને માન. ३०
જે ત્રિજટા સીતા પાસે હતી, તે સંગે મોકલવી સતી;
સુગ્રીવ આદે વાનર જેહ, તેને પૂજો અર્ચો નેહ. ३१
તે પૂજ્યે મારી પૂજા થઇ, મનસા ભરત સમીપે ગઇ;
જે ચિત્રકૂટ આવ્યો તેડવા ભ્રાત, ક્યમ વિસારૂં તે વિખ્યાત. ३२
અયોધ્યાએ ન ગયો તેહ, તેને તો કેમ દેઉં છેહ;
પૂજા તેં પ્રથમ તો કરી, મુજકને આવ્યો ધીરજ ધરી. ३३
તે સેવા મેં માની ઘણી, લંકા તો લઇ કીધો ધણી;

ભરત વિના કાંઇ નવ ગ્રહું, દર્શન દીઠેથી દુઃખ દહું. ૩૪
લંકા કોને ભળાવી વીર, વોળાવે મુજને ધરી ધીર;
વિભીષણ કરી નમસ્કાર, વિમાન લઇ આવ્યો તે ઠાર. ૩૫
ધન ધનદતણું રાવણે હર્યું, રામચંદ્ર આગળ તે ધર્યું;
પીત ધ્વજા બહુ ફરહરે, દર્શન માત્રે મનને હરે. ૩૬
રૂપ કનક મણિ મોતી જડયું, વિશ્વકર્માએ હાથે ઘડયું;
માંહે પૂરણ રચના રમ્ય, ગોખ જાળિયાં અતિ અગમ્ય. ૩૭
પાથરણાં પાથર્યાં અનુપ, દેખીને મોહે તે ભૂપ;
તુલા ન આવે તેની કોય, સૂર્યમંડળ સૂનો જાણે હોય. ૩૮
ઘંટ ઘુઘરા વાજે અત્ય, સઘળે સંચરવાની ગત્ય;
વળતા નાદ થાયે વિમાન, જાણે કિન્નરી કરેછે ગાન. ૩૯
રામે દીઠું થયા પ્રસન્ન, કહે વિભીષણ પ્રત્યે વચન;
તેં તો મુજને માનજ દીધ, વચન તમારાં સત્યારથ કીધ. ૪૦
(હવે) જેજે માગે વાનર વીર, તેની આશા પહોચાડે ધીર;
જેમ તેમ એને કરો રળિયાત, પાજ બાંધી વઢયા સંઘાત. ૪૧
વિભીષણ વેગે તેણીવાર, આપી વસ્ત વાનરને સાર;
રત્નતણા વરસાવ્યા મેહ, મન ગમતાં તેને આપ્યાં નેહ. ૪૨
સોના રૂપા મણિમય જડયાં, સંતોષ્યાં વાનર માંકડાં;
રામ કહે મારી પૂજા વળી, એ સંતોષે પો’તી રળી. ૪૩
રામે વાનરને બોલજ કહયો, તોયે તમારો ઋણિયો રહયો;
ઘણું ઘણું શું કહિયે કથી, આપું તે પદારથ નથી. ૪૪
દશરથ સુતે એમ વાણી બકી, હું સીતા પામ્યો તમ થકી;
હવે સ્થાનક સંચરો સહુ, સ્ત્રીબાળવાટ જોતાં હશે બહુ. ૪૫
વાનર સર્વે પ્રદક્ષિણા કરી, બોલ રામનો મનમાં ધરી;
પછે રામને ચરણે નમ્યા, લક્ષ્મણ સીતા પૂઠે તે ભમ્યા. ૪૬
સુગ્રીવ વિભીષણને કરી જુહાર, વાનર ચાલ્યા હરખ અપાર;
રહ્યા એકઠા જે બહુ દિન, માયા તે ચઢી અતિ મન. ૪૭

---

૩૪. દર્શન દીઠેથી–દર્શન કર્યે. ૩૫–૩૬. લંકા ઇ૦–લંકાનું રાજ્ય કોઇને સોંપવા કહીને હવે મને વળાવવા આવ. ધનદ–કુબેર. પીત–પીળી. ૪૪. ઋણિયો–દેવાદાર. આપું ઇ૦–તમને આપવા યોગ્ય પદાર્થ પૃથ્વીમાં છે નહિ.

રામ દર્શન તજતે તેહ, આંખે આંસુ ધ્રુજે દેહ;
જોતા જોતા તે સાંચર્યા, ઠામ આપણે પોં'ચા ખરા. ૪૮
ભાજી સાગરપાજ તેણીવાર, રામચંદ્ર મન કરે વિચાર;
માનવ આવશે આણેઠાર, તે તો વારૂ નહિ પ્રકરા. ૪૯
ત્રણ ખંડ કરી તે પાજ, વિમાન બેઠા શ્રીમહારાજ;
સીતા પાસે બેસાર્યાં સહી, નારાયણે જાણે લક્ષ્મી ગ્રહી. ૫૦

---

## કડવું ૫૧ મું.

### રાગ આશાવરી.

વિમાને બેઠા શ્રીહરિ, પાસે સીતા સુંદરી;
પ્રેમ ધરી લક્ષ્મણ સમીપ તિષ્ઠિયો રે. ૧

### ઢાળ.

સમીપ લક્ષ્મણ તિષ્ઠિયો તવ, તેડ્યો સુગ્રીવરાય;
પાસે રામે બેસાર્યો, ઉલટ અંગ ન માય. ૨
સુગ્રીવ પાસે અંગદ બેઠો, તે પાસે હનુમાન;
સુષેણ શરભ ને કેસરી, તે પાસે જાંબવાન. ૩
ગજ ગવાક્ષ ગવય ને ગંધમાદન, નલ નીલ ને તાર;
પ્રધાન આદિ સુગ્રીવના, બેઠા વિમાનમોઝાર. ૪
રામ રળિયાત અતિ થયા, વિભીષણ પ્રત્યે ઉચરે;
વિમાન વારૂ મુજને આપ્યું, બીજું કોણ એવું કરે. ૫
લંકામાં તું રાજ કરજે, જ્યાં લગે મુજ નામ;
ઈંદુ અર્ક મહી રહે, તેથી અધિક રહે આ ગામ. ૬
પ્રજા સહુને પાળજે, મારૂં તે આપ્યું રાજ;
અયોધ્યા હવે હું જાઉંછું, આનંદશું આજ. ૭
વિભીષણ કહે રામજી, હુંએ આવીશ ત્યાંય;
અભિષેક જોવા તમારો, ઉલટ મુજ મન થાય. ૮

---

૧. તિષ્ઠિયો—ઉભો રહ્યો. ૪. વિમાન ૦—વિમાને ઝૂંઝાર પ્ર. ૧લી. ૬. ઈંદુ ૦—જ્યાં સુધી ચંદ્ર, સૂર્ય અને પૃથ્વી રહે ત્યાં સુધી. ૭. મારૂં ૦—અને મારૂં આપેલું રાજ પાળજે.

કૌશલ્યા કૈકેયી સુમિત્રા, જોવા મારૂં મન;
તમારી માતા તે તો મારી, વળી ભ્રાત શત્રુઘ્ન. ૯
પછે હું તો અહીંઆં આવીશ, એટલી પૂરો આશ;
રામ કહેછે અતિ ભલું, તું જા તારે આવાસ. ૧૦
રાજ્યકાજ ભળાવી આવે, લંકાનું પ્રધાનને;
નગર સૂનું મેલે તો બહુ, દોષ છે રાજાનને. ૧૧
રામવચને લંકામાંહે, વિભિષણ વેગે ગયો;
રાજ્યકાજ સોંપી મંત્રીને, ચાલવા તત્પર થયો. ૧૨
રામકને વહી આવિયો, બેસાર્યો પુષ્પકવિમાન;
સંગ તેડ્યા રાક્ષસ રામે, ચાર તે પ્રધાન. ૧૩
રામ કહે વિમાનને હવે, અયોધ્યાએ પરવરો;
સાથ સહુએ આવિયો, આકાશમારગ સંચરો. ૧૪
વિમાન તે વેગે પળ્યું, સુણી રામ કેરી વાણી;
જય જય જય સહુ ઉચ્ચર્યા, અંતર આનંદ આણી. ૧૫
ત્રિકૂટાચળ વિમાન આવ્યું, રામ સીતાને કહે;
વિશ્વાકર્માએ લંકા નિરમી, વિભીષણ જેમાં રહે. ૧૬
આ જો સીતા તારે અર્થે, માર્યા છે મેં યોધ;
ઠામ ઠામ તે દેખાડે, વાનરે માર્યા શોધ. ૧૭
અહિંયાં રાવણ મારિયો, જેણે કીધું તમારૂં હર્ણું;
અહીં જોને પડયોછે એનો, ભ્રાત તો કુંભકર્ણ. ૧૮
આ ઠામ રાવણ બાળિયો, તે જોને તું સ્મશાન;
ઈંદ્રજિત્ આ લક્ષ્મણે, માર્યો જે યુવરાજાન. ૧૯
વિરૂપાક્ષ ધૂમ્રાક્ષ નિકુંભ ને, વિદ્યુજ્જિહ્વ ને સંપાત;
દેવાન્તક નરાન્તક પાડ્યા, કરી કોપે ઘાત. ૨૦
મહોદર મહાપાર્શ્વ દુર્ધર્ષ, કંપન અકંપન ત્રિશિરા;
એ આદિક કોટાનકોટિ માર્યા, હેત તારે તો ખરા. ૨૧
અહીં સહસ્ર શોકય સંગાતે રોઇ, ચૂડા ભાંજ્યા મંદોદરી;
વિલાપ ત્યારે ઘણા કીધા, પછે વિભીષણને તે વરી. ૨૨

---

૯. તે ઇ૦–તે મારી પણ માતા છે. ૨૧. કોટાનકોટિ–કોટેકોટ–પ્ર. ૧. કોટાકોટ પ્ર. ૨.

સુવેલ પર્વત જોને સુંદરી, અહીં રહ્યા બહુ દન;
આ આડો લંકાનો કાળો પર્વત, સાગર જો આ ધન્ય. ૨૩
અમારે પૂર્વજે ખણાવ્યું, પાજ તે મધ્યે કરી;
નલસેતુ નલ વાનરે બાંધ્યો, માટે નામ પાડ્યું હિતધરી. ૨૪
વિમાન ચાલે રામ દેખાડે, વૈદેહીને બહુ ઠામ;
શોધ લેવા હનુમાન ઉત્પત્યો, સાગર ટપ્યો અભિરામ. ૨૫
સુવેલાચળ આવી રહ્યો તે, પર્વત જોને કામિની;
વૃક્ષ સમુદ્રતીર જોને, નાના વિધિના ભામિની. ૨૬
આ જો સાગર ગાજેછે, અહીં વરૂણ કેરા વાસ;
આ ઠામ સાગર ઉપર કર્યા'તા, ત્રણ મેં ઉપવાસ. ૨૭
દુર્ધર પર્વત આ પડ્યો, તે લાવ્યો'તો હનુમંત;
નદી ગુહા સહિત વૃદ્ધ પર્વત, અવલોકે એ ચંત. ૨૮
સાગરમાં જળજંત જો, મચ્છ મગર ને સીપ;
એમ સીતાને દેખાડે છે, રામજી કુળદીપ. ૨૯
કિષ્કિંધા ઉપર આવ્યું, એવે પુષ્પક જે વિમાન;
સીતા પ્રત્યે ઉચર્યા, રઘુનાથ તેણે સ્થાન. ૩૦
આ જો સીતા અહીં મળ્યો'તો, સુગ્રીવ વાનરનાથ;
એણે કહ્યું સીતા હું અપાવું, જુગમ જોડી હાથ. ૩૧
ઋષ્યમૂકગિરિ હેઠળ મેં, બોલ કહ્યો તેણીવાર;
વાલી મારી સ્ત્રી અપાવું, તને હું નિરધાર. ૩૨
પછી મેં તો વાલી વાનર, એકે બાણે માર્યો ઠાર;
અહીં ચાતુર્માસ અમો રહ્યા, તુજ વિના કહે નાર. ૩૩
પ્રસ્રવણ પર્વત માસ બે, બે માસ માલ્યવાન;
અહીં બેશી મોકલ્યો'તો, શુધ જોવાને હનુમાન. ૩૪
આ ઠામે શબરી ગળી'તી, પંપાસરની તીર;
કબંધ અહીં માર્યો અમો, ધરીને મન ધીર. ૩૫

---

૨૩. જો ધ૦–જોયા ધન પ્ર. ૧. ૨૫. ટપ્યો–ટપી ગયો–તલપી ગયો–ઉલંઘી ગયો. ૨૮. દુર્ધર–ધારણ ન કરી શકાય એવો અથવા પર્વતનું નામ. ગુહા–ગુહ્ય 'ગૃહે'–પ્ર. ૧ લી, વૃદ્ધ–પર્વતનું નામ. ૩૨. ઋષ્યમૂક–એ નામે પર્વત. ૩૩. વાલી વાનર–વાલી પ્ર. ૧ લી. ૩૪. પ્રસ્રવણ–પૃષ્ટવન, પ્ર. ૧.

અહીં જટાયુ પંખી વઢ્યો'તો, રાવણ કેરે સંગ;
આશ્રમ જો આ આપણો, અહીં રહેતાં આણી રંગ. ૩૬
પંચવટી પાવન કરી, શુર્પણખાનાં છેદ્યાં નાક ને કાન;
ખર દૂષણ ત્રિશિરા આદે માર્યા, અહીં ચૌદસહસ્ર બળવાન. ૩૭
અહીં મૃગ આવ્યો હતો, લક્ષ્મણને કીધો સાદ;
આ ઠામે રાવણે હરણ કીધું, પામી તું વિષાદ. ૩૮
અહીં આપણે ક્રીડા કરતાં, પ્રસ્રવણ પર્વત ઉપરી;
ગોદાવરીમાં ઘણું રહેતાં, જટા વનકુળ અંગે ધરી. ૩૯
હેઠું જોરે હરિણનયણી, આ અગસ્ત્યનો આશ્રમ;
આ આશ્રમ શરભંગનો અહીં, ઈંદ્ર આવ્યો'તો મર્મ. ૪૦
વિમાન ચાલે વાયુવેગે, સીતા લક્ષ્મણ કહે રામજી;
વિમાન ચાલે છે ઘણું, તોય અયોધ્યા ના'વે કેમજી. ૪૧
હમણાં દેખાડું હરિ કહે, આ આશ્રમ અત્રિતણો;
અહીં અનુસૂયા તે નાર એહની, મહિમા શું કહીએ ઘણો. ૪૨
જેણે આપ્યાં આભરણ અંબર, કુસુમકેરા હાર;
ચુરડિયામાં પોઢાડ્યાં'તાં, ભક્ષ ભોજનનો નહિ પાર. ૪૩
વિરાધ અહીં માર્યો હતો, ચિત્રકૂટ પર્વત જોય;
અહીં ભરત ભાઇ મનાવા, મુને આવ્યા હતા સોય. ૪૪
અહીં મંદાકિનીમાં સાર્યું હતું, શ્રાદ્ધ દશરથરાયનું:
સૂતક ઉતાર્યું હતું, પંચગવ્ય લેઇ ગાયનું. ૪૫
આશ્રમ પેલો ભરદ્વાજનો, વાલ્મિકનો પેલો જાણ;
ઓ પરે પ્રયાગ વડ છે, ગંગા ત્રિપથા વખાણ. ૪૬
શૃંગવેરપુર પેલું દીસે, ગુહ ભીલનો ત્યાં વાસ;
જટાવનકુળ ધર્યાં, તમસા નદી છે પાસ. ૪૭
પ્રધાન સુમંત્રે વોળાવ્યા, અયોધ્યાથી વન નિસર્યાં;
બીજો વાસો અહીં વસ્યા'તા, ભીલે ત્રાપે તાર્યા ખરા. ૪૮
દૂરથી વિમાનમાંહે બેઠા, દેખાડે છે રામ;

---

૩૭. દૂષણ–દૂખર પ્ર. ૪થી. ૪૩. ચુરડિયામાં–'ચોરડ્યામાં' (?) પ્ર. ૧. ચુરડો–કૂઓ (?) ૪૬. ઓ પરે–ઓ પેલો કાંઠા ઉપર (?) ત્રિપથા–ત્રણ માર્ગે જનારી.

ઓ પેલી સરયૂ નદી,–તીર અયોધ્યા ગામ. ૪૯
ઉચા થઇ અતિ દૂરથી, રાક્ષસ વાનર જોય;
દીઠી તો શે નથી આવતી, અયોધ્યા તો સોય. ૫૦

---

## કડવું ૫૨ મું.

### રાગ દેશાખ.

રામ કહે સાંભળ્ય સુંદરી, દૂરથકી દીસે છે પુરી;
પિતાતણું પાળ્યું એ ગામ, અયોધ્યાને કરોજી પ્રણામ. ૧
કુશળે જો એ દીઠું ઠાર, દશરથને પુણ્યે નિર્ધાર;
આશાનો'તી આવ્યાતણી, તે જાયું આજ અયોધ્યા ભણી. ૨
સીતાએ કર્યો નમસ્કાર, વિમાનમાંથી હરખ અપાર;
અયોધ્યા નગરી સોહામણી, કૂપ સરોવર વાડી ઘણી. ૩
ઉચો ગઢ ને અનુપમ પોળ, કનક કોસીસાં ઓળાઓળ;
મંદિર ઉપર ધ્વજા ફરહરે, કનકકળશ દેખી મન ઠરે. ૪
ગોખ અટારી ને જાળિયાં, મનોહર મેડીને માળિયાં;
ચોક ચોવટાં બહુ શોભતાં, દુઃખ જાયે નગર દેખતાં. ૫
રાજ્ય કરતો યાં રામનો તાત, વર્ણન કહું કેટલાં વિખ્યાત;
વિમાન વેગળું પણ પેખાય, અંતરિક્ષ મારગ ચાલ્યું જાય. ૬
અંતરિક્ષથી દેખે દિનેશ, તેમ વિમાનથી દેખે બહુ દેશ;
શંકર કેરૂં જેમ કૈલાસ, તેવી અયોધ્યા પ્રકાશ. ૭
અમરાવતી ઇંદ્રની જશી, અયોધ્યા ઓપે છે તશી;
વિમાનમાં ઉંચા થઈ જોય, રાક્ષસ વાનર અચરજ હોય. ૮
પુષ્પકવિમાનની સ્તુતિ કરે, અયોધ્યા દીઠે મન ઠરે;
તે માંહે ચાલવા પ્રીત, સમિપ જઇ જોવા રૂડી રીત. ૯
ભરદ્વાજને આશ્રમ રામ, ચાલ્યા કરવાને પ્રણામ;
વિમાનમાંથી ઉતરી જાય, જઇને ઋષિને લાગ્યા પાય. ૧૦
વરસ ચૌદમે પંચમી દિન, ચૌદ વરસ પૂરાં થયાં વન;
ભરદ્વાજે દીધી આશિષ, ભલે પધાર્યા શ્રીજગદીશ. ૧૧

---

૧. પાળ્યું–પાળેલું.

ભરદ્વાજને કહેછે રામ, કુશળ અન્યતે છે કહો સ્વામ;
કુશળ ક્ષેમ છે મારી માત, ભરત અને શત્રુઘ્ન ભ્રાત. ૧૨
નગરનિવાસી સુખિયા જન, તે મુજને કહો સત્ય વચન;
ભરત કેવું ચલાવે રાજ, તે કારણ કહો ભરદ્વાજ. ૧૩
રાઘવનાં વાયક સાંભળી, ભરદ્વાજ તે બોલ્યા વળી;
કુશળ અન્ય ને છે રઘુવીર, જેથી મન સદા રહે ધીર. ૧૪
કુશળ માત ને છે સર્વ સાથ, ભરતની વાત કહું રઘુનાથ;
નંદિગ્રામ વસે છે વાસ, અયોધ્યા કેરી જે પાસ. ૧૫
રાજ્યવેષ ધર્યો નથી અંગ, નહિ કામિની કેડે રંગ;
જટાવનકુળ પે'ર્યાં દેહ, તારી પાદુકા પૂજે તેહ. ૧૬
અશ્વ ગજ નવ બેસે રથ, મારે એ સાથે નથી અરથ;
રામ રહે જો વનમોઝાર, સુખ ભોગવું ક્યમ આણેઠાર. ૧૭
તેડવા ચિત્રકૂટ ગયો'તો પેર, તોય રાઘવ ન આવ્યા ઘેર;
તો અયોધ્યા કેમ જવાય, રાજ્ય રામ વિના નવ થાય. ૧૮
તે વનવાસી ઘેર થઇ રહું, વિરહવા'લ નવ જાયે કહ્યું;
પાવડીનો થઈ રહ્યો છે દાસ, ચૌદ વરસ વીત્યાં અવિનાશ. ૧૯

દોહરી.

હવે વાટ જુએ છે અતિશે, કૈકેયીનો તન;
તમહેતે તેણે કષ્ટ ભોગવ્યું, ઠામ રાખિયું મન. ૨૦
રામ વનમાં ભોમ શયન કરે, નવ સૂતો તે સેજે;
તમારે જટા તે તેણે વાળી, વનકુળ પે'ર્યાં હેજે. ૨૧
તમથી તેણે દુઃખ ભોગવ્યાં, મેં જાણી તમારી પેર;
રાવણ સીતા ગયો ચોરી, તમો ગયા તેને ઘેર. ૨૨
રાવણ માર્યો સાથ સહિત સહુ, તમને ઇંદ્રે આપ્યું વરદાન;
સુખે તમો સીતા લેઇને, આવ્યા આણે સ્થાન. ૨૩
પંચવટી તમો પાવન કીધી, સુખે રહેશે વિપ્ર;
તે માટે હું થયો રળિયાત, વર માગો કાંઇ ક્ષિપ્ર. ૨૪
અપાર સ્વામી એ વર માગું, બોલ્યા રાઘવરાય;
આ ઠામથી વૃક્ષ બે ગમા, અયોધ્યાપુર લગી જાય. ૨૫

---

૧૯. વિરહવા'લ—વીર વાહાલા. પ્ર. ૧-૨. ૨૪. ક્ષિપ્ર-ઉતાવળે-જલદી. ૨૫. બે ગમા-બન્ને તરફ. 'બે ગમ્યાં' પ્ર. ૧-૨.

ફળ્યાં ફૂલ્યાં સદાય હોયે, રહે કોકિલા ને કીર;
લોક સહુ તે દીઠે જાણે, આવ્યા શ્યામશરીર. ૨૬
ઋષિ કહે અહીંથી તો થાશે બહુ, અયોધ્યા લગી દ્રુમ;
બે પાસે એ મહા મનોહર, તેં કહ્યું તે તેમ. ૨૭
રૂડાં ફળ આણીને આપ્યાં છે, ઋષિ કહે કરે એ આહાર;
રામે સહુ સાથને આપ્યાં, ભક્ષ કર્યાં તેણીવાર. ૨૮
એમ કરતાં તે રાત થઇને, વાસો વસિયા ત્યાંય;
પ્રાતઃકાળે રામજી ઉઠયા, અતિ ઉલટ મનમાંય. ૨૯
સ્નાન નિત્ય કરીને જાણે, કહાવું ભરતને આજ;
પાસે તેડી હનુમંતને, કહે વેગે શ્રીમહારાજ. ૩૦
ભરત કને તું જાને ભાઇ, કહીએ આવ્યા રામ;
સમાચાર સંભળાવે સઘળા, જે જે કીધાં કામ. ૩૧
સુગ્રીવ મિત્ર કર્યાની કહેજે, સીતાહરણની વાત;
રાવણ મારી રાજ બેસાર્યો, વિભીષણ તેનો ભ્રાત. ૩૨
દશરથરાય અંતરિક્ષ આવ્યા હતા, બેશી દિવ્ય વિમાન;
વાનર સહુકો કર્યા જીવતા, ઇંદ્રે આપ્યું વરદાન. ૩૩
ભરદ્વાજને આશ્રમ રહ્યા હતા, આગળથી હું આવ્યો;
હવે તમો સુખ પામો ભ્રાતા, સમાચાર સંભળાવ્યો. ૩૪
પછે જોજે રૂપ તેનું, દેહનો કેવો વાન;
મુજને કોઇ સંભારે છે, બેઠા તેણે સ્થાન. ૩૫
રાજ્ય કેવું સાચવે છે, અશ્વ ગજ સહુ માતા;
પ્રજા સહુ સુખી કે દુઃખી, લોક જોજે આવતા જાતા. ૩૬
આવજે જોઇ તે સામો, તેડી ભરતને સંગ;
વાટમાંહે એક શૃંગવેરપુર, ગુહ રાજા છે રંગ. ૩૭
તેને કહેજે રામ-લક્ષ્મણ, જાનકી સુંદર નારી;
કુશળક્ષેમ ચૌદે વરસે, આવે દેવમુરારિ. ૩૮
એટલું જાણ કરીને જાયે, ગુહ ભીલ મુજદાસ;
ત્યારપછી નંદિગ્રામ પળજે, ભરત ભ્રાતને પાસ. ૩૯
આલિંગન કહાવ્યું છે તમને, લક્ષ્મણ ને રઘુનાથે;

---

૩૫. રૂપ-'હેત' મરજી. બેઠા-બેઠેલો.

ભરદ્વાજ આશ્રમ લગી આવ્યા, અમો રામ સહુ સાથે. ૪૦
હનુમંત કહે હવણાં જઇ આવીશ, તેડી તેમને સામો;
પેહેલી ફાળે ગુહ ભીલ ઘેર, પછી ભરત કને વિસામો. ૪૧
પ્રણામ કરીને પવનપુત્ર તે, ઉડયો તત્કાળ આકાશ;
જાણે ગરૂડ કે ભાણ ઉગ્યો, બીજો તેજ પ્રકાશ. ૪૨
પરિયાણે ઉપર થઇને આવ્યો, ત્રિવેણી કેરી તીર;
ગુહ ભીલને ગામજ પો'ત્યો, વેગે હનુમંત વીર. ૪૩
ગુહને કહેછે રામ આવિયા, સીતા લક્ષ્મણ સાથ;
ચરિત્ર સર્વ કહ્યાં વિસ્તારી, જે કીધાં રઘુનાથ. ૪૪
ભીલરાજા આનંદ તે પામ્યો, સુણી હનુમંતની વાણી;
હનુમંતને હેતે હૈયે ચાંપ્યો, અંતર આનંદ આણી. ૪૫
આલિંગન દેઇને લાગ્યો, હનુમંત કેરે પાય;
આગતા સ્વાગતા કરી ઘણેરી, કુશળક્ષેમ રઘુરાય. ૪૬
હનુમંત કહે હમણાં આવશે, બેશી દિવ્ય વિમાન;
વધામણી ખાવા જાઉંછું, જ્યાં ભરત રાજાન. ૪૭
સામો જાવા ગુહ સાંઢિયો, ઢમકાવીને ઢોલ;
હનુમંત ભરત ભણી ઉત્પતિયો, નહિ કોઈ બળે સમતોલ. ૪૮
વાયુસુત વાયુ વેગે, તે આવ્યો નંદિગ્રામ;
ભરતતણી સભાને નરખી, વલ્લભ જેને રામ. ૪૯

---

## કડવું ૫૩ મું.

### આડા તાલ.

ભરતે તે નિરખિયો, અંજનીકુમાર;
પાર નહિ પ્રધાનનો રે. ૧

### ઢાળ.

પારનહિ પ્રધાનનો, બીજા બહુ છે દાસ;
પાવડી જે રામની તેને, નમે અતિ ઉલ્લાસ. ૨

---

૪૦. રામે હનુમાનને જે વાક્ય કહ્યાં તે ઉપરથી રામનું રાજનીતિજ્ઞપણું બતાવ્યું છે. ૪૩. પરિયાણે ઇ૦-પ્રયાણ કરીને આકાશમાર્ગમાં થઇને આવ્યો. 'પ્રીયાણેપર થઇને' પ્ર. ૧ લી. 'પ્રયાગ ઉપર' એમ હોય (?).

જટા ભરતે વાળી છે, પે'ર્યાં વનફુળ ને કાષાય;
દાસછું હું રામનો, પાવડીને લાગે પાય. ૩
કાર્ય સર્વ ચલાવે, જાણે સઘળા ભેદ;
પ્રધાન પ્રત્યે ઉચર્યો, આજ હું પામ્યો છું ખેદ. ૪
ચૌદ વર્ષ પૂરણ થયાં, હજી નથી આવ્યા રામ;
શુદ્ધ પણ નથી સાંભળી, જે વસે આણેઠામ. ૫
ચિત્રકૂટપર અવલોક્યા હતા મેં, લક્ષ્મણ ને રઘુનાથ;
પછે ક્યાં ગયા હશે, પ્રભુ નાર નાની સાથ. ૬
રખે કોણે દુઃખ દીધું હોયે, રખે કહીં યુદ્ધ થાય;
રખે કોણે હર્યાં હોયે, સુંદર સીતામાય. ૭
અવધ થઈ પણ નથી પામ્યો, સમાચાર એકવાર;
રામ વિના હવે ન રહેવાયે, આંખે આંસુધાર; ૮
વનફળ તે નવ વાવરે, સુખ નહિ શરીર;
હવે ક્યારે આવશે, સુંદર મારા વીર. ૯
ક્યાં જાઉં ને કહું કોને, રામ વિના સહુ ફોક;
શુદ્ધ પામું જો ભ્રાતની, તો ટળે મારો શોક. ૧૦
પ્રેમ દેખી ભરતનો, હનુમંતે કર્યો નમસ્કાર;
સભા સહુ તેને દેખીને, આશ્ચર્ય પામી અપાર. ૧૧
આગળ ઊભો રહી બોલ્યો, વાયુસુત બળવાન;
ભરતજી આજ આવશે, રઘુનાથ આણેસ્થાન. ૧૨
પંચવટીમાંહે રહ્યા હતા, છે સીતા લક્ષ્મણ સંગ;
વૈદેહી રાવણે હરી હતી, તેનો રામે કીધો ભંગ. ૧૩
વાનર મિત્ર કર્યા હતા, સુગ્રીવ આદે જાણ;
વાલી ભાઇ તેનો વેધિયો, રામે એક બાણ. ૧૪
હમણાં અહીં પધારશે, મને મોકલ્યો જોવા કાજ;
સીતા લક્ષ્મણ વિજયી છે, સહી કહાવ્યું છે મહારાજ. ૧૫
સુણી વાયક ભરત ઉઠયો, અતિશે થયો પ્રસન્ન;
પ્રદક્ષિણા દેઇ પગે લાગ્યો, દીધું આલિંગન. ૧૬

---

૩. કાષાય–ભગવાં. ૫. શુદ્ધ–શોધ. ૯. વનફળ ઇ૦–ફળાહાર પણ કરતો નથી. ૧૫. સહી–સોઇ પ્ર. ૧ લી.

આંસુ હરખે આવિયાં, અંઘોળાવ્યો તેણે તેહ;
આસન બેસારી ઉચર્યો, આણી મન સંદેહ. ૧૭
દીસતો તો વાનર સરખો, વદે લલિતવચન;
દેવ ગાંધર્વ યક્ષ કિન્નર, માયાવી કો તન. ૧૮
સમાએ તું બોલિયો, પશુ હોય અજ્ઞાન;
તુજ આવ્યે હું એમ જાણુંછું, ભ્રાત મળ્યા સન્નિધાન. ૧૯
આજ તેં આવી કહ્યો, સુધો સમાચાર ભ્રાતનો;
તેં તો મુજને પ્રાણ આપ્યા, ઘણું શું કહીએ વનો. ૨૦
કહે તો તુજને કનકશૃંગી, સહસ્ર આપું ગાય;
કહે તો તુજને ગામ સુંદર, સત્ય કરૂં પસાય. ૨૧
સોળ વરસની સોળ કન્યા, કરૂં કહે તો ભેટ;
વિરહસાગર હું પડચો હતો, ત્યાં તું થયો બેટ. ૨૨
પ્રાણ તુજને આપિયે, તોએ ઓશિંકળ ન થવાય;
એમ સાંભળી સ્તુતિ ભરતકેરી, રળિયાત હનુમંત થાય. ૨૩
રામ તેમ તમો મારા સ્વામી, હું તમારો દાસ;
વીરની પેરે વનવાશી, થઇ રહ્યા છો વાસ. ૨૪
તમો મુજને સર્વે આપ્યું, જાણજો પોતાતણું;
વચને ભરત પ્રસન્ન થયો, પ્રેમ મન આવ્યો ઘણું. ૨૫
રામજી તો રાજકુંવર, કયમ કર્યા વાનર મિત્ર;
પંચવટીએ કેમ રહ્યા, તે કહે વિસ્તારી ચરિત્ર. ૨૬
રાવણ કેમ હરી ગયો, સીતાને તો દુષ્ટ;
કેમ સાગર તરી માર્યો, કુંભકર્ણ રાવણ પુષ્ટ. ૨૭
રામલક્ષ્મણ પાસેથી, હરી ગયો કેમ નાર ?
નામ તારૂં કહી મુજને, સંદેહ ટાળો સાર. ૨૮
પ્રેમ તુજને દીઠે આવ્યો, વાત કરી વિશેષ;
રામ વન ચાલ્યા પછી, કહે કથા રેપેરેપ. ૨૯
રાઘવજીએ કહી હોયે વળી, અવલોકી હોયે ચક્ષ;
કૃપા કરી તે મુજને કહો જી, સરવે સુર સમક્ષ. ૩૦
વાનર કહેછે સાંભળો, હનુમાન મારૂં નામ;

૧૯. સમાએ–યોગ્ય સમયે. ૨૦. વનો–વિનય. ઘણો વિનય કરીને શું કહિયે ?

જે જે પૂછ્યું છે તે કહું, આજ આણે ઠામ. ૩૧
દશરથરાય આપતા હતા, રામજીને રાજ;
કૈકેયીએ ફેરવ્યું તે, સર્વ તમારે કાજ. ૩૨
તાપ આણી માતા તમારી, દશરથને કહે વાણ;
ચૌદ વરસ રાજ્ય ભરતને, વન ફરે શારંગપાણ. ૩૩
રામજી તે તાતવચને, વસ્યા વનમોઝાર;
લક્ષ્મણજી સાથે ગયા, સુંદર સીતાનાર. ૩૪
ચિત્રકૂટ જઈને રહ્યા રાઘવ, દશરથે છોડ્યા પ્રાણ;
કુંવર એકે નહિ પાસે, એહ મોટી હાણ. ૩૫
પે'લા બે વનમાં ગયા, તમો મામાને ઘેર બેય;
કાસદ મોકલ્યો તમો પધાર્યા, બાળ્યો આવી રાજાનો દે'ય. ૩૬
તમો પછે પધાર્યા હતા, ચિત્રકૂટ રાઘવ પાસ;
પાછા વાળવા ઘણું કર્યું, પણ વળ્યા નહિ અવિનાશ. ૩૭
પાદુકા લેઈ તમો વળ્યા, રામનું માની વચન;
અયોધ્યા તમો નવ ગયા, નંદિગ્રામ વસિયા ધન્ય. ૩૮
તમો અહિયાં વસ્યા સુખે, પેરથી પળ્યા રઘુનાથ;
ચિત્રકૂટ ગિરિથી ચાલિયા, સીતા લક્ષ્મણ સાથ. ૩૯
વિરાધ નામે રાક્ષસ બળિયો, સીતાને તે ગ્રહી ગયો;
રામ લક્ષ્મણ રહ્યા પૂંઠે, ઝગડો ત્યાં સબળો થયો. ૪૦
વૈદેહીને મે'લાવ્યાં, વિરાધ મારી રામ;
પંચવટીએ પછે આવ્યા, ઘણું રહ્યા તે ઠામ. ૪૧
શૂર્પણખા તે બેન રાવણની, રહેતી તેણેઠાર;
સીતા કેરૂં રૂપ દેખી, મોહી તે અપાર. ૪૨
એ રાવણને ભેટ કરૂં હું, રામની સ્ત્રી અનુપ;
લટકા પટકા કરતી આવી, જ્યાંકણ અકળસ્વરૂપ. ૪૩
કપટ જાણી રામજીએ, છેદ્યાં નાક ને કાન;
ખર દૂષણ ત્રિશિરા આદે હણ્યા, ચૌદસહસ્ર બળવાન. ૪૪
નકટી બૂચી બેન ગઈ, તે રાવણકેરે પાસ;
તારે અરથે ભેદ કરતાં, નાક કાન થયાં તે નાશ. ૪૫

---

૩૬. દે'ય–દેહ.

આંસુ હરખે આવિયાં, અંધોળાવ્યો તેણે તેહ;
આસન બેસારી ઉચર્યો, આણી મન સંદેહ. ૧૭
દીસતો તો વાનર સરખો, વદે લલિતવચન;
દેવ ગાંધર્વ યક્ષ કિન્નર, માયાવી કો તન. ૧૮
સમાએ તું બોલિયો, પશુ હોય અજ્ઞાન;
તુજ આવ્યે હું એમ જાણુંછું, ભ્રાત મળ્યા સન્નિધાન. ૧૯
આજ તેં આવી કહ્યો, સુધો સમાચાર ભ્રાતનો;
તેં તો મુજને પ્રાણ આપ્યા, ઘણું શું કહીએ વનો. ૨૦
કહે તો તુજને કનકશૃંગી, સહસ્ર આપું ગાય;
કહે તો તુજને ગામ સુંદર, સત્ય કરૂં પસાય. ૨૧
સોળ વરસની સોળ કન્યા, કરૂં કહે તો ભેટ;
વિરહસાગર હું પડ્યો હતો, ત્યાં તું થયો બેટ. ૨૨
પ્રાણ તુજને આપિયે, તોએ ઓશિંકળ ન થવાય;
એમ સાંભળી સ્તુતિ ભરતકેરી, રળિયાત હનુમંત થાય. ૨૩
રામ તેમ તમો મારા સ્વામી, હું તમારો દાસ;
વીરની પેરે વનવાશી, થઇ રહ્યા છો વાસ. ૨૪
તમો મુજને સર્વે આપ્યું, જાણજો પોતાતણું;
વચને ભરત પ્રસન્ન થયો, પ્રેમ મન આવ્યો ઘણું. ૨૫
રામજી તો રાજકુંવર, કયમ કર્યા વાનર મિત્ર;
પંચવટીએ કેમ રહ્યા, તે કહે વિસ્તારી ચરિત્ર. ૨૬
રાવણ કેમ હરી ગયો, સીતાને તો દુષ્ટ;
કેમ સાગર તરી માર્યો, કુંભકર્ણ રાવણ પુષ્ટ. ૨૭
રામલક્ષ્મણ પાસેથી, હરી ગયો કેમ નાર ?
નામ તારૂં કહી મુજને, સંદેહ ટાળો સાર. ૨૮
પ્રેમ તુજને દીઠે આવ્યો, વાત કરી વિશેષ;
રામ વન ચાલ્યા પછી, કહે કથા રેખેરેખ. ૨૯
રાઘવજીએ કહી હોયે વળી, અવલોકી હોયે ચક્ષ;
કૃપા કરી તે મુજને કહો જી, સરવે સુર સમક્ષ. ૩૦
વાનર કહેછે સાંભળો, હનુમાન મારૂં નામ;

---

૧૯. સમાએ-યોગ્ય સમયે. ૨૦. વનો-વિનય. ઘણો વિનય કરીને શું કહિયે ?

જે જે પૂછયું છે તે કહું, આજ આણે ઠામ. ૩૧
દશરથરાય આપતા હતા, રામજીને રાજ;
કૈકેયીએ ફેરવ્યું તે, સર્વ તમારે કાજ. ૩૨
તાપ આણી માતા તમારી, દશરથને કહે વાણ;
ચૌદ વરસ રાજ્ય ભરતને, વન ફરે શારંગપાણ. ૩૩
રામજી તે તાતવચને, વસ્યા વનમોઝાર;
લક્ષ્મણજી સાથે ગયા, સુંદર સીતાનાર. ૩૪
ચિત્રકૂટ જઇને રહ્યા રાઘવ, દશરથે છોડયા પ્રાણ;
કુંવર એકે નહિ પાસે, એહ મોટી હાણ. ૩૫
પે'લા બે વનમાં ગયા, તમો મામાને ઘેર બેય;
કાસદ મોકલ્યો તમો પધાર્યા, બાળ્યો આવી રાજાનો દે'ય. ૩૬
તમો પછે પધાર્યા હતા, ચિત્રકૂટ રાઘવ પાસ;
પાછા વાળવા ઘણું કર્યું, પણ વળ્યા નહિ અવિનાશ. ૩૭
પાદુકા લેઇ તમો વળ્યા, રામનું માની વચન;
અયોધ્યા તમો નવ ગયા, નંદિગ્રામ વસિયા ધન્ય. ૩૮
તમો અહિયાં વશ્યા સુખે, પેરથી પળ્યા રઘુનાથ;
ચિત્રકૂટ ગિરિથી ચાલિયા, સીતા લક્ષ્મણ સાથ. ૩૯
વિરાધ નામે રાક્ષસ બળિયો, સીતાને તે ગ્રહી ગયો;
રામ લક્ષ્મણ રહ્યા પૂંઠે, ઝગડો ત્યાં સબળો થયો. ૪૦
વૈદેહીને મે'લાવ્યાં, વિરાધ મારી રામ;
પંચવટીએ પછે આવ્યા, ઘણું રહ્યા તે ઠામ. ૪૧
શૂર્પણખા તે બેન રાવણની, રહેતી તેણેઠાર;
સીતા કેરૂં રૂપ દેખી, મોહી તે અપાર. ૪૨
એ રાવણને ભેટ કરૂં હું, રામની સ્ત્રી અનુપ;
લટકા પટકા કરતી આવી, જ્યાંકણ અકળસ્વરૂપ.] ૪૩
કપટ જાણી રામજીએ, છેદ્યાં નાક ને કાન;
ખર દૂષણ ત્રિશિરા આદે હણ્યા, ચૌદસહસ્ર બળવાન. ૪૪
નકટી બૂચી બેન ગઇ, તે રાવણકેરે પાસ;
તારે અરથે ભેદ કરતાં, નાક કાન થયાં તે નાશ.
રહેતો રે;

૩૬. દે'ય-દેહ.
રે.

પંચવટીમાં વશ્યો છે, સુંદર તેહને ભામિની;
મેં જાણ્યું તેને છળ પાડી, સમરપું તુંને કામિની. ૪૬
ભેદ કરતાં ભરતા તેને, ખર દૂષણ માર્યા (સહુ) સહિત;
તે નારી તું ભોગવે તો, માને મારૂં ચિત્ત. ૪૭
બેનવચને રાવણ ચાલ્યો, મારીચ મામા સંગ;
સીતા આગળ પંચવટીમાં, આવ્યા આણી રંગ. ૪૮
મારીચ તે મૃગલો થયો, સોનાનો શ્રીકાર;
શીંગડાં તે મણિસરખાં, મહા મનોહર તે ચાર. ૪૯
દેખીને સીતા મોહ પામ્યાં, રામને કહે બોલ;
ચોળી ચર્મસારંગની સીવડાવો, મારે નહિ કો તમ સમતોલ. ૫૦
રામ કહેછે જાનકી તમે, કીધું તે કરવું કાજ;
લક્ષ્મણ પ્રત્યે ઉચર્યા, તવ વિમાસી મહારાજ. ૫૧

---

## કડવું ૫૪ મું.

### રાગ મારૂણી.

લક્ષ્મણ તું સીતા સાચવ ને, હરણ હણી હું આવું રે;
રખે સીતાને વીલી મૂકે, અધક્ષણ અળગાં ન જાવું રે. ૧
અહીં આપણે રાક્ષસ વેરી, ચાપ ચઢાવી રહેજે રે;
હું હવે મૃગ મારવા જાઉંછું, કષ્ટ પડે મને કેહેજે રે. ૨
સુતકૌશલ્યા સારંગ વધવા, ચાલ્યા ગ્રહીને બાણ રે;
લક્ષ્મણ રહ્યા વૈદેહી પાસે, ધનુષ્ય ધરીને પાણ રે. ૩
રામ ગયા તે પૂઠે પૂઠે, દૂર પંથ તે હણવા રે;
ધાયે લક્ષ્મણ ધાયે લક્ષ્મણ, મૃગ તે લાગ્યો ભણવા રે. ૪
સીતા કહેછે સુમિત્રાસુત, રામ કરેછે સાદ રે;
તમો વીરની વા'રે જાઓ, આણી અતિ ઉલ્હાદ રે. ૫
લક્ષ્મણ કહેછે માતા સીતા, રામ ન પામે હાર રે;
કયમ તમને એકલાં મેલું, આઇજી આણે ઠાર રે. ૬
લક્ષ્મણ વા'રે નથી જાતા, મેં જાણી તમારી પેર રે;

---

ભરતા તેને-તે (સીતા)ને ભર્તારે માર્યા—સીતાના સ્વામીએ
૧૯. ચર્મસારંગની-સારંગ (હરણ)ના ચર્મની.
કહિયે ?

રામ મરે ને સીતા રાખું, તમે જાણોછો ઘેર રે. ૭
વચન સુણીને વનદેવતા, લક્ષ્મણે કીધા સાખી રે;
સીતાને તો ભૂડું હોશે, કઠણ કથન જે ભાખી રે. ૮
લક્ષ્મણ એમ કહીને ચાલ્યા, સહી શકયો નહિ વાણી રે;
તેણે સમે રાવણ ત્યાં આવ્યો, મઢિયે સીતા રાણી રે. ૯
છળે વેશ તાપસનો કીધો, હરી ગયો તે સીતા રે;
રોતી રોતી કહે રસનાએ, સુખના દહાડા વીત્યા રે. ૧૦
કરગરતાં કલ્પાંત કરતાં, બેસાર્યાં ઉચ્છંગે રે;
જટાયુ પંખી વઢયો વાટે, રાવણકેરે સંગે રે. ૧૧
રથ બેશી તે પંખી મારી, આકાશ મારગ જાય રે;
લંકામાંહે સીતા આણી, ઉલટ અંગ ન માય રે. ૧૨
સીતા વશ ન આવે તેને, અશોક વનમાં મેલી રે;
સાડાત્રણ ક્રોડ રાક્ષસી પાસે, રાવણતણી સાહેલી રે. ૧૩
ભરત પૂછે છે અંજનીસુતને, દુઃખે રહ્યાં ત્યાં સીતા માત રે;
રામ લક્ષ્મણે પછે શું કીધું, તે કહો વાહાલા વાત રે. ૧૪
હનુમંત કહેછે મૃગ મારીને, આવ્યા શ્યામશરીર રે;
સામા આવતા લક્ષ્મણ દીઠા, નયણે ચાલ્યાં નીર રે. ૧૫
સુતસુમિત્રાના શૂરા તું, રૂદન કરે શા માટ રે;
સીતા એકલાં કયાં મેલ્યાં, તે વાત ધાલે ધાટ રે. ૧૬
સીતાએ કઠણ કહ્યું મુજને, તે માટે હું આવ્યો રે;
બોલે બાળ્યો છે મુને પૂરો, સમાચાર સંભળાવ્યો રે. ૧૭
રામ કહે તેં કૂડું કીધું, રખે હવું હોય હરણ રે;
ત્રાહે ત્રાહે વાણી કહેતો મઢિયે, આવ્યા અશરણશરણ રે. ૧૮
કાગ શ્વાન કળકળે મઢીમાં, નવ દીસે તે નારી રે;
હવે લક્ષ્મણ શીપેર કરવી, વીર જુઓ વિચારી રે. ૧૯
જોતા જોતા રોતા ચાલ્યા, કબંધ રાક્ષસ મળિયો રે;
જોજન એક તે પાણ તેહના, અકળ ન જાએ કળિયો રે. ૨૦
તેને મરણ પમાડી આવ્યા, પંપાસરને પાસ રે;
શબરીકેરાં વચને આવ્યા, ઋષ્યમૂકગિરિ અવિનાશ રે. ૨૧
(તે) પર્વત ઉપર પાંચ પ્લવંગ સહિત, સુગ્રીવ નાશી રહેતો રે;
વાલીભ્રાતથી બીહીતો તે તો, સુખ દુઃખ સર્વે સહેતો રે. ૨૨

આવીને પગે લાગ્યો તે તો, રામચંદ્રને નમિયો રે;
સુગ્રીવ રામ સખા મેં કરિયા, બહુમન એ તે ગમિયો રે. ૨૩
સુગ્રીવ કહે નારી અપાવો, વાલી વીરને મારો રે;
પછે સીતાની શુધ મેં જોવી, અર્થ એટલો સારો રે. ૨૪
બોલ રામે સુગ્રીવે દીધા, મિત્ર થયા તે બેય રે;
અહીંથી પ્રીત થઇ વાનરશુ, ભરત સાંભળો તેય રે. ૨૫
એક બાણે વાલી વેધિયો, અમ દેખતાં રામે રે;
સુગ્રીવનાં કાર્ય કર્યાં પૂરણ, તતક્ષણ તેણેઠામે રે. ૨૬
સુગ્રીવને કહે સીતાપતિ તું, પામ્યો રાજ્ય ને નાર રે;
સીતાની ભાળ્ય જોવરાવો, મુજને દુઃખ અપાર રે. ૨૭
ચારે દિશે વાનર મોકલિયા, કહીં ન લાધી ભાળ રે;
એંશીલક્ષ વાનર લેઇ સાથે, ગયો વાલીનો બાળ રે. ૨૮
અંગદ નામ તે તેનું જાણો, દક્ષિણ દિશ તે જોઇ રે;
મહેંદ્રપર્વત પંખી બેઠો, સંપાતિ નામે સોઇ રે. ૨૯
તેણે શોધ કહી સીતાની, રાવણ હરી ગયો તેહ રે;
અંગદે મુજને મોકલિયો, સીતા જોવા નેહ રે. ૩૦
શતજોજન સાગર ઓળંધી, એક ફાળે હું પોત્યો રે;
અશોકવનમાં સીતા પાસે, લંકા જોતો જોતો રે. ૩૧
સીતાને મુદ્રિકા આપી, સમાચાર સર્વે કહ્યો રે;
પછે રાખડી સીતાએ આપી, લેઇ રામકને વહ્યો રે. ૩૨
રામને રાખડી આપી, કહી સીતાની ભાળ રે;
લંકામાંહે રાવણઘેર છે, સીતા દીનદયાળ રે. ૩૩
રામચંદ્ર વાનર સહુ સાથે, આવ્યા સાગરતીર રે;
સો જોજન તે પાજ બંધાવી, નળ પાસે રઘુવીર રે. ૩૪
નળસેતુ તે તો કહેવાયે, સૈન્ય સર્વ ઉતરિયું રે;
લંકામાહે ત્રાસ પમાડ્યો, વાનરદળ સંચરિયું રે. ૩૫
ઘોર યુદ્ધ કરીને માર્યો, રાવણને રઘુનાથે રે;
કુંભકર્ણ પાડ્યો પૃથ્વીપર, પુત્ર પ્રધાન સહુ સાથે રે. ૩૬
ઇંદ્રજિતને લક્ષ્મણે હણિયો, રાક્ષસમાત્ર મરાણા રે;

---

૨૫. બોલ ઇ૦–રામ અને સુગ્રીવે પરસ્પર વચન આપ્યાં.

વિજય વિજાપણુને બેસારી, રામ થયા સપરાણા રે. ૩૭
સીતાને પછે દીવ્ય કરાવ્યું, પાવકમાંહે પેઠાં રે;
સતીને પાવકે નવ બાળ્યાં, જાણે ખાડો ખણી માંહે બેઠાં રે. ૩૮
ઈંદ્રે વર રામને આપ્યો, દશરથ સ્વર્ગથી આવ્યા રે;
સીતા શુદ્ધ કહી સહુકોએ, રામચંદ્રને મનાવ્યા રે. ૩૯
રામે વૈદેહીને વળતી, બેસાર્યાં ઉત્સંગે રે;
પુષ્પકવિમાન બેશી પધારે, વિભીપણ સુગ્રીવ સંગે રે. ૪૦
સુજને વિમાનમાંહે બેસાર્યા, બેઠા લક્ષ્મણ ભ્રાત રે;
ભરદ્વાજને આશ્રમ આવ્યા, આજ રહ્યા ત્યાં રાત રે. ૪૧
તમે કહ્યું જે વાનરમિત્રની, સીતાહરણની વાત રે;
તે સર્વ સંક્ષેપે સંભળાવી, જે કરી રાવણની ઘાત રે. ૪૨
વિભીપણ તો મળ્યો રામને, તેને કીધો ભૂપ રે;
પરાક્રમ મેં કહ્યાં પૂરાં, જે કીધાં અકળસ્વરૂપ રે. ૪૩
હવે તમો સામા જાવાની, સામગ્રી સર્વે માંડો રે;
આજ રામ મળે નીરધારે, જટા વનફુળ છાંડો રે. ૪૪
હનુમંતને વચને રીઝયો, કૈકેયીનો તન રે;
પાસે ભાઇ બોલાવ્યો તે, બળિયો શત્રુધન રે. ૪૫
ભાઇ તમો ગામ શણગારો, માર્ગ સહી છંટાવો રે;
રામચંદ્ર ને સીતા લક્ષ્મણ, આવે કાજ કરાવો રે. ૪૬
શત્રુઘ્ને ઉઠી તેડયા, સહસ્ર તે સૂત્રધાર રે;
ભુમિ કરો પાધરી અહિંથી, અયોધ્યા લગી અપાર રે. ૪૭
રાજમારગ છાંટણુ કરાવો, શણગારો ઘર ને હાટ રે;
નાનાવિધના ગંધ બે'કાવો, પુષ્પ પાથરો વાટ રે. ૪૮
ધૃષ્ટિ, જયંત, વિજય ને અર્થસાધક, સિદ્ધાર્થ, અષ્ટવર પ્રધાન રે;
અશોક, સુમંત્ર, ધર્મપાળને, તેડયા કૈકેયી તન રે. ૪૯

---

૩૯. સીતા ઇ૦-ઈંદ્રે, દશરથે અને અગ્નિએ પણ સીતાને શુદ્ધ (પવિત્ર) કહી. ૪૯. ધૃષ્ટિ ઇ૦-વાલ્મિકી રામાયણ બાળકાંડ સર્ગ ૭ મામાં ધૃષ્ટિ, જયંત, વિજય, સુરાષ્ટ્ર, રાષ્ટ્રવર્ધન, અકોપ, ધર્મપાળ, અને સુમંત્ર, એમ આઠ નામ છે. પ્ર. ૧ લીમાં ધર્મપાળને ઠામે 'વિયંત' પાઠ છે.

## કડવું ૫૫ મું.

### રાગ સામેરી.

પ્રધાનને કહે ભરત વાણી, સામા જાઓ આજ;
સહસ્ર હસ્તી સહસ્ર ઘોડા, શણગારી બહુ સાજ. ૧
નાનાવિધના રથ લેઇ, વાંજાં વિવિધ રસાળ;
વાડવ તેડી વેદિયા જાઓ, જ્યાંકણુ દીનદયાળ. ૨
ભૂષણ લેઇ જાઓ ઝાઝાં, ધન ધાન્યનો નહિ આંક;
બંદીજનને આપવા, જે જન મોટા રાંક. ૩
ભક્ષ ભોજન બહુ સુખડી, વસ્ત્ર સુંદર સાર;
પાદુકા મસ્તક ધરીને, જાઓ તેણેઠાર. ૪
પ્રધાન તે પાદુકા લેઇ, સામા ચાલ્યા શૂર;
કૌસલ્યા સંભારે ઘણું, રામ ઊરાઊર. ૫
ગણુકને પૂછે ઘણું, આજ આવશે ઘેર તન;
સીતા લક્ષ્મણ રામ સાથે, કરૂં અવલોકન. ૬
કરે વિરહ કુંવર કેરો, ભરતે એવે મોકલ્યો દાસ;
આઇજી ચાલો સામાં જઇએ, આવ્યા શ્રી અવિનાશ. ૭
કૌશલ્યા કૈકેયી સુમિત્રા, સૌ બેઠાં પાલખી;
ચૌદસહસ્ર તે માત માંહે, બીજી બહુ ચાલી સખી. ૮
અશ્વ ગજ રથ સાંચર્યા, ચઢી યોધ તે અનેક;
લોક તે પુરના પરવર્યા, દર્શન કરવા વિવેક. ૯
નિઃસાણના નિર્ઘોષ વાજે, બીજાં બહુ વાજિંત્ર;
ભરત હનુમંતને કહે, મુને સાચુ કહેને મિત્ર. ૧૦
રામ નિશ્ચે આવશે કે, વાહેછે મુજ વીર;
હનુમંત કહે સંદેહ નથી જી, આવ્યા શ્યામશરીર. ૧૧
સુણી વાયક ભરત ચાલ્યા, ગામથી તે બહાર;
માફામાંહે માત સઘળાં, પ્રધાન સહુ અસ્વાર. ૧૨
નંદિગ્રામથી લોક ચાલ્યા, ભરત સાથે દૂર;
ભરત કહે અંજનીસુત, રામ આવ્યા નહિ શે શૂર. ૧૩

---

૩. બંદીજન ૪૦-બંદીજન-જે જન (લોકો) મોટા (ઘણા) રાંક છે તેમને આપવા. ૬. ગણુકને-જોષીને.

હનુમંત કહે આ વૃક્ષ જુઓ, ફળ્યાં ફૂલ્યાં અત્ય;
રામ એ એંધાણે જાણો, આવશે આજ સત્ય. ૧૪
રામને ભરદ્વાજને વરે, એવા વૃક્ષ થયા સહી;
નગરજન સહુ ભરત આદિ કહે, વિમાન કાં ના'વે વહી ? ૧૫
ભરદ્વાજને ચરણે લાગી, ચાલ્યા પેરથી રામ;
વિમાન પળ્યું વેગે કરી, ગુહ ભીલ મળ્યો તે ગામ. ૧૬
ભીલ કહે રહો આજ અહિયાં, સેવા કરવા મન;
ભરતવાટ જોતા હશે, એમ કહ્યું જગજીવન. ૧૭
વિમાન તે તો ચલાવેછે, વેગે નંદિગ્રામ;
દૂરથી દીઠું હનુમંતે, ભરતને કહે તે ઠામ. ૧૮
કૈકેયીકુંવર જુઓ એ, આવ્યું પુષ્પકવિમાન;
આગે તો એ ધનદનું, પછે થયું રાવણરાજાન. ૧૯
રાવણ ભ્રાતા વિભીષણે, કર્યું ભેટ રામને એહ;
રામ સીતા જુઓ એ મધ્યે, એહાં છે તો નેહ. ૨૦
પાસે લક્ષ્મણ ભ્રાત છે, સુગ્રીવ તેને સંગ;
તે પાસે અંગદ બેઠો, જુઓ જાંબવાનનું અંગ. ૨૧
કાળ મેઘ સરિખડો, એ ભક્ત વિભીષણ જાણ;
ઠામ ઠામ દીસે દાસ એ, સુગ્રીવનાં રે વખાણ. ૨૨
જુઓ બીજા વૃક્ષ વૃક્ષે, પળે છે તે વાનરા;
પત્ર ફળ ને ફૂલ ખાએ, ઊજાયે છે હરખભર્યા. ૨૩
એટલે આવ્યું ઢુંકડું, વિમાન તો તે પાસ;
રામે ભ્રાત અવલોક્યો, ભરતે દીઠા અવિનાશ. ૨૪
વિમાનમાંહે ભરત તેડ્યો, અને શત્રુઘ્ન,
રામજીએ શીશ ગંધી, દીધું આલિંગન. ૨૫
હૈયા સાથે ચાંપિયો, કૈકેયીતણો કુમાર;
હરખે ભ્રાતા બેહુને, આંખે તે આંસુધાર. ૨૬
ભરત પૂંઠે શત્રુઘ્નને, ચાંપ્યો હઇયાબા'ર;
પછે લક્ષ્મણને મળીને, કર્યો ત્યાં નમસ્કાર. ૨૭

---

૧૫. રામને ઇ૦–રામને ભરદ્વાજનો વર મળ્યો તેથી. ૨૫. ગંધી–સુંઘી. ૨૭. હઇયાબા'ર–છાતી સાથે.

ભરત સામો રહી ઊભો, એમ બોલ્યો વાણ;
રાજકાજ તમારૂં સરવે, કરો શારંગપાણ. ૨૮
ચૌદ વરસ જે મેં ચલાવ્યું, તમારે વચને કરી;
હવે ભાર ન ઉપડે મુજથી, વાત એ માનો ખરી.' ૨૯
રામ રળિયાત થયા, ભરત બેસાર્યો ઉચ્છંગ;
તેં પ્રજા પાળી છે ભલી, મુજ વિષે તારો રંગ. ૩૦
તેં જટા રાખી વનફૂળ પહેર્યાં, હેત રાખ્યું ભ્રાત;
વન વસ્યાની વિસ્તારી કહી, વીરને ત્યાં વાત. ૩૧
ભરત શત્રુઘ્નને કીધા, જાનકીને જુહાર;
અજરામર મારા દિયર રહેજો, આશિષ દીધી અપાર. ૩૨
ભરત કહેછે લોક સામા, આવ્યા છે પ્રધાન;
માતા માફે બેશી આવ્યાં, જુઓ આણે સ્થાન. ૩૩
પ્રજા સહુને પાણે કરીને, રામે તે દીધી આશ;
પ્રધાનને કહે પાદુકા લેઇ, આવજો અવાસ. ૩૪
દૂરથી માફા માંહે, માતાને કર્યાં પ્રણામ;
નગર મધ્યે પળો પ્રેમે, હું આવ્યો તેણે ઠામ. ૩૫
લોક જયજયકાર કરતા, ગ્રામ નંદિ જાય;
માતા ને પ્રધાન ચાલે, ઉલટ અંગ ન માય. ૩૬
વિમાનમાંહે બેઠા છે, પુષ્પવૃષ્ટિ કરે ત્યાં દેવ;
ચાર બાંધવ પાસે ઓપે, વિમાન ચલાવે ખેવ. ૩૭
નંદિગ્રામમાં રામ આવ્યા, ભરતકેરે અવાસ;
વિમાનમાંથી સહુસહિત, ઉતર્યા અવિનાશ. ૩૮
વિમાનપુષ્પકને કહે, રામજી તેણીવાર;
અમને અહિયાં મેલિયા, હવે જા તું તેણે ઠાર. ૩૯
વિમાન ઉત્તર દિશે ચાલ્યું, ધનદકેરે ઘેર;
હતું તે સ્થાનકે ગયું, કરી રામે રૂડી પેર. ૪૦
સીતા રામ ને ભરતને, લક્ષ્મણને જુએ લોક;
માર્ગ નહિ તે ત્યાં વેહેવાને, ઊભા થોકે થોક. ૪૧

---

૩૫. હું આવ્યો–હું આવ્યો એમ જાણો–હું આવુંછું. ૩૯. તેણે ઠાર –તે જગાએ–તારી અસલની જગાએ (કુબેરને ઘેર).

મે'લમાંહે મૈથિલી ગઇ, કૌશલ્યાની પાસ;
પગે લાગી સાસુને તે, ચાંપી હ્રદે ઉલ્હાસ. ૪૨
વારતા કરવા સીતાશું, કૈકેયી સુમિત્રા આવિયાં;
તે મળી સહુને પ્રેમશું, અપાર રૂડાં ભાવિયાં. ૪૩
રાવણ જે હરી ગયો, તે કહી સાસુને વાત;
સુણી સહુએ શોક પામ્યું, કરે આંસુપાત. ૪૪
સીતાજી કહે હનાર તે હવું, હવે પામી મોદ;
મળી તમને માતાજી, એ આજ અતિ વિનોદ. ૪૫
સભામાં શ્રીરામ બેઠા, ત્રણ ભ્રાતા સંગ;
વિભીષણ સુગ્રીવ સાથે, બીજા બહુ પ્લવંગ. ૪૬
સભામાં શ્રીરામ બેઠા, મળ્યા સહુ પ્રધાન;
સભા શોભેછે ઘણું, જ્યાં બેઠા શ્રીભગવાન. ૪૭
ભરતે ઊઠી સુગ્રીવને રે, ચરણે નામ્યું શીશ;
તમો અમારી લજ્જા રાખી, ભલા વાનર ઇશ. ૪૮
સુગ્રીવ કહે ભરતજી, હું તમારો દાસ;
તમો ચાર બાંધવ હું પાંચમો, એમ લેખવો ઉલ્લાસ. ૪૯
પછે અંગદને આલિંગન દીધું, જાંબવાનને ચરણે નમ્યા;
વૃદ્ધ વાનર સહુ પૂછે, ભરતજી પ્રેમે ભમ્યા. ૫૦

---

## કડવું ૫૬ મું.

### તાલ જીતમાન.

ભરત સહુને મળિયા, અકળ ન જાયે કળિયા;
ભાઇ થઇને ભળિયા, પછે બેઠા આસન બળિયા. ૧
ત્યારે ઉઠયો વિભીષણરાય, લાગ્યો ભરતને પાય;
ભરત કહે વિભીષણ ભાય, તમો રાખ્યો છે મહિમાય. ૨
વેશ વાનરે માનવ કીધા, જે માયા માટે લીધા;
આવ્યા વસિષ્ઠ ગુરૂ પ્રસિદ્ધ, રામ લક્ષ્મણે દંડવત કીધ. ૩

---

૪૨. મૈથિલી–મિથિલાના રાજાની પુત્રી–સીતા. ૪૯. ઉલ્લાસ–ઉલ્લાસથી. ૩. માયા માટે લીધા–અર્થાત્ માયાવી રૂપ ધારણ કર્યા.

વસિષ્ઠને આસન આપ્યું, ગુરૂજીએ વાચક થાપ્યું;
કુશળે આવ્યા રામ, રાવણને માર્યો ઠામ. ૪
એ કીધું મોટું કાજ, ભલે આવ્યા અહીં મહારાજ;
હવે જટા ઉતારો વીર, માતાને મળો ધરીને ધીર. ૫
પછે અયોધ્યા જઇએ, વા'લા વે'લા થઇએ;
રામજી કહે વારૂ વાત, તમે વચને કહ્યું સાક્ષાત. ૬
એમ કહી મંદિરમાં પળિયા, કૌશલ્યાને જઇ મળિયા;
ભરતની માતાને નમિયા, સુમિત્રા પૂઠે ભમિયા. ૭
કૌસલ્યા પાસે રામ, બેશી વાત કહે તેણે ઠામ;
આઇ દુઃખ પડયાં અનેક, માંડી કહ્યો માતાને વિવેક. ૮
લક્ષ્મણ સુમિત્રાને સુણાવે, વાત કરતાં રડવાં આવે;
ચૌદ વરસની વાત, માતાને કહી રઘુનાથ. ૯
માતા સુણતાં રૂએ, પછે કુંવર સામું જુએ;
કુંવર વનમાં દુઃખ પામ્યા, કૈકેયીએ ઘાલ્યા ભામા. ૧૦
હવે થઇએ વારૂ પેર, તમો ત્રણે આવ્યાં ઘેર;
ત્યારે ભરત કહે વચન, તમો સાંભળો જગજીવન. ૧૧
પાળો એ તમો લોક, માતાના મેલાવો શોક;
મેં ધન વધાર્યું ભ્રાત, તાતનાથી અસંખ્યાત. ૧૨
તે સોંપ્યા સર્વ ભંડાર, રામ હરખ્યા તેણીવાર;
રામે જટા વનકુળ મેલ્યાં, પે'ર્યાં હતાં જે પહેલાં. ૧૩
પછે ભરતે જટા ઉતરાવી, લક્ષ્મણે શત્રુઘનની મેલાવી;
ત્યાં નાહ્યા ચારે ભ્રાત, ગંધોદકે વિખ્યાત. ૧૪
પછે આભ્રણ અંબર પે'ર્યાં, દુઃખ રૂપી તે કષ્ટજ વે'ર્યાં;
પાદુકા ચાંપી પાગે, ભરત ચરણે રામને લાગે. ૧૫
આવી આસન બેસાર્યા, અમો ત્રણે અનુચર તારયા;
રામે માના શોક મેલાવ્યા, ચૌદે વરષે વેશ પલટાવ્યા. ૧૬
ભરત કહે રઘુવીર, શોભો છો શુભ શરીર;

---

૯. રડવાં-રગાં પ્ર. ૧-૨. ૧૦. ભામા-ભ્રામ. અર્થાત્ કૈકયીએ દશરથના મનમાં જે ભ્રમ ઊતપન્ન કર્યો તેથી કુંવર વનમાં દુઃખ પામ્યા! ૧૫. પાદુકા ઇ૦-રામે પગવડે પાદુકા ચાંપી-પગે પાવડીઓ પેહેરી.

અયોધ્યા જઇએ આપ, જે પાળતા આપણો બાપ. ૧૭
રામજી કહેછે વારૂ પેર, મારા મનમાં હતું ઘેર;
ત્યારે સુમંત પાસે રથ, અણાવ્યો ઉત્તમ ભરત. ૧૮
તે ઉપર બેઠા રામ, ઈંદીવર ઘનશ્યામ;
ખેડે ભરત તે ભ્રાતા, માતા સરવેને માફ્રા રાતા. ૧૯
ચાલે નંદિગ્રામથી લોક, અયોધ્યા તજ્યાના હુતા શોક;
લક્ષ્મણ નાખે રામને વાય, છત્ર સાહ્યું શત્રુઘ્ન ભાય. ૨૦
સુગ્રીવ ચામર તે ઢાળે, રૂપ રામનું નિહાળે;
વિભીષણ ઢોળે બીજી પાસે, રામજી કહે મન વિમાસે. ૨૧
શત્રુંજય નામે હાથી, બેસાર્યો સુગ્રીવ ત્યાં સાથી;
નવ સહસ્ર હસ્તી એ ઠાર, રામે કીધા વાનર અસવાર. ૨૨
વાજે બહુ નિઃસાણ, બંદી તે બોલે વાણ;
ગુણી ગંધર્વ આગળ ગાય, જય જય કરતા જાય. ૨૩
સુગ્રીવ આદિ પ્લવંગ, ધર્યાછે માનવનાં અંગ;
રાઘવ ચાલ્યા વાટ, આવી પ્રધાન નમિયા ઘાટ. ૨૪
અશોક ધર્મપાળ નામ, વિજય બુદ્ધિમાને નિરખ્યા રામ;
લાગ્યા ચરણ રામને તેહ, પૂઠેથી વળ્યા વધાવી નેહ. ૨૫

**આડોતાલ.**

ધાતફેર.

નંદિગ્રામથી સહુ સહિત, અયોધ્યા આવ્યા રામ રે;
આગળથી જઇ સર્વે લોકે, શણગાર્યાં તે ધામ રે. ૨૬
હાટ ચૌટે ચોવટે, ત્યાં રચના કરી અનુપ રે;
ચૌદે વરસે સાકેત વસિયું, આવ્યા અકળ સ્વરૂપ રે. ૨૭
કૌસલ્યા આદિ માતા સઘળી, ઊતરી જઇ ઘેર;
રામ કને પળ્યા પ્રેમે, લોક પેરે પેર. ૨૮
શ્રીફળ મેલીને મળેરે, મેલે કો પકવાન;
આગતા સ્વાગતા કરતા આવ્યા, ગ્રામમાં ભગવાન. ૨૯
કામિની દધિ દૂર્વા લેઈ, મુક્તાફળ ભરી થાળ;
વધાવે છે સીતાને, રામને તે વિશાળ. ૩૦

---

૨૩. ગુણી–કળાવંત લોક–ગાયક આદિ. ૨૭. સાકેત–અયોધ્યા.

મોદક મોટા આગળ મેલે, માહો માંહે કહે જન;
રાવણ મારી સીતા લેઇ, ચૌદ વરસે આવ્યા ભગવન. ૩૧
આ ભ્રાત રાવણ તણો, હસ્તી ચઢયો વિભીષણરાય;
શત્રુંજય ઉપર ચઢયો, સુગ્રીવ વાલીનો ભાય. ૩૨
બીજા બહુ વાનર થયા છે, અશ્વ ગજ અસવાર;
વેશ લીધા તે માનવના, પેર્યા છે સકળ શૃંગાર. ૩૩
રામ સીતા રથ બેઠાં છે, ખેડે છે ત્યાં ભરત;
લક્ષ્મણ વાયુ કરે શત્રુઘન, છત્ર ગ્રહે સમર્થ. ૩૪
એણીપેરે નરનાર સહુ, ઓળખાવે માંહોમાંહે;
પૂઠે કટક દશરથનું, ચાલ્યું જાયે ત્યાંહે, ૩૫
સૂણતાં સૌની વારતા, આવિયા રામ અવાસ;
દશરથ રહેતા ભવન જેણે, ઉતર્યા ત્યાં અવિનાશ. ૩૬
કૌસલ્યાને મંદિર જઇને, કરિયા માતાને નમસ્કાર;
સીતાને તેણે મંદિર મેલ્યાં, આવ્યા સભા મોઝાર. ૩૭
સુગ્રીવને ઉતારા આપ્યા, વિભીષણને વેગે કરી;
માંહે તે તો વસ્તુ સઘળી, કાજ કરવા કિંકરી. ૩૮
સુગ્રીવ નારી સહિત રહ્યો, ભરતે આપ્યાં ધામ;
કૈકેયી કુંવર કહે જઇ, વાનરનો જ્યાં સ્વામ. ૩૯
ચાર કુંભ કનકતણા, ભરત લાવ્યા સુગ્રીવ પાસ;
ચાર સાગરે ચાર વાનર, મોકલ્યા ઉલ્હાસ. ૪૦
પ્રાતઃકાળે કાલે આવે, જળે ભરીને વિવેક;
મુહૂર્ત્ત સાચવે રામનું, કરાવવો છે અભિષેક. ૪૧
ભરતકેરી સુણી વાણી, સુગ્રીવ થયો પ્રસન્ન;
પાસે તે તો બોલાવ્યો, તેણે સમે અંજનીતન. ૪૨
ઉત્તરસાગર મોકલ્યો, અંજનીતણો કુમાર;
પૂર્વસાગર જાંબવાનને, મોકલ્યો તેણે ઠાર. ૪૩
દક્ષિણ સાગર પ્રેરિયો, વેગદર્શી વીર;
પશ્ચિમ સાગર ગજ ગયો, ગુણે તે ગંભીર. ૪૪
કળશ ચાર કનકના, રત્ન જડિત્ર વિશાળ;

---

૩૪. વાયુ કરે-પવન નાખે.

પરઠી ચારે પરવર્યા, આવશું પ્રાતઃકાળ. ૪૫
હનુમાન ઉત્તર સાગર પો'ત્યો, પંચશત નદી સંગમ;
જળ ભરીને આવ્યો અયોધ્યા, દિવસ બીજે મનોગમ. ૪૬
પૂર્વ દિશેથી જાંબવંત લાવ્યો, વેગદર્શી દક્ષિણથકી;
ગજ પશ્ચિમથી જળ લાવ્યો, ચારે ત્યાં વાણી બકી. ૪૭
આ જળ અમો આણ્યું સહી, ઋત્વિજને કહ્યું તેહ;
જયજયકાર ત્યાં વરતી રહ્યો, સહુને ઉપન્યો નેહ. ૪૮
મણિમય પીઠ ઉપર બેઠા, રામ સીતા યુક્ત;
વસિષ્ઠ ગુરૂ અભિષેક કરવા, લાગ્યા વેગે ઉક્ત. ૪૯
વામદેવ ભરદ્વાજ કશ્યપ, ગૌતમ વિશ્વામિત્ર;
એ આદિ અભિષેક કરે, રામને પરમ પવિત્ર. ૫૦

---

## કડવું ૫૭ મું.

### રાગ ધન્યાશ્રી એક તાલી.

ઇંદ્રે તે અભિષેક સમે રે, મોકલ્યો મનોહર હાર;
વાયુ સંઘાતે રામ સમીપે, પોચતો કીધો સાર. ૧
મોતીનો તે મહામનોહર, રામે આરોપ્યો કંઠ;
દેવ વિમાન બેશીને આવ્યા, છોડીને વૈકુંઠ. ૨
ધનદે ધન રામને મોકલ્યું, રત્ન રત્નાકરે આપ્યાં;
અમરે અંબર આયુધ ભૂષણ, રામચંદ્રને કર થાપ્યાં. ૩
આકાશ રહી પુષ્પવૃષ્ટિ કરે, શક્રાદિક તો દેવ;
સુગ્રીવ વિભીષણ ચામર ઢોળે, કરે રઘુનંદનની સેવ. ૪
વસિષ્ઠ આદે વાડવ ભણે, જાણે અમર ઈંદ્રને થાપે;
પછે રામ તે બ્રાહ્મણને રે, દાન વિશેષે આપે. ૫
સહસ્ર અગિયાર શત આઠ આગવી, દ્વિજને આપે ગાય;
સુવર્ણ શૃંગમય સર્વ સંજોગે, અનેક વિધિ મહિમાય, ૬
વીશ ક્રોડ સુવર્ણ આપિયાં, રામે દ્વિજને હાથ;
અશ્વગજ રથ દાન ઘણાં રે, આપ્યાં દક્ષિણા સાથ. ૭

---

૪૬. મનોગમ–મનના સરખો વેગવાળો.

સીતા રામ તે બેઠાં પાસે, સામું નવ જોવાય;
અપ્સરા તે નાચે આગળ, પૂઠે ગંધર્વ ગાય. ૮
છત્ર શત્રુઘન ગ્રહી રહ્યો છે, વાડવ ભણેછે આશી;
વધાવે સહુ નાર તે વેગે, લોક અયોધ્યા વાશી. ૯
મુક્તાફળની થાળ ભરી, સૌ રાજાને વધાવે;
પાન ફોફળ શ્રીફળ રાઘવજી, ભરત પાસે અપાવે. ૧૦
નગર નિવાસી સહુ સંતોખ્યા, રામજીને તે ગમિયા;
પ્રધાન સહુ તિલક કરીને, રાયને ચર્ણે નમિયા. ૧૧
કૈકેયીની મતિ ફરીરે, રામ સંઘાતે રંગ;
કૌસલ્યા કુંવર જોયો, બેઠી સીતા સંગ. ૧૨
રાજ્ય થયું શ્રી રામચંદ્રનું, વર્તી સઘળે આણ;
દેશ દેશના નરપતિ નમિયા, જોડીને બે પાણ. ૧૩
નિ:સાન વાજે પંચ શબ્દ રે, શ્રવણે સુણ્યું ન જાય;
નવપલ્લવ ધરા થઇ, ત્યાં સુંદર વાયે વાય. ૧૪
વનસ્પતિ અઢાર ભાર થઇ, નમી રહ્યાં નગ ફળને ભારે;
રામ રાજ્ય બેઠા તેણી વેળા, નદી વહે નિર્મળ વારે. ૧૫
સુગ્રીવને બેરખા આપ્યા, રામે તેણી વાર;
અંગદને આભરણ તે આપ્યાં, મહામોટા શૃંગાર. ૧૬
હનુમંતને રાઘવજી આપે, સીતાને કહી આભરણ;
પવનપુત્રને શું શું આપે, એમ કહે અશરણશરણ. ૧૭
સીતાએ તે હાર ઉતાર્યો, ભદ્ર જાતનાં મોતી;
હનુમંતને આપવા ઇચ્છે, સ્વામી સનમુખ જોતી. ૧૮
રામ થયા રળિયાત ત્યારે, આપ નાર એ હાર;
મારાથી તુને ઘણો વા'લો, અંજનીતણો કુમાર. ૧૯
હાર તે સીતાએ સમરપ્યો, હનુમંતને હૃદે સોહે;
વાનર સહુને ભૂષણ આપ્યાં, દેખીને મન મોહે. ૨૦
નળ નીલ ગજ ગવાક્ષને, આપ્યાં આભરણ રામે;

---

૮. સામું નવ જોવાય—(અતિશય તેજસ્વી હતાં તેથી.) ૯. આશી—આશિષ. ૧૨. મતિ ફરી—રામપ્રતિ પ્રીતિયુક્ત થઈ. ૧૪. નવપલ્લવ—નવીન પાંદડાંવાળી. ૧૫. નગ—વૃક્ષ.

તમોએ કાજ કર્યાં છે મોટાં, આવ્યા છો અતિ કામે. ૨૧
જે જે વાનર માગે મોંઢે, તે આપે રઘુનાથ;
તમને શું ઓશિંકળ થાઉં, આજ લગણ રહ્યા સાથ. ૨૨
અનેક વિધની સજાઇ આપી, સુગ્રીવને બોલાવે;
ઘણા દિવસ રહ્યો જે પાસે, જાતાં આંસુ આવે. ૨૩
સુગ્રીવ ચરણે લાગી ચાલ્યો, કરી રામનાં કાજ;
વાનર સહુસહિત કિષ્કિંધા, પહોચ્યા મહારાજ. ૨૪
આભરણ અનેક આપીને, સંતોષ્યો વિભીષણ વીર;
લંકાએ તે તો વેળાવ્યો, વેગે શ્યામશરીર. ૨૫
બીજા બહુ રાજા વળાવ્યા, ગયા આપણે દેશ;
રામ રાજ્ય ચલાવે ઉત્તમ, નામ નિસર્યું નરેશ. ૨૬
બંદીજન સહુએ સંતોખ્યા, મન કામના પૂરી;
એકપત્નીવૃત પાળે ત્યાંકણ, સહુ કોની મત સુરી. ૨૭
લક્ષ્મણ પ્રત્યે રામ એમ બોલ્યા, હું તેમ રાજા ભરત;

---

૨૩. આ કડી પૂરી થયા પછીની પાંચ કડીઓ પ્ર. ૧. લીમાં નથી. બીજી પ્રતમાં છે, પણ તેના અંક મૂકેલા નથી; વળી પ્રત્યેક કડવામાં લગભગ ૫૦ કડીનો નિયમ આ ગ્રંથમાં સર્વત્ર જોવામાં આવે છે, ત્યારે આ કડીઓ ઉમેરતાં ૫૪ કડી થવા જાય છે. એ ઉપરથી એ ભાગ ક્ષેપક જાણી નીચે દાખલ કર્યો છે:—

તેણે સમે હનુમાન પોતે, મહાભક્ત તે જાણ;
ભદ્રજાતિક મોતી ફોડવા બેઠા, બેઉ હાથશુ નિરવાણ.
જુએ તો માંહી નામ રામનું મળે નહિ, અમ અન્યોન્યે સરવત્ર;
ભાગી ભૂકો કીધો ત્યાંહી. * * * * .
કોઈ પ્લવંગ એમ કહેછે, શું જુએ છે નેહ;
જો એવો ભક્તછે તો, તારા શરીરમાં(રામનામ)લખ્યું હશે એહ. ૨૮
પવનપુત્ર એવાં વચન સાંભળીને, ઉતરડ્યું શરીર તતકાળ;
માંહે શરીરને વિષે રામનામ, લખિયાંતે કૃપાળ.
સુગ્રીવ આદે પ્લવંગ સઘળા, આશ્ચર્ય પામ્યા અપાર,
સઘળા કહે ભક્ત એ, સાચો સત્ય અપાર.

૨૭. સુરી–દેવના સરખી.

તેં યુવરાજ પદવી પાળવી, શૂર થઇ સમરથ. ૨૮
એમ કહી યુવરાજ કીધો, સુમિત્રાનો તન;
ચઢે ઉતરે આજ્ઞા પાળે, સહુની શત્રુઘ્ન. ૨૯
પ્રજા પાળે પુત્ર પેરે, સુખિયાં વર્ણ અઢાર;
રામ સહુની આશા પૂરે, પ્રધાનની તેણે હાર. ૩૦
માતાનું તો મન મનાવે, સીતાને સંતોખે;
રાંક ઢીકને અન્ન અપાવે, પ્રાણીમાત્રને પોખે. ૩૧
પ્રધાન સાત સુમંત આદે, દશરથની પેરે જાણે;
પિતાનાથી રાજ્ય રામનું, સહુએ સત્ય વખાણે. ૩૨
અશ્વમેધ દશ રામે કીધા, વાડવને દેઈ માન;
ભોજન દ્વિજને કરાવીને, ઉપર આપ્યાં દાન. ૩૩
એણીપેરે દાન પુણ્ય કર્યાંજી, વર્ષ સહસ્ર અગિયાર;
રાજ ચલાવ્યું ઉત્તમ પેરે, કીધા પરઉપકાર. ૩૪
યુદ્ધકાંડ સંક્ષેપે સોંત્યું, બુદ્ધિમાને કહ્યું સાર;
વાલ્મીકિકૃત કાંડ પાંચમો, શ્લોક સહસ્ર સાડાચાર. ૩૫

આઢુતાલ.

એકમના જે સાંભળે રે, રાજા પામે રાજ;
રામચંદ્ર જ્યમ આવિયા રે, અયોધ્યા કીધાં રાજ. ૩૬

ઢાળ.

અયોધ્યાએ રાજ્ય કીધાં, આસન પાળ્યું આપણું;
એ સાંભળે જે જન પ્રેમે, સુખ પામે તે ઘણું. ૩૭
વાડવ પામે વેદવિદ્યા, એકમના જે સાંભળે;
રામ કૌશલ્યાને મળિયા, એમ સાંભળતાં વહાલાં મળે. ૩૮
લખાવીને રામકથા, આપે જે જન વ્યાસને;
જ્યાં લગે પૃથ્વી રામનામ રહે, વંશવૃદ્ધિ હોય તેહને. ૩૯
અક્ષરે અક્ષરે અડસઠય તીરથનું, ફળ સુણતાં હોય;

---

૩૧. રાંક ઢીક–રાંક અને દુર્બળ (?) ૩૫. સોંત્યું–સમાપ્ત થયું. પાંચમો–છઠ્ઠો પ્ર. ૩–૪ માં છે; પણ પાંચમો એજ વાજબી હશે, કારણ કે પેહેલા બે કાંડ કર્તાએ ભેગા ગણ્યા છે. વળી ઉત્તરકાંડને છેડે પણ 'છ કાંડમાં પૂરૂં' એમ લખે છે.

દુર્ભિક્ષે અન્ન આપ્યાનું ફળ, ઉષ્ણકાળે તોય. ૪૦
નરનાર સાંભળે પ્રેમશું, તે પામે શુભ સંતાન;
કૌશલ્યાના કુંવરની કથા, જે કરે શ્રવણે પાન. ૪૧
કનકશૃંગી ગાય આપે, વાડવને વિધે કરી;
તે અનેક આપ્યાનું ફળ હોયે, જો સાંભળે ધીરજ ધરી. ૪૨
ગુર્જર ભાષાએ કહ્યું, બુધસાર મધુસૂદન;
કર્ણપુર ગ્રામ તાતનું, મોસાલ પાટણપુર પાવન. ૪૩
જ્ઞાત સરવ ભટ વર્તિયો, વાગ્વાણીનો દાસ;
તેની પુત્રીને પુત્રે કહાવ્યું, કહી કથા ભીમજી વ્યાસ. ૪૪
જ્ઞાત રાયસ્થલ વાડવ વારૂ, મુજાલદે નામે વ્યાસ;
તેના કુળમાં રામજી, મુખે શારદાનો વાસ. ૪૫
હરખા સ્ત્રી તેને સાધવી, કુંવર જન્મ્યા ચાર;
તે માંહે એક ભીમજી, યુદ્ધકાંડ સંભળાવ્યું વિસ્તાર. ૪૬
પ્રાકૃત ભાષાએ સુણીને, કહ્યું મધુસૂદન;
સંવત સોળ સત્યાશીએ, ફાલ્ગુન વદી તૃતીયા દીન. ૪૭
ગુરૂવાર તે દિવસ હતો, પૂરણ ગ્રંથ કર્યો સહી;
સત્તાવન કડવાં કર્યાં, સાડી અઠ્ઠાવીશસેં ચોપાઈ કહી. ૪૮
સાંભળતાં સુખ ઉપજે, પાતિક સઘળાં જાય;
વાગ્વાણી પ્રસાદે રામજીના ગુણ, મધુસૂદન જન ગાય. ૪૯




---

૪૦. દુર્ભિક્ષે–દુકાળમાં. ઉષ્ણકાળે–ઉનાળે તોય–પાણી. ૪૨. કનક-શૃંગી–સોનાનાં શીંગડાંવાળી. તે ૪૦–જો આ કથા સાંભળે તો તેવી અનેક ગાય આપ્યાનું ફળ થાય. ૪૩. બુધ સાર–પઠનારદ પ્ર. ૧ લી. મોસાલ–મુજાલ પ્ર. ૨. ૪૪. વાગ્વાણી–સરસ્વતી.

# उत्तरकांड.

## કડવું ૧ લું.

રાગ આશાવરી.

પ્રથમે ગજાનન વિનવું રે, હું પ્રણમી લાગું પાય રે;
ગણરાય રે, સ્તવન કરૂં સુખ તારૂં રે. ૧
આદ્ય હંસવાહિની સરસ્વતી, ત્રૈલોક્ય વિષે વિખ્યાત રે;
માત રે, સાહ્યપણું કર મારૂં રે. ૨

ઢાળ.

તું સાહ્ય મારી કરે માતા, દીન જાણી મન;
તારી કૃપા માટે અનુભવું, રઘુનાથના ગુણ પાવન. ૩
અમળ ગુણ રઘુનાથના, કો સુણે અથવા ગાય;
સંસારથી નિર્ભય થઈ, વૈકુંઠમાર્ગ પળાય. ૪
તે માટે મન સ્વીકાર કરી, જન સાંભળો સર્વ કોય;
કહું કથા ઉત્તરકાંડની, એ અખિલ પાવન હોય. ૫
મારા શ્રીગુરૂને ચરણે નમું, કવિતણે લાગુ પાય;
ભટ્ટ બાળકૃષ્ણની કૃપાથી, એ ગ્રંથ પૂરણ થાય. ૬
હવે અયોધ્યાકાંડમાં, રામે વરી સીતા નાર;
તેણે સમે ત્રૈલોક્યમાં, થઇ રહ્યો જેજેકાર; ૭
અરણ્યકાંડ વિષે જઇ, વનવસ્યા શ્રીરઘુવીર;
પતિલંક સીતા હરી ગયો, મન દુઃખી થયા સ્યામશરીર. ૮
(હવે) કિષ્કંધાકાંડમાં રામે, હણ્યો વાનર વાલ;
હનુમંત સાયર ઉલ્લંઘી, લંકા ગયો તત્કાળ. ૯
સુંદરકાંડે સમુદ્ર મધ્યે, પાજ બાંધી સોય;
સારે વિભીષણ મળ્યો રામને, ઉતાર્યું દળ સોય. ૧૦

---

૪. અમળ–નિર્મળ. ૬. ભટ્ટ બાળકૃષ્ણ–કવિના ગુરૂ (?) ૮. પતિ-લંક–લંકાપતિ.

યુદ્ધકાંડ મધ્યે યુદ્ધ કર્યું, તે મુખે કહ્યું ન જાય;
કુંભકર્ણ બળિયો ઈંદ્રજિતશુ, હણ્યો રાવણરાય. ૧૧
બીજા દૈત્ય અનંત રામે, રણ હણ્યા નિર્ધાર;
પછે રાજ્ય આપ્યું વિભીષણને, હવો જેજેકાર. ૧૨
તવ સીતાને શ્રીરામ ભેટ્યા, હૃદે હર્ષ ન માય;
આનંદ કપિને ઉપન્યો, જય જય શબ્દ બહુ બોલાય. ૧૩
અપકીર્ત્તિ નિશ્ચે ટાળવા, રઘુવીર દીનદયાળ;
પછે પતીજ વેગે કરાવ્યું, જાનકીને તતકાળ. ૧૪
અંતરિક્ષથી રાય દશરથે, સત્ય સાક્ષ પૂરી એવ;
વિમાન બેશી સંચર્યા, ઘરભણી દેવાધિદેવ. ૧૫
રઘુવીર કહે રે જાનકી, આ પડ્યા જોધા જોય;
મેં તારા હિતને કારણે, રણ રોળાવ્યા સહુ કોય. ૧૬
લંકાથકી પ્રભુ સંચર્યા, આનંદ અંગ ન માય;
ત્યારે સુમિત્રાસુત ઊચર્યા, સાંભળો શ્રીરઘુરાય. ૧૭
પાજથી ઉતરી આવશે, લંકાથકી બહુ દુષ્ટ;
તે ભક્ષ કરશે માનવીને, થશે સહુને કષ્ટ. ૧૮
રામે એવું સાંભળીને, એક પરાસ્ત્ર મેલ્યું બાણ;
તેણે પાજ છેદી શીઘ્રથી, સમર્થ શારંગપાણ. ૧૯
પછે નીર વેગે ફેરવ્યું, શરવડે સારોધાર;
બ્રહ્માંડ સૂધી ઉછળે, થઇ રહ્યો જેજેકાર. ૨૦
સહુ અમરનર સંતોષ પામ્યા, ઉલટ અંગ ન માય;
પછે અયોધ્યામાં આવિયા, સર્વ સાથે રાઘવરાય. ૨૧
જ્યારે કૈકેયી કૌશલ્યા સહિત, ભરત શત્રુઘ્ન;
શ્રીરામને આવી મળ્યા, આનંદ પામી મન. ૨૨
પછે પરસ્પર ભેટ્યા સહી, ધરી હરખ હૈડામાંજ;
શ્રીરામને આપ્યું સહી, પુર અયોધ્યાનું રાજ. ૨૩
નૃત્યકી નૃત્યકળા કરે, મન ધરે પ્રેમ અપાર;
વાજિત્ર વાજે અતિ ઘણાં, થઇ રહ્યો જયજયકાર. ૨૪

---

૧૧. ઇંદ્રજીતશુ–ઇંદ્રજિત સહિત. ૧૨. પતિજ–ધીજ–દિવ્ય. ૧૯. પરાસ્ત્ર–(પાજને) દૂર કરનારૂં બાણ.

### ઉથલો.

થઇ રહ્યો જયજયકાર ભાઇઓ, તેહમાં કાંઇ સંદેહ નહિ રે;
શ્રીરામજનકુંવર કહે હવે, ઋષિ બહુ આવ્યા સહી રે. ૨૫

---

## કડવું ૨ જું.

### રાગ ધનાશ્રી.

અયોધ્યામાં આવિયા રે, સ્વામી શ્રીરઘુરાય;
રાજ્ય આપી શ્રીરામને રે, બાંધવ લાગ્યા પાય. ૧
સભા મધ્યે બેઠા સહી રે, સ્વામી શ્રીભગવાન;
તેણે સમે ઋષિ આવિયા રે, તેહનાં કહું અભિધાન. ૨

### ઢાળ.

અભિધાન હું તેનાં કહું, જન સાંભળજો સર્વ કોય;
ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ, તણા ઋષિ જે હોય. ૩
માર્કંડેય વેદવ્યાસ યવક્રીત, તક્ષક ને મહોદર ગલ હોય;
લોમશ પરાશર ચ્યવન કર્ણક, ત્યાં આવ્યા સર્વ કોય. ૪
એમ પૂર્વ દેશથી પધાર્યા, મન ધરી પ્રેમ અપાર;
દક્ષિણ દેશથી આવિયા, તે સાંભળો નિરધાર. ૫
પ્રમુચિ નમુચિ અગસ્ત્ય અત્રિ, સુમુખ મુનિ મહંત;
દક્ષિણ દેશથી આવિયા, એનાં સદા પાવન ચંત. ૬
ત્રિશંકુ ઇંદ્રિભવ કપિલમુનિ, ધૌમ્ય પરમ ઉદાર;
ઉત્તર દેશથી આવિયા, પુર અયોધ્યા સાર. ૭
કશ્યપ અત્રિ વસિષ્ઠ, વિશ્વામિત્ર ગૌતમ મુન્ય;
ભરદ્વાજ સાથે પશ્ચિમ દેશથી, આવિયા મહાપુણ્ય. ૮
ઋષિ ચતુર્દિશથી આવિયા, પ્રતિહારને કહી વાણ;
અમો આવ્યા છું રઘુનાથને, તું શીઘ્ર જઇ કર જાણ. ૯
પ્રતિહાર એવું સાંભળી, ગયો રામ પાસે ખેવ;
સ્વામી અગસ્ત્ય સાથે અનેક મુનિજન, આવિયા અવશ્યમેવ. ૧૦

---

૨. અભિધાન–નામ. ૬. ચંત–ચિત્ત. ૧૦. અવશ્યમેવ–જરૂર.

પ્રતિહારકે'તું એવું સાંભળી, સામા ગયા નિરવાણ;
બહુ વિનય કરતા રામજી, ત્યાં યુગ્મ જોડી પાણ. ૧૧
ભુવન વિષે ભૂદેવને, આપિયાં શુભ આસન;
ચંદન પુષ્પ સુગંધે મુનિ, અરચિયા તતક્ષણ. ૧૨
તેણે સમે ઋષિદેવશું, ઊચર્યા રાઘવ એમ;
મારગ વિષે તમો આવતાં, સર્વ છો કુશળીક્ષેમ. ૧૩
અગસ્ત્ય એવું સાંભળી, એમ ઊચર્યા તેણીવાર;
તમારી કૃપા માટે કુશળ છે, સર્વને જગદાધાર. ૧૪
પણ કુશળ તમને છે પ્રભુ, રણ વિષે દેવાધિદેવ;
તમો રાવણાદિક નિવાર્યા, મહાશૂર અવશ્યમેવ. ૧૫
ધૂમ્રાક્ષ પ્રહસ્ત ને અકંપન, અતિકાય મહાબળવંત;
વિરૂપાક્ષ ને યૂપાક્ષનો, રણમાંહે આણ્યો અંત. ૧૬
દેવાંતકને નરાંતક, મહાસુભટ મનોહર વીર;
કુંભકર્ણ રાવણ જંબુમાલિ, પડ્યા રણમાં ધીર. ૧૭
વળી બીજા જોધ ઘણા પડ્યા, જે મહાસુભટ કહેવાય;
પણ ઇંદ્રજિત્ રણમાં હણ્યો, તે મહાઆશ્ચર્ય થાય. ૧૮
ત્રિલોકના જોધા મળે, સંગ્રામ કરવા સોય;
તોયે ઇંદ્રિજિતને રણ વિષે, જીતી શકે નહિ કોય. ૧૯
રઘુવીર એવું સાંભળી, તવ ઊચરે મુખ એમ;
સર્વથી પરાક્રમ અતિ ઘણું, ઇંદ્રિજિત્‌નું કહો કેમ?
એ કથા સાંભળવા તણી, સ્વામી મને ઇચ્છાય;
(હવે) કૃપા કરીને મુજ પ્રત્યે, (તે) કહો સર્વ ઉપાય. ૨૧

## ઉથલો.

મને કહો સર્વ ઉપાય સ્વામી; સાંભળવા ઇચ્છું હદે રે;
શ્રીરામજનકુંવર કહે, પછે અગસ્ત્યઋષિ વળતા વદે રે. ૨૨

---

૧૧. યુગ્મ–બે. ૧૫. નિવાર્યા–અર્થાત્ હણ્યા.

## કડવું ૩ જું.

### રાગ ગોડી.

અગસ્ત્યઋષિ વાણી ઉચરે, રઘુનંદન તે શ્રવણે ધરે;
ભલું પ્રશ્ન પૂછયું મહારાજ, સાંભળ સ્થિર થઇને તું આજ. ૧
ઇંદ્રજિત રાવણની સહી, સર્વ કથા સંભળાવું રહી;
બ્રહ્માપુત્ર પુલસ્ત્ય જે હોય, તે સરખો તપનિધિ નહિ કોય. ૨
પુલસ્ત્યે મનમાં ઇચ્છા કરી, તપે ચાલ્યા વન વેગે કરી;
મેરૂ સમીપે જઇ નિરધાર, પર્ણકુટી એક બાંધી સાર. ૩
ઇંદ્રિય સકળ જીતી ઋષિધીશ, ધ્યાન ધરે સમરે જગદીશ;
યક્ષ પન્નગ ઋષિતનયા બહુ, ક્રીડા કરી વન આવી સહુ. ૪
પુલસ્ત્ય ઋષિને આશ્રમ જઇ, નૃત્યગાન આરંભે સહી;
કો કન્યા સહી નગ્નજ થાય, ઋષિ આગળે આવીને જાય. ૫
બ્રહ્મપુત્ર દુખ પામ્યો આપ, ક્રધ કરી તવ દીધો શાપ;
મુજ આશ્રમ આવી જે નાર, ગર્ભવતી થાઓ નિરધાર. ૬
એવો શાપ સુણી ભય પામી બહુ, આપઆપણે ઘેર ચાલી સહુ;
ત્યારપછી તે વન મોઝાર, અબળા નવ આવે નિરધાર. ૭
રાયતૃણબિંદુની તનયા જેહ, કારણ વાત નથી લે'તી તેહ;
સૈયરશુ રમવા સુખભરી, આવી વન તે વેગે કરી. ૮
સખી કોય તો દીઠી નહિ, ઋષિને આશ્રમે આવી સહી;
ભણે વેદ ઋષિ આનંદ ધરી, તે સાંભળવા લાગી સુંદરી. ૯
ઋષિની નજરે પડી જ્યારે નાર, રહ્યો ગર્ભ તેના જઠર મોઝાર;
તે કારણ કન્યા નવ લહે, આવી પછે પોતાને ગૃહે. ૧૦
પિતાએ પુત્રી દીઠી યદા, અંતરમાં પામ્યો આપદા;
તનયાશુ અતિ ક્રોધે કરી, તૃણબિંદુએ વાણી ઊચરી. ૧૧
અહો પુત્રી તું સાંભળ આજ, મમકુળ વિષે લગાડી લાજ;
તાતવાયક સાંભળતાં ખેવ, કન્યા મુખ બોલી અવસ્યમેવ. ૧૨
મેં અપરાધ કશો નથી કર્યો, તમો ક્રોધ કાં મનમાં ધર્યો?
ત્યાં સખી કો દીઠી નહિ, શીઘ્ર થઇ યાંહાં આવી સહી. ૧૩

---

૨. તપનિધિ–તપનો ભંડાર. ૩. પર્ણકુટી–ઝુંપડી. ૪. ઋષિધીશ–ઋષિના અધીશ–મહાઋષિ. પન્નગ—સર્પ. તનયા–પુત્રી.

પછે તૃણબિંદુ મન ચિંતા કરે, અહો દૈવ ! શું કરવું સરે;
જ્ઞાનદૃષ્ટે જોયું અવશ્યમેવ, જોતાં જાણ થયું તતખેવ. ૧૪
હવી ગત એવી વિપરીત સહી, ભવિષ્યપદારથ છૂટે નહિ;
પછે પુત્રીને તેડી સંઘાત, ઋષિભણી ચાલ્યા સાક્ષાત. ૧૫
પુલસ્ત્યઋષિને સંગે જઇ, તૃણબિંદુ એમ બોલ્યો સહી;
સ્વામી મુજ પુત્રી સેવાને કાજ, અંગિકાર કરો મહારાજ. ૧૬
કન્યાદાન કરછું અમો, ગ્રહેવા યોગ્ય સ્વામી છો તમો;
એમ વિનયવાયક ભૂપતિનાં સુણી, પામ્યા પ્રીત ઋષિ મનમાં ઘણી.૧૭
પુલસ્ત્યે અતિ આદર મન ધરી, તૃણબિંદુની તનયા વરી;
આજ્ઞા ગ્રહી ચાલ્યો તૃણબિંદ, મનમાં અતિ પામ્યો આનંદ. ૧૮
પતિવ્રાયક પાળે દિન રાત, સેવા કરે પાસે સાક્ષાત;
મહાસેવા અબળાની લહી, પુલસ્ત્યઋષિ એમ હર્ખ્યા સહી. ૧૯
મુજ વાયક માને જે નિદાન, હશે પુત્ર તારે શુભસંતાન;
તેં સહી વેદ સુણ્યો આ ઠામ, તો તે સુતનું વિશ્રવા નામ. ૨૦
મુજથી અધિકો એ સુત હશે, યશકીર્તિ સબળી પામશે;
દિન પૂઠે વહી ચાલ્યા દિન, પુલસ્ત્યપત્નીએ પ્રસવ્યો તન. ૨૧
અતિ સુંદર સુખ શોભિત ધામ, પરઠયું વિશ્રવા તેનું નામ;
પુલસ્ત્ય હર્ષ મન પામ્યા પર્મ, કર્યું બાળકને જાતકર્મ. ૨૨
અગસ્ત્ય કહે રાઘવ અવિધાર, કહું વિશ્રવાનો વિસ્તાર. ૨૩

---

## કડવું ૪ થું.

### રાગ ધવળધન્યાશ્રી.

અગસ્ત્ય વાણી એમ બોલે, સાંભળો રાઘવરાય જી;
પુલસ્ત્ય ઋષિનો પુત્ર વિશ્રવા, દિનદિન મોટો થાય જી. ૧
પ્રજ્ઞાવંતમાં અધિક શિરોમણિ, ધર્મશીળ મહંત જી;
વિશારદ વિદ્યાએ કુશળી, લઘુ વયમાં ગુણવંત જી. ૨
કલ્યાણી કાંતિ સુંદર તનકેરી, અતિ પાવન આચરણ જી;
ભરદ્વાજની તનયા સુશિલા, કીધું પાણિગ્રહણ જી. ૩

---

૧૪. સરે–જેથી કારજ સરે. ૨૦. શુભસંતાન–સારી સંતતિવાળો. વિશ્રવા–સારૂં સાંભળનારો. ૨૨. જાતકર્મ–જન્મ થયા પછીનો સંસ્કાર. ૨. પ્રજ્ઞાવંતમાં–બુદ્ધિમાનમાં. વિશારદ–નિપુણ. ૩. કલ્યાણી–સૌમ્ય.

ભક્તિ કરે ભરતારતણી, આનંદ આણી મન જી;
દિવસ કેટલે સુશીલાને, એક ઉદર ઉપન્યો તન જી. ૪
ત્યારે સપ્તઋષિ સંઘાતે ધાતા, આવ્યા તેણે ઠામ જી;
પૈત્રાત્મજનું બ્રહ્માએ, વૈશ્રવણ ધરિયું નામ જી. ૫
બાળકને અવલોકી બ્રહ્મા, સ્વસ્થાનક હવે જાય જી;
દિવસ કેટલે પ્રૌઢો થયો ને, પૂર્ણ હવો વિદ્યાય જી. ૬
વૈશ્રવણે વનમાં આવી તપ, માંડયું થઈ સાવધાન જી;
એક સહસ્ર વર્ષ વહી ગયાં ને, કરી રહ્યો જળપાન જી. ૭
બીજાં સહસ્ર મારૂત ભક્ષી, એમ ધાતાને ધ્યાય જી;
ત્રીજે સહસ્ર પવન વશ કીધો, બ્રહ્મા વિસ્મય થાય જી. ૮
એમ ત્રણ સહસ્ર વર્ષ વહી ગયાં, ત્યારે બ્રહ્મા આવ્યા સોય જી;
માગ્ય માગ્ય વર શીઘ્ર થઇને, જે મન ઇચ્છા હોય જી. ૯
વૈશ્રવણ એવું વાયક સાંભળી, એમ બોલ્યો તતકાળ જી;
પૂર્ણ રિદ્ધિ આપો મુને સ્વામી, અને કરો દિગ્પાળ જી. ૧૦
એવું સુણી બ્રહ્મા મુખ બોલ્યા, સાંભળ સાચું બાળ જી;
ઇંદ્ર ધર્મ ને વરૂણ સહી ચોથો, ત્યમ તું દિગ્પાળ જી. ૧૧
રિદ્ધિ સકળ વશ તારે કીધી, યક્ષનો તું રાજાન જી;
સ્વર્ગ મૃત્યુ પાતાળે જાઓ, તે આપ્યું પુષ્પવિમાન જી. ૧૨
એવો વર આપીને બ્રહ્મા, સ્વસ્થાનક તો જાય જી;
વૈશ્રવણ પછે ત્યાંથી આવ્યો, લાગ્યો પિતાને પાય જી. ૧૩
વર પામ્યાની વિધિ સંભળાવી, તાત પ્રત્યે શિર નામી જી;
રહેવાતણું સ્થાનક મને આપો, આનંદ આણી સ્વામી જી. ૧૪
એવું સુણી વિશ્રવા બોલ્યો, સાંભળ સુત કહું વાત જી;
પૂર્વે પુર રચ્યું વિશ્વકર્માએ, દાનવના હિત કાજ જી. ૧૫
ત્રિકૂટાચળ ઉપર અતિ શોભે, લંકા નામ નિધાન જી;
ત્યાં રાજ્ય કરતા મા'પાપી રાક્ષસ, દુષ્ટ ધરે અભિમાન જી. ૧૬
યજ્ઞ યાગ તપ ધર્મ ન ચાલે, કોપ્યા શ્રીગોપાળ જી;
વિષ્ણુતણા ભય માટે પાપી, નાશી ગયા તતકાળ જી. ૧૭

---

૫. ધાતા–બ્રહ્મા પૈત્રાત્મજનું–બ્રહ્માના પુલસ્ત્ય, પુલસ્ત્યના વિશ્રવા માટે વિશ્રવા બ્રહ્માનો પુત્ર થાય. અને તેનો પુત્ર તે બ્રહ્માનો પૈત્રાત્મજ (પૌત્રનો પુત્ર) કહેવાય. ૮. ધ્યાય–ધ્યાન કરી આરાધે. સહસ્ર–હજાર (વર્ષ).

તે દિવસથી ઉદ્વસ્ત થઈ લંકા, ન મળે ત્યાં કો જન જી;
લંકા નગરનિવાસી રહે તું, આનંદ આણી મન જી. ૧૮
એવું સુણી વૈશ્રવણ ચાલ્યો, આવ્યો લંકામોઝાર જી;
સુંદર સ્થળ દેખી મન મધ્યે, પામ્યો હર્ષ અપાર જી. ૧૯
યોજન ત્રીશતણી તે લંકા, પ્રેમ સહિત વસાવી જી;
ગઢ નૈયરની શોભા સુંદર, વૈશ્રવણને મન ભાવી જી. ૨૦
કો એક સમે વિમાન ચઢીને, પિતાકને તે આવે જી;
વિશ્રવાની આજ્ઞા ગ્રહીને, લંકા વિષે સધાવે જી. ૨૧
એવું સુણીને રાઘવ બોલ્યા, અગસ્ત્યને શિર નામી જી;
રાક્ષસનો વંશ પુલસ્ત્યથકી એ, તમો કહોછો સ્વામી જી. ૨૨
તો પૂર્વે હતા કોણ રાક્ષસ, કરતા લંકા રાજ જી;
મહાઆશ્ચર્ય હવું મન મારે, તે મુજને કહો આજ જી. ૨૩
અગસ્ત્યઋષિ વળતા એમ બોલ્યા, સાંભળો રાઘવરાય જી;
પૂર્વે સૃષ્ટિ કરી બ્રહ્માએ, આનંદ અંગ ન માય જી. ૨૪
હેતિ પ્રહેતિ બે બળિયા, આવ્યા અજની પાસ જી;
એક કહેછે બ્રહ્માને, શીઘ્ર પમાડો નાશ જી. ૨૫
એક કહે રાખો બ્રહ્માને, રખે કરો ઉપઘાત જી;
આસવાસના દેઇ ધાતાએ, સંતોષ્યા સાક્ષાત જી, ૨૬
યજ્જે કહ્યું તે યક્ષ થયા, રાખો કહ્યું રાક્ષસ હોય જી;
આજ્ઞા માગી ત્યાંથકી પછે, જાતા હવા સર્વ કોય જી. ૨૭
હેતિ જઇ પરણ્યો માયાતનયા, કાળભગિની એ હોય જી;
પછે દિવસ કેટલે તેને વિષે, એક પુત્ર પ્રગટ્યો સોય જી. ૨૮
વિદ્યુત્કેશી નામ ધર્યું તે, દિન દિન મોટો થાય જી;
સંધ્યાપુત્રી સાલકટંકટાશુ, કીધો ત્યાં વિવા'ય જી. ૨૯
સંધ્યાસુતાને ગર્ભ હવો, દિન પૂર્ણ હવો નિરધાર જી;
મંદરાચળ જઇ બાળ તજ્યો, મન ન આણી દયા લગાર જી. ૩૦
પિયુસંઘાતે પ્રેમ ઘણો સહી, મળવાને સાક્ષાત જી;
વળી આવી ભરતાર સંઘાતે, વિલસે દિન ને રાત જી. ૩૧

---

૧૮. નગર–'નૈયર' પ્ર. ૧ લી. ૨૦. નૈયર–(?)–૨૫. અજ–બ્રહ્મા. શીઘ્ર ૪૦–એમાંના એકે કહ્યું કે **યજ** (બળિદાન આપો) અને બીજે કહ્યું કે **રક્ષ** (રક્ષણ કરો).

મંદરાચળ ઉપર બાળ હતો, ત્યાં આવ્યાં ઉમયા ઇશ જી;
અર્ભક અવિલોકી પારવતી, બોલ્યાં નામી શીશ જી. ૩૨
સ્વામી આ બાળક અનાથ જુઓ, કો એને નથી અવસ્યમેવ જી;
તે માટે એને અમર કરો, તમો સ્વામી શ્રીમહાદેવ જી. ૩૩
ઉમયાકેરાં વચન સુણીને, હરખ્યા ત્ર્યંબકપાણિ જી;
અમર કર્યો બાળકને વેગે, પ્રેમપ્રીત મન આણી જી. ૩૪
પછે ઉમયાએ તે બાળકનું, સુકેશ ધરિયું નામ જી;
ત્યાં થકાં શિવશક્તિ સાંચર્યાં, આણી મન આનંદ અભિરામ જી.૩૫
અગસ્ત્યઋષિ વાણી એમ બોલ્યા, સાંભળો રાઘવરાય જી;
સુકેશને સુત ત્રણ હવા, હું તે કહું સર્વ ઉપાય જી. ૩૬

---

## કડવું ૫ મું.

### રાગ રામગ્રી.

એણી પેર બોલ્યા અગસ્ત્ય વાણે જી, સાંભળો રઘુપતિ ચતુરસુજાણ જી;
અમર કરીને વળ્યા મહાદેવ જી, સુકેશ પામ્યો મહાવર એવ જી. ૧

### ઢાળ.

સુકેશ મહાવર પામિયો, આનંદ અંગ ન માય;
ભાવે ભજે ભગવંતને, અન્ય તજ્યો સર્વ ઉપાય. ૨
ગ્રામણી ગંધર્વતણી તનયા, દેવવતી અતિ સાર;
તેનો સુકેશશુ વિવાહ કર્યો, મન ધરી પ્રેમ અપાર. ૩
એને ત્રણ પુત્ર ઉદે હવા, જેનાં નિશ્ચળ ચંત;
માલિ ને વળી સુમાલિ, માલ્યવાન મહાબળવંત. ૪
ત્રણે મળી તપ માંડિયું, મહાઉગ્ર તેણીવાર;
તપે કરી ત્રૈલોક્ય સહુ, વ્યાકુળ થયું નિરધાર. ૫
ત્યારે બ્રહ્મસદન ધાતા તજી, ગયા દૈત્યકેરે સંગ;
વર માગીએ ઇચ્છા કરી, આનંદ આણી અંગ. ૬
ત્રણે વિમાશી બોલિયા, વર આપિયે એ સોય;
અમે ઇંદ્રને રણ જીતીએ, અમને ન જીતે કોય. ૭
પછે બ્રહ્મા કહે સહી એમ હશે, પછે હવા અંતર્ધાન;

---

૩૨. અર્ભક—બાળક. ૩૫. અભિરામ—સુંદર—સારો.

તવ રહેવા અર્થે મન વિષે, જોયું વિમાશી જ્ઞાન. ૮
પછે વિશ્વકર્મા તેડાવી, એમ ઉચર્યા નિરધાર;
એક ગામ રચ્ય તું મનોહર, અમરાવતીપે સાર. ૯
મેરૂ અથવા ગંધમાદન, વિંધ્યાચળ જ્યાં હોય;
પર્વત વિષે પુર રચ સહી, જ્યાં આવી ન શકે કોય. ૧૦
વિશ્વકર્મા એવું સાંભળી, ગયો દક્ષિણ સાગર જ્યાંય;
એક ત્રિકૂટાચળ ઉપર ચઢી, એ વિમાસે મનમાંય. ૧૧
દ્રુમલતા ફળ ને ધાતુ બહુ, મહાવિકટ સ્થાનક હોય;
કો શત્રુ આવી નવ શકે, ચોગમે સાગર સોય. ૧૨
વિશ્વકર્માએ કર્યો, પ્રારંભ તો તતકાળ;
એ દુર્ગ જોજન ત્રીશનો પછે, રચ્યો પરમવિશાળ. ૧૩
વળી ચોક ચૌવટાં ધવળ ગૃહ, રચતો હવો નિધાન;
ત્યાં રચ્યાં ગોખ ગવાક્ષ ને, જાળિયાં જૂપ ઉદ્યાન. ૧૪
રાજ્યભુવન રચ્યાં બહુ, અંતેઉરી નિરધાર;
સહુ દ્વાર મુક્તા મણિતણાં, તોરણ લેહેકે સાર. ૧૫
છત્ર ચામર સિંહાસન, શિબિકા તે સુંદર હોય;
વળી વાપી કૂપ તડાગ બહુ, કરતો હવો તે સોય; ૧૬
એમ વિવિધ રચના બહુ રચી, મુખ કહેતાં ન આવે પાર;
કવિ કહે મારી બુદ્ધિ માને, કહ્યો છે વિસ્તાર. ૧૭
વિશ્વકર્મા આવિયો, જ્યાં ભ્રાતશુ માલ્યવાન;
સ્વામી ત્રિકૂટાચળ ઉપર રચ્યું, પુર અધિક શોભાવાન. ૧૮
પછે ત્રણે બાંધવ ત્યાં થકા, સાંચર્યા સારોધાર;
લંકા વિષે આવી રહ્યા, મન ધરી પ્રેમ અપાર. ૧૯
એક નરમર્દન નામે ગંધર્વ, તેને ત્રણ કન્યા સાર;
તે ત્રણે દીધી તેહને, ત્યારે હવો હર્ષ અપાર. ૨૦
માલ્યવાનકેરી સ્ત્રીતણું, સુંદરી નામજ હોય;
તેને વિષે સુત પ્રગટ્યા, સાંભળજો સર્વ કોય. ૨૧
વજ્રમુષ્ટિ ને વિરૂપાક્ષ, દુર્મુખ સપ્તઘ્ન નિરધાર;
વળી યજ્ઞકોપ ને મત્ત ઉન્મત્ત, સુભટ પરમ ઉદાર. ૨૨

---

૯. અમરાવતીપે–અમરાવતી કરતાં. ૧૪. ગવાક્ષ–ગોખલા–જાળિયાં. ઉદ્યાન–બાગ. ૧૫. અંતેઉરી–અંતઃપુર. ૧૮ ભ્રાતશુ–ભ્રાત સહિત.

તે ઉપર એક તનયા હતી, તેનું અનલા અભિધાન;
સુમાલી ને સ્ત્રી કેતુમતી તે, સબળ શોભામાન. ૨૩
ઋષિ અગસ્ત્ય વાણી ઉચ્ચરે, રઘુનાથશુ અવિધાર;
સુમાલીના સંતાનનો, તુજને કહું વિસ્તાર. ૨૪
ધૂમ્રાક્ષ પ્રહસ્ત ને અકંપન, કાલિકામુખ મહાવીર;
સુપાર્શ્વ દંડ વિકટ મહાભડ, કંપન જે રણધીર. ૨૫
સંહ્રાદિ ભાસકર્ણ પ્રબલ, અકળ કળ્યા નવ જાય;
તેને ચાર ભગિની અનુપમ, તેનો કહું સર્વ ઉપાય. ૨૬
પુષ્પોત્કટા ને કૈકસી, કુંભીનસી બલાકા નાર;
માલીતણી સ્ત્રી વસુદા, તેને હવા સુત ચાર. ૨૭
અનલ અનિલ ને હરસુભટ, સંપાતિ મહાબળવાન;
અગસ્ત્ય કહે એ વિભીષણના, ચારે સહી પ્રધાન. ૨૮
એમ રાજ્ય સહી ત્રણ બાંધવ કરે, મનધરી અતિ ઉલ્લાસ;
તેણે અમરગણ જીત્યા સહી, મન પમાડચા સહુ ત્રાસ. ૨૯
ત્યારે દેવતા વેગે કરી, કૈલાસ નાઠા જાય;
મહારૂદ્રની બહુ સ્તુતિ કરી, એમ ઊચર્યો સુરરાય. ૩૦
સ્વામી સુકેશને પુત્રે તો, દેવતા પમાડચા ભંગ;
તમ વિના તે કોણ મારે, સાહ્ય કરો પતિગંગ. ૩૧
ત્યારે ઇશ કે' સુકેશને, વર આપિયો મેં સાર;
તેના પુત્રશું રણમાં રહી, યુદ્ધ કયમ કરૂં નિરધાર? ૩૨
તમો ત્યાં થકી હવે સાંચરો, ભગવંત હોયે જ્યાંય;
એ વિષ્ણુથી પ્રાજે થશે, સત્ય માનજો મનમાંય. ૩૩
પછે અમર એવું સાંભળીને, વળ્યા નામી શીશ;
ક્ષણમાત્રમાં સહુ આવિયા, જ્યાં હતા શ્રીજગદીશ. ૩૪
દુઃખવંત દેખી અમરને, એમ વદે શ્રીમહારાજ;
તમો કવણ અર્થે પધાર્યા, તે કહોને સુરરાજ. ૩૫
સુરનાયક વળતું બોલિયો, સાંભળો વૈકુંઠરાય;
સ્વામી સુકેશના સુત આગળ, અમો રહ્યું કેથી પેર જાય. ૩૬
અભિમાનવંત વદે સદા, અમો વિષ્ણુ શંકર હોય;
ધાતા અમો અમ આગળે, બીજો નથી સરજ્યો કોય. ૩૭

---

૩૧. પતિગંગ–ગંગાના પતિ. ૩૬. સુરનાયક–'પતિનાયક' પ્ર. ૧–૨.
૩૭. સદા–'તદા' પ્ર. ૧–૨.

ત્યારે અભય કીધા અમરને, એમ વદે વૈકુંઠપત્ય;
નિરભેથકા સહુ સાંચરો, હું હણીશ એને સત્ય. ૨૮

ઉથલો.

હું હણીશ એને સત્ય એવી, ભગવંતે વાણી કહી રે;
જનકુંવર કહે સુર ગૃહે ગયા, તે રાક્ષસે જાણ્યું સહી રે. ૩૯

---

## કડવું ૬ ઠું.

### રાગ અંદોલગોડી.

સ્વામી એ, અગસ્ત્ય બોલિયા વાણી એ, શારંગપાણિ કથા ચિત ધરો એ;
સ્વામી એ, માલ્યવાને સાંભળી વાત એ, ભ્રાત સમીપે તેડી ઊચર્યા એ. ૧

ઢાળ.

બાંધવ પ્રત્યે એમ ઉચરે, માલ્યવાન તેણીવાર;
મહારુદ્રકને આવી ગયા, સહુ અમરગણ નિરધાર. ૨
શિવતણી સ્તુતિ કીધી ઘણી, એમ કહ્યું લાગી પાય;
સુકેશના સુત રણમાં હણો તો, સર્વને સુખ થાય. ૩
હર કહે એના પિતાને, વર આપિયો મેં સાર;
તો યુદ્ધ રણમાં એ સંઘાતે, કયમ કરૂં નિરધાર. ૪
પછે અમર એવું સાંભળી, પાછા વળ્યા અવશ્યમેવ;
બહુ વિનય કરીને વિષ્ણુને, કારણ કહ્યું તતખેવ. ૫
પદ અભય આપી અમરને, ઊચર્યા જગદાધાર;
હું હણીશ પુત્ર સુકેશના, એક હેલા માત્ર મોઝાર. ૬
આસવાસના દેઈ વળાવ્યા, સહુ અમર માર્ગ પળાય;
હવે આપણે કરવું ઘટે તે, કરો શીઘ્ર ઉપાય. ૭
પછે સુમાલી એવું સાંભળી, એમ ઊચર્યો નિરધાર;
આપણ જોતાં વિષ્ણુહરનો, નથી વાંક લગાર. ૮
આપણ સંઘાતે દેવતાએ, વૈર કીધું સોય;
તો સ્વર્ગ જઈ સુર સર્વને, રણમાં હણો સર્વ કોય. ૯
વાજિત્રના નિર્ઘોષ કરી, રણ ચઢ્યા ત્રણ યોધ;
સિંહનાદ કો કરતા હવા, મન સબળ આણી ક્રોધ. ૧૦
કો અશ્વ ગજ રથને વિષે, કો સિંહ શકર વિશાળ;

કો વ્યાઘ્ર મહિષ ને ઉંટ ઉપર, ચઢી સંચર્યા તતકાળ. ૧૧
અસંખ્ય દળ સંચર્યું મહીતળે, હવો ધુમધુમકાર;
પછે અસ્થિ ને રૂધિરતણી, તો હવી વૃષ્ટિ અપાર. ૧૨
વળી ગૃધ્ર સિંચાણા અનેક, બહુ શિયાળ બોલે ત્યાંય;
એવા અપશુકન થાતા હવા, પણ નવ ગણે મનમાંય. ૧૩
પછે સ્વર્ગમાં સહુ આવિયા, તવ હવો ધુમધુમકાર;
ત્યારે દૂત ઈંદ્રે મોકલ્યો, જ્યાં હતા જગદાધાર. ૧૪
દૂતનું વાયક સાંભળી, પ્રભુ તવ હવા સાવધાન;
ગરૂડે ચઢી શક્ર કને, આવિયા શ્રીભગવાન. ૧૫
ત્યારે દેવતાએ સ્તુતિ કરી, ઈંદ્ર લાગ્યો પાય;
ત્યારે જયજયકાર થઈ રહ્યો, આનંદ અંગ ન માય. ૧૬
વિષ્ણુ દેખી અસુર મનમાં, કોપિયો તેણીવાર;
પછે બાણ મૂકિયાં અપરિમિત, જાણે મેઘની જળધાર. ૧૭
ભગવાન અતિ વ્યાકુળ થયા, કર ધનુષ્ય લીધું જાણ;
પછે ક્રોધ આણી દૈત્ય ઉપર, સબળ મે'લ્યાં બાણ. ૧૮
ગજ અશ્વ રથ રણમાં પડ્યા, શિર વિના પડ્યા અસુર;
કોના હસ્ત કોના ચરણ છેદ્યા, એમ કર્યું રણમાં ચૂર. ૧૯
વિષ્ણુકેરા પ્રહારથી, કો નયોભ્યા નિરવાણ;
હવે રાખ્યા કોના નવ રહે, રણ પડ્યું તવ ભંગાણ. ૨૦
દળ દશોદિશ નાઠું તદા, ભગવંત પૂઠે ધાય;
ત્યારે સુમાલી ધાયો તદા, અતિક્રોધ આણી કાય. ૨૧
બહુ બાણ મૂકે સુમાલી, તવ ઢાંક્યા શારંગપાણ;
પછે ધનુષ્ય ટંકારવ કરી, તવ ગયો ચતુરસુજાણ. ૨૨
એક બાણ હરિએ મૂકીયું, મન સબળ આણી રીસ;
તેણે સુમાલીના સારથીનું, પાડ્યું પૃથ્વી શીશ. ૨૩
સારથી પાખે સુભટ તે, નાશી ગયો નિરધાર;
પછે માલી આવ્યો રણવિષે, મનધરી ક્રોધ અપાર. ૨૪
શરઓઘ મૂકી રાક્ષસે, ભેદિયા શ્રીજગદીશ;
શંખનાદ પ્રભુ કરતા હવા, મન સબળ આણી રીસ. ૨૫
ભગવંતજી કોપે ચઢ્યા, શર પાડ્યું વિકરાળ;
તેણે માલીકેરા સારથીનું, છેદ્યું શીશ તતકાળ. ૨૬

વળી ગદા એક મારી પ્રભુને, ઉદર વિષે તતખેવ;
ભગવંત ને માલી વદે, તે રહ્યા નિરખે દેવ. ૨૭
ત્યારે હાહાકાર થયો સહી, નાસે સુભટ બળવંત;
બહુ બાણ મૂક્યાં વિઠ્ઠલે, હણ્યા રણયોધ અનંત. ૨૮
માલ્યવાન્ આવી એમ વદે, સાંભળો કહું પરબ્રહ્મ;
એ અધમ કૃત્ય તું કાં કરે, શે ન લહે ક્ષત્રીધર્મ. ૨૯
જે સુભટ નાસે ભયથકો, મનવિષે પામી કષ્ટ;
એવા યોધને રણમાં હણે, તે જાણવો મહાદુષ્ટ. ૩૦
તે કર્મને તું આચરે, રણવિષે રહી આણે હામ;
જો સુભટ છે તો મુજસંઘાતે, કરી જો સંગ્રામ. ૩૧
ગરૂડધ્વજ કહે અમરને, મેં આપિયું વરદાન;
સહુ રાક્ષસને રણ મારવા, જ્યમ સુખ પામે અભિરામ. ૩૨
માલ્યવાન્ એવું સાંભળીને, મનવિષે પામ્યો ખેદ;
એક સાંગ મૂકી વિષ્ણુનું, પછે હૃદય કીધું ભેદ. ૩૩
તે શક્તિ તવ પાણે ગ્રહી, કોપિયા આદ્ય અનંત;
માલ્યવાન્‌ના ઉરમાં હણી, તવ હવો મૂર્છાવંત. ૩૪
ક્ષણમાત્રમાં સાવધાન થઇ, કર ત્રિશૂળ ગ્રહી નિરધાર;
વિષ્ણુને મારી ગરૂડને, કર્યો મુષ્ટિકેરો પ્રહાર. ૩૫
ખગરાજ અતિ કોપે ચઢ્યો, પાંખનો કીધો ઘાત;
માલ્યવાન્ ઉડીને પડ્યો, લંકા વિષે સાક્ષાત. ૩૬
ત્યારે સુમાલી નાશી ગયો, લંકા વિષે તતકાળ;
ભય અતિશે લાગ્યો વિષ્ણુનો, સર્વકો ગયા પાતાળ. ૩૭
એમ રાક્ષસ પૂર્વે મારિયા, રણ વિષે જગદાધાર;
વળી દુષ્ટને સંહારવા, તમે ધર્યો છે અવતાર. ૩૮

ઉથલો.

ધર્યો છે અવતાર નિશ્ચે, અગસ્ત્ય કહે ત્રિભુવનધણી રે;
જનકુંવર કહે હવે સાંભળો, ઉત્પત્તિ લંકાપતિતણી રે, ૩૯

# કડવું ૭ મું.

## રાગ ભીમપલાશી.

અગસ્ત્ય બોલ્યા સુણો રઘુરાય રે, લંકાકેરો કહું ઉપાય રે;
રાવણ પ્રગટ્યો મહાબળધારી જી, તે કથા કહું સહુ વિસ્તારી જી. ૧

## ઢાળ.

એ કથા વિસ્તારી કહું, રઘુનાથ સાંભળો ચિત્ત ધરી;
એક સમે આવ્યો સુમાલી, મૃત્યુલોકમાં વેગે કરી. ૨
વૈશ્રવણ વિમાને ચઢી, નિજપિતા પ્રત્યે સંચર્યો;
સુમાલીએ તે દેખતાં, વિચાર અતિ મનમાં કર્યો. ૩
એ રાજ્ય કરે લંકાતણું, એ દુઃખથી મુજ તન દહે;
અમો વૃદ્ધિ કેયી પેર પામિયે, કયમ રાજ્ય એ મારૂં રહે? ૪
એણીપેર મન વિચારતો, પાતાળ ગયો આશ્રમ વિષે;
કૈકસીપુત્રી પ્રત્યે જઇ, એમ વાયક ત્યાં બોલ્યો મુખે. ૫
અહો પુત્રી તું પ્રૌઢા થઇ, તારો વિવાહ ક્યાં કરશું સહી;
હવે જા તું આશ્રમ વિશ્રવાને, વચન કહ્યું તે ચિત્ત ગ્રહી. ૬
વરવાતણી ઋષિ આગળે જઇને, પ્રાર્થના નિશ્ચે કરે;
તે યદ્યપિ જો તુજને વરે, અર્થ સહી સહુનો સરે. ૭
તેથી સુત એક આવશે, વૈશ્રવણપે અધિકો હશે;
તે રાજ્ય લંકા પામશે, દુઃખ શોક સહુ મારાં જશે. ૮
એવું પિતાનું વાયક સુણી, કૈકસી ત્યાં ચાલી ખરી;
સંધ્યા સમે મઠ વિશ્રવાને, આવી તે તો સુંદરી. ૯
પદઅંગૂઠે પૃથ્વી ખણે, અધોમુખ રહી તે કામિની;
તેણે સમે મઠમાંહીથી આવ્યા, વિશ્રવા તે મહામુનિ. ૧૦
તે ચંદ્રવદની દેખતાં, ઋષિએ વાણી ઉચ્ચરી;
તું ગાંધર્વી કે દેવકન્યા, કહે મને આનંદ ધરી. ૧૧
સ્વામી સુમાલી રાક્ષસતણી, સુતા મુજને જાણજો;
કૈકસી અભિધાન મુજ, વિશ્વાસ મનમાં આણજો. ૧૨
હું જેણે અર્થે આવી છું, તે તમો સર્વ જાણો સહી;
સ્વામી જ્ઞાનદૃષ્ટે વિચારો, એવી તો વાણી કહી. ૧૩
પછે જ્ઞાનદૃષ્ટે વિમાસ્યું, ત્યારે જાણ થયું વેગે કરી;

મને વરવાતણી ઈચ્છા કરેછે, મન વિષે તે સુંદરી. ૧૪
વિશ્રવા કહે સંધ્યા સમે, પ્રેમદા આવી મુજકને;
તો ત્રણ પુત્ર ને એક તનયા, કામિની હશે તુને. ૧૫
તેમાં કનિષ્ટ સુત જે આવશે, તે વંશ મારો રાખશે;
એક પુત્રી ને બે પુત્ર તે, ત્રૈલોકમાં પાપી થશે. ૧૬
વનિતા કહે તમથકી સુત તે, પાપી કંઇ ઘટે નહિ;
એ ભવિષ્ય નિરખ્યું ભામિની, પછે પાણિગ્રહણ કર્યું સહી. ૧૭
પછે દિવસ બહુ વહી ગયા, ત્યારે ગર્ભ કૈકસીને રહ્યો;
પ્રસવ સમે શ્રીરામજી, ઉત્પાત નવ જાયે કહ્યો. ૧૮
બહુ નક્ષત્ર ગણ તૂટી પડે, રૂધિરવૃષ્ટિ સબળ થઈ;
મહી વિષે કંપારવ થયો, શેષનાગ ભય પામે સહી. ૧૯
સરિતા સંઘાતે સમુદ્રજળ, ઉદ્દેળ થયો અતિઘણો;
રવિ ચંદ્ર અતિ ઝાંખા થયા, બહુ શબ્દ હોય બિહામણો. ૨૦
દેવ યક્ષ દિગ્પાળ કિંન્નર, મુનિસુર કંપ્યા સહી;
તેણે સમે ત્યાં કૈકસીએ, બાળકને પ્રસવ્યો સહી. ૨૧
ભુજ વીશ મસ્તક દશ, તેની મનોહર કાયા કરી;
તે તેજસ્વી પ્રચંડ દીસે, ગર્જના ગાઢે કરી. ૨૨
ત્યાં કમળભૂ આવ્યા સહી, બાળક અવલોકન કર્યું;
પછે બ્રહ્માએ મન વિમાશી, એનું નામ દશગ્રીવ ધર્યું. ૨૩
વળી બાળક બીજો ઉદે થયો, કુંભકર્ણ નામ ધર્યું સહી;
પર્વતપે પ્રચંડ તન, મર્યાદા ન જાયે કહી. ૨૪
તેને પુત્રી એક આવી સહી, શૂર્પણખા નામ જે તેહતણું;
કૈકસી તે તેણે સમે, આનંદ પામી મન ઘણું. ૨૫
કનિષ્ટ સુત પછે આવિયો, વિશ્રવાગૃહે વેગે કરી;
તેનું નામ પાડ્યું વિભીષણ, આનંદ અતિ મનમાં ધરી. ૨૬
રઘુનાથ એવું સાંભળી, અગસ્ત્યશું વાણી ઉચરી;
ભુજ વીશ મસ્તક દશ હવાં, તે કારણ કહો મુજ વિસ્તરી. ૨૭
ઋષિઅગસ્ત્ય એણે પેરે ઉચર્યા, સાંભળો કહું તે વારતા;

---

૨૦. ઉદ્દેળ થયો–મર્યાદા મૂકીને સમુદ્ર ઉલટ્યો. ૨૩. કમળભૂ–બ્રહ્મા. દશગ્રીવ–દશ ડોકાવાળો રાવણ. ૨૪. કુંભકર્ણ–કુંભ જેવા કાનવાળો. ૨૫. શૂર્પણખા–સૂપડા જેવા નખવાળી. ૨૬. કનિષ્ટ–સૌથી નાનો.

વિશ્રવાની નિત્ય પૂજા કરવા, દશે દિગ્પાળ આવતા. ૨૮
તે અંશ માટે શીશ દશ, ભુજ વીશ માનો રામ જી;
દિન દિન મોટા થાય વનમાં, જાય રમવા કામ જી. ૨૯
ગજ મહિષ શૂકર વ્યાઘ્ર સિંહ, વન વિષેથી લાવે ગ્રહી;
એ ઉગ્ર પરાક્રમ દેખતાં, દેવતા ભય પામ્યા સહી. ૩૦
નિજપિતા દર્શન કારણે, વૈશ્રવણ ત્યાં આવ્યો સહી;
કૈકસીએ દશગ્રીવ તેડી, એવી તો વાણી કહી. ૩૧
સુત બાંધવ તારો જો હવે, સહુ અમરપે અધિકો ઘણું;
એ રાજ્યલીલા પામિયો, ફળ ભોગવે છે તપતણું. ૩૨
અધિક થા હવે એ થકી, તપ ઉગ્ર વનમાંહે કરી;
એવું માતાનું વાક્ય સુણી, દશગ્રીવે વાણી ઓચરી. ૩૩
સુણ માતા મેં વનમાં જાવું, તપ તીવ્ર કરવા જાણિયે;
હું થઇશ અધિકો એ થકી, વિશ્વાસ મનમાં આણિયે. ૩૪

ઉથલો.

વિશ્વાસ મનમાં આણ માતા, દશગ્રીવે વાણી કહી રે;
ઋષિ અગસ્ત્ય એણી પેરે ઉચર્યા, રઘુવીર તું સાંભળ સહી રે. ૩૫

---

## કડવું ૮ મું.

### રાગ રામગ્રી.

અગસ્ત્ય વાણી ઉચરે, રઘુનાથ તું અવિધાર;
દશગ્રીવ ને કુંભકર્ણ ત્યાંથી, ગયા વન મોઝાર. ૧
ગોકર્ણ પર્વત વિષે આવી, વિમાસ્યું મનમાંય;
અન્ન ઉદક નિદ્રા પરહરી, તપ ઉગ્ર માંડયું ત્યાંય. ૨
નિરાધાર વૃષ્ટિ વિષે, રહેતા હવા બેહુ ભ્રાત;
પછે શીતકાળે જળ મધ્યે, જઇને રહ્યા સાક્ષાત. ૩
વળી ઉષ્ણકાળે બેહુ જણા, ત્યાં કરે ધૂમ્રજપાન;
એણી પ્રકારે બ્રહ્માતણું, ધરતા હવા બહુ ધ્યાન. ૪
એક સહસ્ત્ર વર્ષ ગયા પછી, દશગ્રીવ જેહ ઉદાર;
પોતાતણું શિર છેદીને, કરે હોમ સારોદ્ધાર. ૫

---

૨. ઉગ્ર–ભયાનક. ૫. ઉદાર–મોટા મનનો. સારોદ્ધાર–નિશ્ચય. અથવા, દેહમાં સારરૂપ મસ્તકનો ઉદ્ધાર કરીને જેમાં હોમવામાં આવ્યાં, એવો હોમ.

એમ શીશ નવ હોમ્યાં સહી, મન આણી જ્ઞાન વિવેક;
દશસહસ્ર વર્ષ વહી ગયાં, ત્યારે રહ્યું મસ્તક એક. ૬
તે છેદવા તત્પર થયો, દશગ્રીવ તેણીવાર;
ત્યારે બ્રહ્માજી ત્યાં પધાર્યા, મન ધરી પ્રેમ અપાર. ૭
તિષ્ટ તિષ્ટ મુખ ધાતા વદે, હવે માગ તું વરદાન;
સુત તારૂં તપ દેખી કરી, હું તો થયો તુષ્ટમાન. ૮
દશગ્રીવ એવું સાંભળી, જઇ ચરણે લાગ્યો સોય;
સ્વામી પ્રાણીને તો મૃત્યુ પાખે, નથી શત્રુ કોય. ૯
તેહતણો ભય તમો નિવારો, મને હેલામાત્ર મોઝાર;
હું દેવ યક્ષ રાક્ષસથકો, રણમાં ન પામું હાર. ૧૦
નગ નાગ કિન્નર નિશાચર, મને ન છતે નિર્વાણ;
વળી પશુ માણસ રણવિષે, મુજ આગળ કવણ પ્રમાણ? ૧૧
ત્યારે ધાતા કહે જા એમ હશે, માન એ વાયક વેદ;
તારાં નવે શીશ ઉદય હજો, જે તેં કર્યા છે છેદ. ૧૨
એવો તે વર આપી વિરંચી, વળિયા [ત્યાંથી] ક્ષણમાંય;
વેગે કરી આવ્યા વિભીષણ, તપ કરેછે જ્યાંય. ૧૩
પછે કમળભૂ બોલ્યા જઇ, સે’જે વિભીષણની સંગ;
વર માગ્ય તું સુત શીઘ્ર થઈ, આનંદ આણી અંગ. ૧૪
ત્યારે વિભીષણ વળતો વદે, વર આપીએ મુજ સાર;
મારી મતિ સ્વામી ધર્મથી, નવ ચળે એક લગાર. ૧૫
તમો દયા આણી મન વિષે, હવે કરો પરમ કૃપાય;
વણ શીખવી મને આવડે, બ્રહ્માસ્ત્રની વિદ્યાય. ૧૬
ત્યારે બ્રહ્મા કહે સહી એમ હશે, જા મેં વર આપિયો સાર;
તુને જરા મૃત્યુ ભય નિવાર્યા, જાણજે સુતકુમાર. ૧૭
કુંભકર્ણને વર આપવા, આવ્યા સહી અવશ્યમેવ;
તેણે સમે ધાતા પ્રત્યે, સરસ્વતી ઉચર્યા તતખેવ. ૧૮
કુંભકર્ણ મહાપાપીષ્ટ છે, તેણે ભક્ષ કર્યા ઋષિ સોય;
હવે એને વર આપ્યાથકી, દુઃખ પામશે સર્વ કોય. ૧૯
એવું સાંભળીને સરસ્વતીશુ, વદે બ્રહ્મા તાત;

---

૮. તિષ્ટ તિષ્ટ—ઊભો રહે, ઊભો રહે. ૧૧. નગ—પર્વત. નિશાચર—દૈત્ય.
૧૭. સુતકુમાર—સુત (વિશ્રવા)નો કુમાર.

કુંભકર્ણની રસના વિષે તું, જઈ રહે સાક્ષાત. ૨૦
એવો વર તમો માગજો, જે બાધ કંઈ નવ થાય;
એવું સાંભળી કુંભકર્ણની, જીહ્વા વિષે રહ્યાં માય. ૨૧
પછે કમળભૂ મુખ એમ વદે, વર માગ્ય તું કુંભકર્ણ;
એવું રાક્ષસ વાયક સાંભળી, શીઘ્ર લાગ્યો ચર્ણ. ૨૨
કુંભકર્ણ કહે કરૂણા કરી, વર આપીએ મને તાત;
હું વર્ષના ખટમાસ લગે, નિદ્રા કરૂં સાક્ષાત. ૨૩
ખટમાસે એક દિન જાગું, જે આહાર કરવા કામ;
એમ સદાકાળ તને હજો, બ્રહ્મા વદ્યા તે ઠામ. ૨૪
રાવણ કહે બ્રહ્મા પ્રત્યે, એ થયું મહાઉત્પાત;
ખટ માસમાં જોઈએ જગાડ્યો, ત્યારે કયમ ઊઠે ભ્રાત. ૨૫
અજ કહે સ્ત્રી શોડષ વર્ષનીનો, સુગંધ લાગે તન;
નિદ્રા તજી ઉઠે સહી, માનજે સત્ય વચન. ૨૬
વર આપી બ્રહ્માજી વળ્યા, સ્વસ્થાનક પોતે જાય;
પછે ત્રણે બાંધવ આવીને, માતાને લાગ્યા પાય. ૨૭
સુમાલીએ તે સાંભળ્યું, સુત પામિયા વરદાન;
પાતાળમાંથી આવિયા, સર્વેકો થઇ સાવધાન. ૨૮
ધૂમ્રાક્ષ પ્રહસ્ત ને અકંપન, કાલકાસુક મહાવીર;
માલ્યવાન સાથે સુમાલી, એમ મળ્યા સબળા ધીર. ૨૯
સુમાલીએ દશગ્રીવશું, જઈ દીધું આલિંગન;
પછે પરસ્પરે સહુકો મળ્યા, આનંદ આણી મન. ૩૦
સુમાલી કહે દશગ્રીવને, લંકા મારી સાર;
એક વાર હરિના યુદ્ધથી, રણ અમો પામ્યા હાર. ૩૧
તે દિવસથી પાતાળમાં, અમો જઇ રહ્યા સાક્ષાત;
તે લંકાનિવાસી રહ્યો, વૈશ્રવણ તારો ભ્રાત. ૩૨
તું તેણે સ્થાનક જઈ રહે, મને ઉપજે આનંદ;
સુમાલીનું વાયક સુણી, એમ ઉચર્યો દશસ્કંધ. ૩૩
દશસ્કંધ કહે લંકાવિષે, મુજ જ્યેષ્ટ રહેછે ભ્રાત;
તેનો પાય ક્યમ કાઢિયે, ઘટતું નથી સાક્ષાત. ૩૪

---

૩૧. હરિના યુદ્ધથી–વિષ્ણુની સાથે યુદ્ધ કરતાં.

ઉથલો.

ઘટતું નથી સાક્ષાત એવી, દશગ્રીવે વાણી કહી રે;
ઋષિઅગસ્ત્ય કહે એવું સાંભળી, પ્રહસ્ત મુખ્ય બોલ્યો સહી રે. ૩૫

---

## કડવું ૯ મું.

રાગ મારૂ.

અગસ્ત્યઋષિ વાણી એમ બોલ્યા, રઘુનંદન અવિધાર;
લંકાનગર તે રાવણ પામ્યો, તે કહું સર્વ વિસ્તાર. ૧
પ્રહસ્ત વદે દશગ્રીવ પ્રત્યે, તું સાંભળ સત્ય ઉપાય;
લંકાતણું તું રાજ્ય કરે, તું કયાં મૂરખ મન થાય. ૨
માતાએ પ્રસવ્યો પહેલો, તે જ્યેષ્ઠ ભ્રાત તું જાણ;
અપરમાતાના પુત્ર સંઘાતે, શી મૈત્રી નિર્વાણ ? ૩
(હવે) ઉભય સ્ત્રી કશ્યપઋષિની, જે દિતિ અદિતિ સોય;
દિતિને તો સુત દૈત્ય હવા, અને અદિતિના સુર હોય. ૪
(પછે) દેવદૈત્ય રણમાં યુદ્ધ કીધું, રાજ્ય પામવા કાજ;
તુજ મોસળતણી એ લંકા, શે ન કરે તું રાજ? ૫
પ્રહસ્તતણું એવું વાયક સુણીને, દશગ્રીવ બોલ્યો એમ;
મુજ મોસાળતણી એ લંકા, એ ભોગવે તે કેમ? ૬
દશાનન કહે પ્રહસ્ત સંચરો, લંકામાં તતક્ષણ;
વૈશ્રવણને પહેલે જઈ કહેજો, બહુ વિધિ વચન. ૭
એ લંકા પૂર્વે રાક્ષસની, વાસી છે અમો આજ;
દશગ્રીવે કા'વ્યું છે તુજને, આપો રહેવા કાજ. ૮
એમ કરતાં નહિ આપે લંકા, તો યુદ્ધેથી મેળવી;
વૈશ્રવણને કહે જઇને, વિનગ વાત સહુ કેળવી. ૯
એવું સુણીને પ્રહસ્ત સંચર્યો, વેગે માર્ગ પળાય;
વૈશ્રવણ કને આવી રહ્યો, તેને આનંદ અંગ ન માય. ૧૦
પ્રહસ્ત વદે વૈશ્રવણશું, મન આણી હર્ષ અપાર;
રાક્ષસની લંકા તમો વાસી, ન ઘટે એહ લગાર. ૧૧
દશગ્રીવે કા'વ્યું છે તમને, તે કહું માંડી આજ;

---

૧૧. એહ-'એક' પ્ર. ૧-૩.

મુજ માતામહની એ લંકા, મુને આપો રહેવા કાજ. ૧૨
એવું સુણી વૈશ્રવણ આવી, લાગ્યો પિતાને પાય;
દશગ્રીવે જે દૂત મોકલ્યો, તે કહ્યો સર્વ ઉપાય. ૧૩
તે માટે જે કહેવું ઘટે તે, મુજને કહો તાત;
એવું સુણીને વિશ્રવા બોલ્યા, સાંભળ કુંવર વાત. ૧૪
મેં એને પહેલાં બહુ વાર્યો, ન કર્યું વાયક લેશ;
મહાપાપી દશીવ છે તે, ફોકટ કરશે ક્લેશ. ૧૫
દુષ્ટ સંઘાતે યુદ્ધ કરતાં, ઉચ્ચપણું સર્વ જાય;
તે માટે એને આપો લંકા, મૂકી સર્વ ઉપાય. ૧૬
વિશ્રવા કહે કૈલાસ વિષે, સુત શીઘ્ર થઇને સધાવો;
અલકા નામે નગર મનોહર, વેગે તેહ વસાવો. ૧૭
તે સ્થાનક તું રહે નિરંતર, આણી મન ઉલ્લાસ;
વૈશ્રવણ પછે ત્યાંથી ચાલ્યો, માગી પિતાકને આશ. ૧૮
વાસી રહ્યો પછે અલકાનગરી, આણી આનંદ અંગ;
ત્યમ દશાનન લંકામાં આવ્યો, બહુ રાક્ષસ લેઈ સંગ. ૧૯
દશગ્રીવને ત્યાં રાજ્યતણો, અભિષેક હવો નિરવાણ;
રાવણની લંકા નગરીમાં, વેગે વરતી આણ. ૨૦
પંચ શબ્દ વાજિંત્ર વાજે, થઈ રહ્યો જયજયકાર;
વિદ્યુજ્જિહ્વશું શૂર્પણખાનો, વિવાહ કર્યો નિરધાર. ૨૧
એક દિવસ રાવણ વન ચાલ્યો, મૃગયા રમવા સોય;
તેણે સમે માર્ગમાં મળિયો. મયદાનવ જે હોય. ૨૨
પૂઠે કન્યા મહામનોહર, પૂછે રાવણરાય;
કોણ તમો અહીં ક્યાંથી આવ્યા, કહો મને સત્ય ઉપાય. ૨૩
વળતો મયદાનવ એમ બોલ્યો, આણી પ્રેમ અપાર;
આ પુત્રીનો વિવાહ કરવા, હું આવ્યો નિરધાર. ૨૪
એક વાર ઇંદ્રની અપ્સરા, હેમા આવી પાસ;
કનકતણું ભુવન નિરખ્યું, આણી મન ઉલ્લાસ. ૨૫
પછે સહસ્ર વર્ષ મુજ સંગ રહી, આનંદ આણી મન;
એક પુત્રીને બે બાળક પ્રસવ્યા, ગઈ તે સ્વર્ગભુવન. ૨૬
મયદાનવ અભિધાન મારૂં, તે કહ્યો સૌ વિસ્તાર;

૧૨. માતામહ–માતાના બાપની. ૧૮. આશ–આશિષ.

કોણ તમો કોણ સ્થાનક રહોછો, કહો મને સાશોદ્ધાર. ૨૭
રાવણ કહે બ્રહ્માત્મજનંદન, તેહતણો હું તન;
હું લંકાનું રાજ્ય કરૂંછું, માને સત્ય વચન. ૨૮
વળતો મયદાનવ એમ બોલ્યો, આણી પ્રેમ અપાર;
સ્વામીતમો હવે મારી પુત્રીને, કરવી અંગીકાર. ૨૯
તત્ક્ષણ ત્યાં હુતાશન પ્રગટ્યો, હૈડે હરખ ન માય;
રાવણશું પછે મંદોદરીનો, કીધો ત્યાં વિવાય. ૩૦
સાંગ એક આપી રાવણને, આણી મન ઉલ્લાસ;
મયદાનવ કહે એ સાંગે, મહાશત્રુ થાશે નાશ. ૩૧
પછે વિવિધ પ્રકારની માયા હતી તે, દશગ્રીવને સમજાવી;
અનેક ગુણ તેના દેખીને, રાવણને મન ભાવી. ૩૨
રાવણ લંકા મધ્યે આવ્યો, ઉલટ અંગ ન માય;
કન્યાકેરૂં રૂપ દેખતાં, સહુ કો અચરજ થાય. ૩૩
વજ્રજ્વાળાને પછી પરણ્યો, મહાબળિયો કુંભકર્ણ;
ગંધર્વતનયા સરમાનું, વિભીષણે કર્યું પાણિગ્રહણ. ૩૪
પછે મંદોદરીએ પુત્ર પ્રસવ્યો, પામી મન ઉલ્લાસ;
મેઘતણી પેરે ગાજ્યામાટે, નામ ધર્યું મેઘનાદ. ૩૫

ઉત્થલો.

તેનું નામ ધર્યું મેઘનાદ એવી, અગસ્ત્યે વાણી કહી રે;
જનકુંવર કહે રાવણપ્રત્યે, કુંભકર્ણ તવ બોલ્યો સહી રે. ૩૬

---

## કડવું ૧૦ મું.

### રાગવેરાડી.

અગસ્ત્ય વાચક એમ બોલ્યા, સાંભળો રાઘવરાય;
કુંભકર્ણને નિદ્રા ઘેરે, આકુળ વ્યાકુળ થાય. ૧
રાવણરાય પ્રત્યે એમ બોલ્યો, કુંભકર્ણ શિર નામી;
ભુવન એક રચાવો અદ્ભુત, મારે રે'વા સ્વામી. ૨
પછે આકાસ આયામકેરૂં, એક રચ્યું ભુવન અતિસાર;

---

૨૮. બ્રહ્માત્મજનંદન–બ્રહ્માના આત્મજ (પુત્ર–પુલસ્ત્ય)ના નંદન (પુત્ર–વિશ્રવા)નો હું પુત્ર.

શત આયામતણો એક કીધો, પોહોળપણે વિસ્તાર. ૩
મણિ માણેક મુક્તાફળકેરી, રચના બહુ પેર કીધી;
કુંભકર્ણને રહેવાતણી ત્યાં, રાયે આજ્ઞા દીધી. ૪
લઘુ બાંધવ તેણે સ્થાનક રહ્યો, હૈડે હરખ ન માય;
પછે બહુ રાક્ષસ સંઘાતે રાવણ, મૃગયા રમવા જાય. ૫
નંદન વન હતું ત્યાં સુંદર, તેહ કર્યું સહુ નાશ;
દેવ મુનિ યક્ષ ને ગંધર્વ, સર્વ પમાડ્યા ત્રાસ. ૬
એણે પ્રકારે રાજ્ય કરે, સર્વને દમી અવશ્ય મેવ;
એ વાત સાંભળી વૈશ્રવણે, પછે દૂત મોકલ્યો તતખેવ. ૭
દૂતે પછે વિભીષણને, આવી વચન કહ્યું મુખ એમ;
વૈશ્રવણે તમને પૂછ્યું છે, સૌને કુશળી ક્ષેમ. ૮
દૂતને કહે વિભીષણ ત્યાં જઇએ, જ્યાં બેઠાછે રાય;
વૈશ્રવણે ત્યાં કહાવ્યું છે, તે કહું સર્વ ઉપાય. ૯
દૂત વિભીષણ બેઉ જણ આવ્યા, જ્યાં છે લંકાધીશ;
કરજોડી ચર રાય પ્રત્યે એમ, બોલ્યો નામી શીશ. ૧૦
સ્વામી તમ સહુને પૂછેછે, પ્રથમ કુશળ ઉપાય;
આપણ બ્રહ્માને કુળથી પ્રગટ્યા, નવ કરવો અન્યાય. ૧૧
તમો નંદન વન ભાંજ્યું મુનિ પીડ્યા, કર્યો પશુનો પ્રહાર;
એ આંપણ આપણા કુળને, ન ઘટે એક લગાર. ૧૨
એક વાર શ્વેતાચળ ઉપરે, તપ માંડ્યું મેં જાણ;
ત્યાં ક્રીડા કરતાં ઉમિયાશંકર, મેં દીઠાં નિર્વાણ. ૧૩
વામ ચક્ષે પાર્વતી સામું, મેં જોયું તેણીવાર;
તે દોષે ચક્ષ રહિત થયોછું, હેલા માત્ર મોઝાર. ૧૪
તવ લજ્જા હું પામ્યો મનમાં, વળી વિમાસ્યું એવ;
આઠસેં વર્ષ તપ વ્રત કરીને, આરાધ્યા મહાદેવ. ૧૫
તવ સંતુષ્ટ હવા મુજને શંકર, વચન કહ્યું મુજ સોય;
એ વ્રત કર્યું મેં કે તેં કીધું, બીજો ન મળે કોય. ૧૬
તે માટે હું આનંદ પામ્યો, વૈશ્રવણ અવિધારો;
સદાશિવ કે' આજ થકી, સખા મિત્ર સહી મારો. ૧૭
નેત્ર તારૂં નિશ્ચે આવશે, માને મન અભિરાગ;

---

૩. આયામ–વિસ્તાર (વામ).

આજથકી મેં પ્રાગટ્યું, યક્ષપિંગ એવું નામ. ૧૮
તે માટે આપણને ઘટે છે, તપ વ્રત પુણ્ય અતિ સાર;
આજથકી તમો દુષ્ટભાવ, નવ ધરવો એક લગાર. ૧૯
તુજને હણુવા માટે અમરે, મન વિમાસી વાત;
એવું સુણી લંકાપતિ મનમાં, કોપે ચઢયો ઉતપાત. ૨૦
હાથે હાથ ઘસે એમ બોલે, સાંભળો સર્વ કોય;
આજ લગે તાતને સ્થાનક, વૈશ્રવણુ ગણ્યો મેં સોય. ૨૧
રૂદ્ર સાથે મૈત્રી થયાની, મોટમતા સંભળાવી;
પણુ મુજ પરાક્રમ દેખાડીશ તુજને, કૈલાસ પર્વત આવી. ૨૨
તુજ માટે સુર સર્વ સંઘાતે, જીતું દશ દિગપાળ;
સઘળે આણુ હવે કરૂં મારી, સ્વર્ગ મૃત્યુ પાતાળ. ૨૩
રાક્ષસ કોટાનકોટિ ચઢયા, એમ ચાલ્યું દળ સર્વ કોય;
ખટ પ્રધાન સંઘાતે છે તેના, નામ કહું જે હોય. ૨૪
શુક સારણુ ધૂમ્રાક્ષ મારીચ, પ્રહસ્ત મહોદર જે વીર;
એ ખટ પ્રધાન કહીએ રાવણુના, મહાબળિયા રણધીર. ૨૫
ધનાધિપત્ય જ્યાં રાજ્ય કરે ત્યાં, સેના આવી જાણુ;
રાક્ષસનું દળ દેખી કંપ્યા, યક્ષ તો નિર્વાણુ. ૨૬
યક્ષને માર કર્યો રાક્ષસે, તવ નાઠા દુઃખ પામી;
વૈશ્રવણુ કને સેવક આવી, એમ બોલ્યો શિર નામી. ૨૭
મહાઉતપાત કરેછે રાક્ષસ, સ્વામી તમો અવિધારો;
દશગ્રીવ તો યુદ્ધ કરવા આવ્યો, તે સહી ભ્રાત તમારો. ૨૮
વૈશ્રવણુ એવું વાયક સાંભળી, કોપે ચઢયો નિરધાર;
જાઓ તમે રાક્ષસને મારો, આણી ક્રોધ અપાર. ૨૯
અગસ્ત ઋષિરાણી એમ બોલ્યા, સાંભળો રાઘવરાય;
યક્ષે યુદ્ધ કર્યું રાવણુશું, એ કહું સર્વ ઉપાય. ૩૦

---

## કડવું ૧૧ મું.

### રાગ રામગ્રી.

એણી પેરે બોલિયા અગસ્ત્ય વાણી રે;

---

૧૯. પ્રાગટ્યું–પ્રગટ કર્યું. ૨૬. ધનાધિપત્ય–કુબેર.

શારંગપાણિ કથા સાંભળો રે. ૧
વૈશ્રવણનાં વાયક સુણી, યક્ષ થયા સાવધાન રે;
અભિમાન આણીને સહુકો સાંચર્યા રે. ૨

ઢાળ.

અભિમાન આણી સંચર્યા, યક્ષ ધરી ક્રોધ અપાર;
સંગ્રામ માંડયો પરસ્પરે, તવ હવો ધગધોકાર. ૩
હવે ગદા સાંગ પરિઘ ફરશી, ખડ્ગ ને બહુ બાણ;
ભિંડીમાળ ભોગળ શૂળ તોમર, પટ્ટિશ કુંતજ પાણ. ૪
એવાં ઉગ્ર આયુધ કર ધરી, કરે પરસ્પર માર;
ત્યારે સુભટ બહુ રણમાં પડયા, પછે હવો હાહાકાર. ૫
મહાતુમુલ યુદ્ધ યક્ષે કર્યું, રાક્ષસે નવ રહેવાય;
લંકેશ આવ્યો રણ વિષે, તેને ક્રોધ અંગ ન માય. ૬
ત્યારે યક્ષ સહુ વીંટી વળ્યા, બહુ અસ્ત્ર મૂકે તેહ;
પણ રાવણને ગણના નહિ, પર્વતપર જયમ મેહ. ૭
પછે રાવણે કરે સાંગ ગ્રહી જે, મહા દારૂણ હોય;
તેણે પ્રહાર કીધો યક્ષને, નાશી ગયા સર્વે કોય. ૮
સુભટનાં રણ શીશ છેદ્યાં, ચરણ કોના હાથ;
કોઇ વીર આવી એમ વદે, સુણ્ય યક્ષકેરા નાથ. ૯
સ્વામી યક્ષરાક્ષસતણું રણમાં, યુદ્ધ દારૂણ થાય;
દશગ્રીવના યુદ્ધ આગળે, કોણે રહ્યું નવ જાય. ૧૦
યક્ષરાજ એવું સાંભળી, મન ચઢયો ક્રોધ અપાર;
એક સેનાપતિને તેડાવી, રણ મોકલ્યો નિરધાર. ૧૧
ગંડતીદૂષણ આલિયો, તે મહાસુભટ કહેવાય;
પછે યક્ષરાક્ષસતણું, રણમાં, યુદ્ધ દારૂણ થાય. ૧૨
રાક્ષસ બહુ રણમાં પડે, વરતી રહ્યો ઉત્પાત;
ધૂમ્રાક્ષ આવ્યો યુદ્ધ કરવા, સેનાપતિ સંઘાત. ૧૩
ધૂમ્રાક્ષે મૂશળ મૂકિયું, મન ધરી ક્રોધ અપાર;
જે હૃદે વાગ્યું સેનાપતિને, પડયો ભૂમિ મોઝાર. ૧૪
ક્ષણમાત્રમાં સાવધાન થયો, કર ગદા ગ્રહી વિશાળ;

---

૪. પરિઘ—એક જાતનુ શસ્ત્ર. ભિંડીમાળ—ગોફણ. શૂળ—બરછી. તોમર—એક જાતનું શસ્ત્ર. પટ્ટિશ—સીધી તરવાર. કુંત—ભાલો.

ધૂમ્રાક્ષના શિરમાં હણી, અવનિ પડ્યો તતકાળ. ૧૫
દશસ્કંધ આવ્યો રણ વિષે, મન સબળ આણી રીસ;
યક્ષપતિએ ગદા મારી, દશાનનને શીશ. ૧૬
પછે રાવણે એક સાંગ મારી, અગ્નિ સરખી જેહ;
જઈ હૃદે ભેટી સેનાપતિને, પડ્યો પૃથ્વી તેહ. ૧૭
ત્યારે યક્ષ સહુ નાશી ગયા, મનથકી મૂકી ગર્વ;
વૈશ્રવણના ભુવન વિષે, રાક્ષસ આવ્યા સર્વ. ૧૮
પ્રતિહાર આવ્યો સૂર્યભાનુ, તોરણ ગ્રહી અવસ્યમેવ;
લંકેશને જઇ હૃદે માર્યું, ક્રોધ ધરી તતખેવ. ૧૯
ત્યારે દશાનન કોપે ચઢ્યો, તેનું તોરણ લીધું પાસ;
જઇ સૂર્યભાનુને મારિયું, તતકાળ કીધો નાશ. ૨૦
પછે ધનદે તેડાવિયો, મણિભદ્ર તેણીવાર;
જા રણ વિષે ઉતાવળો, આજ્ઞા આપી સાર. ૨૧
મણિભદ્ર રણમાં આવિયો, આનંદ અંગ ન માય;
રાક્ષસ સંઘાતે યુદ્ધ માંડ્યું, ક્રોધ આણી કાય. ૨૨
મણિભદ્ર ને દશસ્કંધનું, યુદ્ધ દારૂણ હોય;
બેહુ સુભટ સરખા પરાક્રમી, પ્રાજે ન પામે કોય. ૨૩
મણિભદ્ર અતિ કોપે ચઢ્યો, પછે ગદા મૂકી એક;
પતિલંક તવ વ્યાકુળ થયો, દેખતાં સુભટ અનેક. ૨૪
પછે રાવણે કર સાંગ ગ્રહી, ક્રોધશુ કીધો પ્રહાર;
મણિભદ્ર રણમાંહે પડ્યો, તવ હવો હાહાકાર. ૨૫
યક્ષ સકળ નાઠા દેખતાં, કુબેર આવ્યા જાણી;
મન ક્રોધ આણી દશાનનશુ, ઉચર્યો તવ વાણી. ૨૬
સુણ પાપી કૃત્ય તારાથકી, તું નર્ક પામીશ જાણ;
પછે વાયક મારાં મનવિષે, તું સંભારીશ નિરવાણ. ૨૭
એવું કહી રણમાં ધસ્યા, બેહુ સુભટ પરમ ઉદાર;
પછે ગદાયુદ્ધ કરતા હવા, મન ધરી ક્રોધ અપાર. ૨૮
કુબેર અતિ કોપે ચઢ્યો, અગ્ન્યસ્ત્ર મૂક્યું તતખેવ;
વારૂણ મૂકી રાવણે, શર સમાવ્યું અવસ્યમેવ. ૨૯
પછે દશાનન કોપે ચઢ્યો, અદ્ભુત કીધો પ્રહાર;

---

૧૯. તોરણ—એક જાતનું હથિયાર (?)

યક્ષરાજ મૂર્છાગત થઇ, અવનિ પડચો નિરધાર. ૩૦
ભંગાણુ અતિ રણુમાં પડ્યું, ત્રાસ પામ્યા મન;
કુબેરને યક્ષ લેઇ ગયા, જ્યાં હતું નંદન વન. ૩૧
તેણે રાક્ષસની સેના વિષે, થઇ રહ્યો જયજયકાર;
વિમાન લીધું રાવણે, યક્ષરાજનું નિરધાર. ૩૨
વાજિંત્ર વાજે અતિ ઘણા, રાક્ષસ ધરે મન ગર્વ;
કુબેરની રિદ્ધ જે હતી તે, હરી દુષ્ટે સર્વ. ૩૩

ઉથલો.

હરી દુષ્ટે સર્વ એવી, અગસ્ત્યે વાણી કહી રે;
જનકુંવર કહે રાવણ પછે, કૈલાસ પ્રત્યે ચાલ્યો સહી રે. ૩૪

---

## કડવું ૧૨ મું.

### રાગ કેદારો.

અગસ્ત્યઋષિ એમ ઊચરે, રઘુનંદન શ્રવણે ધરે;
સંચર્યો રાવણ ત્યાંથી કરી રે. ૧
વિમાન વિષે બેઠા સર્વ, ચાલ્યું દળ આણી ગર્વ;
એક વન આવ્યા ત્યાં આનંદ ધરી રે. ૨

ઢાળ.

આનંદ ધરી તે વનમાં આવ્યા, રાક્ષસનો નહિ પાર;
સુવર્ણતણો સૂરજ ઉગ્યો ત્યમ, અરણ્ય વિષે ઝાતકાર. ૩
ત્યાં થકી વિમાન સંચર્યું, કૈલાસ ઉપર સોય;
તેણે સ્થાનક તે થોભી રહ્યું, સર્વને આશ્ચર્ય હોય. ૪
દશાનન પ્રધાન પ્રત્યે મુખ, એમ બોલ્યો તેણીવાર;
શા માટે વિમાન રહ્યું એ, કરવો કવણ પ્રકાર. ૫
એવું સાંભળી મારીચ બોલ્યો, સાંભળજો તતખેવ;
કુબેરના વાસા માટે એ, નહિ ચાલે અવશ્યમેવ. ૬
તેણે સમે નંદી ગણ આવ્યો, ત્રિશૂળ ગ્રહી નિજ પાણ;

---

૧. ત્યાંથી કરી–ત્યાંથી. ૩. સુવર્ણતણો ૪૦–પુષ્પક વિમાનના પ્રકાશથી ૬. કુબેરના ૪૦–કુબેરનો અહીં વાસ છે માટે અહીંથી એ એની આજ્ઞા વિના નહિ ચાલે. 'એકાંતે–એક પત્ય' પ્ર. ૧—૩.

ક્રોધ કરી લંકાપતિ સાથે, એવી બોલ્યો વાણુ. ૭
અહો પાપીઓ પર્વતથકી, તમો હેઠા ઊતરો તતખેવ;
એકાંતે ઉમયા સંધાતે, વિલાસ કરેછે મહાદેવ. ૮
નંદીનું મુખ કપિના સરખું, દેખી કીધું હાસ;
તે દેખી રાવણુ આદિ, પામ્યા મન ઉલ્લાસ. ૯
નંદી કહે મુજમુખ નિરખી તમો, હાસ્ય કર્યું નિરધાર;
તો રીંછ વાનરને હાથે તમો, સર્વ થજો સંહાર. ૧૦
એવું સુણીને રાવણુ હેઠો, આવ્યો તેણીવાર;
કૈલાસ પર્વતને ઉપાડી, પાણે ધર્યો નિરધાર. ૧૧
તેણે સમે સદાશિવ મનમાં, કોપે ચઢયા અવશ્યમેવ;
પગઅંગુષ્ટે ચાંપ્યો પર્વત, ભોમ પડયો તતખેવ. ૧૨
પર્વત હેઠળે પાણુ રહ્યા, દશાનનકેરા જેહ;
પરાણે કર ન શકયો કાઢી, મહાદુઃખ પામ્યો દેહ. ૧૩
તેણે સમે રાક્ષસના દળમાં, દુઃખ પામ્યા સહુ આપ;
દશાનન થયો અતિ વ્યાકુળ, કરતો હવો વિલાપ. ૧૪
મહાદેવને તેને રોતો દેખી, દયા ઉપની જાણ;
ભાર રહિત પર્વતને કીધો, ત્યારે નિકળ્યા પાણુ. ૧૫
શ્રીશંકર વળતા એમ બોલ્યા, આણી મન અભિરામ;
તું રોયો માટે મેં તારૂં પ્રગટયું, રાવણુ એવું નામ. ૧૬
જા તારૂં વિમાન ચાલશે, માને સત્ય ઉપાય;
લંકાપતિ નમસ્કાર કરીને, ત્યાંથી શીઘ્ર પળાય. ૧૭
પછે અનેક દેશકેરા જે, નરપતિ જીત્યા તતકાળ;
તે તો રાજા સર્વ આવીને, ચરણે નમ્યા ભૂપાળ. ૧૮
એમ કરતાં હિમાચાળ આવ્યો, મહાબળિયો અહંકારી;
તે વનમાં એક તપ કરેછે, મહામનોહર નારી. ૧૯
દશાનને અવલોકી તેહને, કામ પ્રગટયો મન;
કન્યાની પાસે જઈ પાપી, બોલ્યો મુખ વચન. ૨૦
સુણો શ્યામા સુંદર તન તારૂં, હવડાં તું લઘુ વેશ;
વૃદ્ધાકાળ વિષે તપ કરવું, વાયક કહ્યું લંકેશ. ૨૧
માત તાત તારાં કહે મુજને, કોણુ તુજ ભરતાર;
કોણુકાજ તું તપ કરે, ક્યમ આવી વનમોઝાર. ૨૨

### ઉથલો.

કયમ આવી વનમોઝાર અબળા, એવી દશસ્કંધે વાણી કહી રે;
અગસ્ત્ય કહે એવું સાંભળી, મુખ તાપસી બોલી સહી રે. ૨૩

---

## કડવું ૧૩ મું.

### રાગ કેદારો ગોડી.

અગસ્ત્યઋષિ એમ ઉચરે, રઘુવીર તું અવિધાર;
પછે તાપસીએ રાવણતણી, પૂજા રચી અતિ સાર. ૧
વનિતા કહે તપ કરૂંછું તે, કારણ કહું સાક્ષાત;
મહાનુભાવ ઋષિ બૃહસ્પતિતણા, સુત કુશધ્વજ મુજ તાત. ૨
મારો પિતા ભણતો હતો, મહાવેદ અતિ પાવન;
તેના વદનથી સત્ય માનજો, હું પ્રગટ થઇ તતક્ષણ. ૩
રૂપ મારૂં દેખતાં સુખ, પામિયા અભિરામ;
એ વેદ ભણતાં ઉપની તો, વેદવતી એવું નામ. ૪
પછે દેવ દાનવ યક્ષ કિન્નર, ઋષિજન જે હોય;
મને વરવા અર્થે આવિયા, ટોળે મળી સર્વ કોય. ૫
મારે પિતાએ એમ વિચાર્યું, એ કન્યા સુંદર સાર;
હું પરણાવીશ પરબ્રહ્મને, મન ધરી પ્રેમ અપાર. ૬
એવું જાણી પરણાવી નહિ, માનજો સત્ય ઉપાય;
પછે સર્વ ત્યાંથી સંચર્યા, નિજ ભુવન પોત્યાથાય. ૭
એક દૈત્ય શંભુ આવિયો, મન સબળ આણી રીસ;
તે પાપીએ મુજ તાતનું, તતકાળ છેદ્યું શીશ. ૮
પછે માતા મારી મન વિષે, મહાદુઃખ પામી દેહ;
ભરતારશુ સહગમન કર્યું, સુરસદન પામ્યાં તેહ. ૯
મેં વિમાસ્યું મુજપિતાનું પણ, થયું નહિ નિરધાર;
તે પણ ધર્યું મેં મન વિષે, એક હેલામાત્ર મોઝાર. ૧૦
જો વરૂં તો ભગવંતને, અન્ય પુરૂષ મારે ભ્રાત;
તે દિવસથી વન તપ કરૂં, માનજો સાચી વાત. ૧૧
રાવણ કહે સુણ સુંદરી, એ મતિ તારી હીણ;

---

૭. પોત્યાથાય–પોહોચતા થયા. ૯. સુરસદન–સ્વર્ગલોક.

તપે કરી તું જાણજે, તારી થશે કાયા ક્ષીણ. ૧૨
શું ભજે છે ભગવંતને, મન કરી જો વિચાર;
ગુણ સકળ છે મારે વિષે, તે નથી વિષ્ણુ મોઝાર. ૧૩
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, મુજશું ન ચાલે પ્રાણ;
શું ધાય વિષ્ણુને ભામિની, મુજ આગળ કવણ પ્રમાણ? ૧૪
વેદવતી વળતું વદે, દશસ્કંધ તું અવિધાર;
વિષ્ણુના ગુણ તારે વિષે, નવ ઘટે એક લગાર. ૧૫
તે સરજે પાળે સંહારે, સમરથ શ્રીજગદીશ;
અહોરાત્ર ધ્યાન ધરે સહી, એનું બ્રહ્માદિ સુર ઇશ. ૧૬
તેહ સ્વપ્નામાં પામે નહિ, દરશન એક લગાર;
તેજ મળે કહે તું ક્યાંથકો, શે ન કરે મન વિચાર? ૧૭
દુર્મતિ એવું સાંભળી, મન સબળ આણી રીસ;
વેદવતીને કેશ ગ્રહી ચાલ્યો, પાપીષ્ટ લંકાધીશ. ૧૮
આક્રંદ કરતી કામિની, મુખ વદે વળતી વાણ;
તેં સ્પર્શ મુજને કાં કર્યો, હું તજીશ મારા પ્રાણ. ૧૯
આ કાયા મૂકી જાણજે, હું ધરીશ અન્ય અવતાર;
તારા કુટુંબ સાથે તાહરો, હું કરાવીશ સંહાર. ૨૦
તને હણ્યાની મને શક્તિ છે, આણ મન વિશ્વાસ;
પણ ઘણા દિન સાધન કર્યું તે, હોય સુકૃત નાશ. ૨૧
એવું કહીને અગ્નિથી, બળી ભસ્મ થઈ તતખેવ;
ત્યારે પુષ્પવૃષ્ટિ અમરે કરી, અંતરિક્ષથી અવશ્યમેવ. ૨૨
પછે વેદવતીએ કમળ મધ્યે, પ્રગટ કીધો દેહ;
ત્યાંથકી પાપી સંચર્યો પછે, આવિયો નિજ ગેહ. ૨૩
એમ દિવસ બહુ વહીને ગયા, એક સમે રાવણરાય;
વિમાન બેશી સંચર્યો તે, મહાવનની માંય. ૨૪
એક સરોવર દીઠું તદા, જળ કમળનો નહિ પાર;
વેદવતી પંકજ વિષે રહી, ત્યાં ભજે જગદાધાર. ૨૫
તે દૃષ્ટે દીઠી રાવણે, પાપીએ ઝાલી પાણ;
લંકાવિષે તેહને લઇ ગયો, આનંદ મનમાં આણ. ૨૬

---

૧૪. પ્રાણ–અર્થાત્ કોઇ પ્રાણ (પ્રાણી)નું મારી સાથે ચાલે નહિ.
૨૪. મહાવનની માંય–"મહાવન મોઝાર" પ્ર. ૧-૩.

પછે વિપ્ર તેડી પૂછિયું, એ કન્યા કેવી હોય;
એનાથી કુળક્ષય થશે, એમ વિપ્ર બોલ્યા સોય. ૨૭
એક પેટી મધ્યે પોઢાડી, તે મેલી સાયરમાંય;
તે પેટી તરતી ગઈ, રહી નગર મિથિલામાંય. ૨૮
જનકે યજ્ઞ આરંભિયો, ક્ષિતિ શુદ્ધ કરવા ત્યાંય;
ત્યારે પેટી એક પ્રગટી સહી, ઉર્વીથકી ક્ષણમાંય. ૨૯
સેવકે આવી સમર્પી, રાયને કરી પરણામ;
પુત્રી કરી રાખી પછે, તેનું સીતા પ્રગટ્યું નામ. ૩૦
પછે જનકના ભુવન વિષે તે, ઊછરી સાક્ષાત;
જાનકી સહી જાણજો, એ વિશ્વકેરી માત. ૩૧
તમો વિષ્ણુ નિશ્ચે અવતર્યા, ઉતારવા ભૂભાર;
તે માટે રાક્ષસનો કર્યો, લંકા વિષે સંહાર. ૩૨
પછે રાવણ સંચર્યો, દિગ્વિજય કરવા જાય;
એક ઉશિરબીજ પર્વત વિષે, તે જઇ ચઢયો ક્ષણમાંય. ૩૩
ત્યાં યજ્ઞ મરૂતરાજા કરે છે, સામા સહુ ઋષિદેવ;
દશસ્કંધ પેખી આવતો, અન્ય રૂપ કીધાં તતખેવ. ૩૪
ત્યારે ઇંદ્ર મયૂર રૂપે થયો, વરૂણ હંસજ હોય;
કુબેર કાંચીડો થયો, ધર્મરાજ વાયસ સોય. ૩૫
એણે પ્રકારે અમર રહ્યા, એવે આવ્યો રાવણરાય;
મરૂત્તશું જઈ યુદ્ધ કર્યું તે, કહું સર્વ ઉપાય. ૩૬

ઉથલો.

એ સર્વ કહું ઉપાય એવી, અગસ્ત્યે વાણી કહી રે;
જનકુંવર કહે મરૂત્ત પ્રત્યે પછે, લંકાપતિ બોલ્યો સહી રે. ૩૭

---

## કડવું ૧૪ મું.

### રાગ દેશાખ.

અગસ્ત્ય બોલિયા રે, હવે તું સાંભળ રઘુપતિ રામ;
દશસ્કંધ આવિયો રે, રાજા મરૂત્ત જેણે ઠામ. ૧
રાવણ ઉચર્યો રે, સુણ્ય તું મરૂત્ત પરમ ઉદાર;

---

૨૯. ક્ષિતિ-પૃથ્વી. ઊર્વી-પૃથ્વી.

કહે મુજ હારિયો રે, નહિતર કીજિયે યુદ્ધ અપાર. ૨

ઢાળ.

નહિતર યુદ્ધ કરે મુજ સાથે, એવી ઉચર્યો વાણી;
એવું સુણીને મરૂત્ત બોલ્યો, મહાક્રોધ મનમાં આણી. ૩
રાય કહે તું ઉગ્ર વદે છે, મુજ આગળ રહી આમ;
કહે રે કોણ તું ક્યાંથી આવ્યો, નિજ મુખ કહે શું નામ? ૪
હું રાવણ મુજને સહુ જાણે, જન ત્રિભુવનમાંય;
મમ પરાક્રમ તું શે નવ જાણે, રહે છે તું ક્યાંય. ૫
કુબેર મેં જીત્યો યુદ્ધ કરતાં, વિમાન લીધું સાર;
પછે અનેક દેશના નૃપતિ જીતી, યાં આવ્યો નિરધાર. ૬
રામ કહે રે જ્યેષ્ઠ ભ્રાત રે, કુબેર પિતા સમાન;
તેશું યુદ્ધ કરી ક્યમ લીધું, વિમાન તેં અજ્ઞાન ? ૭
તું સરખો પાપી નહિ બીજો, એ નિશ્ચે મન જાણું;
દુષ્ટમતિ દુર્મત્ય કરીને, શું મુખ આપ વખાણે. ૮
ધાતાએ નિરમ્યાં છે એવાં, નરક પામવા કાજ;
એવું કહી ધનુષ્ય ગ્રહીને, બેઠો થયો ક્ષણમાંજ. ૯
તેણે સમે સંવૃત એમ બોલ્યા, મહીપતિ પ્રત્યે વાણ;
અહો રાય તેં નવ જાતું, કર ગ્રહી ધનુષ્ય ને બાણ. ૧૦
દિક્ષા ગ્રહીને બેઠા પૂર્વે, સહી એમ ન કરવું રાજન;
પ્રાણીમાત્રને દુ:ખ ન દેવું, નિર્મળ કરવું મન. ૧૧
યદ્યપિ યુદ્ધ કરતાં રણમધ્યે, દુષ્ટ થાય જો નાશ;
તો સુકૃત્ય તારૂં સહુ ખોળશે, મહીપતિ મન વિમાસ. ૧૨
સંવૃતનાં એવાં વાયક સાંભળી, અસ્ત્ર તજ્યાં તવ રાય;
શુક સારણ કહે, જય રાવણનો, એવું કહી સહુ જાય. ૧૩
યજ્ઞ વિષે ભક્ષ કર્યા રાક્ષસે, મહાનુભાવ જે હોય;
રાવણ દુષ્ટ ગયા પૂઠે, સુર પ્રગટ હવા સર્વે કોય. ૧૪
મયૂર પ્રત્યે એમ ઈંદ્ર ઉચર્યો, વર આપ્યો તુંને એહ;
પીંછ વિચિત્ર થજો અતિ તારાં, જેમ શોભિત નિજ દેહ. ૧૫

---

૪. ઉગ્ર—ક્રોધભરેલું. ૧૦. સંવૃત—વરણીમાં વરેલા. ૧૪. યજ્ઞ વિષે ઇ૦—યજ્ઞમાં જે મહાનુભાવ (મોટા પ્રતાપવાળા) હતા તેમને રાક્ષસોએ ભક્ષ કર્યા. તથા સર્વ સુર દુષ્ટ રાવણના ગયા પછી પ્રગટ થયા.

વરૂણ વદે વર આપ્યો તુજને, સાંભળ હંસ ઉપાય;
સરોવર દેખી પ્રીતિ પામજે, શ્વેત હજો તુજકાય. ૧૬
કુબેર કહે કાંચીડાશું તારૂં, પીત હજો સહુ તન;
તારા શીશ વિષે સુવર્ણ હજો, મેં આપ્યો વર પાવન. ૧૭
ધર્મરાજ કહે વાયસ તુજને, વર મારો નિરધાર;
રોગમાત્ર કંઇએ નવ પીડે, અંગે એક લગાર. ૧૮
આયુષ્યબળ સબળ હજો તુજને, કરી ન શકે કો બાધ;
વાયસભાગ સર્વકો આપશે, પૂર્ણ હશે ત્યારે શ્રાદ્ધ. ૧૯
એવો વર આપીને અમર, સ્વસ્થાનક સહુ જાય;
ત્યાર પછી દશગ્રીવે જીત્યા, મહામોટા જે રાય. ૨૦

ઉથલો.

રાવણે જીત્યા રાય તેહની, સંખ્યા નવ જાયે કહી રે;
અગસ્ત્ય કહે અયોધ્યા વિષે, પછે દશાનન આવ્યો સહી રે. ૨૧

---

## કડવું ૧૫ મું.

### રાગ સામેરી.

અગસ્ત્યઋષિ એમ બોલિયા, રઘુવીર સાંભળ વાત;
દશગ્રીવ તો પછે આવિયો, અયોધ્યાપુર તો સાક્ષાત. ૧
ત્યાં રાજ્ય રામ! અનરણ્ય કરે, મન ધરી પ્રેમ અપાર;
તે ભૂપ પ્રત્યે લંકાપતિ, એમ ઉચર્યો નિરધાર. ૨
દશગ્રીવ કહે રે અનરણ્ય તું, સુભટ કળ્યો નવ જાય;
મુખ કહે હાર્યો શીઘ્ર થઇ, કે યુદ્ધ કર રણરાય. ૩
અનરણ્ય એવું સાંભળી, મન પ્રજળ્યો તેણીવાર;
ગજ અશ્વ રથ સાંપ્રદ કર્યા, તેનો કે'તાં ન આવે પાર. ૪
અનરણ્ય કહે દુર્મતિ, મુખ શી વદે છે વાણ;
સંગ્રામ હું કરૂં સહી, તું ધૈર્ય મનમાં આણ. ૫
એવું કહીને રણ વિષે, ચઢ્યો વેગે રાય;
અનરણ્ય ને રાવણતણું, મહાયુદ્ધ દારણ થાય. ૬
પ્રધાન ષટ્ રાવણતણા, આવિયા મહંત;

---

૨. અનરણ્ય–એ નામનો રાજા. ૪. સાંપ્રદ–તૈયાર.

અનરણ્યની સેનાતણો, આણવા લાગ્યા અંત. ૭
દળ સકળ નાઠું દેખતાં, કોપે ચઢ્યો નરધીશ;
અનરણ્ય આવ્યો રણ વિષે, મન સબળ આણી રીસ. ૮
પ્રધાન પટ્ વીંટી વળ્યા, રાવણતણા બળવંત;
અનરણ્યના સંગ્રામથી, રણે પડ્યા જોધ અનંત. ૯
વળી રાજાએ બહુ બાણ મૂક્યાં, ક્રોધ કરીને ત્યાંય;
પ્રધાન પટ્ રાવણતણા, તે પડ્યા અવનિમાંય. ૧૦
રાક્ષસની સેના મધ્યે, થઇ રહ્યો મહાઉતપાત;
પતિલંક આવ્યો યુદ્ધ કરવા, અનરણ્યની સંઘાત. ૧૧
રાય અનરણ્ય કોપે ચઢ્યો, આઠસેં મેલ્યાં બાણ;
તે ભેદ્યાં દશસ્કંધને, પરવશ થયા તવ પ્રાણ. ૧૨
પછે રાવણે વદનમાં જઇ, કર્યો હસ્તકેરો પ્રહાર;
અનરણ્ય મૂર્છાગત થયો, પછે પડ્યો ભૂમિ મોઝાર. ૧૩
ત્યારે દશાનન મુખ્યહાસ્ય કરી, એ ઉચર્યો રણમાંજ;
મુજ સાથે તું સંગ્રામ કરી, ફળ સઘ પામ્યો આજ. ૧૪
મૂર્છા વળ્યે અનરણ્ય કહે, શું કરે આપ વખાણ;
મને જીતે કો સંગ્રામથી, એવો નથી સુભટ સુજાણ. ૧૫
હું અસ્ત્રવિદ્યામાં કુશળ, સુણ્ય વિશ્રવાના પુત્ર;
તુજ હાથે હું રણમાં પડ્યો, કો દૈવકેરૂં સૂત્ર. ૧૬
રાજા કહે મુજ કુળ વિષે, સુણ્ય પ્રગટ થાશે રામ;
તે શીશ તારાં છેદશે, રણ કરી મહાસંગ્રામ. ૧૭
તે વેર મારૂં વાળશે, માનજે વાયક એહ;
એવું કહી રાયે દેહ તજ્યો, સ્વર્ગલોક પામ્યો તેહ. ૧૮
એવો શાપ રાજાનો સાંભળ્યો, રઘુવીર તું અવિધાર;
ત્યારે અમર હરખ્યા અતિઘણું, કરે પુષ્પવૃષ્ટિ અપાર. ૧૯
એવું અગસ્ત્યનું વાયક સુણી, ઉચર્યા રાઘવરાય;
એક પ્રશ્ન પ્રગટ્યું મન વિષે, મુજ હ્રદે આશ્ચર્ય થાય. ૨૦
રાવણ સંઘાતે રણ વિષે, બહુ રાય પામ્યા હાર;
બળહીણ શું રાજા હતા, કોણે ન ચાલ્યું નિરધાર. ૨૧
અગસ્ત્ય કહે રાઘવ પ્રત્યે, તમે પ્રશ્ન પૂછ્યું જેહ;

---

૧૯. પુષ્પવૃષ્ટિ-'અમરવૃષ્ટિ' પ્ર. ૧-૩.

જેણે દશાનન પ્રાજે કર્યો, હું કહું કારણ તેહ. ૨૨
એક નર્મદાના તટ વિષે, માહિષ્મતી પુરી હોય;
ત્યાં રાજ સહસ્રાર્જુન કરે, તેને કળી ન શકે કોય. ૨૩
તે ભૂપને સહી જીતવા, દશસ્કંધ આવ્યો ત્યાંય;
કો સેવકને પૂછ્યું સહી, મહીપતિ તારો ક્યાંય. ૨૪
ત્યારે મૌન કરી સર્વ કો રહ્યા, જે મહાસુભટ કહેવાય;
તવ પૂછે રાવણ અન્યને, મને ક્યાં મળશે રાય. ૨૫
તે વીર વળતા એમ વદે, સુણ્ય લંકાપતિ રણધીર;
સ્ત્રીવૃંદશુ રાય ગયો છે, નર્મદાકેરી તીર. ૨૬
દશસ્કંધ એવું સાંભળી, ત્યાંથકો શીઘ્ર પળાય;
તે રેવાતણે તટ આવિયો, આનંદ અંગ ન માય. ૨૭
નર્મદાને તટ આવતાં, ઉપન્યો હરખ અપાર;
જળકમળની સંખ્યા નહિ, વનસ્પતિ ભાર અઢાર. ૨૮
વિમાનથી સહુ ઉતર્યો, આનંદ આણી મન;
રાવણ કહે ગંગાથકી, આ ભૌમજળ પાવન. ૨૯
જ્યમ ગુફામાં સિંહ સંચરે, મન ભય ન આણે લેશ;
ત્યમ રેવાજળમાં રાવણે, જઇ કર્યો શીઘ્ર પ્રવેશ. ૩૦
ક્રીડા કરે જળમાં રહ્યો, પ્રધાનશુ કહી વાણ;
તમો પુષ્પ લાવો સર્વ કો, હું પૂજીશ ત્ર્યંબકપાણ. ૩૧
ત્યારે રાક્ષસ એવું સાંભળી, તવ ગયા તે વનમાંય;
પછે પુષ્પનો પર્વત કર્યો, પતિલંક જોતાં ત્યાંય. ૩૨
રાવણ કહે માર્જન કરો, રેવા વિષે સહુ વીર;
અઘઓઘ પાતિક નિવારે, એ કરે પાવન શરીર. ૩૩
ત્યારે સુભટ સહુ નહાતા હવા, રેવા વિષે નિર્ધાર;
શિવપૂજા અર્થે દશાનન, (પછે) સંચર્યો તેણીવાર. ૩૪
જ્યાં જ્યાં રાવણ કરે પૂજા, આનંદ આણી અંગ;
અગત્સ્ય કહે ત્યાં ત્યાં પ્રગટે, સુવર્ણનું શિવલિંગ. ૩૫
ચંદન પુષ્પ સુગંધશુ ત્યાં, અર્ચિયા શિવરાય;

---

૨૯. ભૌમ—ભૂમિમાંનું. ગંગા સ્વર્ગની નદી છે માટે તેનું જળ તો પાવન છેજ, પણ આ નર્મદા તો ભૌમ (ભૂમિ)ની નદી છેતેમ છતાં પણ એનું જળ વિશેષ પાવન છે. ૩૧. ત્ર્યંબકપાણ—મહાદેવ.

વિવિધ પેરે પૂજા કરી, એમ કહ્યું સંહિતા ન્યાય. ૩૬
એમ રાવણે પૂજા કરી, મન ધરી પ્રેમ અપાર;
એવે સહસ્રાર્જુન જળ વિષે, ક્રીડા કરે નિરધાર. ૩૭
રાયે પ્રવાહ બાંધ્યો નર્મદાનો, સહસ્ર હસ્તે સોય;
જળે કરી તટ વ્યાપ્યું સહુ, રાક્ષસ ભયાતુર હોય. ૩૮
પૂજાતણા મહાપુષ્પ પરિમળ, વહ્યા જળમાં સાર;
પછે પશ્ચિમ દિશા સહુ આવિયા, રાક્ષસ તે નિરધાર. ૩૯
શુકસારણશું લંકાપતિ, એમ ઊચર્યો તતખેવ;
જળ વૃદ્ધિ પામ્યું શાયકી, જઈ જુઓ તો અવશ્યમેવ. ૪૦
શુકસારણ એવું સાંભળી, ત્યાં થકી બેઉ જણ જાય;
એક અર્ધ જોજન આવિયા, ત્યારે પડયો દ્રષ્ટે રાય. ૪૧
પ્રચંડ તન શોભા ઘણી, સ્ત્રી સાથે તે નરેંદ્ર;
જ્યમ નભવિષે નક્ષત્રશુ, શોભિયો પૂરણ ચંદ્ર. ૪૨
શુક કહે તવ સારણ પ્રત્યે, તું મહાપાર્શ્વ જોય;
રાય ભુજાબળથી બાંધ્યું છે, નર્મદાનું તોય. ૪૩
પછે બેહુ જણે આવી કહ્યું, રાવણ પ્રત્યે સાક્ષાત;
સ્વામી સહસ્રાર્જુન ક્રીડા કરે, જળ વિષે સ્ત્રી સંઘાત. ૪૪
તેણે બાંધ્યું જળ રેવાતણું, પાણે કરી નિરધાર;
અમો જોઈ આવ્યા રાયજી, તે કહ્યો સહુ વિસ્તાર. ૪૫

ઉથલો.

કહ્યો સહુ વિસ્તાર એવી, શુક સારણે વાણી કહી રે;
શ્રીરામજનકુંવર કહે, પછે દશાનન બોલ્યો સહી રે. ૪૬

---

## કડવું ૧૬ મું.

### રાગ વસંત.

અગસ્ત્યઋષિ એમ બોલિયા રે, તું સાંભળ રાઘવરાય;
શુક સારણે લંકેશને રે, પછે સર્વ કહ્યો ઉપાય. ૧
રાવણ કહે દળ આપણું રે, સાવધાન કરો સર્વકોય;
આપણ યાંથી ત્યાં જઈએ રે, જ્યાં સહસ્રાર્જુન હોય. ૨

---

૩૬. સંહિતા–'સમ્હિત' પ્ર. ૧ લી. ૩૯. પરિમળ–સુગંધ.

વિમાન ચઢીને સંચર્યો રે, મહાબળિયો લંકનરેશ;
સહસ્રાર્જુન કને આવિયો રે, મન ભય નવ આણ્યો લેશ. ૩
નૃપમંત્રીશુ બોલિયો રે, દશાનન એવી વાણ;
હું આવ્યોછું સંગ્રામને રે, તું કર રાજાને જાણ. ૪
પ્રધાન એણીપેરે ઊચર્યો રે, કોઇ ભય નવ આણે મન;
ક્રીડા કરેછે જળ વિષે રે, સ્ત્રી સાથે રાજન. ૫
જો યુદ્ધની ઇચ્છા હોય રે, તો ક્ષણ એક કરો વિશ્રામ;
(જ્યારે) રાય હમણાં અહીં આવશે રે, પૂર્ણ હશે ચિત્તહામ. ૬
પહેલાં યુદ્ધ અમશુ કરી રે, પછે જજે રાયને પાસ;
પછે રાવણે સઘ પ્રધાનને રે, આપી તતક્ષણ આશ. ૭
દશાનન કહે પ્રધાનને રે, તમો કરો યુદ્ધ અપાર;
ષટ્મંત્રી એવું સાંભળી રે, રણ ચઢ્યા તેણીવાર. ૮
ગદા સાંગ ફરશી ગ્રહી રે, રણ યુદ્ધ કરે બળવંત;
સહસ્રાર્જુનના સેનનો રે, ક્ષણમાં આણ્યો અંત. ૯
ગજ રથ અશ્વ બહુ પડ્યા રે, ત્યારે હવું દળ ભંગાણ;
ભાગી વીર ગયા સહી રે, ત્યારે કર્યું રાયને જાણ. ૧૦
સ્વામી રાક્ષસ રાવણ આવિયો રે, તેણે યુદ્ધ કર્યું અમસાથ;
સેન સહુ રણમાં પડ્યું રે, ત્યારે કોપે ચઢ્યો નરનાથ. ૧૧
ભય પામી સહુ સુંદરી રે, ત્યારે કહે સહસ્રાર્જુન;
હું રાવણને પ્રાજે કરૂં રે, તમો ધીર ધરો શે ન મન? ૧૨
પછે ગદા ગ્રહીને સંચર્યો રે, મન આણી ક્રોધ અપાર;
પ્રહસ્ત ઉપર રાજા ધસ્યો રે, ત્યારે હવો હાહાકાર. ૧૩
પ્રહસ્તે મૂસલ મૂકિયું રે, મન ક્રોધ ધરી તતખેવ;
સહસ્રાર્જુને ચૂકવી રે, તે નિષ્ફળ કર્યું અવસ્યમેવ. ૧૪
પછે મહીપાળે ગદાતણો રે, જઇ કર્યો હૃદે પ્રહાર;
જ્યારે પ્રહસ્ત સુભટ રણમાં પડ્યો રે, ત્યારે નાશી ગયા નિરધાર. ૧૫
દળ દોદશે હવું સહી રે, ત્યારે કોપ્યો લંકાધીશ;
સહસ્રાર્જુનશું માંડિયું રે, યુદ્ધ આણી મનમાં રીસ. ૧૬
એક એકને તો કરે સહી રે, ગદાતણો બહુ પ્રહાર;
પણ બેહુમાં સ્થાનકથી સહી રે, કો નવ ચળે એક લગાર. ૧૭

---

૧૧. નરનાથ–રાજા–સહસ્રાર્જુન.

ઉભય ગદા સહી આથડે રે, તેણે અગ્નિ ઉડે નિરવાણ;
બન્ને જણ એવા શોભિયા રે, જાણે કેશુ વૃક્ષ પ્રમાણ. ૧૮
જેમ પૂર્વે ઇંદ્રને વાળી તણું રે, રણમાં હતું યુદ્ધ અપાર;
તેમ સંગ્રામ કરે સહી રે, તે ઉભય સુભટ ઉદાર. ૧૯
પરાક્રમે જુએ અંતરિક્ષથી રે, સુર સાથે દશ દિગ્પાળ;
પૃથ્વી લાગી કંપવા ત્યારે, શેષ ડગ્યો પાતાળ. ૨૦
સહસ્ત્રાર્જુન કોપિયો રે, કર્યો હૃદે ગદાનો પ્રહાર;
લંકાપતિ વ્યાકુળ થયો રે, ભૂમિ પડ્યો નિરધાર. ૨૧
ગરૂડ ગ્રહે જેમ સર્પને રે, મન દયા ન આણે લેશ;
સહસ્ત્રાર્જુને રણ વિષે સહી રે, તેમ ગ્રહ્યો લંકેશ. ૨૨
અમર જુએ અંતરિક્ષથી રે, સાધુ સાધુ કહે વાણી;
રાવણ લેઇને સંચર્યો રે, રાય પરમ ગર્વ મન આણી. ૨૩
પૂઠેથી રાક્ષસ ધસ્યા રે, તિષ્ટ તિષ્ટ કહે સોય;
બાણતણી તો વૃષ્ટિ કરે રે, રાજા ઉપર સર્વ કોય. ૨૪
મહીપતિ તવ પાછો ફર્યો રે, પછે મૂક્યાં બાણ નહિ પાર;
તે પ્રહારે વ્યાકુળ થયા રે, સહુ નાશી ગયા નિરધાર. ૨૫
પછે માહિષ્મતી પુર આવિયો રે, બળિયો સહસ્ત્રાર્જુન,
લોક સર્વ જોવા મળ્યા રે, સંગે ગ્રહ્યો છે દશાનન. ૨૬
જયજયકાર રાય ભુવને હવો રે, સુખ પામ્યા સુર સર્વ;
અગસ્ત્ય કહે દશકંધનો રે, એમ ઉતાર્યો ગર્વ. ૨૭

ઉથલો.

એમ ઉતાર્યો ગર્વ રાયે, રાવણનો યુદ્ધે સહી રે;
જનકુંવર કહે સુરલોકથી, પુલસ્ત્યે વારતા લહી રે. ૨૮

---

## કડવું ૯૭ મું.

### રાગ કેદારો.

પુલસ્ત્યે વારતા લહી એ, દશાનન ગ્રહ્યો સહી;
શીઘ્ર થઈ, મૂકાવવા ઋષિ સાંચર્યા રે. ૧

---

૨૪. તિષ્ટ તિષ્ટ–ઊભો રહે ઊભો રહે. ૨૬. દશાનન–દશ મુખવાળો–રાવણ.

માહિષ્મતી પુર છે જ્યાંય, બ્રહ્માત્મજ આવ્યા ત્યાંય;
ક્ષણુમાંય, દ્વારપાળશુ ઊચર્યા રે. ૨

ઢાળ.

દ્વારપાળ પ્રત્યે એમ બોલ્યા, પુલસ્ત્ય ઋષિ વચન;
તમો સહસ્રાર્જુન રાય પ્રત્યે, જઇ જાણ કરો તતક્ષણ. ૩
એવું સાંભળી પ્રતિહાર ગયો, કહેવા રાય પ્રત્યે શિર નામી;
મહાનુભાવ મુનિ પુલસ્ત્ય પધાર્યા, દ્વાર વિષે છે સ્વામી. ૪
એવું સાંભળી રાય સંચર્યો, થઇને અવશ્યમેવ;
બેઉ કર જોડી પ્રણામ કર્યું, કહ્યું પધારીએ ભૂદેવ. ૫
પ્રેમ સહિત રાજાએ આપ્યું, ઋષિજીને શુભ આસન;
અર્ઘ પાદ્ય વિષ્ટર કરી પૂજા, બોલ્યો ભૂપ વચન. ૬
પત્ની સંઘાતે મમ દેહ ગજ રથ, આપું અશ્વ ભંડાર;
જે માગો તે આપું અધુના, આજ્ઞા આપો સાર. ૭
એવું સુણી ઋષિરાય બોલ્યા, ધન્ય ધન્ય રાય સુજાણ;
હું પ્રાર્થવા આવ્યો તુજકને, કરવું વચન પ્રમાણ. ૮
જો આપો માગું તે મુજને, આણી મન આનંદ;
તો રાજા તું શીઘ્ર થઇને, મૂક હવે દશસ્કંધ. ૯
ઋષિતણું એવું વાયક સાંભળી, તવ હરખ્યો મન રાય;
રાવણ તો પછે શીઘ્ર લગાડયો, પુલસ્ત્યઋષિને પાય. ૧૦
અધોમુખ રહી એણીપેર બોલ્યો, લંકાકેરો ધીશ;
આજથી મુજ ઉપર મહીપતિ, નવ કરવી તમારે રીસ. ૧૧
સહસ્રાર્જુન એવું વાયક સાંભળી, હરખ્યો હ્રદે મોઝાર;
અગ્નિદેવ સાન્નિધ્ય બેઉ જણે, કીધો મિત્રાચાર. ૧૨
દશગ્રીવને મૂકાવી ઋષિજી, આજ્ઞા માગીને જાય;
ત્યાર પછે દશગ્રીવે જીત્યા, મહામોટા જે રાય. ૧૩
એમ કરતાં પછે રાવણ આવ્યો, કિષ્કિંધાપુરી જ્યાંય;
નગરતણી રચના અવલોકી, વિસ્મય થઇ રહ્યો ત્યાંય. ૧૪
તારાધિપને તારા સુભટ, તે વાળીતણા પ્રધાન;
તે સાથે રાવણ એમ બોલ્યો, આણી મન અભિમાન. ૧૫
લંકાપતિ કહે વાળી પ્રત્યે જઈ, જાણ કરો નિરવાણ;

---

૬. વિષ્ટર—આસન. અર્ઘ, પાદ્ય અને વિષ્ટર વડે પૂજા કરી.

મુજશુ યુદ્ધ કરે રણ આવી, જો હોય દેહમાં પ્રાણ. ૧૬
તારાધિપતિ વળતો એમ બોલ્યો, સાંભળ લંકાધીશ;
સત્ય વાયક તુજને સંભળાવું, જો ન આણે મન રીસ. ૧૭
વાળી સંગાતે જે કો વઢિયા, આણી મનમાં ક્રોધ;
તે સઘળા નર પ્રાજે પામ્યા, ભૂમિ પડ્યા સહુ જોધ. ૧૮
જો કાયાને ઇચ્છે કુશળી, તો વળ્ય પાછો વીર;
ગયો વાળી તરપણ કરવા, દક્ષિણ સાયર તીર. ૧૯
ચારે સમુદ્ર વિષે જઇ હમણાં, વાળી આવશે એવ;
ત્યાર લગી મન સ્થિર રાખી તું, યાંહાં રહે અવશ્યમેવ. ૨૦
શીઘ્ર કામ જો તારે હોય તો, સુણો કહું ભૂપાળ;
દક્ષિણ સમુદ્ર વિષે તને મળશે, મહાબળિયો કપિ વાળ. ૨૧
મંત્રીતણાં એવાં વાયક સાંભળી, ક્રોધ રહ્યો નવ જાય;
તારાધિપતી કરી નિર્ભ્રંછના, રાવણ માર્ગે પળાય. ૨૨
દક્ષિણ સમુદ્ર વિષે પછે આવ્યો, લંકાપતિ તત્કાળ;
તેણે સમે ત્યાં દૃષ્ટે પડ્યો, એ મહાબળિયો કપિ વાળ. ૨૩

ઉથલો.

મહાબળિયો કપિ વાળી દેખી, દશાનન વિસ્મય થયો રે;
અગસ્ત્ય કહે વિમાન તજી, પછે કપિવરની સંગે ગયો રે. ૨૪

---

## કડવું ૧૮ સું.

### રાગ મલ્હાર.

અગસ્ત્ય કહે લંકાપતિ, પછે આવ્યો સાગરતીર રે;
ત્યાં વાળી કપિ બેઠો હતો, જેનું ગિરિવત્ શોભે શરીર રે. ૧
પૂઠેથી પાપી સંચર્યો, ગ્રહવાને કરે ઉપાય રે;
વાલીએ દીઠો આવતો, તવ લંકાકેરો રાય રે. ૨
પછે એમ કરતાં પાસે ગયો, રઘુનંદન તું અવિધાર રે;
ત્યારે વાળીએ ગ્રહ્યો દશસ્કંધને, મન આણી ક્રોધ અપાર રે. ૩
પછે બાંહ્ય વચ્ચે ઘાલ્યો સહી, જાણે જંત પડ્યો યમપાશ રે;
તવ કિષ્કિંધાપતિ ત્યાંથકો, સહી ઉડ્યો તે આકાશ રે. ૪

---

૨૨. નિર્ભ્રંછના–તિરસ્કાર.

પછે પશ્ચિમ સાગર પરવર્યો, જે વાળી કપિવર સોય રે;
ત્યાં સંધ્યા કર્મ કરી ગયો, જ્યાં પૂર્વ સાગર હોય રે. ૫
નિત્ય તર્પણને આચરી, આવ્યો ઉત્તર સાયર જ્યાંગ રે;
પછે નિત્ય તર્પણ કીધું ત્યાંહાં, ચાલ્યો કિષ્કિંધા માંય રે. ૬
પોતાને પુર આવિયો, મન આણી પ્રેમ અપાર રે;
કાઢ્યો બાંય વચ્ચેથી લંકેશને, પછે પડિયો ભૂમિ મોઝાર રે. ૭
સ્વસ્થ થયો લંકાપતિ, તવ એમ બોલ્યો કપિરાજ રે;
તમો શે કાર્યે આવ્યા અહીં, તે કારણ કહો સહુ આજ રે. ૮
રાક્ષસનો પતિ એમ ઉચરે, તેણે સમે જોડીને પાણ રે;
તુજ સમોવડ ત્રૈલોક્યમાં, કો બળિયો નહિ નિર્વાણ રે. ૯
કો ધૈર્યવાન દીઠો નહિ, તુજસરખો બળિયો સત્ય રે;
મન પવન ને ગરૂડથી તારી, સહી અધિક ગત્ય રે. ૧૦
કો સુભટ નથી વસુધા વિષે, તુજસરખો પરમ ઉદાર રે;
તે માટે હું ઇચ્છું સહી, તમ સાથે મિત્રાચાર રે. ૧૧
કપિ રાજેંદ્ર એવું સાંભળી, અતિ આનંદ્યો અવશ્યમેવ રે;
પછે હુતાશન સાનિધ્ય રહી, બેઉ મિત્ર હવા તતખેવ રે. ૧૨
એક માસ લગે રાખ્યો સહી, લંકાનો પતિ નિરધાર રે;
કપિ આજ્ઞા ગ્રહીને સંચર્યો રાય, પછે આવ્યો વનમોઝાર રે. ૧૩
ત્યાં નારદજી સામા મળ્યા, ઋષિ બોલ્યા એમ વચન રે;
દશકંધ તુજ પરાક્રમ સુણી, અતિ આનંદ્યો હું મન રે. ૧૪
તે જીત્યા મહીપતિ પરાક્રમી, મહાયુદ્ધ કરી રણમાંય રે;
તારે વશ સહુ ત્યારે થશે, જીતીશ તું યમરાય રે. ૧૫
ત્રૈલોક્યને દુઃખદાયક સહી, ધર્મરાજ સમો નહિ કોય રે;
જો તું તેને પાજે કરે, તારૂં રાજ્ય નિઃકંટક હોય રે. ૧૬
રવિનંદનને તો મારતાં, સર્વ કોનો ટળશે શોક રે;
સત્ય વાયક તું મુજ માનજે, તારો યશ હશે ત્રૈલોક રે. ૧૭
એવું સુણી રાવણ વદે, મન આણી અતિ ઉલ્લાસ રે;
જો સહુ કોને સુખ ઉપજે, કરૂં ધર્મરાજનો નાશ રે. ૧૮
એવું કહી દક્ષિણ દેશે, રાવણ ચાલ્યો તતખેવ રે;
એક મુહૂર્તમાત્ર વિસ્મય થઇ, વિમાસે નારદ દેવ રે. ૧૯

---

૧૭. રવિનંદન–યમરાય.

આયુ ઘટયો સહી એનો નથી, લહેતો કારણ સોય રે;
જેકો જન યમપુર ગયો તે, ન વળ્યો પાછો કોય રે. ૨૦
મૃત્યુ રૂપિયાં આયુધ જેને, તે શું કીધી એણે હામ રે;
જમ સંઘાતે લંકેશ્વર જોઉં, કયમ કરશે સંગ્રામ રે. ૨૧
એવું વિચારી નારદ ગયા, જમરાજાતણે ભુવન રે;
શુભ આસન આપી ઋષિને, એમ બોલ્યા વચન રે. ૨૨
સ્વામી શીઘ્રપણે આવ્યા તમો, કયમ કીધી પરમ કૃપાય રે;
ધર્મ ચાલેછે મૃત્યુ લોકમાં, કે વરતે છે અન્યાય રે. ૨૩
શ્રીનારદ એણીપેર બોલિયા, મન આણી પ્રેમ અપાર રે;
હું કહેવા તુજને આવિયો, તું સાંભળ સૂર્યકુમાર રે. ૨૪
રાવણ દુષ્ટ ઉદય થયો તેણે, જીત્યા ભૂપ વિખ્યાત રે;
તે અહીં આવ્યો સહી જાણજે, યુદ્ધ કરવા તુજ સંઘાત રે. ૨૫
એવું કે'તાં દૃષ્ટે પડયો, મહાબળિયો લંકાધીશ રે;
દેખી નર્કતણી મહાયાતના, તે પામ્યો અતિરીસ રે. ૨૬
કો પ્રાણી જળમધ્યે પડયા, કો નાખ્યા નર્કમોઝાર રે;
શોણિતની સરિતા વચ્ચે એમ, પ્રભવે વિવિધ પ્રકાર રે. ૨૭
કોને અગ્નિએ દાહ કરતા હવા, કોને કરતા પ્રહાર અનંત રે;
કો બાંધ્યા નિબિડ બંધશુ, કો રીર કરે ત્યાં અત્ય રે. ૨૮
કો વિષયી પ્રાણી અતિઘણા, કરતા મહારૂદન રે;
સુખ નાનાવિધ ભોગવે, જેણે કીધાં પૂર્વે પુણ્ય રે. ૨૯
કો બુંબારવ જન ત્યાં કરે, કો ત્રાહ ત્રાહ કરે નિરધાર રે;
તે લંકાપતિ એવું દેખતાં, મન પામ્યો ક્રોધ અપાર રે. ૩૦
અગસ્ત્યઋષિ એમ ઉચરે, સાંભળો શ્રીરાઘવરાય રે;
યમસાથે રાવણે યુદ્ધ કર્યું, તેનો તુજને કહું ઉપાય રે. ૩૧

---

## કડવું ૧૯ સું.

### રાગ અંદોલ.

સ્વામી એ અગસ્ત્ય ઊચરે વાણી રે, આણી આનંદ અતિ ઘણો રે;
સ્વામી એ દશાનન કોપ્યો તેણી વાર રે, પછે માર કર્યો જમ દૂતને રે. ૩૨

---

૨૬. મહાયાતના–મોટું દુઃખ. ૨૮. નિબિડ–સજડ.

ઢાળ.

યમદૂતને બહુ માર દીધો, ગયા નાશી ખેવ;
પછે નર્કકેરા પ્રાણીને, સહી છોડાવ્યા અવસ્યમેવ. ૨
ધર્મરાજના ગણ આવિયા, રણ વીંટચો લંકાધીશ;
તે ગદા સાંગ પરિઘ મૂકે, મન સબળ આણી રીસ. ૩
કો ખડ્ગ પાણ ત્રિશળકેરો, કરે રણમાં પ્રહાર;
ભીંડીમાળા ભોગળ ભુશંડી, ગ્રહી કરે યુદ્ધ અપાર. ૪
પટ્ટિશ ફરશી ગજ તોમર, કુંત કેરા ઘાય;
યમદૂત ને રાવણતણું, મહાયુદ્ધ દારૂણ થાય. ૫
એવાં ઉગ્ર આયુધ પાઠવે, મન વિખે આણી ખેદ;
બ્રહ્માકૃત વિમાન તે, રણમાં ન પામે ભેદ. ૬
શર સામસામાં આથડે, તેણે અગ્નિ પ્રગટે સોય;
રાક્ષસતણી સેના વિષે, સર્વ કો ભયાતુર હોય. ૭
તવ રાવણ કર ધનુષ્ય લેઈ, મૂકિયાં બાણ અનંત;
ધર્મરાજની સેનાતણો, આણવા લાગ્યો અંત. ૮
દૂતે બાણજ મૂકિયાં, ભેદ્યો દશાનન સોય;
તન રૂધિર ઓઘ વહે સહી, જાણે કેશુ ફૂલ્યો હોય. ૯
પતિલંક અતિ વ્યાકુળ થઇ, વિમાન તજિયું ખેવ;
એક મુહૂર્તમાત્ર ગયા પછી, તન શુદ્ધિ હવી અવસ્યમેવ. ૧૦
સાવધાન થઇ લંકેશ્વર, એમ ઉચ્ચર્યો તેણીવાર;
જે કો સુભટ હોય તે રણવિષે, ઊભા રહો નિરધાર. ૧૧
એવું કહીને મૂકિયું, આગ્ન્યાસ્ત્ર બાણ વિશાળ;
યમદૂત લાગ્યા દાઝવા, નાશી ગયા તતકાળ. ૧૨
પછે ધનુષ્ય ટંકારવ કરી, રાવણ કરે સિંહ નાદ;
તે ધર્મરાજે સાંભળ્યો, નિજ કર્ણમાંહે સાદ. ૧૩
શત્રુકેરો જય સુણી, એમ ઉચ્ચર્યા ધર્મરાય;
રથ લાવ્ય મારો સારથી, જઇ યુદ્ધ કરૂં રણમાંય. ૧૪
યંતારને આજ્ઞા આપી, રથ લાવિયો તેણીવાર;
મન ક્રોધ આણી રથ ચઢ્યો, બળવંત સૂર્યકુમાર. ૧૫
કાળદંડ પાણિ વિષે ધર્યો, જે મહાદારૂણ હોય;
મૃત્યુ દેવ આગળ થયો, જેણે ગ્રસ્યુંછે સર્વ કોય. ૧૬

---

૧૫. યંતાર—સારથિ.

કાળદંડ ને ધર્મરાય મૃત્યુની, હવી એક શોભાય;
ત્યારે ધરા લાગી કંપવા, ઉત્પાત દારુણ થાય. ૧૭
રવિપુત્ર આવ્યો રણ વિષે, આગળ થયો રવિદેવ;
ત્યારે રાક્ષસ સહુ નાશી ગયા, અવલોકતાં અવશ્યમેવ. ૧૮
પણ દશાનન સ્થાનકથકો, નવ ચળ્યો એક લગાર;
દેહ કાંતિ ગઇ રાવણી, અવલોકતાં નિરધાર. ૧૯
બહુ આયુધ મૂકિયાં, રણે ધર્મરાયે જેહ;
બહુ બાણ મૂકી રાવણે, તત્કાળ છેદ્યાં તેહ. ૨૦
પિશાચપતિ કોપે ચઢ્યો, પાઠવ્યાં બાણ અનંત;
પછે દશસ્કંધ મૂર્છાગત થઇ, અવનિ પડ્યો બળવંત. ૨૧
એમ વાર સાત પડ્યો સહી, રણ મધ્યે લંકાધીશ;
પછે આઠમો સંગ્રામ માંડ્યો, સબળ આણી રીસ. ૨૨
ધર્મરાયને લક્ષ બાણ મારી, કરે રણમાં પ્રહાર;
શર ચાર ભેદ્યાં મૃત્યુને, ત્રણ બાણશુ યંતાર. ૨૩
ધર્મરાય તવ વ્યાકુળ થયા, તવ મૃત્યુ બોલ્યો વાણ;
સ્વામી આપ મુજને આજ્ઞા, હું હરૂં એના પ્રાણ. ૨૪
હિરણ્યાક્ષ હિરણ્યકશ્યપુ, સંવર વિરોચન જે હોય;
બલિ નમુચિ વૃત્રાસુર, મેં ગ્રસ્યા તો સર્વ કોય. ૨૫
દેવ મુનિ નગ નાગ કિન્નર, યક્ષ ગણ ગંધર્વ;
વળી સમુદ્ર સરિતા અરણ્ય અવનિ, એ ગ્રસ્યાં મેં સર્વ. ૨૬
ચર અચર ને ત્રૈલોકયવાસી, મહાસુભટ બળવંત;
તે ગ્રસ્યાં તેમ રાવણતણો, ક્ષણમાંય આણું અંત. ૨૭
રવિપુત્ર એવું સાંભળી, મુખ મૂકિયો નિઃશ્વાસ;
કાળદંડ પાણિ વિષે ધર્યો, દુષ્ટનો કરવા નાશ. ૨૮
(ત્યારે) ભુવન ત્રૈણે ખળભળ્યાં, ઉત્પાત દારુણ થાય;
બ્રહ્મા આવી એમ વદે, તિષ્ઠ તિષ્ઠ હો યમરાય. ૨૯
વરદાન આપ્યું એહને, મન ધરી અતિ ઉલ્લાસ;
જા અમર કોટિ તેત્રિશથી, તું નહિ પામીશ નાશ. ૩૦
કાળદંડ નિષ્ફળ નહિ, વળી તું હણીશ એને આજ;
ત્યારે વાયક મુજ મિથ્યા થશે, સત્ય જાણજે ધર્મરાજ. ૩૧
એ વચન મારૂં સત્યારથ સહી, કર ધર્મ સુજાણ;

એવું વાયક સુણી વિધાતાતણું, યમરાય બોલ્યા વાણ. ૩૨
કાળદંડ સ્વામી ન મૂકું, તમ વાયકથી નિર્ધાર;
એ દુષ્ટ મુજને ન મૂકે, હું કરૂં કવણ પ્રકાર. ૩૩
વિધાતા કહે જો દશાનન, તુજને પમાડે કષ્ટ;
તો રથ સહિત રણમાંથકી, યમરાજ થાઓ અદષ્ટ. ૩૪
બ્રહ્માતણા હિત કારણે, પાળવા વચન નિદાન;
યમ અશ્વ રથ ને સારથીશું, હવા અંતર્ધાન. ૩૫
ત્યારે બ્રહ્મસદને બ્રહ્મા ગયા, મન ધરી અતિ ઉલ્લાદ;
પછે રાક્ષસો સેના વિષે, કરતા હવા સિંહનાદ. ૩૬

### ઉથલો.

કરતો હવો સિંહનાદ રાવણ, અગસ્ત્યે વાણી કહી રે;
જનકુંવર કહે લંકાપતિ પછે, રસાતળ ચાલ્યો સહી રે. ૩૭

---

## કડવું ૨૦ મું.

### રાગ હુસની.

અગસ્ત્ય કહે એમ યમ જીતીને, ચાલ્યો રાવણરાય;
રસાતળ સહુ રાક્ષસ આવ્યા, આનંદ અંગ ન માય. ૧
મણિવતીપુર સુંદર શોભે, નહિ કો તેની જોડ;
નિવાતકવચતાં રાજ્ય કરેછે, મહાબળિયા ત્રણ ક્રોડ. ૨
રાક્ષસ ને નિવાતકવચનું, મહાયુદ્ધ દારૂણ હોય;
અન્યોઅન્ય બહુ પ્રહાર કરે પણ, હારય ન પામે કોય. ૩
બાણ ખડ્ગ ફરશી ભાલા તોમર, મૂકે સુભટ સુજાણ;
શોણિત ને વળી માંસતણો રે, કર્દમ થયો નિર્વાણ. ૪
એણીપેરે તેને યુદ્ધ કરતાં, થયા તે ત્રયોદશ માસ;
પરસ્પરે બહુ માર કરે પણ, કો નવ પામે નાશ. ૫
પછે અદ્‌ભુત યુધ્ધ કર્યું રાવણે, કે'તાં ન આવે પાર;
તેણે સમે કમળભૂ આવી, એમ બોલ્યા નિરધાર. ૬
અરે સુભટ સંગ્રામ કરોછો, રણ મધ્યે રહી જોદ્ધ;

---

૩૪. અદષ્ટ—અંતર્ધાન. ૨. નિવાતકવચ—એ નામના દૈત્યો. ૬. કમળભૂ—બ્રહ્મદેવ.

જય પરાજય તમો નહિ કો પામ્યા, સત્ય માનજો એહ. ૭
ઉભય સુભટ સરખા શિરોમણિ, મહાપરાક્રમી બળધારી;
તે માટે તમો યુદ્ધ તજી, કરવી મિત્રાચારી. ૮
બ્રહ્માતણાં એવાં વાયક સુણીને, તવ હરખ્યા સહુ મન;
ઉદય કરી હુતાશન સાન્નિધ્ય, મિત્ર થયા તતક્ષણ. ૯
ચંદન પુષ્પ સુગંધ સંઘાતે, અરચ્યો રાવણરાય;
નિવાતકવચની બાણમાયા, આવી લાગ્યો પાય. ૧૦
એક માસ લંકાપતિ રાખ્યો, સુખ પામ્યો અતિ મંન;
નિવાતકવચની આજ્ઞા માગીને, ચાલ્યો ત્યાં દશાનન. ૧૧
અસ્મપુરે પછે રાવણ આવ્યો, ત્યાં દૈત્યતણો નહિ પાર;
દશગ્રીવે પછે યુદ્ધ કરીને, તે જીત્યા નિરધાર. ૧૨
રિદ્ધિ સકળ લીધી દાનવની, દાસ કર્યા અવશ્યમેવ;
પછે વરૂણના પુર મધ્યે સંચર્યું, રાવણનું દળ એવ. ૧૩
વરૂણતણા ભુવનની રચના, દીસે વિવિધ પ્રકાર;
ધવળ ગૃહ પુર મધ્યે મોટાં, શોભે સુંદર સાર. ૧૪
ત્યાં એક સુંદર દીઠી સુરભિ, નામ નાભે જેહનું હોય;
તેના પેટથી ઉદય થયો છે, ક્ષીરસમુદ્ર તો સોય. ૧૫
દશાનન વિમાન તજીને, લાગ્યો તેને પાય;
વરૂણતણે ભુવને આવ્યો, પછે આનંદ અંગ ન માય. ૧૬
દ્વાર વિષે દળ હતું અપરિમિત, વરૂણતણું તો જેહ;
દશાનને બહુ યુદ્ધ કરીને, નાશ પમાડ્યું તેહ. ૧૭
અગસ્ત્ય વાણી એણીપેર બોલ્યા, સાંભળ રાઘવરાય;
વરૂણ સાથે સંગ્રામ કર્યો તે, તુજને કહું ઉપાય. ૧૮

---

## કડવું ૨૧ મું.

### રાગ સામેરી.

શ્રીઅગસ્ત્યઋષિ એમ ઓચરે, રઘુવીર સાંભળ વાત;
સાંપ્રદ થઈ સુત વરૂણના, આવિયા કરવા ઘાત. ૧

---

૧૫. સુરભિ—ગાય.

જળનાથનંદને રણ વિષે, મૂકિયાં બાણ અનંત;
રાક્ષસતણી સેનાતણો, આણવા લાગ્યો અંત. ૨
બહુ બાણ રાક્ષસ પ્રાહવે, મન સબળ આણી રીસ;
એ સર્વ છેદ્યાં આવતાં, વ્યગ્ર થયો લંકાધીશ. ૩
ત્યારે વરૂણપુત્રે મેલિયાં, અતિ બાણ દારૂણ હોય;
રાક્ષસતણી સેના વિષે, વ્યાકુલ થયા સર્વ કોય. ૪
પછે મહોદર કોપે ચઢયો, કર ગ્રહી ગદા પ્રચંડ;
વરૂણસુતનાં અશ્વ રથ, મારી કર્યા તિલખંડ. ૫
પોતાતણા પરાક્રમથકી, અંતરિક્ષ રહીને યોધ;
બહુ બાણ આયુધ પાઠવે, મન સબળ આણી ક્રોધ. ૬
પછે રાવણે કર ચાપ ગ્રહી, શર સબળ મૂક્યાં ત્યાંય;
ત્યારે વરૂણસુત વ્યાકુળ થયા, તૂટી પડયા વનમાંય. ૭
ત્યારે દશાનન તે સુભટશું, ઊચર્યાં મુખ વચન;
ભયભીત થઇ નાશી ગયા, પોતાતણે ભુવન. ૮
તમો જાણ કરજો વરૂણને, યુદ્ધકાજ આવ્યો આંય;
પ્રભાસ મંત્રી વરૂણનો, તતકાળ આવ્યો ત્યાંય. ૯
પ્રભાસ મંત્રી વરૂણનો કહે, ધૈર્ય આણી મન;
ગાંધર્વ જોવા કાજ વરૂણ, ગયા છે બ્રહ્મસદન. ૧૦
તેના પુત્ર જીત્યા રણવિષે, મહાબળિયા હોય;
તો વરૂણ જીત્યો થયો, સત્ય માનજો સર્વ કોય. ૧૧
દશસ્કંધ એવું સાંભળી, પાછો વળ્યો અવશ્યમેવ;
પછે અશ્મપુર રાક્ષસતણું, દળ આવિયું તતખેવ. ૧૨
તે નગર સહુ જોતા હવા, આનંદ આણી મન;
અવલોકતાં દષ્ટે પડયું, મહામનોહર ભુવન. ૧૩
દશસ્કંધ કહે એમ પ્રહસ્તને, મન ધરી પ્રેમ અપાર;
આ ભુવનની સિદ્ધિ જોઇને, મુજને કહો નિરધાર. ૧૪
લંકેશનુ વાયક સુણી, સંચર્યો સુભટ સુજાણ;
તે કનકાચિત ભુવનમાં, પ્રહસ્તે કર્યું પ્રયાણ. ૧૫
ત્યારે રૂપ એક દષ્ટે પડયું, બળવંત આવ્યો પાસ;

---

૨. જગનાથનંદને–વરૂણના પુત્રે. ૫. તિલખંડ–તલ તલ જેવડા કટકા.
૧૦. ગાંધર્વ–ગંધર્વની કળા–નૃત્ય ગીત વગેરે. ૧૫. કનકાચિત–સોનાથી રચેલું.

બળી દ્વાર ત્રીજે જઇ રહ્યો, મન ધરી અતિ ઉલ્લાસ. ૧૬
એમ સપ્ત દ્વાર વિષે ગયો, પ્રહસ્ત પરમ ઉદાર;
ત્યારે પુરૂષ એક દૃષ્ટે પડ્યો, તેના તેજનો નહિ પાર. ૧૭
પ્રચંડ તન શોભા ઘણી ઘણી, મુખે અગ્નિ મૂકે જ્વાળ;
પ્રહસ્ત અતિ વ્યાકુળ થયો, તજ્યું ભુવન તે તતકાળ. ૧૮
(પછે) પ્રહસ્ત જઇ કે'તો હવો, સુણ્ય લંકગઢના રાય;
હું જોઇ આવ્યો ત્યાં જઇ, તે કહું સર્વ ઉપાય. ૧૯
એક સપ્તદ્વારે પુરૂષ મૂકે, અગ્નિજ્વાળ અપાર;
જે ગમે તે કરીએ પ્રભુ, ત્યાં તો છે એહ પ્રકાર. ૨૦
એવાં પ્રહસ્તનાં વાયક સુણી, મન ભય ન પામે લેશ;
પછે રાવણે તે ભુવન વિષે, કર્યો શીઘ્ર પ્રવેશ. ૨૧
જ્યારે સપ્તદ્વારે આવિયો, બળવંત લંકાધીશ;
ત્યારે પુરૂષ એક બેઠો થયો, મન સબળ આણી રીસ. ૨૨
કર શંખ ચક્ર ને ગદા પદ્મ, એક આયુધ ઉર હાર;
તેને કરણે કુંડળ ઝળહળે, શિર મુકુટ સુંદર સાર. ૨૩
કટિ પિતાંબર શોભા ધરે, તેનું કરે વેદ વખાણ;
તે દશાનનશું ક્રોધ આણી, ઊચર્યા મુખ વાણ. ૨૪
તું કોણછે રે નિશાચર, શે કાજ આવ્યો આંય;
હવે કહે મુજને શીઘ્ર થઇ, યાં થકો જાઇશ ક્યાંય! ૨૫
રાક્ષસાધિપ વળતું વદે, અતિ ધૈર્ય આણી મન;
તું કોણ છે આ ભુવન કોનું, કહે સત્ય વચન. ૨૬
આ ભુવન બળિનાં જાણજે, એમ વદે શ્રીઅવિનાશ;
પે'લાં યુદ્ધ મુજશું કરી, પછે જજે મહીપતિ પાસ. ૨૭
રાવણ કહે પ્રતિહારને, તારૂં નથી મારે કામ;
બળિ સંઘાતે જાણજે, જે કરીશ મહાસંગ્રામ. ૨૮
પ્રતિહાર વળતો એમ વદે, સત્ય વાક્ય સાંભળ સોય;
બળિ સંઘાતે રણયુદ્ધ કરે, એવો નથી સમરથ કોય. ૨૯
ગુણ સકળ છે બળિના વિષે, તું માનજે નિરધાર;
હું યુદ્ધમાંહે શિરોમણ, એ સુભટ પરમ ઉદાર. ૩૦
બુદ્ધિવંતમાં બૃહસ્પતિ સમો, ગંભીર સમુદ્ર સમાન;

---

૧૬. બળી–બળવાન–પ્રહસ્ત. અથવા બલિરાજાના મેહેલને ત્રીજે દરવાજે;

દાતામાંહે મુખ્ય એ, એમ વદે શ્રીભગવાન. ૩૧
સત્યવંત ને ગુણગ્રાહક, ક્ષમાવંત અપાર;
મહાક્રોધ અંતકના સમો, કોણે ન ચાલે નિરધાર. ૩૨
તેજસ્વી રવિકાંતિ સરખો, વિપ્રગૌનો દાસ;
પરાક્રમ જો હોય નિશાચર, તો જજે તેની પાસ. ૩૩

## ઉથલો.

તો જજે એની પાસ એવી, પ્રતિહારે વાણી કહી રે;
જનકુંવર કહે એવું સાંભળી, લંકાપતિ ચાલ્યો સહી રે. ૩૪

---

## કડવું ૨૨ મું.

### રાગ પરજીઓ.

અગસ્ત્ય બોલિયા રે, તું સાંભળ શ્રીરઘુનાથ રે;
દશસ્કંધ ચાલ્યો ત્યાં થકી, ધૈર્ય ધરી હૃદયા સાથ રે. ૧
બળિતણે ભુવન આવિયો, બળવંત રાક્ષસ રાય રે;
દેહકાંતિ તેની ઝળહળે, રાવણે નવ જોવાય રે. ૨
પતિલંકા અતિ વિસ્મય થયો, પરિતાપ પ્રગટ્યો અંગ રે;
પછે બળે રાવણને લેઇને, બેસાર્યો ઉચ્છંગ રે. ૩
બળિરાય વળતો બોલિયો, સુણ્ય દૈત્યકેરા ઇશ રે;
ક્યમ પધાર્યા છો અમભણી, તે કહીએ લંકાધીશ રે. ૪
રાવણ કે' મેં સાંભળ્યો, હરિએ ગ્રહ્યો બળિરાય રે;
હું મૂકાવવા આવ્યો સહી, માનજો સત્ય ઉપાય રે. ૫
બળિભૂપ કે' હરિએ ગ્રહ્યા, તે ન મૂકે નિરધાર રે;
પ્રભુ સકળ ઘટ વ્યાપી રહ્યા, સાંભળ કહું વિસ્તાર રે. ૬
સ્વર્ગ મૃત્યુ પાતાળ પર્યંત, જેનું રૂપ મહાપ્રચંડ રે;
તેના દેહ વિષે રવિ ચંદ્ર તારા, સપ્તદ્વીપ નવખંડ રે. ૭
સમુદ્ર સરિતા સકળ પર્વત, પ્રભુમાં તું જાણ રે;
તે સરજે પાળે સંહારે, એ સ્વામી શારંગપાણ રે. ૮
ચર અચર ત્રૈલોક્યવાસી, દેવ ગણ ગંધર્વ રે;

---

૩૨. અંતક-યમ. કોણે-તેના આગળ કોઇનું ઉપજે નહિ. ૩. બળે
-બળિ રાજાએ.

ચૌદલોકમાંહે જે હશે, તે વિષ્ણુને વશ સર્વ રે. ૯
કો સમે સૃષ્ટિ ઉત્પન્ન કરે, કો સમે કરે નાશ રે;
તે કરતા પ્રતિહાર સહુ, આણજે મન વિશ્વાસ રે. ૧૦
દશસ્કંધ વળતો બોલિયો, સાંભળો સત્ય વચન રે;
પ્રતિહાર એ દીઠેથકી, હું ભય ન પામું મન રે. ૧૧
પ્રતિહાર મુજને શું કરે, મુજ આગળ કવણ પ્રમાણ રે;
એવું રાવણનું વાયક સુણી, બળિ બોલિયો મુખ વાણ રે. ૧૨
બળિ કહે પ્રતિહારે કર્યો, બહુ દુષ્ટનો સંહાર રે;
લંકાપતિ સાંભળ સહી, હું કહું તે વિસ્તાર રે. ૧૩
આગે મધુકૈટભ રણ હણ્યા, જે અસુર મહાબળવંત રે;
હિરણ્યકશ્યપુ ને હિરણ્યાક્ષનો, ક્ષણમાં આણ્યો અંત રે. ૧૪
શંભુ પુલોમા નમુચિ, એ ઉગ્ર દાનવ હોય રે;
વૃત્રાસુર આદે લેઇ, રણમાં હણ્યા સર્વ કોય રે. ૧૫
કાળનેમિ જંભ જે, મહાસુભટ પરમ ઉદાર રે;
તે સરખા બળિયા હણ્યા, એક હેલામાત્ર મોઝાર રે. ૧૬
દશસ્કંધ એવું સાંભળી, પછે વિમાસ્યું મન મોઝાર રે;
એ ભય મને ઉપજાવવા, એવું વાયક કહે છે આ વાર રે. ૧૭
બળિતણી આજ્ઞા ગ્રહી, ચાલ્યો ધરી મન ઉલ્લાદ રે;
પ્રતિહારને દીઠો નહિં, ત્યારે કર્યો મુખ સિંહનાદ રે. ૧૮
સો સૈન્ય મધ્યે આવિયો, રાક્ષસાધિપ એણી વાર રે;
આનંદ સહુ કો પામિયા, થઇ રહ્યો જય જયકાર રે. ૧૯
પછે ચંદ્રલોકને જીતવા, સંચર્યો રાવણરાય રે;
અગસ્ત્ય કહે રઘુનાથજી, તેતણો કહું ઉપાય રે. ૨૦
અગસ્ત્ય ઋષિ એમ ઓચર્યા, સાંભળો રાઘવરાય રે;
દશસ્કંધ ત્યાંથી સંચર્યો, અંતરિક્ષમારગ પળાય રે. ૨૧
ચંદ્રલોકને જીતવા રે, તતક્ષણ ચાલ્યો ત્યાંય રે;
તતકાળ તે આવ્યો સહી, મેરૂ શિખર છે જ્યાંય રે; ૨૨

ઢાળ.

મેરૂ શિખર ઉપર ચઢ્યો, બળવંત રાક્ષસરાય;

---

૧૧. તેઇ૦—તે સર્વના કર્તા મારા પ્રતિહાર છે.

તેણે સમે રથમાં બેઠો, કો પુરૂષ માર્ગે પળાય. ૨૩
સ્ત્રી સંગ બહુ તેને સહી, કો ગાન કરતી નાર;
કો પગ તળાંસે સહી એમ, જાય મારગ મોઝાર. ૨૪
એવું દેખી ત્યાં વિસ્મય થયો, લંકાપતિ મનમાંય;
તેણે સમે પર્વતઋષિ, તતકાળ આવ્યા ત્યાંય. ૨૫
પર્વતઋષિશુ એમ વદે, રાવણ વદી નમસ્કાર;
સ્વામીજી કુશળ છો તપને વિષે, તે કહોને નિર્ધાર. ૨૬
આ જુઓ કૌતુક અભિનવું, સ્ત્રી પુરૂષ રથમાં હોય;
કો ચરણ ચાંપે કામિની, કો ગાન કરતી સોય. ૨૭
નિર્લજથકો એ જાયછે, નથી લાજતો નિર્ધાર;
શિર મૃત્યુ ભય ગણતો નથી, મનમાં એક લગાર. ૨૮
ઋષિ કહે એણે યજ્ઞ વ્રત, પુણ્ય કર્યાં છે મહારાજ;
તે માટે એ જાયછે, પદ મોક્ષ લેવા કાજ. ૨૯
વિમાન એક અચ્વજ સહી, તેની અધિક શોભા હોય;
દશાનન કે' ઋષિ પ્રત્યે, આ વળી બીજો કોય. ૩૦
ભૂદેવ કહે એ નૃપ હતો, માનજો સત્ય વચન;
સુકૃત્ય એ કીધાથકી, જાશે ઇંદ્રાસન. ૩૧
લંકાપતિ વળતો વદે, મા'નુભાવ સાંભળ સોય;
મને યુદ્ધ આપે રણ વિષે, એવો છે બાળિયો કોય. ૩૨
ત્યારે વિપ્ર કહે વસુધા વિષે, પુર અયોધ્યા કહેવાય;
યૌવનાશ્વસુત ત્યાં રાજ્ય કરેછે, માંધાતા નામે રાય. ૩૩
તે શૂર સુભટમાં શિરોમણ છે, સપ્તદ્વીપનો ઇશ;
મહાયુદ્ધ તુજને આપશે, રણવિષે લંકાધીશ. ૩૪
દશગ્રીવ વળતો એમ વદે, રાક્ષસ પ્રત્યે તવ સોય;
આપણ ત્યાંથી ત્યાં જઇએ, જ્યાં અયોધ્યાપતિ હોય. ૩૫
ઋષિ કહે હમણાં આવશે, જે માંધાતા કહેવાય,
એમ વાત કરતાં પડયો દષ્ટે, અયોધ્યાનો રાય. ૩૬
પતિલંક વળતો એમ કહે, ઉભો રહે એણે ઠામ;
સુણ માંધાતા પરાક્રમી, મને આપ રણસંગ્રામ. ૩૭
દશસ્કંધનું વાયક સુણી, મન પ્રજળ્યો ભૂપાળ;
જા દુષ્ટ મુજ આગળથકી, હું આવ્યો તારો કાળ. ૩૮

રાવણ કહે કુબેર વરુણને, ધર્મરાય સુજાણ;
મેં તે જીત્યા તું માનવી, મુજ આગળ કોણ પ્રમાણ. ૩૯
પછે રાવણે પ્રધાનને, આજ્ઞા આપી ત્યાંય;
તમો માંધાતા સંઘાતે જઇ, યુદ્ધ કરો રણમાંય. ૪૦
રાક્ષસ અતિ કોપે ચઢયો, કરે બાણવૃષ્ટિ અપાર;
તે સર્વે છેદ્યાં આવતાં, પતિઅયોધ્યા નિર્ધાર. ૪૧
પછે રાજાએ બહુ બાણ મેલ્યાં, તીક્ષ્ણ અતિશે હોય;
રાક્ષસતણી સેના વિષે, પ્રાજે થયા સર્વ કોય. ૪૨
ત્યારે પ્રહસ્ત અતિ કોપે ચઢયો, શર પાઠવ્યાં મા'શૂર;
માંધાતાનો રથ અશ્વ સાથે, કર્યો રણમાં ચૂર. ૪૩
પતિઅયોધ્યા કોપ્યો ઘણું, પાઠવ્યાં બાણ અનંત;
તેણે પ્રહસ્ત ભેદ્યો હૃદેમાં, પછે હવો મૂર્છાવંત. ૪૪
માંધાતાએ મુદ્ગર ગ્રહી, કર્યો દશાનનને પ્રહાર;
પતિલંક મૂર્છાગત થઇને, પડ્યો ભૂમિ મોઝાર. ૪૫
રાક્ષસતણી સેના વિષે, ઉત્પાત દારુણ હોય;
દશગ્રીવને રણમાંહે વીંટી, રહ્યા સર્વે કોય. ૪૬
મુહૂર્ત એક ગયા પછી, રાવણ થયો સાવધાન;
કર ધનુષ્ય ગ્રહીને આવિયો, જ્યાં હતો રણ રાજાન. ૪૭
માંધાતાએ એક સાંગ મૂકી, અગ્નિ સરખી જેહ;
ત્રિશૂળ મૂકી રાવણે, તતકાળ છેદી તેહ. ૪૮
પછે રાવણે શર પાઠવ્યું, યમદંડ સરખું એવ;
માંધાતાને ભેદ્યું સહી, અવનિ પડ્યો અવશ્યમેવ. ૪૯
ક્ષણમાત્રમાં સાવધાન થયો, તે રાય પરમ ઉદાર;
શર સબળ મૂક્યાં રણ વિષે, મન ક્રોધ ધરી અપાર. ૫૦
પછે રાવણે રુદ્રાસ્ત્ર મૂક્યું, ક્રોધ આણી મન;
અગ્ન્યાસ્ત્ર રાયે પાઠવી, શર સમાવ્યું તતક્ષણ. ૫૧
ગાંધર્વાસ્ત્ર મૂકિયું, દશસ્કંધે તેણી વાર;
વરુણાસ્ત્ર મૂકી ભૂપતિ, શર નિવાર્યું નિરધાર. ૫૨
માંધાતાએ કરમાં ગ્રહ્યું, પાશુપતાસ્ત્ર જે બાણ;
વળી બીજું બ્રહ્માસ્ત્ર ગ્રહ્યું, ત્યારે હવું દળ ભંગાણ. ૫૩

---

૪૫. મુદ્ગર—એક જાતનું આયુધ.

ત્યારે પુલસ્ત્યે જાણ્યું સહી, દશસ્કંધ માર્યો આજ;
ગાલવ સંઘાતે રણ વિષે, આવિયા ઋષિરાજ. ૫૪
ધન્ય રાજા સૂર્યવંશી, સુભટ પરમ સુજાણ;
લંકેશ ઉપર ક્રોધ આણી, રખે મૂકે બાણ. ૫૫
બહુ પેરે મહીપતિ પ્રીછવ્યો, કહી વચન શ્રીભૂદેવ;
માંધાતા ને લંકેશ બેઉ, મિત્ર કર્યા તતખેવ. ૫૬
પછે અયોધ્યા રામ! સંચર્યો, ઋષિરાજ માર્ગ પળાય;
રાક્ષસની સેના વિષે, જય શબ્દ બહુ બોલાય. ૫૭

ઉથલો.

જય શબ્દ બહુ બોલાય રાઘવ, અગસ્ત્યે વાણી કહી રે;
જનકુંવર કહે દશાનન તે, ચંદ્રલોક ચાલ્યો સહી રે. ૫૮

---

## કડવું ૨૩ મું.

### રાગ આશાવરી.

અગસ્ત્યઋષિ એમ ઊચરે, તું સાંભળ રાઘવરાય;
જાય ચંદ્રલોકને જીતવા રે.

ઢાળ.

ચંદ્રલોકને જીતવા, ચાલ્યો રાવણરાય;
બહુ લોકને જોતો થકો, અંતરિક્ષમાર્ગે પળાય. ૨
પછે ચંદ્રલોક આવ્યા સહી, રાક્ષસતણો નહિ પાર;
તેને દેખતાં નિશાપતિ, કોપે ચઢ્યો તેણીવાર. ૩
ચંદ્રમા હિમે કરી, બાળવા લાગ્યો સર્વ;
રાક્ષસતણી સેના વિષે, મનથી મૂક્યો ગર્વ. ૪
આયુધ પડે નિજ પાણથી, કંપવા લાગ્યાં શરીર;
ત્યારે લંકાપતિને એમ વદે જે, પ્રહસ્ત મહારણધીર. ૫
સ્વામી હિમે કરીને સર્વકો, તજશે હમણાં પ્રાણ;
યાંહાંથકી વળીએ ચંદ્રમા સાથે, ન ચાલે નિરવાણ. ૬
લંકાપતિ એવું સાંભળી, કરધનુષ્ય ગ્રહ્યું નિરધાર;
ચંદ્રમા ઉપર બાણની, પછે કરે વૃષ્ટિ અપાર; ૭

---

૫૭. રામ–હે રામ!

મહાહિમ ચંદ્ર મૂકિયું, દુષ્ટનો કરવા નાશ;
ત્યારે કમળભૂ આવ્યા સહી, મનધરી અતિ ઉલ્લાસ. ૮
બ્રહ્મા વદે સુણ્ય દશાનન, મુજ વાયક તું અવિધાર;
તારે હિતાર્થે મંત્ર એક, આપું તને અતિસાર. ૯
દશગ્રીવ વળતો બોલિયો, સુણ્ય કૃપાનિધિ મહારાજ;
સ્વામી મયા મુજને કીજિયે, જ્યમ થાઉં નિર્ભય આજ. ૧૦
પછે મંત્ર આપ્યો બ્રહ્માએ, ગ્રહ્યો રાવણે તેણી વાર;
મંત્ર ભણતાં ચૂકશો તો, ક્ષય થશો નિરધાર. ૧૧
એ મંત્ર ગ્રહે તો દશાનન, નિર્ભય થઈશ તું જાણ;
કો દેવ દાનવ રણવિષે, તુજથું ન ચાલે પ્રમાણ. ૧૨
ત્રિભુવનનાં એ નેત્ર છે, મહાપુરૂષ નિશ્ચે હોય;
એ સાથે વેર ન કીજિયે, પાછા વળો સર્વ કોય. ૧૩
એવું કહીને વિધાતા, પછે ગયા બ્રહ્મસદન;
ત્યાંથકી રાવણ વળ્યો વેગે, ક્રોધ છાંડી મન. ૧૪
પછે દેવ યક્ષ ગાંધર્વને, દુષ્ટે કર્યો બહુ પ્રહાર;
તેની કન્યાને હરતો હવો, જે અધિક સુંદર સાર. ૧૫
પછે બેસારી વિમાનમાં, સ્ત્રીતણો પાર ન હોય;
વિમાન ત્યાંથી સંચર્યું, સ્ત્રી રૂદન કરે સર્વ કોય. ૧૬

ઉથલો.

રૂદન કરે સર્વ કોય અબળા, અગસ્ત્ય વાણી ઉચ્ચરે રે;
શ્રીરામજનકુંવર કહે, રઘુનાથ તે શ્રવણે ધરે રે. ૧૭

---

## કડવું ૨૪ મું.

### રાગ ભાણમતિ.

ઋષિ બોલિયા રે, સાંભળ્ય રાઘવ વિનતિ;
અબળાશું રે, ચાલ્યો રાવણ દુર્મતિ. ૧
તવ રોવા રે, લાગી સર્વકો સુંદરી;
મને દૈવે રે, સ્વજનથકી અલગી કરી. ૨
કો ભિનતા રે, વિમાસે મનમાં બહુ;

---

૧. દુર્મતિ–દુષ્ટ બુદ્ધિવાળો.

એ રાક્ષસ રે, ભક્ષ કરશે અબળા સહુ. ૩
કોઈ કહે—રે, શાં પાતિક પૂર્વે કર્યા;
તે આ વાર રે, આ ભવ સઘળાં અનુસર્યાં. ૪
કો કામિની રે, રોતાં મુખ વાણી કહી;
એ પાપી રે, આપણને વધશે સહી. ૫
કો કામિની રે, સંભારે સુત ભ્રાતને;
મારા સ્વામી રે, શે વાંકે તજી મુજને. ૬
કો કામિની રે, આંસુપાત ચક્ષે કરે;
કો કામિની રે, પ્રહાર હૃદયામાંહે કરે. ૭
શશિવદની રે, નીસાસા મૂકે સહુ;
વિમાનમાં રે, કોળાહળ વરતે બહુ. ૮
પછે રાવણ રે, આવ્યો સહી લંકા વિષે;
ત્યારે રાક્ષસ રે, જયજયકાર કરતા મુખે. ૯
વાજિત્ર વાજે રે, અતિ આનંદ ઘણે;
શૂર્પણખા રે, લાગી ચરણ રાવણતણે. ૧૦
ઉચ્છંગે રે, શીશ ધરી રોયે ઘણું;
મને ભાઈ રે, આપ્યું તેં વિધવાપણું. ૧૧
જામાત્રજ રે, જાણીને નવ ઉગારિયો;
મારો સ્વામી રે, રણવિષે તમો મારિયો. ૧૨
એવું સાંભળી રે, દશગ્રીવે વાણી કહી;
તુજ સ્વામી રે, રણમધ્યે દીઠો નહિ. ૧૩
જો જાણત રે, રણ કયમ મારત તેહને;
એ વાતનું રે, મહાલાંચ્છન લાગ્યું મને. ૧૪
ખર બાંધવ રે, મારો છે જે શુભમતિ;
ચૌદ સહસ્રનો રે, રાક્ષસનો કીધો પતિ. ૧૫
તેને આપું રે, રાજ્ય દંડકારણ્યતણું;
તને હેતજ રે, ખર બાંધવ કરશે ઘણું; ૧૬
ચૌદ સહસ્રનો રે, ખર સેનાપતિ ત્યાં કર્યો;
દંડકારણ્ય રે, શૂર્પણખાશું પરવર્યો. ૧૭
એવું સાંભળી રે, રઘુનંદન વળતા વદે;

૪. પાતિક—પાતક—પાપ.

એ કથાથકી રે, આનંદ હું પામ્યો હૃદે. ૧૮
મેઘનાદે રે, જીત્યો સુરપતિ યુદ્ધ કરી;
તે કારણ રે, કહો સ્વામી મુજ વિસ્તરી. ૧૯
ઋષિ બોલિયા રે, એવું સુણી આદર ઘણે;
રઘુનાથજી રે, સાંભળો મન સ્થિરતાપણે. ૨૦
એક સમે રે, રાવણ વન મધ્યે ગયો;
વન શોભા રે, દેખી મન વિસ્મય થયો. ૨૧
બહુ પુષ્પજ રે, સુરદ્રુમ ત્યાં સોહામણાં;
ત્યાં દીઠાં રે, શત યૂપ સુવર્ણતણાં ૨૨
દશસ્કંધે રે, દીઠો નર વેગે કરી;
તે બેઠો રે, મૃગાંબર અંગે ધરી. ૨૩
લંકાપતિ રે, આવ્યો તે જોવા સહી;
તવ શુક્રે રે, એવી મુખ વાણી કહી. ૨૪
ઋષિ અગસ્ત્યજી રે, એવી વાણી ઉચરે;
રઘુનંદન રે, આનંદે શ્રવણે ધરે. ૨૫

---

## કડવું ૨૫ મું.

### રાગ રામગ્રી.

શુક્રજી બોલ્યા સુણ્ય રાજાન જી, તુજ સુત પામ્યો મહાવરદાન જી;
યજ્ઞ સાત હવા પરિપૂર્ણ જી, મૂળ શત્રુનાં કરશે ચૂર્ણ જી. ૧

### ઢાળ.

મૂળ ચૂર્ણ કરશે શત્રુનાં, એ મહાસુભટ કહેવાય;
એણે યજ્ઞ સાત કર્યા સહી, તે કહું સર્વ ઉપાય. ૨
અશ્વમેધને વળિ અગ્નિષ્ટોમ, યજ્ઞ તો બે સાર;
બહુસુવર્ણક ને રાજસૂય, યજ્ઞ કીધા ચાર. ૩
ગોમેધ વૈષ્ણવ સપ્તમો, માહેશ્વર વિખ્યાત;
રૂદ્રથી માયા તામસી, સહી પામિયો તુજજાત. ૪

---

૨૨. બહુપુષ્પ–ઘણાં ફૂલવાળાં. સુરદ્રુમ–દેવવૃક્ષ. શત યૂપ–સો યજ્ઞસ્તંભ.
૨. મૂળ–'મુખ' પ્ર. ૩. ૪. તુજજાત–તારો પુત્ર.

વળી ધનુષ્ય ભાથા અક્ષય પામ્યો, કામિક રથ એ હોય;
એણે સમે તારા પુત્ર સરખો, નથી બળિયો કોય. ૫
દશસ્કંધ એવું સાંભળી, મુખ વદે આણી ગર્વ;
તેં પુત્ર મારા શત્રુ પૂજ્યા, યજ્ઞ કરીને સર્વ. ૬
સુત સંઘાતે લંકાપતિ, સૌમ્ય વિભીષણ જે હોય;
ભૂપતિતણા ભૂવન વિષે, આવતા હવા સર્વે કોય. ૭
વિભીષણે દીઠી સહી, ષોડશવરષી નાર;
સ્વજન સંભારી સુંદરી, મુખ કરે રૂદન અપાર. ૮
ત્યારે વિભીષણ કહે ભ્રાતને, સ્ત્રી મહાદુ:ખણી હોય;
પરદારાકેરા ગમનથી, નર સુખ ન પામે કોય. ૯
આપણી પુત્રીને હરે, દુ:ખ પામીએ મન જેમ;
એનાં માતતાત ને ભ્રાતભગિની, થશે દુ:ખિયાં તેમ. ૧૦
કુંભીનસી આપણી માતા-તણી ભગિની હોય;
મધુ કો દૈત્ય તેને હરી ગયો, દુ:ખી થયાં સર્વે કોય. ૧૧
તે હરિ જેમ પાપી ગયો, તું હરી લાવ્યો આજ;
ભગવંતને વા'લું નથી, માનજે લંકારાજ. ૧૨
દશસ્કંધ એવું સાંભળી, મહાક્રોધ પ્રગટ્યો સોય;
મધુ દૈત્ય દુષ્ટ હરિ ગયો, તમો ક્યાં હતા સર્વે કોય. ૧૩
સ્વામી હું તો તપને વિષે, તમપુત્ર ગયો વનમાંય;
ત્યારે મધુ પાપી આવિયો, એવો લાગ જોઇને આંય. ૧૪
બહુ સેન માર્યું આપણું, મહાયુદ્ધ કર્યું અવશ્યમેવ;
કુંભીનસીને દુર્મતિ, હરી સંચર્યો તતખેવ. ૧૫
રાવણ કહે દળ આપણું, સાંપ્રદ કરો નિરધાર;
તે દુષ્ટને રણમાં હણું, મનક્રોધ ચઢ્યો અપાર. ૧૬
એવું કહીને સંચર્યો, રણ વિષે રાવણ રાય;
પછે વિભીષણને મૂકિયા, નગરતણી રક્ષાય. ૧૭
તવ ઇંદ્રજિત્ આગળ થયો, મધ્ય કુંભકર્ણજ હોય;

---

૫. કામિક-ઇચ્છિા પ્રમાણે ગમન કરનારો, ભૂપતિ-રાવણ. અર્થાત્ સૌ ઘેર આવ્યા. ૮. ષોડશવરષી-સોળ વરસની. ૧૧. કુંભીનસી ઇ૦-વાલ્મીકિ રામાયણમાં કુંભીનસી રાવણની માના કાકા માલ્યવાનની દીકરી અનલાની છોકરી કહેલી છે, તેથી રાવણને તે માસીની છોકરી થાય.

તે પૂઠે દશાનન રહ્યો, એમ સંચર્યા સર્વ કોય. ૧૮
મધુપુર દળ આવ્યું સહુ, મન ધરી ક્રોધ અપાર;
કુંભીનસી એવું સાંભળી, સામી ગઇ નિરધાર. ૧૯
દશસ્કંધ કહે ક્યાં ભય ધરે, નિર્ભય થા નિર્ધાર;
જે માગે તે આપું સહી, એક હેલામાત્ર મોઝાર. ૨૦
કુંભીનસી વળતું વદે, વર આપ્ય લંકાધીશ;
મારા સ્વામી ઉપર રણવિષે, તું રખે આણે રીશ. ૨૧
રાવણ કહે માસી પ્રત્યે, મન ધરી પ્રેમ અપાર;
નિર્ભય કર્યો તું જાણજે, મુજ મેળવ તુજ ભરતાર. ૨૨
કુંભીનસી ગઇ ભુવનમાં, પિયુને કહ્યું તતખેવ;
તમસાથે મળવા આવિયો, લંકાપતિ અવસ્યમેવ. ૨૩
સ્ત્રીતણું વાયક સાંભળી, મધુદૈત્ય માર્ગ પળાય;
રાવણ સંઘાતે જઈ મળ્યો, આનંદ અંગ ન માય. ૨૪
ચંદન પુષ્પ સુગંધશુ, પૂજી અર્ચી અતિ સાર;
એક દિવસ રાખ્યો દશાનન, મન ધરી પ્રેમ અપાર. ૨૫
રાવણ કહે મધુ દૈત્યને, તમો આવવું અમ સાથ;
અમો સ્વર્ગ જાશું સર્વકો, જીતવા રણ સુરનાથ. ૨૬
પ્રભાતે રાવણ સંચર્યો, મધુ દૈત્ય પૂઠે હોય;
કૈલાસ પ્રત્યે આવિયા, રાક્ષસતણું દળ સોય. ૨૭
રવિ અસ્તાંગત થયો, ત્યારે રહ્યા સર્વકો ત્યાંય;
સર્વ સેન નિદ્રાવશ થયું, આનંદ બહુ મનમાંય. ૨૮
પર્વત તે જોતો હવો, એકલો રાવણરાય;
બહુ પુષ્પના પરિમળથકી, સુગંધ વાયુ વાય. ૨૯
દશસ્કંધને પરભવે બહુ, દેહ વિષે કામ અપાર;
તેણે સમે દૃષ્ટે પડી એક, મહામનોહર નાર. ૩૦
પતિલંક તવ પાસે ગયો, ઊચર્યો મુખ વચન;
તું કોણ છે રે કમળનયની, કયમ આવી આ વન. ૩૧
શરીર વદન તારૂં વિરાજીત, દેહ કાંતિ સુંદર હોય;
ત્રૈલોકયમાં મુખ્ય સુંદરી, તુજ તુલના ન આવે કોય- ૩૨

---

૨૬. રણ-સંગ્રામમાં. ૩૦. પરભવે-પરાજય કરે-અર્થાત્ દુઃખ દે.

કો નથી નર ભૂતળ વિષે, બળવંત પરમ ઉદાર.
તે માટે તું ભજ મુજને, મન ધરી પ્રેમ અપાર. ૩૩
તે રંભા વળતી એમ વદે, મન વિષે આણી લાજ;
તમો શ્વસુર હોઇને એમ કહો, નવ ઘટે મહારાજ. ૩૪
રાવણ કહે સુત કવણ કેરી, ભારિયા તું હોય;
હું સાંભળવા ઇચ્છું હૃદે, મને કહે કારણ સોય. ૩૫
કુબેર બાંધવ તમતણો, નળકુબર તેનો તન;
મને સ્ત્રી તો તેની જાણજો, મનમાં સહી રાજન. ૩૬
રાવણ પછે નિર્ભંછના, કરતો હવો નિરધાર;
મહાબળ કરીને ભોગવી, નળકુબરકેરી નાર. ૩૭
ત્યાંથકી નાઠી તે સહી, મુખ મૂકતી નિઃશ્વાસ;
મહારૂદન કરતી ભામિની, આવી પછે પતિ પાસ. ૩૮
કુબેરનંદન એમ વદે, મને કહે સાચું નાર;
કોણે દુઃખ પમાડી કામિની, કરે રૂદન અપાર. ૩૯
વળતી તે વનિતા ઉચરે, સ્વામી સાંભળો સત્ય વચન;
અન્ય પુરૂષનો મને સ્પર્શ થયો, તે ક્ષમા કરજો મન. ૪૦
હું મારગમધ્યે આવતાં, મને મળ્યો રાવણરાય,
મુજસાથે પાપીએ બળ કરીને, આચર્યો અન્યાય. ૪૧
નળકુબર એવું સાંભળીને, મહાદુઃખ પામ્યો આપ;
જળઅંજલિ ભરી દુષ્ટને, દેતો હવો તવ શાપ. ૪૨
પરસ્ત્રી વિષે ગમન કરે, બળથકો લંકાધીશ;
ત્યારે શતધા થાજો સહી, દુર્મતિકેરાં શીશ. ૪૩
પુષ્પવૃષ્ટિ તવ અમરે કરી, સંતોષ પામ્યા આપ;
તે દશાનને સાંભળ્યું, એ મને દીધો શાપ. ૪૪
પ્રભાતે પાપી સંચર્યો, દુઃખ આણતો અતિ મન;
સહુ સેન સાથે આવિયો, દશસ્કંધ સ્વર્ગભુવન. ૪૫
ત્યારે ઇંદ્ર ભય પામ્યો ઘણું, આસન તજ્યું અવસ્યમેવ;
કહ્યું યુદ્ધ કરવા રણ વિષે, સાંપ્રદ થવું સર્વ દેવ. ૪૬
એવું કહી સુરપતિ સંચર્યો, જ્યાં હતા શારગપાણ;

---

૩૪. તમો ઇ૦—મતલબ કે તમો શ્વસુર સસરા હોઇને.

પરબ્રહ્મની પાસે જઇ, પછે ઇંદ્ર બોલ્યો વાણ. ૪૭
દશગ્રીવ રાક્ષસ આવિયો, અમરાવતી યુદ્ધકાજ;
સુરસહાય કરવા શીઘ્ર થઇ, ત્યાં પધારો મહારાજ. ૪૮
તમો અમર હેતે રણ વિષે, પૂર્વે હણ્યા મહાદુષ્ટ;
તેમ દશાનનને નિવારો, તો ટળે સહુનાં કષ્ટ. ૪૯

ઉથલો.

ટળે સહુનાં કષ્ટ સ્વામી, ઇંદ્રે મુખ વાણી કહી રે;
શ્રીરામજનકુંવર કહે પછે, વિષ્ણુ એમ બોલ્યા સહી રે. ૫૦

---

## કડવું ૨૬ મું.

### રાગ ભૂપાળ.

શ્રીઅગસ્ત્યઋષિ (એમ) ઉચ્ચરે, રઘુનંદન (તે) શ્રવણે ધરે;
ઇંદ્રતણું વાયક સુણી, વળતા બોલ્યા ત્રિભુવન ધણી. ૧
એ રાવણ બળિયો બહુ, એણે દેશ નગર જીત્યાં સહુ;
પૂર્વે તપ છે એનો ઘણો, વર પામ્યો છે બ્રહ્માજીતણો. ૨
એને પીડા કો રણમાં કરે, ત્યારે સહાય બ્રહ્માજી સરે;
તે માટે એ નિર્ભય સહી, રાવણશુ બળ ચાલે નહિ. ૩
જ્યાં લગે તપ એનો હશે, ત્યાં લગે સહી જય પામશે;
તે માટે પાપીશુ સહી, મેં રણમાં યુદ્ધ કરવું નહિ. ૪
કો કાળ વિષે નિરધાર, મેં કરવો એનો સંહાર;
મન ઇચ્છા હોય જો સુરરાય, તો કરી જુઓ યુદ્ધ ઉપાય. ૫
એવું વિષ્ણુતણું વાયક સુણી, સુરપતિ આવ્યો ભુવનભણી;
અમર માત્ર સહુ સજ થયા, યુદ્ધ કરવાને રણમાં ગયા. ૬
અન્યોઅન્યે થાયે યુદ્ધ, મનમાં આણે સબળો ક્રોધ;
મહાપરાક્રમ સહુકો કરે, શૂરાતન અતિ મનમાં ધરે. ૭
પરસ્પરે તે મૂકે બાણ, તવ પડે યોધ છાંડી પ્રાણ;
હવે સુમાલી રાક્ષસ જેહ, તતક્ષણ રણમાં આવ્યો તેહ. ૮
દેવતણા હરવાને પ્રાણ, પાપી સબળાં મૂકે બાણ;
દશે દિશે નાસે સર્વ, મનથકી છાંડીને ગર્વ. ૯

---

૪૯. અમરહેતે—અમર (દેવ)ના હેતને લીધે.

વસુ સર્વતણો નાયક સહી, રણ આવ્યો ધીર હદે ગ્રહી;
સુમાલી સૈન્ય કોપ્યું ઘણું, જાણે વસુપતિને રણમાં હણું. ૧૦
શર મહાવિષમ હતું જેહ, માલી સુમાલીએ પ્રેર્યું તેહ;
તવ વસુનાયક કોપ્યો જાણ, ગદા પ્રચંડ ગ્રહી પાણ. ૧૧
સુમાલીને કીધી ઘાત, દુષ્ટ પડ્યો પામી પાત;
તવ રાક્ષસસેના જેહ, રણમાંથકી નાઠી તેહ. ૧૨
ત્યારે મેઘનાદ રણમધ્યે ધસ્યો, તેને ક્રોધ અભ્યંતર વસ્યો,
અગસ્ત્ય કહે સુણ્ય રઘુરાય, તેના યુદ્ધતણો કહું ઉપાય. ૧૩

---

## કડવું ૨૭ મું.

### રાગ સામેરી.

અગસ્ત્યઋષિ એમ ઊચરે, સાંભળો રાઘવરાય;
મેઘનાદ આવ્યો રણ વિષે, તેને ક્રોધ અંગ ન માય. ૧
રાક્ષસ બહુ પૂઠેય છે, જેનાં અતુલ પરાક્રમ હોય;
અમર નર અવલોકતાં, નાશી ગયા સર્વ કોય. ૨
નાસતા દેખી અમરને, સહસ્રાક્ષ બોલ્યો વાણ;
મારા પુત્ર તો રણમાં જશે, જે જયંત ચતુરસુજાણ. ૩
તેની રક્ષા કરવા રણ વિષે, સાંચરો રણમાં જોધ;
રાક્ષસ સંઘાતે યુદ્ધ કરો, મન સબળ આણી ક્રોધ. ૪
એવે ગોમુખ રથ લાવ્યો સહી, માતલિકેરો તન;
તેણે ઈંદ્રસુત બેઠો સહી, અતિ ધીર આણી મન. ૫
ત્યારે અમર સહુ પૂઠે ગયા, એ મહાસુભટ કે'વાય;
પછે જયંતને મેઘનાદનું, મહાયુદ્ધ દારુણ થાય. ૬
એક એક ઉપર બાણની તે, કરે વૃષ્ટિ અપાર;
અશ્વગજ રથ રણ પડ્યા, તેણે હવો હાહાકાર. ૭
રજ સબળ ઊડે દોદશે, રવિબિંબ ઢાંક્યો ત્યાંય;
અંધકાર દારુણ પ્રગટ્યો, દળ ભેળ થયું રણમાંય. ૮

---

૧૩. મેઘનાદ–ઈંદ્રજિત્. ૨. અતુલ–જેની બરોબરી કોઇ કરી શકે નહિ, એવાં. ૩. સહસ્રાક્ષ—ઇંદ્ર. ૮. દળ ભેળ થયું–એ સેના એકઠી થઇ ગઇ.

પોતાતણા ને પારકા, રણમાં નવ ઓળખાય;
એણીપેરે સુર રાક્ષસતણી, સેનાતણો ક્ષય થાય. ૯
મહાયુદ્ધ રણ અમરે કર્યું, મન સબળ આણી ક્રોધ;
રાક્ષસ નાઠા ત્યાંથકી, રણ અવનિ પડ્યા મહાજોધ. ૧૦
મેઘનાદ એવું દેખતાં, તતકાળ આવ્યો ત્યાંય;
સુતઈંદ્ર ઉપર બાણ મૂક્યાં, ક્રોધ ધરી મનમાંય. ૧૧
શચીનંદને તે આવતાં, સમધા કીધાં બાણ;
શરઓઘ મૂકી ભેદિયો, મેઘનાદ ચતુરસુજાણ. . ૧૨
રાવણ તવ સંપ્રદ થયો, મૂકિયાં બાણ અનંત;
તેણે જયંત ભેદ્યો હૃદેમાં, જાણ્યું હવે આણ્યો અંત. ૧૩
ત્યારે દૈત્ય આવ્યો પૂલોમા, એ શચિકેરો ભ્રાત;
તે ઇંદ્રસુતને કર ગ્રહી, ગયો સમુદ્રમાં સાક્ષાત. ૧૪
પછે અમર ભાગ્યા રણ વિષેથી, મુખ મૂકતા નિઃશ્વાસ;
ઇંદ્રે જાણ્યું જયંત સુત, સર્વથા પામ્યો નાશ. ૧૫
રથ હાંકય મારો માતલી, જ્યાં હોય રાક્ષસ રાય;
મારો પુત્ર રણમાં પડ્યો, મેં ક્રોધ સહ્યો ન જાય. ૧૬
એવું ઇંદ્રનું વાયક સુણી, પછે પ્રેર્યા તોખાર;
ત્યારે મેઘ મારુત અમરનર, પૂંઠે ચઢ્યા નિરધાર. ૧૭
ત્યારે ધરા લાગી કંપવા, થયો વિજયકેરો પાત;
બહુ તારા ગ્રહગણ તૂટિ પડે, રવિકળા ગઇ સાક્ષાત. ૧૮
એવા અપશુકન થાતા હવા, જ્યારે સંચર્યો સુરઇશ;
ત્યારે રથે ચઢિને આવિયો, રણમધ્યે લંકાધીશ. ૧૯
રાવણ કહે મેઘનાદને, સુત રહે આ ઠામ;
ઇંદ્ર સાથે રણ વિષે, હું કરીશ મહાસંગ્રામ. ૨૦
એવું કહીને સહસ્રાક્ષ ઉપર, ધસ્યો લંકાધીશ;
ત્યારે ધનુષ્ય ઇંદ્રે કર ગ્રહ્યું, મન સબળ આણી રીસ. ૨૧
દક્ષિણ દેશ લંકેશને તજી, સંચર્યા સુરરાય;
રાક્ષસ સંઘાતે યુદ્ધ કરે, તેને ક્રોધ અંગ ન માય. ૨૨
શતજોજન ગયો તે મારતો, મન ભય ન આણ્યો લેશ;
દેવતાતણી સેના વિષે, કર્યો રાવણે પ્રવેશ. ૨૩
દેવરાજ અતિ કોપે ચઢ્યો, પાડ્યાં બાણ પ્રચંડ;

રાક્ષસતણું દળ રણુ મધ્યે, કરતો હવો શત ખંડ. ૨૪
દશસ્કંધને વીંટયો સહી, અમરે મળી અવશ્યમેવ;
બાણુ આયુધ વૃષ્ટિથી, ઢાંકયો પછે તતખેવ. ૨૫
નભ વિષે બહુ અભ્રથી, સુત કશ્યપ પ્રગટે જેમ;
દેવતાતણી સેના વિષે, દશગ્રીવ પ્રગટયો તેમ. ૨૬
પણ રાવણે બહુ બાણુ મૂકયાં, મહાદારણુ હોય;
તેણે અમર આકળા થયા ઘણું, રણુ રહી શકયા નવ કોય. ૨૭
ગજ અશ્વ રથ બહુ પડયા, દળ સર્વ નાઠું જાય;
પછે યુદ્ધ કરવા આવિયો, રાવણુ પ્રત્યે સુરરાય. ૨૮
ત્યારે અમર સહુ ટોળે મળ્યા, કરતા હવા સિંહનાદ;
તે મેઘનાદે સાંભળ્યો, રાવણુશત્રુકેરો સાદ. ૨૯
મનમાંય દુષ્ટે એમ લહ્યું, મુજ તાત પામ્યો હાર;
પછે ઈંદ્રિ સામો આવિયો, બળવંત રાજકુમાર. ૩૦
ઈંદ્રિ ને મેઘનાદનું, મહાયુદ્ધ દારૂણુ હોય;
ઉભા દળમાં સુભટ નર, વિસ્મય થયા સર્વકોય. ૩૧

ઉથલો.

વિસ્મય થયા સર્વ કોઇ જોવા, વળી યુદ્ધ માંડયું બહુ રે;
અગસ્ત્ય કહે રઘુનાથને, તે કથા વિસ્તારી કહું રે. ૩૨

---

## કડવું ૨૮ મું.

### રાગ વેરાડી.

અગસ્ત્ય ઋષિ વાણી એમ બોલ્યા, સાંભળો રાઘવરાય;
મેઘનાદ ને ઈંદ્રતણું રણુમાં, યુદ્ધ દારૂણુ થાય. ૧
અન્યો અન્યે પછે બાણુ મૂકે, આણી ક્રોધ અપાર;
ગજ રથ અશ્વ પડયા રણુમધ્યે, વરત્યો હાહાકાર. ૨
ગદા સાંગ ફરશી ભલ્લ તુંબર, બીજાં અસ્ત્ર અનંત;
એક એકને અતિ પ્રહાર કરે, તે ઊભા સુભટ બળવંત. ૩
સુતરાવણે બાણુ મૂકયાં, તેનો ન લહું પાર;
વજ્રધર નાઠો રણુ તજીને, ગજે ચઢયો નિરધાર. ૪

---

૨૬. સુતકશ્યપ–કશ્યપના પુત્ર—સૂર્ય.

એક બાણ મૂક્યું સહસ્ત્રાક્ષે, કાળરૂપ જે હોય;
રાજપુત્રે તે તતક્ષણ છેદ્યું, વિસ્મય થયાં સર્વ કોય. ૫
મેઘનાદે મહાયુદ્ધજ માંડ્યું, શાંત થયો સુરરાય;
અંધકાર પ્રગટ્યો મહાદારૂણ, મારૂત સબળો વાય. ૬
રેણુ સબળ ઉડે રણમધ્યે, દૃષ્ટે ન દેખે કોય;
જઇ મેઘનાદે ઇંદ્ર ગ્રહ્યો, જે શચીતણો પતિ સોય. ૭
તેણે સમે અમરે બહુ મૂક્યાં, રાવણ ઉપર બાણ;
તવ વ્યાકુળ થયો લંકાપતિ ને, પરવશ હુઆ પ્રાણ. ૮
મેઘનાદ પિતા કને આવી, એમ બોલ્યો મુખ ત્યાંય;
ઇંદ્ર ગ્રહ્યો સ્વામી મેં રણમાં, હરખ ધરો મનમાંય. ૯
અમરમાત્ર એવું સાંભળી, રણથી શીઘ્ર પળાય;
પુત્ર સંઘાતે અતિ આનંદે, બોલ્યો રાવણરાય. ૧૦
સુત તારા પ્રતાપથકી, મારા મનની પો'તી આશ;
સુર સર્વને જીત્યા રણમાં, આણી મન ઉલ્લાસ. ૧૧
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે, તુજસમો નર નહિ કોય;
ઇંદ્ર સંઘાતે સર્વ કો આવ્યા, જ્યાં લંકાપુર હોય. ૧૨
વિધાતાને મુખ્ય કરી સુર, ત્યાં આવ્યા તતખેવ;
મેઘનાદ પ્રત્યે મુખ બ્રહ્મા, એમ બોલ્યા અવશ્યમેવ. ૧૩
તારૂં પરાક્રમ સુણીને, મુજમન હરખ ન માય;
માગ્ય માગ્ય વર આપું તુજને, હવે મૂકો મૂકો સુરરાય. ૧૪
મેઘનાદ વળતો એમ બોલ્યો, અજને નામી શીશ;
અમર કરો જો મુજને સ્વામી, તો મૂકું સુરઇશ. ૧૫
બ્રહ્મા કહે મૃત્યુ સૃષ્ટિ વિષે, કો અમર નહિ નર પ્રાણી;
તે માટે બીજો વર માગો, એ કારણ મન જાણી. ૧૬
મેઘનાદ વળતો એમ બોલ્યો, સાંભળો અશરણશરણ;
પૂરણ હોમ કર્યા પૂઠે સ્વામી, હું નવ પામું મરણ. ૧૭
અધવચ્ચ હોમ કરતાં ઊઠું, તો પડજો મુજ દેહ;
કરૂણાસિંધુ કૃપા કરીને, મુજને વર આપો એહ. ૧૮
બ્રહ્મા કહે તેં સુરપતિ જીત્યો, કરી મહાસંગ્રામ;
આજથકી ત્રૈલોક વિષે, તારૂં ઇંદ્રજીત ધરૂં નામ. ૧૯
મહાલજ્જા પામ્યો સુરનાયક, ઊભો હૃદે દુઃખ આણી;

શુન્યપણું ગ્રહી ઇંદ્ર રહ્યો ત્યારે, બ્રહ્મા બોલ્યા વાણી. ૨૦
જયપરાજય સહુકો પામે, સાંભળ્ય તું સુરરાય;
આજ દુઃખ પામ્યો તું રણમાં, તે કહું સર્વ ઉપાય. ૨૧
મેં દેવ દૈત્ય રાક્ષસ નિરમ્યા, સર્વ વિષે દૃષ્ટિ સરખી;
ઓછું અધિક નહિ દેહ કોને, જોને સુરપતિ નિરખી. ૨૨
નાર એક નિરમી મેં અહલ્યા, અતિસુંદર તન સાર;
એ અબળા થાપણ મેં મૂકી, ગૌતમને ગૃહદ્વાર. ૨૩
અહલ્યાતણું પાલણ કરે ગૌતમ, મોહ નવ પામ્યું મન;
એક સહસ્ર વર્ષ એમ વહી ગયાં, તેને રહેતાં ઋષિભુવન. ૨૪
સુરનર મોહ પામ્યા મનમધ્યે, અહલ્યા રૂપ અપાર;
એ કન્યાને જે કો વરશે, ધન્ય તેનો અવતાર. ૨૫
મહાધૈર્ય ગૌતમનું દેખી, હું સુખ પામ્યો ખેવ;
અહલ્યા ગૌતમને આપી, પ્રેમ ધરી અવશ્યમેવ. ૨૬
અહલ્યા વિષે આસક્ત થયો તું, પામ્યો મોહ અપાર;
ગૌતમકેરૂં રૂપ ધરી તું, તેશુ ચાલ્યો વ્યભિચાર. ૨૭
તે કારણ જાણીને મુનિવર, મહાકષ્ટ પામ્યા આપ;
વૃષણ રહિત ઇંદ્રિ તું થાય, એમ દીધો મુખ શાપ. ૨૮
કો એક સમે શત્રુવશ પાપી, કષ્ટ પામજે મન;
તે શાપથકી તું મહાદુઃખ પામ્યો, રણમાં સુરરાજન. ૨૯
(પછે) ક્રોધ ધરી ગૌતમ મુખ બોલ્યા, મુજને તેં ન લહ્યો નાર;
તો વિરૂપ થઇ ગંગાતટ રહેજે, રજની દિવસ મોઝાર. ૩૦
તારૂં રૂપ સકળ સ્ત્રી વિષે, જાઓ સહી તતખેવ;
એવો શાપ દીધો ઋષિનાયક, ક્રોધ ધરી અવશ્યમેવ. ૩૧
વળતી અહલ્યા એણીપેર બોલી, પતિને લાગી પાય;
તમરૂપ ધરી એ પાપી આવ્યો, તો શું લહું ઋષિરાય! ૩૨
મુજઇચ્છાએ નથી આચરી, અન્યાય એક લગાર;
તો મુજને મુનિવર! કાં શાપી, કયમ હશે ઉદ્ધાર. ૩૩
નિજપત્નીનાં વચન સુણી, ઋષિ એવી બોલ્યા વાણ;
ઇક્ષ્વાકુ કુળે પ્રગટ થશે, શ્રીરાઘવ ચતુરસુજાણ. ૩૪
વિશ્વામિત્રના યજ્ઞને વિષે, પધારશે રઘુવીર;
કૌશિકશું શ્રીરામ આવશે, ગંગાકેરી તીર. ૩૫

શ્રીરામચંદ્રનું દરશન કરતાં, તારો હશે ઉદ્ધાર;
દિવ્ય દેહ તું ત્યારે પામીશ, હેલામાત્ર મોઝાર. ૩૬
ગૈતમકેરા શાપથકી તું, દુઃખ પામ્યો રાજન;
વિષ્ણુયજ્ઞ કરો સુરનાયક, આનંદ આણી મન. ૩૭
પછે બ્રહ્મા ઇંદ્ર સકળ સુરનાયક, સ્વસ્થાનક તે જાય;
વિષ્ણુયજ્ઞ કીધો સહસ્રાક્ષે, આનંદ અંગ ન માય. ૩૮
અગસ્ત્ય કહે અહલ્યા ઉદ્ધારવા, તમે ધર્યો અવતાર;
ઈંદ્રજિતના પરાક્રમકેરો, સર્વ કહ્યો વિસ્તાર. ૩૯
જેણે સકળ અસુર રણ જીત્યા, કરી મહાસંગ્રામ;
તે પાપી લક્ષ્મણે માર્યો, આણી ધીર મન અભિરામ. ૪૦
એવાં વચન કહ્યાં ઋષિજીએ, આણી મન ઉલ્લાસ;
રઘુનંદન રળિયાત થયા, કહે કુંવર હરિનો દાસ. ૪૧

---

## કડવું ૨૯ મું.

### રાગ ગોડી.

અગસ્ત્ય વાણી ઉચ્ચરે, રઘુનંદન તે શ્રવણે ધરે;
મેઘનાદનું પરાક્રમ બહુ, એ કથા સંભળાવી સહુ. ૧
રાજ્ય કરે રાવણ નિરધાર, સુરિનર સર્વ મનાવ્યા હાર;
એક સમે શ્રીનારદ દેવ, લંકા વિષે આવ્યા અવશ્યમેવ. ૨
દશાનન અતિ હરખ્યો મન, પૂજા કરી આપ્યું આસન;
અતિ આનંદ હૃદયમાં ધરી, તવ નારદે વાણી ઉચ્ચરી. ૩
ધન્ય પરાક્રમ રાવણ તુજતણું, સુણતાં સુખ પામ્યો હું ઘણું;
ત્રણ ભુવનમાં જે રાજા હોય, યુદ્ધ કરી રણ જીત્યા સોય. ૪
તુજસમો નહિ કો બળવંત, અનેક જોધનો આણ્યો અંત;
નારદતણાં વાયક સાંભળી, લંકાપતિ મુખ બોલ્યો વળી. ૬
કરે હેત બ્રહ્મા મને ઘણું, તેથી હેત સ્વામી તમતણું;
ભુવન ત્રણમાં જાવાતણી, સ્વામી તમને તે ગતિ ઘણી. ૬
જેવું સાંભળી આવ્યા સહી, તે મુજને દેખાડો કહી;

---

૩. અતિ આનંદ હૃદયમાં ધરી–(પૂજા કરી).

નારદ કહે સુણ્ય રાવણરાય, હું તુજને કહું એક ઉપાય. ૭
ટોળે મળ્યા સુર કોટિ તેત્રીશ, તે ગયા જ્યાં છે જગદીશ;
રાખ્ય શરણુ શ્રીવૈકુંઠરાય, રાવણુ આગળ નહિ રહેવાય. ૮
અમો સબળ દુઃખ પામ્યા આજ, સાહ્ય કરો હવે શ્રીમહારાજ;
એવાં વાયક હ્રદયામાં ધરી, શ્રીહરિએ વાણી ઉચ્ચરી. ૯
કાં દેવો દુઃખ પામો ઘણું, મેં હણવું તન રાવણતણું;
શોક સર્વ મનથી પરહરી, જાઓ આશ્રમ સહુ વેગે કરી. ૧૦
તે માટે સુણ્ય રાવણરાય, હું તુજને કહું એક ઉપાય;
જો જીતે તું શ્રીજગદીશ, તો નિર્ભય થાયે લંકાધીશ. ૧૧
પશ્ચિમ સમુદ્ર વિષે અવશ્યમેવ, મળશે તને દેવાધિદેવ;
એવું કહી નારદઋષિ જાય, કોપે ચઢયો અતિ રાવણરાય. ૧૨
ગજ રથ હયદળ સંપ્રદ કરી, ગજ બેઠો સહી લંકેશ્વરી;
ખટમંત્રી રાવણના જેહ, સેન સહિત પૂઠે આવે તેહ. ૧૩
વાજે પંચ શબ્દ નિરધાર, ચાલ્યું સેન તેનો નહિ પાર;
પશ્ચિમ સમુદ્ર વિષે અતિઘણું, આવ્યું દળ પછી રાવણતણું. ૧૪
બેટ વિષે પ્રભુ દીઠા સહી, જેની શોભા નવ જાયે કહી;
અનલ કાંતિ દેહકેરી હોય, જોતાં જમળ ન આવે કોય. ૧૫
તારા વચ્ચે જેમ શોભે ચંદ્ર, અથવા અમરમધ્યે જેમ ઈંદ્ર;
પશુ સર્વમાંહે જેમ સિંહ કહેવાય, પક્ષી વિષે જેમ તારકરાય. ૧૬
સરિતામાં સહી ગંગામાત, વૃક્ષ વિષે જેવો પારિજાત;
ઉચ્ચૈઃશ્રવા જેમ હયમાં હોય, કુંજરમાં ઐરાવત સોય. ૧૭
ભુજંગમાં જ્યમ શેષ ઉદાર, પુરૂષમધ્યે તેમ જગદાધાર;
વિષ્ણુ સમિપે જઇ અવશ્યમેવ, લંકાપતિ બોલ્યો તતખેવ. ૧૮
અગસ્ત્યઋષિ કહે સુણો રાઘવરાય, તેનો તુજને કહું ઉપાય. ૧૯

---

૧૫. અનલ કાંતિ–અગ્નિ સરખી કાંતિ. જમળ–જોડું અર્થાત્ જેને
તાં તેની બરોબરીનો કોઈ બીજે ઠેકાણે મળે નહિ. જમળને ઠામે "જનમ"
ઠ છે પ્ર. ૩.

## કડવું ૩૦ મું.

### રાગ મારૂ.

અગસ્ત્ય કહે રાવણ એમ બોલ્યો, સાંભળો કહું શ્રીરામ;
કોણ છે તું સુભટ પરાક્રમી, આપ મને સંગ્રામ. ૧
દુષ્ટતણાં એવાં વાયક સાંભળી, બોલ્યા દેવ મોરારી;
મુજથી યુદ્ધ કરવા ઇચ્છે છે, તું પાપી જાઇશ હારી. ૨
સાંગ એક મૂકી મહાદુષ્ટે, પટ્ટીશ ને ત્રિશૂળ;
શ્રીહરિને તેણે પ્રહાર કર્યો, તે અનરથકેરૂં મૂળ. ૩
રાવણનું પરાક્રમ દેખીને, કોપ્યા શ્રીગોપાળ;
લંકાભૂપને પાણે ગ્રહીને, પ્રભુ ચાલ્યા પાતાળ. ૪
પછે કાલાવાલા કરવા લાગ્યો, તવ હરખ્યા જગદીશ;
દયા કરીને મૂક્યો પાપી, તવ નાઠો રાક્ષસધીશ. ૫
ભૂમિ વિષે રાવણે આવીને, મંત્રી તેડ્યા તત્કાળ;
મુજશું યુદ્ધ કરીને દારૂણ, પુરૂષ ગયો પાતાળ. ૬
આપણે અહીંથી એમ કરો, પાતાળ વિષે હવે જાવું;
તે માટે સુભટ હવે, વેગે સાવધાન થાવું. ૭
ભૂપતણાં એવાં વાયક સાંભળી, તવ હરખ્યા બહુ જોધ;
પાતાળમાં રાવણ સંઘાતે, ચાલ્યા આણી ક્રોધ. ૮
પૂઠેથી સૌ સેના સાંચરી, અગ્રે લંકાભૂપ;
ત્રણ કોટિ રાવણે દીઠા, સર્વે ચતુર્ભુજ રૂપ. ૯
શીશ મુકુટ કર્ણે શુભ કુંડળ, એકાવળ ઉર જાણ;
શંખ ચક્ર ગદા પદ્મ, સહુને કરે નિરવાણ. ૧૦
એક પુરૂષ તે મધ્યે બેઠો, મહાતેજોમય સાર;
તે જોઇને લંકાપતિ ચાલ્યો, સેન રહ્યું સર્વ બહાર. ૧૧
પુરૂષ દીઠો દશસ્કંધે, નિદ્રાવશ તે હોય;
પાસે અબળા વાયુ કરે, તેને રૂપે મળે નહિ કોય. ૧૨
જગમોહિની દષ્ટે પડી ત્યારે, કામ પ્રગટ્યો અંગે;
તેને ગ્રહવા દુષ્ટ દશાનન, તત્ક્ષણ આવ્યો સંગે. ૧૩
ચક્ષુ ઉઘાડી રાવણ સામું, જોયું જગદાધાર;

---

૫. ધીશ–અધીશ. ૯. ત્રણ–'મણ' પ્ર. ૩ ૭. ૧૦. કરે–હાથમાં.

વિષ્ણુતણે તેજે કરી પાપી, ભૂમિ પડ્યો તેણીવાર. ૧૪
એક મુહૂર્ત લગે રહી મૂર્છા, રાવણકેરે તન;
સાવધાન થઇ હરિ પ્રત્યે, બોલ્યો મુખ વચન. ૧૫
તુજ સામું જોતાં હું પડિયો, મહાદુઃખ પામ્યો મન;
તે માટે મને શીઘ્ર થઈ કહે, કવણ રૂપ તુજ તન. ૧૬
લંકભૂપનું વાયક સુણી, મુખ બોલ્યા શ્રીઅવિનાશ;
પૂછ્યાનો તારે અર્થ કશો છે, આણી મન ઉલ્લાસ. ૧૭
હું તુજથી કંઈ ભય નવ પામું, માને સાચી વાત;
કોઇક સમે રણમધ્યે પાપી, મેં કરવો તુજને પાત. ૧૮
પણ બ્રહ્માના વર માટે તુજને, મૂકું છું અવસ્યમેવ;
એવું સુણી પ્રભુ પ્રત્યે રાવણ, એમ બોલ્યો તતખેવ. ૧૯
ધાતાએ મુજને વર આપી, નિરભે કીધો સોય;
તે અજનું વાયક મિથ્યા, નર કરી શકે નવ કોય. ૨૦
મને ચૌદચોકડી નિરભે કીધો, ધાતાએ હિત વાણી;
એવું સુણી રાવણ સંઘાતે, શ્રીહરિ બોલ્યા વાણી. ૨૧
વૃથા થશે વાયક બ્રહ્માનું, મેં મન એમ વિચાર્યું;
નહિતર પાપી યુદ્ધ કરી, તુજને હેલામાં સંહારૂં. ૨૨
તે માટે મૂક્યો જીવતો, જા યાંથી તું આજ;
ચૌદચોકડી લંકાકેરૂં, કરની નિશ્ચે જઇ રાજ. ૨૩
રાવણ કહે તારૂં તેજ સહી, ન શક્યો એક લગાર;
તો મુજ મૃત્યુ લખ્યું તુજહાથે, એ જાણું નિરધાર. ૨૪
કો હીન પરાક્રમી મુજને જીતતાં, પામત હું મન શોક;
હું તુજહાથે પડીશ રણમાં, યશ હશે ત્રિલોક. ૨૫
એવું સુણી શ્રીરાઘવ પૂછે, અગસ્ત્ય પ્રત્યે શિર નામી;
સમુદ્રમધ્યે નર દીઠો રાવણ, કવણ રૂપ તે સ્વામી. ૨૬
ત્રણ કોટિ ચતુર્ભુજ દીઠા, તે સહી કેનાં રૂપ;
તે મધ્યે નર કોણ હતો, એમ પૂછે અયોધ્યા ભૂપ. ૨૭
સૂતો નર દીઠો દશસ્કંધે, તેજતણો ભંડાર;
તે કોણ રૂપ કહો મુજને ઋષિજી, ધરથકી વિસ્તાર. ૨૮
અગસ્ત્યઋષિ વળતા એમ બોલ્યા, સુણો રાઘવ બળવંત;
દશગ્રીવ ગ્રહી પાતાળ ગયો, તે સ્વયં કપિલ મહંત. ૨૯

ત્રણ કોટિ ચતુર્ભુજ દીઠા, કપિલતણા કુમાર;
પોતે કપિલ તે મધ્યે બેઠા, રઘુનંદન અવિધાર. ૩૦
નિદ્રાવશ દીઠા દશસ્કંધે તે, આદ્ય વિષ્ણુ કહેવાય;
ઊભી કમળા વાયુ કરે, તેની શોભા કહી નવ જાય. ૩૧
તે સ્વામી તમો પ્રગટ થયા છો, ઉતારવા ભૂભાર;
દેવ સર્વનાં દુઃખ નિવાર્યાં, દુષ્ટનો કર્યો સંહાર. ૩૨
અગસ્ત્ય કહે ઈંદ્રજિત ને રાવણ, અતુલ પરાક્રમી હોય;
પણ મારુતસુત સરખો રઘુનંદન, મહીતળમાં નવ કોય. ૩૩
એકી ફાળે સમુદ્ર ઉલ્લંઘી, લંકા ગયો તતકાળ;
પછે રાવણ કુંભકરણનાં ભુવન, જોયાં વિવિધ પ્રકાર. ૩૪
પછે અશોક વન આવી સીતાનો, શોક સર્વ શમાવ્યો;
ઉદ્યાન વન ભાંજી રાવણને, મહાક્રોધ ઉપજાવ્યો. ૩૫
જંબુમાલિ હણ્યો રણમધ્યે, પ્રધાનના સુત સાત;
વળતી લંકાને પ્રજાળી, કીધો મહાઉતપાત. ૩૬
સીતાની આજ્ઞા ગ્રહી આવ્યો, કહો તમને વિસ્તાર;
પવનપુત્રનાં પરક્રમકેરો, કે'તાં ન આવે પાર. ૩૭
અગસ્ત્યતણાં એવાં વાયક સાંભળી, બોલ્યા વિશ્વના બાપ;
સીતાને હું પામ્યો એ તો, હનુમંતનો પ્રતાપ. ૩૮
શીલ ક્ષમા પરાક્રમ સુબુદ્ધિ, બ્રહ્મચર્ય કહેવાય;
પવનપુત્રને અંગે સદા, એ માનો ઋષિરાય. ૩૯
વાળી સંઘાતે સુગ્રીવને જો, વેર ન હોત મુનિજન;
તો સ્વામી સીતારૂપી હું, ક્યમ પામત રતન. ૪૦
કપિશાર્દૂલ સા'ય થયો તો, રાક્ષસકુલ સંહાર્યું;
સુગ્રીવ ને હનુમંતતણા ગુણ, કેયી પેરે વીસારૂં. ૪૧
વાળી સંઘાતે સુગ્રીવને જ્યારે, વેર પડ્યું નિરધાર;
વાયુસુતે સુગ્રીવતણું પક્ષ, શે ન કર્યું લગાર? ૪૨
તે માટે હું આશ્ચર્ય પામ્યો, ઋષિજી કહો મને સોય;
પવનપુત્રનું પરાક્રમ સુણતાં, હરખ ઘણો મન હોય. ૪૩

ઉથલો.

હરખ ઘણો મન હોય સ્વામી, સાંભળવા ઇચ્છું હદે રે;
શ્રીરામજનકુંવર કહે, પછે અગસ્ત્યઋષિ વળતા વદે રે. ૪૪

---

૪૧. કપિશાર્દૂલ-વાનરોમાં વાઘ જેવો.

## કડવું ૩૧ મું.

### રાગ કેદારો ગોડી.

અગસ્ત્યઋષિ એમ ઊચરે, સાંભળો રાઘવરાય;
હનુમંતના પરાક્રમતણો, હું કહું સર્વ ઉપાય. ૧
સુમેરૂ પર્વત વિષે, કેસરી કપિવર હોય;
તેને અંજની ઘેર ભાર્યા, સત્ય માનજો સર્વ કોય. ૨
અંજનીએ સુત પ્રસવ્યો, મન ધરી પ્રેમ અપાર;
ઈંદ્રિથી અધિકો પરાક્રમી, બળવંત અંગ ઉદાર. ૩
પછે પ્રાતઃકાળ હવો સહી, અંજની ગઈ વન એવ;
સુત વાયુની દૃષ્ટે પડચો, પ્રગટચો દિનકર દેવ. ૪
જાણ્યું રક્ત ફળ એ ભક્ષ કરૂં, એવું વિમાર્શ્યું બળવંત;
સુતકશ્યપ સામો ઉત્પત્યો, જે પરાક્રમી હનુમંત. ૫
નિજ તાત સાથ હતો તદા, અતિ પવન શીતળ વાય;
સ્તંભન કરી હનુમંતને, એમ ગગનમારગ પળાય. ૬
શીતળ પવનથી સૂર્યનો, પરિતાપ અંગ ન હોય;
જઇ રથ ગ્રહ્યો ભાસ્કરતણો, સુર થયા વિસ્મય સોય. ૭
શ્રીસૂર્યે મનમાં વિમાર્શ્યું, રામ કાર્ય કરશે એહ;
તે માટે નવ બાળવો, હનુમંતકેરો દેહ. ૮
તેણે સમે ત્યાં આવિયો, રાહુ ગ્રસવા દિનકર દેવ;
અંજનીસુતને દેખતાં, નાશી ગયો તતખેવ. ૯
જઇ રાહુ વદે એમ ઇંદ્રશું, મન કરી ક્રોધ અપાર;
સૂર્યને ગ્રસવા આવિયો, કો અન્ય રાહુ નિરધાર. ૧૦
તમો રાહુ બીજો કર્યો, મુજ ભાગ લેવા કાજ;
એવું સાંભળી રાહુ પ્રત્યે, એમ ઊચર્યો સુરરાજ. ૧૧
હવે આવ આપણ ત્યાં જઇએ, જ્યાં કશ્યપનો સુત હોય;
હું કરીશ પ્રાજે તેહને, રાહુ છે બીજો કોય. ૧૨
એવું કહી ઐરાવતે ચઢચો, વજ્ર ગ્રહ્યું નિજ પાણ;
આગળ કરી રાહુ દૈત્ય દેખી, આવિયો સુર નિરવાણ. ૧૩
રાહુ દૈત્ય દેખી આવતો, રઘુવીર તું આવિધાર;

૪. સુતવાયુની–વાયુના સુતની–હનુમાનની.

રવિરથ તજીને રાહુ પ્રત્યે, ધસ્યો પવનકુમાર. ૧૪
ત્યારે નાશી ગયો વેગે કરી, સુરરાજ હુતો જ્યાંય;
સુતવાયુ દેખી આવતો, ભય ઉપજ્યો મનમાંય. ૧૫
પછી વજ્ર ઇંદ્રે પાઠવ્યું, મન ધરી ક્રોધ અપાર;
વામ ઉરૂ વિષે હનુમંતને, સર્વથા કીધો પ્રહાર. ૧૬
તેને વ્યથા વાધી અતિઘણી, વ્યાકુળ થયો બળવંત;
સુમેરૂ પર્વતને વિષે, પડતો હવો હનુમંત. ૧૭
તેણે સમે મારૂતને મન, સબળ પ્રગટચો ક્રોધ;
ત્રૈલોક્યમાંથી પવનનો, તતકાળ કીધો રોધ. ૧૮
પછી વાયુરોધ હવાથકી, સૌ આકુળવ્યાકુળ થાય;
સુરમુનિએ બ્રહ્માપ્રત્યે, કહ્યો સર્વ ઉપાય. ૧૯
સ્વામી પવનકેરા રોધથી, સૌ દુઃખ પામ્યા પર્મ;
ત્રૈલોક્યમાં સહી જાણજો, રહ્યો સઘળો ધર્મ. ૨૦
બ્રહ્મા વદે મારૂતવશ, બ્રહ્માંડ તો વળી હોય;
તમો પવનરોધ થયાથકી, દુઃખ પામશો સર્વ કોય. ૨૧
એવું કહી સુરમુનિશુ પછે, બ્રહ્મા શીઘ્ર પળાય;
સુમેરૂ પર્વત આવિયા, આનંદ અંગ ન માય. ૨૨
સુત સંઘાતે મારૂત જઇ, ચરણે લાગ્યો ખેવ;
ત્યારે બ્રહ્માએ હનુમંતને, શિરપાણિ ધર્યો અવશ્યમેવ. ૨૩
તવ વ્યથા ટળી હનુમંતની, શાંતના પામ્યા સત્ય;
દેહકળા બળ વાધ્યું ઘણું, આનંદ પામ્યો અત્ય. ૨૪
ત્યારે દેખી પુત્ર પવનતણે, મન હવો હરખ અપાર;
વાયરો મળ્યો ત્રૈલોક્યને, થઈ રહ્યો જય જયકાર. ૨૫

ઉથલો.

થઇ રહ્યો જય જયકાર ભાઇઓ, તેમાં કંઇ સંદે' નહિ રે;
જનકુંવર કહે સુરપતિ પ્રત્યે, પછે બ્રહ્માએ વાણી કહી રે. ૨૬

---

## કડવું ૩૨ મું.

### રાગ વેરાડી.

અગસ્ત્ય કહે સાંભળ રઘુનાથ, સુરનર અતિ આનંદ્યો સાથ;

ધાતાએ મન આનંદ ધરી, સુરપતિ પ્રતિ વાણી ઉચ્ચરી. ૧
વાયુપુત્ર મહાબળિયો હોય, કાર્ય આપણું કરશે સોય;
તે માટે સાંભળ રાજન, સર્વે મળી આપે વરદાન. ૨
પવનપુત્રને સુરભૂપાળ, કમળતણી આરોપી માળ;
વજ્રપ્રહાર તને કીધો વીર, તોતો થાઓ વજ્રમય તારૂં શરીર. ૩
સોમ અશનું તુજ તેજ હોય, મેં તુજને વર આપ્યો સોય;
વિદ્યા સકળ એને આવજો, મહાબળિયો સંગ્રામે હજો. ૪
વરૂણ કહે વર આપ્યો સહી, મુજ પાશે બંધાશે નહિ;
જળથી મૃત્યુ ન પામે દેહ, મેં તુજને વર આપ્યો તેહ. ૫
ધર્મ કહે દંડ મારો જેહ, તારે અંગ ન ભેદે તેહ;
રોગમાત્ર નહિ વ્યાપે તારે અંગ, નહિ વ્યાપે ચિત્ત યુદ્ધથી ભંગ. ૬
જનાધિપ મુખ એમ ઉચ્ચરે, મારી ગદાથી તું નહિ મરે;
રૂદ્ર કહે મારાં આયુધ જેહ, તારે અંગ ન ભેદે તેહ. ૭
ધાતા કહે બ્રહ્મદંડજ જાણ, તુજને નહિ ભેદે નિરવાણ;
આયુષ્ય ઘણું સહી તારે હશે, તુજ શત્રુ સહુ ક્ષય પામશે. ૮
વિશ્વકર્મા વાણી એમ વદે, અહો વીર તું રાખે હ્રદે;
મારે વિષે વિદ્યા છે બહુ, તે તુજને આવડજો સહુ. ૯
મુજ નિર્મિત આયુધ જે સહી, તુજને દુઃખદાયક તે નહિ;
એવાં અમર આપી વરદાન, સહુ કો તે ચાલ્યા સ્વસ્થાન. ૧૦
પવનપુત્રને તેડી ગયા, અંજનીને આશ્રમ આવિયા;
હનુમંત વર પામ્યો તે સહી, પવને વિધિ અંજનીને કહી. ૧૧
સોંપી પુત્રને નારદ દેવ, આશ્રમે ચાલ્યા તતખેવ;
ત્યાર પછી હનુમંતે જઇ, ઋષિજીમાત્ર સંતાપ્યા સહી. ૧૨
મઠ આશ્રમ પાડે બળવંત, અન્નધીપાત્ર હરે હનુમંત;
કો ઋષિનાં વલૂરે શરીર, મહાઋષિ બળિયો મુખ પાડે રીર. ૧૩
શબ્દ સુણી દુઃખ પામ્યા આપ, તવ ઋષિયે મુખ દીધો શાપ;
નિજબળથી નથી લે'તો મન, દુઃખી કર્યા તેં બહુ મુનિજન. ૧૪
સંભાર્યું બળ તુજને હશે, કીર્ત્તિ સુણ્યે બહુ વૃદ્ધિ પામશે;
એવો શાપ ઋષિએ દીધો સહી, કળા કાંતિ હનુમંતની ગઇ. ૧૫

૧. સુરપતિ–'નરપતિએ' પ્ર. ૧–૩. 'નરપતે' પ્ર. ૧ લી. ૭. જના-ધિપ–કુબેર (?).

હાંક્યો અગ્નિ જેવો નિરધાર, તેવો જાણ્યો પવનકુમાર;
એકવાર શ્રીહનુમંત, સૂર્ય કને ગયો બળવંત. ૧૬
ઉદયાચળથી સાથે થયો, અસ્તાચળ રવિસંગે ગયો;
સૂર્યસમોવડ જે પરવરે, તો તે શતસમુદ્ર ઉલ્લંઘન કરે. ૧૭
ઋક્ષરજા વર કપિકેરો રાય, પરાક્રમ પ્રૌઢ કહ્યાં નવ જાય;
ઘણું રાજ્ય તેણે કીધું ધરણ, ઋક્ષરજા પછે પામ્યો મરણ. ૧૮
તેનો પુત્ર કપિ બળિયો વાળ, રાજ્યપાટ બેઠો તતકાળ;
સુગ્રીવ ને વાળી અવશ્યમેવ, યૌવરાજ્ય આપ્યું તતખેવ. ૧૯
બેહુમાં પ્રીતિ ન વાધી સાર, કાઢ્યો સુગ્રીવ વનમોઝાર;
સુગ્રીવની સાથે હનુમંત, રાત દિવસ રહેતો બળવંત. ૨૦
એનું બળ સંભારત કોય, તો કપિ વાલીને હણતો સોય;
પવનપુત્રનાં ચરિત્ર ઉદાર, તે કહેતાં મુખ ન આવે પાર; ૨૧
પ્રશ્ન કર્યું તમો રાઘવરાય, તે સર્વે મેં કહ્યો ઉપાય;
રામચંદ્રની આજ્ઞા ગ્રહી, અગસ્ત્યઋષિ ગૃહ ચાલ્યા સહી. ૨૨
અંતઃપુરમાં અવશ્યમેવ, રઘુનંદન ચાલ્યા તતખેવ;
નિજ આસને પ્રભુ પોઢ્યા સહી, રાત્રી પાછલી જ્યારે રહી. ૨૩
પંચશબ્દ વાજિત્ર જેહ, વિવિધ પ્રકારે વાજે તેહ;
ભાટ બંદીજન કરે વખાણ, જાગ્યા રાઘવ ચતુરસુજાણ. ૨૪
તવ રામે શય્યા પરહરી, અવગાહન કર્યું વેગે કરી;
પૂર્વજને બહુ બ્રહ્મદેવ, રઘુનાથે અરચ્યા તતખેવ. ૨૫
કીધા હોમ અગ્નિહોત્રજતણા, આપ્યાં દાન વાડવને ઘણાં;
દ્વાર આંગણે આવ્યા ભગવાન, તવ દીઠા પુરોહિત પ્રધાન. ૨૬
પ્રણામ કરીને સંગે થયા, સભા વિષે રાઘવ આવિયા;
સિંહાસને બેઠા શ્રીરામ, કરતા હતા સર્વે કો પ્રણામ. ૨૭
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ જેહ, કરે પ્રણામ પ્રભુને તેહ;
વસિષ્ઠઋષિ આવ્યા નિરધાર, આપ્યું આસન જગદાધાર. ૨૮
સહસ્રવેદતણા ભણનાર, સભામધ્યે બેઠા તેણીવાર;
રાક્ષસરાજ વિભીષણ જેહ, સભામધ્યે બેઠા છે તેહ. ૨૯

---

૧૮. ઋક્ષરજા ઇ૦–એ નામનો વાનરોનો કોઈ વર (શ્રેષ્ઠ) રાય હતો. ૨૫. અવગાહન–સ્નાન.

વાનરપતિ સુગ્રીવ અવશ્યમેવ, સભા મધ્યે બેઠા આવી તતખેવ;
અનેક દેશતણા ભૂપાળ, સભા વિષે આવ્યા તત્કાળ. ૩૦
સભા વિષે પ્રભુ શોભે એમ, તારા મધ્યે નિશાપતિ જેમ;
દેવસભા મધ્યે શોભે ઈંદ્ર, તેમ શોભે રાઘવ નરેંદ્ર. ૩૧
રામચંદ્ર સુખ પામ્યા હદે, જનક પ્રત્યે વાણી એમ વદે;
દાસકુંવર કહે આનંદ ધરી, તે કથા કહીશું વિસ્તરી. ૩૨

---

## કડવું ૩૩ મું.

### રાગ આશાવરી.

રઘુનંદન એમ ઊચરે, કાંઇ આનંદ મનમાં આણી રે;
વાણી રે જનક પ્રત્યે એમ ઊચરે રે. ૧

### ઢાળ.

રાય જનક પ્રત્યે એમ ઊચરે, જે સ્વામી શ્રીમહારાજ;
રિદ્ધિ રત્ન લેઇ બહુ યાંથકી, તમો જાઓ મિથિલા આજ. ૨
તમો પિતાકેરે સ્થાનકે છો, મુખ વદે શ્રીરામ;
મોકલું ભરતને વળાવવા સ્વામી, સંચરો નિજ ધામ. ૩
રાય જનક એવું સાંભળી, મન હવો હરખ અપાર;
જામાત્ર જાણી સમર્પ્યા, બહુ અશ્વ ગજ ભંડાર. ૪
પુત્રી સંઘાતે પ્રેમ આણી, મળ્યા તવ મહીપાળ;
રઘુવીરની આજ્ઞા ગ્રહી, રાય સંચર્યા તતકાળ. ૫
યુધાજિત્ કૈકેયીતણો, જે ભ્રાત બળિયો હોય;
તે સાથે રઘુપતિ ઊચર્યા, આનંદ આણી સોય. ૬
હેતવંત માતુલ હમારા, તમો સુભટ પરમ ઉદાર;
તમો કૃપા માટે દશાનન મેં, હણ્યો નર નિરધાર. ૭
ત્યાં ઘણા દિવસ થયા તમો, આવિયા મળવા સોય;
હવે આજ વેગે સંચરો, નગર વિષે સર્વ કોય. ૮
બહુ ધન આપ્યું રાયને, તેનો કહેતાં પાર ન થાય;
પછે યુધાજિત્ વળતું વદે, આનંદ અંગ નમાય. ૯
હિતરૂપી તુજ વાયક સૂણી, હું પામ્યો હરખ અપાર;

---

૩૧. નિશાપતિ-ચંદ્ર. ૨. મિથિલા-મિથિલાપુરીમાં.

તારી કૃપા માટે છે સહી, પૂરણ પદારથ ચાર. ૧૦
ગજ અશ્વ ધન બહુ સમર્પ્યાં, શ્રીરામને અવશ્યમેવ;
પછે કૈકેયે રઘુનાથની, આજ્ઞા ગ્રહી તતખેવ. ૧૧
સ્વજન સહુકોને મળી, નૃપ શીઘ્ર માર્ગ પળાય;
પછે વોળાવા લક્ષ્મણ ગયા, આનંદ અંગ ન માય. ૧૨
પછે પ્રતર્દન રાજા પ્રત્યે, એમ ઊચર્યા શ્રીરામ;
સહુ સેન સાથે શીઘ્ર થઇ, સ્વામી સંચરો નિજ ગામ. ૧૩
જે વસ્તુ સહી તમને ગમે તે, ગ્રહો વેગે હાથ;
રક્ષા કરવા શત્રુઘ્ન સહી, આવશે તમ સાથ. ૧૪
બહુ રત્ન આપી રામની, આજ્ઞા ગ્રહી નિર્વાણ;
રાય સંચર્યો વાણારશી, જે છે સ્વર્ગ સમાન. ૧૫
સહાય કરવા રામની, ભરતે વિચાર્યું સોય;
ત્રણસેં પૂર્વે તેડાવ્યા, નૃપ મહાબળિયા હોય. ૧૬
એવું સાંભળીને ભરતવાયક, સાવધાન સર્વકો થાય;
અકેક અક્ષૌહિણી સેનશુ તે, શીઘ્ર આવ્યા રાય. ૧૭
તે દિવસથી પુર અયોધ્યામાં, રહ્યા સહુ રાજન;
આજ્ઞાકારી શ્રીરામના, આનંદ આણી મન. ૧૮
તે સાથે રાઘવ ઉચ્ચર્યા, મન ધરી પ્રેમ અપાર;
નિજ નગર સહુ કો સંચરો, મન ધરી હરખ અપાર. ૧૯
મેં હણ્યો રાવણ રણ વિષે, કરૂણા તમારી સોય;
તમવાટ સહુ જોતાં હશે, નિજ સ્વજન સુત સર્વ કોય. ૨૦
આજ્ઞા માગી રામની, નૃપ ભુવન પોતયા થાય;
ગજરથ અશ્વ મણિ મોકલ્યાં, તેની સંખ્યા કહી નવ જાય. ૨૧
સુગ્રીવ પ્રત્યે એમ વદે, રઘુવીર ચતુરસુજાણ;
કપિ સર્વ સાથે કિષ્કિંધા તે, જાયે સહી નિરવાણ. ૨૨
અંગદ કપિ હનુમંતને, પછે બેસાર્યા ઉચ્છંગ;
વસ્ત્રભૂષણ રામજીએ, ધરાવ્યાં તેને અંગ. ૨૩
વૈડૂર્યમણિનો હાર આપ્યો, પવનસુતને એવ;
સુગ્રીવ સંઘાતે ઊચર્યા, જે સ્વામિ દેવાધિદેવ. ૨૪
અંગદને તું આપજે, યુવરાજનો અધિકાર;
મુખ્ય મંત્રી કરજે પવનસુતને, ધરી પ્રેમ અપાર. ૨૫

નલ નીલ જાંબવંત તેને, કેસરી જે હોય;
સંપાતિ સુષેણ પનસ, શતબળ તેડાવ્યા સહુ કોય. ૨૬
પ્રજંઘ કુમુદ બલીમુખ, દુર્ધર્ષ દધિમુખ જેહ;
દરીમુખ ગવાક્ષ ગજ ગંધમાદન, તેડાવ્યા સહુ તેહ. ૨૭
વળી ધૂમ્રાક્ષ દ્વિવિદ પ્લવંગ, તારાધિપ ને તાર;
ઋષભ શરભ કપિ ઇંદ્રજાનુને, તેડાવ્યા નિરધાર. ૨૮
સહુ કપિદળને વસ્ત્રભૂષણ, આપ્યાં વિશ્વાવ્યાપ;
મેં હણ્યો રાવણ રણ વિષે, તે તમારો પ્રતાપ. ૨૯
પ્લવંગ એવું સાંભળી, રામને લાગ્યા પાય;
ત્યારે પવનસુત એમ ઊચર્યો, આનંદ અંગ ન માય. ૩૦
હનુમંત કહે વર આપિયે, રઘુવીર ચતુરસુજાણ;
જ્યાં લગે તમગુણ ભૂ વિષે, ત્યાં લગે રહે મમ પ્રાણ. ૩૧
શ્રીરામ કહે સુતપવન સુણ્ય મેં, આપિયું વરદાન;
પૃથ્વી વિષે મુજ કીર્ત્તિ હોય, ત્યાં લગે તું હનુમાન. ૩૨
પછે વિભીષણશું એમ વદે, રઘુવીર દીનદયાળ;
સહુ સુભટ સાથે સંચરો, લંકા વિષે તતકાળ. ૩૩
પ્રજા પ્રેમે પાળજો, ચાલજો મારગ સુધર્મ;
સત્‌ધર્મથી પામિયે, નવ પરભવે કો કર્મ. ૩૪
પછે વિભીષણ ચાંપ્યો હ્રદે, આનંદ આણી મન;
સંભારજો કો દિવસ મુજને, વદે રામ વચન. ૩૫
પછે વસ્ત્રભૂષણ વિભીષણને, આપિયાં શ્રીરામ;
મળી રાક્ષસ યોધ અનંતની, પૂરણ કરી ચિત્તે હામ. ૩૬
શ્રીરામ કહે સુગ્રીવ વિભીષણ, પ્રાણવલ્લભ હોય;
એકએકની માયા સહી, તે તજી ન શકે કોય. ૩૭
આજ્ઞા ગ્રહી સહુ સંચર્યાં, નિજ નયણે આવ્યાં નીર;
પછે વળાવિયા સહુ સાથને, ભુવન ગયા રઘુવીર. ૩૮

ઉથલો.

ભુવન ગયા રઘુવીર ભાઇ, તેમાં કંઇ સંદેહ નહિ રે;
જનકુંવર કહે શ્રીરામશું, વિમાન તવ બોલ્યું સહિ રે. ૩૯

---

૨૯. વિશ્વાવ્યાપ—જગતમાં સર્વત્ર વ્યાપી રહેલા.—'વિશ્વાવ્યાળ' પ્ર. ૧—૩.

## કડવું ૩૪ મું.

### રગ કેદારો.

વિમાન ગગનાંતર રહી, શ્રીરામ પ્રત્યે વાણી કહી;
સ્થિર થઇ રઘુનંદન, શ્રવણે ધરો રે. ૧

### ઢાળ.

રઘુનંદન શ્રવણે ધરો, વિમાન વદે તેણી વાર;
કુબેરતણું પ્રેર્યું હું આવ્યું, સાંભળ્ય જગદાધાર. ૨
ધનદ કહે લંકામાં તુજને, જીત્યું શ્રીરઘુનાથે;
રાવણ દુષ્ટ હણ્યો રણમધ્યે, બળિયા રાક્ષસ સાથે. ૩
તે માટે હું પ્રસન્ન થયો છું, આણે મન વિશ્વાસ;
ત્યાંથકી તું શીઘ્રે જઇ રહે, રામચંદ્રની પાસ. ૪
જે કાર્ય તુજને દે રઘુપતિ, તે કરજે અવશ્યમેવ;
તે માટે હું શીઘ્ર થઇને, ત્યાં આવ્યું તતખેવ. ૫
કહો તો સ્વામી રહુ ગગનમાં, થઈને અંતરધાન;
સંભારંતા પહેલું હું આવીશ, સાંભળો શ્રીભગવાન. ૬
રામ કહે તું રહે આકાશે, વધાવ્યું રે વિમાન;
પશ્ચિમ દિશ ઉપર તે ચાલ્યું, થઇને અંતરધાન. ૭
તેણે સમે એમ ભરત વદે, રઘુનાથ પ્રત્યે શિર નામી;
ધર્મરાજ્ય તમારૂં દેખી, આશ્ચર્ય પામ્યો સ્વામી. ૮
પ્રસવ વિષે કો નથી પામતી, વનિતા કષ્ટ લગાર;
જન્મ જરા અઘ ભય દુઃખવાર્જિત, પુરમાં સહુ નિરધાર. ૯
સકળ રસ આપે વસુધા, દ્વિજ પાળે પટ્કર્મ;
ક્ષત્રી વૈશ્ય ને શૂદ્ર સહિત રે, તજે નહિ કુળધર્મ. ૧૦
સદાકાળ વનસ્પતિ ફળી, બહુ માગ્યા વરસે મેહ;
દારિદ્ર શોક ચિંતા નહિ કોઇને, વ્યાધિ વર્જિત દેહ. ૧૧
ભરતતણું એવું વાયક સાંભળી, હરખ્યા રાઘવરાય;
પ્રજા સહુને જુગતે પાળે, આનંદ અંગ ન માય. ૧૨

---

૯. અઘ—પાપ. ૧૦. પટ્કર્મ—સ્નાન, સંધ્યા, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપૂજન, એવાં ૭ કર્મ.

અશોક વન વાડી એક ઉત્તમ, ત્યાં ચાલ્યા રઘુનાથ;
ક્રીડા કરવા શીઘ્ર સંચર્યા, જનકસુતાની સાથ. ૧૩
તે ઉદ્યાનતણી જે શોભા, કહેતાં ન આવે પાર;
સદાકાળ ત્યાં ફળી રહી રે, વનસ્પતિ ભાર અઢાર. ૧૪
ત્યાં સરોવરજળ પૂરણ નિર્મળ, કમળ સંખ્યા નવ થાય;
હંસ સારસ કરખરી કારંડવ, કરે તે જળક્રીડાય. ૧૫
મધપાન કરે શ્રીરાઘવ, જનકસુતાને પાય;
ક્રીડા કરે બહુ જનમનગમતી, આનંદ અંગ ન માય. ૧૬
એણી પેરે રાજ્ય કરે શ્રીરાઘવ, સુખ પામ્યા મનમાંય;
વર્ષ નવ સહસ્ર ને દશ ઉપર, પૂરણ હવાં ત્યાંય. ૧૭
પ્રથમ પહોર કુળધર્મ સાચવે, બીજે રાજ્યનાં કાજ;
ક્રીડા હાસ્ય વિનોદ કરે, મધ્યાન્હ પછી મહારાજ. ૧૮
રામાતેજ સીતાએ ધર્યું, અતિ હર્ષ હૃદેમાં આણી;
ગર્ભપ્રતિષ્ઠા કરી વસિષ્ઠે, રામ પ્રત્યે કહી વાણી. ૧૯
ગર્ભપરીક્ષા જોવા કારણ, પ્રેમદાને પૂછિયે;
પ્રેમ ધરીને જે કંઇ માગે, તે સીતાને દીજિયે. ૨૦
રામ કહે સુણ્ય જનકનંદિની, દુઃખના દિન સહુ વામ્યા;
સીતા સત્ય કરી મન જાણે, સુખ પૂરણ તે પામ્યા. ૨૧
માગ્ય જાનકી આપું તુજને, બોલ્યા મુખ શ્રીરામ;
ઇચ્છા કશી મન છે તાહરે, પૂરણ કરૂં ચિત્ત હામ. ૨૨
સીતાજી વળતાં એમ બોલ્યાં, લાગી પ્રભુને પાય;
ઋષિતણો આશ્રમ જોવા સ્વામી, ઇચ્છા મુજને થાય. ૨૩
કરવા ભક્તિ ઋષિપત્નીકેરી, કોડ ઘણો મને સ્વામી;
એ વર મુજને માગ્યો આપો, વચન કહું શિર નામી. ૨૪
રામચંદ્ર કહે એ તને આપું, સીતા નિશ્ચે જાણ;
બીજી પળ વિષે પછે વેગે, આવ્યા સારંગપાણ. ૨૫
ત્યાં મંત્રી બેઠા મહાબળિયા, પ્રભુજીને કરે પ્રણામ;
તેણેસમે વારતા કરતાં આવિયો, ભદ્ર જેનું નામ. ૨૬
કરી પ્રણામ રહ્યો તે ઊભો, પૂછે રાઘવરાય;

---

૧૪. ઉદ્યાન–વાડી. ૧૫. કરખરી–એક જાતનું પક્ષી. કારંડવ–એક જાતનું પક્ષી.

જેવું સાંભળીને તું આવ્યો, તે કહેજે સત્ય ઉપાય. ૨૭
એવું સુણીને ભદ્ર વદે, રઘુનાથ પ્રત્યે શિરનામી;
નગર વિષે મેં જેવું સાંભળ્યું, તે સંભળાવું સ્વામી. ૨૮
લોક સર્વ પુરના જે વાશી, પરસ્પરે રહી બોલે;
ધર્મરાજ્ય શ્રીરાઘવ કેરું, અન્ય ભૂપ નહિ તોલે. ૨૯
કોઇ કહે પ્રજાને પ્રેમે, રામચંદ્ર સહી પાળે;
એકેએક કહે રઘુવીર વિના, હરી સીતા કોણ વાળે. ૩૦
એકેએક કહે એણે સાયર બાંધ્યો, સ્વામી શ્રીજગદીશ;
રામ વિના રાવણનાં રણમાં, કોણ છેદે શીશ. ૩૧
વળતા રામ કહે સુણ્ય ભદ્ર, સત્ય વાયક કહું તુજને;
રખે અસત્ય વાયક તું બોલે, કહે સત્યારથ મુજને. ૩૨
એવું સાંભળી ભદ્રજ મનમાં, બીન્યો તે તતખેવ;
જે વાયક સાંભળ્યું હતું તે, નિવેદ્યું અવશ્યમેવ. ૩૩
પ્રેમદા પરભુવન ગઇ તેને, ઘેર રાખે કો પ્રાણી?
શ્રીરામચંદ્ર સીતાને રાખે, પરમ હરખ મન આણી. ૩૪
જેવો રાય છે તેવી પ્રજા, નગર વિષે સૌ થાશે;
યદ્યપિ સ્રીઓ અન્ય ભુવને જશે તો, રામે કયમ પૂછાશે. ૩૫
એવું સાંભળીને સૌ કોએ, કીધું નીચું શીશ;
વાયકરૂપી બાણ તન ભેદિયાં, રૂદન કરે જગદીશ. ૩૬
તેણે સમે મંત્રી એમ બોલ્યા, પ્રભુ પ્રત્યે શિર નામી;
એ વાયક તમો હૃદે કમળમાં, ધરશું ન ધરે સ્વામી. ૩૭
પછે સુભટ સર્વને આપી આજ્ઞા, વળ્યા કરી પ્રણામ;
ભુવનતણા પ્રતિહાર પ્રત્યે, જઈ એમ બોલ્યા શ્રીરામ. ૩૮
ભરત શત્રુઘ્ન લક્ષ્મણને, તમો તેડી આવો આંય;
એવું કહીને રામચંદ્ર પછે, શીઘ્ર ગયા ઘરમાંય. ૩૯

ઉથલો.

શીઘ્ર ગયા ઘરમાંય રાઘવ, તેમાં કંઈ સંદેહ નહિ રે;
જનકુંવર કહે પ્રતિહાર ચાલ્યો, લક્ષ્મણની પાસે સહી રે. ૪૦

---

૨૮. ભદ્ર–એ નામનો છૂપો દૂત.

## કડવું ૩૫ મું.

### રાગ મલ્હાર.

રઘુવીરતણાં વાયક સુણી, પ્રતિહાર સંચર્યો જાણ રે;
લક્ષ્મણતણા ભુવન વિષે તે, શીઘ્ર ગયો નિરવાણ રે. ૧
પછે દ્વારપાળ લક્ષ્મણ પ્રત્યે, એમ બોલ્યો લાગી પાય રે;
સ્વામી શીઘ્રે થઇને સંચરો, તેડે છે રાઘવરાય રે. ૨
લક્ષ્મણ એવું સાંભળી, રથે બેશી ચાલ્યો ખેવ રે;
પછે ભરતતણે ભુવને સહી, પ્રતિહાર ગયો અવસ્યમેવ રે. ૩
સ્વામી શીઘ્રે થઇને સંચરો, તેડે રાઘવ દીનદયાળ રે;
ભરત સુભટ તે સાંભળી પછે, ચાલ્યો તે તતકાળ રે. ૪
પછે શત્રુઘ્ન પાસે જઇ, પ્રતિહારે કહ્યું પ્રણામ રે;
તમો શીઘ્રે થઇને પધારિયેં, જ્યાં બેઠા છે શ્રીરામ રે. ૫
શત્રુઘ્ન ચાલ્યો સહી, મન આણી અતિ ઉલ્લાસ રે;
ત્રણે જણ આવ્યા સહી, રઘુનંદનકેરે પાસ રે. ૬
ભરત શત્રુઘ્ન લક્ષ્મણે, પ્રણામ કર્યા મહાવીર રે;
દીસે રામવદન સહી દામણું, નયણે ભરિયાં નીર રે. ૭
ત્યારે ત્રણે સુભટ વિસ્મય થયા, મનમાંય વિમાસે વાત રે;
આજ સનમુખ રાઘવ શે નથી, એ શો ઘટે ઉતપાત રે. ૮
રામ કહે એમ ભરતને, સુજવાયક તું અવિધાર રે;
સૌ લોક વિષે નિંદિત હવી, એ સીતા ઘરની નાર રે. ૯
પછે ભદ્રતણું વાયક હતું તે, સંભળાવ્યું તવ સોય રે;
દેશ નગરમાંહે સહી, અપવાદ વદે સર્વ કોય રે. ૧૦
મેં માર્યો રાવણ રણ વિષે, મૂકાવી સીતા નાર રે;
પછે ધીજ કરાવ્યું એહને, સૌ કો જોતાં તેણીવાર રે. ૧૧
અગ્નિદેવ શીતળ થયો, ત્યાં આવ્યા સુર ગંધર્વ રે;
એ પાપરહિત છે જાનકી, એમ કહેતા હવા મુખ સર્વ રે. ૧૨
તેણે સમે અંતરીક્ષથી, દશરથે પૂરી સાખ રે;
એ સીતા નિશ્ચે સાધવી, એને રામચંદ્ર તું રાખ રે. ૧૩
પછે સોંપી મુજને જાનકી, મેં તો રાખી ઘેર આજ રે;

---

૮. સન્મુખ–પ્રસન્ન. ૧૦. અપવાદ–નિંદા.

તે લક્ષ્મણ તું જાણે સહી, એમ કહે શ્રીમહારાજ રે. ૧૪
હું જાણુંછું એ સાધ્વી સહી, સીતા છે નિરધાર રે;
લોકતણા અપવાદથી મેં, તજવી વન મોઝાર રે. ૧૫
ઇક્ષ્વાકુતણા કુળ વિષે સહી, પ્રગટ થયો હું આજ રે;
સહુ કીર્તિ ગઇ મારી સહી, એમ કહે છે શ્રીમહારાજ રે. ૧૬
અથવા સીતાને તજું હું, તમસાકેરી તીર રે;
રથે બેસારી તું જાનકી, વન લઇ જા લક્ષ્મણવીર રે. ૧૭
એને ઋષિ આશ્રમ જોવાને, અતિ કોડ થયુંછે મન રે;
તું લક્ષ્મણ મૂકી આવજે, જ્યાં વાલ્મિકિનું છે વન રે. ૧૮
જનકસુતા ઘેર રાખવા કો, કહેશો મા નિરવાણ રે;
અપકીર્તિ સુણતાં દેહ તજું તો, સીતા કવણ પ્રમાણ રે. ૧૯
ત્યારે મૌન ધરી સર્વ કો રહ્યા, દુઃખ પામ્યા દીનદયાળ રે;
એમ કરતાં રજની વહી ગઇ, પછે પ્રગટ્યો પ્રાતઃકાળ રે. ૨૦
લક્ષ્મણને રાઘવ કહે, જાઓ સુમંત્ર છે જ્યાંય રે;
તેને રથે સીતા બેસારો, પછે તજજો મહાવનમાંય રે. ૨૧
એવું રામતણું વાયક સુણી, નિજ નયને ભરિયાં નીર રે;
સુમંત્રતણા ભુવન વિષે, આવ્યા લક્ષ્મણ વીર રે. ૨૨
તવ લક્ષ્મણ કહે સુમંત્રને, રથ તત્પર કરો એક સાર રે;
રઘુનાથતણી આજ્ઞાથકી, રથ બેસશે સીતા નાર રે. ૨૩
એને ઋષિઆશ્રમ જોવાને, (અતિ) કોડ ઘણું છે મન રે;
ત્યારે રથ સંગ્રહ કર્યો (તદા), સુમંત્રે ત્યાં તતક્ષણ રે. ૨૪
તે રથ લઇ લક્ષ્મણ આવિયો, જ્યાં બેઠાં સીતામાય રે;
કહ્યું ભાભીજી રથ મોકલ્યો, તમ કાજે રાઘવરાય રે. ૨૫
એણે રથે બેશીને સંચરો, જ્યાં ઋષિના આશ્રમ હોય રે;
સીતા સતી એવું સાંભળી, મન આનંદ પામ્યાં સોય રે. ૨૬
વસ્ત્રાભૂષણ ગ્રહી જાનકી, બોલ્યાં લક્ષ્મણશું તેણીવાર રે;
એ ઋષિપત્નીને આપીશું, મનધરી પ્રેમ અપાર રે. ૨૭
રથે બેશી ત્યાંથી સંચર્યાં, મનમાંહે હર્ષ ન માય રે;
કૌસલ્યા સુમિત્રા સતીને, જઇને લાગ્યાં પાય રે. ૨૮
મને આજ્ઞા ઘો વન સંચરૂં, પૂજવા ઋષિની નાર રે;

---

૧૭. તમસા–એ નામની વાલ્મીકિના આશ્રમ પાસેની નદી.

કૌસલ્યા એવું સાંભળી, મુખે બોલ્યાં તેણીવાર રે. ૨૯
આગે ચૌદ વર્ષ રહી અરણ્યમાં, નવ પો'તી મન આશ રે;
સુખ વિવિધ પેરનાં પરહરી, વળી જાવા કરે વનવાસ રે. ૩૦
બાઈ હૃદેકમળમાં રામને, ચિંતવતાં દુઃખ હોય નાશ રે;
કૌસલ્યા એવું સાંભળી, પછે વેગે આપી આશ રે. ૩૧
રથે બેશી ત્યાંથી સંચર્યાં, ઉલટ અંગ ન માય રે;
તેને મારગમધ્યે જાતાં, અપશુકન બહુ થાય રે. ૩૨
સીતા લક્ષ્મણને કહે સહી, માનશુકન શે હોય રે ?
મારૂં નેત્ર અંગ ફરકે સહી, તેણે ચિંતા પ્રગટી સોય રે. ૩૩
મુજ હૃદય કંપે અતિઘણું, મન રાખ્યું ન રહે ઠામ રે;
મમ પ્રાણવલ્લભ કુશળી, કૌસલ્યાનંદન રામ રે. ૩૪
ત્યાંથી વેગે સંચર્યાં, સીતા ને લક્ષ્મણ વીર રે;
નિશા સમે પો'ત્યાં સહી, ગોમતી સરિતા તીર રે. ૩૫
રજનીવાસો ત્યાં રહ્યાં, જ્યારે પ્રગટ્યા દીનકરદેવ રે;
રથ જોડીને ત્યાંથકી, પછે ચાલ્યાં તતખેવ રે. ૩૬
મધ્યાન્હ દિવસ સમે થયો, એવે આવ્યા જાન્હવી પાસ રે;
સુંદર તટ દેખી કરી, જાનકી પામ્યાં ઉલ્લાસ રે. ૩૭
રથ રાખી નાવ અણાવિયું, ત્યાં બેઠાં સીતા નાર રે;
પછે બેશી લક્ષ્મણ ઊતર્યા, સુમંત્ર તું અવિધાર રે. ૩૮
જ્યાં લગે અમો અહીં આવિયે, ત્યાં લગે રહેજે આણે ઠામ રે;
પેલી તીરે જઈ ઉતર્યા, જપતા રાઘવનું નામ રે. ૩૯
તેણે સમે શોભિત સહી, સીતાનું મુખચંદ્ર રે;
તે લક્ષ્મણ અવલોકી કરી, કરતો હવો આક્રંદ રે. ૪૦
કમળનયની એ જાનકી, એને કયમ મેલીશ હું અરણ્ય રે;
મને કષ્ટકાર્ય આપ્યું સહી, પડિયો લક્ષ્મણ ધરણ રે. ૪૧
તે ગદગદ કંઠ હવો સહી, મુખ બોલી ન શકે વાણ રે;
એમ દુઃખ લક્ષ્મણ ધરતો હવો, એના પરવશ હવા પ્રાણ રે. ૪૨
ત્યારે સીતા કહે લક્ષ્મણ પ્રત્યે, તમો કાં દુઃખ પામો મન રે;

---

૨૯. આશ દ્યો—આશિષ આપો. ૩૧. બાઇ—(સીતાવાક્ય) ૩૮. બેશી–(નાવમાં). ઉતર્યા—(નદીની પાર.)

કહો કારણ શું મનમાં વસ્યું, મુખ કહો સત્ય વચન રે. ૪૩
શું રામચંદ્રે દૂભવ્યા તમો, જે માંડ્યું રૂદન અપાર રે;
તમો સુભટ સરખા એમ કાં કરો, મન ધીર ધરો નિરધાર રે. ૪૪
એક દિન આપણ રહીશું, મહામુનિનો આશ્રમ જ્યાંય રે;
લક્ષ્મણજી નિશ્ચે જાણજો, જે જઈશું અયોધ્યામાંય રે. ૪૫
તમો મહાદુઃખ પામ્યા મન વિષે, એ મુજને કહો ઉપાય રે;
વળતા લક્ષ્મણ ઊચરે, સીતાને લાગ્યા પાય રે. ૪૬
અપવાદ તમારો સાંભળી, પ્રભુ પામ્યા મન વૈરાગ રે;
તે માટે વનમાં મોકલ્યાં સહી, તમને કીધાં ત્યાગ રે. ૪૭
મને એ કારણ મોકલ્યો, મુજ કાં નથી પડતો દેહ રે;
મૃત્યુ પામું તો અતિશે ભલું, પણ એ દુઃખનો નહિ છેદ રે. ૪૮
એવું કહી લક્ષ્માણ રોતો હવો, મુખ મૂકી બહુ નિઃશ્વાસ રે;
પછી જનકસુતા એમ ઉચરે, કહે કુંવર હરિનો દાસ રે. ૪૯

---

## કડવું ૩૬ મું.

### રાગ સોરઠી.

સીતા બોલ્યાં રે બોલ્યાં રે, સાંભળ લક્ષ્મણ વાત;
વણ અપરાધે રામચંદ્રે, મુજને કાં કીધી ઘાત. સીતા૦ ૧
રાઘવને ચરણે છે મારૂં, સત્ય નિરંતર મન;
એક દિવસ મેં નથી લોપ્યું, રામતણું વચન. સીતા૦ ૨
પૂર્વે રામ ગયા વનમધ્યે, ત્યારે હું હતી પાસ;
મુજ અરથે રણમાં રાવણનો, તતક્ષણ કીધો નાશ. સીતા૦ ૩
સાસુકેરાં કે'ણ મધ્યે, હું રેહેતી નિરધાર;
વાંક વિના રઘુનાથજીએ, મને કાઢી વનમોઝાર. સીતા૦ ૪
પૂર્વે શાં મેં પાપ કર્યાં છે, આ ભવ પ્રભવે આપ;
એવું કહીને જનકસુતા પછે, કરતી મહાવિલાપ. સીતા૦ ૫
રામ વિના ક્યમ રહું એકલી, ઋષિઆશ્રમ મોઝાર;
કો મુજને અપરાધ પૂછશે તો, શું કહીશ નિરધાર. સીતા૦ ૬
તેણે સમે લક્ષ્મણ એમ બોલે, સીતા સાથે સોય;

---

૨. સત્ય-'સદા' પ્ર. ૧-૩.

રાયદશરથનો સખા મિત્ર છે, વાલ્મીકિઋષિ એ હોય સીતા૦ ૭
તે મહાનુભાવનો આશ્રમ પાવન, રહેજો તેણે ઠામ;
પતિવ્રતા વ્રત સદા પાળજો, રાખી હ્રદે શ્રીરામ. સીતા૦ ૮
સીતાને એવું કહીને, નાવ વિષે બેઠા લક્ષ્મણ વીર;
ફરીફરીને સીતાને જુએ, પછે પો'ત્યા પેલી તીર. સીતા૦ ૯
લક્ષ્મણ રથ બેશીને ચાલ્યો, નયણે વહે જળધાર;
જોતો જોતો અદર્શ થયો પછે, માંડયું રૂદન અપાર. સીતા૦ ૧૦
તેણે સમે તે વનતણાં બહુ, પશુ પક્ષી જે હોય;
સીતાતણા વિલાપથકી, તે દુખિયાં થયાં સર્વ કોય. સીતા૦ ૧૧
તે સ્થાનક ઋષિ વાલ્મીકિ આવ્યા, દીઠો મહાઉત્પાત;
વાલ્મીકિઋષિ આગળ જઇને, કહેતા હવા સહુ વાત. સીતા૦ ૧૨
સ્વામિ આપણા વન વિષે, કો અબળા આવી એક;
દેવકન્યા કે લક્ષ્મી જોતાં, દીસે રૂપ વિશેષ. સીતા૦ ૧૩
ઋષિ કહે રાય દશરથની વધુ, એ રામચંદ્રની નાર;
જનકરાયતણી સહી પુત્રી, આવી વન મોઝાર. સીતા૦ ૧૪
સીતા દોષ રહિત સાધવી, ધર્મવતી મહાપર્મ;
ઊઠો મૈથિલી શીઘ્ર થઇને, આવો અમ આશ્રમ. સીતા૦ ૧૫
એવું સુણીને જનકાત્મજા, લાગ્યાં ઋષિને પાય;
સીતા સંઘાતે વાલ્મીકિઋષિ, આશ્રમ પો'ત્યા થાય. સીતા૦ ૧૬
પછે વિદ્યાર્થી પ્રત્યે ઋષિ બોલ્યા, સાંભળો નિરધાર;
કરજો ભક્તિ તમો જનકસુતાની, આણી પ્રેમ અપાર. સીતા૦ ૧૭
ઋષિ વાલ્મીકિનાં વચન સુણી, સીતામન હર્ષ ન માય;
મારા વિષે લક્ષ્મણ સંચરિયો, તે કહું સર્વ ઉપાય. સીતા૦ ૧૮

---

## કડવું ૩૭ મું.

### રાગ ધનાશ્રી.

લક્ષ્મણ ત્યાંથી સંચર્યો રે, નગર અયોધ્યા જાય;
સીતાતણા સંતાપથી રે, એને હ્રદયે તે શોક ન માય. ૧

---

૪. રહેતી–'કહેતી' પ્ર. ૧–૩. ૧૭. ભક્તિ–સેવા. ૧૮. સીતા–'સીતા મન હર્ષે મન ના માય' પ્ર. ૩ ૭.

સૌમિત્રિ ત્યાં વિમાસતો રે, કહું તે સત્ય ઉપાય;
અપવાદ માટે જાનકી રે, તજી છે રાઘવરાય. ૨
અપવાદ માટે જાનકી, રામે તજી નિરધાર;
મને કારજ એણે મોકલ્યો, ધિક્ક પડયો મુજ અવતાર. ૩
સીતા સતી શિરોમણિ, એને નથી મન વિખવાદ;
શ્રીરામજીએ પરહરી, ટાળવા શિર અપવાદ. ૪
સ્ત્રી તજ્યા માટે રામનો, અપવાદ ન ટળિયો સોય;
જો મૂકાવી તો કાં તજી, એમ કહેશે જન સર્વ કોય. ૫
લક્ષ્મણ દૂષણ પામ્યો ઘણું, પરવશ થયા નિજ પ્રાણ;
સુમંત્ર એવું સાંભળીને, એમ ઉચર્યો નિરવાણ. ૬
તમો શોક જે મનમાં ધરો તે, સર્વ મિથ્યા સોય;
પણ ભવિષ્યગતિ તે જાણવા, નર નથી સમર્થ કોય. ૭
તે માટે મન ધીર રાખો, કહું એક ઉપાય;
મહાનુભાવ દુર્વાસાતણું, વચન વૃથા નવ થાય. ૮
લક્ષ્મણ એણી પેરે ઉચર્યો, મન ધરી ધીર અપાર;
ઋષિ દુર્વાસાના વચનનો, મુજને કહો વિસ્તાર. ૯
સુમંત્ર કહે મુજ દશરથે, વાર્યો છે સાક્ષાત;
તું રખે નિવેદન કરે, કો આગળ જઇ વાત. ૧૦
તે ક્યમ કહું તેણે કહ્યું? ક્યમ મળ્યું પૂર્વ વચન;
તમો વાત મનમાં રાખજો, એ ન જાણે કો જન. ૧૧
એક સમે રાય દશરથ ગયા, વસિષ્ઠનો આશ્રમ જ્યાંય;
અત્રિતણા સુત દુર્વાસા, બેઠા હતા સહી ત્યાંય. ૧૨
ઊભા ઋષિને ચરણ લાગ્યા, શીઘ્ર થઇને રાય;
સનમાન દીધું ભૂપને, ઋષિ હૃદે હર્ષ ન માય. ૧૩
ઋષિ દુર્વાસા પ્રતિ એમ વદે, દશરથ જે રાજાન;
સ્વામી ભૂત ભવિષ્ય વર્ત્તમાનનું, છે તમને સૌ જ્ઞાન. ૧૪
તમો યોગ્ય છો કહેવા પ્રભુ, હું પૂછું કરી પ્રણામ;
કેટલા વરસ સહી રાજ્ય કરશે, અયોધ્યાનું રામ. ૧૫

---

૧૧. તે ૪૦-તેણે મને કહ્યું (કહેલું) તે હું (તમને) કેમ કહું? ક્યમ ૪૦—એ પૂર્વ વચન (ઋષિનું) ક્યમ મળ્યું (કેવી રીતે મળતું આવ્યું) !!

જાનકીને સુત હશે કે નહિ, હોય શ્રીઋષિધીશ;
રઘુનાથ પૂછે કવણ સુત હશે, અયોધ્યાનો ઇશ. ૧૬
એવું સુણી ઋષિ બોલિયા, દશરથ તું અવિધાર;
સુરકારજ કરવા રામલક્ષ્મણ, જશે વનમોઝાર. ૧૭
રાક્ષસ બહુ રણ રોળશે, દેવનાં કરશે કાજ;
અપવાદ લોકનો ટાળવાને, નિજ નાર કરશે ત્યાજ. ૧૮
યુગ્મ સુત વન પ્રસવશે, સાધવી સીતા નાર;
બહુ યજ્ઞ કરશે રામજી, મન ધરી પ્રેમ અપાર. ૧૯
અગિયાર સહસ્ર વરસ કરશે, રાજ જગજીવન;
પછે પ્રજા સમેત રાઘવ, જશે બ્રહ્મસદન. ૨૦
પછે સીતાસુત રાજ્ય કરશે, અયોધ્યાનું જાણ;
તેં પ્રશ્ન મને પૂછિયું તે, કહું સૌ નિરવાણ. ૨૧
ઋષિતણાં વાયક સાંભળી, રાય થયો તે રળિયાત;
સુજને કહ્યું જે સુમંત્ર મનમાં, રાખજો એ વાત. ૨૨
એવું લક્ષ્મણ સાંભળી, પામ્યો મન ઉલ્લાસ;
સંધ્યા સમે બે આવિયા, કૌશિકી સરિતા પાસ. ૨૩
પ્રભાતે ઉઠી સંચર્યો, તે શીઘ્ર માર્ગે પળાય;
મધ્યાન્હ સમે બે આવિને, રામને લાગ્યા પાય. ૨૪
લક્ષ્મણ કહે તમઆજ્ઞાથી, સાંભળો પરબ્રહ્મ;
જાનકીને તજી છે, વાલ્મીકિને આશ્રમ. ૨૫
મન ધીર રાખી આપણે, રાજ્ય કરો શ્રીમહારાજ;
તમો લોકના અપવાદથી, જાનકી કીધી ત્યાજ. ૨૬
અપવાદ તો એ નવ ટળ્યો, રઘુનાથ સાંભળો સોય;
સ્ત્રી મૂકાવી તો શું તજી, એમ કે'શે જન સર્વ કોય. ૨૭
જો ન હોય અંતર સ્વજન ને, લોકમાં એક લગાર;
તો પોતાનાને પારકા, એમ કહે જગદાધાર. ૨૮
દુઃખ શોક ચિંતા પરહરી, કરો રાજ્ય સ્વામી આજ;

---

૧૬. ઋષિધીશ–ઋષિના અધીશ. ૧૯. યુગ્મ–બે. ૨૮. જો ([illegible]–સ્વજન અને લોકમાં એક લગાર પણ અંતર ન હોય તો પછી જગદાધાર રામ) પોતાનાને પણ પારકા કહેજ. અર્થાત્ સૌ ઉપર સમાનભાવ રાખેજ.

સહુ સંતજનને પાળવા, અવતર્યા શ્રીમહારાજ. ૨૯

ઉથલો.

અવતર્યા છો મહારાજ, એવી લક્ષ્મણે વાણી કહી રે;
જનકુંવર કહે એવું સાંભળી, આનંદ પ્રભુ પામ્યા સહી રે. ૩૦

---

## કડવું ૩૮ મું.

### રાગ કેદારો.

એવાં લક્ષ્મણનાં વાયક સુણી, પામ્યા પ્રીત પ્રભુ અતિ ઘણી;
દેહ તણી ચિંતા સઘળી પરહરી રે. ૧
ધન્ય સૌમિત્રિની જાત, તું સરખો કો નહિ ભ્રાત;
રળિયાત થયો તુજવાયક ચિત્ત ધરી રે. ૨

ઢાળ.

તુજવાયક ચિત્તમાંહે ધરી, હું પામ્યો હર્ષ અપાર;
મુજ મનનું કારણ તું જાણે, ધન્ય સુમિત્રાકુમાર. ૩
દિવસ ચાર થયાં પ્રજાની, નથી કરી સંભાળ;
તે માટે હવે મંત્રી સર્વ કો, તેડાવો તતકાળ. ૪
જે રાજા પ્રજા નવ પાળે, નવ ટાળે દુ:ખ સોય;
તે મહીપતિને અંતકાળે, મહાનરકયાતના હોય. ૫
પૂર્વે હવો એક નૃગરાજા, એની કીર્ત્તિ ન જાય વખાણી;
ગૌ બ્રાહ્મણની ભક્તિ કરે સદા, તેણે સુખી કર્યા સૌ પ્રાણી. ૬
એકદા કનખળ તીર્થે જઇ, આપી કોટિક ગાય;
પ્રજામાત્રને યુક્તે પાળે, ધર્મવંત જે રાય. ૭
એણીપેરે રાજ્ય કરે તે મહીપતિ, હૈડે હર્ખ ન માય;
તેના નગરમાં અગ્નિહોત્રી, ઋષિતણી ગઇ સહી ગાય. ૮
અગ્નિહોત્રીએ પોતાની સુરભિ, દીઠી કો ઋષિને'ર;
તે સંઘાતે ક્લેશ થયો, બેઉ આવ્યા રાજદ્વાર. ૯

---

૫. નરકયાતના—નરકનું દુ:ખ. ૭. એકદા—એકવાર. કનખળ—એ નામનું તીર્થ. યુક્તે—યુક્તિથી.

દિવસ ઘણા થયા નરપતિનું, નવ પામ્યા દર્શન;
ક્ષુધા તૃષાએ થયા આકળા, ક્રોધ તે પ્રગટચો મન. ૧૦
પછે ઉભય ઋષિને ક્રોધ ઉપજ્યો, તવ શાપ્યો ભૂપાળ;
આઠ યુગ લગી કાંચીડો, થજે તું તતકાળ. ૧૧
કળિયુગમાંહે પ્રગટ થશે, નરનારાયણ અવતાર;
ત્યારે દુષ્ટ તું સત્ય માનજે, તારો હશે ઉદ્ધાર. ૧૨
એવું કહી પછે બે જણ ચાલ્યા, આપી કો એકને ગાય;
તે માટે પ્રજાની લક્ષ્મણ, કરવી સહી રક્ષાય. ૧૩
એવું સાંભળી લક્ષ્મણ બોલ્યા, લાગી પ્રભુને પાય;
ત્યાર પછી તે નૃગરાયનો, હવો કોણ ઉપાય. ૧૪
રામચંદ્ર કહે શાપ સુણીને, દુઃખ પામ્યો મનમાંજ;
પોતાના સુતને તેડાવી, શીઘ્ર સમરપ્યું રાજ. ૧૫
પુત્ર પ્રજાની રક્ષા કરજે, એમ કહે સ્મૃતિ ને ન્યાય;
બ્રાહ્મણશાપ માટે સુત સાંભળ, હું પામ્યો દુઃખ કાય. ૧૬
એવું કહીને ગ્રામથકી, અર્ધ જોજન ઉપર એવ;
કુંડ એક ત્યાં સુંદર કીધો, રાજાએ અવશ્યમેવ. ૧૭
શીતઉષ્ણવર્ષાનો પરિભવ, નવ લાગે નિરધાર;
દ્રુમ અનેક પુષ્પની રચના, કીધી વિવિધ પ્રકાર. ૧૮
તે સ્થાનકમાં જઇ રહ્યો, સહી પામ્યો તે અવતાર;
ભૂપે પ્રજાની કરવી રક્ષા, રેણી દિવસ મોઝાર. ૧૯
તે માટે મંત્રી આદે દેઇ, તેડાવો તતક્ષણ;
લોક સહુનાં કાર્ય કરવા, આનંદ આણી મન. ૨૦
લક્ષ્મણ એવું વાચક સુણીને, બોલ્યા ત્યાં શિરનામી;
ઉક્તિ તમારી શ્રવણે સુણી, આનંદ પામ્યો સ્વામી. ૨૧
ભાવ પૂર્ણ દેખી લક્ષ્મણનો, બોલ્યા રાઘવરાય;
કથા એક તુજને કહું પાવન, સાંભળ સર્વ ઉપાય. ૨૨

---

૧૬. સ્મૃતિ ને ન્યાય–સ્મૃતિ અને ન્યાયશાસ્ત્ર. 'સમર્થ ત્યાંય' પ્ર. ૧ લી. 'સમર્થ ન્યાય' પ્ર. ૩૭. શાપ માટે–શાપ થયો માટે. ૧૮. પરિભવ–પરાજય. અર્થાત્ શીત વગેરેથી તે સ્થળે દુઃખ થાય નહિ. ૨૦. મંત્રી આદે દેઇ–મંત્રી આદિકને. ૨૧. ઉક્તિ–વચન. 'ભક્તિ' પ્ર. ૧–૩.

ઇક્ષ્વાકુતણા કુળમાં હવો, એક નિમિ રાજા મહંત;
દ્વાદશ પુત્ર હવા તેને બળિયા, સકળ વિદ્યા ગુણવંત. ૨૩
તે રાજાએ નગર વસાવ્યું, વૈજયંત એવું નામ;
વરણુ અઢાર અધિક જે પાવન, વસે તેણે ગ્રામ. ૨૪
એક સમે વસિષ્ઠ પ્રત્યે, કહે નિમિ રાય શિર નામી;
ઋષિજી મુજને ઇચ્છા થઇ છે, યજ્ઞ કરાવો સ્વામી. ૨૫.
વસિષ્ઠ કહે મુજને ઇંદ્રે વર્યોછે, સત્ય માનજો રાય;
યજ્ઞ ઇંદ્રનો પૂર્ણ કર્યા પછી, એ કાર્ય તો થાય. ૨૬
તેનો યજ્ઞ કરી હું આવું, રે' ત્યાં લગે સ્થિર કરી મન;
એવું કહીને વસિષ્ઠ ઋષિ, પછી ચાલ્યા સ્વર્ગભોવન. ૨૭
ત્યાર પછી રાજાએ મનમાં, કીધો એક વિચાર;
ધર્મકાર્ય કરતાં સહી પુરૂષે, નવ કરવી કંઇ વાર. ૨૮
પછે ભૃગુ ને ગૌતમઋષિને, તેડાવ્યા તતખેવ;
શતાનંદને ગુરૂ કરી રાયે, દિક્ષા ગ્રહી અવશ્યમેવ. ૨૯
હિમાચળ સાન્નિધ્ય જઇને, માંડયો યજ્ઞ આરંભ;
મનમાં અતિ આનંદ ધરીને, રાયે પ્રથમ પૂજ્યા બંભ. ૩૦
યજ્ઞ પૂરણ કરાવ્યો ત્યારે, હૈડે હરખ ન માય;
વસિષ્ઠઋષિ પછે શીઘ્રે પધાર્યા, યજ્ઞ કરે જ્યાં રાય. ૩૧
ગૌતમઋષિએ આસન આપ્યું, પૂજ્યા અરચ્યા અવશ્યમેવ;
નિમિ રાજાનો યજ્ઞ સાંભળી, ક્રોધ ચઢયો તતખેવ. ૩૨
વસિષ્ઠ કહે મુજને તજીને, દિક્ષા ગ્રહી અન્ય પાસ;
તો પુત્ર સંઘાતે પાપી રાજા, શીઘ્ર પામજે નાશ. ૩૩
તવ નિદ્રાથી જાગ્યો મહીપતિ, મહાદુઃખ પામ્યો આપ;
વણ અપરાધે મુજને વસિષ્ઠ, કહો કયમ દીધો શાપ? ૩૪
મુજને ધર્મકારજ ત્યાં વચ્ચે, આવી વિઘ્ન કર્યું સાક્ષાત;
તે માટે વસિષ્ઠઋષિ તમો, શીઘ્ર પામજો પાત. ૩૫
પરસ્પરે એમ શાપજ દેતા, પડિયા ઋષિ ને રાય;
બેઉ જણુ વાયુ રૂપ હવા, ત્યારે હૈડે શોક ન માય. ૩૬
વસિષ્ઠે બ્રહ્માકને આવી, વચન કહ્યું શિર નામી;

---

૩૦. સાન્નિધ્ય–પાસે. બંભ–મહાદેવ (?) ૩૪. નિદ્રાથી–અર્થાત્ અસાવધપણાથી.૩૫. પાત–'પાપ' પ્ર. ૧–૩.

નિમિરાયના શાપથકી, હું વાયુરૂપ છું સ્વામી. ૩૭
જગતપિતા મને કરૂણા કીજે, જેમ છૂટું અવતાર;
વળતા બ્રહ્મા વાયક ઉચ્ચર્યા, તેનો કહું વિસ્તાર. ૩૮

ઉથલો.

તેનો કહું વિસ્તાર લક્ષ્મણ, રઘુનાથે વાણી કહી રે;
હવે વસિષ્ઠઋષિ પ્રગટ થયા, તે કથા સંભળાવું સહી રે. ૩૯

---

## કડવું ૩૯ મું.

### રાગ આશાવરી.

શ્રીરામચંદ્ર એમ ઉચ્ચરે, કહી લક્ષ્મણ પ્રત્યે વાણી રે;
આણી આનંદ મનમાં અતિ ઘણો રે. ૧
મુનિવરનાં વાયક સુણી કંઇ, બોલ્યા બ્રહ્મા મુખ રે;
કંઇ દુઃખ રે જાણી મન વસિષ્ઠનું રે. ૨

ઢાળ.

મન દુઃખ જાણી વસિષ્ઠનું, એમ વદે બ્રહ્મા સોય;
તું ત્યાંથકી હવે શીઘ્ર જા, જ્યાં ક્ષીરસાગર હોય. ૩
ત્યાં મિત્રાવરૂણના વીર્યનો છે, એક કુંભ નિરધાર;
તે વિષે પ્રગટ થજે, એક હેલામાત્ર મોઝાર. ૪
એક વાર મિત્ર ને વરૂણ બેઉ જણ, હતા સાગર સંગ;
ઉર્વશી ત્યાં આવી સહી, તેનું વિહ્વળ થયું છે અંગ. ૫
વરૂણ કહે ભજ ભામિની, મન ધરી પ્રેમ અપાર;
ઋષિ દેખતાં મને કામ પ્રગટ્યો, અધિક સારોધાર. ૬
ઉર્વશી વળતું એમ કહે, ઋષિ સાંભળો કહું તે આજ;
મને મિત્ર પહેલાં વરીછું, સત્ય માનજો મહારાજ. ૭
એમ વાત કરતાં વરૂણને, વીર્યદ્રાવ હવો તતખેવ;
મન વિમાસી એક કુંભમાં જઈ, તે ધર્યું અવશ્યમેવ. ૮
વળતી તે પ્રેમદા ઉચરે, વરૂણશું પ્રેમ સહિત;

---

૬. સારોધાર—સરાધરા—એકસરખો. ૭. મને—મનવડે. મિત્ર—મિત્રને—એ નામના દેવને.

મેં તન સોપ્યું મિત્રને, તવ તમશું રાખીશ પ્રીત. ૯
એવું કહી શ્યામા સંચરી, પછે મિત્રકેરે સંગ;
ઉર્વશી દેખી આવતી ત્યારે, ક્રોધ પ્રગટ્યો અંગ. ૧૦
મિત્ર કહે સુણ્ય સુંદરી, તું વરી મેં નિરધાર;
તેં પ્રીત રાખી વરૂણશુ, કાં આચરી વ્યભિચાર. ૧૧
એ કપટ સહી સુજશુ કર્યું, તું ગઇ વરૂણની પાસ;
તું ઘણા દિવસ રહેજે સહી, રાય પુરૂરવા ઘરવાસ. ૧૨
એવું કહીને મિત્રે વીર્ય મૂક્યું, કુંભમાં નિરવાણ;
ઉર્વશીએ તે રેત ઉપર, ભાર મૂક્યો સુજાણ. ૧૩
બ્રહ્મા કહે તે રેત વિષે જઇ, પ્રગટ થજો અવશ્યમેવ;
વસિષ્ટઋષિ એવું સાંભળી, ત્યાં સંચર્યા તતખેવ. ૧૪
કુંભમાં જઇ પ્રવેશ કર્યો, અજઆજ્ઞાથી જાણ;
પછી વસિષ્ટ મિત્રના વીર્યથી, ઉદે હવા નિરવાણ. ૧૫
તવ વરૂણકેરા રેતમાંયકી, અગસ્ત્ય પ્રગટ્યા સોય;
નિમિરાયની જે ગતિ હવી તે, સાંભળો સર્વ કોય. ૧૬
જ્યારે શાપથી મહીપતિ પડ્યો, મહી વિષે સારોધાર;
ત્યારે મુનિજન બેઠા તે મળી, તે કરે મન વિચાર. ૧૭
ભૂપાળ વિના કહો યજ્ઞ પૂરણ, ક્યમ થશે સહી એહ;
પણ રખે ભાઈ વણસતો, રાજાતણો એ દેહ. ૧૮
અગરૂ ચંદન કસ્તુરી, કપૂર કેસર સાર;
તેણે ભર્યો દેહ રાજાતણો, એક હેલા માત્ર મોઝાર. ૧૯
તે શબને સહુ વીંટી રહ્યા, જે લહે ઋષિ અતિ જ્ઞાન;
એવે અમર આવી એમ વદે, નૃપ માગ તું વરદાન. ૨૦
વાયુ રૂપે નિમિ વદે, અમર પ્રત્યે તે ઠામ;
જો પ્રસન્ન મુજને થાઓ તો, નેત્ર આપો સ્વામ. ૨૧
મન કાયા એ ઘરવાતણો, સ્વામી નથી અર્થ લગાર;
હું વાયુરૂપે ફરીશ નિશ્ચે, ભુવન ત્રણ મોઝાર. ૨૨
પછી નેત્ર આપ્યાં રાયને, આનંદ ધરી અતિ મન;
(ત્યારે) ઋષિ સહુ ટોળે મળ્યા, રાયદેહ પ્રગટ્યો તતક્ષણ. ૨૩

---

૧૫. અજ—બ્રહ્મા. ૨૩. નેત્ર આપ્યાં-નેત્ર સ્થાન આપ્યું.

તવ પુરુષ એક પ્રગટ થયો તે, તેજસ્વી પ્રતાવંત;
વિદેહ મૈથિલ નામ ત્રીજું, જનકરાય મહંત. ૨૪
એવાં તણ નામ તે પુરુષનાં, ઋષિએ ધર્યાં તેણીવાર;
તવ જનકે વાસી મિથિલા, પુરી અધિક સુંદર સાર. ૨૫
લક્ષ્મણ એવું સાંભળી, એમ વદે નામી શીષ;
દિક્ષા ગ્રહી તો પુરૂષને, નવ ઘટે કરવી રીસ. ૨૬
રઘુવીર વળતા ઉચરે, લક્ષ્મણ પ્રત્યે સુખ સોય;
એ કાળને નર જીતવા સહી, નથી સમરથ કોય. ૨૭
પૂર્વે હવો એક યયાતિ રાજા, સુભટ પરમ ઉદાર;
તે ક્ષમા કરી નવ શક્યો, તેહતણો કહું વિસ્તાર. ૨૮
તે રાયને સ્ત્રી યુગ્મ છે, તે અધિક શોભામાન;
એક દેવયાની શર્મિષ્ઠા એ, બેઉતણાં અભિધાન. ૨૯
શર્મિષ્ઠાને સુત પુરૂ હવો, જે મહાસુભટ બળવંત;
દેવયાનીને સુત યદુ એક, જેવું સદા નિર્મળ ચંત. ૩૦
દેવયાનીને મહીપતિતણું, નહિ માન એક લગાર;
શર્મિષ્ઠાશુ ક્રીડા કરે, અતિ વિવિધ પ્રકાર. ૩૧
એક સમે યદુ મા પ્રત્યે, મુખ વચન બોલ્યો સોય;
આપણ વિષે દૃષ્ટિ રાયની, મહાક્રૂર નિશ્ચે હોય. ૩૨
માતા તુજને રાયનું, કંઇ સુખ નહિ લવલેશ;
તે માટે આપણ કીજિયે, અગ્નિમાં શીઘ્ર પ્રવેશ. ૩૩
માતા મારૂં મૂકવું, વન્હિ વિષે સહી તન;
ત્યારે દેવયાનીએ બાપનું, ચિંતવન કર્યું તત્ક્ષણ. ૩૪
ત્યાં શુક્રાચારજ આવિયા, પુત્રી પ્રત્યે કહ્યું તતખેવ;
મને જે કાર્યે તેં સંભાર્યો, તે કાર્ય કહે અવસ્યમેવ. ૩૫
દેવયાની કહે તાતને, મને વિષપાન કરાવ;
કે નાખ્ય જળનિધિ વિષે, કે કંઠ પાશ ધરાવ. ૩૬
સપત્નીવશ રાય છે, નહિ માન મુજને જાણ;
એ દુ:ખ માટે યદુ સુત તે, તજે છે નિજ પ્રાણ. ૩૭
શુક્ર એવું સાંભળી, દુ:ખ સબળ પામ્યા આપ;
પછે ક્રોધ આણી યયાતિને, દેતા હવા મુખ શાપ. ૩૮

૩૭. સપત્ની–શોક્ય.

મમ સુતાનું દુ:ખ નવ લહે, જો રહે શર્મિષ્ઠા સંગ;
તો આજથી તને વ્યાપજો, મહાજરા નિજ અંગ. ૩૯
એવો શાપ દઇને શુક્ર ત્યાંથી, શીઘ્ર માર્ગે પળાય;
દુ:ખે વાપ્યો યયાતિ રાજા, જરા આવી કાય. ૪૦
પછી યદુ તેડાવ્યો કહ્યું સુત, જરા ગ્રહે નિરધાર;
મને જોબન તારૂં આપને, તું જો ઇચ્છે અતિ સાર. ૪૧
અભિલાષ મારા મનતણા, નથી થયા પૂરણ તન;
ત્યારે યદુ બોલ્યો રાયશુ, અતિ ક્રોધ આણી મન. ૪૨
સુણ ભૂપ પુત્રજ પૂરૂ તારો, પ્રાણવલ્લભ હોય;
તે યૌવન તુજને આપશે, તું મન વિમાસી જોય. ૪૩
તવ રાય કહે યદુ દુષ્ટ તારે, હજો દુષ્ટ કુમાર;
તારા વંશ વિષે તો નવ હવો, સહી રાજ્યનો અધિકાર. ૪૪
પછે પૂરૂ પ્રત્યે ઉચર્યો, આનંદ ધરી તતખેવ;
મમ જરા ગ્રહીને આપ્ય યૌવન, પુત્ર તું અવશ્યમેવ. ૪૫
ત્યાં પૂરૂ એવું સાંભળી, આનંદ પામ્યો મન;
પછે જરા ગ્રહી નિજ તાતની, આપિયું શુભ યૌવન. ૪૬
યૌવન લઇને યયાતિ રાજા, ભોગવે સુખ સાર;
પછે વિવિધ પેરે કરતો હવો, રાય ક્રીડા સારોધાર. ૪૭
એમ વર્ષ બહુ પેરે ગયાં, સુખ પામ્યો મન રાજન;
ત્યારે પુત્ર તેડી એમ કહ્યું, આ ગ્રહે તુજ યૌવન. ૪૮
રાયે યૌવન આપ્યું પુત્રને, પછે જરા ગ્રહી ક્ષણમાંજ;
તવ પુત્રને સોંપ્યું સહી, પોતાતણું તો રાજ. ૪૯
ગજ અશ્વ રથ વાહન બહુ, ભળાવ્યા સહુ ભંડાર;
વૈરાગ ધરી યયાતિ રાજા, ગયો વનમોઝાર. ૫૦
બહુ કથા કહી લક્ષ્મણ પ્રત્યે, પછે હવો પ્રાત:કાળ;
તવ બેઠા સિંહાસન વિષે, રઘુનાથ દીનદયાળ. ૫૧
પુરોહિત મંત્રી આદે લેઈ, તેડાવ્યા ત્યાં સોય;
અનેક મુનિજન સભામાં, બેસતા હવા સર્વ કોય. ૫૨
શ્રીરામ કહે લક્ષ્મણ પ્રત્યે, સત્ય જાણજો મનમાંય;
જે લોક આવે કાર્યને, તેને તેડાવો સહી યાંય. ૫૩

---

૩૯. જરા-વૃદ્ધાવસ્થા. ૪૮. ગ્રહે-ગ્રહણ કર-લે.

એવું લક્ષ્મણ સાંભળી, પછે સંચર્યો નિરધાર;
એક શ્વાન દ્વાર વિષે રહ્યો, એ કરે રૂદન અપાર. ૫૪
લક્ષ્મણ કહે એમ શ્વાનને, તું રૂદન કરે કાં નાટ;
મને કારણ કહે સૌ વિસ્તારી, તું દુઃખ ધરે શામાટ. ૫૫
લક્ષ્મણતણું વાયક સુણી, વદે શ્વાન સુણ મહારાજ;
દુઃખ સકળ મારૂં કહીશ, રઘુનાથ આગળ આજ. ૫૬
એવું સુણી લક્ષ્મણ આવિયો, રઘુનાથકેરે સંગ;
એક શ્વાન આવ્યો છે પ્રભુ, દુઃખ સબળ ધરતો અંગ. ૫૭
મેં કહ્યું મુજને કારણ કહે, તવ ઉચર્યો તતખેવ;
રઘુનાથ આગળ ધરથકી, દુઃખ કહીશ હું અવશ્યમેવ. ૫૮
શ્રીરામ કહે તે શ્વાનને, હવે શીઘ્ર લાવો આંય;
એમ સુણી લક્ષ્મણ સંચર્યો, તેડવા અરથે ત્યાંય. ૫૯
લક્ષ્મણ વદે એમ શ્વાનશું, તેં આવવું મુજ સાથ;
સભામાં તેડે તને, પૂછવા શ્રીરઘુનાથ. ૬૦
ત્યારે શ્વાન કહે લક્ષ્મણ પ્રત્યે, સ્વામી સાંભળો કહું સોય;
મને શ્વાન જાણી ભુવનમાંહિ, પેસવા નવ દે કોય. ૬૧
સુમિત્રાસુત તે સાંભળી, ગયો રામકેરે પાસ;
અહીં શ્વાન તે આવે નહિ, સત્ય માનજો અવિનાશ. ૬૨

ઉથલો.

સત્ય માનજો અવિનાશ એવી, લક્ષ્મણે વાણી કહી રે;
જનકુંવર કહે રઘુનાથ ચાલ્યા, શ્વાનને પૂછવા સહી રે. ૬૩

---

## કડવું ૪૦ મું.

### રાગ પૂરવી.

લક્ષ્મણનું વાયક જાણી, પછે ઉઠયા શારંગપાણિ;
સહી શ્વાન રહ્યો જેણે દ્વાર, સામા આવ્યા જગદાધાર. ૧
બોલ્યા રામચંદ્ર મુખ એમ, કહે શ્વાન તું દુઃખિયો કેમ;
તવ શ્વાન વદે તતખેવ, તમે સાંભળો દેવાધિદેવ. ૨
સર્વાર્થસિદ્ધ નામે દ્વિજ જેહ, હું ગયો'તો તેને ગેહ;

નથી કીધો વાંક લગાર, મુજને કર્યો તેણે પ્રહાર. ૩
તે માટે મહાદુઃખ પામી, તમ ભણી આવ્યો છું સ્વામી;
તેને તેડી પૂછો આજ, તારૂં ધર્મરાજ મહારાજ. ૪
એવું શ્વાનનું સુણી વચન, પછે બોલ્યા રઘુનંદન;
પ્રતિહાર તેડી તેણીવાર, જા કહ્યું તે સુણી નિરધારઃ ૫
સર્વાર્થસિદ્ધ દ્વિજ છે જ્યાંય, જઇને તેડી આવો ત્યાંય;
પ્રતિહાર ગયો તતખેવ, દ્વિજ આણ્યો ત્યાં અવશ્યમેવ. ૬
પૂછે રાઘવ તેણી વાર, ક્યમ કીધો શ્વાનને પ્રહાર;
પ્રભુનું વાયક મન આણી, સર્વાર્થસિદ્ધ કહે વાણી. ૭
સ્વામી હું હતો ક્ષુધાવંત, મને પ્રગટ્યો ક્રોધ અનંત;
ત્યારે આવ્યો એ મુજ ઘેર, મેં હાંક્યો સહી બહુ પેર. ૮
પછે પ્રગટી અધિકી રીસ, મેં પ્રહાર કર્યા એને વીશ;
અપરાધ કર્યો મેં આજ, ગમે તે કરીએ મહારાજ. ૯
અન્ય ઋષિ હતા સહી સાથ, તે પ્રત્યે વદે રઘુનાથ.
એને દંડ ઘટે શો આજ, તે જોઇ કહો ઋષિ મહારાજ. ૧૦
દ્વિજ બોલ્યા વળતા વાણ, છેદવા સહી એના પાણ;
બ્રાહ્મણનો વધ નવ હોય, દંડ દેવો ન ઘટે સોય. ૧૧
પ્રભુ વિમાશી ગયે સાક્ષાત, પછે બોલ્યા શ્વાન સંઘાત;
દંડ તું કહે તે દેઊં આજ, એમ કહેતા હવા મહારાજ. ૧૨
બોલ્યો શ્વાન હૃદે વિચારી, કરો જ્ઞાતિતણો અધિકારી;
તેની જ્ઞાતિતણો અધિપત્ય, રઘુનાથે કર્યો તેને સત્ય. ૧૩
આજ્ઞા માગીને જાય, મનમાંહે હર્ષ ન માય;
રાઘવના મંત્રી જેહ, બોલ્યા હાસ્ય કરી મુખ તેહ. ૧૪
એ શું પામ્યો કહો દુઃખ, કીધો વિપ્ર મધ્યે પ્રમુખ;
વળતા બોલ્યા શ્રીપરબ્રહ્મ, એનો મેં જાણ્યો સૌ મર્મ. ૧૫
તે સાંભળજો ઉપાય, વદે શ્વાન પ્રત્યે રઘુરાય;
તેં એને કર્યો અધિકારી, કહે મને કારણ વિસ્તારી. ૧૬
એવું વાયક હૃદેમાં આણી, પછે શ્વાન ઉચર્યો વાણી;
તમો સાંભળો રાઘવરાય, હું કહું એ સર્વ ઉપાય. ૧૭
પૂર્વે હું દ્વિજ અવતાર, મને હતો તવ અધિકાર;
સર્વ જ્ઞાતિતણું ધન જેહ, મૂકાવતો મારે ગેહ. ૧૮

તે માંહેથી એક લગાર, નવ કરતો હું અંગીકાર;
પક્ષ અન્યાયનો તો જેહ, હું નવ આચરતો તેહ. ૧૯
અધિકારથકી ભગવાન, હું પામ્યો યોનિ તે શ્વાન;
એ કરશે અનર્થ અસ, સહી પામશે એવી ગસ. ૨૦
તે માટે જગદાધાર, એને આપ્યો એ અધિકાર;
એવું કહીને શ્વાન તે જાય, વાણારસી પોતયો થાય. ૨૧
પ્રભુ ભુવન ગયા તતખેવ, એવે આવ્યા શ્રીભૂદેવ;
ઋષિએ પ્રેર્યો પ્રતિહાર, તેહતણો કહું વિસ્તાર. ૨૨

---

## કડવું ૪૧ મું.

### રાગ દેશાખ.

મુનિવર આવિયા રે, નગર અયોધ્યામાં અવસ્યમેવ;
એણીપેરે ઊચર્યા રે, સાંભળો શીઘ્ર થઇ તતખેવ. ૧
જઈ રઘુનાથને રે, સહી તે કરવું નિશ્ચે જાણ;
યમુનાતટના રે, ઋષિ આવ્યા છે નિરવાણ. ૨

### ઢાળ.

આવ્યા છે યમુનાતટના દ્વિજ, સંભળાવો તતખેવ;
એવું સુણી પ્રતિહાર ગયો, જ્યાં બેઠા રઘુપતિદેવ. ૩
કર સંપુટ કરી રામચંદ્રશું, એમ બોલ્યો મુખ સોય;
સ્વામી ચ્યવન સંઘાતે અનેક મુનિજન, આવ્યા છે સર્વ કોય. ૪
રામચંદ્ર કહે મહાનુભાવને, તેડી આવો ત્યાંય;
એવું સુણી પ્રતિહાર સંચર્યો, મુનિવર ઊભા જ્યાંય. ૫
ઋષિ પ્રત્યે પ્રતિહાર વદે, સ્વામી સુજવાયક અવિધારો;
શ્રીરામચંદ્રની આજ્ઞાથી પ્રભુ, ભુવનમાં શીઘ્ર પધારો. ૬
એવું સુણી ઋષિ સૌ કો બોલ્યા, આણી પ્રેમ અપાર;
કર સપુટ કરી શ્રીરઘુવીરે, તવ કીધો નમસ્કાર. ૭
પછે આસન આપી કરી, અરચીને પૂછે રાઘવરાય;

---

૧૯. પક્ષ ઇ૦—અન્યાયનો પક્ષપાત હું કરતો નહિ. ૨૦. અધિકારથકી—માત્ર જ્ઞાતિના અધિકારથકી. ૭. બોલ્યા—આશિર્વચન.

જેણે વિશેષે તમો પધાર્યા, તે કહો સર્વ ઉપાય. ૮
ચ્યવનઋષિ વળતા એમ બોલ્યા, ધન્ય રાઘવ તું હોય;
ઇક્ષ્વાકુ વંશના મહીપતિ, સાહસિક હવા સૌ કોય. ૯
ગૌબ્રાહ્મણની ભક્તિ સદા તે, કરતા સત્ય વચન;
પ્રજા સર્વેનું કષ્ટ ટાળતા, ધર્મ વિષે સ્થિર મન. ૧૦
તેના કુળ વિષે તમો પ્રગટચા, કરવા અમરનાં કામ;
તુજને જય હજો રણમધ્યે, દશરથના સુત રામ. ૧૧
રઘુનંદન વળતા એમ બોલ્યા, ઋષિ પ્રત્યે શિર નામી;
મુજસરખુ કાંઈ કારજ દીજે, શીઘ્ર થઇને સ્વામી. ૧૨
ચ્યવન કહે યમુનાતટ મધ્યે, મધુ દૈત્ય એ હોય;
તેને સુત એક લવણુ હવો, તેણે દુઃખી કર્યા સર્વ કોય. ૧૩
તે કર એક ત્રિશૂળ છે, કોણે દુષ્ટ ન છત્યો જાય;
મહાપાપી પામ્યો કયમ આયુધ, તે કહું સર્વ ઉપાય. ૧૪
એક વાર મધુ દૈત્યે તપ કીધું, પ્રસન્ન થયા મહાદેવ;
માગ માગ ઇચ્છાવર આપું, કૃપા કરૂં અવસ્યમેવ. ૧૫
વળતો મધુ વાયક એમ બોલ્યો, શંકરને શિર નામી;
હું રણમાંથી પરાજય ન પામું, એ વર આપો સ્વામી. ૧૬
એવું સુણી મહારૂદ્રે આપ્યું, ત્રિશૂળ એક વિકરાળ;
જે ઉપર મૂકીશ તે પાપી, ભસ્મ થશે નિરધાર. ૧૭
તું દેવ મુનિશુ પ્રીત રાખજે, ભાવ આભ્યંતર આણી;
નહિતો આયુધ નિષ્ફળ થાશે, એમ બોલ્યા ત્ર્યંબકપાણિ. ૧૮
એવું સુણી મધુ વાયક ઊચર્યો, શંકરને શિર નામી;
એ વર મારા વંશ વિષે હોય, સદા નિરંતર સ્વામી. ૧૯
રૂદ્ર કહે વર વંશ લગે ન હોયે, તુજ વાયક કયમ થાય;
તારા પુત્ર લગે વર મારો, માને સત્ય ઉપાય. ૨૦
એવો વર આપીને ત્યાંથી, ચાલ્યા અશરણશરણ;
પછે મધુ દૈત્યે લંકા આવી, કર્યું કુંભીનસીનું હરણ. ૨૧
તેહ વિષે સુત લવણ હવો, એ મહાપાપી કહેવાય;
સૌ કોને દુઃખદાયક દેખી, મધુ મન શોક ન માય. ૨૨

---

૮. જેણે વિશેષે-જે વિશેષ કાર્ય માટે.

પછે ત્રિશૂળ લવણને આપ્યું, મધુએ સહી તતકાળ;
કુંભીનસી સંઘાતે દાનવ, શીઘ્ર ગયો પાતાળ. ૨૩
ત્રિશૂળ ગ્રહ્યા પૂઠે પાપીને, મહાબળ વાધ્યું સોય;
લવણથકી યમુનાતટ મુનિજન, દુઃખી થયા સર્વે કોય. ૨૪
તમો રાવણ દુષ્ટ સંહાર્યો માટે, આવ્યો મન વિશ્વાસ;
તમપાખે એ દુષ્ટ લવણનો, કોણ કરે પ્રભુ નાશ. ૨૫
ઋષિતણાં એવાં વાયક સાંભળી, પૂછે રાઘવરાય;
એ પાપી પરાજય જેમ પામે, તે કહો સત્ય ઉપાય. ૨૬
વળતા ઋષિજી એણી પેરે બોલ્યા, રઘુનંદન સંઘાત;
ત્રિશૂળ વિના હોય દુષ્ટ લવણ તો, પામે રણમાં પાત. ૨૭
રામચંદ્ર કહે તમ સંઘાતે, આવશે શત્રુઘન;
લવણ અસુરને હેલામાં હણશે, માનો સત્ય વચન. ૨૮
ભરત કહે શત્રુઘ્ન સરખો, નહિ મહીસ્થળમાં ધીર;
લવણ અસુરનો અંત આણશે, સત્ય કહું રઘુવીર. ૨૯
શત્રુઘ્નશુ રામ ઉચર્યા, હૈડે હરખ ન માય;
(તમો) લવણ અસુરને હણવા જાવું, કરવી ઋષિરક્ષાય. ૩૦
રામ કહે એમ ઋષિ પ્રત્યે, શુભ મુહૂર્ત જુઓ તમો આજ;
એ મુહૂર્તે ગયે શત્રુઘ્ન, રણ જય પામે મહારાજ. ૩૧
રઘુપતિકેરાં વાયક સુણીને, ઋષિ એમ બોલ્યા તતખેવ;
એ પાપીને વર એક છે તે, સાંભળો દેવાધિદેવ. ૩૨
ઇક્ષ્વાકુતણા કુળમાં પ્રગટશે, દશરથના સુત રામ;
કનિષ્ઠ ભ્રાત તેનો તને, હણશે કરી સંગ્રામ. ૩૩
તે માટે એને આપો આજ્ઞા, રાઘવ ચતુરસુજાણ;
શત્રુઘ્નને સદા જય સહી, હશે મહાકલ્યાણ. ૩૪
પછે રામચંદ્રને ચરણે લાગ્યો, હદે ધર્યા શ્રીરંગ;
શત્રુઘ્ન શિર પાણિ મૂકતાં, મહાબળ વાધ્યું અંગ. ૩૫
સન્નાહ અંગે ધરી મહાબળીએ, લીધાં અસ્ત્ર અનેક;
રામતણી પછે આજ્ઞા માગી, આણી મન વિવેક. ૩૬
પૂઠે સેના અપરિમિત લીધી, કીર્તિ બંદીજન બોલે;

---

૩૨. વર-દેવનું વરદાન. ૩૬. સન્નાહ-કવચ.

પંચશબ્દ વાજિંત્ર ગડગડે, તેણે ધરાતળ ડોલે. ૩૭
ઋષિ સર્વ સંધાતે ચાલ્યા, આણી પ્રેમ અપાર;
શત્રુઘ્નને મારગ વધાવે, પુરનિવાસી નાર. ૩૮
પછે નગરથકી મારગ સંચર્યા, સુભટમાત્ર જે હોય;
સરિતા સરયૂ ઊતરી, વાસો રહેતા હવા સર્વ કોય. ૩૯
પ્રાતઃસમે શત્રુઘ્ન ચાલ્યો, આગળથો તતખેવ;
દિન ત્રીજે વાલ્મીકને આશ્રમ, પોહોચ્યો (તે) થયો અવશ્યમેવ. ૪૦
પૂંઠેથી સર્વ સેન સંચર્યું, આનંદ મનમાં પામી;
વાલ્મીક પ્રત્યે શત્રુઘ્ન તે, એમ બોલ્યો શિર નામી. ૪૧
મહાનુભાવ તમ આશ્રમ રહેવા, ઇચ્છા ઘણી ગન થાય;
પ્રાતઃસમે મેં નિશ્ચે જાવું, ત્યાંથી પશ્ચિમ દિશાય. ૪૨
વાલ્મીક એવું સાંભળી, આસન આપ્યું સાર;
પૂજા કરી ફળ કંદ આપિયાં, આરોગીએ નિરધાર. ૪૩
તે સૌ ભક્ષ કરી શત્રુઘ્ન, ઊભો જોડી પાણ;
ઋષિ વાલ્મીક પ્રત્યે આનંદે, એવી બોલ્યો વાણ. ૪૪
સ્વામી તમારા દર્શનથી, હું થયો કૃતાર્થ આજ;
મને શુભ કથા કંઇ એક સંભળાવો, કૃપા કરી મહારાજ. ૪૫

ઉથલો.

કૃપા કરી મહારાજ એવી, શત્રુઘ્ને વાણી કહી રે;
શ્રીરામજનકુંવર કહે પછે, વાલ્મીકઋષિ બોલ્યા સહી રે. ૪૬

---

## કડવું ૪૨ મું.

### રાગ સિંધુડો.

વળતા બોલ્યા મુનિજન, સાંભળે તું શત્રુઘન;
પાવન કથા કહું તને પ્રીત ધરી રે. ૧
સૌદાસ એક પૂર્વે રાય, તે પૂર્વજ તારો થાય;
નવ જાય કીર્તિ તેની વિસ્તરી રે. ૨

ઢાળ.

જેની કીર્તિ ન જાયે વિસ્તરી, સાંભળ શત્રુઘન;

તે રાજાને મિત્રસહ નામે, ઉદ્દે હવો એક તન. ૩
એક દિવસ રાય મૃગયા ચાલ્યો, મહાઅરણ્ય છે જ્યાંય;
મૃગ રહિત વન દેખી મહીપતિ, વિસ્મય થયો મનમાંય. ૪
તે વનમાં બે રાક્ષસ રહેછે, વ્યાઘ્ર રૂપ થઇ સોય;
ઉભય દુષ્ટે તે અરણ્યતણા મૃગ, ભક્ષ કર્યા સર્વ કોય. ૫
તેમાંનો એક વ્યાઘ્ર પડયો, નૃપ દૃષ્ટે સારોધાર;
એક બાણ માર્યું પાપીને, પડયો ભૂમિ તેણીવાર. ૬
ભ્રાત પડયો દેખી તે રાક્ષસ, આવ્યો ક્રોધ મન આણી;
સૌદાસરાય પ્રત્યે તે પાપી, એવી બોલ્યો મુખ વાણી. ૭
હું બાંધવનું વેર લેઇશ, તું માનજે વાયક નિદાન;
એવું કહી તે રાક્ષસ ત્યાંથી, હવો અંતરધ્યાન. ૮
ત્યાંથકો નૃપ ભુવને આવ્યો, નવ આણ્યો મન શોક;
ઘણાં વરસ તેણે રાજ્ય કર્યું, પછે તે પામ્યો સુરલોક. ૯
મિત્રસહ રાજ્ય ઉપર બેઠો, પ્રજા પ્રેમશુ પાળે;
ગૌબ્રાહ્મણને કષ્ટ પડે ત્યારે, તે દુઃખ તતક્ષણ ટાળે. ૧૦
એ રાયે એક યજ્ઞ આરંભ્યો, અશ્વમેધજ હોય;
ત્યાં લક્ષ્મીશુ નારાયણ આવ્યા, ઋષિજનશુ સર્વ કોય. ૧૧
પૂર્વ વેર લેવાને રાક્ષસ, આવ્યો જ્યાં છે ભૂપ;
નૃપ પ્રત્યે એમ વાયક ઊચર્યો, ધરી વસિષ્ઠનું રૂપ. ૧૨
અહો રાય મને આહાર આપ, તું માંસતણો નિરધાર;
મોકલજે ભુવને તું મારે, નવ કરવી બહુ વાર. ૧૩
ભૂપ કહે રસોઇઆ સૌકો, શીઘ્ર થઇને સધાવો;
ઋષિભોજન કરવા અર્થે, માંસરસો નિપજાવો. ૧૪
રસોઇઆ સરખું પાપીએ, રૂપ ધર્યું તતક્ષણ;
તે સર્વ ભેળો ઊભો જઇ રાક્ષસ, કો નવ જાણે અન્ય. ૧૫
દુષ્ટે માંસ મનુષ્યનું પાચન, કીધું સારોધાર;
આગળથકો જઇ રાય પ્રત્યે, મુખ એમ બોલ્યો તેણી વાર. ૧૬
સ્વામી પાચન માંસ થયું છે, સ્વાદ સહિત બહુ પેર;
રાયે સ્ત્રી સંધાતે મોકલ્યું, વસિષ્ઠઋષિને ઘેર. ૧૭

૧૪. રસોઇઆ–'રસોઇઆ'ના અર્થમાં. ઋષિભોજન–ઋષિઓને માટે ભોજન. ૧૫. પાપીએ–રાક્ષસે.

જઈ રાણી બોલી ઋષિ સાથે, આણી પ્રેમ અપાર;
આ માંસ મોકલ્યું રાજાએ તે, આરોગો નિરધાર. ૧૮
નૃપપત્નીનાં વચન સુણી, ઋષિ હૃદે ઉપની જ્વાળ;
વસિષ્ઠ ક્રોધ ધરી પછે આવ્યા, જ્યાંહાં બેઠો ભૂપાળ. ૧૯
વસિષ્ઠ કહે તેં માંસ મોકલ્યું, મુજને કરવા આહાર;
તો માંસ આહારી તું રાક્ષસ થાજે, આજ સહી નિરધાર. ૨૦
એવું સુણી નૃપ ચરણે લાગ્યો, વિનય કરી બહુ એવ;
વસિષ્ઠ ક્રોધ ધરી મુખ બોલ્યા, રાય પ્રત્યે અવશ્યમેવ. ૨૧
મેં જે તુજને શાપજ દીધો, તે ક્યમ મિથ્યા થાય;
બાર વરસ લગે તું રાક્ષસ, નિશ્ચે થાઇશ રાય. ૨૨

ઉથલો.

તું રાક્ષસ નિશ્ચે થઇશ, એવી વસિષ્ઠે વાણી કહી રે;
શ્રીરામજનકુંવર કહે પછે, ભૂપ મન કોપ્યો સહી રે. ૨૩

---

## કડવું ૪૩ મું.

### રાગ અંદોલ.

સ્વામી એ, મિત્રસહ રાય પામ્યો દુઃખ એ;
શાપ દેવા ઋષિને, સાંપ્રદ થયો એ. ૧

ઢાળ.

સાંપ્રદ થયો રાય શાપ દેવા, અંજલિ ભરી હાથ;
ત્યારે રાણી આવી એમ વદે, તમો સાંભળો નરનાથ. ૨
તમો શાપ દેશો ઋષિદેવને, મન ધરી ક્રોધ અપાર;
તો પાપ દારુણ લાગશે, આપણો નહિ અધિકાર. ૩
તવ રાય કહે રાણી પ્રત્યે, અંજલિ જળછે પાણ;
હું જે ઉપર મૂકું જઇને, ભસ્મ હોય નિરવાણ. ૪
જળ મૂકતાં ઊર્વી વિષે, સપ્તધા થાયે ધર્ણ;
એવું વિમાશી રાયે ઉદક, મૂક્યું પોતાને ચર્ણ. ૫
તે જળથકી રાજાતણા, બેહુ ચર્ણ થયા અતિ સ્યામ;
કલ્માષપાદજ[૬] રાયનું, ધરતા હવા સહી નામ. ૬

---

૬. કલ્માષપાદ—કાબરચિત્રો ડાઘો જેના પગ ઉપર છે એવો.

પછે રાય તે રાક્ષસ થયો, તું શત્રુઘ્ન અવિધાર;
વસિષ્ઠનો આશ્રમ હતો, ત્યાં રહ્યા વનમોઝાર. ૭
એક જ્યેષ્ઠ સુત વસિષ્ઠનો, શક્તિઋષિ હતો જેહ;
ફળકંદ લેવા કારણે, વન વિષે આવ્યો તેહ. ૮
તે રાક્ષસની દૃષ્ટે પડચો, ત્યારે ભક્ષ કર્યો ઋષિબાળ;
વસિષ્ઠ દુખ પામ્યા ઘણું, મન સબળ પ્રગટચો કાળ. ૯
સુત વિયોગે વસિષ્ઠને, ઉપન્યો અતિ પરિતાપ;
ગંગા વિષે જઇ ક્રોધશુ, પછે મૂકિયું નિજ આપ. ૧૦
જાન્હવીએ વસિષ્ઠને, કાઢિયા તત્ક્ષણ તીર;
ગિરિશિખર ચઢીને નાખિયું, પાડવા અરથે શરીર. ૧૧
ત્યાંથકી ઋષિજી ઉગર્યા, પછે અગ્નિ પ્રગટાવ્યો એવ;
ભૂદેવ તે મધ્યે સંચર્યા, શીતલ થયો અવસ્યમેવ. ૧૨
તન બંધ કરી સરિતા વિષે, ઝંપાવિયું સાક્ષાત;
વસિષ્ઠ જાણી નદીએ તે, પાશ કીધો પાત. ૧૩
ત્યાં થકી ઋષિજી સંચર્યા, પોતાતણે સ્વસ્થાન;
તે દિવસથી સરિતાતણું, હવું વિપાશા અભિધાન. ૧૪
શક્તિકેરી સ્ત્રીતણે, ઉદર હતો એક બાળ;
તે ભણે જઠર વિષે રહ્યો, મહાવેદ પરમ વિશાળ. ૧૫
તે શબ્દ વસિષ્ઠ સાંભળી, આનંદ પામ્યા મન;
તું ક્યાં ભણે છે શક્તિઋષિ, શે ન શીઘ્ર આવે તન? ૧૬
અરૂંધતી એવું સાંભળી, ઉચરી તેણી વાર;
શક્તિનો સુત જઠરમાંથી, ભણે છે નિરધાર. ૧૭
પછે ગર્ભ તે પ્રસવ થયો, મુનિ પામિયા અભિરામ;
તે બાળકનું ધરતા હવા, પરાશર અભિધાન. ૧૮
વાલ્મીકને આશ્રમ ગયો, જેણે દિવસ શત્રુઘ્ન;
તેણે દિવસે જન્મ્યા જાનકીએ, પરાક્રમી બે તન. ૧૯

---

૧૦. આપ–પોતાનું શરીર. પોતે ગંગામાં પડતું નાંખ્યું. ૧૨. પ્રગટાવ્યો–
ટચો' પ્ર. ૧–૩. ૧૩. બંધ કરી—બાંધીને. પાશ ઈ૦–તે પાશ (બંધન)
ાત કીધો (પાડી નાંખ્યો)—તોડી નાખ્યો. ૧૪. વિપાશા–પાશ છોડ-
. અભિધાન—નામ. ૧૬. શે ન–'સત્ય' પ્ર. ૩. ૧૮. અભિરામ–આનંદ.

ઋષિપત્નીએ જઈ વાલ્મીકિને, જાણ કર્યું નિરધાર;
સ્વામી યુગ્મ પુત્રક જાનકીએ, પ્રસવિયા આ વાર. ૨૦
વાલ્મીક એવું સાંભળી, આનંદ પામ્યા મન;
પછે પુત્ર બેઉને અણાવી, જોતા હવા મુનિજન. ૨૧
પછે દર્ભશુ બાળકતણી, લો'તા હવા નિજકાય;
તેનું કુશ નામજ પાડિયું, આનંદ ધરી ઋષિરાય. ૨૨
બીજો અર્ભક ધાબળશુ, લોહ્યો શ્રીમુનિજન;
તે તણું લવ નામ ધર્યું તદા, માનજો સત્ય વચન. ૨૩
જાતકર્મ એ બાળકતણાં, ઋષિએ કર્યા અવશ્યમેવ;
પછે નિશા તે ત્યાં વહી ગઇ, પ્રગટયો દિનકર દેવ. ૨૪
તવ શત્રુઘ્ને કીધું સહી, અવગાહન સારોધાર;
પછે સંધ્યા વંદી ઋષિ પ્રત્યે, જઇને કર્યો નમસ્કાર. ૨૫
સ્વામી આપીએ મને આજ્ઞા, આનંદ આણી મન;
તારી કૃપા માટે રણ વિષે, હું જય લહું મુનિજન. ૨૬
વાલ્મીક વળતા બોલિયા, મન ધરી પ્રેમ અપાર;
જા શત્રુઘ્ન તુજને રણ વિષે, જય હશે સહી નિરધાર. ૨૭
શત્રુઘ્ન એવું સાંભળી, સાંચરી માર્ગે પળાય;
મધુપુર વિષે આવ્યો સહી, આનંદ અંગ ન માય. ૨૮
મધ્યાન્હનો સમે થયો, ઋષિ ઊચર્યા નિરધાર;
એ લવણ પાપી ગયો છે, વન વિષે કરવા આહાર. ૨૯
દુષ્ટે હણ્યાં ત્યાં રોઝ રીંછ ને, મૃગ પશુ શાર્દૂલ;
તે અહીં સ્થાનક સંચર્યો, અનર્થતણું જે મૂળ. ૩૦
મહાભયાનક પ્રચંડ દુર્મતિ, ધર્યું આમિષ પાણ;
શત્રુઘ્ન તે દેખતાં, એમ ઉચરે મુખવાણ. ૩૧
અહો પાપી અધમ કૃત્ય, પશુબંધ કરે કો આમ!
હવે ઉભો રહેજે રણ વિષે, મને આપ તું સંગ્રામ. ૩૨
ત્યારે લવણ કહે તું કવણ છે, તુજ તાતનું શું નામ;
અહીં કવણ અરથે આવિયો, વેર વિના શો સંગ્રામ? ૩૩

---

૨૩. ધાબળ—ઉનની કામળી. (લ્વ—ઊન). ૨૫. અવગાહન—સ્નાન. ૩૧. આમિષ—માંસ. ૩૨. અધમકૃત્ય—અાગકૃત્યવાળો. પશુબંધકરે—પશુઓને બાંધે.

દશરથસુત હું શત્રુઘ્ન, રઘુવીરકેરો ભ્રાત;
ઋષિ પીડ્યા માટે વેર તુજશું, બોલ્યા એવી વાત. ૩૪
લવણ એવું સાંભળીને, ઊચર્યો મુખ સોય;
ઇક્ષ્વાકુ વંશના રાય તે, પાપીષ્ટ નિશ્ચે હોય. ૩૫
ત્યારે શત્રુઘ્ન કહે અધમકૃત્યા મુખ શી વદે છે વાણ;
યુદ્ધ કર્યા વિના છૂટીશ નહિ, હું હણીશ તુજને જાણ. ૩૬
પછે લવણ કહે રામે હણ્યો, મુજ ભ્રાત લંકાધીશ;
તેનો ભ્રાત આવ્યો રણ વિષે, હું છેદીશ તારૂં શીશ. ૩૭
હું યુદ્ધ તુજ સાથે કરૂં, હવે ઊભો રહેજે ત્યાંય;
મુજ આયુધ લાવું ઘરથકી, પછી યુદ્ધ કરૂં રણમાંય. ૩૮
તવ શત્રુઘ્ન કહે શત્રુને રે, મૂકે કોઈ આસન;
હું હણી તુજને મોકલું, ત્યાંથકી જમસદન. ૩૯
લવણ એવું સાંભળી, દ્રુમ પાડ્યો અવશ્યમેવ;
બહુ બાણ મૂકી શત્રુઘ્ને, છેદિયો તતખેવ. ૪૦
પછે લવણે બીજો દ્રુમ ગ્રહી, કર્યો શીશમાં પ્રહાર;
તેણે શત્રુઘ્નને મૂર્ચ્છા થઈને, પડ્યો ભૂમી મોઝાર. ૪૧
ત્યારે હાહાકાર હવો તદા, દુઃખ પામિયા મુનિ જન;
પછે લવણ પાપી આવિયો, પોતાતણે ભુવન. ૪૨
એક મુહૂર્તમાં મૂર્ચ્છા વળી, વદે શત્રુઘ્ન તેણીવાર;
એ લવણ પાપી ક્યાં ગયો, મને કહો ઋષિ નિરધાર. ૪૩
વળતા તે ઋષિ એમ ઉચરે. હવે સાંભળો કહું પેર;
તમો પડ્યા ત્યારે દુર્મતિ, રણ છાંડી ગયો ઘેર. ૪૪
શત્રુઘ્ન એવું સાંભળી, શર ગ્રહ્યું વેગે પાણ;
તે આપ્યું છે સહી રામચંદ્રે, શત્રુઘ્નને બાણ. ૪૫
મહાતીક્ષ્ણ ધારા કાળ સરખું, તેજનો ભંડાર;
શરતેજવતે તેણે સમે, ત્યાં થઈ રહ્યો હાહાકાર. ૪૬
શર ચાપ પાણિ વિષે ચઢાવ્યું, ત્યારે અમર પામ્યા ત્રાસ;
તવ સુરમુનિજન જાતા હવા, પૂછવા બ્રહ્મા પાસે. ૪૭

૩૯. મૂકે ઇ૦—જો અહીંથી કોઈ આસન (સ્થાન) મૂકે (છોડે)-અ-થી જો ખસે તો. અથવા, આસન (આસન્ન)-પાસે આવેલા શત્રુને કોણ છોડી-જવા દે?

તમો સૃષ્ટિ કરતા પ્રભુજી, અમને કહો એક વાત;
આ શરથકી ત્રૈલોકમાં સ્વામી, શો હશે ઉતપાત. ૪૮
ત્યારે બ્રહ્મા કહે કાં ભય ધરો, એ વિષ્ણુકેરૂં બાણ;
શ્રીરામે આપ્યું ભ્રાતને, હરશે લવણના પ્રાણ. ૪૯
તમો જાઓ જોવા ત્યાંથકી, મન ધરી પ્રેમ અપાર;
સુરમુનિ એવું સાંભળી, આવિયા રણમોઝાર. ૫૦
પછે શત્રુઘ્ન ત્યાંથી ગયો, સહી લવણકેરે ઘેર;
શું આવ્યો પાપી ભુવનમાં, મુખ ઉચર્યો એણી પેર. ૫૧
એવું વાયક સાંભળી, મહાક્રોધ પ્રગટયો અંગ;
પછે લવણ આવ્યો ગરજતો, રણે શત્રુઘ્ન સંગ. ૫૨
તવ શત્રુઘ્ને બાણ મૂક્યું, ક્રોધ ધરી તતકાળ;
તેણે હ્રદે ભેદ્યું લવણનું, શર ગયું સહી પાતાળ. ૫૩
ત્યાં સ્નાન બાણે જઇ કર્યું, વધપાપ કીધું નાશ;
શર શીઘ્ર થઇ ગયું અયોધ્યા, રઘુવરકેરે પાસ. ૫૪
લવણ રણમધ્યે પડયો, દ્વિજ આનંદ્યા અવસ્યમેવ;
ત્રિશૂળ ત્યાંથી સંચર્યું, જ્યાં હતા શ્રીમહાદેવ. ૫૫

## ઉથલો.

જ્યાં હતા શ્રીમહાદેવજી, ત્યાં ત્રિશૂળ તે આવ્યું સહી રે;
જનકુંવર કહે શત્રુઘ્ન પ્રત્યે, અમરે તવ વાણી કહી રે. ૫૬

---

## કડવું ૪૪ મું.

### રાગ ભૈરવ.

દૈત્ય લવણ ત્યાં માર્યો સોય, અમરમાત્ર આવ્યા સર્વ કોય;
હણ્યો દૈત્ય તે મહાયુદ્ધ કરી, શત્રુઘ્ને અતિ આનંદ ધરી. ૧
તવ અમરે વાણી ઉચરી, પુષ્પતણી વૃષ્ટિ ત્યાં કરી;
તુજને હવા અમો તુષ્ટમાન, શત્રુઘ્ન માગો વરદાન. ૨
અમરતણાં એવાં સુણી વચન, વળતો બોલ્યો શત્રુઘ્ન;
[illegible] ૩

બ્રહ્મા હરિહરશું અવશ્યમેવ, આ સ્થાનક તમો રહેવું દેવ;
એવો વર મને આપો સહી, એમ હજો સુર ચાલ્યા કહી. ૪
મથુરા નગર વિષે નિરવાણ, શત્રુઘ્નની વરતી આણ;
વાસ્યું નગર અતિ જત્ને કરી, ચોક ચૌવટાં ગૃહ અંતેઉરી. ૫
વાપિ કૂપ તડાગજ હોય, પ્રાસાદ મઠ અતિ કીધા સોય;
નહિ મર્યાદા પુષ્પજતણી, સુંદર વનની શોભા ઘણી. ૬
સુખે વાશી નગરના લોક, દુઃખ દારિદ્ર જરા નહિ શોક;
તજે નહિ કો કુળનો ધર્મ, બ્રાહ્મણજન પાળે ખટકર્મ. ૭
નરનારી ત્યાં દિવ્ય સ્વરૂપ, રાજ્ય કરે શત્રુઘ્ન ભૂપ;
એ વિધ રાજ્ય કરે નિરધાર, વર્ષ હવાં પૂરણ અગિયાર. ૮
વિમાસે એમ શત્રુઘ્ન, રામતણું કરવા દરશન;
પ્રધાનને તેડ્યો ક્ષણમાંજ, મથુરાકેરૂં સોંપ્યું રાજ. ૯
શત હયવર રથ શુભ સંઘાત, શત્રુઘ્ન ચાલ્યો સાક્ષાત;
વાલ્મીકને આશ્રમે ખેવ, શત્રઘ્ન આવ્યો અવસ્યમેવ. ૧૦
ઋષિએ આસન આપ્યું સહી, પૂજા કરી સુખવાણી કહી;
લવણ દૈત્ય નાખ્યો તેં દળી, મેં તે વાત સર્વે સાંભળી. ૧૧
ધન્ય પરાક્રમ તુજ શત્રુઘન, આલિંગન દીધું મુનિજન;
આઘ્રાણ કરી શિર મૂક્યો પાણ, સદા હજો તુજને કલ્યાણ. ૧૨
વાલ્મીકે શત્રુઘ્નને સહી, અનેક કથા વિસ્તારી કહી;
તેણે સમે લવકુશે નિદાન, રામચરિત્ર સહી માંડ્યું ગાન. ૧૩
રાગ તાન તરંગજ હોય, સુણતાં વિસ્મે થયાં સૌ કોય;
શત્રુઘ્નને સંગે જઈ, પ્રધાન એણીપેરે બોલ્યા સહી. ૧૪
ઋષિને સ્વામી પૂછો વચન, આ સ્વામી બે કોના તન;
શત્રુઘ્ન કહે સહુ કો સુણો, મુનિ આશ્રમનો મહીમા ઘણો. ૧૫
એ થાય તે જોવું સહી, ઋષિને પૂછવું આવે નહિ;
રામચરિત્ર સુણતાં અવસ્યમેવ, પ્રાતઃકાળ થયો તતખેવ. ૧૬
તેણે સમે શત્રુઘન સહી, વાલ્મીકશું વાણી એમ કહી;
જો આજ્ઞા આપો ઋષિજન, રામતણું કીજે દરશન. ૧૭

---

૫. અંતે ઉરી—અંતઃપુર. ૧૨. આઘ્રાણ કરી શિર–માથું સુંઘીને. ૧૬. પૂછવું આવે નહિ-પૂછવાનું મન થવું ન જોઇએ–પૂછવું ઘટે નહિ.

તવ આજ્ઞા આપી ઋષિરાય, પ્રણામ કરી શત્રુઘ્ન જાય;
દિવસ મધ્યાન્હ પરિપૂરણ થયો, શત્રુઘ્ન પુરમાં આવિયો. ૧૮
રામ સભામાં બેઠા જ્યાંય, શત્રુઘ્ન પછે આવ્યો ત્યાંય;
દાસકુંવર કહે રામ સંઘાત, શત્રુઘ્ન બોલ્યો સાક્ષાત. ૧૯

---

## કડવું ૪૫ મું.

### રાગ સામેરી.

શત્રુઘ્ન એમ ઉચરે, રામને લાગી પાય;
મેં લવણ પાપી રણે હણ્યો, તમ કૃપાથી મહારાય. ૧
વાસ્યું નગર યત્ને કરી, મન ધરી અતિ ઉલ્લાસ;
હવે આજથી રાખો તમે, સ્વામી તમારે પાસ. ૨
વરસ બાર લગે મથુરાતણું, મેં રાજ કીધું રામ;
હું રહીશ ચરણે આજથી, રાજનું નહિ મુજ કામ. ૩
રઘુવીર વળતા બોલિયા, સુણો ભ્રાત સાચું એહ;
સહી રાજપુત્રે સ્વજનશું, નવ આણવો મન સ્નેહ. ૪
ને રક્ષા કરવી પ્રજાની, મન ધરી પ્રેમ અપાર;
દીન પાંચ રહી મથુરા જવું, ત્યાં થકી સારોધાર. ૫
તું અધિક વલ્લભ છે મને, સાંભળો સાચી વાત;
શત્રુઘ્ન એવું સાંભળી, મન હવો અતિ રળિયાત. ૬
દિવસ છઠ્ઠે શત્રુઘન, આજ્ઞા માગીને જાય;
ત્યારે ભરત વળાવી વળ્યો, આનંદ અંગ ન માય. ૭
એમ રાજ્ય શ્રીરાઘવ કરે, મન ધરી પ્રેમ અપાર;
સૌ ધર્મ મારગ અનુસરે, અયોધ્યા વિષે નિરધાર. ૮
કોઇક સમે પુર અયોધ્યામાં, સાંભળો રાજન;
પાંચસે વર્ષનો મૃત્યુ પામ્યો, વિપ્રકેરો તન. ૯
તેનાં માત પિતા દુઃખ પામિયાં, માંડ્યું રૂદન અપાર;
પછે સ્કંધ શબને ચઢાવી, લેઈ ગયા રાજદ્વાર. ૧૦
આક્રંદ અતિ કરતા હવા, શબ મૂકિયું જાઈ ધણું;

---

૯. પાંચસે વર્ષનો તન-(તે સમયમાં લાંબો આયુષ્ય હોવાથી).

શાં પાપ મેં પૂર્વે કર્યાં જે, પુત્ર પામ્યો મર્ણ. ૧૧
મારા જન્મમાં કીધાં નથી, અઘમાત્ર જે સાક્ષાત;
એ અધર્મી રઘુવીરથી, મુજ પુત્ર પામ્યો પાત. ૧૨
માતા પિતા આગળ પુત્ર ન મરે, કો ન પામે દુઃખ આપ;
અમો પુત્ર સાથે દેહ તજું, તે રામને શિર પાપ. ૧૩
એ પુત્રની આશા હતી, તે વિપત પામ્યા આજ;
બ્રહ્મહત્યા ગ્રહી રામ તું, સુખે કરજે રાજ. ૧૪
એવાં ઋષિતણાં વાયક સુણી, મન દુઃખ ધરે રઘુવીર;
મુખ દામણું દીસે તદા, નિજ નયણે આવ્યાં નીર. ૧૫
પ્રધાન સરશા રામજી, ત્યાં આવિયા સાક્ષાત;
નારદ આદિ ઋષીશ્વર, કરી સહુને વાત. ૧૬
લઘુતનયતણો બ્રાહ્મણતણો, સહી મૃત્યુ પામ્યો બાળ;
શું પાપ થયું મુજ રાજ્યમાં, એમ વદે દીનદયાળ. ૧૭
શ્રીનારદ એણીપેરે ઉચરે, રઘુવીર સાંભળ એહ;
ઋષિપુત્ર મૃત્યુ પામ્યો છે, હું કહું કારણ તેહ. ૧૮
તપ આચરતા કૃતયુગ મધ્યે, મહાનુભાવ દ્વિજ કહેવાય;
તેણે પ્રજા સહુ સુખ પામતી, સત્ય માનજો રઘુરાય. ૧૯
ત્રેતા વિષે તપ ક્ષત્રીએ, માંડયો પછે સાક્ષાત;
ઋષિક્ષત્રીને તપે સહુ, સુખ પામતા દીન રાત. ૨૦
દ્વાપર મધ્યે સહી શૂદ્રે માંડયું, તપતણું આચર્ણું;
તે માટે એ વિપ્રનો, પ્રભુ પુત્ર પામ્યો મર્ણ. ૨૧
તમો જુઓ રાઘવ દશોદિશે, અધર્મ કરે જન જેહ;
તેને છેદો ત્યાં જઇ રામજી, તો બાળક જીવે એહ. ૨૨
પ્રજામાં નર દુષ્ટ હોય, કો આચરે અન્યાય;
તેનો ચોથો ભાગ પામે, ભુવન બેઠો રાય. ૨૩
નારદવચને આનંદ્યા, રઘુવીર રૂપ નિધાન;
પછે મનમધ્યે સંભારતાં, આવિયું પુષ્પવિમાન. ૨૪

---

૧૬. સરશા–સાથે. ૧૯. મહાનુભાવ દ્વિજ–'મહાનુભાવ એ' પ્ર. ૧–૨. ૨૦. માંડયો–(તપ). 'તપ' શબ્દ નપુંસક છતાં આ કવિએ કોઇ કોઇ ઠામે પુલિંગ લખ્યો છે. ૨૩. તેનો ઇ૦–'તે ભાગ ચોથો પામે' પ્ર. ૧ લી.

સંપ્રદ થઇ લક્ષ્મણ પ્રત્યે, એમ ઊચર્યા પ્રભુ વાણ;
એ વિપ્રનો સુત ન જીવે તો, તજું મારા પ્રાણ. ૨૧
તમો ત્યાંથકી જઇ ઋષિ પ્રત્યે, કહેજો સત્ય વચન;
શબ તેલકઢામાં રાખજો, જ્યમ ન વણસે તેનું તન.
એવું કહીને વિમાન બેઠા, રામજી રણધીર;
ત્યાંથકી જોતા સંચર્યા, પશ્ચિમ સાગરતીર; ૨૭
સહુ ધર્મમારગ અનુસરે, કો નવ કરે અન્યાય;
વિમાન ત્યાંથું સંચર્યું, ચાલ્યું દક્ષિણ દિશાય. ૨૮
શૈવલ પર્વતને વિષે આવ્યા, રામજી રણધીર;
તેને ઉત્તર પાસે સાગર છે, ત્યાં પધાર્યા રઘુવીર. ૨૯
ત્યાં શૂદ્ર કો રહી અધોમુખે, કરે ધૂમ્રજ પાન;
અન્ન ઉદક નિદ્રા પરહરી, એક ધર્યું નિશ્ચળ ધ્યાન; ૩૦
તપ ઉગ્ર દીઠો તેહનો, એમ વદે શ્રીમહારાજ;
તું બ્રાહ્મણ ક્ષત્રી કે વૈસ્ય શૂદ્ર, તપ કરે કોણકાજ? ૩૧
શ્રીરામનું વાયક સુણી, મુખ ઊચર્યો તેણીવાર;
હું શૂદ્ર છું વન તપ કરૂં, પદ મોક્ષ લેવા સાર. ૩૨
શ્રીરામ એવું સાંભળી, મન સબળ પામ્યા રીસ;
પછે પાણ ખડ્ગ ધર્યું તદા, તે શૂદ્રનું છેદ્યું શીશ. ૩૩
તે શૂદ્રને સહી મુક્તિ આપી, ગયો સ્વર્ગ મોઝાર;
ત્યારે દેવતાએ કુસુમની ત્યાં, કરી વૃષ્ટિ અપાર. ૩૪
સાધુ સાધુ રઘુપતિ શુભ કર્યું, સુર હવા સંતુષ્ટમાન;
માગીએ સ્વામિ શીઘ્ર થઇ, આપીએ અમો વરદાન. ૩૫
શ્રીરામ વળતા બોલિયા, અમર પ્રત્યે તત્કાળ;
વર આપો એ જીવાડીએ, જે વિપ્રકેરો નિજ બાળ. ૩૬
સુર વદે જેણે ક્ષણે, તમો શૂદ્ર માર્યો એહ;
તેણે ક્ષણે રઘુનાથજી, સુત વિપ્ર જીવ્યો તેહ.. ૩૭
તેનાં સ્વજન સાથે જઇ મળ્યો, આનંદ પામ્યા મન;
ઓ દીસે આશ્રમ અગસ્ત્યનો, ત્યાં જઇ કરો દરશન. ૩૮
એવાં અમરનાં વાયક સુણી, આનંદ અંગ ન માય;
પછે અગસ્ત્યના આશ્રમ પ્રત્યે, સંચર્યા રાઘવરાય. ૩૯

---

૨૮. ત્યાંથું-ત્યાંથી. ૩૧. દીઠો-(તપ). ૩૭. સુત વિપ્ર-વિપ્રનો સુત.

પછે મારગ મધ્યે આવી ઊભા, મહાઅરણ્ય એક નિરધાર;
ત્યાં આશ્રમ કાજે ઉલૂક ગૃધ્ર, ક્લેશ કરે અપાર. ૪૦
તવ રામ આગળ આવિયા, બેઉ પક્ષી તે નિરવાણ;
ત્યારે ગૃધ્ર એણી પેરે ઊચર્યો, સુણો રામ ચતુરસુજાણ. ૪૧
તમો તેજસ્વી ભાસ્કર સમા, ગંભીર સમુદ્ર સમાન;
ક્ષિતિ સમા તમો ક્ષમાવંત, રઘુપતિ રૂપ નિધાન. ૪૨
મહાક્રોધ અંતકના સમો, બળે વિષ્ણુસરખા હોય;
સહુ ધનુષ્યધરમાં શિરોમણિ, તમ સમો નર નહિ કોય. ૪૩
ધર્મરાજ તમારૂં સૌ કહે, ત્રૈલોક્યમધ્યે આજ;
આ ભુવન મારૂં ઉલૂક કહેછે, પૂછિયે મહારાજ. ૪૪
પછે ઉલૂક એણી પેરે બોલિયો, રામને નામી શીશ;
તું સરજે પાળે સંહરે, સમરથ શ્રીજગદીશ. ૪૫
હું નેત્રરહિતને નિશા સમે, પરભવે વિવિધ પ્રકાર;
મહાબળ કરીને ભુવન મારે, રહેછે નિરધાર. ૪૬
વિમાન તજી પૃથ્વી વિષે, બેઠા પ્રભુ તતખેવ;
પ્રધાન પ્રત્યે રામજી, એમ ઉચ્ચર્યા અવશ્યમેવ. ૪૭
બેઉ મધ્યે સાચો કોણ છે, કહો વિચારી તમો આપ;
અસત્ય સભામાં બોલતાં, બ્રહ્મહત્યા લાગે પાપ. ૪૮
પ્રધાન વળતા એમ વદે, પ્રભુને કરી પ્રણામ;
ઉલૂક સાચો જાણજો, નિશ્ચે કરી શ્રીરામ. ૪૯
રઘુવીર વળતા બોલિયા, આનંદ ધરીને મન;
તમો ઉભયમાં એ ભુવન કોનું, પ્રથમ કહો તતક્ષણ. ૫૦
કહે ગૃધ્ર માનુષ નગન હતા, ઊર્ધ્વરેતા જાણ;
તે દિવસથી હું ભુવન આણે, રહોછું નિરવાણ. ૫૧
ઉલૂક કહે દ્રુમમય મહી, હતી એ અવશ્યમેવ;
એ દિવસથી તે ભુવન મારૂં, માનજો તતખેવ. ૫૨
શ્રીરામ કહે ત્યારે વિષ્ણુથી, બ્રહ્મા થયા ઉત્પન્ન;

---

૪૦. આશ્રમ કાજે–રહેઠાણ માટે. માળા માટે–ઉલૂક–ઘૂડ. ગૃધ્ર–ગીધ. ૪૨. ક્ષિતિ—પૃથ્વી. ૪૬. પરભવે—પજવે. ૫૧. માનુષ–મનુષ્ય. ઊર્ધ્વરેતા–ઇંદ્રિય સંયમવાળા. જાણ–'પાણ' પ્ર. ૧–૩.

અજ કરણમાંથી પ્રગટિયા, મધુકૈટભ બે તત્ક્ષણ. ૫૩
પછે ભક્ષ કરવા બ્રહ્માને, પાપી ધસ્યા તેણી વાર;
હુંકારવ અજે કર્યો, પ્રગટ્યા જગદાધાર. ૫૪
દુર્મતિ દેખી વિષ્ણુ મનમાં, સબળ પામ્યા ખેદ;
મહાયુદ્ધ કરતાં મધુકૈટભ, બેઉ કર્યા ઉચ્છેદ. ૫૫
તેને મેદે બાંધી પૃથિવી, મન ધરી અતિ અભિરામ;
તે દિવસથી રઘુનાથ કહે, મેદિની મહીનું નામ. ૫૬
પછે બ્રહ્માએ પર્વત પ્રગટ્યા, અષ્ટ કુળ તો જેહ;
ત્યારે દ્રુમમય પૃથ્વી હવી, તેમાં નહિ સંદેહ. ૫૭
ત્યાર પૂઠે નગ્ન માનુષ, પ્રગટ્યા તો સાક્ષાત;
તો પ્રથમ આશ્રમ ઉલૂકનો, એને કાં દમે દિનરાત ? ૫૮
સુણ્ય ગૃધ્ર કૃત્ય તારાથકી, હું કરીશ તુને નાશ;
તેણે સમે રઘુનાથશું, વાણી હવી આકાશ. ૫૯
અહો રામ એને મારવા, તમને નહિ અધિકાર;
એને પૂર્વે માર્યો શાપથી, તે માનજો નિરધાર. ૬૦
એ તો પૂર્વે રાજઋષિ, બ્રહ્મદત્ત એનું નામ;
એને ભુવને આવ્યા અતિથિ એક તે, સાંભળો શ્રીરામ. ૬૧
એણે પગ પખાળ્યા તેહના, મન ધરી પ્રેમ અપાર;
પછે માંસ પીરસ્યું વિપ્રને, સ્વામી શીઘ્ર કીજે આહાર. ૬૨
ઋષિ કહે મુજને માંસ આપ્યું, ભક્ષ કરવા જેહ;
તો થા પાપી આજથી તું, ગૃધ્રપક્ષી દેહ. ૬૩
બ્રહ્મદત્ત એવું નામ સાંભળી, દુઃખ સબળ પામ્યો કાય;
અજ્ઞાનથી મેં લહ્યું નહિ, તું કૃપા કર ઋષિરાય. ૬૪
જઇ ચરણ લાગ્યો મુનિને, બહુ સ્તુતિ કરી તેણી વાર;
તું કૃપાનિધિ છે પતિતનો, હવે કીજીએ ઉદ્ધાર. ૬૫

---

૫૩. અજકરણમાંથી–અજ (અજન્મા વિષ્ણુ)ના કાનમાંથી. 'विष्णुकर्णमलोद्भूतौ'—'વિષ્ણુના કાનના મેલમાંથી ઉપજેલા' એમ માર્કંડેય પૂરાણમાં પણ છે. વાલ્મીકિ રામાયણમાં પણ એમજ છે, માટે અહીં 'અજ' નો અર્થ 'વિષ્ણુ' એમ કરવો. ૫૪. અજે–બ્રહ્માએ. ૫૬. મેદિની–(મધુકૈટભના) મેદવાળી.

ઋષિ એવાં વાયક સાંભળી, ઊચરે તે ઠામ;
ઇક્ષ્વાકુને કુળે પ્રગટશે, દશરથથી સુણ રામ. ૬૬
પ્રભુ તારે આશ્રમ આવશે, કૃપા કરી એક વાર;
તું દર્શન પામીશ રામનું, ત્યારે થશે તુજ ઉદ્ધાર. ૬૭
પછે ગૃધ્ર દેહ તજતો હવો, સાન્નિધ્ય રઘુનંદન;
શ્રીરામની બહુ સ્તુતિ કરી, તે ગયો સ્વર્ગભુવન. ૬૮
વિમાન બેશી રામજી, ત્યાંથકા માર્ગ પળાય;
અગસ્ત્યને આશ્રમ આવિયા, આનંદ અંગ ન માય. ૬૯
કુંભપુત્રે અમરની, પૂજા કરી તતક્ષણ;
સંતોષ પામ્યા અતિઘણું, સુર ગયા સ્વર્ગભુવન. ૭૦

ઉથલો.

સુર ગયા સ્વર્ગભુવન ભાઇઓ, તેમાં કંઈ સંદેહ નહિ રે;
જનકુંવર કહે વિમાન તજી, રઘુનાથ ત્યાં આવ્યા સહી રે. ૭૧

---

## કડવું ૪૬ સું.

### રાગ વેરાડી.

અમર ગયા પૂઠે અવશ્યમેવ, રઘુનંદન ત્યાં આવ્યા ખેવ;
અગસ્તને જઈ નિરધાર, રામચંદ્રે કર્યો નમસ્કાર. ૧
ઊભા રામ કરસંપુટ કરી, અગસ્ત્યઋષિએ વાણી ઊચરી;
આસન આપ્યું આણી પ્રેમ, પૂછે ઋષિજી કુશળક્ષેમ. ૨
આવ્યા સહી તમો વનમોઝાર, શૂદ્રરિષ્ટ કરવા નિરધાર;
ધર્મ પ્રગટ કરવા નિરધાર, વિપ્રતણો જીવાડચો બાળ. ૩
અમરતણાં કરવા સહી કાજ, પ્રગટ થયા તમો શ્રીમહારાજ;
રહો રામ રજની ત્યાં સુખે, પ્રભાતે જાઓ અયોધ્યા વિષે. ૪
આ કંકણ આપુંછું અમો, ગ્રહવા યોગ્ય છો સ્વામી તમો;
એવું સુણી વદે રાઘવરાય, સાંભળો સ્વામી સત્ય ઉપાય. ૫
ક્ષત્રીનંદન પુણ્ય આચરે, આપે પણ અંગી નવ કરે;
તે માટે સાંભળો ઋષિ તમો, પ્રતિગ્રહી નહિ થાઉં અમો. ૬

---

૭૦. કુંભપુત્રે—અગસ્ત્યે. ૧. ખેવ—ક્ષણ, અર્થાત્ તે ક્ષણે. ૨. કરસંપુટ કરી—હાથ જોડી. ૩. રિષ્ટ—નાશ. ૬. અંગી નવ કરે—અંગીકાર ન કરે—લે નહિ. પ્રતિગ્રહી—દાન લેનારો.

અગસ્ત્ય કહે સુણ્ય રાઘવરાય, હું તુજને કહું એક ઉપાય;
કૃતયુગમાં બ્રહ્માએ ખેવ, સૃષ્ટિ સૌ નિરમી અવશ્યમેવ. ૭
ભૂપ વિના સૃષ્ટિ દુ:ખિણી થઇ, ધાતા આગળ રાવે ગઈ;
સ્વામી પ્રજા સૌ દુ:ખ પામી કાય, આપો કરી કો બળિયો રાય. ૮
ત્યારે બ્રહ્મા મુખ બોલ્યા તતકાળ, સાંભળો શીઘ્ર થઇ દિગ્પાળ;
ચોથો ભાગ તે આપો તમો, તો રાજા એક પ્રગટું અમો. ૯
તવ દિગ્પાળે વાણી કહી, સ્વામી અમો એ આપું સહી;
બ્રહ્માએ પ્રગટ્યો ત્યાં ભૂપ, મહાતેજસ્વી દીવ્ય સ્વરૂપ. ૧૦
ચોથો અંશ તેહનો જેહ, ચો દિગ્પાળે આપ્યો તેહ;
પ્રજા સર્વને સોંપ્યો રાય, આજ્ઞા ગ્રહી સ્વસ્થાનક જાય. ૧૧
ઈંદ્ર તેજનો એ મહીમાય, પ્રજા સર્વ માને આજ્ઞાય;
વરૂણ તેજનું કારણ એહ, પ્રજા સર્વને પાળે તેહ. ૧૨
કુબેર તેજથી સારોધાર, આપે મહીપતિ દાન અપાર;
ધર્મરાજને તેજે સોય, ભય પ્રાણી પામે સર્વ કોય. ૧૩
ઈંદ્રતણો ગુણ તમમાં સહી, તે માટે ના કહેવી નહિ;
ઋષિનાં વચન સુણી અવશ્યમેવ, રામે ભૂષણ ગ્રહ્યું તતખેવ. ૧૪
દેખી ભૂષણ અતિ સુંદર સાર, પામ્યા પ્રભુ મન હર્ષ અપાર;
તેણે સમે કરસંપુટ કરી, શ્રીરામે વાણી ઊચરી. ૧૫
પ્રશ્ન એક સ્વામી પૂછું અમો, આ ભૂષણ કયમ પામ્યા તમો;
અગસ્ત્ય કહે રાઘવ અવિધાર, હું ચાલ્યો મહાઅરણ્ય મોઝાર. ૧૬
શત જોજનનું છે તે વન, મળે નહિ પશુ પક્ષી જન;
પુરૂષ એક તપ કરતો ખેવ, મેં વનમાં દીઠો અવશ્યમેવ. ૧૭
ત્યાં સરોવર છે સુંદર સાર, જોજન એક તણું નિરધાર;
સર પાસે શબ દીઠું પ્રૌઢ, દેખી ચિત્ત થયો દિગ્મૂઢ. ૧૮
શબ પાસે સુણ રાઘવ દેવ, વિમાન એક આવ્યું અવશ્યમેવ;
તેમાં થકી નર સુંદર સાર, આવ્યો ભૂમિ વિષે નિરધાર. ૧૯
શબ ઉપર તે બેઠો જઇ, આમિષ ભક્ષ કર્યું તેણે સહી;
પછે ઉદકપાન કરી અવશ્યમેવ, વિમાન વિષે જઇ બેઠો ખેવ. ૨૦
અગસ્ત્ય કહે રાઘવ અવિધાર, હું આશ્ચર્ય પામ્યો તેણી વાર;
અગસ્ત્ય કહે મેં પૂછ્યું રહી, સ્વર્ગપુરૂષ સંધાને સહી. ૨૧

૮. રાવે-રાવ કરવા-પોતાની અરજ કહેવા. ૧૮. સર-સરોવર.

તું દેવરૂપ સરખો દીસે સોય, માંસ ભક્ષ્યું તે કારણ કહોય;
એવાં વાયક શ્રવણે સાંભળી, વિમાનથકી નર બોલ્યો વળી. ૨૨
મેં ભક્ષ માંસ કર્યું નિરધાર, સ્વામી તેનો કહું વિસ્તાર;
વિદર્ભ દેશ વિષે અવશ્યમેવ, પૂર્વે રાય હવો સુદેવ. ૨૩
ધર્મ વિષે તેનું નિશ્ચય મન, સુરથ શ્વેત હવા બે તન;
સુદેવે રાજ્ય કર્યું બહુ કાળ, અમરસદન પામ્યો મહીપાળ. ૨૪
શ્વેતને મંત્રી મળી અનેક, રાજ્યતણો કીધો અભિષેક;
શ્વેત રાજ્ય કરતો નિરધાર, આણી મનમાં પ્રેમ અપાર. ૨૫
સુરથને પછે આપ્યું રાજ, શ્વેત ગયો સહી મહાવનમાંજ;
આ સરોવરતટ આવ્યો ખેવ, ઉગ્ર તપ માંડયું અવશ્યમેવ. ૨૬
ત્રણ સહસ્ર વર્ષ તપ આચર્યું, ધ્યાન એક ધાતાનું ધર્યું;
તપે કરી અજ હવા પ્રસન્ન, ગયો શ્વેત સહિત બ્રહ્મસદન. ૨૭
ક્ષુધા તૃષા મને લાગી કાય, બ્રહ્માતણે પછે લાગ્યો પાય;
સ્વામી બ્રહ્મસદન વિષે કહેવાય, ક્ષુધા તૃષા નવ પીડે કાય. ૨૮
ક્ષુધા તૃષા મને પરભવે આજ, સત્યારથ કહો એ મહારાજ;
ત્યારે બ્રહ્માએ વાણી કહી, શ્વેત તું સાંભળે સહી. ૨૯
તારા ભુવન વિષે નિરધાર, કો પ્રાણીમાત્ર નવ પામ્યો આહાર;
તેં તારૂં પોખ્યું નિજ તન, જન્મ વિષે કર્યું સાધન. ૩૦
ક્ષુધા તૃષા ક્યમ તારી જાય, નિત્યે ભક્ષ કરો નિજ કાય;
બ્રહ્માતણાં વાયક સાંભળી, શ્વેત કહે હું બોલ્યો વળી. ૩૧
કહો સ્વામી ક્યમ હશે ઉદ્ધાર, મુજને કૃપા કરો એક વાર;
તવ ધાતા કહે સુણ્ય રાજન, ભક્ષ કરવા તું જાયશ વન. ૩૨
અગસ્ત્ય તને મળશે તેણી વાર, ત્યારે હશે તારો ઉદ્ધાર;
બ્રહ્માતણાં વાયક તો જેહ, આજ સત્યારથ હવું એહ. ૩૩
આ કંકણ મુજ સુંદર સાર, ધર્મકાર્ય ગ્રહીએ નિરધાર;
એ ભૂષણ મુજને આપિયું, ત્યારે એ શબ તે લય પામિયું. ૩૪
શ્વેત હર્ષ અતિ પામ્યો મન, લઇ આજ્ઞા ગયો બ્રહ્મસદન;
એ ભૂષણ હું પામ્યો સહી, તે કથા વિસ્તારી કહી. ૩૫
દાસકુંવર કહે આનંદ ધરી, તવ રામે વાણી ઉચરી.

---

૨૪. અમરસદન–દેવલોક. ૨૭. ધાતા—બ્રહ્મા. સહિત-(બ્રહ્માની) સાથે. ૩૪. ધર્મકાર્ય-ધર્મકાર્ય માટે.

# કડવું ૪૭ મું.

## રાગ રામગ્રી.

અગસ્ત્યકેરાં સુણી વચન જી, વળતા બોલ્યા રઘુનંદન જી;
દંડકારણ્યતું કારણ જેહ જી, મુજ વિસ્તારી કહો તેહ જી. ૧

## ઢાળ.

તે વિસ્તારી મુજને કહો, હું કહું નામી શીશ;
એવું વચન સુણીને ઊચર્યા, રાઘવ પ્રત્યે ઋષિધીશ. ૨
સુણ રાય સ્વાયંભૂ મનુતણો, ઇક્ષ્વાકુ પુત્રજ હોય;
તેને રાજ્ય આપ્યું મેદિની, તે ઊચર્યો મુખ સોય. ૩
સુત પ્રજા પ્રેમે પાળજે, દુષ્ટને કરજે પ્રહાર;
એવું કહીને સ્વાયંભૂ મનુ, પછે ગયા સ્વર્ગ મોઝાર. ૪
ધર્મરાજ્ય તે કરતો હવો, આનંદ અંગ ન માય;
ઇક્ષ્વાકુને સુત સો હવા, એ મહાસુભટ કહેવાય. ૫
કનિષ્ટ સુત તેમાં હવો, દુર્મતિ અતિ અજ્ઞાન;
ઇક્ષ્વાકુરાયે પછે તેહનું, દંડ ધરિયું નામ. ૬
તેને હિમાચળ સમીપ આપ્યું, રાજ્ય સારોધાર;
દંડ જઇ રહે નિરભેથકો, મન ધરી પ્રેમ અપાર. ૭
ત્યાં રાજ્ય તે કરતો હવો, આનંદ આણી પર્મ;
કો એક સમે દંડ આવિયો, ભાર્ગવતણે આશ્રમ. ૮
ઋષિતણી કન્યા ભાર્ગવી, અતિ સુંદર મુખ સુખધામ;
દંડરાય તેને દેખતાં, મન સબળ પ્રગટ્યો કામ. ૯
ત્યારે ભૂપ કહે તું કમળનયની, શોભા કહી નવ જાય;
તારૂં વદન જોતાં સુંદરી, મને અનંગ પીડે કાય. ૧૦
ચિત્ત ચપળ દેખી રાયનું, વદે ભાર્ગવી તતકાળ;
ઋતુયોગ હું પામી નથી, અળગો રહે ભૂપાળ. ૧૧
જો અર્થ મારો હોય તો તું, પ્રાર્થ મારો તાત;
તે આપે તો તુજને વરૂં, માનજે સાચી વાત. ૧૨
કો કુંવારીશુ સંગ કરે, મહાનર્ક પામે જન;

---

૨. ઋષિધીશ–ઋષિઓના અધીશ. ૬. કનિષ્ટ–નાનો. દુર્મતિ–દુષ્ટ બુદ્ધિવાળો. ૧૦. અનંગ–'અનળ' પ્ર. ૧–૩.

મુજ તાતને ક્રોધેથકી, તું દુઃખ પામીશ મન. ૧૩
એવાં વચન કન્યાએ કહ્યાં, પણ ન માન્યાં ચિત્ત રાય;
પરાણે કરીને ભાર્ગવીશુ, આચર્યો અન્યાય. ૧૪
ભાર્ગવી મનમાં દુઃખ ધરે, માંડિયું રૂદન અપાર;
દંડરાય આવ્યો શીઘ્ર થઈ, પોતાતણે ગૃહદ્વાર. ૧૫
એવે શુક્ર આશ્રમ આવિયા, પુત્રી કરે રૂદન;
પછી જ્ઞાન દૃષ્ટે વિમાશી, જોતા હવા મુનિજન. ૧૬
જાણુ ભાર્ગવને થયું, દુઃખ સબળ પામ્યા આપ;
તવ ક્રોધ આણી દંડને, દેતા હવા મુખ શાપ. ૧૭
મહાબળ કરી મમ પુત્રીશુ, વ્યભિચાર ચાલ્યો સોય;
તારા નગરમાં રજવૃષ્ટિથી, જન ઢંકાજો સર્વ કોય. ૧૮
પછે શુક્રાચાર્યે શિષ્ય પ્રત્યે, એમ ઊચર્યા તેણી વાર;
હવે શીઘ્ર થાજો ત્યાંથકી, સહુ સંચરો નિરધાર. ૧૯
ત્યાંના નિવાસી જે હતા, સર્વ કો માર્ગે પળાય;
એક જોજન ઉપર સર હતું, ત્યાં આવિયા ઋષિરાય. ૨૦
પુત્રી પ્રત્યે ઋષિ ઊચર્યા, તું રહેજે આણે ઠાર;
ત્યાં કન્યા મૂકી શુક્ર ચાલ્યા, હેલા માત્ર મોઝાર. ૨૧
તે નગરમાં રજવૃષ્ટિ ઊડી, સર્વે કો પામ્યા નાશ;
એ દંડકારણ્ય વન થયું, આણજો મન વિશ્વાસ. ૨૨
એ દંડકેરી કથાનો મેં, કહ્યો સર્વ ઉપાય;
રવિ અસ્તાંગતનો સમે થયો, હવે ઊઠિયે રઘુરાય. ૨૩
આ સર વિષે જઈ સંધ્યા વંદો, રામજી રણધીર;
એવું ઋષિતણું વાયક સુણી, પછે સંચર્યા રઘુવીર. ૨૪
નિત્યકર્મ સંધ્યા વિવિધ પેરે, આચર્યું તેણે ઠામ;
પછે અગસ્ત્યના આશ્રમ વિષે, આવિયા વેગે રામ. ૨૫
પછે કર્યા ભોજન ભાવતાં, રજની રહ્યા જગદીશ;
ત્યારે પ્રાતઃકાળ સમે થયો, ઋષિ પ્રત્યે નામ્યું શીશ. ૨૬
પ્રભુ આપિયે મને આજ્ઞા, તમો કહ્યાં શુભ ચરિત્ર;
તમ કૃપા માટે હું થયો સહી, આજ પરમ પવિત્ર.
અગસ્ત્યઋષિ વળતા વદે, તમો સાંભળો રઘુરાય;

---

૧૮. વ્યભિચાર ચાલ્યો–વ્યભિચારીની રીતે ચાલ્યો.

ક્ષણ માત્ર જઇ તમો જ્યાં રહો, તે દેશ પાવન થાય. ૨૮
આજ કૃતારથ કીધા અમો, એમ ઉચર્યા ઋષિદેવ;
હવે શીઘ્ર થઇને પધારો, પુર અયોધ્યા અવશ્યમેવ. ૨૯
એવું સાંભળી વિમાન બેઠા, રામજી તવ સોય;
આશીષ સુખ દેતા હવા, રઘુવીરને સર્વ કોય. ૩૦
વિમાન ત્યાંથી સંચર્યું, આકાશમાર્ગે પળાય;
પુર અયોધ્યામાં આવિયા, આનંદ અંગ ન માય. ૩૧
જઈ જાણ પ્રતિહારે કર્યું, ત્યાં પધારે રઘુરાય;
ત્યારે ભરત લક્ષ્મણ બેઉ જઇ, પ્રભુતણે લાગ્યા પાય. ૩૨
આલિંગન બેઉ ભ્રાતશું, દેતા હવા તતખેવ;
ભુવન વિષે જઇ ભરતશું, ઉચર્યા દેવાધિદેવ. ૩૩
શ્રીરામ કહે એમ ભરતને, તમો થવું બે જણે સહાય;
રાજસૂય કરવા મન વિષે, ઇચ્છા ઘણી મન થાય. ૩૪
ઇક્ષ્વાકુએ આગે યજ્ઞ કીધો, રાજસૂય તો જેહ;
વળી તેજ યજ્ઞ ચંદ્રમાએ, કર્યો પૂર્વે તેહ. ૩૫
રાજસૂય જો વરણે કર્યો, જળપદવી પામ્યો સાર;
રાજસૂય સમું સાધન નથી, કો કીર્તિનું નિરધાર. ૩૬
ભરત કહે તમો ભગવંત, જન લહેછે સર્વ કોય;
રાજસૂય કરતાં રામજી, બહુ નરતણો ક્ષય હોય. ૩૭
જ્યારે ચંદ્રમાએ યજ્ઞ કીધો, રામજી અવિધાર;
ત્યારે સોમ સાથે નક્ષત્રે, મહા કર્યું યુદ્ધ અપાર. ૩૮
વળી વરણે યજ્ઞ આરંભિયો, આનંદ આણી મન;
મચ્છ કચ્છ સાથે યુદ્ધ દારણ, ત્યાં હવું તતક્ષણ. ૩૯
તે ધર્મને શું કીજિયે, જ્યાં હિંસાકૃત્ય સદા થાય;
જે ગમે પ્રભુ મન વિષે, તે કીજિયે રઘુરાય. ૪૦
શ્રીરામ એવું સાંભળી, આનંદ પામ્યા સોય;
લઘુથકો શુભવાયક કહે, તે વૃદ્ધ નિશ્ચે હોય. ૪૧
પછે ભરતને ચાંપ્યો હૃદે, પ્રભુ ઉચર્યા તતક્ષણ;

---

૪૦. હિંસાકૃત્ય–ઘણા મનુષ્યોનો નાશ. 'શાકૃત્ય' પ્ર. ૧ લી. 'સુકૃત્ય' પ્ર. ૩ જી.

રાજસૂય વિષે તુજ નાયકથી, વિરામ પામ્યું મન. ૪૨
પછે સુમિત્રાસુત બોલિયો, સાંભળો રઘુપતિ આજ;
જો ઇચ્છા હોયે યજ્ઞની, અશ્વમેધ કરો મહારાજ. ૪૩
અશ્વમેધનો મહિમા કોણે, સુખે કહ્યો નવ જાય;
બ્રહ્મહત્યાદિક બહુ, અશ્વમેધથી મૂકાય. ૪૪
આગે ઇંદ્રે વૃત્રાસુર હણ્યો, બ્રહ્મહત્યા બેઠી શીશ;
એ અશ્વમેધ કર્યાથકી, પાવન થયો સુરઇશ. ૪૫

ઉથલો.

પાવન થયો સુરઇશ એવી, લક્ષ્મણે વાણી કહી રે;
શ્રીરામજનકુંવર કહે, રઘુવીર તવ બોલ્યા સહી રે. ૪૬

---

## કડવું ૪૮ મું.

### રાગ આશાવરી.

એવાં લક્ષ્મણનાં વાયક સુણી, એમ બોલ્યા રાઘવરાય રે;
થાય રે ઇચ્છા મુજને, અતિ ઘણી રે. ૧
ઇંદ્રે વૃત્રાસુર હણ્યો, બ્રહ્મહત્યા લાગી શીશ રે;
એ વિધ રે કહે લક્ષ્મણ, મને તેહતણી રે. ૨

ઢાળ.

તેહતણી વિધ કહે વિસ્તારી, મુજ પ્રત્યે વીર સુજાણ;
એવું વાયક સુણી શ્રીરામજીનું, વદે સુમિત્રાસુત ગુણ વાણ. ૩
લક્ષ્મણ કહે હવે સાંભળો, સ્વામી પ્રશ્ન પૂછ્યું જેહ;
જોજન બસેં ઉંચો હતો, સહી વૃત્રાસુરનો દેહ. ૪
વપુ પૃષ્ટ જોજન શતતણું, તેણે દમ્યા અમર અપાર;
સુર સર્વ ત્યાં નાશી ગયા, જ્યાં હતા જગદાધાર. ૫
ભગવંતની બહુ સ્તુતિ કરી, સહુ અમર લાગ્યા પાગ;
સ્વામી વૃત્રાસુરને રણ હણો તો, સર્વને સુખ થાય. ૬
ભગવંત કહે એ વૃત્રાસુરશું, પ્રીત મારે આજ;
તમો શર્ણ આવ્યા સર્વ કો, પણ એહ કરવું કાજ. ૭

---

૪૨. વિરામ પામ્યું–અટક્યું. ૨. એ વિધ રે ૪૦–મને તેની વિધિ કહે
। શી રીતે થયું તે કહે.

એ ઇંદ્રિ મારૂં શિર છે, સત્ય માનજો તતખેવ;
ત્રણ પ્રકારે ત્રિગુણ મારૂં, તેજ મૂકીશ અવસ્યમેવ. ૮
એક મૂકીશ ગુણ શચીપતિ, બીજો વજ્ર ઉપર જાણ;
ત્રીજો વૃત્રાસુર ભડ હશે જ્યાં, મેં મૂકવો નિરવાણ. ૯
હવે જાઓ રણમાં શીઘ્ર થઇ, ત્યાંથકી વેગે દેવ;
હરિતણું વાયક સાંભળી, સૌ સંચર્યા અવસ્યમેવ. ૧૦
ગુણ એક મૂકિયો ઇંદ્રમાં, બીજો વજ્ર ઉપર સોય;
ગુણ ત્રિજો વિષ્ણુએ મૂકિયો, જ્યાં વૃત્રાસુર સહી હોય. ૧૧
દળ સકળ સાથે આવિયો, રણ મધ્યે સુરરાજાન;
ત્યાં વૃત્રાસુર સહી તપ કરે, ધર્યું હૃદે નિશ્ચળ ધ્યાન. ૧૨
મહાભયંકર પ્રચંડ ગિરિવત, દીસતો સાક્ષાત;
બ્રહ્માંડને ગ્રસશે સહી, કરશે મહાઉત્પાત. ૧૩
તેને દેખતાં પાસે ગયો, એ અમરકેરો ઇશ;
મહાક્રોધ આણી વજ્ર માર્યું, વૃત્રાસુરને શીશ. ૧૪
તત્કાળ તે અવનિ પડયો, તવ હવો જેજેકાર;
બ્રહ્મહત્યા લાગી ઇંદ્રિને, એક હેલામાત્ર મોઝાર. ૧૫
સુરરાજ અતિ વ્યાકુળ થયો, નાશી ગયો તતખેવ;
પછે અમર સૌ આવ્યા સહી, જ્યાં હતા દેવાધિદેવ. ૧૬
સ્વામી તેજ તારે વૃત્રાસુરની, હણી રણમાં કાય;
કયાં હત્યા લાગી ઇંદ્રને, મૂકાવ વૈકુંઠરાય. ૧૭
ભગવંતજી ભાખે તદા, મન ધરી અતિ ઉલ્લાસ;
અશ્વમેધ કરી મુજને યજે, બ્રહ્મહત્યા થાયે નાશ. ૧૮
અશ્વમેધ ઇંદ્રિને કરાવ્યો, અમરે વળી અવસ્યમેવ;
યજ્ઞને અંતે બ્રહ્મહત્યા, કહે સુણો સૌ કો દેવ. ૧૯
ઇંદ્રિના વપુને વિષે, સુખ પામતી હું મન;
મને યજ્ઞ કરીને તજો છો, હું કયાં રહું અનુદિન. ૨૦
તવ અમર કહે સ્ત્રી વસુધા, જળ દ્રુમ જે કહેવાય;
એ સ્થાનક ચારે જઇ રહે, જેમ સુખ તુજને થાય. ૨૧
ઋતુયોગ વિષે પ્રેમદા હોયે, સંગ કરે નર જે કોય;

૨૦. વપુ-શરીર. અનુદિન-નિરંતર.

લક્ષ્મણ કહે રઘુનાથને, બ્રહ્મહત્યા તેને હોય. ૨૨
દ્રુમ વિષે રસ ઉદે હોયે, ભક્ષ કરેનર કોય;
લક્ષ્મણ કહે રઘુનાથને, બ્રહ્મહત્યા તેને હોય. ૨૩
નવું વાવ્યું વસુધા વિષે, પાય ધરે ત્યાં કોય;
લક્ષ્મણ કહે રઘુનાથજીને, બ્રહ્મહત્યા તેને હોય. ૨૪
એણે પ્રકારે અધમાત્ર છૂટયો, અમરકેરો રાય;
એ વૃત્રાસુરની કથાનો, સ્વામી કહ્યો સર્વ ઉપાય. ૨૫
લક્ષ્મણતણાં વાયક સુણી, પ્રભુ હર્ષ પામ્યા મન;
મને કથા તેં પાવન કહી, ધન્ય સુમિત્રાના તન. ૨૬
રઘુનાથ કહે અશ્વમેધનો, મહિમા છે અતિસાર;
મેં સાંભળ્યો પૂર્વે સહી, તેહતણો કહું વિસ્તાર. ૨૭
દંડરાય એક આગે હવો તે, સુભટ મહાબળવંત;
તે પ્રજા પાળે પ્રેમશું, તેણે જીત્યા દેશ અનંત. ૨૮
એક દિવસ રાય મૃગયા ગયો, પૂઠે સેનનો નહિ પાર;
કાર્તિકેય જ્યાં ઉદે થયો, ત્યાં આવિયો નિરધાર. ૨૯
તેણે સમે તે વન વિષે, ગિરિજા સંઘાતે એવ;
સ્ત્રી રૂપ ધરી ક્રીડા કરેછે, એ સ્વામી શ્રીમહાદેવ. ૩૦
નર નામે દ્રુમ જે હતાં, તે સ્ત્રી થયાં તત્કાળ;
નૃપ તે વનમાં આવ્યો સહી, અબળા થયો ભૂપાળ. ૩૧
દેખી અવસ્થા દેહકેરી, દુઃખ સબળ પામ્યો મન;
ગિરજા સંઘાતે રૂદ્રનું, સહી હવું સ્વય દરશન. ૩૨
મહીપાળ જઇ ચરણે નમ્યો, સ્તુતિ કરી નામ્યું શીશ;
અજ્ઞાનથી હાં આવિયો, મને કૃપા કરિયે ઇશ. ૩૩
મહારૂદ્ર વળતા બોલિયા, સાંભળો કહું એ રાય;

૨૨. ઋતુયોગ વિષે હોય—રજસ્વળા હોય. ૨૩. દ્રુમ વિષે રસ ઉદે હોય-(તાડી વગેરે). વાલ્મીકિ રામાયણમાં દ્રુમમાં નહિ પણ બ્રાહ્મણની હત્યા કરનારામાં બ્રહ્મહત્યા વર્ણવી છે. ૨૮. દંડરાય-'ઇલરાય' એમ જોઇએ. કેમકે વાલ્મીકિ રામાયણમાં ઇલ રાજાનીજ એવી કથા છે. દંડકારણ્યની કથાનો સંબંધ દંડ રાજા સાથે છે. આ રાજા સ્ત્રી થશે ત્યારે ઇલા કહેવાશે, તે ઉપરથી પણ અહીં ઇલ શબ્દ જોઇએ. કદાચ લેખકદોષ હશે. ૨૯. કાર્તિકેય—સ્વામી કાર્તિક.

તું માગે તે આપું તને, પણ પુરૂષ ન કરૂં કાય. ૩૪
એવું હરતણું વાયક સુણી, રાય ગયો ઉમયા શર્ણું;
તું જગતમાતા વિશ્વજનની, કહી લાગ્યો ચર્ણું. ૩૫
આઇ ! સરજે પાળે સંહરે, તારો નિગમ ન લહે પાર;
એ આદ્ય અંત ને મધ્ય અવિગત, અકળ જ્યોતજ સાર. ૩૬
તારૂં દરશન નિષ્ફળ ન હોયે, એમ કહે જન સર્વ કોય;
એવું વચન સુણી ગિરિજા વદે, દંડરાય સાંભળ શોય. ૩૭
એક માસ લગે તું સ્ત્રી રહીશ, એક માસ થાય નરદેહ;
એમ સદાકાળ હજો સહી, વર આપિયો તને એહ. ૩૮
દંડરાય એવું સાંભળી, ઉમયાને લાગ્યો પાય;
આજ્ઞા માગી ત્યાંથકો, નિજભુવન આવ્યો રાય. ૩૯
પછે સુમિત્રાસુત બોલિયો, મન ધરી પ્રેમ અપાર;
દંડરાયની શી ગતિ હવી, તે તણો કહો વિસ્તાર. ૪૦
રઘુવીર વળતા એમ વદે, સૌમિત્રી સુણ્ય તતખેવ;
દંડરાય સ્ત્રીરૂપે થયો, રમે સ્ત્રીરૂપશુ અવશ્યમેવ. ૪૧
તે પરસ્પર ક્રીડા કરે, ઉદ્યાન વનને સંગ;
બહુ પુષ્પના પરિમળથકી, તેને કામ પ્રગટચો અંગ. ૪૨
એક વાર સ્ત્રી સૌ સંચરી, મન ધરી પ્રેમ અપાર;
જ્યાં ચંદ્રમાસુત તપ કરે, આવી સહુ તેણે દ્વાર. ૪૨
ચંદ્રસુત તેને દેખતાં, વિસ્મે થયો મનમાંય;
તું કોણ છે કહે ક્યાંથકી, શે કાર્ય આવી આંય. ૪૩
તું દેવકન્યા ગાંધ્રવી, કે નાગકન્યા સાર;
નિજ માત તાત કહે મુજને, કોણ છે તુજ ભરતાર. ૪૪
અન્ય સ્ત્રી વળતું વદે, કહું સાંભળો તમો કરણ;
એ બાળકુંવારી છે સહી, નથી કર્યું પાણિગ્રહણ. ૪૬
પછી સોમસુત ઉચરે, મન ધરી પ્રેમ અપાર;
જો ભજે મુજને ભામિની, તો કરૂં અંગિકાર. ૪૭
ત્યારે ઇલા બોલી તતસમે, બુધ પ્રત્યે જોડી પાણ;
આજ્ઞા આપો મુજ પ્રત્યે, તે કરૂં વાયક પ્રમાણ. ૪૮

---

૪૮. ઇલા—સ્ત્રી થયેલો ઇલ રાજા. (જેને આ ગ્રંથમાં દંડ લખ્યો છે તે).

એવાં પ્રેમનાયક સાંભળી, મન હવે પ્રેમ અપાર;
પછે ઇલાને બુધે વરી, તે વન વિષે નિરધાર. ૪૯
પછે વિવિધ પ્રકારે ક્રીડા કરે, બુધ ઈલાશુ અવશ્યમેવ;
એક માસ જ્યારે વહી ગયો, ત્યારે નર હવો તતખેવ. ૫૦
રાય રોવા લાગ્યો અતિઘણું, નિજ નયણે આવ્યાં નીર;
મારા સેવક જન સહુ ક્યાં ગયા, હું તજીશ મારૂં શરીર. ૫૧
શશબિંદુ પુત્ર મારો, રાજ્ય કરેછે સહી ત્યાંય;
હું સેવક સેના વિના જઈ, કયમ શકું પુરની માંય. ૫૨
ત્યારે બુધ વદે ઇલા પ્રત્યે, એક વચન સાંભળ સોય;
પાષાણવૃષ્ટિએ સેવક તારા, અટવાયા સર્વ કોય. ૫૩
એક સંવત્સર મુજ પાસ રહે, પછે શુભ હશે નિરધાર;
એવું બુધતણું વાયક સુણી, રાય રહ્યો તેણે ઠાર. ૫૪
ઈલરાય પુરૂષ થઇ સુણે, બહુ ધર્મ નાના ભાત;
સ્ત્રી થાય તવ ક્રીડા કરે, અહોરાત્ર બુધ સંઘાત. ૫૫
નવ માસ એમ વહી ગયા, સુખ ભોગવતાં અનુદિન;
ત્યારે ઇલાએ સુત પ્રસવ્યો, એ પુરૂરવા રાજન. ૫૬
તન સમરપ્યો બુધને, જઇ પછે ઇલે તેણીવાર;
બુધપુત્રને અવલોકતાં, મન હવો હર્ષ અપાર. ૫૭
ત્યારે બુધે મન વિમાસી, દ્વિજ તેડ્યા તપનિધિ સોય;
પછે ચ્યવન આદિ અનેક ઋષિજન, આવિયા સર્વકોય. ૫૮
સુત ઇંદુ વાણી ઉચરે, તમે સાંભળો ઋષિરાય;
ઇલરાયનું જયમ દુઃખ ટળે, તે કરો શીઘ્ર ઉપાય. ૫૯
ઋષિ સરવકો બેઠા મળી, મન વિમાસે તે રાય;
એવે કર્દમઋષિજી પધાર્યા, મનમાંહે આશ્ચર્ય થાય. ૬૦
સન્માન દેઇ અર્ચા કરી, આનંદ પામ્યો સોય;
પછે કર્દમઋષિ એમ બોલિયા, મુનિ સાંભળો સર્વ કોય. ૬૧
મારા પુત્રને દુઃખ અતિઘણું, સહી દેહે અવશ્યમેવ;
તે દારૂણ દુઃખને ટાળવા, સમરથ શ્રીમહાદેવ. ૬૨
હયમેધ કરી શિવને યજુ, પ્રસન્ન હોય હરરાય;
દુઃખ તો સર્વ દેહનું ટળે, બીજો તો નથી ઉપાય. ૬૩

---

૬૦. કર્દમ–કર્દમ પ્રજાપતિ–ઇલના પિતા.

કર્દમતણાં વાચક સુણી, આનંદ પામ્યા બ્રહ્મ;
બુધ આશ્રમની પાસે કર્યો, અશ્વમેધનો આરંભ. ૬૪
યજ્ઞને અંતે સદાશિવ હવા, અતિ સંતુષ્ટમાન;
કહ્યું માગ કર્દમ શીઘ્ર થઇ, તને આપવું વરદાન. ૬૫
કર્દમઋષિ વળતા વદે, શિવતણે લાગી પાય;
મારા પુત્રનું દુઃખ ટાળિયે, કીજિયે પરમ કૃપાય. ૬૬
દુઃખ નિવારી ઇલરાયનું, શિવ હવા અંતરધ્યાન;
એક નગર ઉત્તમ વાસીને, ત્યાં જઈ રહ્યો રાજાન. ૬૭
અઘઓઘ દેહેથી નિવારે, હયમેધ કરતાં સાર;
તે માટે અશ્વમેધ કરવો, માનજો નિરધાર. ૬૮

ઉથલો.

માનજો નિરધાર એવી, રઘુવીરે વાણી કહી રે;
જનકુંવર કહે લક્ષ્મણ પ્રત્યે, શ્રીરામજી બોલ્યા સહી રે. ૬૮

---

## કડવું ૪૯ સું.

રાગ સારંગ.

વળતા વાચક વદે રામ જી, લક્ષ્મણ પ્રત્યે એહ જી;
હું તુજને કારજ કહું વેગે, તે આદરવું તેહ જી. ૧
વસિષ્ઠ આદિ લેઇ ઋષિરાજ, તેડાવો તે પર્મ જી;
નિગમતણા જે નિર્ણય આપે, નિત્ય પાળે ખટકર્મ જી. ૨

ઢાળ.

ખટકર્મ જે દ્વિજ આચરે, તેને તેડાવો નિરધાર;
સહુ અશ્વમાં પરીક્ષા કરી, કહે યજ્ઞનો તોખાર. ૩
પછે કિષ્કંધાથી તેડાવો, સુગ્રીવરાય મહંત;
વળી તેડાવો નલ નીલને, કેસરી જાંબવંત. ૪
દુર્મુખ દુર્ધર્ષ દધિમુખ, ઉલ્કામુખ જે હોય;
સંપાતિ સુષેણ પનસ શતબળી, તેડાવો સર્વે કોય. ૫
ગવાક્ષ ગજ ને ગંધમાદન, ગવય પવનકુમાર;
ઇંદ્રજાત અંગદ વિનત વેગે, તેડો તારાધિપ ને તાર, ૬

પદ્મ શંકુ ને નીલોછેદ, કુમુદ વિરાધ વીર;
ઋષભ શરભ ને દ્વિવિદ મયંદ, તેડાવો રણધીર. ૭
કપિગોત્ર જે તુજને કહ્યા, તેનાં બળ કહ્યાં નવ જાય;
એ સાથે કપિ સૌ તેડાવો, એમ કહે રાઘવરાય. ૮
રાક્ષસાધિપ જે વિભીષણ, લંકા વિષેથી આજ;
દળ સકળ સાથે તેડાવો, એમ વદે શ્રીમહારાજ. ૯
ભણનાર શાસ્ત્ર પુરાણના, તેને તેડાવો નિરધાર;
બહુ સૂત્રધારને તેડાવો, જે રચે મંડપ સાર. ૧૦
નૈમિષારણ્યમાં યજ્ઞની, રચના રચો તત્કાળ;
પૃથ્વી વિષેથી મહાપરાક્રમી, સહુ તેડાવો ભૂપાળ. ૧૧
કુમારિકા મુજ માત સાથે, મોકલો ત્યાં આજ;
સીતા કરો એક કનકની, દિક્ષા તે લે'વા કાજ. ૧૨
તલ જવ શર્કરા ધૃત સહિત, તાંદૂલ અનંત બહુ ભાત;
સુવર્ણના સમૂહ લેઇ, મોકલ્યા ભરત સંઘાત. ૧૩
એવાં રામનાં વાયક સુણી, આનંદ પામ્યા મન;
લખી પત્ર ચરને મોકલ્યો, પુરી કિષ્કંધા તતક્ષણ. ૧૪
પછે વિભીષણ તેડાવિયો, લંકાથકી નિરધાર;
પુર અયોધ્યા તે આવિયા, સંગ સેનનો નહિ પાર. ૧૫
દળ સકળ સાથે આવિયો, સુગ્રીવ મહારણધીર;
નિજ પાણ જોડી ચરણે લાગ્યો, વિનવ્યા શ્રીરઘુવીર. ૧૬
યજ્ઞનો અશ્વ મોકલ્યો, નૈમિષારણ્ય વિષે અવસ્યમેવ;
ધન અસંખ્ય લેઇને, ભરત સંચર્યો તતખેવ. ૧૭
જે જે સામગ્રી યજ્ઞની તે, મોકલી તેણે ઠામ;
સુમંત્ર મંત્રી સાથે લેઇને, સંચર્યા શ્રીરામ. ૧૮
પટતણાં ભુવન બહુ રચ્યાં, તેની શોભા કહી નવ જાય;
પોતાતણી સેના સહિત, રહેતા હવા સહી રાય. ૧૯
દશે દિશના નરપતિ મળ્યા, જે મહાબળિયા હોય;
તેને રહેવા સ્થાનક આપિયાં, ત્યાં જઇ રહ્યા સર્વ કોય. ૨૦
ગોમતીકેરા તટ વિષે, પટ ભુવન રચિયાં સાર;
ઋષિ સર્વ કો જઇ ત્યાં રહ્યા, મનધરી પ્રેમ અપાર. ૨૧
પછે વિભીષણ ઊચ્ચર્યા, સ્વામી શ્રીરાઘવરાય;

ઋષિ સર્વની તો આદરો, આજથી બહુ સેવાય. ૨૨
સુગ્રીવને શ્રીરામ કહેછે, મન ધરી પ્રેમ અપાર;
કો ક્ષુધાતુર આવે તેહને, આપજો અન્નઆહાર. ૨૩
પછે અશ્વ લાંથો મૂકિયો, પૂજા કરી મહારાજ;
બહુ સેનશુ લક્ષ્મણ ચઢ્યો, તે હયતણી રક્ષાકાજ. ૨૪
ત્યાંથકો હયવર સંચર્યો, રાઘવતણો તત્કાળ;
કો સુભટ બાંધી નવ શક્યા, આવી મળ્યા ભૂપાળ. ૨૫
હવે હોમ તવ કરતા હવા, જ્યમ કહ્યું સ્મૃતિ ને ન્યાય;
પછે પધાર્યા લવકુશશુ, વાલ્મીક તે ઋષિરાય. ૨૬
સનમાન સૌ દેતા હવા, ઋષિ પુંગવને તતખેવ;
વાલ્મીક શિષ્યશુ જઇ રહ્યા, ગોમતીતટ અવસ્યમેવ. ૨૭
રજની સમે લવકુશ પ્રત્યે, ઋષિ વદે વાયક નિદાન;
તમો પુત્ર કર વીણા ધરી, કરો રામચરિત્રનું ગાન. ૨૮
ઋષિ આગળ જઇ ગાજો તમો કે, સભા રાયની જ્યાંય;
કો આપે તે લેવું નહિ, એ રાખજો ચિત્તમાંય. ૨૯
એવી ઋષિતણી આજ્ઞા હવી, પછે હવો પ્રાતઃકાળ;
લવકુશ કર વીણા ધરી, માંડિયું ગાન રસાળ. ૩૦
રાગ તાન ને રંગ તાલ ને, ઝટ ઝમક સ્વરબંધ;
એમ ગાન બેઉ અદ્ભુત કરે, મુનિ પામિયા આનંદ. ૩૧
કો ઋષિ ફળ લવકુશને, આપતા હવા ત્યાં સોય;
એ ભક્ષ કરે સ્વર વાધશે, ત્યમ કાળે ક્ષય નવ હોય. ૩૨
તે રામચંદ્રે સાંભળ્યું, પછે તેડિયા બેઉ ભ્રાત;
રઘુવીરની આજ્ઞાથકી, ગાતા હવા સાક્ષાત. ૩૩
પે'લાં ચરિત્ર સીતાનું કહ્યું, લક્ષ્મણતણું જે હોય;
વળી રામનું પરાક્રમ કહ્યું, જે રાવણ હણિયો સોય. ૩૪
એણી પેરે રામકથા કહી, સભામાં તેણી વાર;
શ્રીરામે તે તો સાંભળી, ઉપન્યો હર્ષ અપાર. ૩૫
સભાજન સૌ કો મળી વદે, બેઉ બાળ દિવ્ય સ્વરૂપ;
એનાં અંકિત સઘળાં રામનાં, રામના સરખા ભૂપ. ૩૬

---

૩૬. અંકિત-(સામુદ્રિક) ચિન્હ.

શ્રીરામ કહે લવકુશ પ્રત્યે, તમો કવણના સુત હોય;
એ ચરિત્ર કોણે શીખવ્યાં, કહો કારણ મુજને સોય. ૩૭
લવકુશ કહે અમો શિષ્ય છું, વાલ્મીકના નિરધાર;
એ ચરિત્ર તેણે શીખવ્યાં, મન ધરી પ્રેમ અપાર. ૩૮
રામચરિત્ર ઋષિએ ભણાવિયાં, આદ્ય અંત્ય અવશ્યમેવ;
એવું ને વળી હશે સહી, તે શીખવ્યાં તતખેવ. ૩૯
વીશ વીશ સ્વર એક એક લેઇને, ગાતા હવા બે બાળ;
એણી પેરે રામકથા કહી, એ અધિક પરમ રસાળ. ૪૦
શ્રીરામ કહે મંત્રી પ્રત્યે, મન ધરી પ્રેમ અપાર;
સહસ્ર આપો સોનૈયા, બેઉ બાળને નિરધાર. ૪૧
વાલ્મીકની આજ્ઞાથકી, નવ ગ્રહ્યું કંઇ એક ધન;
નકાર મુખ કહેતા હવા, જાનકીકેરા તન. ૪૨
તવ જ્ઞાનદૃષ્ટે રામજીએ, વિમાસ્યું મન એહ;
એ પુત્ર બેઉ મારા ઘટે, તેમાં નહિ સંદેહ. ૪૩
પછે શત્રુઘન સુષેણ સુગ્રીવ, વિભીષણ જે હોય;
તે પ્રત્યે શ્રીરાઘવ વદે, તમો સાંભળો સર્વ કોય. ૪૪
હવે સુભટ ચારે સંચરો, વાલ્મીક મુનિવર જ્યાંય;
સીતા સંઘાતે ઋષિને, તમો તેડી આવો હ્યાંય. ૪૫
એક વચન મારૂં સાંભળો, જઇ કહેજો ઋષિને ઘેર;
જો ધીજ કરશે જાનકી તો, રાખવી મેં ઘેર. ૪૬
શ્રીરામની આજ્ઞાથકી, તે શીઘ્ર માર્ગ પળાય;
મહાનુભાવ ઋષિ વાલ્મીકને, જઈ ચર્ણે લાગ્યા પાય. ૪૭
સ્વામી રામની આજ્ઞાથકી, તમો પધારો સાક્ષાત;
વળી સંગ તેડો જાનકી, જે જગતકેરી માત. ૪૮
તમ પ્રત્યે રામે કહાવિયું તે, સાંભળો સ્વામી આજ;
જો દીવ્ય કરશે જનકાત્મજા, તો રાખશે મહારાજ. ૪૯
વાલ્મીક એવું સાંભળી, એમ ઊચર્યા નિરધાર;
જે કહેશે તે કરશે સહી, સાધવી સીતા નાર. ૫૦

---

૩૯. એવું ને વળી હશે—એ પ્રમાણે થશે. ૪૯. દીવ્ય—ધીજ. જનકાત્મજા—જનકપુત્રી—સીતા.

ઋષિતણાં વાયક સાંભળી, ગયા રામકેરે પાસ;
પ્રણામ કરી એમ ઉચર્યા, સાંભળો શ્રીઅવિનાશ. ૫૧
તમવાયક સંભળાવ્યાં સહી, વાલ્મીક ઋષિને એહ;
મુનિ વદે કરશે મૈથિલી, રામને ગમશે તેહ. ૫૨
પછે સભા કીધી વિસર્જન, શ્રીરાઘવે તતખેવ;
આપઆપણુ સ્થાનક વિષે, સૌ જઈ રહ્યા અવશ્યમેવ. ૫૩

ઉથલો.

જઈ રહ્યા અવશ્યમેવ ભાઇઓ, નિશા તે તો વહી ગઇ રે;
જનકુંવર કહે વળી પ્રભાતે, પ્રભુ સભામાં બેઠા સહી રે. ૫૪

---

## કડવું ૫૦ મું.

### રાગ આશાવરી.

રજની તે તો વહી ગઇ, પછે પ્રગટ થયો પ્રભાત રે;
સાક્ષાત રે, સભાતણી રચના કહી રે. ૧
સભામધ્ય ઋષિ આવિયા, જે જાણે તત્વજ્ઞાન રે;
અભિધાન રે, કહું તેનાં મુખ વિસ્તરી રે. ૨

ઢાળ.

અભિધાન તે કહું વિસ્તરી, જન સાંભળો સર્વ કોય;
વસિષ્ઠ વિશ્વામિત્ર ગૌતમ, ચ્યવન ઋષિ જે હોય. ૩
વળી અગસ્ત્ય અત્રિ અંગિરા, શકવરી ને શતાનંદ;
માર્કંડેય દુર્વાસા કપિલ ઋષિ, શૃંગી ને તૃણબિંદ. ૪
જમદગ્નિ ને યાજ્ઞવલ્ક્ય, મૌદ્‌ગલ્ય પરશુરામ;
ભરદ્વાજ ઋષિ વામદેવશુ, શ્રીનારદ હરિના ધામ. ૫
એ આદિ લેઇ ઋષિ સર્વ કો તે, મહાતપનિધિ હોય;
પ્રધાન ને નૃપ સભા મધ્યે, બેઠા જઇ સર્વ કોય. ૬
એવે વાલ્મીક ત્યાં પધાર્યા, સંગ જાનકી જગમાત;
જાણે બ્રહ્મા સાથે સરસ્વતી, એમ શોભતી સાક્ષાત. ૭
વાલ્મીક ઋષિ એમ ઉચરે, શ્રીરામશુ તેણી વાર;

---

૭, સરસ્વતી—બ્રહ્માની પુત્રી.

શ્રીરામ કહે લવકુશ પ્રત્યે, તમો કવણના સુત હોય;
એ ચરિત્ર કોણે શીખવ્યાં, કહો કારણ મુજને સોય. ૩૭
લવકુશ કહે અમો શિષ્ય છું, વાલ્મીકના નિરધાર;
એ ચરિત્ર તેણે શીખવ્યાં, મન ધરી પ્રેમ અપાર. ૩૮
રામચરિત્ર ઋષિએ ભણાવિયાં, આદ્ય અંત્ય અવશ્યમેવ;
એવું ને વળી હશે સહી, તે શીખવ્યાં તતખેવ. ૩૯
વીશ વીશ સ્વર એક એક લેઇને, ગાતા હવા એ બાળ;
એણી પેરે રામકથા કહી, એ અધિક પરમ રસાળ. ૪૦
શ્રીરામ કહે મંત્રી પ્રત્યે, મન ધરી પ્રેમ અપાર;
સહસ્ર આપો સોનૈયા, બેઉ બાળને નિરધાર. ૪૧
વાલ્મીકની આજ્ઞાથકી, નવ ગ્રહ્યું કંઇ એક ધન;
નકાર મુખ કહેતા હવા, જાનકીકેરા તન. ૪૨
તવ જ્ઞાનદૃષ્ટે રામજીએ, વિમાસ્યું મન એહ;
એ પુત્ર બેઉ મારા ઘટે, તેમાં નહિ સંદેહ. ૪૩
પછે શત્રુઘન સુષેણ સુગ્રીવ, વિભીષણ જે હોય;
તે પ્રત્યે શ્રીરાઘવ વદે, તમો સાંભળો સર્વ કોય. ૪૪
હવે સુભટ ચારે સંચરો, વાલ્મીક મુનિવર જ્યાંય;
સીતા સંઘાતે ઋષિને, તમો તેડી આવો ત્યાંય. ૪૫
એક વચન મારૂં સાંભળો, જઇ કહેજો ઋષિને ઘેર;
જો ધીજ કરશે જાનકી તો, રાખવી મેં ઘેર. ૪૬
શ્રીરામની આજ્ઞાથકી, તે શીઘ્ર માર્ગ પળાય;
મહાનુભાવ ઋષિ વાલ્મીકને, જઈ ચર્ણે લાગ્યા પાય. ૪૭
સ્વામી રામની આજ્ઞાથકી, તમો પધારો સાક્ષાત;
વળી સંગ તેડો જાનકી, જે જગતકેરી માત. ૪૮
તમ પ્રત્યે રામે કહાવિયું તે, સાંભળો સ્વામી આજ;
જો દીવ્ય કરશે જનકાત્મજા, તો રાખશે મહારાજ. ૪૯
વાલ્મીક એવું સાંભળી, એમ ઉચર્યા નિરધાર;
જે કહેશે તે કરશે સહી, સાધવી સીતા નાર. ૫૦

---

૩૯. એવું ને વળી હશે–એ પ્રમાણે થશે. ૪૯. દીવ્ય–ધીજ. જનકાત્મજા–જનકપુત્રી–સીતા.

ઋષિતણાં વાયક સાંભળી, ગયા રામકેરે પાસ;
પ્રણામ કરી એમ ઉચર્યા, સાંભળો શ્રીઅવિનાશ. ૫૧
તમવાયક સંભળાવ્યાં સહી, વાલ્મીક ઋષિને એહ;
મુનિ વદે કરશે મૈથિલી, રામને ગમશે તેહ. ૫૨
પછે સભા કીધી વિસર્જન, શ્રીરાઘવે તતખેવ;
આપઆપણુ સ્થાનક વિષે, સૌ જઈરહ્યા અવશ્યમેવ. ૫૩

ઉથલો.

જઈ રહ્યા અવશ્યમેવ ભાઇઓ, નિશા તે તો વહી ગઇ રે;
જનકુંવર કહે વળી પ્રભાતે, પ્રભુ સભામાં બેઠા સહી રે. ૫૪

---

## કડવું ૫૦ મું.

### રાગ આશાવરી.

રજની તે તો વહી ગઇ, પછે પ્રગટ થયો પ્રભાત રે;
સાક્ષાત રે, સભાતણી રચના કહી રે. ૧
સભામધ્ય ઋષિ આવિયા, જે જાણે તત્વજ્ઞાન રે;
અભિધાન રે, કહું તેનાં મુખ્ય વિસ્તરી રે. ૨

ઢાળ.

અભિધાન તે કહું વિસ્તરી, જન સાંભળો સર્વ કોય;
વસિષ્ઠ વિશ્વામિત્ર ગૌતમ, ચ્યવન ઋષિ જે હોય. ૩
વળી અગસ્ત્ય અત્રિ અંગિરા, શકવરી ને શતાનંદ;
માર્કંડેય દુર્વાસા કપિલ ઋષિ, શૃંગી ને તૃણબિંદ. ૪
જમદગ્નિ ને યાજ્ઞવલ્ક્ય, મૌદ્ગલ્ય પરશુરામ;
ભરદ્વાજ ઋષિ વામદેવજી, શ્રીનારદ હરિના ધામ. ૫
એ આદિ લેઇ ઋષિ સર્વ કો તે, મહાતપનિધિ હોય;
પ્રધાન ને નૃપ સભા મધ્યે, બેઠા જઇ સર્વ કોય. ૬
એવે વાલ્મીક ત્યાં પધાર્યા, સંગ જાનકી જગમાત;
જાણે બ્રહ્મા સાથે સરસ્વતી, એમ શોભતી સાક્ષાત. ૭
વાલ્મીક ઋષિ એમ ઉચરે, શ્રીરામજી તેણી વાર;

---

૭. સરસ્વતી—બ્રહ્માની પુત્રી.

મુજ મઠે રહેતી જાનકી એ, સતી મધ્યે સાર. ૮
નથી દોષ કાંઇ સીતા વિષે, સત્ય માનજો પ્રભુ સોય;
હું સત્યારથ સમ કરી કહું, તે સાંભળો સર્વ કોય. ૯
કંઇ દોષ સીતા વિષે સ્વામી, હોય જો લગાર;
તો પુણ્ય મારા જન્મનું, સૌ જજો સારોધાર. ૧૦
હું પુત્ર દશમો વરૂણનો, મુજ આયુષ પાર ન હોય;
કંઇ અસત્ય મુખ બોલ્યો નથી, સત્ય માનજો સર્વ કોય. ૧૧
વરસનાં વરસો અમે, તપ કર્યું વનમોઝાર;
જો અસત્ય હોયે જનકાત્મજા તો, તપ જજો નિરધાર. ૧૨
સીતાસમી કો સતી નહિ, ત્રૈલોક્ય મધ્યે આજ;
બે પુત્ર પ્રસવ્યા સીતાએ, લવકુશ એ મહારાજ. ૧૩
ઋષિતણાં વાચક સાંભળી, શ્રીરામ બોલ્યા એહ;
તમો વચન જે કહ્યાં સ્વામી, તેમાં નહિ સંદેહ. ૧૪
એ સીતા છે સાધવી સહી, તે લહુંછું મહારાજ;
મેં લોકના અપવાદથી, જાનકી કીધી ત્યાજ. ૧૫
આ અમર સાનિધ્ય લંકામાં, એને ધીજ કરાવ્યું પેર;
મુજ તાતની આજ્ઞાથકી, મૈથિલી રાખી ઘેર. ૧૬
એ પુત્ર બે મારા સહી, હું પામ્યો હર્ષ અપાર;
અપવાદ લૌકિક તો ટળે, જો ધીજ કરશે એ નાર. ૧૭
પછે બ્રહ્માને તો મુખ્ય કરી, સુર સર્વ આવ્યા ત્યાંય;
વળી ધીજ શું એ સીતાને, વિસ્મે થયા મનમાંય. ૧૮
ઉત્તરદિશા સામી રહી એ, જનકતનયા હોય;
અધોમુખે તવ સીતા વદે, જન સાંભળો સર્વ કોય. ૧૯
શ્રીરામ વિણ જો અન્ય પુરૂષને, ધર્યા ન હોય ચિત્ત સાથ;
તો આપ મારગ મેદિની, જોતાથકા રઘુનાથ. ૨૦
રઘુવીરકેરા ચર્ણથી, ચિત્ત ન ચળ્યું હોય લગાર;
તો આપ મારગ ધરા તું, જોતાં હેલામાત્ર મોઝાર. ૨૧

---

૧૮. વળી ધી૦—એક વાર અમારા સમક્ષ સીતાને ધીજ કરાવ્યુ છત વળી ફરીને આ ધીજ શાનું? એમ દેવ વિસ્મય પામ્યા. ૨૦. ધર્યા ન હોય—ધર્યા હોય. પ્ર. ૧–૩. માં છે, તેમ ૨૧ મી કડીમાં "ચિત્ત ન ચળ્યું" ને ઠામે "ચિત્ત ચળ્યું હોય" એવો પાઠ પ્ર. ૧–૩ માં છે, તે પ્રમાદજન્ય

તવ સિંહાસન ઉદે થયું, મહી વિષેથી તતકાળ;
તે વિષે બેશી જાનકી, પછે સંચર્યાં પાતાળ. ૨૨

ઉથલો.

પછે સંચર્યાં પાતાળે સીતા, સર્વ કો જોતાં સહી રે;
શ્રીરામજનકુંવર કહે, સૌ રહ્યા મુન્યપણું ગ્રહી રે. ૨૩

---

## કડવું ૫૧ મું.

### રાગ મલ્હાર.

સીતાજી મહીમાં સાંચર્યાં, જોતા તે રાઘવરાય રે;
એક મુહૂર્ત લગે મુન્ય કરી રહ્યા, કોણે મુખ નવ બોલ્યું જાય રે. ૧
કોના ગદગદ કંઠ થતા હવા, કોને નયણે આવ્યાં નીર રે;
કો મૂર્છાગત થઇને પડ્યા, મહારૂદન કરે રઘુવીર રે. ૨
કો એક કહે એ જાનકી, અતિ પામી શોક સંતાપ રે;
ગુણ સંભારી સીતાતણા, પ્રભુ ગાઢે કરે વિલાપ રે. ૩
શ્રીરામ કહે ધરણી પ્રત્યે, શોકે તન વ્યાકુળ થાય રે;
મને આપ સીતા તું મેદિની, હું લાગું તારે પાય રે. ૪
જો નહિ આપે તું જાનકી તો, જાય મારા પ્રાણ રે;
પછે રામ કહે સેવક પ્રત્યે, મુજ લાવ્ય ધનુષ્ય ને બાણ રે. ૫
આગે જનકતણા ભુવન વિષે, તુજથી સીતા ઉત્પન્ન રે;
તે તુજમાં લય પામી સતી, સૌ કો જોતાં મુનિજન રે. ૬
ત્યારે બ્રહ્મા કહે શ્રીરામને, સત્ય વાયક સાંભળો એહ રે;
એ સીતા તમભુવને રહી લક્ષ્મી, ધરી માનુષ દેહ રે. ૭

---

લાગે છે. કેમકે વાલ્મીકિ રામાયણમાં તે ઠેકાણે આ પ્રમાણે છેઃ—"જો હું રાઘવ રામચંદ્ર વિના બીજા પુરૂષનું મનથી પણ ચિંતન નથી કરતી એ સત્ય હોય તો માધવની પત્ની પૃથ્વીદેવીએ મને માર્ગ આપવો યોગ્ય છે. હું મન, કર્મ, અને વાણીવડે, રામનું પૂજન કરતી હોઉં, તો પૃથ્વીદેવી મને માગ આપો. હું રામ વિના બીજા પુરૂપને જાણુતી નથી, એ મારૂં કહેલું જો સત્ય હોય તો પૃથ્વીદેવી મને માર્ગ આપો."—વા. રા.

૭. એ ઇ૦—એ સીતા તે તમારે ઘેર માનુષદેહ ધારણ કરીને રહેલી લક્ષ્મી હતી.

તે સ્થાનક પોતાને ગઇ, સહી પોતી સ્વર્ગમોઝાર રે;
તમો વિષ્ણુ સ્વયં સહી રામજી, ધર્યો સપ્તમો અવતાર રે. ૮
વાલ્મીકે તમ ચરિત્ર કર્યું, આદ્ય અંત્ય લગી અવશ્યમેવ રે;
તે ભણાવ્યું લવકુશને, પ્રભુ સાંભળો તતખેવ રે. ૯
તે સુણતાં મહાસુખ પામશો, તનકેરો ટળશે શોક રે;
એવું કહી ધાતા સંચર્યા, પછે આવ્યા જ્યાં બ્રહ્મલોક રે. ૧૦
એક મુહૂર્તમાત્ર વિસ્મે થઇ રહ્યા, રાઘવ ચતુરસુજાણ રે;
તેણે સમે પૃથ્વીથકી, એક શબ્દ હવો નિરવાણ રે. ૧૧
શો કોપ કર્યો મુજ ઉપરે, તમે સાંભળો સત્ય વચન રે;
હવે સ્વપ્ન વિષે નથી પામવું, સીતાકેરૂં દરશન રે. ૧૨
બ્રહ્માએ તમને કહ્યું, વાલ્મીકકૃત રામાયણ રે;
ઋષિએ લવકુશને તે શીખવ્યું, અતિ આનંદે નિરવાણ રે. ૧૩
તમો ઉત્તરકાવ્ય જો સાંભળો તો, સર્વ ટળે સંદેહ રે;
જે હેત હતું સીતા વિષે, લવકુશને કરજો તેહ રે. ૧૪
રઘુપતિ એવું સાંભળી, પ્રભુ દુઃખ પામ્યા મનમાંય રે;
પછે ત્યાંથી વેગે સંચર્યા, આવ્યા યજ્ઞશાળા છે જ્યાંય રે. ૧૫
એમ કરતાં રજની વહી ગઇ, પછે પ્રગટચો પ્રાતઃકાળ રે;
વળી રામચંદ્રે તેડાવિયા, લવકુશ પોતાના બાળ રે. ૧૬
પછી લવકુશ પ્રત્યે બોલિયા, સ્વામી રાઘવરાય રે;
તમો ઉત્તરકાવ્ય મુજને કહો, ધરથકી સર્વ ઉપાય રે. ૧૭
એવું રામતણું વાયક સુણી, લવકુશે તેણીવાર રે;
પછે ઉત્તરકાવ્ય સર્વે કહ્યું, મન આણી પ્રેમ અપાર રે. ૧૮
તવ રામચંદ્રે તેણે સમે, ત્યાં યજ્ઞ સમાપ્તજ કીધ રે;
દાન અપરિમિત આપીને, સૌ ઋષિને આજ્ઞા દીધ રે. ૧૯
વળી માન દેઇ સર્વ રાયને, સહી વળાવ્યા નિજ દેશ રે;
ત્યાર પછી રામે કર્યો, પુર અયોધ્યા પ્રવેશ રે. ૨૦
ભુવન વિષે પ્રભુ આવિયા પણ, સુખ નહિ અંગ લગાર રે;
શ્રીરામ કહે સીતા વિના એ, મિથ્યા સૌ સંસાર રે. ૨૧
કો જ્ઞાની આ સંસારને, મન અસ્થિર જાણે જેમ રે;

---

૮. સ્વયં–પોતે. સપ્તમો–દશ અવતારમાંનો સાતમો.

શ્રીરામચંદ્ર સીતા વિના, સૌ મિથ્યા માને તેમ રે. ૨૨
કો શ્રીવંત ધનવર્જિત થયો, મનમાં દુઃખ પામે જેમ રે;
શ્રીરામચંદ્ર સીતા વિના, મનમાં દુઃખ પામે તેમ રે. ૨૩
કો સુભટ સંગ્રામ વિષે, આયુધ વિણ દુઃખ પામે જેમ રે;
શ્રીરામચંદ્ર સીતા વિના, મનમાં દુઃખ પામે તેમ રે. ૨૪
પછે મંત્રી કહે રાઘવ પ્રત્યે, મુજ વાયક સાંભળો રામ રે;
હોનાર પદારથ એ હવું, તમો ચિત્ત રાખવું ઠામ રે. ૨૫
રઘુનંદન એવું સાંભળી, મન ધીર ધર્યું તેણી વાર રે;
પછે ધર્મરાજ્ય કરતા હવા, પુર અયોધ્યા નિરધાર રે. ૨૬
નગર નિવાસી સર્વને, નહિ વ્યાધિ જરા ભય શોક રે;
દારિદ્ર ચિંતા દુઃખ વિના, સુખવંત સઘળા લોક રે. ૨૭
કો સ્વપ્ન વિષે બોલે નહિ, મુખ અસત્ય એક લગાર રે;
કો દુષ્ટ દુરાત્મા દુર્મતિ, તસ્કર નહિ નગર મોઝાર રે. ૨૮
સકળ રસ આપે મેદિની, ત્યાં માગ્યા વરસે મેહ રે;
વનસ્પતિ ફળી રહે સદા, સૌ લોક વિષે અતિ સ્નેહ રે. ૨૯
ત્યાં બ્રાહ્મણજન પાળે સહી, વેદતણાં જે કર્મ રે;
વળી વર્ણ અઢાર તજે નહિ, પોતાનો કુળધર્મ રે. ૩૦
ત્યાં નકુળ અહિ પાસે રમે, વનવ્યાઘ્ર સમિપે ગાય રે;
માંઝાર મૂષકને નવ હણે, તે રઘુપતિ ચરણ મહિમાય રે. ૩૧
એમ ધર્મરાજ્ય કરતા હવા, પ્રભુ આણી મન ઉલ્લાસ રે;
ત્યાર પૂઠે યજ્ઞ કર્યા ઘણા, કહે કુંવર હરિનો દાસ રે. ૩૨

---

૨૨. કોઇ૦–જેમ કોઇ જ્ઞાની આ સંસારને મનથી અસ્થિર જાણે છે, તેમ રામચંદ્ર પણ આ સંસારને સીતા વિના મિથ્યા માને છે. ૨૩. ધનવર્જિત–દ્રવ્ય વિનાનો. ૨૭. વ્યાધિ–'વૃદ્ધ' પ્ર. ૧ લી. જરા–વૃદ્ધાવસ્થા. ૨૮. દુરાત્મા–પાપી. ૩૧. નકુળ–નોળ. અહિ–સાપ. ૩૨. ઉલ્લાસ–'ઉલ્લાદ' પ્ર. ૩૭.

## કડવું પર મું.

### રાગ અંદોલ ગોડી.

સ્વામી એ, રઘુનંદન ત્યાં કરે રાજ્ય રે;
ત્યાગ કર્યાં રે દુઃખ સર્વનાં રે. ૧

### ઢાળ.

દુઃખ ત્યાગ કીધાં સર્વનાં, પુર અયોધ્યા મોઝાર;
બહુ યજ્ઞ જે રામે કર્યા, તેતણો કહું વિસ્તાર. ૨
ગોસવ વિષ્ણુયજ્ઞ ત્રીજો, માહેશ્વરી જે હોય;
વળી અશ્વમેધ ને અજામેધ, કરતા હવા પ્રભુ સોય. ૩
જે દિવસથી સીતા ગયાં, અવનિ વિષે નિરધાર;
તે દિવસથી રામે કર્યા, બહુ યજ્ઞ અતિશે સાર. ૪
દશસહસ્ત્ર એમ વર્ષ વહી ગયાં, કરે રાજ્ય અશરણશર્ણ;
બહુ ધર્મ આચરતાથકા, કૌશલ્યા પામ્યાં મર્ણ. ૫
કૌશલ્યા મૃત્યુ પામ્યાથકી, દુઃખ ધરે રાઘવરાય;
તવ ક્રીયાકર્મ કરતા હવા, જ્યમ કહ્યું સ્મૃતિ ને ન્યાય. ૬
રઘુવીર મનમાં દુઃખ ધરે, ગુણે કહી કહીને માત;
એમ દિવસ પંદર ગયા પછી, સુમિત્રા પામ્યાં પાત. ૭
તેની ક્રીયા તવ રામે કરી, પ્રભુ અબળ પામ્યા શોક;
દશ પાંચ દિવસ ગયા પછી, કૈકેયી ગયાં સુરલોક. ૮
તેનું કાર્ય યુક્તે જાળવ્યું, એ સ્વામી શ્રીરઘુવીર;
ત્રય માતના વિયોગથી, નિજ નયણે ભરિયાં નીર. ૯
પછે પ્રજા પાળે રામજી, મન ધરી ધીરજ સોય;
અયોધ્યા નગરી વિષે, દુઃખવંત નહિ તો કોય. ૧૦
ત્યારે યુધાજિતે રામને ત્યાં, મોકલ્યો વિપ્ર ઉદાર;
તે સાથે ભેટજ મોકલી, દશ સહસ્ત્ર જે તોખાર. ૧૧
રઘુનાથ તવ સામા ગયા, ઋષિને કર્યાં નમસ્કાર;
સનમાન દેઇને વિપ્રશું, આવ્યા ભુવન મોઝાર. ૧૨
શ્રીરામ કહે ભૂદેવને, નિજ હૃદે હર્ષ ન માય;

---

૩. ગોસવ—એ નામનો યજ્ઞ. ૬. ક્રિયાકર્મ-ઉત્તરક્રિયા.

મમ માતુલે તમો મોકલ્યા, તે કહો સર્વ ઉપાય. ૧૩
ઋષિરાય એવું સાંભળી, ઊચર્યા તેણીવાર;
ત્યાં કુશળ છે સ્વામી સર્વ કો, નિજ સ્વજન સૌ નિરધાર. ૧૪
પણ યુધાજિતે કહાવિયું, તમ પ્રત્યે એહ વચન;
હું વિસ્તારી તમને કહું, સાંભળો રઘુનંદન. ૧૫
એક સિંધુ દેશ વિષેય છે, શુભ ગ્રામકેરી જોડ;
ત્યાં રાજ્ય નિર્ભય કરે છે, ગાંધર્વ ત્રૈણ ક્રોડ. ૧૬
તેને જીતવા સમર્થ તમો, રઘુવીર ચતુરસુજાણ;
તમ વિના ત્યાં કોણે નવ ચાલે, રણ વિષે તેશુ પ્રાણ. ૧૭
એવું વિપ્રતું વાયક સુણી, મુખ ઊચર્યા શ્રીરામ;
આ ભરતસુત તેને જીતશે, રણ કરી મહાસંગ્રામ. ૧૮
ભરત એવું સાંભળી, આગળ કરી બેઉ બાળ;
બહુ સેન રાક્ષસ સંગ લેઈ, સંચર્યો તતકાળ. ૧૯
પંચ શબ્દ નિશાણુ ગડગડે. દળ સર્વ માર્ગ પળાય;
દિન પંદરમે ત્યાં ભરત ગયો, જ્યાં છે યુધાજિતરાય. ૨૦
તવ યુધાજિત સામો ગયો, આનંદ પામી મન;
પછે ભરતશુ રાય આવિયો, પોતાતણે ભુવન. ૨૧
પછે સ્વસ્થ થઇને ભરત ત્યાંથી, સંચર્યો નિરધાર;
ગંધર્વતણે પુર આવિયો, મન ધરી પ્રેમ અપાર. ૨૨
ત્રણ કોટિ ગંધર્વ આવિયા, રણ મહાસુભટ કહેવાય;
દળ અન્યોઅન્ય આવી મળ્યું, ત્યારે કુલાહલ બહુ થાય. ૨૩
પછે ઉભય દળબાણની ત્યાં, હોય વૃષ્ટિ અપાર;
બહુ અશ્વ ગજ રથ પદાતિ તે, પડે ભૂમિ મોઝાર. ૨૪
મહાયુદ્ધ ગંધર્વે કર્યું, સુભટે રહ્યું નવ જાય;
ત્યારે ભરત આવ્યો રણ વિષે, તેને ક્રોધ અંગ ન માય. ૨૫
કાળાસ્ત્ર ભરતે મૂકિયું, સંવર્તાસ્ત્ર બીજું સોય;
ત્રણ કોટિ ગાંધર્વ રણ વિષે, જોતાં હણ્યા સર્વ કોય. ૨૬

---

૧૩. ભૂદેવને-(યુધાજિતની ભેટ લેઇને આવેલા) બ્રાહ્મણને. ૧૭. પ્રાણ-બળ. ૨૪. ઉભય—બન્ને, દળબાણની—દળ ( સેના )નાં બાણની. પદાતિ-પાયદળ.

ભરતે રણમાં યુદ્ધ કરી, ગંધર્વ હણ્યા નિરધાર;
તે ભૂમિ પડતાં રાક્ષસે, તે સર્વ કીધા આહાર. ૨૭
ત્યારે ભરતની સેના વિષે, જય શબ્દ બોલે વાણ;
તે દેશમાં વરતી સહી, રાય ભરતકેરી આણ. ૨૮
તક્ષ ને પુષ્કળ પરાક્રમી, તે ભરતના બેઉ તન;
બે ગ્રામ વાસ્યાં મનોહર, આનંદ આણી મન. ૨૯
પુષ્કલતણું પુષ્કલાવત–પુર અધિક સુંદર હોય;
તક્ષશિલા સુત તક્ષનું, પુર માનજો સર્વ કોય. ૩૦
વર્ષ પાંચમે તે દેશમાંહે, વાશી વર્ણ અઢાર;
પછે ભરત ત્યાંથી આવિયો, પુર અયોધ્યા નિરધાર. ૩૧
ભરતે જઈ રઘુનાથને, કર્યું દંડવત્ પ્રણામ;
સૈ કારણ વિસ્તારી કહ્યું, આનંદ પામ્યા રામ. ૩૨

ઉથલો.

આનંદ પામ્યા રામ સુણતાં, તેમાં કંઈ સંદેહ નહિ રે;
જનકુંવર કહે લક્ષ્મણ પ્રત્યે, રઘુવીર મુખ બોલ્યા સહી રે. ૩૩

---

## કડવું ૫૩ મું.

### રાગ ધનાશ્રી.

શ્રીરામ એણી પેરે ઊચરે રે, સાંભળ લક્ષ્મણ આજ;
તારા પુત્રને આપું સહી રે, તું કહે ત્યાંનું રાજ. ૧
ચંદ્રકેતુ અંગદ જોધને રે, વેગે તેડો રે ત્યાંય;
એવું રામનું વાયક સુણી રે, ભરત બોલ્યો ત્યાંય. ૨

ઢાળ.

ત્યાં ભરત એણી પેરે ઊચરે, સાંભળો શ્રીમહારાજ;
ચંદ્રકેતુને આપો તમો, ચંદ્રદેશકેરૂં રાજ. ૩
શ્રીરામ કહે લક્ષ્મણતણો સુત, ચંદ્રકેતુ સુજાણ;
તેને ચંદ્રદેશનું રાજ્ય આપ્યું, માનજો નિરવાણ. ૪
લક્ષ્મણસુત તો સાંચર્યો, ચંદ્રદેશ છે જ્યાં સાર;
ત્યાંનું રાજ્ય આપી આવજો, વેગે માં થાયે વાર. ૫
લક્ષ્મણ એવું સાંભળી, સંપ્રદ થયો અવશ્યમેવ;

બહુ સેન સુતશુ ચંદ્રદેશ, વિષે ગયો તતખેવ. ૬
પછે રામે વિમાસ્યું મન વિષે, પુર અધિક સુંદર સાર;
ત્યાં રાજ્ય આપ્યું અંગદને, થઇ રહ્યો જયજયકાર. ૭
અંગદ સાથે ભરતને, મોકલ્યો રાઘવરાય;
તે અંગદીપુર આવિયો, ભરત ભડ જે કહેવાય. ૮
ત્યાં રહીને આવિયા, ભરત ને લક્ષ્મણ જેહ;
શ્રીરામને કારણ સહુ, કહેતા હવા ભડ એહ. ૯
હવે રાજ્ય શ્રીરાઘવ કરે, મન ધરી પ્રેમ અપાર;
તવ અજે પ્રેર્યો કાળને, પુર આવિયો ધરકાર. ૧૦
વેશ તાપસનો ધર્યો, લક્ષ્મણ પ્રત્યે કહે વાણ;
અતિબળતણો હું દૂત છું, રામને કરવું જાણ. ૧૧
લક્ષ્મણ જઇ રાઘવ પ્રત્યે કહે, સાંભળો મહારાજ;
સ્વામી દૂતકો અતિબળતણો, આવ્યો છે અહીં આજ. ૧૨
લક્ષ્મણતણું વાયક સુણી, પ્રભુ ઊચર્યા ક્ષણમાંય;
અતિબળતણા તો દૂતને, હવે તેડી આવો ત્યાંય. ૧૩
એવું સુણી લક્ષ્મણ સંચર્યો, આવ્યો ઋષિની પાસ;
સ્વામી પધારો ભુવન વિષે, પણ માંહીછે અવિનાશ. ૧૪
તાપસ ત્યાંયે આવિયો, રઘુવીરકેરે સંગ;
પછે વિવિધ પેરની વારતા, કરે મન ધરી ઉમંગ. ૧૫
તેણે સમે તે ઋષિ પ્રત્યે, ઊચર્યા રાઘવરાય;
તમો ભલે કામે આવિયા, એમ કહી પૂજ્યા પાય. ૧૬
ઋષિ કહે એક ગોષ્ટી છે, એકાંત તમશુ આજ;
કો આ ઠામે જો આવશે, તો મારજો મહારાજ. ૧૭
તમો દ્વાર જઇ લક્ષ્મણ રહો, એમ વદે શ્રીજગદીશ;
કો ગોષ્ટી કરતાં આવશે, તેનું છેદીશ શીશ. ૧૮
રઘુવીર પછે વદે વળતા, મન ધરી પ્રેમ અપાર;
અહીં કવણ અર્થે પધાર્યા, મુજને કહો નિરધાર. ૧૯

---

૯. કારણ—અર્થાત્ ત્યાં જે જે હકીકત બની તે. ૧૦. અજે—બ્રહ્માએ. ૧૧. અતિબળ—મૃત્યુ—યમરાજ. ૧૪. પણ—( કેમકેના અર્થમાં ). માંહી—ભુવનમાં. ૧૫. સંગ—પાસે.

કાળ તાપસ બોલિયો, તમો સાંભળો શ્રીરામ;
હું જ્યેષ્ઠ સુત છું તમારો, સહી કાળ મારું નામ. ૨૦
અજે તમને જે કહાવિયું, તે સઘળું કહેવા આજ;
સૌ દેવને કરુણા કરી, હવે પધારો મહારાજ. ૨૧
જેને અરથે અવતરિયા, મહાસુભટ બળિયા જેહ;
તેને હણ્યા તેહના મદશું, પૃથ્વીપતિ કહે બળિયા એહ. ૨૨
ભ્રાત બળિયા બે હણ્યા, મેદિની વિષે નિરધાર;
તવ ચર અચર ત્રૈલોક્ય વાસી, આનંદ્યો અપાર. ૨૩
ભૂભાર તમે ઉતારિયો, મન ગર્વ આણી ખેવ;
તેને મારવા તમો પ્રગટિયા, ભૂ વિષે દેવાધિદેવ. ૨૪
સર્વ કાર્ય કીધાં પ્રભુ તમો, હણ્યો લંકાધીશ;
હવે રક્ષા કરવી અમરની, ત્યાં પધારો જગદીશ. ૨૫
દ્વાદશ વરસતણી અવધ કરી, તમો તેણીવાર;
એવું કહીને મહીમંડળથી, નિજ ધામ કરો અંગિકાર. ૨૬
તે અવધ તો પૂરણ થઇ, સાંભળો શારંગપાણ;
એવું વાયક સુણીને, પ્રભુજી ઊચર્યા મુખ વાણ. ૨૭
બ્રહ્માએ જે કહાવિયાં તે, ગમ્યાં સત્ય વચન;
હવે દિવસ થોડે જાણજો, આવીશ નિજ આસન. ૨૮
વાણી મેં જે ઊચરી, માનજો સત્ય ઉપાય;
તેણે સમે દ્વારે આવિયા, દુર્વાસા ઋષિરાય. ૨૯
લક્ષ્મણ જઇ કહે રામને, ઊચર્યા આનંદ આણી મન;
એણે ક્ષણે મને રામનું, પમાડે દરશન. ૩૦
લક્ષ્મણ કહે કાંઇ કાર્ય માંહી છે, આજ ત્યાં શ્રીરામ;
એક મુહૂર્ત પછી દરશન હશે, ત્યાં કીજિયે વિશ્રામ. ૩૧
તવ દુર્વાસા ક્રોધે વદે, મુખ મૂકતા નિ:શ્વાસ;
રઘુનાથને મેળવ કે કરું, તુજ સહિત દેશનો નાશ. ૩૨
લક્ષ્મણ વિમાસે મન વિષે, હવે કરું કવણ ઉપાય;

---

૨૩. ચર—જંગમ—ચાલતાં પ્રાણી માત્ર. અચર—સ્થાવર. આનંદ્યો—(ત્રૈલોક્યવાસી ચર અને અચરનો સમુદાય.). ૨૬. દ્વાદશ વરસ—દેવનાં દ્વાદશ વરસ. ૨૮. નિજ આસન—પોતાના ધામમાં. ૨૯. સત્ય ઉપાય—સત્ય ઉપાય ૩૧. ૩૧ મુહૂર્ત—બે ઘડી.

સહી પ્રતિજ્ઞા રામે કરી, મેં જાણું કેયી પેરે થાય. ૩૩
સંભળાવતાં મન દેહ વિષે, સર્વથા હોયે ઘાત;
નહિ તો દુર્વાસા કરે સહી, પુર મધ્યે ઉત્પાત. ૩૪
ત્યાં જતાં મુજને ખીજશે, રાઘવ ધરી અતિ શોક;
તો ઉગરશે સૌ શાપથી, નગર નિવાસી લોક. ૩૫
એવું વિચારી લક્ષ્મણ ગયો, રઘુવીર કને તેણીવાર;
સ્વામી આવ્યા દુર્વાસા ઋષિ, મળવા રહ્યા છે દ્વાર. ૩૬
ત્યાં રામચંદ્રે કાળને, આજ્ઞા તત્ક્ષણ દીધ;
દ્વાર જઇ ઋષિરાજને, પ્રણામ પ્રેમે કીધ. ૩૭
બેઉ પાણ તવ સંપુટ કરી, ઊચર્યા રાઘવરાય;
શે કાર્યે સ્વામી પધાર્યા તે, કહો સર્વ ઉપાય. ૩૮
અત્રિસુત એમ ઊચરે, સાંભળો દેવાધિદેવ;
એક સહસ્ર વર્ષ મહાવર્ષ વિષે, મેં તપ કર્યાં અવશ્યમેવ. ૩૯
મને ક્ષુધા પીડે અતિ ઘણી, હું આવ્યો છું તમ દ્વાર;
હવે શીઘ્ર થઇને રામ મુજને, આપિયે કાંઇ આહાર. ૪૦
રઘુનાથ એવું સાંભળી, આનંદ પામ્યા મન;
સનમાન દેઇને મુનીશ્વરને, કરાવ્યાં ભોજન. ૪૧
પછે વિવિધ પેરે પૂજા રચી, સંતોષ પામ્યા પર્મ;
આજ્ઞા માગી અત્રિસુત, સંચર્યા નિજ આશ્રમ. ૪૨

ઉથલો.

સંચર્યા નિજ આશ્રમ ઋષિ, હરખ હૈડામાં ધરી રે;
જનકુંવર કહે રઘુવીર મનમાં, ચિંતા અતિ પામ્યા ખરી રે. ૪૩

---

## કડવું ૫૪ મું.

### રાગ અંદોલ.

સ્વામી દુર્વાસા ચાલ્યા, આનંદ આણી રે;
શારંગપાણિ મનમાં દુઃખ ધરે રે. ૧

---

૩૮. સંપુટ કરી—જોડીને. ૩૯. અત્રિસુત—દુર્વાસા. મહાવર્ષ વિષે—મોટી વૃષ્ટિમાં (રહીને). વાલ્મીકિ રામાયણમાં એમ છે કે "હજાર વર્ષના ઉપવાસનો નિયમ આજ સમાપ્ત કર્યો છે."

## ઢાળ.

શારંગપાણિ મન દુઃખ ધરે, નયણે વહે જળધાર;
મારી પ્રતિજ્ઞા નિષ્ફળ થઇ, હું કરૂં કવણ પ્રકાર. ૨
એ ભ્રાત લક્ષ્મણ પ્રાણવલ્લભ, દંડ ક્યમ દેવાય?
વિમાસતાં પોચે નહિ, દુઃખ ધરે રાઘવરાય. ૩
શોકે કરી શ્રીરામનો, સંતપ્ત થયો નિજ દેહ;
ત્યારે શીશ નામી ઊચર્યો, મહાસુભટ લક્ષ્મણ જેહ. ૪
સ્વામી પ્રતિજ્ઞા મેં તમારી, મિથ્યા કરી છે આજ;
મને દંડ વેગે દીજિયે, તે માટે શ્રીમહારાજ. ૫
લક્ષ્મણતણું વાયક સુણી, વસિષ્ઠ તેડિયા ત્યાંય;
તે કારણ રામે વિસ્તરીને, કહ્યું ત્યાં ક્ષણમાંય. ૬
વસિષ્ઠ વળતા ઉચરે, રઘુવીર તું અવિધાર;
જેની પ્રતિજ્ઞા મિથ્યા થઇ, ધિઃક પુરૂપ તે અવતાર. ૭
આગે પ્રતિજ્ઞા પાળવા, તમો જઇ વસ્યા મહાઅર્ણ;
તમ વચન મિથ્યા થાય તો, રહે ધર્મ કોને શર્ણ? ૮
જો ભ્રાતનું હિત લેખવી, કરશો પ્રતિજ્ઞા ફોક;
અપકીર્તિ નિશ્ચે પામશો, સૌ ધર્મ તજશે લોક. ૯
વસિષ્ઠનાં વાયક સુણી, એમ ઊચર્યા ભગવાન;
મારવો અથવા ત્યાગ કરવો, એ છે બેઉ સમાન. ૧૦
એવું કહી નિજ ભ્રાતનો, મન સ્નેહ ન આણ્યો લેશ;
લક્ષ્મણ ત્યાંથી શીઘ્ર થઇને, તજી જા મુજ દેશ. ૧૧
સુમિત્રાસુત તે સાંભળી, નિજ ભુવન આવ્યો ધીર;
સ્વજન સૌને મળી લક્ષ્મણ, ગયો સરયૂતીર; ૧૨
લક્ષ્મણ ત્યાં બેઠો તદા, વાયુ રોધ કરી નિરવાણ;
પછે સ્મર્ણ માંડયું રામનું, તજવાને અરથે પ્રાણ. ૧૩
સંકેત લહીને શચીપતિ ત્યાં, પધાર્યા તતક્ષણ;
લક્ષ્મણને સુર સર્વ દો, લેઈ ગયા સ્વર્ગ સદન. ૧૪
લક્ષ્મણતણી પૂજા કરી, અમરે મળી અવશ્યમેવ;
પછે ભરત પ્રત્યે રામજી, એમ ઉચર્યા તતખેવ. ૧૫

---

૩. પોચે નહિ—બુદ્ધિ પોહોચે નહિ.

લક્ષ્મણતણો પરીત્યાગ કરી, મેં ન રહેવું પુરમાંજ;
સુણ્ય ભરત તુંને સમરપ્યું, પુર અયોધ્યાનું રાજ. ૧૬
ત્યારે ભરત કહે તમ વિના ન રહું, યદ્યપિ સ્વર્ગ મોઝાર;
તમો જશો ત્યાં અમે આવવું, છેહ ન દેશો નિરધાર. ૧૭
લવકુશને અયોધ્યાતણું, તમો રાજ્ય આપો આજ;
હવે શત્રુઘ્નને શીઘ્ર થઇ, તેડાવિયે મહારાજ. ૧૮
ચર મોકલો મથુરા વિષે, પ્રભુ વચન બોલ્યા ત્યાંય;
અયોધ્યા તજી રાઘવ જશે, આવજો મળવા યાંય. ૧૯
પછે રામચંદ્રે અવંતી, લવને સમરપી એવ;
કુશને કુશાવતી આપી, ત્યાં મોકલ્યા અવશ્યમેવ. ૨૦
ચર શત્રુઘ્નશુ એમ વદે, તમો સાંભળો મહારાજ;
લક્ષ્મણને રામે કર્યા, નગરીથકી સહી ત્યાજ. ૨૧
રઘુનાથજી સહી જાયછે, તે માનજો નિરધાર;
તમો તેડ્યા મળવા કારણે, વેગે મ લાવો વાર. ૨૨
તે શત્રુઘ્ન ત્યાં સાંભળી, મુખ મુકિયો નિઃશ્વાસ;
સુબાહુ ને શત્રુઘાતી બેહુ, પુત્ર તેડ્યા પાસ. ૨૩
તેને દેશ વેંચી આપિયા, એમ વચન બોલ્યા પ્રેમ;
સુતો પ્રજા પ્રેમે પાળજો, ચાલજો માર્ગ સુધર્મ. ૨૪
શત્રુઘ્ન તવ ત્યાંથકી તે, શીઘ્ર માર્ગ પળાય;
પછે દિવસ થોડે આવિયા, જ્યાં હતા રાઘવરાય. ૨૫
જઇ શત્રુઘ્ને રઘુનાથજીને, વેગે કર્યું પ્રણામ;
ત્યારે આલિંગન નિજ ભ્રાતશુ, દેતા હવા શ્રીરામ. ૨૬
એવે પુરનિવાસી આવિયા, રઘુવીર બેઠા જ્યાંય;
મહારૂદન કરતા સર્વ કો, તે પડ્યા અવનીમાંય. ૨૭
તે સ્વસ્થ થઇ કહેતા હવા, પણ હ્રદે શોક ન માય;
તમો તજી અમને જાઓછો, અમો રહું કેયી પેરે જાય. ૨૮
કો ચર્ણ આગળ જઇ પડ્યા, લોટવા લાગ્યા ઘણું;
શ્રીરામ તમને નવ ઘટે એ, જવા ઇચ્છો અર્ણું. ૨૯
એવાં પ્રેમવાયક સાંભળી, એમ વદે રાઘવરાય;

---

૧૭. છેહ ઇ૦–"છેહ ન દેશો નિરધાર" પ્ર. ૧-૩. ૧૯. ચર—અનુ-ચર. ૨૨. વેગે-(મળવા કારણે તેડ્યા). મ લાવો વાર-વાર કરો નહિ.

મુજ પ્રત્યે તમો જે કહો, તે કરૂં શીઘ્ર ઉપાય. ૩૦
નગરનિવાસી તે વદે, સાંભળો શ્રીરઘુનાથ;
અમો સુતા વધૂ સ્ત્રી સંગે લેઇ, આવશું તમ સાથ. ૩૧
એવાં પ્રજાનાં વાયક સુણી, પ્રભુ હુવા અતિ રળિયાત;
તેણે સમે સુગ્રીવ આવિયો, કપિદળ બહુ સંઘાત. ૩૨
કપિરાજ તવ રાઘવ પ્રત્યે, એમ વદે નામી શીશ;
તમ સાથે સ્વામી આવશું, સત્ય માનજો જગદીશ. ૩૩
પવનસુત શ્રીરામશું, ઊચર્યો જોડી પાણ;
તમસંગ આવીશ સર્વથા, મુજ વાયક એહ પ્રમાણ. ૩૪
શ્રીરામ કહે અંજનીસુત, સુણ્ય કહું સત્ય ઉપાય;
મુજ સાથે તુજને આવતાં, મારૂં વાયક મિથ્યા થાય. ૩૫
મેં પૂર્વે વર આપ્યો તને, કૃપા કરીને જેહ;
મમ કીર્તિ રહે પૃથ્વી વિષે, ત્યાં લગે ધર તું દેહ. ૩૬
મારો વર સત્ય કરવા સહી, ભૂ વિષે રહે હનુમાન:
કપિ રહેશે કગ મૈંદ દ્વિવિદ જેણે, કર્યું છે અમૃત પાન. ૩૭
એવું કહી હનુમતને. મીછગ્યો શ્રીજગદીશ:
એવે વિભીષણ આવ્યો સહી, રાક્ષસતણો જે ઇશ. ૩૮
પછે વિભીષણે રઘુવીરને જઇ, કર્યું દંડપ્રણામ;
તમ સાથે સ્વામી આવવું, સત્ય માનજો શ્રીરામ. ૩૯
રઘુવીર વળતા ઉચરે, સાંભળો વિભીષણ ભ્રાત;
તું રાજ્ય કર લંકાતણું, નિરભેથકો સાક્ષાત. ૪૦
સૌ પ્રજા પ્રેમે પાળજે, ધર્મયુક્તશુ નિરધાર;
તું દિવસમાં મુજને હૃદે, સંભારજે એક વાર. ૪૧
એવું કહી સેવક પ્રત્યે, બોલિયા દેવાધિદેવ;
તમો પાત્ર અગ્નિહોત્રનાં, લઇ સંચરો અવશ્યમેવ. ૪૨

ઉથલો.

લેઇ સંચરો સૌ પાત્ર એવી, રઘુવીરે વાણી કહી રે;
જનકુંવર કહે શ્રીરામ તવ, ચાલવા સંમ્રદ થયા સહી રે. ૪૩

---

## કડવું ૫૫ મું.

### રાગ શોક રામગ્રી.

રામે મન નિશ્ચે કર્યો, હવે જાવું મેં આજ;
પીતાંબર અંગે ધરી રે, કર્યું ભુવન તે ત્યાજ. રામે૦ ૧
પ્રભુ ત્યાંથી ચાલ્યા સહી, ધર્યો દર્ભ એક પાણ;
કો સામું જોતા નથી રે, ન બોલે મુખ વાણ. રામે૦ ૨
દક્ષિણ ભાગે લજ્જા રહી, વામે લક્ષ્મી હોય;
મુખ આગ્રે ઉદ્યમ થયો રે, દીઠો રામે સોય. રામે૦ ૩
ધનુષ્ય બાણ ચાલ્યાં સહી, ધરી મનુષ્યની કાય;
વેદ ચારે વિપ્ર થઇ રે, તે તો સંગ પળાય, રામે૦ ૪
અંતેવરી સૌ સંચરી, દાસી જન સાથ;
ભરત શત્રુઘ્ન સંગે છે રે, ત્રીજો કપિનો નાથ. રામે૦ ૫
પ્રધાન પુરોહિત આદિ લેઇ રે, બળિયા જે હોય;
પુરવાસી પરિવારશું રે, ચાલ્યા તે સર્વ કોય. રામે૦ ૬
વસ્ત્ર નૌતમ પે'રિયાં રે, પુરૂપ ને સૌ નાર;
આર્ત ભેદ સૌને ઉપન્યો રે, જાવા સ્વર્ગ મોઝાર. રામે૦ ૭
અયોધ્યાથી અર્ધ જોજન, આવ્યા રામ રણધીર;
પદ્મયોનિ પધારિયા રે, સુર સર્વશું સરયૂતીર. રામે૦ ૮
બ્રહ્માજી મુખ એમ વદે, પધારો પ્રભુ એવ;
કુસુમવૃષ્ટિ કરી રામને રે, વધાવો સૌ દેવ. રામે૦ ૯
સ્વર્ગદ્વાર સૌ ઉઘડ્યાં, વાગ્યાં અમર નિ:સાણ;
એવે અપરમિત ઉદે થયાં રે, ત્યાં દિવ્ય વિમાન. રામે૦ ૧૦
ધાતાએ બહુ સ્તુતિ કરી, રઘુપતિ ધન્ય ધન્ય;
હવે વેગે કરી પાવન કરો રે, મમ બ્રહ્મસદન. રામે. ૧૧
અપ્સરા નૃત્ય કરતી હવી, ગાંધર્વ ગુણ ગાય;
જયજયકાર વરતી રહ્યો, સુગંધ મારૂત વાય. રામે. ૧૨
તેણે સમે સરયૂ વિષે, કર્યો રામે પ્રવેશ;
સાંપડ્યા સુર સર્વશું રે, ચાલ્યા આદિ દેવેશ. રામે. ૧૩

---

૫. અંતેવરી—અંત:પુરની દાસીઓ. ૭. આર્તભેદ(?)—૮ પદ્મયોનિ—બ્રહ્મા.

અમરે અરચ્યા વિષ્ણુને, તવ આનંદ અતિ આણ;
જયજયકાર ત્યાં થયો રે, પુષ્પવૃષ્ટિ પ્રમાણ. રામે. ૧૪
દક્ષિણ પાસે જમની નગરી, અવલોકિયું મહારાજ;
પાપિષ્ઠ જંતુ ઉદ્ધાર પામ્યા, નર્કથી થયા ત્યાજ. રામે. ૧૫
યક્ષ ગંધર્વ લોક જોતાં, અમરગણ સર્વ સાથ;
ઈંદ્રાદિક સર્વ દેવ સ્તવે ને, જયજય વૈકુંઠનાથ. રામે. ૧૬
બ્રહ્મા કહે અમર લોક પાવન, કીજિયે અવિનાશ;
ઈંદ્ર અનુચર થઇ તેડે, પરમાનંદ પ્રકાશ. રામે. ૧૭

---

## કડવું ૫૬ મું.

### રાગ ધનાશ્રી.

સપ્તમો અવતાર ધરી શ્રીરામ જી, અવતરી કીધાં સુરનાં કામ જી;
પછે પોતે ગ્રહ્યું નિજ ધામ જી, દુષ્ટ દશાનનનો ફેડી ઠામ જી ૧

### ઢાળ.

દુષ્ટ દશાનનનો ઠામ ફેડયો, કુંભકર્ણ ભ્રાત સહિત;
ધર્મ સ્થાપન દુષ્ટ ઉત્થાપન, પાપ પુણ્ય રહિત. ૨
લાગે ન વળગે કાંઇ પ્રભુને, જગત હિત અવતાર;
શેષશાયી રમા જે લક્ષ્મી, જ્યમ છે ત્યમ ઝળકાર. ૩
સીતા રૂપ લક્ષ્મીમાં મેળી, ને લક્ષ્મણ લય શેષ નાગ;
ક્ષીર સમુદ્ર વૈકુંઠવાશી, નિર્ગુણ દ્વેષ નહિ રાગ. ૪
સુરકામ કીધાં દુષ્ટ દંડ દીધા. લાગે નહિ વિકાર;
વળી દ્વાપર અંતે અવતરશે, યદુકુળ વિષે અવતાર. ૫
એક કોટિ રામચરિત્ર અગણિત, વાલ્મીકકૃત સંબંધ;
તેમાં એક ચરિત્રની કથા અદ્દભુત, સંપૂર્ણ થયો પ્રબંધ. ૬
અયોધ્યા આર્ણિક કિષ્કિંધા, સુંદર ને યુદ્ધકાંડ;
ઉત્તરકાંડ સહિત ખટ જાણો, ના'ણો મનસા માંડ. ૭
સાચો રસ રામાયણ પીતાં, ઉતરિયે ભવપાર;
અયોધ્યાકાંડ સંબંધી કથાનો, જો થયો વિસ્તાર. ૮
દશરથગૃહે અવતાર લીધો, ને ચિત્રકૂટ કીધો વાસ;

---

૪. ક્ષીર-'રવિ' પાઠાંતર. ૭. અયોધ્યા ઇ૦-બાળકાંડ ને અયોધ્યાકાંડ સેગો ગણી લીધો, માટે ૭ કાંડ કહ્યા છે. ના'ણો-ન આણો.

વિરોધ કીધો ચૌદ સહસ્રનો, આરણ્યકકાંડે નાશ. ૯
સીતાહરણ જટાયુ ઉદ્ધારણ, ને ભીલડીનાં બોર;
હણ્યું રિષ્ટ પરમ પદ પોં'ચાડી, તારી કર્મ કઠોર. ૧૦
સુગ્રીવશુ મૈત્રી કરીને, હણ્યો વાનર વાલ;
સૂતા પંખી સંપાતિશુ, શોધી સીતાની ભાળ. ૧૧
એટલી કથા કિષ્કિંધા મધ્યે, સુંદર મધ્યે શું કીધું;
હનુમાન શોધ જોઇને આવ્યો, લંકા લગાડી દીધું. ૧૨
સાગરપાજ બાંધીને અંગદ, વિષ્ટી કરીને આવ્યો;
સુંદરકાંડ મધ્યે કથા કહેવાણી, હવે યુદ્ધકાંડ પ્રસ્તાવ્યો. ૧૩
રાવણ કુંભકર્ણ હણ્યા ને, સીતાને ધીજ કરાવી;
દશરથે આવી સાક્ષ પૂરી, પછે અયોધ્યા પ્રભુ આવી- ૧૪
રાજ્ય પોતાનું અંગી કીધું, યુદ્ધકાંડ માંહે એટલી;
હવે ઉત્તરકાંડે પ્રશ્ન પૂછ્યાં પોતે, અગસ્ત્યે કહી તેટલી. ૧૫
રાવણ કુંભકર્ણ ને ઇંદ્રજિત, વળી કુટુંબ સર્વ ઉત્પત્ય;
પરાક્રમ પ્રૌઢાં કહ્યાં તેહનાં, જે કીધાં અરિષ્ટ અનીત. ૧૬
લવણ દૈત્ય શત્રુઘ્ને માર્યો, શ્વાન ન્યાય ચૂકાવ્યો;
કાળ રામ એકાંત મધ્યે, ત્યાં દુર્વાસા ઋષિ આવ્યો. ૧૭
લક્ષ્મણને દેશવટો દીધો, ને નિજ ધામ ગયા મહારાજ;
સત્ય સનાતન ધર્મપાળક, કરે સુરનાં કાજ. ૧૮
ખટકાંડ મળી રામાયણ પૂરણ, કર્તા શ્રીગોવિંદ;
ગાયસુણે ચિત્તભાવ આણી, તે પામે પરમાનંદ. ૧૯
અડસઠ તીરથ નાહ્યાનું ફળ, એ ગાતાં સુણતાં હોય;
વિવિધ તાપ લાગે નહિ ને, જન્મ મરણ ભય નવ હોય. ૨૦
સંવત પંદર પંચોતરે, શુક્લ પક્ષ કાર્તિક માસ;
પંચમી તિથિ બુધવાસરે, પૂર્ણ ગ્રંથ ઇતિહાસ. ૨૧
ઉત્તરકાંડ સંપૂર્ણ સુણતાં, ઉપજે મન ઉલ્લાસ;
કરજોડી ભાલણ સુત વિનવે, નિજ સેવક વિષ્ણુદાસ. ૨૨

**રામાયણ–સમાપ્ત.**

---

૧૩. પ્રસ્તાવ્યો—વિસ્તાર્યો. ૧૫. અંગી કીધું–અંગીકાર કર્યું. ૧૬. અનીત–અનીતિ.